# રાતો ગુલાબ.



## એક વારતા.



( ઇંગ્રેજી ઉપરથી )

બનાવનાર


**મરહુમ બહમનજી નવરોજજી કાબરાજી,**

'ફુરસદ' તથા 'નવરાસ'ના અધીપતી; 'પાકીજેહ પ્યાર,' 'ફરાંમર્ઝ,' 'કાચા કાનની ખરાબી,' 'જુગાર,' 'ગામરેની ગોરી,' 'ભોલી ગુલ,' 'દોરંગી દુન્યાં,' 'કલજુગ,' 'બાપના શ્રાપ,' 'નુરે નેકી,' 'બાગે બેહેસ્ત,' 'વફા પર જફા,' 'અંધારી રાત્રે મગ કાલા,' 'બેહેરા બેહેલાકાકા,' 'સુખલાજીનાં સંકટો,' 'ભુલો પડેલો ભીમભાઈ,' 'બનવા કાળ,' 'પરણીની હાય,' 'કોર દીલ,' 'સોનેરી જંજીર,' 'ગલાં પર છરી,' 'દોરંગી દુન્યાં,' 'કાવલાની કાંહાંણી,' 'શીરીનનાં સંકટ,' 'દીલજંગ દલેર,' 'સીપાહ બચ્ચાની સજજની,' 'ધીરજનું ધન,' 'સંસાર,' 'એક પથ્થરના પ્રતાપ,' 'રસીક વારતા સંગ્રહ,' 'ભુલનો ભોગ,' 'એક પરણેતરનો પ્યાર-પઇસા!' 'તડકાંમા વાદલી,' 'બેદીલ કે બેવફા?' 'કોણ સરસ-વાહુરયાની વાંલુ કે પટેલની પીલુ?' 'વમળમાં કમળ,' 'દીલસોઝ કે દીલબર,' 'સંકટની સુલમાં ફસેલું ફુલ,' 'મીઠું કે જુઠું?' 'જાલ જુગારીની જર,' 'પડતો પર પચાસ,' 'ભાઇ કે કસાઇ,' 'ઓરત,' 'રાજાના મેહેલમાં,' 'નીના,' 'લીલી સુક્કી,' 'જી-રોજી,' 'જુવાની દીવાની,' 'ચોરીયાસીના ચકરાવામાં,' 'કુમી કલાંટ,' 'અદેખી આંખો', 'લખ્યા લેખ,' 'ખોટી ખેતી,' 'મીઠી માસીની મેહેરાં,' વીગેરેના

કરતા.


---


૧૯૩૧



આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ કૅપટન પ્રીંટીંગ વર્કસ,
નં૦ ૪૧H, લાલબાગ, પરેલ, મુંબઇ મધે મી૦ રૂસ્તમજી ડોશાભાઇ શરાફે
છાપ્યું છે,
અને
મીસીસ જરબાંનુ બહમનજી કાબરાજીએ "વૅસ્ટ વ્યુ," વોડ હાઉસ રોડ, કોલાબા,
મુંબઇ મધેથી પ્રગટ કર્યું છે.





"But what strange art, what magic can dispose
The troubled mind to change its native woes?
Or lead us, willing, from ourselves to see
Others more wretched—more undone than we?
This books can do: nor this alone; they give
New views to life, and teach us how to live;
They soothe the grieved—the stubborn they chastise,
Fools they admonish, and confirm the wise.
Their aid they yield to all; they never shun
The man of sorrow, nor the wretch undone;
Unlike the hard, the selfish and the proud,
They fly not sullen from the suppliant crowd;
Nor tell to various people various things,
But show to Subjects what they show to Kings."



# ખુલાસાના બે બોલ.



શોખીન વાંચનારી આલમની મુબારક ખીદમતમાં મશહુર લેખક બહમનજી કાબરાજીએ લખેલી આ મોટી ને દીલપઝીર વારતા "રાતો ગુલાબ" પેશ કરતાં હું ને માહરાં માતાજી મીસીસ કાબરાજી ખુશીનો નહીં તો સંતોષનોજ એક દમ ભરીએ છીએ.

એ વારતા નવી નથી. "ફુરસદ" ચોપાન્યાંમાં આવતી કાબરાજીની કલમથી લખાયલી ચાલુ વારતાઓ માટેની અચુક લોક પસંદગીની ઇર્ષા ઉપજાવા જોગ ફત્તેહથી ઉલટ અને ઉત્તેજન પાંમી એ મરહુમ નરે "ફુરસદ" જોડે "નવરાસ" ચોપાન્યાંને બી જનમ આપી પરવરતાવ્યું હતું, કે જે ચોપાન્યું એ કાબેલ કલમની ટુકડે ટુકડે લખાતી આવતી ફકત એકજ સીરીયલ (ચાલુ વારતા)પર નીભતું, જીવતું ને વીસ વરસ વેર આબાદ થતું રહ્યું હતું. એ દાહેકાનાં એ દરમ્યાંન "ગુલમાં ફુલ"ની વારતાથી શુભ મંડાણ માંડી "નવરાસે" "જુવાંની દીવાંની"ની છેલ્લી ને શીરોજગર વારતા સુધી એકેકથી એકેક સરસ ફક્કડબસ વારતાઓનો એક અનુપમ રૅકર્ડ ગુજરાતી સાહિત્યને ફાલે મગરૂરીથી નોંધાવેલો સેહેલ યાદ કરી શકાશે. એ મુજબ "રાતો ગુલાબ"ની મોટી વારતા પણ "નવરાસ"ની કટારોમાં સત્તર વરસની વાત પર કટકે કટકે પ્રગટ થઇ હતી જે આજે અમો પુસ્તકરૂપે બાહેર પાડવાની રજા ચાહીએ છીએ, અને તે તેનાં નવીન સ્વરૂપમાં કાબરાજીની બીજી વારતાઓ પેઠે કોઇ પણ વાંચનારાંઓને, એક પણ અપવાદ સીવાય, નાઉમેદ કરવાની નથી એ વાતની ખાત્રી આપ્યે છીએ. ચાર વરસના લાંબા અરસા દરમ્યાંન એક વારતા, વાંચનારાંઓની મોટી ઉલટ અને વખાંણ વચ્ચે, ચાલે અને તે ચાર વરસ વેર હજારો શોખીન વાંચનારાંઓનાં મન પર કાબુ ધરાવી પોતાની પડખે લોહચુંબકની માફક તેમને ખેંચી જવાની શકતી જાળવી શકે તે વારતા લખનારની કલમમાં કાંઇ સારૂં ને સંગીન હોવુંજ જોઇએ એ કોઇ બી સમજી શકશે.

મગર "રાતા ગુલાબ"ની વારતાએ તો તે વેળા અવધીજ કરી. જોકે મરહુમની એક નાથલી બી વારતા નબલી ઉતરે કે કાચી પડે એવું નહીં છતાં એ મનોરંજક વારતા લખાઇ ત્યારે તેણે મોટું "સેનઝેશન" કર્યું, અને એક મોટી વાંચનારી કદરસનાસ આલમની કુરબાનીનાં વગર માંગવે લખાઈ આવેલાં સીફારીસ પત્રોનો ઢગ આવી પડયો, કે જે ઉમંગી વાંચનારાંઓ, વાંચણનો ગમે

એવો મોટો હીસ્સો હર અંકમાં તેમને મળતો રહેતો છતાં, ધરાતાં નહીં, અને બીજા અંક અને હફતાની તલબગારીમાં જાણે તણાઇજ તુટતાં! પરીણામમાં, "રાતો ગુલાબ" શોખીન વાંચનારાંઓની એટલી બધી પ્રસંશા પાંમી કે તે પુરી થવા આગમચ "નવરાસ"ની તમામ ફાઇલો ખપી ગઇ, અને એવડાં ને ત્રેવડાં દામે સેકન્ડ હન્ડ ને ફાટી તુટી ફાઇલો વેચાતી રહી, કે જ્યારે સીલકમાં અમારાં ઘરના ખાનગી સંગ્રહ માટે પણ એક બી નકલ અમો ફાજલ રાખી શક્યાં ન હતાં! તે પછીથી એ વારતાની ચાલુ માંગણી થતી રહી હતી, પણ અમારી પાસ એક બી નકલ ન હોવાથી ઘણાંક ગ્રાહકોને નાસીપાસ કરવાની ફરજ થઇ પડી.

હાલમાં, ઘણેક વરસે, રંગુનના એક ગ્રહસ્થ પાસે અમો "રાતો ગુલાબ"ની એક નકલ મેળવવા પામ્યાં અને તે વારતા અમને વેચતાં તે ગ્રહસ્થે એ વારતાની તારીફમાં જે લખ્યું છે તે કોઇ બી લેખકને મગરૂર કરે એવુંજ છે. અમો એ મુશકીલથી હાથ આવેલી નકલ વેચવા માંગતાં ન હતાં અને તેથી રૂ. ૪૦નું મોટું દામ જાહેર ખબરમાં લખ્યું, તો બીજેજ દીને એક પારસી ગ્રહસ્થનો ઑરડર આવ્યો; અને જો કે રૂ. ૨૦૦નાં પુસ્તકો તેઓ તે એકજ ઑરડરમાં સાથે મંગાવતા હતા તોબી તે માંહેલી એક શરત એ હતી કે 'રાતો ગુલાબ' તેમને મોકલવામાં આવે તોજ તે બાકીનાં બધાં પુસ્તકો ખરીદવા તે ગ્રહસ્થ બંધાતા હતા!

અને, ત્યારે, લોક માંગણી એ વારતા માટે એવી ઓસ્તવાર જોઇ એ અતીઘણી મોટી વારતા છપાવવાનો જોખમ ખેડવાનું અમોએ નકકી કરયું. જોખમ ખેડવાનું હું લખુંછું ત્યારે એ વારતાની ફત્તેહને માટે અમો જરા પણ શંકાશીલ હતાં એમ કેહવા હું માંગતી નથી. લેશ નહી. મગર વારતા એટલી મોટી હતી કે તેની છપામણી પરજ ચારથી પાંચ હજારનો ગંજાવર ખરચ અડસતવામાં આવતો હતો અને તેટલો મોટો ખરચ આ અતી ઘણા દબાતા ને જીંદગીમાં કદી નહીં સાંભળેલા મંદીના ટાઇમમાં કરવા લાયક છે કે નહીં તે એક સવાલ હતો. સુપ્રસિધ્ધ પેપરો "સાંજ વર્તમાન" અને "કયસરે હીન્દ"ના દુરઅંદેશ માલેકોએ વટીક એ મોટો સાહસ હાલના બુરા ટાઇમને લીધે પડતો મેળવા અથવા બે વરસ મુલતવી રાખવા દોસ્તીની દીલસોઝીથી અમારી ભલાઇમાં પ્રમાણીક સલ્લાહ આપી હતી, કેમજે રૂ. ૧૨ની કીંમતની વારતાની ચોપડીની એક બી નકલ હાલમાં ખપે એ માટે એ દાનેશમંદ સાહેબો શકમંદ હતા. જણાવવાને તેથી અતી ઘણી ખુશાલી અને મગરૂરી ઉપજે છે કે કશી બી ધમધમાતભરી જાહેર ખબરની ચાપલુસી કે એક બી પેપરવાલા

સાહેબના એકાદ નાધલા ફકરા વટીકના ટેકા વગર અમારી એક સાદી લખાવત ને જાહેરાતના જવાબમાં એ ૪,૦૦૦ રૂપીઆની ગંજાવર રકમ કવર કરી શકાય એટલાં ગ્રાહકોનાં મુબારક નામ, વારતા પ્રેસમાં છપાવા જઇ શકે તે આગમચ, નોધાઈ ચુકયાં છે; જે અમારે અમારા જાનોજીગર વડીલની એક ફતેહમંદ કલમકશ તરીકેની કીર્તી માટે અતી ઘણું મુબારકબાદી લેવાજોગ છે.

રૂ. ૧૨ની કીંમત એક ગુજરાતી નૉવેલ માટે—અગત કરીને આવા પૈસાના તંગ વખતમાં—ભારી છે, પણ જેઓ "રાતા ગુલાબ"ના દીલઉશકેરનારા તેટલાજ દીલપઝીર સફાઓમાં સેહેલ કરશે તેઓ જોઈ શકશે કે અંદરની અસલ મીરાસ એવી સો ટચનાં સોનાં જેવી છે કે તેના મુકાબલામાં તેની કીંમત ખરેખર તો મોંઘી નથીજ. સાધારણ વારતાઓ જ્યારે સોથી બસો પાનાંની થાય છે, ત્યારે આ વારતા ૧,૨૦૦ પાનાંની છે એ બી વાંચનારાં સાહેબોએ ભુલી જવું નથી; અને ત્યારે છ થી આંઠ ઘણું વાંચન સાધારણ વારતા કરતાં આમાં વાંચવાનું મળશે, અને તે બી એક **માસ્તર પેન** લેખાતી મનને વશ કરનારી માનીતી કલમથી!

મરહુમ કાબરાજીની વારતાઓ—અને એક કદમ આગળ નાટકો પણ—પોતે પોતાનીજ સીફારીસ રજુ કરતાં રહયાં છે અને માંગી તાંગીને એવી કોઇ પણ સીફારીસ મેળવવા કે મોટી ખરચાલુ જાહેર ખબરોના ધમધમાતમાં આશરો શોાહધવાની દયાળુ ખુદાની બક્ષેશથી કોઇ જરૂરજ રહી કે રહેતી નથી. તમારી ચીજમાં સંગીનતા હોય તો પ્રબળ લોક મત પોતાની વખાંણથી તમને નવાજ્યા ને કદર કરયા વગર રહેજ નહીં એ મરહુમની માન્યતા હતી અને તેજ મકસદના વીચારને તેઓએ આ પુસ્તકમાં લપેટી લઈને જાહેર કીધા છે તેજ અત્રે ઉતારી લીધેલા વધુ પ્રસંગોપાત થઇ પડશે. એઓ લખે છે કે:—" એજ ખરી મોજ છે. માંગી તાંગીને મત મેળવવા ને તે પેપરોમાં તાંઉં તાંઉં કરાવી પોતાની વાહવાહ પોતેજ પુકરાવવી એમાં માહરાં મનથી સદકીર્તી એકે નથી. સમજદાર લોકોને એ જાતનાં હંબગો સમજી જતાં કશો વીલંબ થતો નથી. પોતાની જાહેર ખબરોમાં ચીસચીસારા પાડીને પોતાની તારીફ કરવાવાલા ઉજબખો અને બીજા પોતાના વધતા ઓછા ઓશીઆલા હોય એવા ભુખરીઓ પાસ કાલાવાલાથી પોતાની તારીફનાં લાબાં લટાક માખન્યાં સંભાષણ ચીતરાવનારા ચકમોને લાગતુંજ કેમ ન હશે કે તેઓ તેમની એ જાતની છેતરપીન્ડીથી એક ટુંક ભંનડોલ્યા વર્ગને કદાચ છેતરી આડે માર્ગે દોરવી શકે, પણ સમસ્ત સમજદાર વર્ગ તો એ જાતની ખેંચી તાંણીને અને માંગી તાંગીને સદકીર્તી માંગનારા ભીક્ષુકોની દયાજ આય છે. લોકમત જે વગર માંગવે બોલે તેજ સદકીર્તી છે, અને તે લોક મત પણ

દોરવેલું કે ફરજ્યાત કેળવેલું થવું ન ઘટે. પોતાનાં દીલની ખરી સાહાઇ ને ખુશીથી પ્રમાણીક લોક મત જે હંમેશાં હીંમતથી પુકારે તે અને તેજ ખરી નામાંકીત કીર્તી છે અને તેજ જાતની કીરતીમાં હું તો માની શકું છું."

સારા ફત્તેહમંદ નાટકો અને વારતાઓ લખી શકવાની એ જાતની કીર્તીની સનદ મરહુમ કાબરાજીને આજે દાહડાઓ થયા મળી ચુકી હતી. એ સનદ સમજદાર અને કદરસનાસ ગુજરાતી વાંચનારી આલમે પોતે વગર માંગવે એમને સપુરદ કરી મોટી ઇજ્જત આપેલી છે. કોઈબી અપક્ષપાત લેખક કે સમજદાર વાંચનાર કબુલ કરશે કે વારતા લખવા કરતાં બી નાટક લખવાનું વધતું અઘરૂં ને ભારી છે, અને તે છતાં જે લેખકે ત્રણ પેહડી આગમચ લખેલા નાટકો ઉધરતી ઓલાદ એક આફ્રીનના આહા સાથે આજે બી જોઇ શકે અને જમાનાનો રોહ ગમે એવા ઝડપી વેગથી આગળ ધસ્યો જતો છતાં જે જુન્ના થયલા જોવાતા કે કહેવાતા નથી તેવા પારસી કોમનેજ નહીં પણ હીન્દુસ્તાનને મગરૂર કરનારા નાટાકોના લખનારને એવી એક સનદ—કે જે C. I. E., કે સર નાઇટના ખેતાબોથી બી માહરાં નાહાન મત મુજબ મેળવવાની વધતી મુશકીલ છે તે—એનાયેત થાય એ અપવાદરૂપ હશે, પણ ઓચંબો પમાડનારૂં નથીજ.

મગર મરનારના એક મોટા વખાંણનાર અને દીલોજાંન દોસ્ત "નાજુકે" પાછલા શફાઓમાં એ કલમકસ માટે ઘણું પુરતું લખેલું છે અને તેથી હાલતો આપણે ટુંકુ કરશું. એવા સાચ્ચા દોસ્તો—મરણ પછી બી એક મરનારને ચાહ-નાર, તેની યાદ હુંયે ધરનાર અને કીર્તી ગાનાર—એ અમારા "નાજુક" જેવા હાલના જુઠા જમાનામાં થોડાજ બલકે નહીં જેવાજ નાજુકનું થાય છે. માહરા વાહલા વડીલ માટેનું માન ને હેત ખરાં દીલનાં છે એવાં—કે જે કોઇ સગા ભાઈમાંબી જાંણે જોવાય નહીં, અને મરનારનાં મરણ પછી લખેલી અને 'ફુરસદ' માં હર જુલાઇ માસે પ્રગટ થતી એમની કવીતાઓ તે હેતની પુસ્તકોતુલ્ય પુરવા-રીઓ છે. જાંણે આબાદ અમારાજ વીચાર અને અમારાંજ લોહી ઝઝરતાં જીગરનો વીલાપ એ દીલાવર દોસ્ત દીલસોઝીની અદભુત શકતીથી પીછાંણી લઇ પોતાની કવીતાઓમાં ઉતારે છે; અને કવીતાઓ તે બી કેવી? વીચારોની બુલંદી, બોલોની બાંધની અને રીઢમની કશીબી ખામી વગરની કવીતા! નહીં સમજી શકાય એવા જડબાંતોડ બોલો વગરની એ સાદી સીધી ને તેટલીજ દીલપઝીર હૈયાંમાં ઉડીને વાગતી કવીતાઓ બીજાં કોઈ ચોપાન્યાંમાં જોવાતી નથી; પણ જોવાય શાંની? જોવાયજ કેમ? જ્યારે કે વફાદાર "નાજુક" બહમનજી કાબરાજી માટેજ એક કવી તરીકે જીવે ને લખે ત્યારે? ઘણેક ઠેકાંણેથી એમનાં કીંમતી

કાવ્ય માટે ભારે લાલસ્યાં થાય છે–તહરેવાર લાલચો અપાય છે, પણ આઠત્રીસ વરસો વેર એ કાવ્ય દેવીના ભાવીક પુંજારીએ કોઇને મચક આપી નથી ને જીંદગીના છેડા સુધી મચક આપનાર નથી. એઓ કવી છે–રાજકવી છે–તે ફક્ત 'ફુરસદ' નાજ! લખ્યું ને ગાયું તે બહમનજી કાબરાજી માટેજ, ને હાલ લખેછ તેથી તે મરહુમનીજ અશો યાદમાં! ખરેજ એવી સાચ્ચી દોસ્તીમાં, બુઝોર્ગો કહે તેમ, મરનારનાં પુંણજ આડે આવે છે. આફ્રીન અને હેસાંનના ઉદગારોથી જ્યાદા એવા એક અમારા નેકબખ્ત ખેરખ્વાહને અમો તે મરનારનાં વીખુટાં વાહલાંઓ બીજું કહીને આપીજ શું શકીએ?

એક નાટકકાર અબલાએ કહેલી કાંહાંણીની "રાતા ગુલાબ"ની આ વારતા ઇંગ્રેજી ઉપરથી ઉપજાવેલી છે, ને વારતાનો જોશ અને અસલ મીઠાસ બીગડવા નહીં દેવાની મતલબથી મરડી મોચડીને દેશી સંસારને લાગુ કરવાને બદલે તેનાં અસલ ઇંગ્રેજી સ્વરૂપમાંજ તેને જાહેરમાં મેલવાને કર્તાએ વધારે લાયક માન્યું છે. એમ છતાં જેઓ આ લંબાન સફાઓમાં સેહેલ કરશે તેઓ જોશે કે વાંચતાં ચીક આવે એવું આ કોઇ ઇંગ્રેજીનું કંટાલારૂપ ભાષાંતર નથી. એ લગભગ પોતાનાજ બોલોમાં ને પોતાનીજ ધપછપે એક અસલ વારતા જેવાં જોશ અને જોમથી રજુ કરવાનો કાબરાજીએ પ્રયાસ કર્યો છે અને નામો, સ્થલો, વીગેરે સઘળું બધાંને સેહેલથી સમજ પડે એવી સંભાળથી લખેલું હોવાનાં કારણથી તમામ ઉલટમંદ વાંચનારા વર્ગને એક બી અપવાદ વગર એ વારતા ગમશે એજ અમારી મોટી ખુશાલી છે. એમાં શૃંગાર, કરૂણા, હાસ્ય એ બધા રસની એક મનપસંદ મીલાવત છે, અને તે તેને લગતી ચાનક અને નસીહતમાં કદમોકદમ એવી ભરપુર છે કે પ્રમાણીક અને પ્રબળ લોકમત એ વારતા માટે પણ, હરેક કાબરાજીની વારતાઓ મીસાલ, સારૂં બોલતું થશે અને સારૂંજ બોલતું રહેશે એમ માનવાને અમો કશો સંદેહ ધરાવી શકતા નથી. વારતામાં કેટલાક ભાગો અતી ઘણા નાજુક આવે છે ખરા પણ, વારતાના કર્તા જગેજગ લખે છે તેમ વારતામાં સારૂં તેમજ નરસુંબી ચીતારવાનું હોય છે ને તેવું નરસુંબી પુરતી સંભાળ ને કાલજીમંદ બોલોમાં લખાયલું તેની ઉંડી નસીહતને સબબે ખાલી જવાનું નથીજ. વારતાની નાયક 'રાતો ગુલાબ' પોતે એક ઠેકાણે એજ મતલબનું આ મુજબ કહે છેઃ—"માહરે જ્યારે માહરા સમાગમમાં આવતી સઘળી બીનાઓ આ માહરી મોટી વારતાના વીસ્તારમાં ધ્યાન કરવાની છે, ત્યારે દુન્યાનું જેમ સબળું તેમજ નબળું પાસું પણ માહરી એ નીષકલંક વારતાના સફા ઉપર પ્રમાણીકપણે રજુ કરવાને માહરે આંચકો ખાવો ઘટતો નથી. કારણ

એ જાતના સફાઓ વટીક, પુરતી સભાળ ને અદબથી ધ્યાંન કરેલા, તેની નસીહત અને ચાનકમાં ખાલી કદી પુરવાર થતા નથી."

એજ કાબરાજીના લખાંણુની અગત તરીને ખુબી છે. તેઓના નાટકોમાં લોકો કલેજા' ધરીને કૅામીકમાં હસે છે, છતાં કૅામીક લખતાં બી તે કલમ કદી કેઠે લપસ્તી જણાઇ નથી. ઉંચ આદર્શ સાથ લખાંણુની ચોખ્ખાઇ તેઓ એવી જાળવી શકયા છે કે એક શબ્દ મરનારે અસ્થાને લખ્યો નથી, ને વલગેરીટીનો એક ઓળો વટીક પોતાની નીતીમાન વારતાઓ કે નાટકો ઉપર ઉતરવા દીધો નથી!

મરહુમ કાબરાજીનાં "ફુરસદ" "નવરાસ" ઉપરાંત બધી નહીં તો તેમની ઘણી વારતાઓ અત્રેની પરેલ ખાતેની આશીરવાદ પાંમેલી પીટીટ પારસી ઑરફ-નેજને લગતાં પ્રેસમાં છપાયલી હોવાથી આ મોટી વારતા છાપવા માટે બી અમોએ એજ જંગી પ્રેસની મદદ શોહધી છે અને કેહવાને ઘણાં ખુશી છીએ કે એ પ્રેસે અમારૂં આ કામ ઘણી સફાઇથી ને અતી ઘણી સીતાબીથી કરી આપ્યું છે, કે જેવું કોઇ મોટાંમાં મોટું પ્રેસ બી કદાચજ આટોપી શકે. બે મહીનામાં એ ભાઇઓએ ૬૦૦ પાનાંની આ એક સુંદર બાંધણીની બુક મને તૈયાર કરી આપી છે, તે માટે હું પ્રેસનાં મેનેજમેન્ટની આભારી છું.

એ પ્રેસ માબાપ વગરના છોકરાઓને આશરો આપનાર ને કેળવનાર એ અતી ઘણાં પુન્યવંતાં ખાતાંનો એક ભાગ છે, કે જયાં કેટલાક હુન્નર ઉદયોગ સાથ છાપવાની કળા પણ છોકરાઓને શીખાડવામાં આવે છે. વળી એજ નથી. એ પ્રેસે કીધેલો નફો સર્વ એ આરફનેજનાં ફંડમાં જાય છે ને માબાપ વગરના એ હીણનસીબોના લાભમાંજ વપરાય છે. અને, ત્યારે, દામ બદલ પોતાનું કામ કરાવી લઇ પુરવણમાં તે પૈસાનું પુણ્ હાંસલ કરવાનું કોણને નહીં ભાવે? વળી બીજાં કોઇ નાધલાં પ્રેસ કરતાં ભાવો ઑરફનેજ પ્રેસના ઘણાજ કીફાએટ છે, જેની અમારા અનુભવ પરથી આ લખી ખાસ ખાત્રી આપવામાં આવે છે. એ પ્રેસનાં મૈનેજમેન્ટને માહરી ભલામણ છે કે એ પ્રેસને અને તેની ભલાઇભરી નેમને પુરતી જાહેરાત મળવા દેવી અને દયાળુ જરથોસ્તી દીલગુરદો એ રીતે એક કાંકરે બે પક્ષી મારવામાં તંગદસ્ત થવાનો નથીજ.

આ ચોપડી પ્રગટ થવા પહેલાં અમારી એક સાદી લખાવતના જવાબમાં જે મેહરબાન ગ્રાહકોએ તાબડતોબ પોતાનાં મુબારક નામો મોકલી આપવાનું અમોને માન આપ્યું છે તે સાહેબોનો તેઓનાં તરફનાં એ માયાકુળ ઉત્તેજણ માટે અમો ઉપકાર માનીયે છીએ. વળી અમો તે વેપારી સદગ્રહસ્થોનાં પણ

ખાસ કરી હેસાનમંદ છીએ કે જેઓએ વેપાર ધંધાની આટલી મંદી છતાં અમારા અરધા સખુને અમોને પોતાની જાહેર ખબરો મોકલી આપી ઇજ્જત આપી છે. જાહેરખબરો મેળવવા ઘણું ઓશઆળું કરવું પડે છે, અને તે બાનુંઓના દરજ્જાને છાજતું અમો લેખતાં નથી. વળી વાંચણની વચ્ચે જાહેરખબરો થબાવવાને અમોએ ખરેખરી ઘણી ઘરખમ આવકને ભોગે કેટલાક સાહેબોને ના પાડયું છે. એક ચાલુ વારતાનાં સંબંધમાં તો એ ધોરણ સરયાંમ ભુલ ભરેલોજ છે. પોતાનાં સ્વાર્થ થકી વાંચનારના ઉમંગ ને સીલસીલામાં, વાંચતાં ફીક આવે, બળકે ચીડ ચઢે એવી કીસમે અલફાતુ સલફાતુ જાહેરખબરો ઘુસાડીને વાંચનારને હરકત કરવા વાસ્તે પુસ્તકો, ચોપાન્યાંઓ ને ન્યુસપેપરો પરવરતાવનારા સાહેબોને હકજ શો છે? એ રીતે મને મળેલી બધી જાહેરખબરો મેં આ વારતા પુરી થવા કેડે પાછલા ભાગમાંજ એકજ જગ્યાએ આમેજ કરી લીધી છે, કે જેથી કોઇબી જાહેરખબર આપનાર સાહેબને કશોજ ગેરઇનસાફ ન થાય, અને કોણને આગળ ને કોણને પાછળ મેળવાં એ સંકડાંમણમાંથી અમારો બચાવ થાય. ઉમેદ છે કે એ ખરો ઇનસાફી ધોરણ જાહેર ખબરવાલા સદગ્રહસ્થોને પણ ગમશેજ.

વારતા બાંચવાની મોજ ભોગવ્યા પછી, ચોપડી બાજુએ મેળી દેવા આગમચ, થોડીક નીરાંત અને અવકાશ વચ્ચે, એ જાહેરખબરોના સફાઓમાં સેહેલ કરી આવવાથી વાંચનારાંઓને પોતપોતાની મતલબને જવાબ કરતું કાંઇ ને કાંઇ લાભ આપી શકે એવું જડશેજ એમ ખાત્રી આપ્યા વગર ચાલશે.

અને હવે હું માહરી પેન બાજુ મેળું તે આગમચ એક સંસારી સફા પર બે બોલ વધુ લખવાની લાલચ હું થોબાવી શકતી નથી. એક દીકરી એક બાપ માટે થોડીક વખાંણ લખે એ અયોગ્ય ગણાતું હશે--કદાચ દીબાચાઓ એ રીતે લખાતાજ નહીં હશે—મને તો લાગેછ કે એ વાહલી યાદના વીલાપના જે દરયા માહરાં દીલમાં ચાલુ દોહવાતા ને ઉછળતા રહયા છે તે બધું નહીં તો થોડું આય તેમની માનીતી "રાતા ગુલાબ"ની વારતાના સફાઓ ઉપર ઉતારૂં—અરે, પેજેપેજ એ દારલીંગનીજ વાત લખું તોબી માહરૂં સદાનું રરતું જીગર સધ્યારો પાંમવાનું નથી!

એક માણસ બાહેર ગમે એવો ધોત્તો ધાત્તો થઇ શકે છે, પણ તેનું બાતેન તે પોતાનાં ઘરનાંઓ અને કુટુંબીઓથી છુપાવી કે બદલી શકતો નથી; અને એ માહરૂં અનુમાન જો ખરૂં હોય તો બહમનજી કાબરાજીની ખાનગી જીંદગી એક દાખલો લેવા જોગજ ધડો પુરો પાડે છે. તેમનું જીવણ વારતાઓમાં વાંચ્યે

ને નાટકોમાં તાલીઓના ધમધમાતથી વખાણ્યે તેવુંજ ઉંચું, સાચ્ચું ને નીખાલેશ હતું! નમનતાઇ, મીઠાસ ને માયાલુપણાંનું તે એક બીજું સ્વરૂપ હતું, કે જે આસપાસનાંઓને સુખ આપવાજ જાંણે આ ધર્તીપર પેદા પડયું હતું.

એક બેગુનાહને અપરાધી માનવાની ભુલ કરવા કરતાં એક ખતાવારથી છેતરાવાનું તેઓ વધારે પસંદ કરતા. ગમે એવી નુકસાંની કરનારને એક લેહજામાં માફ કરીને પોતાનું દીલ સાફ કરી શકે એવું બાદશાહી જીગર તેઓ ધરાવતા હતા. એક નાધલા શબ્દથી બી કોઇ પારકાંનું દીલ દુખાય એ ખ્યાલ વટીક તેઓ ખમી શકતા નહીં. કોઇથી કશું છુપાવી શકેજ નહી તેવું એક બાળક જેવું સાફ સાફ તે દીલ હતું. બીજાથી અંતર રાખવાનોજ શાંનો હોય, બીજાંને અવિશ્વાસથી જોવાનુંજ કેવું હોય તે તેઓ સમજી શકતા નહીં.

ઈ. ડી. સેસુનની કરોડપતી ફર્મમાં, જ્યાં તેઓ ૩૦ વરસ વેર નોકરી હતા ત્યાં, તેમના હાથ નીચે એક વખત એક યાહુદી ઍસીસટંટ હતો, અને યાહુદી માલેકોનીજ તે ઑફીસ હોવાથી બધા પારસીઓ તે ઍસીસટંટથી થોડોક અંતર સાચવવા તેમને સલ્લાહ આપતા, ત્યારે તેઓ ખુશ મીજાજી ધીમું ધીમું હસ્યા કરતા. તેજ એસીસટંટે પગાર વધારવા પોતાના શેઠયાઓને અરજી કરવા એમની પાસ એક સીફારીસ પત્ર માંગ્યું. કાબરાજીએ તે લખ્યું, ને લખીને પેલાને પાસ કરયું; કે જેણે તે વાંચીને શું કહયું? તે ઍસીસટંટ જાંણે તેમનાં દીલની ભલાઇ માનીજ નહીં શકયો! તે યાહુદીએ કહયું કે, "આવું એક લૅટર લખવા સારૂ યાતો તું દીવાનો છે, કે નહીં તો તું **ફીરેસ્તો** છે!

તેઓ બીઝનેસમૅન તરીકે તમામ ફેલ્યર હતા. તેઓએ જીંદગીમાં ઘણી થોકડો ખાધી હતી—ઘણી છક્કડો પાંમ્યા હતા; અને તેમની આસપાસનાં તેમને તેમની ભુલ બતાવતાં કે સામાંના વીશ્વાસમાં ઠગાયલા દેખાડતાં ત્યારે તેઓ અમને-અગત કરીને મને-નસીહત કરવા કેહતા કે "હું તો પાછો બી જનમશ ત્યારે એમજ કરશ! બેહેસ્તમાં જવાની હોય તો એમજ કરજે!" તેઓએ જે લખ્યું છે—અને પચાસ વરસો વેર તેમણે ઢગલા લખ્યું છે—તે બધું લોકોનાં હૈયાંમાં ઉડીને વાગ્યું તેનો ભેદ એજ છે કે તે બોલો એક સોનેરી હૈયામાંથી નીકળતા હતા. એજ છે કે જે હજારોની વખાંણ પાંમ્યા તે વીચારને ને તે આઇડયલ્સ તે લખનારના પોતાના હતા!

"બાપના શ્રાપ"—એમના સૌથી છેલ્લા લખાયલા નાટક-નો દાખલો લઇએ.

તાડીવાલા ભીખાનાં ઝુપડાંના સીનમાં પોતાની હાલત પર વીલાપ કરતાં જાલ જુગારી એક નાધલો વાકય બોલે છે, કે "મેં માહરા મરનાર બાપ પેસીબાવા સાથે શું સારાં સાલુક વાપરયાં કે આજે તેજ સુખની હું માહરાં બચ્ચાંથી આસા કરી શકું?"—અને પોતાનાં બુઢાં માવીતરને હજારો સુખ દેતાં તેઓ વરસો અગાઉ એજ શીખામણ ઘરનાંને દેતા હતા કે "તમારાં બચ્ચાંઓનાં સુખમાં આરૂં જોવાનાં હોવો તો માય બાપને સમાલો." ખુદાને બાર નજીવાંમાં નજીવી ભલાઇ બી ખાલી કદી જતીજ નથી એ તેઓ ચીવટાઇથી માનતા, અને એજ સીનમાં ભીખો જ્યારે જાલને પાણીના ગોટને માટે કાલાવાલા કરતો હાંકી કાઢે છે ત્યારે ભીખી તેને ધમકાવે છે, "એમ નહીં બોલ્યે—ગુનાહ લાગે!" વળી ભીખી ભુખા જાલને, ભીખાની મરજી ઉપરાંત, થોડુંક જમવાનું લાવી આપે છે અને પછીથી, તે ગામરચન ગમારે કદી નહી જોયલી, એક ગીની તેણીને મળે છે, ત્યારે તે જે નસીહત પોતાના ધણીને કરે છે તે એ લખનારની ઉપલી માન્યતાની પુરવારી છેઃ—"જો, તું તો નહીં માનતો તો તે? આખરે પેલા ભુખા જાલને જમારયું તેથીજ હોશે? આપરાં જેવાં ગરીબોની ગરીબા ગરીબ કીધેલી ખરખેરાત બી ખુદાને બાર ખાલી કદી જતીજ નથી!"

પોતે લેખક છતાં ઈર્ષાના એક કટરાથી બી તેઓ બાકાટ હતા! "હં, ગુલફામનું છે?—ત્યારે તો પહેલું વાંચ," તેઓ કેહતા. ઉંહું, પીજામનું હોશે ત્યારે તો કાંઇ સારૂંજ હોશે! વાંચ, જોઉં, માહરી આગળ?" તેઓ બોલતા. એલફીનસ્ટન સ્કુલનાં એક નાધલાં સ્ટેજ પર તેઓએ ડાકટર જાંહગીર વાહડયાનો હરીશચંદ્ર પેહેલો જોયો. ખેલ પુરો થતાં લેટ થઈ ગયું હતું. મેદીકલ કોલેજના છોકરાઓ ને તેઓનાં કુંટુંબો ચાલી ગયાં, બત્તીઓ બુજાઇ ગઇ પણ તેઓ ત્યાંથી હડયા કે ગયા નહીં. એ ઉધરતો નવો લેખક કોણ હતો તેને મળવા ને પોતાની તરફની મુબારકબાદી કહી સમજાવા વગર ઘરે જવાનું તેમનું ઉમરાવ દીલ તેમને રજા આપી શકયુંજ નહીં.

ગુલફામના "ફાંકડા ફીતુરી" પર તેઓ મોહીત થયા હતા, પીજામના "અફલાટુન"ને અફલાટુન કહીને તેઓએ સાતમે આસમાને ચઢાવ્યો હતો, ડૉકટર જાંહગીર વાહડયાને તેઓએ એક જીન્યસ પુકારયા હતા.

તેઓ બાપ વગરનાંના બાપ અને મુશકેલીમાં આવી પડેલાંનાં મુરબ્બી હતા, પણ અમો બંને માબેટીને તો તેઓએ પોતાનાં ગળાં સાથેજ જાંણે બાંધી મેલ્યાં હતાં! અમો ત્રણના જીવ જાંણે એકજ ખોળાંમાં સાથે વસ્તા હતા. તેમને અરે, એક રૂમાલ ઉંચકી આપવાની બી મોજ હતી. તે નજીવાં

કામથી બી ઉપકારી થઇને આશીશ દઇ માથું પસવારયા વગર તેઓ રહી શકતા નહીં, અને પાસામાં બેસીને સુખદુખની બે વાત કરવાની મોજ? પોતાની ધણ્યાંણી અને બેટીને મુકાબલો નહીં મળી શકે એવાં હેતથી ચાહનાર એ માયાલુ અમારા મુરબ્બી એ "રાતા ગુલાબમાંજ" લખે છે કે:—"એ પણ પુરવાર થતું હતું કે એક હકદાર ઘરધણ્યાંણી કે ઘરબેટીના પવિત્ર અધીકારની તે આખાં ઘરમાં સરયાંમ ગેરહાજરી હતી. તે પુન્ય હાજરી અદ્રષ્ય રેહતીજ નથી. એક પવિત્ર સ્ત્રી વગરનું ઘર સ્મશાંન છે, ને તે આ કીસમનું મસાંણ કાં એક નર્ક હતું, કેમકે ત્યાં વગર જે દુષ્ટ વંત્રીઓની મેં ત્યાં હાજરી જોઈ તેઓ ઘેરીટીબારીટી થયલી અર્ધઘડી પણ અત્રે પોશાયજ કેમ?" અરે એવું અખંડ હેત—એવો પ્રૌઢ પ્યાર અમોને હવે કયાં મલશે? ઓ, આય લખતાં ઢગલા આંસુઓ માહરી આંખોમાંથી સરી પડે છે. આય એક સફો—અમારા ઘરનો એક ખાનગી સફો—હું લખુંછ ત્યારે હું જાણુંછ કે એકાદ બે ઠેકાણેથી માહરી મશકેરી થશે યા મને ઠપકો દેવામાં આવશે, પણ તેવાંને માટે આ સફો હું લખતીજ નથી. હું લખીજ શકતી નથી. અમારા જાનોજીગર વાહલા, જેમના મુવાં હાર પરથી બી અમારા બધા જાન ઓવારી મુકીયે તેવા એ અમારા દારલીંગ માટેની છાતી ફાડી નાખનારી લાગણીના રેહમાં હું એવી ટણાઇ જાઉ છું, કે હું જે ચાહું તે ને તેવું લખીજ શકતી નથી, અને તેથી આ સફો જે મેં લખવાને—લાંબું ઘણું થયલું હોવાથી—ઉતાવળે આટોપવાની કોશેશ કરી છે તે હું તે લોકને માટે લખુંછ કે જેઓ અમારાં અઝીઝો છે અથવા જેઓ મરનારનાં લખાણોથી તેમને જોયા કે પીછાણ્યા વગર તેમનાં દોસ્ત થયલાં છે; વળી હું તે લોકને માટે આ લખુંછ કે જેઓ પોતે પોતાનાં એકાદ ગળાં સાથ બાંધેલાં વાહલાંને ખોહી બેસવા પછીથી જીગરમાં સદા જળતાં હોય અને જેઓ આ સફો—અમારાં લોહી ટપકતાં જીગર આગ આ એક ચીસનો સફો—થોડીક દયા ને દીલસોઝીથીજ વાંચી શકે.

અને ત્યારે અમારા દારલીંગ સાથ જીવવું એ આપરે કહીએ તેમ એક બેહેસ્તજ હતું, અને મરણ પછી બી તેમને જઇ મલવાનાં સુખનાં બેહેસ્ત માટેજ હું ને માહરા માતાજી ધીરજથી ખોટી છીએ.

**શીરીન ફીરોઝ બેજનજી વાચ્છા,**

"વેસ્ટ વ્યુ," કોલાબા,

તા. ૧લી સપટેમ્બર ૧૯૩૧.

# મરહુમ શેઠ બહમનજી નવરોજજી કાબરાજીની જીંદગીનો સંક્ષિપ્ત હેવાલ.

---

"So then, humbly with his God, and proudly independent of his fellows,
Walketh, in pleasures multitudious, the man ennobled by his pen :
He hath built up glorious architect, a monument more durable than brass ;
His children's children shall talk of him in love, and teach their sons his honour :
His dignity hath set him among princes, the universe is debtor to his worth,
His privilege is blessing for ever, his happiness shineth now,
For he standeth of that grand Election, each man one among a thousand,
Whose sound is gone out into all lands, and their words to the end of the world !

—*Martin F. Tupper.*

તા૦ ૧૩મી ઑગસ્ટ સને ૧૮૬૦ ઇ. સ. નો તે સબકતો દિવસ હતો જ્યારે મુંબઈ નગરીમાં શેઠ નવરોજજી હોરમસજી કાબરાજી અને તેવણનાં ભાગ્યશાળી ધણીઆણી બાઇ મેહેરબાઈને ત્યાં મેં ઉપર ટાંકેલા ફકરાને બોલે બોલ જવાબ કરતો એક પણોતો પુત્ર બહમનજી અવતર્યો.

બહમનજીના પિતા મુંબઇમાં પ્રગટ થતાં ઇંગ્રેજી પત્રો જેવાંકે 'જેન્ટલમેન્સ ગેઝેટ' અને 'બામ્બે ટાઇમ્સ' (હાલનાં ટાઇમ્સ ઑફ ઇંડિયા)ના હેડ પ્રિંટર હતા. એ પછી એવણનો સંબંધ 'દફતર આશકારા પ્રેસ'ના એક ભાગ્યા તરીકે થવા પાંમ્યો. હયાંથી છુટા પડી એવણે 'ચિત્ર દર્પણ', 'શમશેહેરે રમુજ' અને 'બાગે નસીયત' નામનાં પત્રો થોડુંક સુધી પર્વતાવ્યાં હતાં.

એ રીતે સાહિત્ય સાથે ઘાડો સંબંધ રાખનાર એક પિતાને ત્યાં સાત ફરજંદોમાંથી સાહિત્યની રણભુમી ગજાવનારા બે નરશેર બેટાઓ કેખુશરો (સઉથી વડા) અને બહમનજી (સઉથી નાહના) પેદા પડી સાહિત્યનાં ચમનને અરધી અરધી સદી સુધી એવી ફતેહમંદીથી ઉછેરી, એવાં એવાં નાદર ફળો અને ફુલોથી આરાસ્તા કરી નાખ્યો કે પારસી ગુજરાતી સાહિત્યમાં નવરોજજી કાબરાજીના આ સઉથી નાહના નામવર બેટાને મુકાબલે ધરવા લાયક કોઇ બીજો કલમકશ મારી નજરે પડતો નથી.

બહ્મનજીની કેળવણી ' સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇન્સટીટયુશન 'માં શરૂ થઇ હતી, જયાં શેઠ દોસાભાઇ નશરવાનજી વાડુડયાના કુશળ હાથો તળે કેળવાઇ તેવણે મેટ્રીકની પરીક્ષા પસાર કીધી. એજ સ્કુલનાં પાંચમાં વર્ગમાં જયારે તેવણ શીખતા હતા ત્યારે તેવણે પોતાનો પેહેલો નાટક 'ખુરશો અને પરીચેહર' માત્ર સોળ વર્ષની કોમળ વયમાંજ રચ્યો અને એક એમેચ્યુઅર કંપનીની મારફતે જાહેર તખતા ઉપર પોતેજ શીખવી રજુ કરાવ્યો. એ એક ઉધરતા છોકરાએ પોતાના પહેલા લખેલા નાટકની ફતેહનો ખ્યાલ એટલા ઉપરથી આવે છે કે એ નાટક જોવા તમાશબીન વર્ગનો એવો ધસારો ને ધુજારો થયો કે તે વેળાની બોરીબંદર આગળની ટીવોલી ઠીએટરનુ બીજી રાત્રે બારણું ભાંગ્યું હતું ! આજે જયારે ફકત બેજ નાઇટ જોઇને, મોટી ખરચાલુ ને ધમધમાતભરેલી જાહેરખબરના ટેકા છતાં, ઘોસમોરદુ થઈ જાય એવા નાટકો લખાય છે ને તેવા નાટક લખનારાઓ મુછ પર તાવ દે છે, ત્યારે બહ્મનજીનો ૧૬ વર્ષની વયે લખાયલો એ પહેલો નાટક કુશળ કારીગરોના હાથ પર પચાસ વખત જાહેર તખતા ઉપર ફતેહમંદીથી રજુ થવા પાંમ્યો, અને એ ફતેહની સાથેજ આપણા એ છોકરવન લેખકે સાહિત્યનાં મેદાનમાં પોતાનું અડગ કદમ એવી મજબુતીથી મેલ્યું કે જીંદગીના છેક છેડા સુધી તેજ મેદાનમાં પોતાની બળવાન અને જાદુઈ અસરવાળી કલમને તેવણ સંપુર્ણ ફતેહમંદી સાથે પ્રજાની પ્રસંસા અને અખંડ વાહાલ વચ્ચે કુદાવતા રહયા.

એ પછી તેવણે શેકસપીઅરના 'હૅમલેટ' અને 'ઑથેલો' જેવા કઠીણ નાટકોને ઇરાની સંસારને લાગુ પાડી 'ફરામર્ઝ' અને 'ઝબનેઝર અને શીરીન' નાં નામો આપી એવી દિલચસ્પ અને રંગીલી ભાષામાં ઢાળી કાઢયા કે જયારે એ નાટકો તખતા ઉપર રજુ થયા ત્યારે ઘણાક કસાએલા જુન્ના લેખકોની ઇર્ષા વચ્ચે એ નાટકોએ મુંબઇની પચરંગી પ્રજાનું તેમજ પારસી કોમનું એટલું ધ્યાંન ખેંચ્યુ, કે પારસી કોમના અકાબરો પોતાનાં કુટુંબ સહીત હાજર થયા અને એ નાટકોની નીતીથી મોહ પાંમી પોતાનાં કુટુંબનાં બાંનુઓને તે જુન્ના જમાનામાં પહેલવેહલ્લી વાર નાટકમાં લાવવા ને નાટક દેખાડવાની પોતાની હોંશ પુરી પાડી. 'ઝબનેઝર અને શીરીન'નો નાટક તે વખતના ગવરનર મી૦ એશબરનરે પણ જોયો હતો અને તેના જવાંન લેખક બહ્મનજીને શાબાશી આપી હતી. એ પછી એવણના ફતેહમંદ નાટકો, 'ગામરેની ગોરી', 'ભોલી ગુલ', 'બાપના શ્રાપ', 'દોરંગી દુન્યાં', 'કળજુગ' અને

'આગે બેહસ્તે' જેવી રીતે નાટક તખતા ગજાવી મુકયા તેની ખુશી ભરેલી યાદ હજી પણ જોનારાંઓનાં મગજોમાં તાજી **રેહેવા** પાંમી છે, કેમજે તે નાટકો લખાયા તેને લગભગ **અરધી સદી** પુરી થવા આવી છે અને **હજારથી દોઢ હજાર** ઉપર વખત ભજવાયા હોવા છતાં લોકોના મોટા ઉતસાહ અને હજારો વખાંણ વચ્ચે તે નામી નાટકો પાછા અને પાછા ભજવાય છે. કોઇબી હીંદી નાટકનવેશના નાટકો **પચાસ વર્ષ** સુધી નાટક તખ્તાપર ચાલુ રોશણી જોવા પાંમ્યા હોય એ માહરી જાંણમાં નથી અને તેથી આખાં હીંદમાં બહમનજી કાબરાજી નાટક લખનારાઓ વચ્ચે પહેલા ગણાવા જોઇએ. યથાર્થ કહેવાય છે તેથી કે નાટક લખનાર તરીકે બહમનજીની જગ્યા ખાલીજ છે ને બીજાં પચાસ-સો વર્ષ વેર ખાલીજ રહેશે!

શેકસપીઅરની ભાષા જેમ શેકસપીઅરજ લખી ગયો છે તેમ બહમનજી કાબરાજીની ભાષા પાછી લખવા બહમનજી કાબરાજીજ પાછા પેદા પડવા જોઇએ. ભાષાનો મનોહારી મીઠાસ, તેનો સાદો સરળ વેહતો રોહ, લોક લાગણીની પુખ્ત પિછાન, એ સઉ એ માહાન લેખકની ફતેહની ચાવી હતી. તેવણ જે કાંઇ લખતા તે પૈસા કમાવાના નીચ લોભથી નહિ, પણ પોતાની અશો રૂહાનીથી આલમને નસીહત અને તેમનાં વર્તણમાં પવિત્રાઇ દાખલ કરવાની ઉંચ નેમથીજ લખતા. પ્રજા સાંમે રજુ થનારી પોતાની વસ્તુમાં કેટલું પાણી છે તે એ ઉચ્ચાભિમાની લેખક પોતે જાંણતા હતા, અને તેથી ન્યુસપેપરોમાં બાંકા ફુંકાવવાની અથવા પોતાની વસ્તુની તારીફમાં ભાડુતી રીવ્યુઓ લખાવવાની કે હેન્ડબીલો છાપી છપાવી મોહલે મોહલે ઘોંઘાટ કરાવવાની પેરવીને તેવણ હસી કાઢતા. કોઇ નાટકનાં નામ સાથે 'બહમનજી' એ નામ જાહેર થયું તો બસ તે એક 'હોલ માર્ક' હતો, અને આજેબી છે!

છતાં માહરૂં તો માનવું છે કે નાટકો કરતાં પણ વધુ કીર્તિ વાર્તાઓનાં ક્ષેત્રમાં આ અથાગ બાંકા લેખકને ફાળે પડી હતી. નાટકોના વિભાગમાં તેવણ 'હિંદી શેકસપીઅર' કેહેવાતા, તો વાર્તાઓના વિભાગમાં તેવણ 'વાર્તાનવેશોનાં બાદશાહ' તરીકે ઓળખાયા છે. 'કાવલાની કાહાણી', 'સંસાર', 'એક પથ્થરના પ્રતાપ', 'સદગુણી શીરીનનાં સંકટો', 'તડકામાં વાદળી', 'દોરંગી દુન્યા', 'રાજાના મેહેલમાં', 'દેલજંગ દલેર', 'રાતો ગોલાબ', વિગેરે **એકસોથી** ઉપર વાર્તાઓ લખનાર તે પ્રૌઢ કલમ જોકે આજે કપાઈ ગઇ છે, તો પણ તેની પ્રૌઢતા નુરનાં એક ચળકતા ડુંગર સમાન આપણી રૂબરૂ હજી ઉભી છે. ખાતાં ખવાય નહિ, અને ખરચતાં ખુટે નહિ એટલો મોટો સાહિત્યનો ખજાનો

એ માહાન લેખક પોતા પાછળ મેળી ગયો છે, જેની કદર આપણી સમજુ કોમ ન કરવા જેટલી નગુણી નીવડશે એમ હું માનતો નથી.

આપણ જીવીએ છીએ તે જમાનામાં વાર્તાઓ અને વાર્તાનવેશોની કાંઇ કમી નથી. વાર્તાઓ ઢગલે ઢેર અને પૈસે સેર હયાં ત્યાં રેવ રેવ થાય છે. ઇંગ્રેજી સંસારની વાર્તાઓનો 'કાપી ટુ કૉપી અને માખી ટુ માખી' જેવો કંગાલ તરજુમો કરી માત્ર પાત્રોનાં નામો બદલી, વાર્તાઓને હિંદી સંસારને લાગુ પાડનાર 'હમભી નવાબ ભરૂચકે' જેવા લેખકોનો ટોટો નથી. કઈ વાર્તા પસંદ કરવી, તેને કીયા સંસારમાં રજુ કરવી, તે સંસારને બંધબેસ્તા કેવા, કેટલા, અને કયાં કયાં ફેરફાર કરવા, વાર્તાની અસર આપણાં હિંદી વાંચકો ઉપર કેવી થશે, એ સઉ વાતોનો તોલ પોતાનાં ચગોર અને દુરઅંદેશ ભેજાંમાં પુખ્ત રીતે કરી લઇ, બહમનજી પછીથીજ પોતાની કલમને હાથમાં ધરતા. એજ તેવણુની ફતેહની ચાવી હતી. ગોયા એ ધોરણનું 'પેટંટ' તેવણુ તે દાદારને ઘેરથીજ ખાસ પોતા માટે લખાવી લાવ્યા હતા.

ઉધરતાં બચ્ચાંઓના હાથમાં વાર્તાઓ મેળવા પેહેલાં માબાપોએ તે વાંચી જોવી જોઇએ એ તેવણુનું માનવું હતું; એ માન્યતાને એક ધર્મ ગણી તેવણુ પોતાની વાર્તાઓ એ માન્યતાને જવાબ કરતીજ લખતા, અને તે માટે પોતે વાજબી મગરૂરી લેતા. વગર કંટાળવે તેવણુ ફરી અને ફરીથી પોતાની એ માન્યતા વાર્તા લખનારાંઓનાં મન ઉપર પોતાનાં લખાણોથી ઠસાવતા રહ્યા હતા. તેવણુ માનતા કે :—

"The Calm philosopher marshalleth his facts, noting on his page their principles
These pour mercies upon men; and others, little less in honour,
By cheerful wit and graphic tale refreshing the harassed spirit.
But, there be other some beside, buyers and sellers in the temple,
Who shame their high vocation, greedy of inglorious gain;
There be, who fabricating books, heed of them meanly as of merchandise
And seek nor use, nor truth, nor fame, but sell their minds for lucre."

વાંચક વર્ગના હલકા ટેસ્ટને પંપાળી માત્ર પોતાના લાભ અર્થે પોતાની પવિત્ર કલમની અસોઇને વેચવાનો વિચારજ તેવણુ સખતમાં સખત બોલોમાં વખોડી કાઢતા. એજ કારણે તેવણુની પોતાની વાર્તાઓ કોમ અને પરકોમમાં એક સરખાં માન અને ચાહની નજરથી જોવાતી અને જીગરનાં વાહાલથી વંચાતી આવી છે; અને 'વાર્તા' એ શબ્દ જયાં સુધી શબ્દકોષોમાં કાયમ રહેશે

ત્યાં સુધી બહેમનજી કાબરાજીનું નામ વાંચકોની દિલની તખતી પર કોતરાયલું રહેશે. જ્યારે હાલ બહેમનજી કાબરાજીની પવિત્ર કલમ આપણુ વચ્ચે નથી, ત્યારે તેવણુ જે નીતિ રીતીનો પાકીજેહ ભંડાર પોતા પાછળ મેલી ગયા છે તેને ખોદી ખણી આપણી કોમની સાંમે ફરી અને ફરીથી ધરવાની આપણી એક ફરજ હું સમજું છું.

કુડીબંધ લોકપ્રિય નાટકો અને વાર્તાઓના લેખક હોવા ઉપરાંત બહેમનજી કાબરાજી બે આગેવાન ગુજરાતી ચોપાનિયાઓના માલેક અને અધિપતી હતા. પેહેલાં "કુરસદ" ચોપાનિયાંના છોકરવન અધિપતિ તરીકે અને પછીથી તેના એકલા માલેક તેમજ અધિપતિ તરીકે એવણે એ ચોપાનિયાને ઘણીજ ફતેહમંદી સાથે વાંચકોનાં વાહાલ વચ્ચે ઉછેરી મોટું કર્યું હતું, અને ૪૫ વર્ષોની લાંબી મુદત સુધી તેનું સુકાન પોતાના ભાગ્યશાળી હાથોમાં ધરી રાખ્યું હતું. "કુરસદ"માં છપાતી એમની વાર્તાઓએ વાંચક વર્ગને એવી જાદુઇ ભરેલી અસરથી ઘેરી લીધો હતો કે વાંચકોનાં દિલોની મોજ પુરી પાડવા તેવણુને એક બીજું ચોપાનિયું 'નવરાસ' બાહેર પાડવાની ફરજ પડી હતી. એ બન્ને ચોપાનિયાનાં વાંચનારાંઓની સંખ્યા હજારોના આંકડા ઉપર આવી પુગી હતી.

૧૯૦૬નાં સાલનો "કુરસદ"ની રૂપેરી જ્યુબિલીનો મહિમાં હજી આપણી યાદશી ભુસાવા પાંમ્યો નથી. ૨૩મી જુન ૧૯૦૬નો તે યાદગાર દિવસ હતો, જ્યારે ટાઉન હૉલમાં "કુરસદ"ની ૨૫મી સાલગીરેહનાં માનમાં "કુરસદ"નાં ગ્રાહકો અને વખાંણનારાંઓએ એક ભવ્ય અને દમામદાર મેલાવડો જમાવ્યો હતો, અને નામદાર સર જમશેદજી જીજીભાઈએ પોતાના મુબારક હાથે એ મહાન લેખક અને લોકપ્રિય અધિપતિને ચાંદીની કાસકેટમાં એક માનપત્ર એનાયત કર્યું હતું, અને "કુરસદના જ્યુબિલી ગ્રંથ" ની એક નકલ જે તેનાં અનેક લેખકોનાં લખાણોથી અને સબીઓથી, અને અધિપતિની એ લેખકોની ઓળખાણની નોંધોથી સજાવી એક મોંઘી સુંદર બાંધણીથી આરાસ્તા કરી બહેમનજીને ભેટ કરવામાં આવી હતી. જે વખાંણનારાંઓ દુર દેશાવરથી એ પ્રસંગ માટે હાજર નહીં થઈ શકયાં તેઓ તરફનાં મુબારકબાદીના તારો અને કાગળોનો એક મોટો ઢગ નામદાર પ્રમુખ સર જમશેદજી જીજીભાઇએ એ ભાગ્યશાળી અધિપતિને એનાયત કર્યો હતો.

વાંચક અને લેખક વર્ગ તરફનો એવો ઉંડો ચાહ અને એવું મોટું માન કોઈ પણ અધિપતિએ મેળવ્યું હોય એ વાત મારી યાદની સીમાંની બાહેર છે.

પોતાનાં ચોપાનિયાઓ મારફતે સાહિત્ય-સેવા બજાવવા ઉપરાંત એ અધિપતિએ દાહેકાઓ અને દાહેકાઓ સુધી પોતાના કસાએલા હથોડા હેઠળ ટીપી ટીપી અનેક લેખકોને અનેક વિભાગોમાં આગેવાન હરોલમાં લાવી મેલ્યા હતા, જેમાં આ કમતરીન સેવક પણ ૩૭ વર્ષો સુધી એજ ભાગ્યશાળી હાથના હાથોડાના ઠોકાઓ ખાઇ ખાઇ તે જે કાંઇ હાલમાં છે તે બનવા પાંમ્યો છે. જેમ એક ઝવેરી હીરાનું પાણી તરત પારખી લે છે, તેમ એ લોકપ્રિય ચોપાનિયાના અધિપતિરાજ પોતાની સાંમે રજુ થયલાં લખોણોનું પાણી પોતાની ચગોર અને કસાએલી આંખોથી તરત પારખી લેતા. આબદાર નંગોને તેવણ જીગરનાં વાહાલથી સાચવી રાખતા. ઓછાં આબવાળાં નંગોને વેતરી ઝાંટી, કાપી કુપી તેવણ આબદાર બનાવતા, અને "ફુરસદ" ની ગોલાબી મખમલથી જડેલી તબકમાં મેળી વાંચક વર્ગ રૂબરૂ રજુ કરતા, અને તેમની કદર કરાવતા.

એ માહાન નરે પોતાનાં કાબેલ ભેજાંનું બળ, પોતાનો ઉદ્યોગ અને સહનતા કેટલી હદ સુધી કેળવી હતી તેનો અંદાજો આપણે એ ઉપરથી કરી શકયે છીએ કે તેવણ કાંઇ લખાણો ઉપરજ ગુજારો કરનારા એકાદ પ્રોફેશનલ જરનાલીસ્ટ ન હોતા. એવણના ગુજારાનો મુખ્ય આધાર તો ઈ૦ ડી૦ સાસુનની પેહડીમાં એવણ જે ધરખમ મુસારો પાળતા હતા તે પર હતો. અનેક જીમેદારીથી ભરેલા એક ઓધાની સર્વે ફરજો ફતેહમંદીથી બજાવ્યા બાદ સાહિત્યના તખતા ઉપર અરધી સદી સુધી એવણે પોતાનો આગેવાન દરજ્જો કેમ ટકાવી રાખ્યો હશે, અને એ 'શોખની સેવા' માટે તેવણ વખત કેમ અને કયાંથી ફાજલ પાડી શકતા હતા, અને ઉંમરનાં વધવા સાથે પણ પોતાનાં તન મનનું બળ જીંદગીની છેક છેલ્લી પળ સુધી કેમ જાળવી શકયા હતા, એ સવાલો મેં મારાં મનમાં ઘણીકવાર ઉભા કર્યા છે. એનો જવાબ શું હોય ? સિવાય કે એ પણોતો પુત્ર તે દાદારની દરગેહથીજ પોતાની કલમ પોતાના હાથમાં લઇનેજ અવતર્યો હતો.

ઘણાં વર્ષોની વાત છે, જયારે હું મારાં એક કામ અર્થે મુંબઇ ગયો હતો ત્યારે એવણને મલવા ગયો. તે વેળા બેહેન જરબાનુંના હાથમાં "ફુરસદ"ના તે માસના અંકનો ખરડો હતો, અને બહમનજીની આંખો પ્રેસથી આવેલા પ્રુફમાં ઓસેલી હતી. "તમારો નમનતાઇ ભરેલો સેવક 'નાજુક'," મેં પોતાને ઇનટ્રોડયુસ કરતાં કહ્યું. તરત તેવણ ઉઠયા, હર્ષભરેલી બગલગીરીમાં અમારાં તન ભેગાં થયાં. પછી મારો હાથ બેહન જરબાનુંનાં હાથમાં મેળતાં તેવણ બોલ્યાં "માહરો વાહાલો વફાદાર 'નાજુક' !" એ પછી મારી ઓજરખ્વાહી ભરી માફી ચાહી લઈ

તેવણે મુફનો એક સફો જે બાકી હતો તે પુરો કરી લીધો. મુફો ભેગા કરી તેવણે મારી કવિતાનું પાનું ખેંચી કાઢી ગાલમાં હસ્તાં હસ્તાં મારા હાથમાં મુકયું. "ઉંહ! કાંઇ દમ જેવું નથી!" મેં ટકોર કીધી. "હું! દમ જેવું નથી?" એ જવાબ સાથે ડોકું જોર જોરથી હીલાવતાં ઘણી મગરૂરીથી તેવણે તે પાનું તેની જગ્યા પર ગોઠવ્યું. તે મીઠી ને માયાળુ મીલાકાત આજ સુધી મારી યાદમાં તાજી છે, અને તાજી છે તેથી આ લખું છું ત્યારે મારી આંખોમાં આંસુનાં ઝળઝળિયાં ભરાઇ આવ્યાં છે, અને એકવાર હું લખી ગયેલો તે લાઇનો મારાં દિલમાં ધાઇ આવે છે:-

"પણ મને તો કુટવું છે, **બહુમન**! કપાલ,
જબાંન માહરી જીગરને કરેછ સવાલ:-
'શું **બહુમન** સમાન દોસ્ત મળશે ફરી,
જોઇ કહે, શોધી કહે, નજર તું કરી?'
જબાંનને તે આપે જીગર શું જવાબ?
ઘરજ જયાં છે મોહબતનું લુટાઇ ખરાબ!
જીગરને શું તકવો તે મન દઇ શકે?
ને મનને શું આધાર તન દઇ શકે?
જબાં, મન ને બુદ્ધિ, જીગર—જાન—તન—
બેઠાં છે દિવાળું ફુંકી તારા વન!
ભાગી બેન્કો ચાલે બી—પણ, કોણ અરે!
દિલનાં દિવાળાંનું ગાબડું પુરે?"

અને ખરેજ મારાં દિલનાં દિવાળાંનું ગાબડું હજી પુરાંયું નથી.

'સીલવર જ્યુબિલી-ગ્રંથમાં મારા એ માનવંત વડીલે મારે માટે સાચાં વહાલની લાગણી દરશાવતાં જે લખ્યું છે તે મને યાદ આવે છે:—

"'ફુરસદ' માટેનું એ ભાઇનું હેત અને ઉમંગ કાંઇ ઓર કીસમનાં છે,—એવું કે એક ત્રાહીત લખનાર નહીં પણ મારા કુટુંબના એક હોય તેમ એવણ જોડે મારૂં મન મલી ગયેલું છે."

એ વાકય મારાં દિલની તખતી ઉપર હંમેશ માટે કોતરાયલોજ રેહેશે, અને જ્યારે મેં એ વાકય ઉપર ટાંકયું છે ત્યારે એ શબ્દો માહરાં મનને માહરા એ અઝીઝ બીરાદરનાં અતી હેતથી ચાહેલાં ને તેમને વળતાં અતી ઘણાં હેતથી ચાહનાર એ વાહલાંઓ તરફ પ્યારના એક જોરાવર મોજા સમેત ખેંચી લઇ જાય છે.

હું ફરી ને ફરી ઘણું ભાર મેલી કહુંછું કે બહેમનજી કાબરાજી જેવો પનોતો પુત્ર તે દાદારની દરગેહથીજ કલમ હાથમાં લઈને જનમ્યો હતો! એ કલમ તેણે પોતાની કોમળ વયથીજ પેચી હતી અને સંપુર્ણ ફતેહ વચ્ચે ચીવટાઇથી ઝાલી રાખી હતી. તે શરણુ થયો છે તો માત્ર મોતનેજ! અને એવા સંતોષ વચ્ચે કે તે પોતા પાછળ આવતી ઓલાદ માટે કિંમતી રત્નોનો એક અખુટ ખજાનો મેળી જતો હતો! એવું ભાગ્ય સઉ કોઇનું હોતું નથી. એવા પણોતા પુત્રો માતાઓ વારવાર જણુતી નથી, અને જ્યારે એવા પુત્રો આ 'સરાએ ફાની'થી કુચ કરી જાય છે ત્યારે તેમની જગ્યા સેહેલાઈથી પુરી શકાતી નથી. ૬૫) વર્ષની ઉદ્યોગી જીંદગી પછી બહેમનજીએ પોતાનો પ્યારો જીવ તા૦ ૧૨મી જુલાઇ ૧૯૨૫ને દીને તે કીરતારને સ્વાધીન કર્યો.

જે કાંઇ મેં ઉપર લખ્યું છે તે બહેમનજી નવરોજજી કાબરાજીની જીંદગીનું સંપુર્ણ ચરિત કેહેવાયજ નહિ. તે માટે તો એક દલદાર જુદું પુસ્તકજ લખવું પડે. આ તો માત્ર એક માનવંત વડીલની યાદમાં લખેલા એક બે બોલ છે, અને એ એક બે બોલ હું એજ દુવા સાથે ખતમ કરીશ કે તે રેહેમી કીરતાર મારા આ વાહલા મિત્રનાં રૂહને સદાકાળ પોતાની પ્યારી પનાહમાં શાદ અને આબાદ રાખે!

સાથે સાથે મારી એ પણ દુવા છે કે બહેમનજી પોતા પાછળ સાહિત્યનો અખુટ ખજાનો કોમ અને પરકોમ માટે મેળી ગયા છે તેનો વરસ દર વરસ ફેલાવો કરતાં રેહેવા તેવણનાં બન્ને વાહલાંઓને જર, જોમ અને જશ એનાયત કરે, જેથી એ માહાન લેખકની યાદ તાજી રેહવા ઉપરાંત ગુજરાતી વાંચક–વર્ગને નીતિ, મીઠાસ અને ઝમકથી ભરેલાં નાદાર રત્નો મેળવવાનો લાહવો મળતો રહે—આમીન!

જાંહાંગીર ખુરશેદજી વીકાજી,
("નાજુક.")

હેદરાબાદ-દખણ,
તા૦ ૧૫-૮-૧૯૩૧ ઇ. સ.

# એક ગમખાર યાદ.

( વ્હાલા બ. ન. કાબરાજીને "નાજુક" તરફથી. )

ખુદા ! જન્મ, જીવન, મરણનો ભરમ—
મને કહી દે શું છે, કરીને કરમ !
પધારવું અમારૂં હ્યાં શાંને થકી ?
સિધારવું છે જ્યારે કે આખર નક્કી !
છે બનવાના જ્યારે એ બન્ને બનાવ,
એ જીંદગીની મોહબત શા કાજે બતાવ ?
કાં નહીં જનમતાંને વારજ મરણ ?
ગળાંમાં કાં જીંદગીનો ડેહોરો[1] કઠણ ?
જો જીવવુંજ છે જન્મી, કાં મોહોતની બલા ?
જો મોહોતજ છે આખર, કાં મોહોબત ભલા ?
અકેક દહાડો મોહતને જો પાસે કરેછ,
તો જીવવાની ખુશી કાં આદમ ધરેછ ?
ભરે છે જનમ કાં જીગરમાં ઉલ્લાસ ?[2]
કરે છે મરણ કાં જીગરને ઉદાસ ?
મગર તું ખુદા, છે કળાનો ધણી,
તેં ગોઠવીછ વ્યવસ્થાને ગણત્રી ગણી !
એ આંગળનું માહરૂં આ ટુકડું કપાળ,
કરીજ શું શકે તુંજ મતિ પર સવાલ ?
ભરમનો છે પડદો એ બાબત ઉપર,
જે પડદામાં પેશે નહીં કોઇની નજર !
જાણવું છે એટલું બસ ઇનસાનને,
કે તાબે છે સઘળું તુંજ ફરમાનને !
પેગમબર એ ફરમાનને ગયા નમી,
હટાયા પેહેલવાનો અંદર ઝમીં !

---

૧–નાહસી જતાં જાનવરોનાં ગળાંમાં જે ભારી લાકડું બાંધે છે તે.
૨–ખુશી.

અનેક તાજદારો દફન થઇ ગયા,
અનેક શાહ સ્વારો કફન લઈ ગયા!
અનેક સુંદરીઓ રોલાઇછ રાખમાં,
દટાયું છે સૌંદર્ય સઉ ખાખમાં!
સુતા છે કલમકશ કાંઇક મંદ થઇ,
સરળતા કલમની બધી બંદ થઇ!
કપાએલી કલમની કરૂંછ જ્યાર યાદ,
પોકારૂં છું "દાદાર! દે દાદ! દાદ!!"
કલમકશ કળાબાજ વ્હાલા **બહમન**!
ઉઠેછ તાહરી યાદે જીગરમાં અગન!
બેઅખત્યાર આંખોથી આંસુ સરેછ,
બેહાંસલ આ કાગલ પે પટપટ પરેછ.
ઓ રડવાથી મળતો હોય પાછો **બહમન**,
તો આંખોથી સિધુંનું છોડું ઝરણુ!
જીવ માટે જીવ 'જમ' જો બદલામાં લે,
ને જગને તે પાછો તને આપી દે,
તો જીવ માહરો ખુશીથી હાજર કરૂં,
ઓ **બહમન**! તું કાજે તે નજર ધરૂં!
કલમની કદર જો કલમ નહીં કરે,
છે ઉકરડે ફેંકવાનું તણખું ખરે!
કલમ આજ કેવી કપાઈ ગઈ!
પ્રભા આજ કેવી બુજાઇ ગઇ!
લેખણ લાખો લાડની લુટાઈ ગઇ!
રે! સબજી ચમનની સુકાઈ ગઇ!
શમશેર હતી, કે તે કલમ હતી?
કલમ, કે દુખીયાંનો તે મરહમ[1] હતી?
મરહમ હતી, કે તે રક્ષક હતી?
રક્ષક હતી, યા પરીક્ષક હતી?
**બહમન**! માહરા હજારો હેતના **બહમન**!
ખાલીજ તાહરી જગ્યા હયાં રહેશે તદન!

---

૧-મલમ.

ઓ! તેં જે કે વાણીઓ મીઠી વદી,
વદે કોણ? જાશે જો વહી બી સદી?
ઓ લેખક—મંડળનો તુરરો ને તાજ!
ખુદાઇ મેહેરથી થએલો સદા સરફરાજ!
તું લખતો, કે મોતીનો છોડતો વરસાદ?
તું બોલતો, કે અમૃતનો આપતો પ્રસાદ!
તુંજ વાર્તાના ડુંગરો ખેંચી ઉંચાન—
ઉભાછ, જે પર ફતેહની લેહેરાયછ નિશાન![1]
જમાનો લાવી તેને શકશે ન હેઠ,
તે અમૂલ છે-અજીત છે—અમર છે ઠેઠ!
તું ગયો? ઓ ના! તું કાંઇ ગયો નથી!
**બહેમન**! અમથી જુદો તું થયો નથી!
તુંજ તેજસ્વી ભેજાંના અમર કિરણ—
સુરજમાંથી પૃથ્વિ પર લેશે ઝરણ!
તે ચાંદાના ચળકાટમાં મારશે ઝલક!
તે તારાને ઝુમખે દિપાવશે ફલક!
ના! તું જેવા લેખક કાંઇ મરતા નથી!
પાનખરનાં પાતરાં પેર ખરતાં નથી!
ચિતારેલા લેખોમાં રેહેશે ચિતાર,
ઉતારેલા વાર્તામાં રેહેશે વિચાર!
નાટકોની નામનાનો લોકો હજાર—
તાલીઓના ગગડાટમાં કરશે સ્વિકાર!
"ફુરસદ"માં તાહરા કલામોનાં ફુલ—
પમરતાં તે રેહેશે-ને તાજાં બિલકુલ!
પણ મને તો કુટવું છે, **બહેમન**, કપાલ!
જબાન મારી જીગરને કરેછ સવાલ:—
"શું **બહેમન** સમાન દોસ્ત મળશે ફરી,
જોઇ કહે, શોધી કહે, નજર તું કરી?"
જબાનને તે આપે જીગર શું જવાબ?
ઘરજ જ્યાં છે મોહબતનું લુટાઇ ખરાબ!

---

[1] વાવટો.

જીગરને શું તકવો તે **મન** દઇ શકે ?
ને મનને શું આધાર તન દઇ શકે ?
જબાં, મન ને બુદ્ધિ, જીગર-જાન-તન—
બેઠાં છે દિવાળું ફુંકી તારા વન !
ભાગી બેન્કો ચાલે બી—પણ કોણ અરે !
દિલનાં દિવાળાંનું, ગાબડું પુરે ?
નાકેસ માહરી કલમના આશક **બાહમન** !
સાદા માહરા કલામના ચાહક **બાહમન** !
ખબર શું મને રે ! મને શું ખબર ?
કે રડવુંછ મને આજે તારી ઉપર !
હું કેમ તાહરી મયાનું કરૂં બયાન ?
હું કેમ તાહરી દયાનો વદું વખાણ ?
હું કેમ તાહરી સચ્ચાઇનું કરૂં રટણ ?
હું કેમ તાહરી સાદાઇનું કરૂં ભજન ?
તાહરી દોસતીમાં હતો હું અમીર !
તાહરા વન તો આજે છું મુફલીસ ફકીર !
તાહરી છાયામાં હું હતો મુસ્તકીમ,
તાહરા વન સરાસર છું આજે યતીમ !
જબાં શું કહે—ને કલમ શું લખે ?
જીગર જ્યાં કે ગમથી છે ફત્તર પખે !
ઓ ! ગોઠવું કીયાં એવાં લાવી વચન ?
જે હોય તાહરા મોભાને બરનાં તદન !
જે હોય તાહરી મમતાને લાયક મધુર,
જે હોય તારી પ્રોઢતાને પુગતાં ને પુર !
તાહરા જશને કરતાં કે જે હોય જવાબ,
તાહરા તોરને દેતા કે જે હોય તાબ !
ચમનમાંથી ચુંટી કીયાં લાઉં ગુલ,
જે નિજ બારગાહમાં તું રાખે કબુલ ?
માહરાં ઝહેનની જુંબીશ[1] તો જકડાઇ ગઇછ !
માહરા લફ્ઝની બંદીશ[2] તો ફસકાઇ ગઇછ !

---

૧–મનનું મસ્ત હાલતમાં ઝોકાં લેવું. ૨–વચનોની બાંધણી.
૩–કવિઓની કદર કરનાર.

કલમનો તે લટકો તો લટકી ગયો,
કલામનો તે ટચકો તો અટકી ગયો!
માહરી ખોટનો કેમ વર્ણું સીતમ,
ધરૂં જોબી હાથે હું સો સો કલમ!
નાદારી એ માહરી જે દીસે છે આજ,
મને માફ કરજે, ઓ શોઅરી-નવાજ![3]
નમી, બસ તે દરગે હું દઉં છું દુઆઃ–
બેહિશ્તનો ચમન તુંજને બક્ષે ખુદા!
મિનાઇમાં ખુશનુદ વસ્તો રહે!
પનાહમાં સદા **તેની** હસ્તો રહે!
ખુદા તાહરાં વ્હાલાંને આપે સબર!
અને રાખે તેઓ પર રહેમી નજર!
હયાં કાપુંછ કલમ, ને આ રોકુંછ કલાંમ,
સલાંમ! વ્હાલા **બહમન!** લે **"નાજુક"** સલાંમ!



# "રાતો ગુલાબ."

# અર્પણ.

માહરા પપા

**બહમનજી નવરોજજી કાબરાજી,**

કે જેઓએ

પારસી સાહિત્યને વારતાઓ અને નાટકો રૂપે એક મોટો સંગ્રહ આપ્યો છે.

એટલુંજ નહી, પણ જેઓએ

ગુજરાતી જબાંનની લખાવત, તેની ઝમક,

જોશ અને, સૌથી અગતનું, તેની શુધ્ધતા સાથે

**એક અતિઘણા ફત્તેહમંદ લેખક તરીકેનો**

**આગેવાન દરજજો પચાસ વરસ વેર ટકાવી રાખ્યો છે,**

અને જેઓની જગા,

તેમનાં લખાણોની પ્રસંશાનાં જોશમાં

ઉશકેરાયેલો સમજદાર અને કદરસનાસ વર્ગ બોલે છે ને માને છે તેમ,

**ખાલીજ છે,**

અને વળી જે **વાહલા વાલીદ**

મને ને માહરાં મમાને

પોતાનાં ગળાં સાથ બાંધી રાખી જીવથી આલે જાંણ્યાં હતાં,

અને જેમની હસ્તીનો મીઠાસ દુ:ખમાં બી સુખનોજ ભાસ કરાવતો હતો

કે જે મીઠી યાદોનાં પરિણામમાં

અમારાં બંનેનાં જીગરમાં જેમની જગ્યા

**ખાલીજ છે,**

**તે અમારા જાનોજીગર દારલીંગન,**

તેમનાં તે અમારે માટેનાં ખુદાની ખુદાઇ પુરવાર કરનારાં

હેત માટેનાં હજારો હેસાંન સાથ,

તેમની પોતાની કલમથી લખાયલી "રાતા ગુલાબ"ની વારતાનું

અમોએ છપાવીને પ્રગટ કરેલું પુસ્તક,

માહરા ને માહરાં માતાજીના ભારે ગમ અને ધોધમાર આંસુઓ વચ્ચે

વળતાં હેતની હજારો કીસીસ સાથ

**અર્પણ કરી**

તેમના પ્યારા પગ પાસ મેલું છું.

**વૅસ્ટ વ્યુ, કોલાબા,** **શીરીન ફીરોઝ બેજનજી વાચ્છા.**

મુંબાઇ, તા૦ ૧લી સપટેમ્બર ૧૯૩૧.

"મેં માહરી આખી જીંદગીમાં અધર્મ કોઇ જાંણ્યો નથી, અસત કે બેઇજ્જતીભરેલું કશુંજ કીધું નથી. હું નેકીમાં જીવ્યોછ, તો મને નેકીમાંજ મરવા દેઓ!"

બ. ન. કાબરાજી.




## પુસ્તક ૧ લું.

**[ એક નીતીમાન નાટકકાર અબળાએ પોતાની વીટક વાતની કહેલી કાંહાંણી. ]**

### પ્રકરણ ૧ લું.

હું પોતે માહરી તમામ વીટક વાતની એક વાંચવાજોગ કાંહાંણી, માહરા સંબંધમાં જેમ બની અને ગુજરી છે તેમ, વીગતવારે અને ખરેખરી, વાંચનારા વર્ગની મોજ વાસ્તે અત્રે રજુ કરૂં છું. એમ કરતાં, છેક મુળ શરૂઆતથી શરૂ કરવા વાસ્તે, માહરે કહેવું જોઇએ—કે જેમ એ જાતની જીંદગીની ઉથલપાથલ રજુ કરનારી લગભગ સઘળીજ કાહાંણીઓમાં, મને ભય છે કે, કહેવામાં આવ્યું છે—કે માહરાં માબાપ કોણ અને મને આ દુન્યાંની રોશણી બતાવા વાસ્તે હું કોણુની આભારી છું તે હું મુતલગ જાંણુતી નથી. માહરી છેક બાળક બચગીના બાબમાં માહરાં મન પર જો કોઇ બી એવો ઓસ્તવાર છાપ પડેલો, હું માહરી છોકરવન કે લગાર સમજની જીંદગી થયાં પછી, હરહંમેશ યાદ કરી શકી હોઉં તો તે એટલોજ છે કે એક નેકસુરત નેકસીરત અબળા મને એક વાર પોતાની પવિત્ર ગોદમાં દાબી નવધાર આંસુએ રડી હતી, અને, વળી તેજ મુજબ, ઘણાજ મીઠા ચેહરાના એક મર્દે પણ મને હૈયાં સરસી ચાંપી ઘણો કકલાટ કરયો હતો. આ માહરો એકાદ સ્વપનવત ધખારો બી હોય, મગર તે કાંઇ અજબજેવી રીતે, છેક માહરી બાળ્યાવસ્થામાં હુબહુ બની ગયલા એક બનાવ તરીકે, તપાવેલાં લોખંડના દાહમ મીસાલે માહરાં મગ્જમાં મજબુતીથી ઘર ઘાલી છપાઇ રહયો છે, અને તેની સચ્ચાઇ માટે હું જરા એ ખાત્રીપુર્વક

નહીં છતાં, અજબજેવું કે, કશીજ રીતે શંકાશીલ થઇ શકતી નથી. એ પછીનું, મગર, મને માહરી છેક નહાની બાલ્યાવસ્થાનું કશુંજ યાદ આવતું નથી, અને તેથી માહરે આ માહરી લંબાણ કાંહાંણીનું મંડાણ તે વખતથી કરવાનું છે કે જ્યારે હું આઠથી દસ વરસની હતી, અને માહરી આસપાસના ને ખુદ માહરે લગતા બનાવોની જ્યારે હું પુર સહમજ ધરાવી જાંણુતી હતી.

એ વખતે હું માહરા મમાવા જોડે કારખાનાંઓ માટેનાં યુરોપનાં મહશુર શેહેર લીડસ ખાતે રહેતી હતી. તે ઇજ્જતદાર પણ નિર્ધણુ આસામીઓથી વસાયશો એક મોહલ્લો હતો, બલ્કે અમો વસ્તાં હતાં તે જીલ્લો આખો મુફલસી અને કંગાલ્યતનુંજ એક ધામ હતું. તે બાહેરનાં મોટાં કારખાનાંઓમાં રોજી ખોળી ખાનારાં હજારો મુફલીસ ગરીબોનાં રેહઠાંણનો એક જીલ્લો હતો, કે જેની આસપાસનાં તે જંગી કારખાંનાઓની રાક્ષસી ચીમનીમાંથી ચાલુ નીકળતા રહેતા કાલા ધુમાડાના ગોટેગોટાથી તે આખું અતરાફ કાજલભર્યું ધુમાધાર થઇ રહેલું હતું, અને તે છતાં તે વાતનો ત્યાંનાં રહીશોને જાંણે વરસોનો સહવાસ થઇ રહેલો હોવાને લીધે જેમાં કોઇને ઉબક આવવાનું કે કંટાલો ખાવાનું કશું હતુંજ નહીં. તે જાતની હવા તે તરફનાં રહીશોની રગેરગમાં પચી ચુકેલી હોવાથી ધુમાડાનું "ન્યુસન્સ" તે તો જાંણે અમારે માટે રોજનો એક કશી બી અગત વગરનો મામુલી બનાવ હતો.

ત્યાં—એવા એક મોહલ્લાને નાકે—ની એક સાંકડી શેરીમાં માહરા મમાવા ઘરડા મી० બોનીફેસનું ઘર હતું. તે કદાપી તે આખા મોહલ્લા કે આખા જીલ્લામાં સૌથી મોટું હશે, પણ તેમ વળી સૌથી વધતું એકાંત, વધતું બંધબસ્ત, વધતું ચુપચાપ હતું. તે લાલ ઇંટનું એક અસલવારેનું મોટું મકાન હતું—એટલું મોટું કે જરૂર પડે તો અનેક બીજાં કુટુંબો તેમાં સમાઇ શકે; એમ છતાં, તે મોટે ભાગે પડત અને બંધ હતું, અને ફક્ત હાલમાં તેમાં વસવાત કરી રહેલાં અમો ત્રણુજ હતાં. એ ત્રણમાં એક માહરા મમાવા બોનીફેસ પોતે, બીજી હું અને ત્રીજી અમારે ત્યાંની માહરા મમાવા જેવીજ ઘરડી એક હાઉસકીપર નામે મીસીસ પાર્કસ હતી.

માહરા મમાવા, અલબત, કાંઇ કામકાજ કરતા ન હતા. તેવણુનો ધંધો, હું સમજની થઇ ત્યારે સમજવા લાગી તેમ, ફક્ત ન્હાની ન્હાની ધીરધારનો હતો, ને વ્યાજ વટાવપર તેમનો ગુજારો હતો. તેવણુ ઘસીને ચાલતા નહીં ને ધમ દઇને તુટી પડતાં નહીં. તેવણુની ધીરધાર કાંઇ મોટી ન હતી, કેમજે ગરીબી ને પૈસાની મોહતાજીનો તેમનો અફસોસ રોજનો ને મોટો હતો. જે હતું તે, તેવણુના જાહેર કરવા મુજબ, ઘણું થોડું ને ઘણું ગરીબ હતું, ને તે "ચાંચરની ચરબી" જીવની કાંની જાળવી જાળવીને, ઘણી ન્હાની ન્હાની રકમો જુદા જુદા આસામીઓને વ્યાજે આપી, એક સારી જેવી રકમ, પોતાના મુદ્દલ અવેજની ઘણીજ પુરતી સલામતી વચ્ચે, તેવણુ કુટી કાઢી શકતા હતા. વળી તે ઘર કે જેમાં અમે રહેતાં હતાં તે એવણુનાં પોતાની માલેકીનું હતું, મગર તે બી એવણુને તદન પાણીને મુળે મલી ગયું હતું વાસ્તેજ એવણે ખરીદ્યું હતું; નહીં તો એવણુ કાંઇ એવા સુમારા ન હતા કે એક મોટી રકમ બદલ એવી મોટી મીલકતની ખરીદી કરી લે!

ખરી વાત એટલીજ હતી કે તે ઘરમાં અસલવારે કોઇ ખુંન થવા પછીથી તે મરનારનો ભુત ત્યાં ભમતો હોવાનો લોકોમાં અજબજેવો સાખો પડયો હતો, અને તેની ઓહકાંણુમાં તે મકાન પછીથી વરસો તક પડત અને બંધ પડી રહયું હતું. આ લાલચ હતી. તેનો માલીક કોઇ બી ખરીદદાર મલે તો જેમ જાય તેમ એ ઍબની તોકને પોતાનાં ગલાંમાંથી કાઢી નાખવા ઘણો તત્પર અને ખુશી હતો, ને માહરા મમાવા જે એવું પડયું ખડયું શોહોધવામાં ઘણા કુશળ હતા તેવણે તે વાતનો લાભ લઇ, ઉપર કહ્યું તેમ, કેવળ પાણીને મુલે તે પડાવી લીધું, અને તે પછીથી પોતે અત્રે વાસો કરી રહેલા હતા. તેવણુને ભુતનો ભય કે ખત્રો ન હતો. તેવણુ પૈસા બદલ ભુતના બાપને બી ખાઇ જાય કે વેચી આવે એવા શુરા અને મતલબમાં પુરા હતા, અને તેથી જીવે જાગે ત્યાં સુધી ભાડું બચાવાની આ તેવણુની તરકીબે ખરેખર તેવણુ જીવ્યા જાગ્યા ત્યાં સુધી તેમને વરસો તક જવાબ દીધો. ભાડુતો કોઇ રહે એવું હતુંજ નહીં, એટલે ફક્ત પોતાના વપરાસ જોગી જગ્યા રાખી બાકીની તેવણે બંધ ને પડત રાખી મેળી હતી, ને હું સમજની થઇ ત્યારના તેવણુને ગરીબીનાં સંકટ વચ્ચે એજ મકાનમાં થર પડેલા હું જોતી આવી હતી.

ઘરમાં ફરનીચર બી, અલબત, જરૂર જોગું છેક કાચરાને સાલનું ને કેવળ ખેરસલ્લાહ હતું એ તો વળી કહયા વનાજ ચાલશે. ઘરમાં વરંડાપરથી દાખલ થતાંજ એક ન્હાનો ઓરડો જે આવતો હતો તે બેસવા ઉઠવાના ઓરડા તેમજ ઑફીસરૂમ તરીકે કામ લાગતો હતો, ને તેની બાજુમાંજ માહરા મમાવાજીનો સુવાનો ઓરડો હતો. ડાઇનીંગ હૉલ પાછલી મેર હતો, અને અમે લોક માલપર હતાં. બરાબર એજ આગલા ઓરડાઓને માંથેના બે ઓરડા અમારા સ્વાધીનમાં હતા, જેની વચમાં બારણું હતું, ને તે માંહેલો એક બચગીથીજ માહરો ને બીજો મીસીસ પાર્કસનો હતો. માહરા મમાવા ચાહતે તો એક બીજો પાસેનો ઓરડો ખુલાવી ઑફીસરૂમ પણ અલગ બનાવી શકતે, પણ તે માટે ફરનીચર થોડુંક વધારાનું જોઇતે, ને તે વળી સાફસુફ રાખવાનો ખરચ બેસતે, જે બધું એ ડોસાજીના સ્વભાવને પેશ આવે એમ ન હતું. તેવણે "સીટીંગરૂમ"માંજ પરદો ભરીને એક ખુંણામાં પોતાની નાઘલી જેવી એકાદ બાંગીભુલી ટેબલ ને અસલવારેની એકાદ બે ખુરસીની ઑફીસ બનાવી લીધી હતી!

ટુંકમાં, આ માહરાં ટુંક બ્યાનથી વાંચનારાં સાહેબો જોઇ લેશે કે યાતો માહરા મમાવા ખરેખર મુફલીસ હતા, અથવા તો મુફલસીના ઢોંગ કરનાર એક અવ્વલ નંબરના કંજુસ મખીચુસ હતા; ને તે વખતે હું ઘણી નાદાન ને નાઘલી છતાં મને એ તો વસવસો થતોજ રહેતો હતો કે મમાવાજી બતાવતા હતા એટલા બધા લાચાર કે ગરીબ નહીંજ હતા. માહરીપર તો, એમ છતાં, એવણનો ખરેખર ઘણો જીવ હતો. જીવ કરીને માહરાપર રેળા રેડી દે એવું કાંઇ નહીં હતું, પણ હેત પુરતું કરતા ને રાખતા જણાતા હતા. પૈસાખરચના તો માહરે માટે પણ વાંધાજ હતા. મને તે તરફની એક સ્કુલમાં મુકી હતી ખરી, પણ તેના પગારના તેવણના હાયસોસારા માહરે બાથુકના સાંભળવાના હતા. એ તો માહરાં ખરેખર સારાં નસીબ કે માહરી પોતાની ઉલટથી

શીખવામાં બચગીથીજ મને મજાહ માલુમ પડી, ને નસીબ સંજોગે, વળી, હું જેની સ્કુલમાં હતી તે કોઇ ઘણી અસરાફજાદી બાઇ હતી. તેને કાંઇક માહરે માટે પ્યાર આવી ગયો હતો, ને તે મને શીખવવા, તેથી, ઘણીજ કાળજી કરતી હતી. તેનું મત એ હતું કે તેની આખી સ્કુલમાં હું સૌથી ચંચલ ને દીલજીત છોકરી હતી.

તેણેજ મને 'રાતો ગુલાબ' એ અજબ જેવું નામ આપ્યું હતું, કે જ્યારે ખરી રીતે તો માહરૂં નામ ઍન્જલ (અથવા ટુંકમાં "નૅન્સી") કરી હતું; અને આખી સ્કુલમાં ને પછીથી આખા જીવ્હામાં હું માહરાં અસલ નામે નહીં પણ "રાતા ગુલાબ"નાં અજબ જેવાં નામેજ ઓળખાયલી ને જણાયલી હતી. મને કાંએ એવું હસવા જેવું નામ માહરી માસ્તરે આપ્યું હોશે તે માહરી બાળક ઉમરે હું કશું સમજી શકતી ન હતી, ને સમજવાની મેં કદી કનવાર પણ કરી ન હતી——મને તે ખ્યાલજ કોઇ દહાડે થયો ન હતો—પણ પછીથી જ્યારે હું સમજતી થઇ કે એ નામ મારી ખુબસુરતીને એક "કૉમ્પલીમેંટ" હતી ત્યારે બી માહરી તે ભલી શીક્ષકની ભોલાઇ ને સ્વચ્છ મનની ભલમનસાઇ વાસ્તે હું માહરાં મનથી હસ્યા વના રહી નહીં.

માહરી સ્કુલ ફી ઘણી નજીવી હતી, પણ તેની બી તે ભલી બાંનુને કશી પરવાહ ન હતી; અને જોકે ડ્રૉઇંગ ને મ્યુઝીકનું ઍકસ્ત્રા (વધારાનું) આપવા માહરા મમાવાજીએ ઠરાવથી ના કહેલું તોબી તે એ બધી તાલીમમાં બીજી છોકરીઓ સાથે મને ધરમખાતે શામીલ કરતી ને લાયક બનાવતી, જે ઉપરથી એવડી ઉલટ સાથે બધું ઉપાડી લેવા ને શીખવા માટે મને જાંણે એક વધારાની લાલચ રેહતી. એ પ્રમાણે મીસીસ કૅલી—કે જે એ માહરી ભલી શીક્ષકનું નામ હતું તે—ને હસ્તક માહરો અભ્યાસ માહરી ઘણી નાહની ઉમરથીજ ઘણો સારો ચાલવાનો એક નસીબવાન સંજોગ થયો હતો.

મીસીસ પાર્કસ (અમારી હાઉસકીપર) પણ માહરી સાથ ઘણી ભલી હતી, પણ તે ભલાંપણું ખરાં દીલનું કરતાં ફરજ્યાત હોય એમ મને વધારે કરીને લાગ્યા કરતું હતું. તે એમ કરીને માહરા મમાવાને રાજી રાખવા માંગતી હોય એમજ મને લાગ્યા કરતું. ગમે તે હોય, પણ માહરા મમાવાની તે નોકરાંણી છતાં માહરા મમાવાને ઘણા કાબુમાં રાખી શકતી, ને કોઇનું કહેલું જે તેવણ કદી ન કરે તેવણ તેનું કહેલું ગમે એટલા બબડે બબડે છતાં પણ મને લાગતું કે કરયા વના રહેતા નહીં! વરસોથી તે એવણની નોકરીમાં હતી. એવણનેજ ત્યાં તે ન્હાનીથી મોટી ને મોટીથી ઘરડી થઇ હતી, અને તેથી જોકે આખાં ઘરનું લહેરૂં તે એકલે હાથે ઉઠાવતી અને કરતી હતી, તોપણ તે ઘરધણ્યાંણી જેટલીજ છતી થઇને અમારી લગોલગ બેસતી ઉઠતી, ને બધી વાતચીતમાં પણ તેટલેજ આગળ પડતો ને આગેવાનીભરયો ભાગ લેતી. માહરા મમાવા પણ તેના પર પુરતા ખુશી હતા. તે ઘણી નીમકહલાલ અને વફાદાર તરીકે તેવણનું ઘણું વહાલ અને વિશ્વાસ વરસો થકી જીતી ચુકી હતી, ને માહરી કને પણ માહરા મમાવાજી જ્યાર ત્યાર તેની તારીફજ કરતા. મને તે કાંઇ ઘણું નહીં ગમતું. મને એક ખટકો થતો—આટલી માહરી ખરેખરી નાહાન ઉમર છતાં—કે મમાવાજી જાંણે તેનાથી કોઇ વાતમાં

બીહીતા હોય ને સાંમી તેને રાજી કરવા ને હંમેશ રાજી સખવાજ માંગતા હોય! કહાના તો એવી ભલી હતી ને ચાકરી છોડી જાય તો જેરીમાં પોતે રવડી પડે તેથી બી તેવણ તેના સંબંધમાં એટલા બીહીતા હોય એમ પણ વળી મને માહરી બાળકબુદ્ધિથી કઇ કોઇ વાર લાગતું.

તે વીધવા હતી. તેને ત્યાં એક બેટો હતો જે હાલમાં પુરતો મોટો થયલો હતો, ને યોર્કમાં એક વકીલને ત્યાં નોકરી હોવાથી તેજ તરફ રેહનો હતો. તે જ્યારે હું દસેક વરસની હતી ત્યારે ૩૫ થી ૪૦ની ભરતીમાં આવેલો હતો, ને તેના દેખાવમાં કાંઇ એવું હતું કે જે જોતાં સાથે જાંણે ગમેજ નહીં. તે કાલો ચશ્મો પેહડનો હતો, ને જોઇએ તે કરતાં ઘણો વધારે કહયાગાર, નમાનો ને તાબેદાર દેખાવાનું કરતો, જે મને જરાએ પસંદ આવતું હતું નહીં. તે પરણેલો અને બચરવાલ હતો, ને મહીને બે મહીને પોતાની ઘરડી માયને મલવા અમારે ઘરે આવતો. તેનું નામ થૉમસ હતું—મી૦ થૉમસ પાર્કસ—અને આવતો ત્યારે અમારી સાથેજ ટેબલપર બેસીને એક સુફરે જમતો. એ પણ માહરી એક અજાયબીજ હતી. માહરા અતી કંજુસ મમાવા એ બોજ શું કરવા ઉપાડતા હતા? તેવણના તો જીવપર છરી ફરવી જોઇએ, ને તેમ છતાં તે મહીને બે મહીને આવ્યા કરતો, ને એક બે દાહડા માયને મલવાને મસે થબકી મારતો તે વાસ્તે મેં તેવણને કદી બી બબાળતા કે ચીરડાતા સાંભળ્યા ન હતા; અને ખરેખર તો એ આખ્ખોમાખ્ખો એકજ મેહેમાન હતો કે જેને મેં માહરી દસ વરસની ઉંમર થતાં સુધીમાં માહરા મમાવાને ઘર આવેલો ને જમેલો જાંણ્યો હતો.

---

## પ્રકરણ ૨ જું.

મેં ઘણીક વખત માહરા મમાવાજીને માહરાં માબાપ માટે આતુરતાભરયા સવાલો પુછ્યા હતા, ને બચગીનો જે એક અજબગજબો છાપ હું માહરાં મગજમાં છપાયલો લઇને ફરતી હતી તેના સંબંધમાં બી ઘણી મીનતજારી સાથે વારંવાર મેં ખુલાસો જાંણવા માંગ્યો હતો; પણ તેવણે મને પાધરા કે ખુલાસેવાર જવાબો કદી આપ્યા ન હતા, અને માહરાં મનના ધખારા માટે તો મને સરયાંમ હસીજ કાઢી હતી. તેવણે મને ખાત્રી આપી કે જ્યારે માહરાં બંને માવીતરો બેહેસ્ત પામ્યાં ત્યારે હું છેક દુધમળ હતી, એટલે મેં જોયલા તે દેખાવના છાપનું બેહુંદાપણું હું પોતે પણ ત્યારે માહરાં મનથી સ્વિકારવા વના રહી શકતી નહીં.

એ દરમ્યાન હું પેહલ્લી જે એક ખુશીની ખબર સાંભળવા પાંમી તે એ હતી કે માહરાં એક ફુઇ જેવણ શેફીલ્ડમાં રહેતાં હતાં તેવણ માહરા મમાવાને મલવા આવનાર હતાં. મેં તેવણને કદી નજરે જોયાં ન હતાં, પણ અવારનવાર કાગળ લખીને તેવણ માહરી ખબર મંગાવતાં હતાં, જે કાગળોપરથી તેવણ ઘણાં દયાલુ દીલનાં લાગતાં. વળી અવારનવાર તેવણ કાંઇ ને કાંઇ મારા જોગું માહરે નામે કોઇ આવતાં જતાં સાથે ચાહીને મોકળ મોકળ પણ કરતાં, તેથી બી તેવણના ભલા સ્વભાવનો સદગુણ મને ઘણો પુરતો જાહેર થઇ ચુકેલો હતો. તેવણ અત્રે, તેથી, પોતાના એકનાએક દીકરા હેરી સાથે આવનાર છે

એ ખબર સાંભળી મને ઘણી ખુશાલી હાંસલ થઇ. એ ખબર માહરા મમાવાએજ મને અબડી ભભડીને કહી. તેવણને એ "કાતર" ગમતી ન હતી. કોઇ બી પહરોણાં તેવણને ત્યાં આવવાનો રીવાજ ન હતો—પહરોણાં આવે તે ખરચ કરાવે, ને ખરચ કરવાની તેવણની સ્થિતી કે મરજીજ ક્યાં હતી?

માહરાં ફુઇને, એમ છતાં, બીલકુલ અસભ્ય થઇને તેવણ ના પાડી શક્યા ન હતા. તેવણેજ આવવા માગ્યું ને લખ્યું હતું, ને માહરા મમાવાને ગલે ગાંઠ ને મોંઢે ડુચો ઘાલી દેખીતી ખુશી સાથે જવાબમાં હા લખવી પડી હતી. માહરાં ફુઇ વીધવા હતાં. તેવણના ધણી મરણ પામ્યા પછી પણ તેવણ ત્યાંજ રહ્યાં હતાં, કેમજે મરનાર ઘણા ગરીબ સંસારે કાંઇક નજીવું જેવું પોતા પાછળ મેળી ગયા હતા, ને ત્યાંજ તેવણની ઓળખ પીછાંણ થઇ રહેલી હોવાને લીધે તેઓ પોતાનાં એકનાંએક ફરજંદ સાથ તેજ તરફ હજી સુધી ચરીથામ રહ્યાં હતાં.

માહરી બાપીકી અટક પરસીની હતી—હું ઍલન પરસીને નામે ઓળખાતી હતી, પણ એ માહરાં ફુઇ મી૦ વેકફીલ્ડ નામના વેપારીને ત્યાં પરણી ગયલાં હોવાથી મીસીસ વેકફીલ્ડ કેહેવાતાં હતાં, ને તેવણ પોતાના દીકરા હૅરી સાથે હાલમાં અત્રે આવતાં હતાં. તે (હૅરી) હવે બાર વરસની ઉંમરનો થયો હતો——માહરા કરતાં બે વરસ વડો—અને તેને ઉંચી કેળવણી આપવાની પોતાની ગુંજાસ નહીં હોવાને લીધે માહરાં ફુઇમાય હાલમાં માહરા જેફ મમાવાજી જોડે એ વાતમાં મત ને મસલત કરવા આવતાં હતાં. માહરા મમાવાજ અમારાં નાઘલાં કુટુંબમાં વડા હતા, અને ઘણા ડાહયા પાકા કહેવાતા હતા, એટલે તેવણની ગુઝસુઝ કરવા માહરાં ફુઇ આટલે લાંબે આવનાર હતાં તે વાસ્તે હું કશીજ રીતે અજબ થઇ નહીં.

તે લોક આવ્યાં. તે મા—બેટાને વાસ્તે માહરા મમાવાએ એક વધારાનો ઓરડો ઉંઘડાવીને સફા કરાવ્યો હતો, જે માલપરના માહરા પોતાના ઓરડાની બાજુમાંનોજ હતો, અને એ બધી ગરબડ સરબડથી અમારાં સદાનાં શાંત ને ઉંઘતાં ઝુકતાં ઘરને જાંણે એકદમ એક નવી તાજગી ને તેજી આવી ગઇ હતી. બધાં ખુશીમાં હતાં, પણ સૌથી ઘણી હું. માહરાથી તો જાંણે ખુશાલીની મારી રડી રડી દેવાતું!!

તેઓ આવ્યાં. માહરાં ફુઇ વરસ પાંત્રીસેકની ઉંમરનાં, ભલા દેખાવનાં, ફીકા ચેહરાનાં, પતલાં ને ઉંચાં એક બાંનુ હતાં; ને હૅરી? તે સોહામણો, સીધો, પતલો, ઉંચો એક છોકરવન છોકરો હતો. તે હજી તો બચ્ચું હતો–ફક્ત બાર વરસનો–તોબી પંદરનો હોય એવો માતીદા જેવો લાગતો હતો. તેનો ચેહરોજ કંઇ એવો મીઠો હસતો ને નમાનો હતો કે હું તો તેને જોતાં સાથે—પોતે એક નાધલું બચ્ચું છતાં—હેતના વંટોલ્યાથી જાંણે તેની તરફ તમામ ધસડાઇજ ગઇ.

તેઓ બંને આવતાં સાથે મને ઘણુંજ હેતથી મલ્યાં. માહરાં ફુઇએ મને પાછી ને પાછી પેટમાં ચાંપી ને આગળીપાછળી યાદ કરી કેટલુંક આંખ પાણી કીધું; ને હૅરી તો જાંણે આવ્યો ને આવ્યો માહરી દોસ્તી સોહોધતોજ આવ્યો હતો! ઘણુંજ હસતા ને મીઠા ચહેરા સાથ તે મને બગલગીર થયો, ને થોડાજ વારમાં તો અમે એકમેકને "હૅરી" ને "નૅલી" કરવા મચ્યાં!

તે માહરે માટે એક ઘણુંજ મોટાં સુખનું અઠવાડીયું પુરવાર થયું. હું ને હૅરી હાથમાં હાથ મેલવી ખેતરોની લટાર વાસ્તે નીકળી જતાં. તે એટલો સાદો, સાચ્ચો અને દિલસોઝ હતો કે માહરે માટે તો જાંણે એક નવો ભાઇજ તે પુરવાર થયો. તેના તેજસ્વિ ચહેરામાં નિષ્કપટપણું, ભલાઇ ને સચ્ચાઇના સદગુણોજ જાંણે એક તડાકે વાંચી લઇ શકાતા હતા, ને જે જુએ તે ચાહે એવોજ જે એક ચેહરો તે જોતાં સાથે હું, માહરી ઘણીજ નાહની ને નાદાન ઉંમર છતાં, બધી બચપણની લાગણીઓ ને ખુશાલીથી મોહીત થઇ તેમાં શું વાંચનાર અજબ થશે!

માહરાં ફુઇએ અમે એક દહાડો એ પછી એકલાં પડયાં ત્યારે મને માહરે લગતું બધું ચીપીચીપીને પુછયું. હું તરત સમજી કે હું મારા મમાવાને ત્યાં પુરતી સુખી હતી કે નહીં તે બધી તેહકીક તેવણુ ભલાઇથી કરતાં હતાં. મીસીસ પાર્કસ (હાઉસ-કીપર) માહરી સાથ ભલી હતી કે નહીં ને મને સારી રીતે સંભાલતી હતી કે નહીં તે બધું તેવણે બારીકીથી પુછયું. અલબત, એ લોક આવેલાં હોવાથી ને હૅરી સાથે ફરવાનું હરવાનું હોવાને લીધે હાલ તો હું માહરા સારામાં સારા ફ્રૉકજ પેહડી નિકળતી હતી, પણ તોબી મેં કાંઇ કહયું નહીં જે હું કોઇબી રીતે મોહતાજ કે કંગાળ રેહેતી હતી. તે વાસ્તે માહરી જબાંજ ઉપડી શકી નહીં, ને તેથી મેં બધું સારૂંજ કહ્યું. વળી મેં માહરી સ્કુલની અને માહરાં ભલાં શિક્ષક મીસીસ કૅલીની પણ ઘણી તારીફ કરી. એ નસીબવાનજોગ થયો હતો કે એ લોક મે મહીનામાં આવ્યાં હતાં, કે જયારે વેકેશનને લીધે અમારી સ્કુલ બંધ હોવાથી હું આખો દિવસ એ હેતવંતાં પહરોણાંઓની રૂડી સંગત અને ખીદમત ભોગવી શકી.

એક દિવસ જયારે હૅરી માહરા મમાવા સાથે બાહેર કેયે એક મોટી સ્કુલમાં ફરી દાખલ થવાની બંદોબસ્તી સારૂ ગયો હતો ત્યારે માહરાં ફુઇ, માહરી એહતેમાસ માન્ય કરી, માહરી સાથે માહરી સ્કુલમાં મીસીસ કૅલીને મલવા આવ્યાં, અને તે માહરી ભલી સ્કુલમીસ્ત્રેસે તેવણને ઘણુંજ હેતનો આવકાર આપ્યો.

"એની તમો કશીજ ફીકર ના કરો, મીસીસ વેકફીલ્ડ," તેવણે સખ્યારો આપ્યો; "એ તો માહરી ઘણીજ માનીતી છે, ને માનીતી છે કેમજે ઘણી હુસ્યાર ને એનાં લૅસનમાં ઘણી મેહનતુ છે. છે બી એટલી સુંદર—જોકે માહરે એનાં મોંહનાંપર એમ કહેવું નહીં જોઇએ."—અને મીસીસ કૅલી ખુશાલ તબેહથી હસ્યાં.

"પણ બાંધાની ઘણી નબલી છે", મારાં ફુઇએ ફીકર જાહેર કરી.

"ઓ જરા બી નહીં," મીસીસ કૅલીએ જોશથી કહ્યું. "નજદીક ચાર વરસ થયાં માહરે ત્યાં છે તેમાં કોઇ દાહડે ગેરહાજર કે બીમાર થયલી મેં જાંણી નથી. મજાહની પતલી ને ઉંચી છે, ને તે છતાં વળી મજબુત ને તનદરોસ્ત છે. મને તો એમ લાગેછ કે મોટી થશે ત્યારે એક "બ્યુટી" ઉઘરશે. ચહેરાની સફાઇ ને આંખડીની ઝલેહજ જાંણે આપણે જોયા કરીએ! એના બાલ બી કેવા લાંબા, કાલા ને ચલકતા છે! હજી તો દસ બી પુરાં નથી કીધાં તેટલાં બાર વરસની હોય તેવી મોટી દેખાએછ!"

બેશક, આ બધી વાતચીત તે બે બાંનુઓ વચ્ચે ઘણા ધીમા સ્હાદે થતી હતી, ને તે લોકે એમ બી કદાચ ધારયું હોય કે હું બાજુમાંની એક ડૅસ્ક આગળ એક ખડયાનાં ઢાંકણાં સાથ રમત કરતી રોકાયલી હતી તે મુતલગ સાંભળતી ન હતી; પણ ખરેખર તો મેં ઉપલું સાંભળી લેવાની જરાપણ કનવાર કરયા વગર બધું બોલેબોલ સાંભળી લીધું હતું, ને હું પોતે માહરાં મનથી ઘણી અજબ થઇ હતી. હું સુંદર હોવાનું તો આજ-તક કદી કાંઇ જાંણતીજ ન હતી! હું ઘણી નિર્દોશ બેખબરીમાં બચ્ચાંનીજ ફીસમે અત્યાર સુધી ઉછરી હતી, ને તેથી મીસીસ ફૅલીનાં માહરી સુંદરતા માટેનાં મતથી જાંણે જીંદગીમાં પેહલીજ વાર એ વાત વાસ્તે માહરી આંખ ખુલી, ને મને સ્વભાવિક ત્યારે ખ્યાલ થયો કે અમારા હૅરીને બી હું એટલી સુંદર દેખાતી હોવશ કે નહીં?

"અમે એને "રાતો ગુલાબ" કહીએ છીએ," મીસીસ ફૅલી હજી હસીને કેહેતાં સંભળાયાં. "એની કાલી કાલી આંખ, કાલા કાલા બાલ, રાતા હોઠ ને તનદરોસ્ત ખુબ-સુરત ચેહેરા સાથે એ તરતના તોડેલા એક તાજા રાતા ગુલાબ જેવીજ નહીં તમોને દેખાતી? આએ આખા જીલ્લામાં હવે એજ એનું નામ પડી ગીયુંછ, ને બધાં નહાનાં મોટાંઓ એને એજ નામથી ઓળખતાં થયાંછ!"

"આસ્તે બોલો," માહરાં ફુઇએ ફીકરમંદ કહ્યું; "એ કદાપી સાંભળતી હોશે."

"અરે હજુર તો જીણી બુચી કહેવાએ રે!" મીસીસ ફૅલીએ બેદરકારીથી ખાત્રી આપી, "ને સાંભળે તોબી એ વાતમાં સમજે શું જે!"—અને, એમ છતાં, એ પછીની વાતચીતમાં તે બેઉએ પોતાનો અવાજ એટલો વધારે ધીમો કીધો કે તે બંને અબળા-ઓએ પછીથી બધી કાંઇ માહરેજ લગતી ઘણી વાતચીત કરી, પણ તે શી હતી તે હું કશુંજ સાંભળવા કે જાંણવા પામી નહીં; અને મીસીસ ફૅલીએ ત્યાર કેડે થોડુંક અમો માટે રીફ્રેશમેન્ટ મંગાવ્યું, જે લઇને અમો ઘેર પાછાં ફરયાં.

અને બીજી સહવારે—એટલે આવ્યા પછીના છઠ્ઠા દિવસે તો તે લોક પાછાં પોતાને ઘેરબારે સીધારયાં. માહરા મમાવાએ અમારી તરફના કોઇ શ્રીમંતને મલીને હૅરીને એક મોટી સ્કુલમાં વધતા અભ્યાસ માટે ફરી દાખલ કરવાની બંદોબસ્તી કરી અપાવી, એટલે હવે માહરાં ફુઇને અમો લોકને બોજો થતાં ત્યાં જાસ્તી ખોટી થવાનું કાંઇજ કારણ ન હતું. તેવણ, તેથી, ઘણો ઘણો માહરા મમાવાજીનો ઉપકાર માની તેજ સ્હાંજે હૅરીને લઇને પોતાને ઘરબારે રવાના થયાં, કે જ્યારે મને તે જુદાઇ ઘણીજ ધાટકી ને જબુન લાગી. હું તો રડીરડીને અરધી થઇ ગઇ. માહરાં ફુઇએ માહરાથી છુટાં પડતાં આંખપાંણી કરયું, ને હૅરીનો તે વખતનો દીલમાં લાગી આવે એવો રડમસ ને શોકાતુર ચેહરો પછીથી દાહડાના દાહડાઓ તુલક મને સંતાપતો માહરી પુઠે પડયો. અમે સગાંવહાલાં એકમેકને જાણતાંજ ન હતાં ત્યાં વેર સૌ ઘણું મજાહનું હતું, પણ આએ તો હેત પ્રીત બરપા થવા પછીનો બધો નહીં ધારેલો સીતમ ને સંતાપ હતો, જે ખમવા વગર, મગર, ઉપાયજ શું હતો? ન તો માહરીથી માહરા મમાવાનું ઘેર મુકી તે લોક સાથ જવાએ, કે ન તો તે લોક અત્રે રહી શકે, ત્યારે બીજો ઉપાયજ શું?

એમ છ મહીના વહી ગયા. એ દરમ્યાન મને ફ્રુબનાં ને હૅરીનાં બે ત્રણ કાગળો દિલાસાનાં આવ્યાં હતાં, ને મેં પણ તેઓને વળતા જવાબનાં લખ્યાં હતાં. માહરા મમાવાજીના વગથી હૅરી એક મોટી પાઠશાળામાં ફરી દાખલ થઇ શકયો હતો, ને તે ઘણી ઉલટથી શીખતો હતો. તે એ ગોઠવણ થએલી હોવા માટે ઘણો આભારી ને સુખી તેનાં કાગળો પરથી જણાતો હતો.

એ દરમ્યાન—એટલે ઉપલી વાતને છ મહીના વહી ગયા બાદ—એક દહાડો હું માહરા મમાવાજી સાથે અમારા ગરીબ "સીટીંગ રૂમ"માં બેઠેલી હતી. મમાવા એક મોટી આરમ ખુરસીમાં ઝોલા ખાતા હતા, અને હું લૅસન કરતી હતી. ડીસેંબર મહીનાની આખેરીના તે દાહડા હતા એમ મને ચોકકસ યાદ છે, કેમજે અંધારૂં ઘણું વહેલું થતું હોવાથી મને આંખ ખેંચવી પડી, ને મેં, તેથી, ચોપડી તરતનીજ બંધ કરેલી હતી. મીસીસ પાર્કસ એ વખતે ઘેરમાં ન હતી; તે કાંઇ ખરીદી સારૂ બજારમાં ગયલી હતી. એવામાં અચણુચ હું બેઠી હતી તેની સાંમેની બંધ બારીના કાચમાંથી મેં કોઇ એક આસામીને વરંદાપર ચઢીને અમો હતાં તે ઓરડામાં ઘણી બેઅદબીથી ટીકતાં જોયો! એ કોણ? હું તો એવી ચમકી!!

મેં તરત માહરા મમાવાજીને કહયું, ને તે વાતપર પોતાનું ધ્યાન ખેંચાતાં તેવણ પણ એક ખંખાર સાથ ખુરસીમાં તતાર થઇ અજાયબીથી જોવા લાગ્યા. તેટલાં તો પેલો બારી આગલથી ખસી ગયો, પણ તે આગમચ તેને જોઇ લઇને માહરા મમાવા ઓળખી ચુકયા હશે કે કેમ તે તેવણ તો છેક અજબ જેવી હદ સુધી ઉશ્કેરાઇ આવેલા કે બીહીયેલા દેખાયા!! તેવણ બોલવા માંગતા હોએ ને બોલાતું ન હોય એટલા બધા તત-પપ થઇ ગયા, ને તેવામાં તો પેલો ફરીને, આગલું બારણું બેહયાઇથી પોતેજ ઉઘાડી, અમે બેઠાં હતાં તે ઓરડામાં સરભોગ ચાલી આવ્યો!

હું તો ઘણીજ બીહીધી, ને એકદમ માહરી બેઠકમાંથી ઉભી થઇ—જાંણે તેને રોકવા માંગતી હોઉં તેમ બચ્ચાં સહી ઉશ્કેરણીથી તેની સાંમી ગઇ, કે જ્યારે મને એક નરમ આંચકાથી બાજુ કરી તે માહરા મમાવા બેઠા હતા ત્યાં ધસારાબંધ ચાલી ગયો. તેણે મોટો ઓવરકોટ ને કપાલ સુધી ઉતરી પડે એવી મોટી ટોપી પેહડેલી હતી. તેનો પેહરવેશ મેલો ને પુત્વડ ને ચેહરો જોવાજ નહીં ગમે એવો એબ્બલ હતો! એ કોણ?

"તું? તું અહીં પાછો?" માહરા મમાવા તેને અંદર રૂબરૂ ચાલી આવેલો જોતાં મુશ્કીલથી બોલી શકતા હોય તેમ ગભરાતમાં કેહતા સંભળાયા.

"હા, હું અહીં પાછો!" તે આવનારે ધાડા ઘોઘારી અવાજે તદન બેરીકરી ને નફટાઇનો જવાબ કરયો, ને પછી તરત વળી માહરા ભણી જોઇ વધારયું, "ઓ આએજ તે પોરી કે? વાહ!"

"ઍલન, નૅલી બેટા, તું જતી રેહે. તું ઉપર જા," એ સાંભળતાં માહરા મમાવાએ દેખીતી ઘણી ઉતાવળ દેખાડી ને જારતી ગભરાત જાહેર કીધી—ને તેવણને એવા એકની કંપનીમાં એકલા છોડી જતાં મને જરા આનાકાની કરતી જોઇ તેવણે હુકમના ઠરાવથી પુકારીને પાછું કહયું, "જા!—કેહયુંની જે જા?"—એટલે, પરીણામમાં, અણમની ને ફરજ્યાત, ધીમે ધીમે ચાલતી ને દાદર ચહતી, માહરે ઉપર જવુંજ પડયું.

માહરે કહેવું ઘટે કે હું માહરા માલપર જવા મમાવાજીના ઓરડામાંથી બાહેર નિકળી તેવામાં મીસીસ પાર્કસ બી પાછી ઘરમાં આવી ગઇ હતી. તે પણ આવતાં સાથે પેલાને જોઇને જરા ખંચાઇ—મને તો એમ બી લાગ્યું કે તે પણ પેલાને ઘણો સારી રીતે ઓળખતી જણાતી હતી—પણ તેણે બી મને તો આંખની ને હાથની ઇસારતથી ઉપર જતીજ રહેવા કહયું, એટલે પછી જવા વના મને ચાલે એમ ન હતું.

હું, તેથી, ઉપર ગઇ, ને માહરા ઓરડામાં બતી સલગાવી વિચાર કરતી એકલી બેઠી. એ આ આદમી કોણ હોવો જોઇએ કે જે માહરા ઘરડા મમાવાને એમ બીહીધરાવતો ને સતાવતો આવ્યો હતો? મેં આ આગમચ તેને કેધે બી કોઇ દાહડે જોયલો હોવાનું હું મુતલગ યાદ કરી શકી નહીં, ત્યારે તે મને પણ ઓલખતો હોય તેમ બેહયાઇથી વળી માહરે લગતી વાતનું બી શું માથું મારવા જતો હતો? શું મીસીસ પાર્કસ એ બધું જાંણુતી હશે? તેણીએ બી આવતાં સાથે ને મામલો જોતાં સાથે મને તો ઉપરજ મોકલી દીધી, પણ પછીથી તે પોતે પછવાડે બાવરચીખાનાંમાં પોતાને કામકાજે ચાલી ગઇ હશે કે અંદર જઇ તેઓની વાતચીતમાં ભાગ લેતી થઇ હશે? માહરી તો ખાત્રી હતી કે જો ભાગ નહીં લીધો હોય તોબી બાહેરની દીવાલ પર કાન કરી તે પેલાની માહરા મમાવાજીની સાથની સઘળી વાતચીત ને ટપાટપી સાંભળી લેતી હોવીજ જોઇએ! તે એજ રકમની એક ઘરડી ડોસી હતી.

હું તો બેસીજ રહી. પા કલાક, અરધો કલાક, પોણો કલાક—પણ હું પાછી મને બોલાવ્યા વગર નીચે ઉતરી જવાની હીંમત કે અપલક્ષણ બતાવી શકી નહીં. લૅસનપર મુતલગ માહરૂં ધ્યાંન લાગી શકયું નહીં, અને માહરી બેચેની અને અકરવકરે તેજ દાહડે પહેલીવાર મને બીહીધરાવી પણ ખરી. મગજ આલસુ પડેછે ત્યારે નહીં હતી ફીકરો પણ જન્મ પામેછે, ને હાલમાં તેજ બન્યું. આ ઘરમાં આગલ ખુંન થયલું હોવાથી તે ભુતોથી વસાયલું હોવાની વાત મને અત્યારે યાદ આવી, ને ઓરડાનાં બધાં ખુંણાંઓમાં મેં બીહીધેલી નજર દોડાવી—જાંણે તે એકાદમાંથી કોઇ ભુતમામાનો ભયભીત આકાર તેજ ઘડીએ ઉભો થઇ માહરો તોટો પીસવા માહરી તરફ ચાલી આવવાનો હોય!!

હું એટલી બધી આયંદા બીહીધી કે હું ચીસ પાડતે, પણ તેજ ઘડીએ સારાં નસીબે દાદર પર પગલાં વાગ્યાં, ને મીસીસ પાર્કસ મને તેડવા આવી. તેણીએ જણાવ્યું કે મેલો મીલાકાતી પાછો ગયો હતો, અને હવે માહરે સુખેથી નીચે જવું. હું, એ ઉપરથી, નીચે ગઇ, ને માહરા મમાવાએ તરત મને પાસે બોલાવી પેટમાં ચાંપી; પણ મેં જોયું કે હજી તેવણના હાથ પગ તો ઉડતાજ હોય તે મીસાલે ધ્રુજતા હતા!

---

## પ્રકરણ ૩ જું.

મને ઘણી મરજી થઇ કે એ કોણ આસામી આવી ગયો હતો તે માહરા મમાવાજીને કે મીસીસ પાર્કસને પુછી લેઉં, પણ મને ખાત્રી હતી કે બેમાંથી એક પણ મને ખરૂં કેહનાર નથી—તે ભેદ માહરાથી છુપાવવોજ હશે તેથી તો મને ઉપર મોકળી દેવામાં આવી હતી—અને ત્યારે ખામોશીમાંજ મેં ડહાપણ જોયું.

મગર મેં જોયું કે તે આદમી આવી ગયા પછી કેટલાક દાહડા સુધી લાગત માહરા મમાવાજીની તબ્યત તો ઉશ્કેરાયલી ને બીહીધેલીજ રહી, અને અઠવાડયાંઓ સુધી હું પોતે પણ એ મીલાકાતનાં કારણે મને પોતાને જે બીહીધરાવી મેલી હતી તેની અસરમાંથી મુક્ત થઇ શકી નહીં.

એમ બે વરસ ગબડી ગયાં. બે આખાં વરસ! વખત જતાં કાંઈ વાર લાગે છે? એ દરમ્યાન મને પુધ અને હૅરીનાં કાગલો અવારનવાર મલતાં, ને કેટલીક વખત તો આંઠ પંદર દાહડા મને શેફીલ્ડ ખાતે પોતાનાં મકાનમાં મેહમાન બોલાવાનું ઇજન બી તે લોકે ઓંહોંસ કરીને કીધું—મને મોકળી આપવા માહરા મમાવાજીને બી લખ્યું, પણ તેવણ એકના બે નહીં થયા. એ બી મને તો કાંઇ ભેદ લાગ્યો. મને પોતાની આંખ આગલથી ખસાડવા તેવણે સાફ ના કહી, પણ શું તે માહરે વાસ્તેનાં તેવણનાં એટલાં બધાં હેતનુંજ કારણ હશે?

હું હવે નજદીક તેર વરસની થવા આવી હતી. મને યાદ છે કે તે સને ૧૮૩૪ની શીયાલાની રૂતુનો નવેમ્બર મહીનો હતો, કે જ્યારે એક સહવારે માહરા મમાવાજી બિછાણાં-માંથી ઉઠયાજ નહીં અને મને મીસીસ પાર્કસે જણાવ્યું કે તેવણની તબ્યત જરા નરમ હોવાને લીધે તેવણ હજી સુતેલાજ હતા. હું, તે ઉપરથી, ધીમે પગલે તેવણના ઓરડામાં ગઇ. તેવણ હજી પોહડેલા હતા, અને તે ઓરડાની કંગાલ્યત અને અસુખપણું જોતાં માહરો જીવ બધો બળી ગયો. શું ખરેખર માહરા મમાવા એટલા બધા મુફલીસ હતા? તેવણ જે બિછાણાંપર પડેલા હતા તેની ચાદર એક મુદ્દતની મૅલી હતી, ને ન તો તે ન્હાની પલંગડીને એકાદ કુરટની હતી, કે ન તો તેપર ટકયાનાં ઠેકાણાં હતાં. આખો ઓરડો બંધ્યાર, સરદ અને કંગાળ હતો. વળી માહરા મોટાબાવાનો ચેહરો બી મને હાલમાં બીહીધરાવતો હતો, અને હું ખરેખર ફીકરમંદ થઇ. તેવામાં તેવણે માહરા સણ-સારાથી જાગીને માહરા ભણી જોયું, ને હું તેવણની આગળ દોડી ગઇ.

હું તેવણની છાતીપર માથું નાંખી રડી પડી.

"ચેરી છે!" તેવણે માહરૂં માથું પસવારી કહ્યું; "મને છે શું જે? હું તો અરધા કલાકમાં ઉઠીને પાછો ફરતો થવશ. તું જરા બી ફીકર ના કર."

"પણ વારૂં કોઇ ડાકટરને તો બોલાવો?" મેં આગ્રહ કરયો; "જુઓ, તમારાં આંગમાં તો બોખાર છે, ને તમારી છાતી ઘણી હાંફેછ!"

"ડાકટર!" માહરા મમાવાજીએ લગભગ ચીસ પાડી; "ઘેલી તો નથી થઇ? ને ડાકટરની ફી કોણ અને કાંહાંથી આપવાનું છે? એમ તો મીસીસ પાર્કસ છેની? તે ભલી ને વફા—વફાદાર છે. તે માહરી સંભાળ લેશે;"—અને તોબી મને લાગ્યું કે મીસીસ પાર્કસ ખરેખર ભલી ને વફાદાર હોવા બાબે હવે જાંણે મરતે દાહડે તેવણને કાંઇ શક પડતો હોય તેજ રૂપે તેવણ એ બોલતા હતા!

મેં તે ઓરડો માહરા નાધલા નાધલા હાથોથી બન્યો એટલો સફા સુઘડ ને સુખ-કારક કરયો. સામાન ઝાટકયો, બાજુમાંની એક બારી ખોલી, વિગેરે. મને તે દહાડે

સ્કુલમાંબી જવા ગમ્યું નહીં ને હું ઘેરમાંજ રહી; પણ બીજે દાહડે તો માહરે જવુંજ પડયું. હજી માહરા મમાવાની તબ્યત તો તેટલીજ ખરાબ હતી, ને તેવણ બિછાણાં-માંજ હતા. એમ વળી બે ચાર દાહડા ગબડી ગયા, ને એક સ્હાંજે મીસીસ ફૅલીને કયે જવાનું હોવાથી અમને અરધો કલાક વેહલી રજા મલવાથી હું ઘેર પાછી ફરી. અલબત બાહેરનું બારણુ અળગુંજ વાંકું કરેલું હતું, જે ગરબડ ન થાય માટે મેં આસ્તેથી ઉઘાડયું, અને ત્યારે મેં અંદર દાખલ થતાં સાથે જોયું કે મીસીસ પાર્કસનો બેટો થૉમસ આવેલો હતો, ને અમારા ડાઇનીંગ રૂમમાં તે મા દીકરો એકમેકના કાનપર પડીને ઘણાજ ધીમા અવાજે કાંઇ એવી ઘુસઘુસ કરતાં હતાં કે મેં અવાજ કરી તેઓને હું આવી હતી તે જ્યાં તક જણાવ્યું નહીં ત્યાં વેર તેઓને તે વાતનું ભાંણ વટીક નહી થયું.

મગર હવે તે થતાં તેઓ ચોંકયાં ને અલગ થયાં, ને તે લોકના ચેહરાપર મેં એક એવું અજબ જેવું ખસ્યાણાંપણું પ્રગટ પડેલું જોયું કે હું માહરાં મનથી ઘણી હેરત થઇ. મા બેટો ખાનગીમાં વાત કરે ને કાનપર પડી ઘુસઘુસ કરે—ખાસ કરીને કોઇ બીમાર ઘરમાં હોય ત્યારે—એ તો ઘણું બનવા ને માનવાજોગ હતું, ત્યારે તેઓ એટલાં ચોંકયાં કાંય, અને મને જોતાં સાથે વળી એટલાં ખસ્યાણાં કાંય પડવાં જોઇએ?

"એ આજે એટલી જલદી કાંહાંથી નિકળી આવી?" મીસ પાર્કસે ખસ્યાણાં જેવું હસીને પુછયું, ને મેં જવાબમાં જણાવ્યું કે મીસીસ ફૅલીએ આજે અરધો કલાક વેહલો અમારો કલાસ રૂખસદ કરયો હતો.

"હા, પણ જોની માએ, મારો ટૉમ અહીં આયોછની તે મમાવાજી આગલ બોલતી ના," મીસીસ પાર્કસે માંગી લીધું; "એ તો જરા એવણની ખબર અંતર પુછવા આવ્યોછ ને ઓય પાછો જશે. તું કહે ને કદાપી એવણને નહીં ગમેની તેથી હું તો કેહુંછ."—અને મને એમાં કાંઇ ઘણું વાંધો કરવા જોગું લાગ્યું નહીં એટલે મેં અલબત હાજ કહ્યું.

એ દરમ્યાન મને તો મજબુતીથી લાગ્યા કરતું હતું કે માહરા મમાવાજીની તબ્યત દીન પ્રતી દીન વધારે બીગડતીજ આવતી હતી. મને એજ ખટકો થયા કરતો હતો કે આ વખત તેવણ સુતા ને સુતા મરવાજ સુતા હતા. મને, તેથી, હદ વગરની ગમગીની થતી રહી, ને એક રાત્રે બીગાડ વધેલો જોઇને સુવા જવા પછી પણ માહરો જીવ માન્યો નહીં. હું તેવણનાં બીછાણાં આગલજ બેસવા માંગતી હતી, પણ મોટાબાવાએ મને સુવા જવા લગાર જોરથી હુકમ કરયો, ને હું નાચારીની મારી ત્યારે ઉપર આવીને સુઇ ગ ઇ હતી.

પણ હવે રાત્રે મોડેથી આંખ ઉપડી જવાથી મને પાછી એવણનીજ યાદ થઇ. કાંસકરાંજ વચ્ચે બીચારા એકલાજ પડયા હશેની? કાંઇ જોઇતું કરતું હશે તો?

હું ઉઠીને બિછાણાંમાંથી ઉઘાડે પગેજ બાહેર આવી, ને મેં જોયું કે માહરી બાજુ-માંના ઓરડામાં આજે સુવા ધારા મુજબ મીસીસ પાર્કસ પણ હજી આવેલી ન હતી. એ બતાવતું હતું, ત્યારે, કે આજે માહરા મમાવાજીની તબ્યત ખરેખર ઘણી વધારે ખરાબ હોવીજ જોઇએ!

મને તેથી જરા નીચે જઇને જોઇ આવવા મન થયું. 'તેવણુ પોહરેલાજ હોશે તો હું તુરત ઉપર પાછી આવતી રહેવશ,' હું મનસે પટપટી, અને પછી ગરબડ નહીં થાય માટે ઘણી સંભાલથી ઉઘાડા પગેજ દાદર ઉતરી નીચે ગઇ.

ત્યાં મેં જોયું કે ફકત માહરા મમાવાજીના બીમાર ઓરડામાંજ એક બતી જલતી હતી, અને હું સીટીંગ રૂમમાં થઇને તે તરફ જતી હતી એટલામાં મેં માહરા મમાવાજીને કંઈ એવા તો ગુસ્સાથી ચીચવાઇને બોલતા ને બરાડતા સાંભળ્યા કે હું બીહીને અંધારામાં આગલ વધતી થોભી ગઈ, ને ઉભી હતી ત્યાંજ ઉભી રહી ગઇ.

"તું જાંણે!" માહરા મમાવા દેખાતી રીતે મીસીસ પાર્કસને જોશથી કહેતા હતા; "મેં તુંને કસમ આપ્યાછ, બાઇ, ને તેં કસમ લીધાછ, વાસ્તે ખુદાથી ડરીને એ કસમ માહરા મુવા બાદ અદા કરજે, નહીં તો યાદ રાખજે કે પેલી દુન્યામાંથી અવાતું હોશે તો હું આવીને તાહરી છાતીપર ચહડી બેસી તાહરો ટોટો ભચડશ; ને તેમ નહીં બી થતું હોશે તો ખુદાની સજામાંથી તું છટકવાની નથી. ખુદા તાહરી ખાનાખરાબી કરી નાખશે, ને તું ને તાહરો દીકરો પૈ એ પૈને વાસ્તે ટવલી ટવલીને મોહતાજ મરશો."

હું તો એ બધું સાંભળતાં થથરીજ ગઇ, ને માહરા બદનમાં ફરતું લોહી બંધાઇ ગયું. મેં આવી ઢપે મીસીસ પાર્કસ જોડે વાત કરતા આ આગમચ માહરા મમાવાજીને કદી સાંભળ્યા ન હતા. તેવણુ કહેવા શું માંગતા હતા? તેવણે ઘરડી મીસીસ પાર્કસને આપેલા એવા તે એ શા કસમ હોવા જોઇએ? વળી માહરા મમાવાજીનો અવાજ બી એ વખતે એટલો બધો બીહીવરાવનારો હતો!! તેવણુ બેવડી હાંફથી ને બડી મુસ્કીલથીજ બોલી શકતા હતા, ને જાંણે બોલવા થકી તેવણુને જેહમતથી પોતાનું તમામ જોર એકઠું કરવું પડતું હતું.

"પણુ મેં કસમ તો લીધાની? હવે શું કેહોછ? શું કરવા તમે માહરો એતબાર કરતા નથી?" મીસીસ પાર્કસ જવાબમાં તરડાઇ.

"હું ગેરએતબાર કરતો નથી," માહરા મમાવાએ જરા નરમ થતાં જવાબ કર્યો; "પણુ પૈસા એવીજ બુરી ને નાપાક ચીજ છે. માહરોજ હાલ જોની! માહરો દાખલો નથી જોતી? છેક હવે મરતી ઘડીએ હું જોઉંછ કે મેં કેવું દોજખનું કામ કીધું! મેં ન તો ખાધું, કે ન તો ખવાડયું, અને હવે હું માહરી સાથે તો કંઇજ લઇ જઈ શકતો નથી. બધું જાંહાંનું તાંહાંજ રહેશે, ને હું તો ખાલી હાથે આવીને આએ ખાલી હાથેજ ચાલ્યો!!"

હયાં તે જૈફ આદમી દેખીતી ઘણી ગમખ્વારી વચ્ચે ચુપ થયો, અને ત્યારે બીહીતાં બીહીતાં મેં તે ઓરડામાં ડોકાવ્યું. હું બચ્ચું હતી, પણુ સાર અસાર સહમજવાની ઉંમરમાં હતી, એટલે ખાનગી કોઇની વાત ચોરી છુપીથી સાંભળવાનું કેવું ગુન્હાભરેલું હોય તે મને માલુમ હતું. તાજુબ, એમ છતાં, કે તે જગાપર ચોંટી ગયલી ન તો હવે હું આગલ વધી શકી કે ન તો ડરની મારી પાછી જતી રહી. આ જે બધી ઘણી ભયભીત વાત ઘણા ભયભીત સંજોગો વચ્ચે એક ભયભીત રાત્રીએ થતી ને જે કીસમની કસમની આપ-લે ચાલતી હતી તે કાંઇ માહરેજ લગતું હોવું જોઇએ એવો મને માહરી મરજી ઉપરાંત ભાસ થયો, ને હું સમાલીને અંદર ડોકાવતી હજી તેથી ત્યાંજ થોભી ગઇ.

તે ઓરડામાં બતી ઝુકતી જલતી હતી, તોબી માહરા મમાવાનો પલંગ ને તેઓનો ચેહરો જોઇ શકવા જેટલી તે પુરતી તેજ હતી; અને તે ચેહરો? તે ધોયલી ચાદર જેવો સફેદ ને ફીકકો હતો. ખરેખર તે બીહીક લાગે તેવોજ બની ગયો હતો. શું ખરેખર માહરા મમાવા મરી જતા હતા? તેઓના અવાજમાં વડીક મુશ્કેલી ને ધમધોરપણું શામીલ હતાં!

"હવે બીજું કંઇ કેહોછ?" તેમને દમ ખાતા ચુપ થયલા જોઇ વળી મીસીસ પાર્કસે થરસાથી પાછું યાદ કરાવ્યું.

"હા, મને લાગેછ કે માહરો વખત હવે તદન ભરાઇ ચુકયોછ ને માહરા હાથમાં થોડોજ વખત બાકી છે," તે જૈફ આસામીએ દેખીતાં અતવતથી કહ્યું; "આએ તાકાંબારીમાં દીવાળની સાઇડે એક બેમાલુમ છુપી ચાંપ છે. બરાબર કાલજીથી સોહોધશે તો તને તે મલશે, ને તે જોરથી દાબશે તો એક ફાલકું ઉઘરી જશે. તેમાં તે દસ્તાવેજ છે, ને તે સ્વાધીન લેવાની તને મારી રજા છે; પણ જોજે, પાછું બી કેહુંછ કે તપાસજે! મુવાંના શ્રાપ ને આશીશ બેઉ થઇ શકે છે, અને તેથી તું જો તાહરી મરતી ઘડીએ પોતાની બેહતરી ચાહતી હોએ તો હું ફરીથી કેહુંછ કે——"

"હવે એ તાહેલું છોડો ને બીજું જે કેહેવું હોય તેજ કેહો," મીસીસ પાર્કસ પાછી ખભડી ઉઠી.

"મને હજી ઘણું કેહવાનું છે," માહરા મમાવાએ મોટી હાંફ વચ્ચે હવે વધારે મોટા મોટા દમ ખેંચતાં કહ્યું, "અને તું જરૂર માનજે——અરે પણ જો! પેલો પાછો આયો!! જો સાંખે, કાચમાંથી અત્યારે બી અંદર ડોકાવીને જોયછ!"——અને એક ચીસ સમેત તે જૈફ બુઢો જે હાલમાં ઉપલી બધી વાત કરતો, મેં જોયું હતું તેમ, બીછાણાંમાં ઉઠીને અરધો બેઠો હતો તે ઢબ દઇને પાછો બિછાણાંમાં પટકાઇ પડયો, અને હું નાઉમેદી ને ગભરાતની એક મોટી ચીસ સમેત તે ઓરડામાં ધસી ગઇ.

હા; જેવી માહરા મમાવાએ બુમ પાડી હતી તેવુંજ મેં પોતે પણ જોયું હતું, ને ઓરડામાંની બતીની મદદથી બાહેરના કાચપર નાક દાબીને અંદર જોતો પેલોજ ડરામણો આકાર ઉભેલો મેં પોતે પણ બરાબર જોયો હતો! એ તેજ હતો કે જે બે વરસપર આવી ગયો હતો, જેણે માહરે લગતી બી કાંઇ વાત ઉપાડવાનું કરયું હતું, અને જે ગયો ત્યાં સુધી મને ઉપર માહરા ઓરડામાં કેદ પડવાનું થયું હતું. ત્યારેજ તેને જોઇને માહરા મમાવા શું કમ બીહીધા હતા કે અત્યારે ન બીહે? અત્યારે—આવી મોડી રાત્રે—તે કમજાત એમ ભરાતો છુપાતો અમારાં ઘર કને આવ્યોજ શું કરવા હતો? તે એવી તે એ શી છુપી તેહકીક રાખતો હતો? તે એટલો પ્રસંગોપાત કેમ આવી શકયો હશે કે જ્યારે માહરા મમાવા પેલાં છુપાં ફાલકાંના દસ્તાવેજની વાત કરતા હતા, ને આંગલી ઉંચી કરી તે તાકાંબારી બતાવતા હતા ત્યારે ને ત્યારેજ તે આવ્યો? શું તેણે તે ભેદ બાહેર છુપ્યો ઉભો રહી બધો સાંભળી લીધો હતો!

માહરાં દુઃખનો પાર ન હતો, કેમકે, મેં જોકે આ ઉંમરમાં કોઇ મોહોત કદી જોયું ન હતું તોપણ, અંદર એક ચીસ અને એક કુદકા સમેત ધસારો લઇ જતાં સાથે મેં

જોયું અને ભરૂસાથી માન્યું કે એ "શૉક"થી તે જૈફ આદમીના ખુદ બ ખુદ જાનપર બની ત્યાં આવી હતી, ને આચાર સુધી ધીમી આંચે ને જેહમત વચ્ચે ઝુકતી જે જોત જલતી રહી હતી તે હવે એક ફુંકમાં બુજાઇ ગઇ અને આખર થઇ હતી!

હું દુસકે દુસકે રડતી, તેથી, માહરા મરણ પામેલા મમાવાની લોથપર પડી. માહરૂં દીલ કટકાબુકલા થઇને તુટી ભાગી જતું હોય એવીજ કોઇ મને જોરાવર લાગણીઓ થઇ, અને મીસીસ પાર્કસે ઘણો વાર એમ રડવા દીધા પછીજ મને પોતાનાં પાસાંમાં ખેંચી, કે જ્યારે મેં પાછું પેલી બારીમાં જોયું. ત્યાં હવે કોઇ ન હતું. તે દુષ્ટ આદમી બીચારા માહરા ગરીબ મમાવાના જીવનો જમ થઇ જાન લેવાજ આવેલો તે જાન લઇને ચાલતો થયો અથવા ત્યાંથી ન્હાસી ગયો હતો!

મીસીસ પાર્કસે ખોટી કે ખરી ભલાઇથી એ વખતે મને ઘણો દીલાસો આપ્યો. "તું જરા બી બીહીતી ના," તેણે કહ્યું; "હું છેઉં કેની? હું તુંને રખડી જવા નહીં દેવશ. તુને માહરી સાથેજ રાખશ—ને ચાલ, હવે જઇને હાલ તો સુઇ જા. એ તો બીચારા મરીને સુખી થયા. દુન્યાના બધા હાય સોસારાથી સદાના ફારેગ થયા."——અને માહરી મરજી ઉપરાંત મનાવતી ને પતાવતી, પસવારી અસવારી, એ મોહોતવાલા ઓરડામાંથી તે મને બાહેર ખેંચી ગઇ, ને ઉપર માહરા ઓરડામાં લઇ જઇ મને જોર જુલમથી પાછી સુવાડી. તે એમ કરતાં, વળી, મને વધારે હીંમત ને દીલાસો આપતી માહરી પાસે માહરી પલંગડીને કીનારે બેઠી. તેણીએ મને પતાવીને પુછ્યું, "તું ક્યારે-કની નીચે આવીને અમારા લોકની વાતચીત સાંભળતીતી જે?

મેં બધું ખરૂંજ કહ્યું. હું કાંઇ કોઇ વાત સાંભળવાની મકસદથી નીચે ઉતરીજ ન હતી તે મેં સમજાવ્યું. તે પોતે સુતેલી નહીં મલવાથી મમાવાને જાસ્તી બીમાર થયલા સમજી તેવણુની મૅનીજમાં મદદ થવા હું નીચે આવી હતી તે મેં કહ્યું, ને તેવણુ તેને કસમો આપતા હત તે સાંભળી ડરની મારી હું થેભી ગઇ હતી તે સમજાવ્યું.

"હા મરનાર મને કસમ આપતા હતા," તે ડોસીએ ખુલાસો કરયો; "તાહરેજ વાસ્તેના કસમ. મને કેહજે એને તું જીવે જાગે ત્યાં સુધી તાહરીજ સાથે રાખજે. પેલાં ચોર ફાલકામાં એવણુ પાસ જે કાંઇ કચરો પુંજો છે તે માયાપુંજીની વીગત લખેલી હોશે. બીચારા પાસે હતુંજ શું જે તેની વાત? તેં બી આટલાં વરસ તાહરી નજરે જોયું તો ખરૂં કે બીચારા પૈએપૈના મોહતાજ હતા. હવે તોબી તું કંઇ તાહરે વાસ્તે તાહરા જીવથી બીહીતી ના. જે એવણુનું હોશે તે મનેજ મલવાનું છે, ને હું તુંને માહરી સાથે રાખવાની છેઉં."

"હા, પણ મને એ તો કહો, ભલાં મીસીસ પાર્કસ, કે એ કાચની બારી આગલ આવીને ગુમ થઇ ગીયો તે કોણ બદમાશ હતો?

"અલ્લા જાણે માહરી, બેટા! હું બી તો જોઇને ધ્રુજી પડી!" મીસીસ પાર્કસે ખરાં દીલના ગુસ્સાના દેખાવથી કહ્યું; "એજ તો પેલો કાલાં મોહનાંનો, જે આગલ બી બે વરસપર આપણે તાંહાં આવી ગીયેલો."

"પણ તમે શું જાણતાંજ નહીં કે તે કોણ છે?"

"જરા બી નહીં; હું કેમ જાણું? મરનાર થોડી પોતાને લગતી જરા એ જરા વાત માહરી આગલ કરતાતા જે તેની વાત?"

"વારૂ, પણ ત્યારે માહરાં ફુઇમાયને તમે નહીં તો જણાવશો કે?" મેં કાલાવાલાથી પુછ્યું; "તમે કેહેવો તો આજે મોહોત થવા વાસ્તે હું કાગલ લખું?"

તેણીએ વિચાર કરવા જરા વખત લીધો.

"હા, તું કાગલ લખજે," તેણીએ જરા થોભીને થોડા વિચારથી ઠરાવપર આવી જતાં કહ્યું; તું કાલે કાગલ લખશે તો બસ: ને ચાલ, હવે જરા સુઇ ઉઠ. રડયા ના કરતી. રડવાથી જો મુવેલાં પાછાં આવતાં હોતે તો આખી દુન્યા રડતીજ રેહતે!" અને એમ નરમગરમ મને સમજાવી, શાંત કરી, તે પોતે હાલ તો પાછી નીચે ગઇ.

---

## પ્રકરણ ૪ થું.

મને તરત ઉંઘ આવી નહીં. કેમ આવે? ઉપર આવતાં આવતાં બી હું માહરા મમાવાની મોહોતની શાતીમાં સદાની બંધ થયલી આંખો ને લોહીના એક બી છાંટા વગરનો ચેહરો પાછું ફરી જોઇ આવી હતી તે માહરા ખ્યાલોની આંખમાં ખડું થયું, "ને મને નવેસરથી તે મરનારનાં મોહોત માકે દાવાનલ દુ:ખ થયું. મને બીહીક જરા બી લાગી નહીં. મને તેવણ વાસ્તે માન અને પ્યાર હતાં, અને આપુને ચાહનાર મરનારો આપણું બુરૂં કદી કરે નહીં—ઉલટું તે ગુજરેલાં રવાંનો પોતાનાં વ્હાલાંઓની ચોકી ને પાસબાનીજ કરે—એ મને વધારે લાગ્યું, ને તેથી હું બીહીથી જરા બી નહીં: પણ એવા એક જેવા હતા તેવા મમાવાનાં ઓથાંનો મને સાહયો હતો તે પણ આટલી ટુંક ઉંમરે માહરી સદાની નમાઇ સ્થિતી વચ્ચે હું ખોહી બેઠી એ માહરા સરખી અભાગની માટે કાંઇ નાધલી સુની અફસોસની વાત લેખાય? શું એ મુસ્કેલી ને આફતનું અગાધપણું નહીં સમજી શકવા જેવી નાદાન ઉમરની હું હજી હતી?

બીજી સહવારે હું ઉઠીને નીચે ગઇ ત્યારે માહરા ગરીબ મમાવાનું શબ હજી બિછાણાંમાંજ પડયું હતું, ને આસેપાસેનાંઓ જેમને મદદ થવા મીસીસ પાર્કસ બોલાવી લાવી હતી તેઓની મદદથી જરૂરી ક્રિયાઓને લગતું કેટલુંક આટોપી લેવામાં આવ્યું હતું. મેં, તેથી, ફરી એક બિછાણાંની લગોલગ જઇ તે જાન વગરનાં ખાલી ખોખાંને વ્હાલ ને વફાનું એક નમન કરયું, અને તે જૈફ ચેહરો મેં એકકી નજરે ટીકીટીકીને જોયો. તે પછી આંખોમાં આંસુ સાથે હું હટી ગઇ, અને ટેબલ આગલ બેસીને એ જે મોટો માઠો બનાવ અમારે ત્યાં બન્યો હતો તે વિશે ટુંકમાં લખીને મેં માહરાં ફુઇને અને કઝીન હૅરીને વાકેફ કરયાં.

તે પછી મીસીસ પાર્કસ એકલી પડતાં મને પાછી લઇ બેઠી.

"હું તુંને એક વાત ખાસ કરીને કેહેવા માંગુછ, નૅલી," તે કેહતી હતી; "માહરી તુંને ઘણી સલ્લાહ છે, દીકરી, કે. મરનારે છેલ્લી ઘડીએ મને કસમો આપ્યો તે વાત તું બધા આગલ કરતી ફરતી ના. મને તો એમાં કંઇ નહીં, પણ મરનારને વરે તેથી

શોક સારૂં નહીં કહેશે. કહેશે જે મરતી ઘડીએ બી શાંતીથી ખુદાની યાદ વચ્ચે મરવાને બદલે એ એવી ત્હારી મ્હારા બેઇ બેઠો હોશે. પાદરીઓ જાંણુશે તો કદાચ આબરૂ દરકારે દાટવા બી દેશે નહીં !"

"ઓ !" મેં બીહી જઇને ચીસ પાડી.

"હા, તેથી તું એ વાત જરા બી તાહરા હોઠ બાહાર જવા દેતી ના," તેણીએ પાછી તાકીદ કરી; "આજેજ નહીં પણ કદી બી હાહકો. મુવાંની યાદને એટલી તો તાહરે ઇજ્જત આપવીજ જોઇશે. વળી તું પેલી છુપી ચાંપની તાંકાબારીની વાત કરશે તો લોકને નહીં હતા સુબેહ ઉભા થશે, ને સરકાર એની માયાપુંજીની તલાસમાં નાહક આપણાં ગરીબ ઘેર ખણી ખાશે. તું, તેથી, તે વાતની બી કોઇ આગળ એક વરાળ વગીક કાહારતી ના."

"ને પેલો આયેતો તે ?"

"તેની બી નહીં. તે વાત કરીએ તો એમ બી કહેવું તો પડે કેની કે મરનાર આજાતાજા તેને જોઇને ડરના મારયા મરી ગયા ? એમ તો એક વાતપરથી સો વાત થઇ જશે, વાસ્તે માહરૂં માનજે ને એવી કોઇ બી વાત ભુલેચુકે બી કરતીજ ના. મરનારને ચાહાતી હોય તો તેવણુને એવી વાતોથી મુતલક અપજશ આવવા દેતી ના; સમજી ?"—અને, માહારે કેહેવું જોઇએ કે, જોકે એ બધી વાતની ચુપકીદી માટે એકમત થવાનું માહરી બાળકબુદ્ધિથી ખરેખર મને તે વખતે ગમ્યું તો નહીંજ, પણ મેં ખામોશી અખત્યાર કરવાનું, તેમ છતાં, તે ગરીબ મરનાર તરફની માહરી વફાની પુરવારીમાંજ હા કહ્યું ને વચન આપ્યું. હું ખરેખર બીહીધી. માહરી કોઇ એવી બેફાયદા બકબકથી બીચારા માહરા ગરીબ મમાવાને પાદરીઓ ઇજ્જત સાથ દાટવા, મીસીસ પાર્કસ મને સહમજાવતી હતી તેમ, નાજ કહીને ફરી બેસે તો ? અલબત એ બધી વાત બી જો હું કદી કરતે તો તે માહરાં ફુઇ કે હૅરી આગલ, ને ઘણું થતે તો મીસીસ કૅલી આગલજ કરતે; પણ હવે તો માહરે માહરાં મોંઢાંને ચોકસાઇથી તાલુંજ મારવું હતું, ને મેં જાને જે કાંઇ અનુભવ્યું ને જોયું હતું તે કશું ન બનેલુંજ જાણવાનું હતું !

તેજ દહાડે સ્હાંજે માહરાં ફુઇ અને હૅરી આવ્યાં ને મને ઘણુંજ હેતથી ભેટયાં, કે જયારે તેઓની ગોદમાં દબાઇ હું નવી રવેસે ઘણી રડી. તેઓએ મને બન્યો એટલો દીલાસો દીધો.

અને બીજી સહવારે માહરા ગરીબ મમાવાજીની લાશને તેના સેવટના આરામે માટે લઇ જવામાં આવી—અને અરે, તે કૉફીનને જયારે ઉંચકીને ઘરની બાહેર લઇ જવામાં આવ્યું ત્યારે મને જે અસહય દુઃખ ને કકળાટ થયાં તેનું હું કેમ બયાન કરી શકું ?

મીસીસ પાર્કસનો બેટો થૉમસ પણ મૈયતની ક્રિયામાં ભાગ લેવા ખાસ આવ્યો હતો, અને ખરેખર તો તે ઘણી ગરીબ ગરીબ પાયદસ્ત હતી. બે ચાર પાંચ આડોસપાડોસનાં ને મમાવાજીનાં થોડાંક ઓળખીતાંઓ સિવાય કોઇ બીજું આવ્યું હતું નહીં.

બપોરે તો હું રડી રડીને થાકી ગયલી ઉંઘઇ ગઇ, અને પછીથી જયારે હું જાગીને નીચે આવી ત્યારે મીસીસ વેકફીલ્ડ, હૅરી, મીસીસ પાર્કસ અને થૉમસ સીટીંગરૂમમાં

બેસીને કંઇ વાતચીત કરતાં હતાં. માહરાં ફુઇએ, એમ છતાં, તરતજ મને પોતાનાં પાસાંમાં તેડી, અને પછી જરા વારે પેલાં મા દીકરાં ત્યાંથી ઉઠી ગયાં એટલે માહરાં ફુઇએ કહ્યું, "લે ચાલ, દીકરા, હવે રડયા ના કરતી હો. અમે તો આજે સ્હાંજે જઇએછ."

"ઓ, એટલાં જલદી ?"

"હા; અમે રહીને શું કરયે! મરનાર સઘુ રાંધી નાખીને ગીએલા દેખું," માહરાં ફુઇએ સમજાવ્યું; "તુંને આએ મીસીસ પાર્કસનાજ હવાલામાં મરનારે સોંપીછ, ને બધું એનેજ આપી ગીયાછ. ભલાં આદમીને ખોદા જાણે આપણો ખ્યાલ કેમ નહીં થયો!"—અને તેવણે આંસુ લુછયાં.

હૅરીનો ચેહરો બી ઘણો શોકાતુર દેખાતો હતો. મને તરત લાગ્યું કે મમાવાજીનાં વીલ મુજબ તેઓ મને સાથે લઇ જઇ નહીં શકતાં હતાં, ને માહરૂં વાલીપણું એક પરાઇ ને હાઉસકીપરને સપુર્દ કરવામાં આવ્યું હતું તેથી તેઓનાં મન ઘણાં દુખાયાં હતાં. હું સુતેલી હતી ત્યારે એજ બધી વાત થઇ ચુકી હશે, અને માહરે માટેનાં વાલીપણાંનો પોતાનો હક કોઇ દસ્તાવેજ બતાવી મીસીસ પાર્કસ પુરવાર કરી ચુકી હશે.

મને બી એ વાત માટે ઘણુંજ લાગ્યું ને હું બેઅખ્ત્યાર રડી, કે જયારે હૅરીએ ગુસ્સાથી પુછયું, "પણ, મમા, એને સાથે લઇ ચાલોની? આપણે એનો એટલો ખરચ નહી કરી શકશું?"

"દીકરા, એમાં ખરચની વાતજ નથી," માહરાં ફુઇએ સમજાવ્યું. "તમે બેઉ નાદાન છેઓ ને હું તમોને શું કહું ને શું સમજાઉં? હવે હાલ તો એજ બેહેતર છે, ને એજ ચાલવા દેઓ. મેં મીસીસ પાર્કસને કહેવા જોગું બધું કહ્યુંછ, ને એ એને ઘણી સુખમાં રાખવા ને ઘણી સારી સ્કુલમાં બી મુકવા કબુલ થયલી છે. હવે એ લોકથી કંઇ અહીં રેહવાવાનું છે? હવે તો આએ ટૉમસની નોકરી યોર્કમાં છે તે ત્યાંજ એ લોકને બી કદાપી જઇને રહેવાનું થશે. એ તો સમો જોઇને સૌએ વરતવાનું છે."

"ત્યારે શું માહરે મીસીસ કૅલીની આવી સરસ સ્કુલ બી છોડવીજ પડશે?" મેં જાસ્તી દલાઇને પુછયું.

"તેની તો કંઇ ફીકર નથી, કેમજે તું એક શહેરની વધારે મોટી સ્કુલમાં જતી થશે, ને ત્યાં વધારે સારૂં શીખવાનોજ હવે તુંને ચાન્સ મલશે: ને જો, અવારનવાર કાગળ પતર અમોને લખ્યા કરજે, ને જે ખરેખરૂં હોય તે અમોને બધું જણાવતી રહેજે."

ટુંકમાં, તેઓ ગયાં. અમે બધાં રડીમળી એ પછીના એક બે કલાકમાં છુટાં પડયાં, ને તે બેનાં જવા પછી મને તે ઘર એકદમ ઘણું વધારે ઉદાસ ને દુઃખકારક માલમ પડયું.

ટૉમસ તો રહેલોજ હતો. હવે બધો કારભાર તેજ કરતો હતો. મરનારનું આ ઘેર વેચવાની કે એવીજ કોઇ બંદોબસ્તી એ મા દીકરાં કરતાં હતાં, કે જેમાં હું કંઇ

સમજી નહીં ને સમજવાની મેં કશી દરકાર બી પણ કરી નહી. એમ દસેક દાહડા ગબડી ગયા, ને પછી ટૉમસ ગયો. તે માહરી સાથ કંઇ વાત કદી કરતોજ નહીં; બધી ગુઝસુઝ મા દીકરા વચ્ચેજ હતી.

એ વાતને વળી આઠેક દિવસ ગયા કેડે મને મીસીસ પાર્કસે કહ્યું જે માહરે તે દાહડે જઇને મીસીસ ફૅલીને મળી આવવું, કેમજે હવે અમોને લીડસથી ઉઠાંગરી કરવાની હતી. "તુંને લંડન આવવા ગમેછ?" મીસીસ પાર્કસે હસીને મને પુછ્યું; "હવે આપણે એ મોટાં રાજધાની શેહેરમાં જઇશું ને રેહીશું."

મેં બેદરકારી દર્શાવી. મને હવે જાંણે કાંઇ બી કેથે પણ મોજ હતીજ નહીં.

હું એ પછી જઇને મીસીસ ફૅલીને મલી આવી. તે પણ ખરેખર એક ઘણું મુશ્કીલ કારજ હતું. તે એક સગી મા જેવી મેહરબાન માહરી શિક્ષક હતી, અને મને હેતથી ગળે લગાડી તેણીએ "હું છોકરીની જાત" એમ કહી મને એક બે ઘણી સારી સલ્લાહો આપી; અને વળી પછી પોતેજ વધારયું, "પણ મને તાહરે વાસ્તે એટલી બધી ખાત્રી છે, નૅલી, કે તુંને એ જાતની શીખામણોની, હું તો ધારૂંછ જે, જરૂર બી નથીજ."

મેં જવાબમાં એ વાત વાસ્તે તેમજ તેણીની અનેક ભલાઇઓ વાસ્તે ઘણો ઘણો ઉપકાર માન્યો, ને રડતી આંખો સાથે હું ઘેર પાછી ફરી. તે પછી અમને જરૂર જોગું પૅકપુક ને બાંધરૂંધ કરવામાં રોકાવું પડયું, ને બીજે દાહડે બામદાદે અમો ત્યાંથી રવાના થયાં.

અમે "સ્ટેજકોચ" (મુસાફરીની મોટી ગાડી) માં અંદરની જગ્યાઓ રીઝર્વ કરી હતી, કેમજે તે વખતે લીડસ ને લંડન વચ્ચે રેલ્વેનું જોડાણ નહીં થયલું હતું. તે મુસાફરી ખરેખર ઘણા કંટાલાની હતી, કેમજે મને કશાંમાં હજી સુધી તો મોજ કે ગમત, માહરા કંટાળેલા ને દર્દમંદ બનેલા જીવને લીધે, કશી મલતીજ ન હતી.

---

## પ્રકરણ ૫ મું.

અમો લંડન પુગ્યાં. ત્યાં ટૉમસ અમને લેવા આવ્યો હતો, અને પછી જે મકાન તેણે ભાડે લીધું હતું ત્યાં અમોને તે લઇ ગયો. તે એક ઘણું ભપકાભરેલું મકાન હતું, ને ખર્ચાલુ રૂપે આરાસ્તા કરેલું હતું. હતું બી મજાહનું; મોટું ને સગવડભરયું. હું તો હેરતજ થઇ ગઇ. માહરા મમાવા મુફલસીની હાયવેલા ભોગવી ભોગવીને મરી ગયા, ને આટલા પૈસા હવે હાલમાં કયાંથી આવ્યા? પણ મેં કાંઇ પુછયું નહીં, ને તે લોકે મનને જાંણ્યું અને કશું કહ્યું કે સમજાવ્યું નહીં.

એ વખતે અમે લંડનમાં નવાંજ હતાં એટલે બારેક દાહડા તો સારી રીતે ફરવા હરવા ને નવી નવાઇઓ જોવા જાવામાં ગુજર્યા. ટૉમસ ખુબ પૈસા વેરતો હતો, ને અમો તો જાંણે મોટે ઘેરનાં હોઇએ તેમજ ગાડીઘોડે ખરચ કરીને ફરવા હરવા લાગી ગયાં હતાં; અને માહરે કેહવું જોઇએ કે એ બધી નવી નવાઇઓ જોતાં મુકતાં માહરો જીવ બી ઘણો વેરાયો, ને માહરાં અતીઘણાં ઉશ્કેરાયલાં મનનું ઘણી મોટી હદ સુધી સમાધાન થયું.

એ પછી જ્યારે બધું ફરી હરી રહયાં ત્યારે મીસીસ પાર્કસ મને ચેસ્ટી આગળ છોકરીઓની જે એક મોટી ધીકતી બૉરડીંગ સ્કુલ છે તેમાં બેસાડવા લઇ ગઇ. તે બી મેં જોયું કે એક મોટું દમામદાર મકાન હતું. એની સરખામણીમાં ગરીબ બાપડી મીસીસ ફૅલીનું મકાન તો એક ઝુંપડીજ હતું.

તે વડી શિક્ષક મને ઘણી માયાથી મળી, ને તરત રૅજીસ્તરમાં માહરૂં નામ તેણીએ લખ્યું. તેણીની મીસીસ પાર્કસ જોડેની વાતચીતપરથી મેં જોઈ લીધું કે માહરી ફી વિગેરેની બંદોબસ્તીઓ તો એ આગમચની કરીજ લેવાયલી હતી, ને બીજે દિવસથી માહરે જાથુક જઇને ત્યાંજ રેહેવાનું હતું.

મને તે વડી શિક્ષક અને સ્કુલનું મકાન વિગેરે ઘણું ગમ્યું. વળી જ્યાં ત્યાંથી હું માહરી ચઢાઝમાં પાછી પડવા ઘણી આતુર થઇ ગઇ હતી. એક તો મને શીખવાની ખરાં દીલની ઘણી ઉલટ હતી, અને બીજું તો એ કે એ રીતે હું રોકાયલી રહું તો દીલગીરીના માહરા વિચારો જોડે એકલી પડવાનો આ જે હાલ હાલમાં ઉપરાસાપરી પ્રસંગ થયા કરતો હતો તે વહી જાય.

માહરે માટે મોટે ખરચે ઘણાં કપડાં ચપડાં મીસીસ પાર્કસે વસાવ્યાં હતાં. બધાં શોગનાંજ, પણ ઘણાં મોંઘાં ને ખરચાલું; અને તે અબળા માહરાપર જે મોટા ખરચો કરતી હતી, અને જે ઘણી ખરચાલુ ઢપે લોર્ડ સહી અમો રહેલાં હતાં તે બધું મને અજાયબીમાં છક કરી મેળતું હતું. મમાવા તો મોહતાજ ને મુફલીસ મરી ગયા, ને આ બાઇ ને તેનો દીકરો પોતે પણ ખરેખરાં ગરીબ, ત્યારે હવે હાલમાં આટલું બધું ધન એ લોક પાસ આવ્યુંજ કયાંથી ?

તે રાત્રે હું ધારા મુજબ વેહલ્લી સુવા ગઇ, પણ ઉંઘ મને તરત આવી નહીં, ને હું એકાદ બે કલાક જાગતી પડી રહી હોવશ. મને ઘણા વિચારો આવ્યા ને ગયા. હવે અહીંથી વળી કાલ પછીથી માહરે નવાં ઘરમાં (સ્કુલમાં) જવું, રહેવું ને થર પડવાનું હતું તેની મને યાદ થઇ. મને લાગ્યું કે મીસીસ પાર્કસ ખરેખર માહરા સાથ ઘણી માયાથી વરતતી હતી, અને મરનાર કને લીધેલા કસમને સાચીજ પુરવાર થતી હતી; પણ ત્યારે મમાવાજી કાંય એને વાસ્તે મરતે દહાડે બેવિશ્વાસુ થયા હશે ? કેવા કરડા શબ્દોમાં એવણે એને બધી તાકીદો ફરમાવી હતી !

એમ કરતાં મને ઝુંકણુ આવી, ને હું પાછી જાગી ત્યારે પાસેનાં દેવલનાં મોટાં ઘડયાલમાં ૧૧ ઠોકાયા. એજ વખતે મને અમો રેહતાં હતાં તે મકાનમાં નીચે કોઇનો એમ કેહતો સાહાદ આવ્યો, "વૅલ, ગુડ બાય ત્યારે; ગુડ બાય સેવટ સુધીની !"

ઓ તે અવાજ ! મેં તે વરસો પછી સાંભળવા છતાં તરતજ ઓળખ્યો. એક વાર સાંભળેલો ભુલીજ ન જવાય તેવો તે એક અવાજ હતો. તે પેલા કોઇ બદમાશનો હતો, કે જેનાં કારણથી માહરા મમાવાનું સેવટ એવી સીતાબી વચ્ચે આવી ગયું હતું. હા, તેજ કે જે બે વરસપર પહેલેલો લીડસમાં અમારે ઘેર આવ્યો હતો, ને માહરા મમાવા

ત્યારે પણ તેને જોઇને એટલાજ બીહીધા હતા. તેનો અવાજ હાલમાં અત્રે પાછો અચણુચ સાંભળવી હું થથરી ગઇ, મગર મેં કાન તીક્ષ્ણ કરયા ને વળી ત્યારે મીસીસ પાર્કસને જવાબમાં કહેતાં સાંભળી, "આસ્તે બોલ; આસ્તે બોલ! ને હવે જા, ગુડબાય. તું જાણે જો ફરી આયોછ તો, ને હવે જો આવશે તો——" અને બાકીનું મને સંભળાયું નહીં. દેખીતી રીતે તેણીએ બાકીનું બોલતાં અવાજ વધતો ધીમો કરી નાખ્યો હતો.

એ પછી જરા વારમાં બાહેરનું મોટું બારણું ઉઘડયું ને બંધ થયું, ને પછી તરતજ મીસીસ પાર્કસ ઉપર ધારા મુજબ પોતે સુવા આવી, એટલે હું ઉંઘાયલીજ હોઉં તેમ ચીંગી મીંગી થઇ પડી રહી.

મને એ પછી તરત પાછી ઉંઘ આવી નહીં. મને ઘણુંજ અજબ લાગ્યું કે આ આદમી આ બધાં પર એટલી સત્તા ધરાવી શકતો હતો! એ હતો કોણ? તે અહીં બી કેમ ફુટી નીકળ્યો ને આવી શકયો હશે? વધારે મોટી અજાયબી તો એ હતી કે મીસીસ પાર્કસ તેને ઓળખતી હોવાનું માહરી કને તો તદનજ ઇનકાર ગઇ હતી, અને ત્યારે એવી એક ઠગાઇ એ ન્હાની વાતમાં તેણીએ શું કરવા કરેલી હોવી જોઇએ?

જેનો મેં સાહદ સાંભળ્યો હતો તે આદમી એજ હતો તે માટે હું હાલમાં જરા બી શંકાશીળ બની નહીં. શંકાશીળ જો થતે તો તરત ઉઠીને દાદર પર વાંકી વલીને કે બારી-એથી બી તેને જોતે ને માહરી ખાતરી કરતે. આ તો તેના અવાજમાં એક એવી કાંઇ ખાસ ખામી હતી કે આટલો થોડો તે સાંભળેલો ને આટલે લાંબે વખતે તે પછી પાછો સાંભળ્યો તોબી તરતજ હું તે પીછાણી શકી!

બીજી સહવારે હું માહરી નવી સ્કુલમાં ગઇ. મેં મીસીસ પાર્કસને આગલી રાતના બનાવ માટે કાંઇ પુછયુંજ નહીં. મેં જોયું કે તે બેફીકર હતું. ઉલટું હું તે વાત જાંણુતી હતી એમ માહીતી થતાં તે વધતી ગભરાશે ને વધતું છુપાવશે એમ માહરી ખાતરી હતી.

એ નવી સ્કુલ ઘણી મ્ચેલી, મોટી ને મજાહની હતી તે હું કહી ચુકી છું. છોકરીઓ બધી વચલે વાંધેની હતી—મુફલીસ કોઇ નહી. બધી છોકરીઓ મલતાવડી અને મજાહની હતી, અને હું તે બધીઓ જોડે વ્હેલીજ મલી ગઇ; પણ જે એક ચોકકસ સાથે થોડાજ દહાડામાં મને ઘણાં મોટાં સહીઆરાં થયાં તે તો મીસ જુલ્યટ નોરમન નામની એક છોકરી હતી. તે માહરા કરતાં એએક વરસ વડી હતી ને ખરેખર ઘણી ભલી હતી. તેનો સ્વભાવ ને તબેહ, એમ છતાં, માહરાથી તદનજ ઉલટાં હતાં, એટલે એ એક અજાયબી હતી કે અમારાં મન એમ વહેલાં મલી ગયાં ને અમે મોટાં દોસ્ત થયાં. જુલી ઉતાવળી, તામસી, આલસુ, કોઇની બી સાથે ભેલાઇ જાય તેઓમાંની ને રમત્યાલ હતી, જ્યારે હું ધીરી, ઠંડી, ઉદ્યોગી અને એકાંત સાંધનારી હતી.

તે દેખીતી પૈસાવાલાં માબાપની એક બેટી હતી, કેમજે તેના પેહરવેષ બધા મોંઘી કીંમતના ને ખરચાલુ હતા. વળી "પૉકેટ મની" બી તેની પાસે હોવા ઘટે તેથી ઘણા જ્યાદાજ રેહતા. ફકત તેનાં માબાપ કોણ તે કંઇ સમજ નહી પડતી હતી, ને

છોકરીઓ અસેમસે, જ્યારે તેના જોડે પીખાતી ત્યારે, તે વાતનાં થીસનાં કરતી, જે તે ચુપચુપ સાંખી જતી. "મોટાં માયબાપ લાવીછ!—માયબાપ ઇજ્જતવાલાં ધણાંની!" એવા એવા તેઓની વિરૂધના ટીકકા થતાં હું સાંભળતી, પણ તે ગેરસલુકનું કારણ સમજાતું નહી. તેણીનું દીલ દુખાય કરી મોંઢે ચઢી માહરા સહીને પુછવા મને ગમતું હતું નહી.

તે ધણી સુંદર ને ધણી હેતરંતી હતી. ઉપલા અવગુણો તેનામાં હતા ખરા, પણ તે કશીજ રીતે ખરાબ ચાલની કે દીલની સખ્ખત ન હતી, અને તેનો એકજ દાખલો કે પોતે આટલી આલસુ છતાં મને અભ્યાસ કરતાં કદી રોકતી નહી, પણ સાંમી પોતે આટલી આલસુ ઉધરી તેનો બલાપો વટીક કરતી. એ પૈસાનુંજ વધારે કરીને પરીણામ હતું. તેનાં માબાપ પોતાની ધરની ગાડીમાં અવારનવાર તેને સ્કુલમાં મલવા આવતાં ને લાડ લડાવતાં, જે કારણથીજ તે એટલી અયાસી ને બેપરવાહ ઉધરવા પામી હતી. બચ્ચાંના બીગાડમાં ધણી વખત અજાણ ભોળપણમાં તેમનાં માબાપ પોતેજ મોટો ફાલો આપે છે ને સાંધણભુત થાય છે તેનો આ એક દેખીતો દ્રષ્ટાંટ છે.

એમ બે વરસ, વળી, મહારાં એ સ્કુલનાં બી ગમડી ગયાં, કે જે દરમ્યાન જુલી માહરી ધણીજ હેતપ્રીતની સહી થઇ હતી. એ પછી એક વેકેશન (છુટી)માં તે પોતાને ધર ગઇ તે પાછી આવીજ નહી. ઉડી ગઇ. રેજીસ્તરમાંથી તેનું નામ કાઢી નાખવામાં આવ્યું ત્યારેજ મેં તો જાણ્યું.

માહરો હાલ બી ધણો ફરયો હતો. પેહલાજ વેકેશનમાં મીસીસ પાર્કસ મને ધર લઇ જવા આવી ત્યારે પેલાં મકાનમાં નહીં પણ એક સુશોભીત બગીચા સાથના નવા કુશાદે બંગલામાં તે મને લઇ ગઇ. હવે તે લોક એ નવાં મકાનમાં ને ફેશનેબલ લત્તામાં ખાલી કરીને થર પડયાં હતાં! હું તો કંઇ એટલી અજબ થઇ! થૉમસ પાર્કસે ગાડી રાખેલી, ને બે ચાર તો નોકરનફર!! બધો પાસોજ ઉલટાઇ ગયલો જણાયો. થૉમસે પેલા સોલીસીટરોની નોકરી વટીક છોડી દીધી હતી, ને વરંદાપર એક બ્રાસપ્લેટ મારેલી તેપર તેનાં નામ ઉપરાંત નીચે જીના હરફે "વકીલ" કરીને લખેલું. વકીલ કયારે થયો ને પાસ કઇ કૉલેજમાંથી થયો તે વાતનો તો સેહતાનને હવાલો!

હજી બી એટલા બધા પૈસા કયાંથી એકદમ ને અચબુચ આવ્યા તે એ લોકે મને મનને કદી જાણ્યું કાંઇ કહ્યું નહીં, ને મેં કાંઇ પુછયું નહીં. હું પુરતી સુખી હતી, માહરી પર તેઓ જોઇએ એટલાં મેહરબાન હતાં, તો પછી માહરે એ ગામની કનવાર કરવીજ શું કરવા જોઇએ? કેહજે કાજીજી દુબલા કયું તો સારે ગાંઉકી પંચાત, તેવો માહરે માહરો હાલ બનાવવો ન હતો. હું જેવી હતી એવી પુરતી સુખી ને સંતોષી હતી.

મેં માહરાં પુઇને ને હૅરીને એ બધી વીગતો લખી. હું અવારનવાર કાગળો તો લખતી હતી. અત્રે અમે આવીને સુખથી રહયાં હતાં ને હું મોટી સ્કુલમાં ગઇ હતી તે બી મેં લખ્યું.

અને મને એ છેલ્લાં કાગલના જવાબો આવ્યા. હૅરી તો માહરાં ભલાંથી ઘણો રાજી થયલો ને ઉલટમંદ બનેલો હતો, પણ માહરાં ફુઇએ અમારા એ ભાગ્યોદય માટે જરા બી પોતાનાં કાગળમાં અજાયબી બતાવી નહીં. ઉલટું, "એ તો હું ધારતીતીજ" એમ તેવણે લખ્યું, જેથી ખરેખર મને ઘણી વધારે અજાયબી લાગી.

એમ ત્રણ વરસ એ નવી સ્કુલમાં પવનની પાંખપર પસાર થઇ ગયાં, ને હું ૧૯ વરસની વયની થઇ. હું બધી મોટી રજા "માહરે ઘેર" (મીસીસ પાર્કસના આસરામાંજ) ગુજારતી. માહરાં ફુઇએ મને ઘણી વખત શેફીલ્ડ બોલાવી હતી, પણ મીસીસ પાર્કસ જવાજ નહીં દેતી. તે ઘણાં હેતથી વેકેશન તો પોતાનેજ ત્યાં ગુજારવાની હંમેશ માહરી સાથ બોંહોંસ લઇ બેસતી.

અને એમ કેવું મજાહનું બધું ગબડતું હતું ત્યારે વળી મને નવો ફટકો પડયો! એક દાહડો માહરાં વડાં શીક્ષકે મને હૉલમાં પોતાની કને બોલાવીને માહરો બરડો પસવારી કહ્યું, "તાહરે ઘેરની ગાડી તુંને જલ્દીથી લેવા આવેલી છે. તાહરાં ભલાં વાલી મીસીસ પાર્કસ ઘણાં બીમાર થઇ ગીયાંછ. જલ્દી જા, ડીઅર."

હું એ સાંભળી તદન ગભરાઇ ગઇ ને તરતજ અમારી ગાડીમાં ઘેર ગઇ. ત્યાં જઇને જોઉંછ તો બધું ખલાસ થઇ ગયલું! ગરીબ મીસીસ પાર્કસના ખાધામાં આગળી રાત્રે કાંઇ એવું આવ્યું હશે જે તેણીને કૉલેરા થઇ આવ્યો, ને બીજી બપોર થતાં સુધીમાં તો તે આખર પણ થઇ ગઇ! આદમીની જીંદગીની નાપાયદારીનો એથી જાસ્તી પુરાવો શું જોઇએ?

આ ઝટકો વળી નવેસરથી મને ઘણો જબુન લાગ્યો. તે ગમે તેવી હતી પણ તેની ઓથ ને પનાહ મને ઘણી મોટી હતી, ને માહરી જોડે કંઇ બી શક વગર તે નીતિથી ને ભલાઇથીજ વરતી હતી. એટલા વાસ્તે આ ખોટ, મને લાગ્યું કે, માહરાં ભલાં ને ભવિષ માટે બેશક ઘણી ગંભીર હતી. માહરાં તો જાંણે માબાપજ નવી રવેસે મરી ગયાં, ને મેં સ્વભાવિક એ વાતનો ઘણો ગમ કીધો.

"હવે તમારે તમારી ગોઠવણ કરી લેવી જોઇશે, મીસ પરસી," બીજીજ સહવારે—હજી તો મરનારની લાશની બ્યવસ્થા વટીક ન થયલી હતી તેવામાં—ટૅામસે મને ભવાં ચઢાવી કહ્યું; "હું કંઇ હવે તમારા કશા ખરચ ઉપાડવાનો નથી. એ તો મધર ઘણાં ભલાં હતાં."

"ઓ, ત્યારે હવે વળી હું કાંહાં જાઉં?" મેં ખરાં દીલના ત્રાસ અને કકલાટથી પોકારયું.

"કાંએ, તમારાં ફુઇ છેની? તેવણે તમારૂં પુરૂં કરવું જોઇએ!" તેણે ધસ્સાથી જવાબ કરતાં કહ્યું. "અમે એ બોજ શાંનો ઉપાડયે? તમારા મમાવાનું નીમક ખાધેલું તેથી આટલું સુધી અમે કીધું તે બસ છેની?"

મેં માહરાં ફુઇને લખ્યું. ફુઇને ઘેર જવા ને રેહવા, અજબ જેવું છે કે, મને કંઇ ઘણુંજ ગમતું હતું, અને તેથી ખરૂં કહું તો હાલનાં માહરાં મોટાં દુખમાં બી એ ઉમીદ ને ખ્યાલ થવાથી મને ઘણો દીલાસો મલ્યો.

તેવણુનો તરતજ દીલસોઝ જવાબ ફરી વળ્યો કે "હું જોતે આએ કાગલ તુંને મળશે તેજ દાહડે તને આવી મલસ"——ને ખરેખર આંજ થતાં પેહલાં તો તેવણુ આવ્યાં બી ખરાં.

તેવણુ આ વખત એકલાંજ આવ્યાં હતાં. હૅરી તો માહરી માફક એક મોટી સ્કુલમાં જતો હતો—તે સ્કુલ જ્યાં માહરા મમાવાના વગથી તેને વગર પગારે દાખલ કરવામાં આવ્યો હતો; અને મી૦ ટૉમસ તેવણુને ઘણા અદબથી ને માનથી મલ્યો. તેણે તેવણુ આવતાં સાથે તેવણુના ઉતારાના ઓરડાની ધામધુમ વિગેરે ઘણી કરી. એ પછી અમે એકલાં પડયાં ત્યારે મેં માહરી મુશ્કેલી રડીને તેવણુને કહી, ને તેવણે પોતાની હંમેશની ઉદારતાથી મને પેટમાં ચાંપી દીલાસો આપ્યો જે "બલે હવે માહરે ઘેર રેહજે. જેમ તેમ ગબડાવી લઈશું."

"હા, પણ તમે બી બીચારાં ઘણાં ગરીબ છેઓ, ફુઇજી, ને હું તમોને બોજો કેમ થાઉં?" મેંજ વાંધો કરયો; "એમ તો હવે મેં પુરતી કેળવણી લીધીછ, ને તમે કેહશો તો કેથે હું ટયુશન આપીને——"

"હવે તેની વાત કંઇ આજે છે?" માહરાં ફુઇએ હસીને કહયું; "તે બધું તેને વખત વારે થયા કરશે. હવે મને એ તો કહે કે મરનાર તાહરી સાથે કેમ ચાલીતી?"

"ઘણીજ સારી રીતે," મેં ખાત્રી આપી; "હું તો જાણે માની બી નથી શકતી. મમાવાજી બીચારા પૈએ પૈને વાસ્તે આટલા મોહતાજ મરી ગીયા, ને આએ તો જાણે માહરાજ પૈસાથી હું પોશાતી હોઉં તેમ બન્ના મીસીસ પાર્કસ ગઇ કાલે હક થઇ ત્યાં તુલક-——"

"અને તે બધા તાહરાજ પૈસાનું હતું, નૅલી," માહરી અત્યંત તાજુબી વચ્ચે માહરાં ફુઇએ ઘણી ગંભીરતાથી કહયું; "તું નાદાન હોવાથી તને સમજ પડતી હતી નહીં. તું જાંણેછ—તહારા મમાવા, તું માનતી આવીછ તેમ, મુફલીસ નહીં પણ ઘણા કંજુસ હતા. તેવણુ પોતાની પાછળ ત્રીસ હજાર પાઉંડનો તાહરે સારૂ વારસો મેલી ગયા, પણ તેવણે એકલી મીસીસ પાર્કસનેજ તાહરી એકઝીક્યુત્રીક્સ બનાવી, તેણીને એકલીનેજ તે બધું સપુર્દ કરી જવાની ભુલ કરી"

મેં અજાયબીમાં આંખ્યો ખોલી.

"આએ ફકતો હવે તને રવડાવી નાખેછ," માહરાં ફુઇએ કહ્યું; "પણ તે બધી એની શરમભરેલી લુચ્ચાઇ છે; મગર કરયે શું જે આપણું કંઇ ચલણ નથી. મને આગળ એ લોકે વીલ વંચાવ્યું હતું, ને મેં જોયું કે બધું એ મરનારનાં નામપરજ તાહરા બેહેસ્તી મમાવા કરી ગએલા, એટલે માહરૂં શું ચાલે!"

હવે માહરી વારણ આવી. માહરા મમાવાને મરવાની રાત્રે મેં બખાળતા ને મીસીસ પાર્કસને કસમ આપતા જે સાંભલ્યા હતા તે અત્યાર સુધી તો ફુઇજીને મેં કહયું ન હતું, કેમજે મને ઉલટપાલટ સમજાવીને એ મીસીસ પાર્કસે માહરી પાસે તે માટે દા બાજુની

લીધી હતી; પણ હવે તે બેહેસ્ત પામી હતી એટલે માહરાં અજાણ્યા બંધણથી હું છુટી હતી, જે ખ્યાલ થતાં મેં બધી વાત કરી, ને માહરાં ફુઇએ તે ઘણીજ અજાયબીથી સાંભળી. વળી પેલા કોઇ પેદા પડેલા ભેદી આસામીની બી વાત મેં કરી, ને છેલ્લો લંડનમાં બી તે આવીને મીસીસ પાર્કસને એક રાત્રે મોડેથી મલી ગયો હતો તે બી મેં જણાવ્યું. માહરાં ફુઇ, મગર, તેને કશીજ રીતે ઓળખી શકતાં લાગ્યાં નહીં. મેં તે કેવો હતો તે વીસ્તારીને કહ્યું ખરૂં, પણ તેવણે આગળ તેવા કોઇને કદી જોયો હોય તો ઓળખે કેની?

એટલું તો ખરૂં કે એ કેફીયત સાંભળતાં માહરાં ફુઇ ઘણાંજ ઉશ્કેરાઇ આવેલાં દેખાયાં, અને ભય, ગભરાટ, તાજુબી વિગેરે અનેક લાગણી તેઓના ચેહરામાં પણ પ્રગટ પડેલી હું વાંચી શકતી હતી. મને એક વખત તો એમ બી લાગ્યું કે એવણ તેને ઓળખશે ને એ કોણ ભેદી આસામી હતો તેનો તરત ખુલાસો મળી જશે; પણ કમનસીબે તેવણે તો નાજ કહ્યું—અને ત્યારે, મેં ઉપર કહ્યું તેમ, તેઓ એ વાત માટે બીલકુલ નાવાકેફ હોવા સિવાય બીજું અનુમાન હું શું મેલવી શકું?

મરનારનાં શબને ત્રીજે દાહડે જમીનમાં ગારવામા આવ્યું, અને તે પછી તેણીનું વીલ વંચાયું. ફકત અમો બે, થૉમસ ને તેની બૈરી અને એક બે એ લોકનાં અંગત દોસ્તો હાજર હતાં. એક ત્રાહીત સોલીસીટરેજ મરનારનું વીલ કરેલું કહેવાતું હતું, ને તે તેણે પોતેજ આવીને અમને બધાંને એકઠાં કરી વાંચી સંભળાવ્યું. તેમાં મરનાર પોતાનું સર્વસ્વ પોતાના દીકરા થૉમસનેજ આપી ગયાં હતાં. માહરૂં તો જુલુઇએ નામ બી નહીં હતું!!

"મેં ધારયુંતું તેજ થયું," માહરાં ફુઇએ એ પછી અમે પાછાં એકલાં પડયાં ત્યારે કહ્યું; "લે ચાલ, જે તુંને લુટશે તેને ખુદા પુછશે. હવે એ વાતનો ગમ કરવાનો નથી. આજેજ રહાંજે આપણે અત્રેથી જતાં રહીશું."

અને અમો ગયાં. થૉમસે ઘણીજ ખુશીથી ને એકકે બોલે અમોને જવાની રજા આપી. તે તો જાંણે જે તાઢાં પાણીએ કાસલ જતી હતી! જરા જુલુઇએ એકાદ દાહડો જાસ્તી રાખવાની ભારચપામણી વટીક તેણે કરી નહીં. તેને તો એજ જોઇતું હતું. એટલા માટે હું જઇને માહરી સ્કુલમાં શિક્ષકો ને છોકરાંઓને જરા ઘડીચપકો મલી આવી, અને પછી તેજ દાહડે માહરાં ફુઇ સાથે શેરીલ્ડ જવા હું લંડનથી ઉપડી ગઇ.

---

## પ્રકરણ ૬ ઠું.

હું માહરાં ફુઇને ઘર એ પછીથી પુરતાં સુખમા રહી. અલબત પૈસાની જે દોરચોર મેં મરનાર મીસીસ પાર્કસ હસ્તક છેલ્લાં ઘરમાં અનુભવી હતી તેવું અત્રે કશું ન હતું; પણ ગરીબ સંસારે ઘણાં હેત પ્રીતનાં સુખમાં હું રહેલી હતી. હું માહરાં ફુઇને તેઓનાં ઘેરનાં કામકાજમાં હાથ લાગતી, અને મુફતનો ખીચડો ખાતી હોવાને લીધે બને એ રીતે તેવણને ઉપયોગી થવા હું ઘણી વીહીલી પડતી ને ખંતી રેહતી.

અને હું એ ઘરમાં આવ્યા પછી થોડા મહીનામાં તો છેલ્લી પરીક્ષામાં પાસ થઇને અમારો હૅરી હરતે ચેહરે પોતાને ઘેર પાછો ફર્યો. તે સ્કુલ લાઇફથી હવે પરવારયો હતો.

હું તો તે આવે એટલે તેને કોટી કરવા દોડી જવાની હતી, પણ તે આવ્યો ત્યારે હું તો જોઇને ગભરાઇજ ગઇ ને ખંચાઇને ઉભી. તે આગલ હતો તેવો હવે કાંઇ નાઘલો છોકરો નહીં હતો. તે તો મોટો માટીડો બની ગયો હતો! કેવો ઉંચો ને ખુબસુરત! હજી તેની મર્દાનગીમાં છોકરવનપણાંની બધી નરમાસ હતી, અને તે મીઠા ચેહેરાને જવાબ કરતી સુંદરતાની નાજુકાત કોઇ ફીસમે તેમાં કમ થઇ ગઇ ન હતી. તેના બાલ ખુદરતીજ કર્લ થયલા, ગુંછડાંવાલા કાંઇ મને ઘણાજ ગમતા હતા, અને આંખમાં તો એટલી બધી ચંચલાઇની રોશણી હતી કે તેને આ સ્કુલનો આ કરતાં વેહેલો જરા ચાન્સ જો મલ્યો હતે તો તે ઘણી નાંધલી ઉંમરમાં પાસ થતે એમ હું ખરાં દીલથી માનતી હતી. તેનું કપાલ ઉંચું, મોટું ને ચલકતું હતું, ને સામટી રીતે કોઇ બી માતા મગરૂર થઇ શકે એવોજ તે એક ખરો સોહામણો સપુત હતો. હાલ તે અઢારેક વરસનો હશે.

તે બી મને પેહલાં તો આવતાં સાથે મલવા ધસ્યો. તે હસતે મુખડે એમ ધસી આવ્યો તો ખરો, પણ મને જોતાં સાથે તે બી તરતજ ખંચાયો! અમો બંને અમારા જીવથી જાણે ઓશકાયાં. અમો છેક પાંચ વરસે એકમેકને પાછાં જોતાં અને મલતાં હતાં; પણ એ ઓશક હૅરીના ભાગપર ઘણી ટુંક વખતની પુરવાર થઈ. તેણે તરત તે દીલથી દુર કીધા, ને મેં શેકહેન્ડમાં લાંબો કરેલો હાથ પકડી મને પોતાનાં પાસાંમાં ખેંચી તે પવિત્ર વ્હાલથી મને બગલગીર થયો. મને કેહવા લાગ્યો જે હું કેટલી જલ્દી મોટી ને કેટલી બધી સુંદર થઇ ગઇ હતી, વિગેરે! મેં, અલબત, કહયું નહીં જે તેને માટેનો માહરો નવીન અનુભવ ને માહરૂં મત પણ એજ પ્રકારનાં હતાં!

અને પછી હું જેમ એ ભલા જવાંનના સહવાસમાં જાસ્તી રહી તેમ તે મને વધતોજ ગમ્યો. તે એક શુધ્ધો ન્હાનો ગ્રહસ્થ હતો. તેની વીધવા મા પરનાં તેનાં હેત, કાલજી ને વફાની જાણે હદજ ન હતી, અને મને બી એક ભાઇના શુધ્ધ પ્રેમથીજ તે ચાહતો જણાતો હતો. તેનો સ્વભાવ એટલો સરલ ને મીઠો હતો કે કોઇ બી વાતમાં મેં તેને કદી ચીરડાતો જાણ્યો નહી, ને ઘરની જંજાલ કે ગરીબીનાં સંકટથી હીંમત હારી જો માહરાં ફુઇ કદી ખીજવાય તો તે તેઓને એવાં તો સમજાવીને સ્વભાવ સમાલવા સલ્લાહ આપતો કે તેની જાદુઇ અસર માહરાં ફુઇ પર બી ખરેખર ઘણી થતી. તે કોઇ ધંધા કે હોનરમાં હવે પડવા માંગતો હતો. તે જ્યાં ત્યાંથી માને અને મને કંઇ કમાઇને ઘણાં સુખમાં રાખી શકે એ તેનો મોટામાંમોટો લોભ હતો, પણ તે બીચારાને માથે વાસે કોઇ હતું નહીં એટલે તેને કાંઇ સુઝતું ન હતું. તે ટુંક પગારમાં ગોઠવાઇ જવા માંગતો ન હતો. તે તો કાંઇ એવી લાઇન જોતો હતો કે જેમાં તે નામ અને દામ બંને મેલવી શકે, પણ તેવું કંઈ જડતું ન હતું, ને અમે બૈરાંઓ તે શી સલ્લાહ આપી શકયે?

મગર એ વાતથી મેં માહરાં ફુઇમાયને અવારનવાર ઘણાં મુંઝાતાં જોયાં. પૈસા ટકાની મુશ્કેલી તેઓનાં ઘરમાં ઘણી ખુલ્લી નજરે આવતી હતી, અને હું માહરા જીવથી,

તેથી, ઘણી ગભરાવા ને ઓશરાવા લાગી. એક દાહડો, એટલા વાસ્તે, હૅરી બાહાર સધાવેલો હતો ત્યારે મેં માહરાં ફુઇ સાથે એકાંત જોઇ વાત ઉપાડી.

"એમ તો મને અત્રે પડી રેહતાં ઘણુંજ નરસ લાગેછ, ફુઇજી," મે કહ્યું; "મને કૈયે કંઇ નોકરી કરવીજ જોઇએ."

"પણ તું શું નોકરી કરવાની છે, દીકરી?"

"કાંએ, ફુઇજી, મને શું નાહલાં છોકરાંઓને શીખવવાની ગવરનેસની નોકરી નહીં મલશે!"

"હા, પણ હું તુંને છોકરીની જાતને એમ એકલી પરાયે આશરે કેમ મોકલી શકું!"

"ઓ, તેમાં તે શું થઇ ગીયું!" મેં તકરાર ઉઠાવી; "હું આટલું સુધી તો તમોને બોજો થની પડી રેહી, પણ એમ તે માહરાથી કયાંહ સુધી પડી રેહવાય!"

"અરે, હૅરી જો કૈયે ગોઠવાઇ જતો હોયની તો બધી જંજાલ મટે," માહરાં ફુઇએ સાચાં દીલના બલાપાથી કહ્યું—અને મેં તો એ પરથી હવે નકી ઠરાવજ કીધો કે માહરે માહરો અંગત ઉદયોગ કરીને કમાઇ ખાવું. બેશક, હું ઘણી મુશ્કીલથીજ માહરાં ફુઇને મનાવીને આયંદા તેઓની એ વાત માટે મંજુરયાત મેલવી શકી, ને હૅરીને તો મેં કાંઇ પુછયું કે કહ્યુંજ નહીં. હું જાણુતીતી કે તેને ગમવાનું નથી ને તે તુફાંણ કરશે. ફુઇજીને બી તેજ ફીકર હોવી જોઇએ, કેમજે મેં જોયું કે તેવણે બી એ માહરા એરાદા બાએ તેની કને કશીજ વાત કરી નહીં, અને તેથી ગુપચુપ મને માહરી બંદોબસ્તી કરી લેવાની ફાવત થઇ.

મેં અવલ તો મી૦ ટૉમસ પાર્કસનેજ લંડન ખાતે સમજાવીને લખ્યું. મેં લખ્યું જે મને માહરાં ગરીબ ફુઇને બોજો થઇને પડી રહેવા ગમતું નથી, ને તેથી તેણે મેહરબાની કરી માહરે વાસ્તે પોતાના વગસગથી કોઇ ઇજ્જતદાર નોકરી જોઇ કાહડવી. તેનો જવાબ આવ્યો તે ટુંકો ને ઠંડો—કાસલ કાહડવા જેવો—જણાયો. તે લખતો હતો કે માહરું કાગલ ગયું ત્યારે તે તો તેનાં ફૅમીલી સાથે આખાં કૉન્ટીનન્ટ પર ફરવા નિકળવાની ધમાલ ને ગરબડમાં હતો, જેથી કશું કરી શકે એમ નહીં હતું, પણ "આગલી પાછલી શરમ કરીને," તે લખતો હતો, "મેં માહરે પોતાને ખરચે અત્રેનાં આગેવાન પેપરોમાં તમો માંગોછ તે મતલબની નોકરી વાસ્તે જાહેરખબરો છપાવી છે, ને તમારુંજ એડ્રેસ તેમાં આપેલું છે, એટલે જવાબો જો કાંઇ હશે તો પરબારા તમોનેજ મલશે."

મેં એ કાગલ ફુઇને વંચાવ્યું, ને તેવણ તો એવા છેડાયાં! જે મારુંજ ધન પચાવી પાડી બેઠેલો તે પોતાના ખરચે બે ચાર જાહેર ખબરો છપાવ્યાનો ઉપકાર વળી મને પાક બેહયાઇથી કહી સંભળાવતો હતો!!

મગર એ ટૉમસ પાર્કસની લુચ્ચાઇપરથી પાછી આગલી પાછલી વાત નિકળી, અને ત્યારે તે તકનો લાભ લઇ મેં પેલા ભેદી આસામીની વાત પાછી કાહડી ફુઇનો ચોખો ફરી એક વાર ચાંપી જોયો.

"પણ તમુને કાંઇ ધ્યાંન આવતું હોશેની, ડુઇમાય,—તમે કંઇ યાદ કરી શકતાં હોશેની જે એ કોણ હોવો જોઇએ!"

ડુઈમાય જરા અચકયાં, ને પછી ઉતાવલથી કહ્યું, "નહીં રે માય, મને શું ખબર હોય?"—અને જાંણે એ વાત લંબાવા ચાહતાંજ ન હોય તેમ તરત કાંઇ કામ યાદ આવી જવાનું બાહાંણું આપી ઉઠીજ ગયાં, એટલે વળી પાછી એ વાત ત્યાંજ દબ પડી.

એ પછી દસેક દાહડે મને ટપાલમાં એક કાગલ આવ્યું. હું તુરત સમજી કે પેલી પાર્કસે આપેલી જાહેરખબરો માંહેલી એકનો તે જવાબ હોવો જોઇએ, ને હતું બી તેમજ. કોઇ બૈરાંના સુંદર મરોડદાર હરફનું લખેલું તે કાગળ હતું. તે લખનાર કોઇ કરનલ લેનસની બૈરી હતી, ને તે પોતેજ લખતી હતી. તે જણાવતી હતી કે માહરે એ નાધલી છોકરીએ વરસ છ ને આંઠનીનો હવાલો લેવાનો હતો, કે જે લોક તબ્યતની ઘણી નબલી હોવાથી સ્કુલમાં જઇ શકતી ન હતી, અને ગવરનેસ હસ્તક, તેથી, તેમને ઘરમાંજ જરૂરજોગાં કેળવવા તે માબાપનો એરાદો હતો. તેણે ઘણો મન માનતો પગાર લખ્યો હતો, ને ઘણાં સુખવાસી રેહવાનાં ને ખાવાનાંની સગવડની ખાત્રી આપી હતી, એટલે એટલું જલદી એવું એક ચાહવા જોગ બાંચરૂં મલી જવા માટે હું માહરાં મનથી ઘણી ખુશી ને ખુદાની શુગરગુજાર થઇ. માહરી મુસાફરીનો ખરચ આપવાનું બી તેમાં લખેલું હતું, ને આવવુંજ હોય તો તરત નિકળવાની તાકીદ ફરમાવેલી હતી.

ફક્ત હું દીલગીર એટલા માટે થઇ કે સરજત વળી મને આ હેતવંતાં વાહલાંઓથી વિખુટી કરતી હતી, ને ડુઇને બી એજ માટે ઘણું લાગતું હતું; મગર વધારે મોટી મુસ્કીલ તો હવે ખરી હકીકત હૅરીને કહીને તેને સમજાવી લેવાની હતી!

મેંજ તેને કહ્યું, અને તે તો તે સાંભળી દીગમુઢ થઇ ગયો. તેને કેટલો ગુસ્સો ને કેવું દુખ લાગ્યું તે સઘળું આયના પેરે તેના ઝલકતા મુખડાપર પ્રગટ પડેલું હું જોઇ શકતી હતી. તે કદી ગુસ્સે નહીં થનારો ને નહીં ચીરડાનારો તે પોતાની મા સાથે બી આજે તો પેહલ્લીજ વાર ખુબ છેડાયો. "તમે કેહો તો એમ તો ટુંક પગારની નોકરી મને ઘણી બી મલેછ, ને હું કેથે બી કલાર્ક તરીકે રહી જાઉં?" તેણે તકાજો કરયો.

ટુંકમાં, બડી મુસ્કીલથી મેં તેને માહરા લાભમાં ઠંડો પાડયો ને છેલ્લે અંતે સમજાવી લીધો, ને જ્યારે હું જવા તૈયાર થઇ ત્યારે અમો ત્રણે જણ રડયાં. હૅરી બી માહરી ખાંધ પર માથું નાંખી રડયો. તે બીચારાને પોતાની સીર્ફ નાચારી ને ગરીબીનું દેખીતી રીતે ઘણું દુખ લાગતું હતું——તે ગરીબી ને નાચારી કે જે આ મુજબ જાંણે ફરીને અમારો ફરજ્યાત વિયેગ કરાવતી હતી!

## પ્રકરણ ૭ મું.

હું લંડન આવી પુગી. એ વખતે સાંહાંજના પાંચેકનો શુમાર થયલો હતો ને ઠંડી ઘણી પડતી હતી. મેં, તેથી, સ્ટેશનપર આવતાંજ એક ભાડુતી ગાડી કરી લીધી, અને હું પેલાં કાગલમાંનાં ઠેકાણાં મુજબ હંકારી ગઇ. તે મકાન બ્રન્સવીક સ્કવૅરમાં આવેલું હતું.

હવે જ્યારે માહરી ગાડી ત્યાં દરવાજા આગલ જઇ ઉભી કે જોઉંછ તો ઘર તો બંધ! અને હું એ વાત માટે મનથી વિસ્મય થતી હતી તેટલાં એક કોનસ્ટેબલે આવીને દાબડામાંના ભુતની પેઠે દપ દઇને માહરી ગાડીમાં ડોકું ખોસ્યું.

હું તો એવા બીહીધી! તે આદમીની એ બેહયાઇથી હું ગુસ્સામાં તેને કાંઇ કેહવા જતી હતી, પણ તેટલાં તેણે માનથી ટોપીને આંગલી લગાડી કહ્યું, "મને માફ કરજો, મીસ, પણ તમે આએ ઘેરમાં કંઇ નોકરી મેલવવાના ઉમીદમાં આએ તરફ આવ્યાંછ?"

"હા," મેં કહ્યું; "કરનલ ને મીસીસ લેનીસ રહેછ તે એજ ઘેર કની?"

"એ તો ખરૂં," તેણે કહ્યું; "પણ એ નામ તો તે લુચ્ચાંઓએ ખોટું ધારણ કરેલું હતું, ને તેઓનાં ભોપાલાં ઉઘાડાં પડવાથી આજે સહવારેજ તે બેઉને પકડીને પહરેજ કરવામાં આવ્યાં છે!"

"ઓ ખુદા!" મેં ગભરાત ને નાઉમેદીમાં પુકાર્યું—ને હું માહરી બેઠકમાં નીસોસ અઢેલી પડી, એટલે પેલો ભલો પોલીસવાલો ટોપીને પાછી આંગલી લગાડી, સલામ કરી, ખસી ગયો ને હું એકલી પડી.

હવે? હવે માહરે કરવું તે શું? મને તો કાંઇ જાંણે સહમજજ નહીં પડે! આ માહરો પેહલ્લોજ અનુભવ ને તેમાં આટલો દગો!

મને પેહલાં તો મન થયું કે માહરે એકદમ શેરીલ્ડ માહરાં ફુઇજીને ઘર પાછું ફરવું, પણ પછી ખ્યાલ થયો કે છતી અહીં તક આવી છું એટલે હવે તો પેલા ભલા કોનસ્ટેબલની મદદથી અત્રેના કોઇ ન્હાનાં પણ આબરૂદાર હૉટેલમાં થોભી જવું, અને કોઇ લાયક નોકરીની તલ્લાસ કરી થર પડવું: પણ હજી તો હું એ વિચાર કરૂં ને તે પોલીસમૅનને પાછો માહરી મદદે તેડું તેટલાં માહરી ગાડીની છેક લગોલગમાંથી બે બાંનુઓ પસાર થઇ જતી હતી, જેમાંની ન્હાનીને જોતાં મેં ખુશાલીની બુમ મારી, કેમજે તે કોઇજ નહીં પણ પેલી માહરી સ્કુલફ્રૅન્ડ મીસ જુલીએટ નૉરમન હતી!

તે મેં તેણીનું નામ પુકારતાં તરત ઉભી રહી ગઇ, અને મને જોઇને ખરાં દીલથી હદ વનાની ખુશી થઇ ગઇ. તેની જોડે તેની માતા હતી, અને તે આગલ ચાલી જતી હતી તેને બુમ મારીને તેણે થોભાડી, ને પાછી તેડીને માહરી જોડે મેલવી.

મેં ટુંકમાં માહરી સાથ થયલી દગાઇની વાત તેઓને કહી, અને હું આ મોટાં રાજધાની મુલકમાં કેવી આવીને નીરાધાર ફસી અને રવડી પડી હતી તે ઘણી દીલગીરીથી જાહેર કર્યું.

"ઓ, ખચ્ચીતજ નહીં! રજાડી કાંએ પડે?" જુલ્યટે જુસ્સાથી પુકારયું; "આપણું ઘેર છ કેની!"

"ઓ હા રે, માહરી દીકરી," તેની ભલી માતા તરતજ એકમત થઇ; "કાંએ નહીં? હજાર વખત! માહરી જુલી તો તુંને હંમેશ યાદ કરે ને તહારી ભલી ચાલની અમારી આગલ હજારો તારીફ કરે. અમારો બંગલો અહીં તદન પાસેજ છે. ફક્ત પચાસ કદમ." ——અને તેણીએ ગાડીવાલાને ઇધાંણી આપી એટલે હું પોતે માહરો અસબાબ ગાડીમાં રહેવા દઇ તેઓ સાથ ચાલતી જવા તુરત ઉતરી પડી.

મેં જોયું કે તે મા બેટી બંને ઘણા ભપકાથી ડ્રેસ થયલી હતી. માતાના પોશાકમાં થોડુંક ટેસ્ટનું ખુન થયલું હતું એમ કહીએ તોપણ ચાલે, પણ જુલ્યટ વધારે સંભાલભરી માલુમ પડતી હતી.

બંને મા દીકરી ઢોંગનાં નહીં પણ ખરાં દીલનાં ભલાં જણાયાં—એટલે સુધી કે જ્યારે મેં પેલા કોનસ્ટેબલની સભ્યતાની વખાંણ કરી ત્યારે જુલીનાં માતા તેને તેની એ સંભાલ ને સભ્યતા માટે પોતાની ગીરેનું ઇનામ આપવા બજીદ થયાં, ને એક સીકકો તે "ઓ–નો," "ઓ–નો" કરતા પોલીસમઁનના હાથમાં સેરવી દીધો ત્યારેજ રહ્યાં.

હું એ મુજબ જલ્દીજ જુલ્યટનાં મકાનમાં થર પડી. તે એક સુખકારક અવયાંન હતું, અને તેનાં માલીક પૈસાવાલાં હોવાનોજ પડઘો પુકારતું હતું. બંને વર બૈયર આંગમાં લગાર કદાવર હતાં, ને બેઉ સમ વયનાં——શુમારે વરસ પચાસેકની ઉમરનાં—દેખાતાં હતાં. બેઉ ભલાં હતાં, ને ભપકાનાં બંને શોકીન નજરે આવતાં, કેમજે જોકે જુલીની માતા આ ઉંમરે બી ઘણી ખુબસુરત લેખાય, તોપણ વધારે ખુબસુરત દેખાવા ગાલ બીહીક લાગે તેવા તેણીએ કલર કરેલા હતા, ને પોશાકથી જુવાન દેખાવાના પરીશ્રમમાં પડી હોય એમ દેખાઇ આવતું હતું. વળી ડોસાજી બી જુવાન રેહવાજ માંગતા હતા, ને બાલ જે સુફેદ થઇ ગયલા હતા તેને કલર કરીને કાલા ભમ્મર બનાવેલા એકજ સંભાલભરી નીધાહમાં દેખાઇ આવતા હતા!

એ મી૰ નૉરમન (જુલ્યટના પીતા) આગલ બી માહરી સાથ કરવામાં આવેલી શરમભરી ઠગાઇની વાત તે બંને બાંનુઓએ કરી, અને તે ગ્રહસ્થ પણ કોઇ પેલા કેહવાતા કરનલ પર લ્યાનત નાંખવામાં ઘણા ગરમ થયા. તેવણે પણ એ પછી એક બાપનાંજ હેતથી મને સગવડ થાય ત્યાં સુધી પોતાનાં મુબારક મકાનનાં છાપડાંનો આશરો આપવા માટે પોતાની હદ વગરની ખુશી જાહેર કરી, અને તેથી મને કશીજ રીતે હવે અસીકું લાગતું હતું નહીં.

ખાનું આઠ વાગે પીરસવામાં આવ્યું, ને તેબી ઘણું ભપકાભરયું હતું. ટેબલ પર ફુટમૅન ને પેજ હાજર હતા, જેથી જાસ્તી ભપકો મારતો હતો. એટલુંજ કે બંને વર બૈયરે હું બીહી ગઇ એટલી હદ સુધી શેંપેનનાં ગ્લાસો ઉઠાવ્યાં, અને જુલ્યટે પણ ખાસ્સાં ત્રણથી ચાર ગ્લાસ ખાલી કરયાં. મને ઘણી બેહસ થઇ, પણ મેં નાજ કહયું જે મને મુતલગ તમેહ નથી.

હું તે રાત્રે વેહલ્લી સુવા ગઇ. માહરા ભલાં યજમાને એજ કહ્યું "કે તું થાકેલી હોશે વાસ્તે આજે તો વેહલ્લીજ સુઇ જા," ને જુલી પોતે માહરે માટે ખાસ તૈયાર કરવામાં આવેલા ઓરડામાં મને લઇ ગઇ.

"ચાલ, ધીરજથી સુઇ જા. ખુદા બધું સારૂંજ કરશે," તે હસીને કેહતી હતી; "ને સહવારે દોડાદોડી કરીને ઉઠતી ના. આપરે તાંહાં તો ઘણું મોડેથી ઉઠવાને ધારો છે જો!"

બીજી સહવારે, એમ છતાં, માહરી આંખ તો રબેતા મુજબ વેહલ્લીજ ઉપડી, અને ત્યારે હું ઉઠીને રમતી રમતી તૈયાર થઇ; અને લગભગ તૈયાર થઇ રહી કે માહરી પડોશમાંજ જુલ્યતનો ઓરડો હતો તે વચમાંનું બારણું ઉઘાડી તે પોતે માહરા રૂમમાં ચાલી આવી.

તેના ખુલ્લા પગમાં શોભીતાં સ્લીપર્સ હતાં, ને દીલપર એક મજાહનું મૉરનીંગ રૅપર ઓળવી લીધેલું હતું. બાલ જે લાંબા, મોટા ને ભરાવદાર હતા તે તેનાં નગ્ન ખભાંપર એક ભારાની માફક બેહદ પડેલા હતા. તેના હાથ ખભાં સુધી ઉઘાડા હતા, અને રૅપર ગલાંમાંથી ઘણું ઢીલું ને નીચે ઉતરી પડેલું હતું.

"ઓ, તૈયાર બી?" મને તૈયાર થઇ ગયલી જોઇને તેણે તાજુબીમાં બુમ પાડી; "એ શું કેહવાય? સઘડી બી નથી સલગાવી? ઘંટ કાંએ નહીં વગાડયો? માહરી મેડને કાંએ નહીં ડ્રેસ થવામાં મદદ થવા બોલાવી?"

હું હસી. "રોજ મને કેઇ મેડ ડ્રેસ થવામાં મદદ કરવા આવતી હતી, જુલી?" મેં પુછ્યું.

"જા બા, તું તો ચેરી થાએછ," જુલ્યાએ હોઠ ચઢાવી કહ્યું; "તાહરાં ઘેરમાં તું ગમે તેમ રહેલી હોય, પણ માહરાં ઘેરમાં તો હું પોતે જે સગવડો ભોગવું તે તુંને બી મલવી જોઇએ કેની?"

મેં તેણીનો ઉપકાર માન્યો, ને ખાત્રી આપી જે મને જરૂરજ ન હતી.

"ચાલ, ત્યારે હવે તૈયાર થયલી છે ત્યારે તો આવ માહરા ઓરડામાં, ને હું ડ્રેસ થાઉં તેટલાં આપણે તાહેલાં મારશું," જુલ્યટે કહ્યું; અને હું તો તદન તૈયાર થઇ રહેલીજ હતી એટલે જરૂર જોગું ઉંચું નીચું કરી નાખી તેણીની જોડે ઝટ તેના ઓરડામાં ગઇ.

"ચાલ, આજે તાહરે ખાતર હું બી માહરે હાથેજ ડ્રેસ થવશ," તેણીએ હસીને કહ્યું. "હું બી મેડને નથી બોલાવતી. તે હોશે તો આપણે છુટથી વાત કરી નહીં શકશું."

"પણ તું કાંએ એમ અગવડ ભોગવે?" મેં સમજાવ્યું; "એવી ખાનગી તોરની આપુને વાત કરવી છેજ શું જે?"

"કંઇ નહીં, .ચાલશે; તુંને ચાહ્યું કેની?" જુલ્યટે નાખતીથી કહ્યું—અને પછી તેણીએ પોતાના મોટા લાંબા કાલા બાલ બેઉ હાથે ઝાટકીને સરખા કીધા, અને ત્યાર બાદ તે ધીમે ધીમે બ્રશ કરતાં તે માહરા જોડે વાત કરવા લાગી.

તે એક ઘણો સુખકારક ઓરડો હતો. સઘડી તસ્તની સળગાવેલી પુર બહારમાં જલતી હતી, ને બારી બારણાંના પરદા ઘણી મોંઘી કીંમતના ને સુશોભીત હતા. તેના પલંગપર ટક્યાના ગલેફ પણ ગુલાબી હતા ને છેડે નકસીની પીલી બૉરડર કરેલી હતી. એક મોટો આખાં કદની આરસીનો તખ્તો ઘણી મોંઘી કેમતનો હતો, ને તેની સાંમે સઘડીની નજીકમાં એક સુંદર સોફા હતો, કે જેનાપર બેસનાર, ડ્રેસ કરતાં, આરસી તેમજ સઘડી બંનેનો લાભ મેળવી શકે. જમીનપર ગલીચો બી ભરાવદાર ને જાડો હતો, અને આખો ઓરડો ખુશબોથી બેહકી રહેલો લાગતો હતો.

"હવે વ્હાલી નૅલ," પેલા સોફાપર ગોઠવઇને અરધું આરસીમાં—અરધું માહરા ભણી જોતાં, ને ધીમે ધીમે બાલ બ્રશ કરતાં જુલીએ કહયું, "સૌથી પહેલાં તો તાહરે માહરાં માએબાપનો ધંધો જાંણવાનો છે."

"ધંધો?" હું ચમકી; "ધંધામાં એવું તે શું છે?"—અને હવાં મને તરતજ યાદ થઇ કે સ્કુલમાં છોકરીઓ જ્યારે એના જોડે લડતી ત્યારે એનાં માબાપ માટે તુચ્છકાર બતાવી થીસનાં કરતી, અને એ એવું તે શું હશે તે વાસ્તે તે વખતે બી હું મનમાં અજબ થતી હતી.

"હા, દીકરા, ધંધા ધંધામાં બી ફેર છે કેની?" જુલ્યાએ જરા ખસવાણું જેવું હસીને કહયું.

"પણ તાહરાં માય બાપ આએ ઉમરે ને આટલા પૈસા છતાં ધંધો શાંનો કરે?" મેં અજબ થતાં પુછ્યું.

"પૈસા?" જુલીએ હવે પોતે અજબ થતાં કહ્યું; "અમે એટલાં પૈસાવાલાં શું છઇએ જે? લાવ્યે ને ખાઇએ તેવો અમારો હાલ છે. એટલુંજ કે એક માહરાં માય બાવાની કમઇ મોટી છે તેથી ખુદાની દયાથી પુરતાં સુખમાં છૈએ."

"એટલે એ લોકને કેથે મોટો પગાર મલેછ—એમ?"

"હા."

"શામાં?"

"નાટકમાં; માહરાં મમા પપાએ આખી ઉમર સ્ટેજપર ગુજારેલી છે, ને તેઓ ઘણાં સારાં ઍક્ટર કેહેવાય છે," જઅઅરા શરમાતી હોય તે ઢપે જુલીએ માથું નમાવી કહ્યું.

હું ઘણી હેરત થઇ. મેં જુલ્યાનાં માબાપનો આવો કોઇ ધંધો ધારયો હતો નહીં. મને તો એવો કોઇ દાહડે ખ્યાલ બી ન થયો હતો——જોકે કોઇ જવલેજ મોટા-બાવા મને મીસીસ પાર્કસ સાથ નાટકમાં જવા દેતા, ને તેવણુ ગુજરવા પછી હું લંડનમાં મીસીસ પાર્કસ સાથે હતી ત્યારે પણ એકાદ વાર એક ઘણો વખાણાયલો નાટક જઇને જોઇ આવી હતી.

"પણ તું તો અમો ઍક્ટરનું ફેમીલી હોવાને વાસ્તે અમને ધીક્કારશે કે અમારાથી સુગાશે નહીં કેની, નથી!" જુલ્યાએ જરા વારે આશાવંત પુછ્યું. "હું જાણુંછ કે એ ધંધો ઘણો અપજશ પામેલો છે, ને ઍક્ટર ઍક્ટ્રેસીસને વાસ્તે સારૂં બોલાતું નથી. તેથીજ મને સ્કુલમાં છોકરીઓ પજવતીતી, ને ખરેખર તો એમાં ગુન્હા હોય તેમ તે વખતે માહરી નાહાન ઉમરને લીધે હું થોડીક એ યાદથી શરમાતીતી બી ખરી; પણ હવે હું જોઉંછ કે એમાં બુરૂં શું છે? તું પોતે બુરૂં માનેછ?"

"ઓ જરા બી નહી," મેં પ્રમાણીક જોશથી કહ્યું; "કોઇ બી પ્રમાણીક અને ઇજ્જતદાર ધંધામાં બુરૂં શું હોએ જે તેની વાત?"

"વૅલ સૅડ," માહરી સહીએ ખુશી થઇ જતાં કહ્યું. "તદ્દન ખરૂં બોલી! હું કબુલ કરૂંછ કે નાટક કરનારાં ને બાલે નાચનારાં ઘણાં હીણાય છે, ને તેમાં કેટલુંક નાલેશીભરયું છે બી ખરૂં, પણ માહરી તકરાર એ છે કે તેથી આખા વર્ગને વાસ્તે કાંએ બુરૂં બોલાવું જોઇએ, ને ખુદ એ ધંધાને કાંએ લોકોએ હીણુવો જોઇએ? એમ તો બીજા ધંધાઓમાં ખરાબી નથી?"

"હું તો એમાં કંઇ ખરાબી જોતીજ નથી," મેં સાદાઇથી પાછું કહ્યું.

"તે તો કારણ કે તું હજી એ જીંદગીનું કશુંજ જાંણુતી નથી," જુલ્યટે સમજાવ્યું. "હું બી કેહુંછ કે એમાં બુરૂં છે, પણ તે આદમી બુરાં થાય તોજ છે એ માહરી તકરાર છે. હવે માહરાં માએ બાપનોજ દાખલો લેની! આખી જીંદગી એ લોકે સ્ટેજપર ગુજારેલી છે પણ ઘણી ઇજ્જતથી ગુજારેલી છે, ને ચાહનું ખુદાનું તો હું બી માહરી ઇજ્જત સમાલશ."

"એટલે?" મેં મોટી તાજુબીમાં પુછયું; "તું બી ત્યારે સ્ટેજપર જોડાઇ ચુકીછ?"

"હાસતો; એ તો દરજીનો દીકરો દરજી, ને સુથારનો દીકરો સુથાર!" જુલ્યાએ હસીને કહ્યું; "દુન્યાનો એ રવૈયો છે; પણ હું તો ફકત બાલે ડાન્સર છેઉં, ને સ્ટેજનાં ડાનસીંગમાંજ મેં નામ મેલવેલું છે."

"ઓ, ત્યારે મેં કેમ નહીં તહારૂં નામ વખણાતું સાંભળ્યું હોશે?"

"તેં કોઇ દાહડો કોઇ માડમુઆઝેલ ટીસીઝેટનું નામ સાંભળ્યુંછ?"

"હા; તે તો સાંભળ્યુંછ. મને યાદ છે કે અમે લંડનમાં આવ્યા પછી મીસીસ પાર્કસ તેનું ડાનસીંગ જોઇ આવ્યાં હતાં ને ઘણી વખાંણ કરતાં હતાં. હું જરા અનમની હોવાથી તે રાત્રે જઇ નહીં શકીતી."

"તે હુંજ છેઉં," જુલ્યટે હસી પડતાં કહ્યું.

"ઓ, પણ ત્યારે નામ કાંએ બદલ્યું?"

"નાટકોમાં આપણાં નામ ચાલે નહીં," જુલ્યટે સમજાવ્યું; "બધું જેમ ટીપટાપના ભપકાનું તેમ નામ બી ભપકાદાર જોઇએ."——પછી વળી જરા થોભીને વધાર્યું, "એટલું સારૂં છે કે મને આખું વરસ કામ આપવું પડતું નથી. મને તો માહરાં ક્રમનો ખેલ મુકાય ત્યારેજ જવાનું ને તેથી છુટી ઘણી ને વળી પગાર સારો."

"શું પગાર મળતો હોશે ?"

"અમોને ત્રણને મલીને દર અઠવાડયે ૨૫ ગીની," જુલ્યટે સમજાવ્યું; "હાલમાં માહરાં મમા પપાનો પાર્ટ નથી ને છુટી છે. આવતા બુધવારથી પાછું રોજ જવું પડશે."

"કેટલું અજબ જેવું !" મેં અરધું મનસે–અરધું મોટે કહ્યું.

"જરા બી નહીં," જુલ્યટે જવાબ કરયો. "એક લેખે જોઇએ તો ધંધો ઘણી ઇજ્જતનો બી છે. માહરાં મમા પપાની ઓલખાંણ વાસ્તે તું શું ધારેછ? બધા મોટા મોટા લૉર્ડસ એ લોકના ફ્રેન્ડસ છે."

ટુંકમાં, આ રીતે તે સહવારે અમે આપસ આપસમાં પુષ્કળ વાતચીત કરી, અને મેં તેમાં ઘણીક વિગતો તદ્દન નવી ને નહીં ધારેલીજ જાંણી. હજી માહરી ગોઠવણ તો તેની જગ્યાએ તેટલાં હાલ તો હું આ નૉરમન ફૅમીલી વિશે ઘણું નવું જાંણવા પામી.

"તું તાહરી પોતાની કંઇજ ફીકર ના કર," જુલ્યટે એ માહરી ફીકરોના જવાબમાં કહ્યું; "મમા પપા ખરેખર ઘણા ભલાં છે, ને તેથી તું કેયે થર પડી શકે તેટલાં આએ ઘેર તાહરૂં પોતાનુંજ સમજ. જરા બા તાહરા જીવથી ઓશકાતી ના."

"હા, પણ માહરે માહરાં ફૂઇને હું કાંહાં છેઉં તે બધી વિગત લખવી તો જોઇએ ?"

"તે લખની ! તેમાં વાંધો શું છે ?" જુલ્યટે હીંમત આપી; "તું લખ કે હું માહરી એક સહીને ઘેર રહેલી છેઉં તેથી કંઇ ફીકર ના કરતાં. એટલુંજ"——તેણે જરા અચકાતાં અચકાતાં વધાર્યું, "કે મમા પપા ઍકટર્સ છે તે ગમે ને બને તો લખતી ના. એ નામ વાયદું છે, ને તેથી તાહરાં ફૂઇ નકામાં કદાચ વહેમાએ કે ભડકી જાય !"

ગરીબ બીચારી ! કેટલી પોતાના એક પ્રમાણીક ધંધા માટે મનથી વગર કારણે ઓશકાતી હતી ! મગર મને બી લાગ્યું કે તેની એ સમજાવતમાં ઘણું વજુદ હતું, જેથી મેં માહરાં ફુઇજીને ને હૅરીને હું કેમ ફસી પડી ને મને કેમ મદદ મળી તે બધી વીગત લખતાં મી૦ ને મીસીસ નૉરમનનો ધંધો લખવાના ચોખ્ખા અખાડાજ કરયા.

---

## પ્રકરણ ૮ મું.

મેં નાટકો—હું આગળ કહી ચુકી છું તેમ—અવારનવાર બે ચાર જોયા હતા, પણ એ ધંધાની કાલી અને ધોલી બંને સાઇડ હોવાનો તો મને કદી ખ્યાલ બી ન થયો હતો, ને માહરા જેવી નાવારેશ છોકરીઓ ઇજ્જત સાચવીને રહે તો એ ધંધામાં મોટી કમાઇ ને ઘણી મોટી નામના કરી શકે એ મેં તો જીંદગીભરમાં જાંણે પેહલ્લીજ વાર જુલ્યટને મોંઢેથી સાંભળ્યું !

અને ત્યારથી ગવરનેસની નોકરીને બદલે ઍક્ટ્રેસ ( નાટક કરનારી ) થવાનો મને મનમાં છુપ્યો લોભ થયો. જુલ્યટનો પણ તેજ મોટો અરમાન હતો. તે છોકરી દીલની ભલી હતી અને મને ઘણું સાચાં હેતથી ચાહતી હતી, માટે હું તેનાજ ધંધામાં જોડાઉં ને નામનાં કરૂં એવી ઇચ્છાઓ તે અનેક નરતબા માહરી આગળ જાહેર કરતી રહી. વળી તેનાં ભલાં માબાપ પણ એજ વિચારનાં માલુમ પડયાં, ને પોતાની નાટકી નોકરીના સબબે તેઓ જે દેખીતાં સુખ ને મોટી ઓળખપીછાંણના વૈભવ તથા ઇજ્જતથી જીંદગી ગુજારતાં હતાં તે બધું નજરે જોયલું એ ખ્યાલમાં મને વધારે મુસ્તકીમ બનાવવાને ઘણું મદદગાર થયું.

હું, એ ઉપરથી, જુલ્યટની ઇચ્છાને માન આપી તેઓનાં ઘરમાં આવ્યા પછીના ત્રીજે દિવસે તેઓ સાથે નાટકશાળામાં ગઇ. મેં આગળ કહયું છે તેમ મી૦ અને મીસીસ નોરમન (જુલ્યટનાં માતપીતા) ને પણ જુલ્યટવાલીજ કંપનીમાં નોકરી મલી હતી, અને તેઓ આજે પેહલીજ વાર પોતપોતાના પાર્ટસ મોંઢે કરીને રીહીઅરસલમાં જતાં હતાં, એટલે તે બધાંઓ ભેગી તેઓનાં માયાળુ ઇજનને માન આપી હું બી ગઇ. સ્ટેજ મેં એ આગમચ કદી જોયું ન હતું, ને તેથી પડદા પાછલની એ જીંદગી કેવી થતી હોવી જોઇએ તે નજરે જોવા અને તેનો અભ્યાસ કરવા હું પોતે પણ ઘણી આતુર બની ગઇ હતી.

જુલ્યટ પેહલાં તો પાધરી મને પોતાની સાથે સ્ટેજ પરના પોતાના ડ્રેસીંગ રૂમમાંજ લઇ ગઇ. તે એક "બાલે—ગર્લ" (નાચનારી) હતી, અને તે કંપનીની તમામ 'બાલે ગર્લ્સ"માં આગેવાન ને વડી હતી, એટલે તેણીના વપડાસ માટે એક ખાસ અલાહેદો ડ્રેસીંગરૂમ હતો. તે ઘણા ટેસ્ટથી ગોઠવેલો ને સણગારેલો હતો, અને અમો ગયા ત્યારે જુલ્યટની "મેડ," (દાસી) આગમચથી ત્યાં પોંહચી ગયલી, તેના બદલવાના ડ્રેસીસ વિગેરે તૈયાર કરી મેલવામાં રોકાયલી જણાતી હતી.

તે એક "ડ્રેસ—રીહીઅરસલ" હતું ને તેથી જવા પછી જુલ્યટે તરતજ ધીરેધીરે ડ્રેસ કરવા માંડયો, અને જ્યારે એક 'બાલે ડાન્સર' તરીકે પતલી પારદર્શક ગાજના એક પોશાકમાં અરધી નગ્ન હાલત વચ્ચે સ્ટેજ પર રજુ થવા તે તૈયાર થઇ રહી ત્યારે એકબી સહરાગાત વગર હું કહેવા માંગુછ કે તે મામલો જોઇ હું મારા જીવથી અતીઘણી ફમકમી અને ડરી ગઈ. તે પોશાક નીતીનું નખ્ખોદ કહાડી નાખનારો હતો. હાથ અને છાતી અરધાં ઉઘાડાં હતાં એમ કહીએ તો ચાલે, અને તે પોશાકથી પગના ગુંટણ વગીક પૂરાં ઢંકાતાં ન હતાં. એ મેં નાટકશાળામાં બેસીને જોયલું મને ગમ્યું હતું, પણ આજે તે વધની બારાકીમાં રૂબરૂ જોયલું મને ઘણુંજ ભડકાવનારૂં થઇ પડયું. એવા એક નજીસ પોશાકમાં હજારોની દ્રષ્ઠ સમક્ષ રજુ થવા ને નાચવા જુલ્યટ જેવી એક ભલી છોકરી એકમતજ કેમ થઇ શકી હશે તે માહરી મસ મોટી અજાયબી હતી!

પેહેલ્લાં તો મી૦ ને મીસીસ નોરમનવાલા નાટકનું રીહીઅરસલ થયું, કે જેને લમતા પોશાકોમાં વાંધાભરેલું તત્વ એક પણ નહીં હતું. તે, તેથી, બેશક મને જ્યાદા ગમ્યું, પણ પછી તે બાગ ખલાસ થતાં બીજી જુલ્યટ કરતાં બી ન્હાની ઉમરની છોકરીઓ સાથને એક ગ્રુપ જ્યારે એ અર્ધ-નગ્ન હાલતમાં નાચવા રજુ થયો ત્યારે તે તમામ વર્તણુ મેં સાચાં

દીલના ક્રમકમાતથીજ જોયું. ડાન્સ ઘણો નાદર અને મનોહર હતો, અને કદમો ઘણાં કેળવાએલાં ને જાબજા તારીફ કરવા જોગજ મ્યુઝીકના નાદ પર ઉચકાતાં હતાં, પણ તેમ કરતાં બદનોને આપવામાં આવતા ઝોંક ને તે અરધું બદન ઢાંકવાવાલા ફ્રૉક વિગેરે હરેક હીલચાલમાં ફીનારી પરથી ઉંચકવાનો રવૈયો અમર્યાદશીલ હદ સુધીનો કેવળ નાપસંદ કરવા જોગ ને ધીકકારી કાઢવા જેવોજ મને તો માહરાં મનથી લાગ્યો.

પરીણામમાં, એક "ડાન્સીંગ ગર્લ" (ખાલે ડાન્સર) થવાનો ખ્યાલ તો હું કદી કરી શકુંજ નહીં. મને નાટકનીજ લાઇન એ કારણથી વધારે પસંદ આવી ને તે પરજ માહરૂ મન જારતી રોકાતું રહ્યું. હું રોજ, એ પછી, એ નોરમનવાલાંઓ સાથે રીહીઅરસલોમાં જતી, તેમજ રાત્રે ખેલની વખતે પણ જઇને થીએટરમાં બેસતી. મને મીસીસ નોરમને ભલાંમણ કરીને એક અસીલ વીધવા બાંનુના બૉકસમાં એક બેઠક અપાવી રાખી હતી, અને માહરે કેહવું જોઇએ કે જુલ્યટના ડાન્સ પર તમાસગીર આલમ બધી ઉલટપુલટ થતી, ને તાલીના ગગડાતથી તેણીની એ હુન્નરમંદી માટે લોક તેણીને ખુશીના આવેશમાં પાછું ને પાછું વધાવી લેતું, તોપણ મને તે મજકુર પોશાક ને ચાળાનાં ક્રમકમાત પેદા કરનારાં વિચીત્રપણાને લીધે ઘણું ધીકકારયુકત લાગતું, ને હું સારા સંગીન નાટકો જે રજુ થતા ને તેમાં જે જવાંન છોકરીઓ ને પાકકી ઉંમરની અબળાઓ અદબભરયા પોશાકોમાં દેખાવ કરતી તેજ જયાદા વખાણતી.

જુલ્યટને પણ માહરો એ ઠેરાવ ઘણોજ ગમ્યો. અલબત, તેણીના સ્ટેજ પરના પોશાકને વાસ્તેના માહરા અણગમાના જવાબમાં તે નિર્દોશતાથી પેટ પકડીને હસી, પણ એ અણગમો લાઇન પકડીને તેની પોતાની સાથી થવાને મને સમજાવા કે બજીદ થવા જેવું અયોગ્ય તે ભલી છોકરીએ કશુંજ કરયું નહીં. તેણે મને લંડનમાં સ્કુલલાઇફ પછી આટલે લાંબે વખતે પાછી જોઇ ને જોઇ તે મને સ્ટેજનો હુનરમંદ ધંધો માહરાં પોતાનાં ભલા થકા અપાવા ચાહતી હતી, અને મેં તે અખ્તયાર કરવાની મરજી જાહેર કરી તેજ તેને મન એક મોટી ફત્તેહ હતી.

"તું જે બી સ્ટેજની લાઇન લેશે તેમાં દીપી નીકળશે, ઍલન ડીઅર," તે કેહતી હતી; "હું તો એક ઘણુંજ ચળકતું ભવિશ તાહરે માટે અત્યારથીજ ખુલ્લું થયલું જોઉં છ, ને એમ કાંએ નહી બને, વ્હાલી, કે તું કોઇ મોટા લૉર્ડ કે ડયુકનું મન હરી લીએ, ને તેને પરણીને—"

"ઓ જુલી!" મેં ઠપકાથી—લગભગ ગુસ્સાથી કહયું.

"હા, કાંએ નહીં?" તે બજીદ થઇ. "નામાંકીત ઍકટ્રેસીસ મોટા મોટા ઉમરાવોને પરણી જવાની કેફ્યતમાં નવું કે સહરાગતી શું છે? તું લીડસ તેમજ ચૅલસીની સ્કુલોમાં "રાતા ગુલાબ" ના માનવંત એલકાબથી ઓળખાતી હતી તે ભુલી તો નથી ગઇની? તાહરી ખુબસુરતી ખરેખર તેજ તોરની છે, ને એવી એક ખરા ખીલતા તાજા રાતા ગુલાબ સરખી અજાબ જેવી હદ વગરની ખુબસુરતી સાથે તું જો—"

"તું આજે કંઇ ઘેલી તો નથી થઇ, જુલી ?" મેં ઓશકથી જાસ્તી ને જાસ્તી લાલ થતાં ને એ માહરી સુંદરતાની તેણીની સાચાં દીલની હદ વનાની તારીફથી વધતી ને વધતી ઓશકાતાં પુકાર્યું; "જો તું એ તાહેલું નહીં છોડશે તો હું તાહરી આગલથી હઠીજ જવશ."

ટુંકમાં, જુલ્યટ તેમજ તેનાં માતપીતા સ્ટેજની નોકરીમાં શામીલ થવાના માહરા ઠરાવથી અતીઘણાં ખુશી થયાં, ને ભલાં મીસીસ નોરમન પોતે મને તે કુંપનીના લૅસી અને માલીક આગલ ગાડી જોડાવી એક સહવારે લઇ ગયાં. તે દાહડે રીહીઅરસલ બંધ હતું.

તે માલેક પોતાની "ઑફીસ"માં આવી ચુકયો હતો, ને અમને તરતજ તે ઑફીસ-રૂમમાં દાખલ કરવામાં આવ્યાં, કે જે એક મોટો ઓરડો હતો. તેની દીવાલો પર જાંણીતી ઍકટ્રેસો ને નાચનારીઓની મોટી મોટી સબીઓ ટાંગેલી હતી, ને તે પોતે જે ટેબલ આગલની એક આરામખુરસીમાં અરડાઇ પડેલો બેઠો હતો તે ટેબલ પર તે સહવારનાં તમામ ન્યુસપેપરોનો એક ઢગ વેરવાર પડેલો હતો. વળી તેની બાજુમાં એક ટીપાઇપર વાઇનની એક બાટલી, સોદાની બાટલીઓ ને ગ્લાસીસ પડેલાં હતાં.

હું તે લૅસીને એટલી નજીકથી આજેજ જોવા પાંમી, ને તેનો રાજા જેવો રોબ ખરૂં કહું તો મને કંઇ ઝાઝો ગમ્યો નહીં. અમે ઓરડામાં દાખલ થયાં ત્યારે તે સ્ટેજમેનેજર સાથે કાંઇ વાત કરતો બેઠેલો હતો, ને તે અમોપર ધ્યાન આપવા જોગી ફુરસદ પાંમે તેટલાં બાજુમાંની ખુરસીપર બેસવા અમો અંદર દાખલ થતાં સાથે તેણે દમામથી અમને હાથ બતાવ્યો.

"પણ વીલસનને કેદ પકડવાના સીનમાં, સાહેબ, આપુને જાસ્તી આદમીઓની જરૂર પડશે ?" તે સ્ટેજમેનેજર ચીંતા જાહેર કરતો હતો.

"ઓ રૉટ !" તે માલીક કંટાલાથી જવાબ કરયો; "પાંચ આદમી કંઇ ઓછાં છે? એ બધાઓને તાકીદ કરજો કે જરા પોહલા ચોલા થઇને સ્ટેજપર ઉભા રહે કે જાંણે મોટી સંખ્યા હોએ તેમ લાગશેઃ ને લે ચાલો, હવે મને કામ છે."

તે સ્ટેજમેનેજરને આ તાકીદ પુરતી હતી. તે નમીને તરતજ બાહેર પડયો, જે બતાવતું હતું કે તે લૅસીના અવાજ કે ચુકાદાની સાંમે બીજો કોઇ અવાજજ ન હતો. તે એક રાજા જેવોજ હતો, કેમજે તેના હાથ તલે નજદીક ચારસો માણસો પોતપોતાની રોજી ખોળી ખાતાં હતાં.

મને તે આદમી, એમ છતાં, મેં ઉપર કહ્યું તેમ, પેહલી નજરે કાંઇ ઝાઝો ગમ્યો નહીં. તેના પોશાકમાં ટેચનું ખુંન ઘણું હતું. તેણે હાથપર ને કૉલર બટનમાં મોટા મોટા હીરા પેહેરયા હતા, કે જે કીંમતી હોય તોપણ તે વાપરવાની સમજદારી કે ટેસ્ટ માટે કાંઇ બી સારૂં કેહવાડે એમ ન હતું. તે પોતાને વાસ્તે ઘણું ઉંચું મત ધરાવતો હોય ને તે છતાં ખરેખર પોતે તો ઓછુંજ જાણતો હોય એવો એક તડાકે માલુમ પડી આવતો હતો, ને તેની સાંમે હું ધડક ધડક થતી છાતીએ પેહલી હરોલની ઓશક ને ધ્રુજરાં વચ્ચેજ રજુ થઇ શકી. તેનું નામ મી૦ રીચર્ડસ હતું.

તેણે તે સ્ટેજમેનેજર નીચાં નાટકી "બાઉ"થી આવતો થયો એટલે અમોને એસારત કરી આગલ બોલાવ્યાં, ને પોતાની નજદીકમાંની ખુરસીઓ પર બેસવા મીઠાસથી હસીને હાથ કરયો. તે સભ્યતાને ખાતર પણ પોતે તો ઉઠીને બેઠો નહીં. જેમ અરડાઇને અમો ઓરડામાં દાખલ થયાં ત્યારે પડેલો હતો તેમ પોતાની બેઠકમાં લાંબો થયલો પડીજ રહયો.

"વૅલ, મીસીસ નોરમન," તેણે મુરબ્બીગીરીના દેખાવથી કહ્યું, કે જ્યારે ઉમરમાં તે ખુદ મીસીસ નોરમન કરતાં બી ઘણો નાંધનો નજરે આવતો હતો.

"હું જાણું જે તમોને આજે પુરતી ફુરસદ હશે—" મીસીસ નોરમન કેહવા લાગી.

"મને ફુરસદજ છે—રોજની ફુરસદ," તે હૅસી ચીમો થયો; "અને વળી તમારી સાથે વાત કરવાની તો બેશક ઘણીજ: વારૂં, પણ આએ કોણ જવાન બાંનુ છે? હું અવારનવાર તમારી સાથે રીહીઅરસલમાં બી એવણુને અત્રે આવતાં જોઉછ?"

"જી હા. હું એજ બાંનુના સંબંધમાં આજે અત્રે તમોને મલવા ને વાત કરવા આવીછ, મી૦ રીચર્ડસ," મીસીસ નોરમને કહ્યું; "એ જવાન બાંનુ મારી જુલીનાં એક સ્કુલફ્રેન્ડ છે, અને એવણુનો વિચાર આપણી કંપનીમાં નોકરી રેહવાનો છે."

"ઓ, ઘણોજ નેક વિચાર!" મી૦ રીચર્ડસે ખુશીમાં પુકારયું; "એની એક બ્યુટી—"

હું માથાંના બાલ તુલક લાલ થઇ. તે કુંપનીના માલીકની માહરી ખુબસુરતીની વખાણુ મને અગતકરીને નહીં ગમી, ને મને ઓશકથી ઘણી લાલ થતી ને ગભરાતી જોઇ મીસીસ નોરમને ઉતાવલે કહ્યું, "મગર બાલેડાન્સર તરીકે રજુ થવા એવણુ ચાહતાં નથી. એવણુની વલાંણુ ને મરજી તો ડ્રામાની છે."

તે લૅસીએ એ સાંભળતાં પગથી માથાં તક મને પાછી ને પાછી નિહાળી, અને તે વખતના માહરા ગભરાત ને અકરવકરનું કેમ બ્યાંન કરી શકાય? માહરી 'સુંદરતા'થી તો તે છક થયલો અચ્છી રવેસે જોઇ શકાતો હતો, પણ એક 'સોમર' નાટકકાર તરીકેની માહરામાં 'જીન્યસ' (વલાંણુ અને બુદ્ધી) હોય કે નહીં તેનો તે મનથી અંદાજ મેલવતો હતો. તે પછી એક ઠરાવપર આવ્યો હોય તેમ બાજુમાંના ગોલ ફરતા બુકકેસમાંથી એક વૉલ્યુમ ખેંચી કાઢી, એક ચોકકસ પાણું ફેરવી, તે માંહેનો એક ફકરો મને તેની આગલ તેણે છટાથી વાંચવા કહયો.

પેહલાં તો હું ઘણીજ બીહીથી ને પાણી પાણી થઇ ગઇ, પણ ભલાં મીસીસ નોરમને ઉત્તેજનના હીંમત આપનારા શબ્દો ઘણી મમતાથી માહરા કાનમાં કહ્યા, અને ત્યારે જરા એક વાર વાંચી લઇને મેં તે ફકરો જે નાટકી ઢપછબ ને જોશથી વાંચ્યો તે માહરી ફતેહ ઉપર ખરૂં કહું તો હું પોતે પણ મનથી હદ વનાની અજબ થઇ.

બધાં છક થયાં. મી૦ રીચર્ડસને પણ ઘણુંજ ગમ્યું, ને હું એક નામાંકીત નાટકકાર અબળા થોડાજ વખતમાં થઇ પડવાનું તેણે મીસીસ નોરમનને કાને લાગી કહ્યું તે આબાદ માહરા સાંભળવામાં આવ્યું. તે વખતે મારી સઘળી ઇંદ્રીઓ એ મારી પરીક્ષાની ઉશ્કેરણી હેઠળ કોઇ અજબ જેવી તિક્ષણ ને તેજ થઇ પડી હતી.

ટુંકમાં, હું તે કંપનીમાં શામીલ થઇ. અલબત, હજી માહરા પગાર વિગેરેનું કશુંજ નક્કી કરવામાં આવ્યું ન હતું, પણ તે મનમાનતુંજ થવાની મને દરેક આશા અને ખાત્રી હતી, અને મી૦ ને મસીસ નોરમન જેવાં ભલાં ને સાચાં હીતાર્થીઓની મદદ ને કુમકનો મને સાહરો હતો, તો પછી તે વાત માટે માહરે ચીંતા રાખવાનું મને કારણુજ શું હોએ?

---

## પ્રકરણ ૯ મું.

મીસીસ નોરમને માહરી એ અજબ જેવી ને સેહેલ ફત્તેહ માટે મને ઘણી ઘણી મુબારકબાદી આપી, અને પછી હું પાધરી જુલ્યટના ડ્રેસીંગ રૂમમાં ગઇ. તે ત્યાંજ હતી. તે એક સોફાપર અલેટાયલી હતી અને તેની છાતીપર કયેથી તરતનો આવેલો એક મોટો કીંમતી ફુલનો તુરો હતો. તેણીની અદા વિચારવંત અને ગંભીર હતી.

હું તે ઓરડામાં દાખલ થતાં તે પોતાના વિચારો વચ્ચેથી ચોંકી, અને પોતે એ હીલચાલમાં પકડાઇ ગઇ તેની ખેજાલતથી હોય તેમ પછી તરત મીઠાસથી હસી. ત્યાર બાદ વળી વાત ઉલટાવી નાંખી મેં કેવી ફત્તેહ કરી તે આતુરતા વચ્ચે તે પુછવા લાગી. મેં, અલબત, જવાબમાં બન્યું હતું તે કહ્યું, ને ત્યારે તેની ખુશાલીનો કાંઇ જાણે પારજ ન હતો. તે બી મને મુબારકબાદી કહી સંભળાવામાં તેટલીજ ઉલટમંદ થઇ.

પણ આજે તેણીનું મન, મેં એમ છતાં જલ્દીજ જોયું કે, ઘણું ચકબમ હતું. તે પછી વળી પેલા સુંદર તુરા ઉપર તેનું ધ્યાન દડતાં તે પાછી ચુપ અને ગંભીર થઇ, અને હું ઘણી અજબ થઇ. એ શું હતું! તે ખુશાલ હતી કે દદમંદ? તે હસતી ખેલતી હંમેશની ખુશાલ ને ઉલટમંદ આજે એટલી ગંભીર કેમ બની ગઇ હતી?

"શું છે, જુલી?" મેં અજબ થતાં પુછયું, અને તે જવાબમાં કાંઇ બી બોલવાને બદલે ઓશકથી એટલી લાલ થઇ કે તે રતાશ તેના ગોરા ગોલાબી ગાલોપરથી છેક તેનાં નગ્ન ખભાં સુધી ઉતરી ગયો. હું વધતી અજબ થઇ.

"શું છે, જુલી?" મેં હેતથી પાછું પુછ્યું.

"તું મને ઘણી બેવકુફ તો નહી ધારે?" જુલ્યટે નીચી નજરે અને લાલચોલ મુખડે કહ્યું.

"બેવકુફ, જુલી?"

"હા, કેમજે માહરા ખ્યાલો ખોટા બી હોએ! તું જાણેછ, ડીઅર, આએ મોટો કીંમતી તુરો કોણ તરફથી આવોછ તે?"

"ઓ, કોઇ મોટો માણસ, તું મને કેહતી હતી તેમ, તાહરીપરજ કુરબાન થયોછ શું?" મેં હસી દીધું.

"તેમજ છે, નેલી," જુલ્યટે ગંભીરતાથી જવાબ કરયો; "તું રોજ સ્ટેજબૉક્સમાં એક સોહામણા જવાંનને બેઠેલો ને માહરા ડાન્સ દરમ્યાન માહરાપર ઘણુંજ ધ્યાન આપતો જુએછ?"

"હું તો આજે ખીચોખીચ ઠીએતરના જુવાન જવાંનોને તાહરા ડાન્સ દરમ્યાન તાહરી પર તાલીના ગગડાટોથી ભરી શીટતા જોઉંછ," મેં કહ્યું.

"તેમાં આજે સ્ટેજબૉક્સવાલો જવાંન ખાસ છે, અને, નેંસ, તે જવાંન જાંગીનો લોર્ડ રેવન્સહર્લીફ છે."

મેં તે નામ સાંભળ્યું હતું. તે તરતનો માનપાન પામેલો મોટો ધનવાન જવાંન ઉમરાવ હતો.

"અને આજે ગુરો શું તને તેનો મોકલેલો છે?"

"હા."

"અને તું ધારેછ, તેથી, કે તે જવાંન ઉમરાવ તાહરી સાથ પ્યારમાં પડયોછ?" મેં કહ્યું, અને જુલીને જવાબ કરયા વગર તે ગુરાપરજ નજર ઠેડવેલી રાખી ચુપ બેસતાં જોઇ વધારયું, "સારૂં કેની, ડીઅર? એ તો તાહરો મોટામાંમોટો લોભ છે, ત્યારે હવે એમાં એવું વિચારવંત થવા જેવું શું છે?"

"તુંને એ વિચાર બેસતો આવતો લાગેછ?" બીહીકણુ અને આશાવંત અદાએ જુલ્યટે સાંમો પાછો મનેજ સવાલ કીધો. "હું લાગલાગત આજ કેટલી રાત થઇ તેને ખેલમાં આવતો જોઉંછ. તેણે એ સ્ટેજની છેક લગોલગનીજ સીટ રીઝર્વ કરાવી મેલેલી છે, ને બધો વખત માહરી પર, હું જોતીતી કે, તે ઘણુંજ ધ્યાન આપતો હતો; ને આજે અંતે પોતાના કાર્ડ સાથ આજે મજેહદાર ગુરો—"

હયાં જુલીની "મેડ" કેહવા આવી કે ઘર જવા ગાડી તૈયાર હતી, અને તેથી તુરતવેળા એ વાતમાં ભંગાણુ પડયું, પણ મેં બરાબર જોઇ લીધું કે તે બપોરથી જુલ્યટ મનમાં ઘણી બેધ્યાન ને અસ્વસ્થ બની ગઇ, કે જયારે મેં તેનાં ભલાં માટે ચાહયું કે એવી તકલીદ ઉમીદમાં તે ગરીબ છોકરી નાહક નહીં રંજીદા થતી હતે!

મેં માહરાં ફુઇને અને વાહલા હૅરીને મને નોકરીને બાંહાણે જે દગો થયો હતો ને સઘળું લખ્યું હતું, અને હું ઘણાં મેહેરબાન દોસ્તોને આશરે કોઇ નવી નોકરીની તલ્લાશમાં રહેલી હતી તે પણ જણાવ્યું હતું, પણ હવે મારી ફરજ તો હતીની કે આ નાટકની નોકરીમાં શામીલ થયલી હોવાની એ માહરાં મેહરબાંનોને માહરે ખબર કરવી? પણ કઇ રવેસે? મને એ વાત જાહેર કરતાં ખુદરતીજ કાંઇ ખેંચ થતી હતી! તે લોકને એ વાત ગમે કે નહીં એ એક સવાલ હતો, ને એ નોકરી કબુલ કરવા આગમચ માહરે તેમની પરવાનગી લેવી જોઇતી હતી તે ફરજમાં હું પછાત પડી તે બીજો ખ્યાલ થઇ પડતો હતો. પરીણામમાં, તે ને તે દાહડે એ વાત તે લોકને લખવાની માહરી ઘણી મરજી છતાં હું તેમ કરવા જોગી હીંમત જમા કરી શકીજ નહીં.

હવે તે રાત્રે ખેલ ચાલતો હતો ત્યારે મેં જુલ્યટે કહેલા સ્ટેજબૉક્સપર ધ્યાન આપ્યું, ને તે સોહામણા ઉમરાવને તે બૉક્સમાં જમા થયલા જણસંતો વચ્ચે મેં તરતજ ઓલખ્યો. જુલી ખરી હતી. તે સ્ટેજપર આવતાં જે તાલીઓનો ધમધમાત થયો તેમાં ખરી આગેવાની

સેનીજ હતી, ને તેણીનો ડાન્સ ખતમ થતાં જે પુષ્પવૃષ્ટી તેણીના પર થઇ તેમાં ઘણો મોટો ને ઘણો કીમતી તુરો સ્ટેજની છેક નજીકમાંથી તેણીના પગને અગાડનો નાખનાર તેજ ઉત્સાહી ઉમરાવ હતો.

અને જુલ્યટની એ માહાન ફતેહ નજરે નિહાળતી હું માહરાં મનથી ખ્યાલ કરતી બેઠી હતી કે શું કદી બી હું પોતાને માહરાં સારાં કામથી ને ઍકટીંગથી લોકોમાં એટલી ઇજ્જત પામતી જોવાને ભાગ્યશાલી થઇશ? મને ઉંચો લોભ એક પણ ન હતો. કોઇ ઉમરાવ માહરા જોડે પ્યારમાં પડે ને પરણે એવું તુચ્છ હું મુતલગ ચાહતી ન હતી. હું તો જાણે માહરી નાહની ઉંમરથીજ એક વહાલાને વરી ચુકી હતી, અને તે વહાલો માહરો હૅરી હતો. તેણે છેક એક ન્હાની છોકરીની ઉંમરથીજ માહરાં જીગરનાં ઉંડાણમાં પોતાની અનુપમ સુંદરતા ને શુદ્ધતાનો છાપ મારયો હતો, અને કોઇ દાહડે એક નામાંકીત ઍકટ્રેસ તરીકે હું તે વાડલાનાં વખાણને અને સાબાશીને પાત્ર પુરવાર થવશ કે નહીં એજ માહરા હાલના ખ્યાલો વચ્ચેની ખરેખરી, મોટી ને માહરી ખરાં દીલની ફીકર હતી.

મને બીજે દાહડે માહરાં ફુઇનું એક કાગળ આવ્યું, જેમાં વાહલા હૅરી માટે એક થોડીક ખુશ ખબર હતી. પ્લેઝી ખાતેનો કોઇ મોટો નામી કારખાનાવાલો કંઇ કામેકાજે શેરીલ્ડ આવેલો તેના જોડે હૅરીની કેથે અનયાસે ઓળખપીછાંણ થઇ હશે, ને તે એ જવાંનની જાતી ચંચલાઇ પીછાંણી લઇ તેનાપર એવો કુરબાન થયો કે એકદમ સો પાઉંડનું વરસાંન ઠરાવી તે તેને પોતાની જોડે હેડકલાર્ક તરીકે લઇ જવા તૈયાર થઇ ગયો. આ નોકરી હૅરીને પણ ઘણી ગમી, કેમજે તેમાં વધવાનું ને નજર ખુલવાનું ઘણું હતું ને પગાર બી પહેલાંથીજ એવો ધરખમ ને મનમાનતો હતો. તેણે, તેથી, તે કબુલ રાખી. પરીણામમાં, માહરાં ફુઇએ બી શેરીલ્ડથી ઘરબાર ઉચકીસાંચકી પ્લેઝી ખાતે રહેવા જવાનું ઠરાવ્યું, ને તે માબેટો હાલ ત્યાંથી ઉઠાંગરી કરવાની તૈયારીમાં હતાં. માહરાં ફુઇ બુઢાપામાં એખલાં પડવા ને હૅરીને પોતે જીવતાંજીવત એક માવતરના મીઠા સાહયાથી અલગ કરવા રાજી ન હતાં, અને હૅરીને બી એજ ગમતું હતું, જેથી તેઓ એ શુભ ઠરાવ પર આવ્યાં હતાં.

વળી એજ કાગળમાં માહરા સંબંધમાં પણ માહરાં ફુઇજી લખતાં હતાં કે:—

"તને નોકરીમાં દગો થવાથી અત્રે પાછી ન્હાસી આવવાને બદલે તું લંડનમાંજ નોકરીની નવી જુસ્તેજે વાસ્તે હીંમતથી રહેલી છે તે કોઇની બી ઓસ્યાલી નહીં રેહવાના તાહરા ઉમદા સદગુણની પુરવારી છે, ને એવી તાહરી રૂડી ચાલથી તું મને ને હૅરીને ઘણી વધારે વાહલી લાગે છે. વળી તને એવાં મમતાલુ દોસ્તો મલ્યાં કે જે લોકને ત્યાં તું એવાં સુખથી રહેલી છે તેથી બી મને ઘણી નીરાંત છે. તાહરી નેકી ને ભલાઇમાં મને ઘણોજ વિશ્વાસ છે એટલે તું વાહલી દીકરી જે બી કરશે તે તાહરૂં ભલું થાય ને તાહરી ઇજ્જત સચવાએ એવુંજ હોશે તે વાતની માહરી ખાત્રી છે. તાહરાં દોસ્તોને પુછીપરછી તે લોકની સલ્લાહ લઇનેજ જે કરવું હોય તે કરજે, ને યાદ રાખજે કે દુઃખે સુખે તુંને જ્યારે બી અમારે ત્યાં પાછું ફરવા ગમે ત્યારે તું જેવી સજાત બેટીને વાસ્તે માહરાં બાર સદા ખુલ્લાં છે. પાછું આવવું પડે ત્યારે ચાલી આવતાં કોઇ વાતે કદી બી ઓશકાતી ના. અમે પ્લેઝી પુગવા ને ઠર પડવા પછી અમારૂં નવું ઠામ ઠેકાણું તુંને જરૂર લખી મોકલશું."

વળી તેમાંજ હૅરીનું પોતાનું બી એક કાગળ હતું. તે પોતે આવી એક અચ્છી નોકરી નહીં ધારેલી હાથ લાગવા માટે ઘણોજ ખુશ જણાતો હતો, ને ઘણું ઉલટમંદ લખતો હતો. માહરાં બલાંની બી ઘણીક દુઆ કરીને લખતો હતો, ને સરજને અમોને છુટાં કરી નાંખ્યાં હતાં તે માટે ઘણો બલાપો કરતો હતો. "હું તો હજી બી ચાહુંછ, નૅલી ડીઅર," તે લખતો હતો, "કે હવે હું કમાતો થયોછ ત્યારે તું આપણે ઘર પાછી આવે ને અમારીજ સાથે રહે. તુને કમાવાની જંજાલ કરવાની જરૂરજ શું છે? પણ મમા માનતાં નથી. તેવણુને સ્વતંત્રપણે તાહરૂં ખૉળી ખાવાની તાહરી ઉલટ કંઇ ઘણીજ ગમેછ, ને એક લેખે તે ઘણી હદ સુધી વાજબી છેજ, એટલે તુરત વેળા હું નાચાર છેઉં. હજી તો માહરી બી શરૂઆત છે, પણ હું એવી ખંતથી ને કાળજીથી કામ લેવાની ઉમીદ રાખુંછ કે એક દાહડો તું બી જોયાજ કરે, ને હું આસમાન જેટલો મોટો ને નામદાર થઇને તાહરી આગલ આવશ ત્યારે માહરી કઝીન તરીકે તું બી મગરૂરીથી બધી ફુલી ફાટી જશે!"

આ લખાંણુ મને ઘણુંજ ગમ્યું, ને મને પોતાને બી તેથી છુપાછુપ નામ કાઢીને માહરા વાહલા હૅરીને હેરત ને છક કરવાનોજ લોભ બરપા થયો. હું, એ ઉપરથી, તે ને તેજ વખતે એજ ઠરાવપર આવી કે હું નાટક કંપનીમાં જોડાયલી હોવાનું હાલ માહરે એ માહરાં સગાંઓને મુતલગ જાંણવા દેવુંજ નહીં. માહરી નૅયત નેક ને પાક હતી. હું જાંણી બુજી તેઓને ઠગવા કે અંધારાંમાં રાખવા ચાહતી હતી એવું કાંઇ હતુંજ નહીં, અને તેથી જવાબમાં મેં ગોલ ગોલ લખ્યું. મેં વાહલા હૅરીનાં એ સુભાગ્ય માટે મોટો સંતોષ ને ખુશાલી જાહેર કરયાં, અને માહરે માટે લખ્યું કે માહરે બરનું થોડુંક કામ મેલવી આપીને માહરાં દોસ્તો નોરમનવાલાંઓ મને પોતાને ત્યાંજ રાખવાનો ઠરાવ કરી ચુકયાં હતાં, ને હાલ તે કારણથી હવે હું અચ્છી રવેસે થર પડેલી ને પુરતી સુખી હતી.

એ રીતે એ વાતનો સેવટનો ફેસલો થઇ ગયો ને તે પછી હું નીરાંતથી માહરા ધંધા પછવાડે મંડી. હું રોજ રીહીઅરસલમાં જતી. હજી માહરા પોતાના પાર્ટનાં રીહીઅરસલ્સ કંઇ ચાલતાં ન હતાં—હજી તો મને પાર્ટ બી કોઇ આપવામાં આવ્યોજ ન હતો—પણ જાયુક રીહીઅરસલમાં આવીને ડ્રામાનાં જે જે રીહીઅરસલ્સ થાએ તે ધ્યાંનથી જોવા ને શીખવા મને કંપનીના માલેકે હુકમ આપ્યો હતો.

એમ બે ચાર અઠવાડયાં ગબડી ગયાં. હું નોરમનવાલાંઓ સાથેજ રેહતી હતી. તેઓ થા કેથે બી અલ્લગ કે જુદી રેહવાનું માહરાથી સાંભળતાં સાથે તેઓ ફફડી ઉઠતાં. તેઓ ત્રણે ખરાંજ બલાં હતાં, અને તેથી પાછલથી માહરાં રેહવા ને ખાવાનો ખરચ તેઓને વરતી આપવાના ઠરાવથી હું ત્યાંજ હાલ ધાંમો નાખી નીરાંત કરી રહેલી હતી.

એ દરમ્યાન માહરી ઘણી નવી ઓળખ પીછાંણો થઇ. નોરમનવાલાં, જુલી કેહતી હતી તેમ, ઘણો વગસગ ધરાવનારાં માલુમ પડયાં ને પુરવાર થયાં હતાં. તેઓને ત્યાં નાસ્તાપર કે લંચપર કોઇ ને કોઇ રોજ આવતાં. નાટકનાં નામીચાં હુન્નરમંદોજ માત્ર નહીં પણ બીજાં મોટે ને વારે ઘરનાં બી તેઓનાં દોસ્તો ઘણાં હતાં, જેઓ અવારનવાર ચાએપર કે મલવા

આવતાં, ને ત બધાં સાથે એ ભલાં મનીબો મને આગલ કરીને હેતથી માહરી ઓળખાણ કરાવતાં. ડીએટરમાં બી તેમજ. જે જે મોટાઓ ને ઉમરાવોને વીસામા દરમ્યાન પડદા પછવાડે ઘુસવાનો હક હતો, ને જેઓની સાથે તેમને સારૂં હોય તેઓ જોડે માહરી ઓળખ કરાવ્યા વના તેઓ કદી રહેતાંજ નહીં. એમ છતાં, ભલાં મીસીસ નોરમન વળી એક સગી માનાંજ હેત ને કાળજીથી માહરી ચોકી કરતાં. તેઓને એ જાતના આદમીઓનો ઝાઝો વિશ્વાસ હોય એમ લાગતું ન હતું, ને તેથી જેવી તરેહ તેઓ જુલીને સમાલતાં તેવીજ તરકીબથી માહરી બી દરેક સંભાળ કરતાં નજરે આવતાં, જે મને ખરેખર ઘણુંજ ગમતું.

મને તે મધપર માંખ ભમે તેવા ખુબસુરતીઓના ખુશામદયા પરસ્તારો માટે કશુંજ માન ન હતું. તે બધા મતલબ્યા, નામે મોટા ને દરઅંશે ખોટા હતા એમ મને માહરૂં જીગર નીરંતર સાખ પુરતું. હું, તેથી, તેઓને કશીજ મચક આપતી નહીં. તેઓ હસી હસીને વાત કરાવા આવે ત્યારે ટણકાથી ખસી જવા કે નાક ચઢાવા જેવી અસભ્ય હું જરા એ થતી નહીં, પણ તેઓ પુછે તેના સાદાઇથી સભ્ય જવાબો કરી હું ચુપ રેહતી, ને એ જાતની "દોસ્તી"માં હું કશું માન કે મોહ જાણુતી ન હતી તે તેઓને ખુલ્લેખુલ્લું જોઇ લેવા દેતી. જુલી, કમનસીબે, એટલી સંભાળભરી હતી નહીં. તે તો હસતી ને હસાવતી, કે જ્યારે હું તો બને ત્યાં સુધી તે લોકને માહરા જોડે વાત કરવાનો બી ચાન્સજ ન મળે એવી ન્હાસભાગની યોજના કરતી ને બને એટલી તેવાઓથી દુર ને અલ્લગજ રેહતી.

પરીણામમાં પેલા લૉર્ડ ફ્રેડરીક રેવન્સકલીફે જલ્દીજ વધતાં પગલારાં લીધાં. તેણે દોસ્તો મારફત નોરમનવાલાંઓ સાથે ઓળખપીછાંણ કરી લીધી, ને અમારે ઘર બી તે જલ્દીજ આવતો જતો થયો. તે જુલીપર ઘણુંજ ધ્યાંન આપતો, અને ભેટ સોગાદ તેના તરફથી અમારે ઘેર રોજની આવતી, જેમાં ઉંચાં ને મોંઘાંમાંમોંઘાં સેન્ટના સુંદર ઑાકસીસ, હરણનું માંસ, શીકાર, મચ્છી, ઉંચા રૂમાલો વિગેરે, વિગેરે હતું. એ બધું ડોસા ડોસીનેજ નામે આવતું—જુલ્યટને નામે તો ફક્ત ફુલો!

મગર જુલ્યટનું તેણે અત્યારમાં પુરતું માથું ફેરવી નાંખ્યું હતું. તે માહરી પાસ કબુલ વટીક કરી ચુકી કે તેણીને એ સોહામણો ઉમરાવ ઘણોજ ગમતો હતો, ને તે તો તેના પ્યારમાં ગીરફ્તાર થઇ ચુકી હતી!

એ બાદ એક દાહડો જ્યારે લૉર્ડ રેવન્સકલીફ અમારે ત્યાં રાત્રે જમવા આવ્યો ત્યારે સાથે પોતાના એક બીજા "માનવંત દોસ્ત" નામે મી૦ એડવીન કસેરને લેતો આવ્યો. તે અમારે ત્યાં પેહલોજ આવ્યો હતો—બલ્કે મેં પોતે તો તેને એ પેહલોજ જોયો. નોરમન-વાલાંઓ સાથ તેને એ આગમચની પીછાંણ હતી, ને તે લોકે લૉર્ડ રેવન્સકલીફ જોડે તેનું પણ ઇજન કરયું હતું એ વાતની મને ખબર ન હતી.

તે શુમારે વરસ પચીસની ઉંમરનો અતીઘણો દેખાવલો ને સોહામણો એક જવાન હતો. તેના બાલ ખુદરતીજ ગુચ્છાંવાલા, કાલા ને ચલકતા હતા. તે પતલો ને ઉંચો હતો, ને દેખાવમાં ઘણો દમામદાર દેખાતો. તેણે બે ત્રણ વરસ લશ્કરમાં નોકરી કરી હતી, પણ તેટલામાં એક લખ્ખોપતી કાકાનાં અચણચ્યાં મરણથી તે તેનો વારેસ થયો ને પોતે લખ્ખોપતી થયો, એટલે તે નોકરી લાગથી છોડી દઇ ઘણી ન્હાની ઉંમરથી તે રમતાપંચી થઇ ગયો હતો.

તે તુમાખી હતો. તેના ચેહરા પરજ પૈસા કે મોટાઇનો ગરૂર જાંણે એક તડાકે વાંચી લઇ શકાતો હતો. તે બધાં સાથેજ કાંઇ ભેલાતો નહીં, પણ ભેલાતો તેની સાથ એટલા એખલાસથી મલી જતો અને એવા ખુશ સ્વભાવથી વાતચીત કરી જાંણતો કે જે તે ઘણો ખબરદાર આદમી હોવાનોજ જાંણે આપણને તરત અભ્યાસ કરાવતું. તે પારલામેંટનો મેમબર હતો, ને ત્યાંબી પોતાનાં ભાષણોનાં સુભાષીતપણાંથી તે હાઉસ ઑફ લૉર્ડસમાં ઘણો ઉંચો છાપ પોતાને માટે બેસાડી શકયો હતો. ટુંકમાં, તે એક ઘણો તેજસ્વિ માણસ હતો એમ ખાત્રી સાથ કહી શકાય.

મગર મેં તેને પેહલ્લો જોયો ને જોયો હું કહી નથી શકતી કે કાંએ તે મને ગમ્યોજ નહીં! મેં તેની આંખમાં કંઇ એવું જોયું કે જે તેને માટે મને કોઇ સારો વિચાર જાંણે ઉપજાવી આપી શકયું નહીં. તે લાગણી ક્ષણીત હતી. બીજેજ પળે તો આંખમાંનો તે દેખાવ નાબુદ થઇ ગયો, પણ તે સોહામણા મુખડામાં મેં જે જોયું હતું—તેની આંખની એક હીલચાલ જે મેં પકડી લીધી હતી તે માટે હું ઘણી ચોક્કસ હતી. તે જાંણે અત્રે દોસ્તીની આર્જુથી આવ્યો હતો, મગર આસપાસનાંઓને પોતાથી ઘણાં હલકાં માનતો હોએ એવી કોઇ તુચ્છકારની તે એક લાગણી પ્રગટ પડી, કે આ બધી દુન્યાઇ મોજમજાહની તકલીદીમાં તે પોતે દાનાઇથી ઘણું કમ માનવાવાલો હતો એમ તેમાં જોઇ વલવાનું હતું તે હું કહી શકતી નથી; પણ તે કાંઇ નહીં ગમવાનું મેં તેનામાં અમારી આંખો મલતાં સાથે જોયું તે વાસ્તે હું ઘણી ચોક્કસ છેઉં.

---

## પ્રકરણ ૧૦ મું.

વધારે તાજુબ થવાનું તો એ હતું કે મી૦ કલેર જ્યારે બી અમારે ઘર આવતો—કેમકે પેહલ્લો આવ્યા પછી તે અવારનવારનો મંલાકાતી ને જાથુકનો આવનારો થયો હતો—ત્યારે માહરી સાથ ખાસ કરીને કંટો ને તુચ્છકારભરયો થતો, ને બધાંનું તેપર પુરતું ધ્યાંન ખેંચાતું હોવાથી મને અજાબ જેવું ખરખરું લાગતું. તે બધાં સાથે ઘણોજ ભેળાતો ને ઘણાજ ખુશ મિજાજથી હસી હસીને વાત કરતો, પણ મને તદન નોગોથાં કરતો ને જમતી વખતે સામાન્ય વાતચીતમાં કાંઇ મને જવાબ કરવા જેવી ફરજ થઇ પડતી તો માહરા ગમ તેટલું બોલતાં જોવાના વ્ટીક સન્યાંમ અખાડા કરતો. શું હું નોરમનવાલાંઓને ત્યાં એક મહેમાન તરીકે સુફત રહેલી હતી તે માટે તે મને ઘણી તુચ્છ જાંણતો હતો?

નોરમનવાલાં એ મામલો જોતાં ઘણાં અકળાયાં ને અજબ થયાં. મને તે લોકે પુછ્યું વટીક કે મને કંઇ એ જવાંન સાથ આગળની ઓલખાણ કે અણબનાવ હતો? ને મેં જવાબમાં તેઓને જે ખરી વાત હતી તેની ખાત્રી આપી કે મેં તેને અત્રે પેહેલ્લો જોયો તે આગમચ કદી જોયોજ ન હતો! મગર મને તેનું શું ઓસ્યાલું હોય? હું બી તેના જોડે તેટલીજ ઠંડાઇથી વરતતી થઇ. હું પોતે એવા એકની દોસ્તીની આર્જુ કરતી જાઉં એમ તો હતુંજ નહીં, પણ તે છતાં તેની એ ઉઘાડા તુચ્છકારની ખરેખરી ધાટકી વર્તણુકથી મને

આહું એટલું લાગ્યું કે અજબ જેવી દીલેરી સાથ હું પણ તેના જોડે જાહેરમાં તેટલાજ તુચ્છકારથી વરતતી થઇ, અને એ માહરી હીંમત માટે હું પોતે માહરાં મન સાથ ઘણી અજબ થતી હતી.

એક દાહડો એ પછી હું સ્ટેજપર હતી ને જુલ્યટના એક ઉમદા ડાન્સનું રીહીઅરસલ ચાલતું હતું તે જોતી એક એકંત વીંગમાં એકલી ઉભી હતી. માહરી આસપાસ કોઇ ન હતું. બધા ઍક્ટર ને ઍક્ટ્રેસીસ તેમનું કામ ન હોવાથી પોતપોતા વચ્ચે વાતચીત કરતાં સ્ટેજપર વેરવાર વીખરાયલાં હતાં. એ વખતે મેં જોયું કે લૉર્ડ રેવન્સક્લીફ સાથે ક્લેર પણ રીહીઅરસલ જોવા આવેલો હતો, અને પછી જરા વારે કોઇએ માહરી પીઠેથી આવીને કહ્યું, "તમારી દોસ્ત મીસ નોરમન ડાન્સમાં અવધી કરે છે, નહીં મીસ પરસી ?"

હું ચોંકી. એ કોણ? મેં ચમકીને પાછું ફરી જોયું તો તે એજ એડવીન ક્લેર હતો! તે તો સ્ટેજબૉક્સમાં રીહીઅરસલ જોતો બેઠો હતો, ને અચબુચ ફરીને એ બાજુ સ્ટેજપર કેમ ને કયારે આવી ગયો?

"હા, મી૦ ક્લેર." મેં તુમાખથી જવાબ કરયો; ને પછી તરતજ મોઢું ફેરવી હું માહરે ચુપ ઉભી.

હું તો ત્યાંથી ચાલીજ જવાની હતી, કેમજે જે માણસ બધાંનાં દેખતાં મને અપમાન કરે તે સ્ટેજનાં આ એકાંત ખુંણાંમાં મને ચાલી ચલાવીને વાત કરાવતો ને બોલાવતો આગ્યો તેની માહરે પરવાહજ શાંની કરવી હોય? પણ મેં જોયું કે તેમ ચાલી જવાનું ઘણું અસભ્ય થશે, ને તેના માહરે માટેના તુચ્છકારને હું પોતે કશીબી અગત આપતી હોઉં એમજ પુરવાર થશે. એટલામાટે મને જાંણે હાલમાં તેના જોડે વાત કરવાની કશી ફુરસદજ ન હોય ને હું જુલ્યટનું ડાનસીંગ જોવામાં જાંણેકે તદનેહાલ ગીરફતાર રોકાયલી હોઉં તેમ મેં તેણીની તરફ જોયા કરયું.

પણ તે કાંઈ ફીટયો નહીં. બાજુમાં પરડાઓ દીવાલ કને ઢગ મારી મુકયા હતા તે ઉપર ધેરીતોબારીતો થઇને અઢેલી પડેલો તે સાંમો છેક માહરી વધતી નજીકમાં આવ્યો, ને બોલ્યો, "હા, ડાનસીંગમાં એ છોકરી ખરેખર કમાલ કરી જાંણેછ! પણ, બાઇ ધ બાઇ, તમારો શું એરાદો છે? તમે સ્ટેજપર કઇ લાઇન લીધીછ ને હજી કયારે પેહલ્લો દેખાવ કરવાનાં છેઓ?"

"કંઇ નક્કી થયું નથી જી," મેં ટુંકો ને ટચ જવાબ કરયો. હું તો તેની જ્યાં ત્યાંથી પીડા પટાવવા ચાહતી હતી, પણ પીડા તો પગે વળગેલીજ રહી!

"તે ઘણી દીલગીરીની વાત છે," તેણે કહયું; "હું તમોને સ્ટેજપર દેખાવ કરતાં જોવાને ઘણોજ આતુર છેઉં, ને મને લાંબો વખત લંડનથી એક ચોક્કસ કામે દેશાવર જવાનું થનાર છે તેથી રખેને હું તમને સ્ટેજપર પેહલ્લાં દેખાવ કરતાં જોવાની મોજ ચુકી જાઉં તેની મને ઘણી ગંભીર ફીકર થાએ છે."

મેં કંઇ જવાબ કરયો નહીં. આ આટલો તુમાખી ને તોચ્છડો માણસ આજે એકદમ એટલા લાહાત પર કેમ ઉતરયો હતો? હું તો અજાયબીથી ડંગ થઇ ગઇ.

તે બેદરકારીથી પોતાનાં આયના પેરે ચળકતાં ને સફા પૉલીશ કરેલાં શુપર ફ્રુટાફ્ટ લાકડી મારતો વધારે નજદીક આવ્યો.

"કેમ, જવાબ દેતાં નથી, મીસ પરસી? હું નોરમનવાલાંઓને ત્યાં જાહેરમાં તમારી સાથ બેલાનો નથી તેથી કંઇ તમે એવું માન્યું છ?" તેણે એકદમ પાધરો સવાલ કરયો, ને હું તો તદ્દન ગભરાઇજ ગઇ. "તમારો ઘણી ભુલ છે. પાતાલ પાણીજ વધતાં જોરથી વેહતાં જણાયલાં છે. તમો માનોછ કે તમારી આસપાસનાં બધાંઓ કરતાં મી૦ નોરમનનાં ઘરમાં મને તમારેજ માટે સૌથી વધતું માન છે?"

મેં જવાબ કરયો નહીં. હું શું જવાબ કરૂં? મને તો ગભરાતજ કાંઇ એટલો થતો હતો!

"મેં સાંભળ્યું છે કે તમો બીચારાં માબાપ વનાનાં છેઓ, ને અત્રે તમારૂં કોઇજ નથી, જેથી તમે માહરી દયા ઘણીજ ઉસ્કેરી મેલેલી છે. વળી તમારી ચાલચલણ મેં માહરી છુપી તપાસમાં એટલી ટેકાવદાર ને નેકીભરેલી જોઇછ કે—"

મને, મગર, એ તેની વખાંણ સાંભળવા ગમી નહીં, અને મેં ઉતાવલથી કહ્યું, "મને માફ કરો, મી૦ કલેર. માહરે હવે જવું જોઇશે."—અને હું જવા કરતી હતી.

તેણે મને રોકી. ફકત માહરા હાથપર પોતાનો હાથ અલગો મુકીને તેણે મને થોભવા કહ્યું, ને જાંણે જાદુઇ અસરથી હોય તેમ હું ત્યારે ડરીને થોભી ગઇ.

"હું સદાનો એવો ઉલટો છેઉ," તેણે સ્હેજ હસીને કહ્યું; "હું જ્યારે ઘણું ઘોંઘાટયું હસું ત્યારે જાંણવું કે બાતરમાં હું ઘણો ઉદાસ કે દુખી છેઉ. હું જેને ઘણું ચાહવાનો દેખાવ કરૂં તેને હું ઘણો ધીક્કારનાર છેઉ, અને તેજ મુજબ જેની સાથ હું બાહેરથી ઘણો ઠંડો ને બેદરકાર રેહવાનો દેખાવ કરૂં તેનેજ માટે માહરાં મનમાં ઘણાં માન ને હેતની લાગણી બરપા થયલી હોએ છે. તમો એ સમજી શકોછ?"

"હા; પણ એ ત્યારે એક ઠગારી જીંદગી છે, ને એવી ઠગાઇમાં જીવનારાંઓને વાસ્તે હું કંઈ બી સારૂં માની શકતી નથી," મેં અંતે હીંમતથી જવાબ કરયો.

તે જરા ખસ્યાંણો પડેલો દેખાયો.

"તમે ઘણો કડક જવાબ કરયો, મીસ પરસી," તેણે જરા ફીકકું હસીને કહ્યું; "પણ હું તેથી માહરી મુળ બાબદથી વેગલો જવા ચાહતો નથી. એ માહરા સ્વભાવનાં વિચીત્રપણાંથી મેં તમને બી સતાવ્યાં હોય ને તમારી જોડે હું તુંદ ને તોચ્છડો થયો હોઉં તો તેનો ખરો બાએસ એકજ છે, મીસ પરસી, ને તે એજ છે કે હું તમોને ચાહુંછ!"

હું એકદમ ચોંકી. આ પેહલીજ મીલાકાત ને વાતચીતના પ્રસંગમાં આજે આ આદમી એટલી હદ સુધી ફાટયો ને બેહેકયો તેથી મને ઘણોજ ક્રોધ આવ્યો, ને ગભરાતની મારી હું તો જાંણે બોલી બી ન શકી.

"મેં તુંને જોઇને જોઇ હું તને ચાહતાં શીખ્યોછ, ઍલન," તેણે માહરો હાથ એક ઉતાવલી હીલચાલથી પોતાના હાથમાં પકડી લઇ કહ્યું; "અને હું—"

મેં તુરતજ તે હાથ એક અજાતથી ઝુટવી લીધો ને એકદમ છોડવી નાખ્યો.

"તું મને ગેરઇનસાફ કરેછ, ઍલન," તેણે તુમાખથી કહ્યું, ને તેના ચેહરા પર લગાર ગુસ્સાની જર્દી પ્રગટી આવી; પણ વળી બીજીજ પળે પાછો શાંત ને ખુશ દેખાતાં તેણે વધારયું, "સ્ટેજ પર આવવાના હક ધરાવનારા શ્રીમંતો ને ઉમરાવો છોકરીઓને મીઠી પણ જુઠી જબાંનથી બોલવેછ તેવી અપ્રમાણીક નીષ્ટા માહરી નથી. હું તને કાંઇ અપમાન કરવા કે ગેરસલુક માંગણીનું કંઇ કેહતો નથી. હું તો તાહરી મરજી હોય તો તુંને પાક રીતીનીતીથી પરણીને માહરી બીશ્યાર દોલતની મુખત્યાર કરવા માંગુછ."

આ બધું એટલું અજબ કરનારૂં, અચબુંચું ને ઉપરાસાપરી હતું કે માહરી તો જાંણે વાચાજ ગુમ થઇ ગઇ. આ માણુસ કે જે મોટો લખ્ખોપતી કેહેવાતો હતો, જે ખરેખર ઘણો સોહાંમણો હતો ને જેનાં કદમ પર મરવા ભલીભલીઓ તૈયાર થઇ જાય તે આટલી મુદ્દત તક માહરા જોડે આવો ઠંડો ને તુંદ વરતવા પછી એકદમ મને લગનમાં પોતાનો હાથ વટીક સપુર્દ કરવાનીજ વાત કરતો જાહેર થાએ એ શું કાંઇ ન્હાની સુની અજાયબી હતી?

"હું તને આએ જંજાલ બલ્કે આફત ને બેઇજ્જતીની નાટકી જીંદગીથી બચાવી લેવા માંગુંછ," તેણે જારી રાખ્યું; "મને એ જીંદગીમાં પડેલી છોકરીઓ માટે જરા બી સારૂં મત નથી, પણ તાહરી તો વાતજ જુદી છે, અને તેથી હું માહરી આએ ખરાં દીલની પ્રમાણીક ઑફરનો તાહરા પાસ હમણાંજ જવાબ માંગુછ, વાહલી."

અને માહરો જવાબ? માહરે વિચાર કરવા થોભવા જેવી બી જરૂર ન હતી. તે ને તેજ પલે માહરા હૅરીનો મીઠો, મનહર, મર્દાનગીભરયો મુખડો માહરી આંખોના ખ્યાલમાં રજુ થયો, અને તેજ મને દ્રઢ બનાવા ને હીંમત આપવા બસ હતો. હું તો જાંણે છેક માહરી બચગીથીંજ તે એક વાહલા ને સૌથી લાયક જવાંનને તનમનથી વરી ચુકી હતી, અને તેથી મેં તરતજ ઠરાવથી ને હીંમતથી કહ્યું, 'મી૦ કલેર, તમારી માંગણીમાં અપ્રમાણીક કે ગલીચ તો કશુંજ નથી તે હું માનુંછ, ને તેથી ખુશી થઇ હું તમારો ઘણો ઘણો ઉપકાર માનુંછ, પણ એ વાત બનવા જેવી નથી, ને તેથી મને માફ કરો."

અને એ જવાબ સાંભળતાં તે માહરી સાંમેનો સોહામણો મુખડો એક પળ—ફક્ત એકજ પળ—જોતાં બીહીક લાગે એવો ગુસ્સાવંતો ને લાલ થયો. ગુસ્સાવંતો ને લાલ તો શું, પણ જો એમ કહું કે સેહેતાન્યતભરયો થયો તો તે પણ સહરાગતભરેલું થવાનું નથી. જાંણે તેની આંખોમાંથી ખુદ સેહેતાન પોતે માહરી પર આંખ કહાડી ગુસ્સામાં ડોકાવતો હતો, અને મને તરત લાગ્યું કે મેં ના કહીને કલેરને માહરો જીંદગી ભરનો એક કટ્ટો વેરસી મુદઇ ને હડહડતો શત્રુ બનાવ્યો હતો: પણ બીજીજ પલે તો તે મુખડો જાંણે કાંઇ બન્યુંજ ન હોય તેમ પાછો શાંત થઇ ગયો—એટલે સુધી કે ઘડી આગમચ મેં પોતે જે જોયું હતું તે ખરેખર જોયું હતું કે નહીં તે માટે બી હું પોતેજ જાંણે માહરાં મનથી શંકાશીલ થઇ!

"અને એ તમારો સેવટનો ઠરાવ ને જવાબ છે?" તેણે લગાર તુમાખથી પુછ્યું.

"હા," મેં જેમ તેમ હીંમત જમા કરીને કહ્યું.

"વ્હાલ, ત્યારે હું બહુજ થતો નથી," તેણે નાખુશીથી કહ્યું, "પણ હવે પછી આપણે એ મતફેર વાસ્તે એકમેકથી અલગ થઇશું નહીં. આજથી મને તમારો દોસ્ત જાણજો, ને આજે અત્રે જે વાત થઇછ તે થઇજ નહીં હોય તેમ ભુલી જજો. વળી માહરૂં માંગી લેવું એ છે કે એ બાબે એક હરફ વટીક તમારા હોઠ બાહેર કદી ફટકવા દેતાં ના."—અને હું કાંઇ બી જવાબ કરૂં તે આગમચ તો તે પીઠ ફેરવી ચાલીજ ગયો, કે જ્યારે હદ વનાની તાજુબી ને ગભરાતમાં ગરકાવ હું તો ઉભી હતી ત્યાં થંભજ થઇ ગઇ!

મેં થોડોક વિચાર કરયો. હવે માહરે કેમ કામ લેવું? આ બધી વાત માહરે જુવીને કે તેનાં માતપીતાને જાહેર કરી દેવી કે નહીં?

મને તરત લાગ્યું કે નહ". તેથી બીગાડ ઘણો થશે. તે લંડન હોય ત્યાં સુધી નોરમન-વાલાંઓને ત્યાં આવતો જતો રહે તો માહરે તે પછી તેને મલવાનું બી ઘણું વધારે ભારી પડી જાય. ટુંકમાં, બધા સાર મેલવી લઇને ઘણા પુખ્ત વિચાર પછી અંતે હું એજ ઠરાવપર આવી કે આ બીના બનીજ ન હોએ તેમ માહરે તે ભુલી જવી.

અને તેજ વાજબી પુરવાર થયું. કલેર અમારે ત્યાં એ પછી અવારનવાર આવતો ને બધાંને મલતો તેમજ હવે મને પણ એખલાસથી મલતો. બધાં એ જોઇ ખુશી થતાં. બધાંને તો એમજ લાગતું કે માહરા મીલનસાર ને મલતાવડા સ્વભાવથી આયંદા મેં એ આદમીના તુમાખને છત્યો હતો, ને તે પોતે ઠોકરાઇને ઠેકાણે આવ્યો હતો.

હવે સ્ટેજને લગતું મેં પુરતું જોયલું ને પુરતો અભ્યાસ કરેલો હોવાથી ઉપલી બીના બનવા પછી દસેક દાહડે મને મેનેજરે એક મોટો પાર્ટ આપ્યો, ને તે મોંઢે કરવા માહરે રોજ ઘેરેજ રેહવાનું હતું. એ મુજબ એક બપોરે હું પાર્ટ મોંઢે કરતી એકલી અમારે ઘર બેઠેલી હતી ત્યારે મેલીસા હૅરીસન નામની એક ઍક્ટ્રેસ મને મલવા આવી. તે બી એ નાટક કંપનીમાં જુલી જેવીજ માહરી સહી થયલી હતી. તે ઘણી પુરાણી ઍક્ટ્રેસ હતી, અને અસલથીજ તબીયતની ઘણી નબલી હોવાને લીધે ચાલુ ઉજાગરાઓનાં પરીણામમાં હાલ તેની દેહ વધતી કચડાઇ ગયલી નજરે આવતી હતી. તે, એ કારણથી, હાલ આસાએસ માટે બે મહીનાની રજાપર હતી, ને હું હાલમાં ઘરમાં એકલીજ છું એમ જાણતી હોવાથી ઘડીચપકો મને મલવા ને તાહેલાં કરવા આવી.

હું તેને જોવાથી ખુશી થઇ. પાર્ટનું તાહેલું એકનું એક વાંચ્યા ને ગોખ્યા કરતાં ભેજું ચકરાઈ જતું હતું, વાસ્તે થોડીક એ મસે રાહાત મલવાનું મને ખરેખર ગમ્યું.

## પ્રકરણ ૧૧ મું.

"ઓ મીલી, તું ક્યાંથી આવી?" મેં ખરાં દીલની ખુશાલીથી કહ્યું; અને પછી અમે તાહેલાં મારવા લાગ્યાં. પેહલ્લાં તો એલારપેલારની આએ નાટક ને પેલા નાટકની બંવી વાતો થઇ, અને પછીથી માહરી ને માહરા પાર્ટની વાત આવતાં મેં જોયું કે મેલીસા કાંઇક ગંભીર ને ઉદાસ થઇ. એમ માહરા સંબંધમાં આમલ બી તેને એક બે વખત ગંભીર ને ઉદાસ થયેલી મેં પકડી હતી, જેથી હું ઘણી અજબ થઇ. મેં, તેથી, તેને તેનું કારણ પુછ્યું.

"ઓ કંઇ નહીં, કંઇ નહીં," તેણે ઢોંગનું હસી પડતાં જવાબ કરયો.

"નહીં, કંઈ બી છે; તાહરાં મનમાં કંઇ બી છે, ને તે તું મને કેહતી નથી," હું બજીદ થઇ. "હવે આપણા વચ્ચે એટલું પરાયાપણું શું હોય!"

"ત્યારે હું ખરેખર કેહું?" તેણીએ અચગુચ પાછી ગંભીર થતાં કહયું.

"ખચ્ચીતજ."

"પણ તેથી સ્ટેજને વાસ્તેની ને સ્ટેજ પર નામ કાહારવાની આએ તાહરી બધી ઉલટ કદાપી મરી જશે?" તેણીએ ફીકર કરી.

"ઓ ખુદા, એવું તે શું છે?" હું વધતી ઉસ્કેરાઇ.

"માહરી વહાલી બેહેન," તેણીએ ત્યારે ખરાં દીલનાં હેત ને વિશ્વાસથી કહ્યું, "આએ નોરમનવાલાંઓએ સ્ટેજની ચલકતી બાજુજ તને બતાવીને ઘણી આકર્શી લીધી છે તે એ લોકની માહરાં મનથી મોટી ભુલ છે. એ ચલકતી સાઇડની લગોલગ તેની બીજી સીહા સાઇડનો બી તુંને ખ્યાલ રેહવોજ જોઇએ. આપણે સ્ટેજના સમાગમમાં આવ્યા વગર હાઉસમાં બેસીને નાટક દુરથી જોઇએછ ત્યારે સીન-સીનરી કેવાં આંખે ઉડીને વલગે તેવાં દીલજીત દેખાયછ, કે જ્યારે ખરી રીતે તો આગલ જઇને તપાસતાં તે આપણને સુહતું કે બીહીક લાગે એવું બધું એબદશા જેવું માલુમ પડે છે, ને નાટકના ધંધા ને હોનરને માટે પણ તાહરે એમજ જાણવું. પોશાકોનો ને દરદાગીનાનો ખ્યાલ કર. ખોટાં જરઝવેરાતો ને ડગાઇભરેલા દુરથી દેખાતા મનોહર પોશાકો ખરેખર કેવાં થાએછે? જંગાલી ને કાહેલી મુખડાઓ—જાથુકના ઉજાગરા અને ગેરવર્તણુંકથી ઉંમર પેહલાં બુઢાપો પામેલા ચેહરાઓ પફ ને પાવડરથી દુરથી કેવા સુંદર દેખાય છે? અને એ રીતે નાટકની જીંદગીના સંબંધમાં બી એ બધું ખોટારૂં છે તેજ એ હીણનસીબ ધંધાનો ખરો ભેદ ને સાચ્ચો તોર છે!"

હું તો દબાઇ ગઇ! નાટકોમાં વરસો ગુજારી ચુકેલી આ અબળા એ હુન્નરમંદ ધંધાનો કેવો સીહા સફો માહરી સાંમે ચીતારતી ને રજુ કરતી હતી? શું ખરેખર ત્યારે એ ધંધામાં એટલી હદ સુધીનું ખોટારૂં ને ખરાબી હતી? ખરેખર ત્યારે શું એવો એક અધમ ધંધો મેં માહરે ખાતર કબુલ અને પસંદ કરવાની થાપ ખાધી હતી?

"શું ખરેખર એ ધંધામાં ત્યારે તું એટલી બધી ખરાબી સમજેછ, મીલી?" મેં મોટી તાજુબીમાં પુછ્યું.

"ઘણીજ," મેલીસાએ ભાર નાંખીને કહ્યું. "એમાં કોઇ સુખીજ નથી. જેઓ એમાં નામદારી મેલવેછ તેઓ બી નહીં; કેમકે તેઓ બીજાંઓની અદેખાઇનાં ભોગ થાય છે અથવા તો પોતાનાં કરતાં વધતાં નામદારી પામેલાંઓની પોતે અદેખાઇ કરી તે આગમાં પોતેજ હંમેશ જલતાં રહે છે. વળી જે લોક સારૂં નથીજ કરી શકતાં કે કમનસીબે સારૂં કરવાની શકતી છતાં તકદીર જેમને મદદ કરતું નથી તેમની પણ શું ફેજ છે? કંપનીને જાંણે માંથે પડયાં હોય તેમ જાથુકની હડધુત, તાણાજાણી ને હીણપરતી! માહરોજ દાખલો જોની?

"પણ કાંએ, તું તો સુખી છે, મીલી?"

"સુખી?"—અને તે કડવાસનું હસી.

"હા. તું તો એક ઘણી ફત્તેહમંદ ઍકટ્રેસ લેખાયછની!"

"હા, પણ તે કયારે થયું? છેક હું ઘરડી થવા આવી ત્યારે! તે આગમચની માહરી કચડાયલી જીંદગીનો હું તુંને શું ખ્યાલ આપું, ઍલન? મેં શું શું હાંદેસા ખમ્યા ને કેવા ટુંક પગારમાં કેવી હડધુતની હીણપસ્તી વચ્ચે ફરજ્યાત એ ધંધાને માહરે વલગી રહેવું પડયું તેનો હું તુંને ખ્યાલ વટીક આપી શકતી નથી!"—અને તે આ એવું તો શોકાતુર બોલતી હતી કે તેણે ખરેખર કાંઇ ઘણું ખમ્યું હોએ એવો તરતજ મને ખ્યાલ અને ભય થયો.

"વળી જુવાંન છોકરીઓને વાસ્તે એ ધંધામાં જે ભયભીત લાલચો ને જોખમો છે તે વાસ્તે બી તાહરી કોઇએ જરા થઇને નજર નથી ઉંઘાડી તે વાતનો બી મને તાહરૂં ભલું ચાહનાર તરીકે ઘણો અફસોસ થાએછ. તાહરા જેવી ખરેખરી સુંદર ને દેખાવલી છોકરીઓને વાસ્તે એ ધંધો એક ખુદાઇ કેહેર કે શ્રાપ છે. હું તાહરી ઉલટ કચડી નાખવા માંગુંછ એમ ધારવાનો મને ગેરઇનસાફ જરા બી કરતી ના, પણ મેં જે જોયુંછ ને તપાસ્યું છે તેમાં તુંને એટલી બધી ભલી, સાચ્ચી ને એવી નેકચલણ પીછાંણીછ કે તાહરે વાસ્તેના જોખમોના ખ્યાલથીજ જાણે માહરી તો છાતી ધ્રુજી આવેછ!"

"ઓ મીલી, તું મને કેટલી બીહીધરાવેછ!" મેં ખરાં દીલથી હેબત ખાઇ કહયું; "શું ત્યારે નોરમનવાલાંઓએ મને ઠગીને એવા એક નાલાયક ધંધામાં ફસાવીછ એમ?"

"જરા બી નહીં," મેલીસાએ સચ્ચાઇનાં જોશથી કહયું; "માહરૂં કેહવું તું સમજી નથી શકતી, ડીઅર, તે એટલુંજ છે કે માહરાં મત મુજબ તાહરા જેવી તમામ પાક ને પ્રમાણીક હેતુઓની એક બાળાને વાસ્તે આએ ધંધો ખરેખર નાલાયક છે."

"પણ કાંએ?"

"કારણ જે એમાં જે બધું ચળકતું ને ધોળું દેખાએછ તેમાં ઠગાઇનો ભાગ ઘણો વધારે રહે છે," તેણીએ દેખીતા કડવાસથી કહ્યું; "આએ જુલ્યટનોજ દાખલો જો! લૉર્ડ રેવન્સકલીફ એની પર થોડું ધ્યાન આપતો થયોછ એટલે એનું માથુંજ ફરી ગયુંછ, પણ—"

"પણ શું? શું તું એમ ધારેછ, મીલી, કે એ લૉર્ડની વાસના પ્રમાણીક નથી?"

"ખચ્ચીતજ નહીં," મીલીએ જોશથી પગ થોકીને કહયું; "એજ તો છોકરીઓની ખરાબી છે. જરાબી હુન્નરમંદ કે દેખાવલી છોકરી સ્ટેજ પર આવતાં કોઇ મોટા લૉર્ડને જીતી જવાની આર્જુ ને લોભ ધરાવે છે."

"અને એવા દાખલા શું ખરેખરા કોઇ બન્યાજ નથી?"

"ઘણાજ ઝુઝ;" મીલીએ સમજાવ્યું, "અને તે બે ચાર એવા દાખલા બન્યા હોએ તેથી એજ ખ્યાલ લઇ નાહાસવો એમાં દાનાઇ શું છે? આએ લૉર્ડ રેવન્સકલીફ આજે કેટલાં કેટલાં અકવાડયાં થયાં ગરીબ જુલીની પુઠ પકડી રહયોછ; હવે જો તેની નેમ પ્રમાણીકજ હોતે તો અત્યાર આગમચ તે એની સાથે પરણવાની માંગણી નહીં કરતે?"

"પણ તેથી શું થયું ?" હું બજીદ થઇ; "જુલી કંઇ નાદાન તો નથી ? તેને શું પોતાની પાક ઇજ્જતની કદર નથી ?"

"કદર તો હોય, પણ મોટી મોટી લાલચો ને તકલીદી ઉમીદો પર પોતાનાં મગજપરનો કાબુ ગુમાવી બેસે એવી હીણનસીબ અબળાઓ પુરવાર થાયછ બી ખરી કેની ?" મીલીએ જવાબ કરયો; ને તે વળી પાછું આ કાંઇ એટલું શોકાતુર બોલી કે મને જુલ્યટ માટે ઘણુંજ ચુંથાઇ આવ્યું ને હું ચુપ રહી. તે પણ ચુપ રહી, પણ જરા વારે માહરા કાંને એક ડચકાંનો અવાજ આવ્યો, અને મેં ચોંકીને જોયું કે મેલીસાની આંખો આંસુથી ભરાઇ ગઇ હતી!

હું ઘણીજ અજબ થઇ. મને બીહીક લાગી કે તેની વાત નહીં માનવા જેવું મેં બતાવ્યું તેથી તે ગરીબ ભલી છોકરીનું દીલ એટલું બધું દુખાયું હશે કે કેમ ? મેં, તેથી, ખુલ્લાં મને માફ માંગી, ને પછી એ નાપસંદ વાતજ ફેરવાવી નાંખી. મેં તેણીનો દીલસોઝ હેતુ મને એમ ચેતાવી રાખવાનો ઘણો વખાણ્યો, ને જુલી માટે તે પોતે જે ધારતી ને બીહીતી હતી તે તેણીને કદી જાંણવા નહી દેવાનું પ્રૉમીસ કરયું, એટલે થોડીક બીજી ત્રીજી વાતો કરી જરા વારે મીલી મને મલવા આવેલી ઉઠી ગઇ.

હવે એ પછી તેજ સાંહજે મને થોડીક જરૂરી ખરીદીઓ કરવાની હતી વાસ્તે હું ઘેરથી બાહાર નિકળી. હું એકલીજ હતી, અને "વૅસ્ટ ઍન્ડ"ના મોટા ફૅશનેબલ રસ્તાની વલાંણમાં હું દાખલ થઇ કે સાંમેથી ધસારાબંધ આવતી એક ઘણી ભપકાદાર જોડીની ગાડીનાં કારણથી મને દબાઇને બાજુ થવું પડયું. તે એક મોટી ઉઘાડી ફેટન હતી, કે જેના ઘોડાઓનાં હારનેસના હુક વટીક ચાંદીનાજ ચકચક થતા હતા, અને બધો સામન ચાંદીનો હતો. વળી કોચમેન ને ઘોડાવાલાઓનો રૂપેરી લેસ સાથનો ચટાપટાનો ચકરડા ભમરડા ડ્રેસ પણ ઘણો કચપચ થયેરો મારતો હતો, ને જાંણે બધાં પગે ચાલવાવાલાં તુચ્છ ને હેમક થતાં હોય તેમ તુચ્છકારના દેખાવથી તે મોટી ફેટનમાં અરધો અરડાઇ પડીને જે એક આસામી બેઠેલો હતો તે મેં માહરી ભારે અજાયબી વચ્ચે જોયું કે કોઇજ નહીં પણ પેલો માહરા મમાવાજીની કારભારણનો બેટો મી૰ થૉમસ પાર્કસ હતો!

તેણે પણ મને જોઇ, અને અમારી નજર એક થતાં તરતજ ગાડી તેણે થોભાવી, એટલે હું પણ ઉભી રહી ગઇ.

"કાંએ, ઍલન, લંડનમાં છે તોબી અમોને મલતી બી નથી ?" તેણે મુરબીગીરીના મોટા એખલાસથી અને માયાના દેખાવથી કહ્યું; "હું આજકાલ તુંને મલવા આવવાનોજ હતો. અમે કૉન્ટીનંટપર બધે ફરીને હાલ થોડું એક પરજ અત્રે પાછાં ફરયાં. મને જે થયું તે બધું જરા લખતે તો ખરી ?"

"તમોને એટલી બધી તસ્દી આપવાનો મને હકજ શું છે, મી૰ પાર્કસ ?" મેં સઘળી આગલી ગઇગુજરીની યાદ માહરાં મન પર ધસી આવતાં ઉંડી દીલગીરીથી કહ્યું.

"કાંએ, એમ કાંય બોલેછ ?" તે ઠપકાથી બોલ્યો; "તાહરૂં છેલ્લું કાગળ આવ્યું ત્યારે અમો ઉપડી જવાની તૈયારીમાં હતાં, ને મેં ઉતાવલમાં કદાચ જોઇતી માયા સાથે તેનો

જવાબ નહી કરયો તેથી કંઇ તાહરાં મનમાં ઓછું આયુંછ વારૂં? વૅલ, તેમ હોય તો માહરો આએ ખુલાસો કબુલ રાખી તાહરે મને માંફ કેરવું જોઇએ."

"હું એ તમારી ભલાઇ જોઇ ખુશી છેઉં, ને તમારો ઉપકાર માનુંછ," મેં એ સાંભળી જવાબમાં ખરાં દીલથી કહ્યું.

"અરે ભલાઇ ગેઇ કેહું તાંહાં! એ તો બધી માહરી ફરજ છે. વૅલ, આપરે એમ કરશું," તેણે ઉતાવલે ગબડાવ્યું; "કાલે રાત્રે આપરે માહરે ઘેર સાથે જમશું. હું સ્હાંજે માહરી ગાડી તુંને લેવા મોકલશ. તું જરૂર તૈયાર રેહજે. આપુને બીજીત્રીજી બી જરૂરની ઘણી વાત કરવાની છે. મીસીસ પાર્કસ પણ ઘણી ખુશી થશે. માહરાં મમા ગુજરવા પછીનાં આપણે ધીરજથી મલ્યાંજ નથી. માહરાં ગરીબ મમા—કેવાં ભલાં ને સાચાં! બીચારાં મરણ પાંમીને બેહેસ્તમાં ફીરેસ્તા થયાં હોશે!"—અને આ તે એક એવી પાદરીની ગંભીરતાથી બોલ્યો કે હું મુશ્કીલથીજ માહરૂં હસવું રોકી શકી.

તે અસલમાં ઘણોજ સાદો ને ઘણુંજ થોડું બોલનારો એક આસામી હતો, પણ હાલ તો તે એવો પટપટબોરો અને બેશકો થયલો હતો, ને તેના પોશાક વિગેરેમાં ટેસ્ટનું ખુંન એટલી હદ સુધીનું હતું કે તેણે છેકજ લાલ વાવટો મુકી દીધેલો હોય એમ તરતજ જણાઇ આવતું હતું. વળી તે પોતાની માતાને "ઘણાંજ ભલાં ને સાચાં" ચીતારતો હતો, તેથી બી હું જરા અજબ થઇ. તે મરનાર બાઇમાં મેં એટલા બધા પેહલી પંકતીના કોઇ સદગુણો જોયલા મને યાદ આવી શકયા નહીં કે જેથી તે મરીને ફીરેસ્તો થઇ હોય એ વાત હું માની શકું!

હું તો, તેથી, એ બધા ખ્યાલો મને વિજળીને વેગે માહરાં મનમાં થતાં તેને ઘેર જમવા જવા નાજ કેહતે, પણ તેણે કહ્યું હતું કે 'આપુને બીજીત્રીજી બી ઘણી જરૂરની વાત કરવાની છે' તેથી હું લલચાઇ. એવું તે એને શું એક કેહવું હશે? કદાચ કાંઇ માહરેજ લગતું હોએ, ને પેલા એક ભેદી આસામીને લગતો ખુલાસો જાંણવા હું આટલી તરસતી હતી તે ભેદ ખુલ્લો થવાનો હશે? મેં, તેથી, તેનું ઇજન કબુલ કરયું, ને બીજી સાંહજે છ વાગે ગાડી મને લેવા આવે તેટલાં તૈયાર થઇ રહેવાને હા કહી.

પણ પછીથી હું જે એક વાતથી ઘણી અજબ થઇ તે એ હતી કે હું કયાં રેહતી હતી તે તો પાર્કસે મને પુછયુંજ ન હતું, તો તે ગાડી કેમ ને કયાં મોકળશે? શું તે બધી માહરે લગતી વાત જાંણતો હશે? તેની જાહેરખબરનો જવાબ કરનાર દગલબાજ પુરવાર થયો હતો, ને હું અત્રે નોરમનવાલાંઓ સાથ રેહતી હતી એ વાતની તેને કેમ ને કયાંથી આ આગમચ માહીતી મલી ગઇ હશે? એ બધી વાત પરનો એક હરફ વટીક તેણે મને કહયો કે પુછયો ન હતો, જેથી હું ખચ્ચીતકરીને તે ગાડી જતી રેહવા પછી મનથી ઘણી અજબ થઇ.

એમ છતાં, બીજે દાહડે હું તો નોરમનવાલાંઓને કહીને વખતસર તૈયારજ થઇ, ને પછી જરા વારમાં તો અમારા બંગલા પર મી૰ પાર્કસની ગાડી આવી ઉભી. આ વખતે મને લેવા તેણે એક બંધ બ્રોહામ મોકલી હતી, ને તે બી જોડીની ને થયેરાબંધ હતી.

હું ગઇ. વૅગ્ટ ઍન્ડ સ્કવૅરના ઘણા ફેશનેબલ ને આગેવાન લત્તા પર મેં જોયું કે તે રેહઠાણ હતો. તે એટલું બધું ધન કયાંથી લાવ્યો હશે તે માહરી મસ મોટી અજાયબી હતી.

મીસીસ પાર્કસે મને આવકાર આપ્યો. તે તુચ્છ દેખાવની એક દેખીતી કમીની અબળા હતી, પણ હાલ તો પૈસાનાં તેજથી તે એક નવુંજ વંડેરૂં બની ગઇ હતી.

તે ઘરમાં હાલમાં એકલીજ હતી. તેણે કહયું કે મી૦ પાર્કસ જે વખત જાએછ તેમાં આવવો જોઇએ. તેણે મને બેસાડી, ને પોતાનાં પોરયાંટોરયાંને લગતાં ને બીજાં એવાં એવાં જીવ વગરનાં તાહેલાં ચલાવ્યાં.

તે બંગલો મોટો ને કુશાદે હતો, ને ફરનીચર પણ બધું મોઘું ને કીંમતી જાંણે ઠમ મારી મેલ્યું હોય એટલું ગોઠવેલું ને જમા હતું, કેમજે હતું જોઇએ તે કરતાં એટલું બધું વધારે, ને કીંમતી છતાં એવું કચપચ કે જાંણે ટેસ્ટનો સવાલ તો એ વરબૈયરને મન દીસ્તી રીતે કોઇ બી અગત ધરાવનારો હનોજ નહીં!

જરા વારે મી૦ પાર્કસ આવ્યો, પણ તે એકલો ન હતો. તે સાથે વળી એક બીજું મુરદું બી તેડતો આવ્યો હતો, જે કરનલ બૅલ નામનો એક કોઇ જવાંન્યો હતો. તે લશકરીજ ઠાઠમાં હમણાં પણ હતો. શુમારે પાંત્રીસેક વરસનો હશે, પણ દેખીતી અનિયમીત જીંદગીનાં કારણથી પાંચ દશ વરસ વધારે ઘરડો દેખાતો હતો. તેનાં ગલાંપરનું માંસ થોડુંક ઝુમી પડયું હતું, આંખની નીચે કાલા લીસોટા પડયા હતા, કે જયારે ચેહરાની ચામડી પર કેટલેક ઠેકાણે કરચલીઓ પણ ચઢી ચુકી હતી!

મને તો તે જોતાં સાથે જરા થઇને ગમ્યોજ નહીં. આવ્યો ને આવ્યો માહરી સાંમે બેસીને કાંઇ એટલી તો બેહયાઇ ને ઉંઘાડી નફટાઇથી માહરામાં ડોલા ખોસીને મને ટીકયા કીધી કે માહરે તો બરડેજ પાણી ઉતરયું, ને હું તો તેની આંખ સાથ આંખ મલતાંજ ઓશકથી લાલ થઇ જતી.

“માહરી વાહલી ઍલન, હું કહીજ નથી શકતો કે તું ચાહીને માહરે ઘેર આવીછ તેથી હું કેટલો ખુશી થયોછ,” મી૦ પાર્કસે આવતાં સાથે મને માહરાં આગલાં બધાં ભચડાઇ ગયાં ને દુખી આવ્યાં એવી એક ટાઇટ શેકહેન્ડ કરીને ઉતાવલે ગબડાવ્યું. “આપરે આજે એકલાંજ જમવાનાં હતાં, કેમજે મને તાહરી સાથે બીજીત્રીજી જરૂરની ઘણીક વાતો કરવાની છે, પણ માહરા વરંદાપરજ મને આએ માહરા જાંની દોસ્ત કરનલ બૅલ મલી ગીયા. એવણની આપરે તાંહાંની આવનજાવન ઘણી છે, ને ગમેછ ત્યારે ને બનેછ ત્યારે વગર કેહવાડવે આવીને આપણીજ સાથે જમેછ, તેમ આજે બી આવીજ ગીયા એટલે પછી મોંને ચહરીને ના બી કેમ કેહુ? કરનલ બૅલ, આએ માહરાં ફ્રૅન્ડ મીસ ઍલન પરસી.”

કરનલ મને જોઇને મીઠાસથી હસ્યો ને નમ્યો.

“બચ્ચા, તેં આજે જો મને જમવા આવવા ના બા કહ્યું હોતે, ને આવાં એક સુંદર બાંનુની કંપનીની માહરી મોજ જો તું છીનવી લેતે કેની તો હું કંઇ તુંને માફ કરતે નહીં જો!” કરનલે હસીને કહ્યું, ને તેવણ બારસા મજાહના હું બેઠી હતી તેની લગોલગજ સોફાપર પાછા ગોઠવાયા.

આંહજ એ પછી બધી બેફાયદા તાહેલાંમાં ગુજરી ગઇ—તાહેલાં કે જેમાં મને મુતલગજ ગમત પડી નહી, ને ખાનું તૈયાર હોવાનો ઘંટ થયો ત્યારે, તેથી, મેં છુટકારાનો દમ ખેંચ્યો. પછી અમે જમવા ગયાં. કરનલ બૅલેજ મને પોતાનો હાથ આપ્યો ને અમે ડાઇનીંગ હૉલમાં ગયાં.

ખાનું અજબ જેવા ભપકાનું હતું—જાંણે એક સ્ટેટ ડીનર! અને તે છતાં તો તે બંને વરબૈયર ચીબાં થયાં કે "અમે તો આજે રોજનું મામુલીજ રંધાવેલું કે હવે બાહારનું આજે કોણુ છે જે તેની વાત! ઍલન તો આપણી રમાડેલી આપરાંજ ઘેરની એક છોકરી છે. વળી કરનલ તો બીચારા સાદામાદા જ્યારે ગમે ત્યારે ચાહીને ચાલી આવે, ને અમારી સાથે એમજ ગરીબ ગરીબ ઘેરમાં જે પકાવ્યું હોએ તે જમે!"

ઉંચામાંઉંચા વાઇન્સ ટેબલ પર રજુ થયા, ને કરનલ તો માહરો જરા બી અદબ કરયા વગર કોપટાં પર કોપટાં ઉડાવતોજ ગયો, ને વળી દારૂની તેજી સાથે માહરા સાંમે ટીકવાની બેહયાઇમાં પણુ વધારે હીંમતવાન ને બેવડો બેઅદબ થયો—એટલે સુધી કે બે ત્રણુ વાર પાર્કસે આંખના એસારાથી એટલું અતેરૂં નહી કરવા તેને તાકીદ કરી હોએ એમ પણુ મને લાગ્યું. એટલા માટે હું તો ઘેર જતી રેહવા ક્યાર ક્યારમાંજ પડી, ને ખાનું ખલાસ થયું કે તુરત અમો બૈરાંઓ ટેબલપરથી ઉઠીને અંદર ગયાં ત્યારેજ મને જરા નીરાંત થઇ.

---

## પ્રકરણુ ૧૨ મું.

મને માહરે લગતી જરૂરની વાત કરવાની લાલચે મી૦ પાર્કસે અત્રે બોલાવી હતી, મગર તે બાબેની તો અત્યાર સુધી એક હરફ બી વાત થઇ ન હતી. અસલ તો હું કયાં રહેલી હતી ને સ્ટેજનો મેં ધંધો લીધો હતો તે એ લોક પુરૂં જાણુતા હશે કે કેમ તે માટે બી હું મનથી અજબ થતી હતી; પણુ તે કોઇ બી વાત એ લોકે તો જરા થઇને કાઢીજ નહીં. હું જાણું જે હવે અમે બે એકલાં પડયાં હતાં ત્યારે મીસીસ પાર્કસ કંઇ માહરે લગતી વાત કરશે, પણુ તેણે બી પોતાના પૈસા ને પોતાની મોટાઇની બેજરૂર બકબકથીજ માહરૂં ભેજું ઠાકરી નાખ્યું, ને હું પુછવા જતી તો તે વાત એવી સફાઇથી ઉલટાવી નાખતી કે હું તો જાંણે તદન કંટાલી ગઇ.

અંતે છેક દસ વાગવા આવ્યા ત્યારેજ "ગ્રહસ્થો" ટેબલ પરથી સ્મોક ને વાઇનથી પરવારેલા ડ્રૉઇંગરૂમમાં પાછા આવ્યા, ને ત્યારે મેં તરતજ જોયું કે બંનેના ઉંડા ફેરફાર હતા! બેઉ પુરતા પાઘેલા હતા—કરનલ બૅલ જાસ્તીજ. આથી માહરૂં વધતું પાકી ગયું. મીસીસ પાર્કસનાં પોતાની મોટાઇ ને પોતાના પૈસાને લગતાં એકનાંએક તાહેલાંથી માહરી ધીરજ ખપી તો ગયલીજ હતી, ને તેવામાં તે બંનેને એવી અવદશા વચ્ચે ડ્રૉઇંગરૂમમાં પાછા ફરેલા જોતાં મને વધતો કમકમાટ લાગ્યો, ને હુ એકદમ માહરે ઘેર પાછી ફરવાની રજા લેતી ઉઠી. હવે ત્યાં જારતી થોબવામાં ફાયદો શું હતો? હું તો માહરે લગતી કાંઇક વાતો જાંણુવાને જીગ્નાસુ ને ઉમેદભર અત્રે આવી હતી—તેથીજ તો આ અગરગચ્ચીઓનું ઇજન મેં લલચાઇને

કબુલ રાખ્યું હતું—ને તેમાં તો નાઉમેદી ને નારાજી થઇ એટલે જાસ્તી ધોખવામાં હવે સારજ શું હતો!

"ઓ માએ, હું તો ભુલીજ ગેઇ!" મીસીસ પાર્કસે માહરી ઘણી અજાયબી વચ્ચે હવે ઘરે મને પાછી ફરવા દેવાની મારી વિનંતીના જવાબમાં અતવત કરયું; "મેં તો ધકમાં ને ધકમાં કોચમેનને રજા આપી દીધી! તું પાછી ઘેર જવાની તે ગાડી જોઇશે તેનો તો મને ખ્યાલજ નહીં રહયો! હવે?

"એટલે, કોચમેન કયાં ગીયો જે?" મી૦ પાર્કસ જે માહરા સમક્ષ ઘણું નમોજું લાગતું હોવાથી મુસ્કીલથી ને જેહમતથી પોતાની પીધેલી બુદ્ધી પર કાબુ રાખવાની કોશેશ કરતો ઉભો હતો તેણે ભવાં ચઢાવી પુછ્યું. રખે પડી જવાય તે ફીકરથી દીવાલને અઢેલીને ઉભેલો તે હોરી સીપ કરતો હતો.

"એનો બાપ મરી ગીયો કરીને કેહનો આવ્યો તે મેં તો તરત રજા આપી દીધી!" મીસીસ પાર્કસે પોતાના ભરથારના સવાલના જવાબમાં ખુલાસો કરયો. "હવે, એલન દીકરા, તાહરે ગમે તો રાતભર અહીંજ રહી જા, ને નહીં તો તું કેહે ને તુંને અડચણ નહીં હોય તો હું ભાડુતી——"

"ઓ, ભાડુતી ગાડીની અડચણ શાંની?" મેં ખાત્રી આપી; "હું નહીં જાઉં તો માહરાં નોરમનવાલાં કદાપી ફીકર કરયા કરે, વાસ્તે, મીસીસ પાર્કસ, મને મેહરબાનીની રાહે જલદીથી એક ભાડુતી ગાડી મંગાવી આપો ને જવાજ દેઓ."

ટુંકમાં, મીસીસ પાર્કસે, ઘંટ વગાડી ફુટમૅનને બોલાવી, હુકમ આપ્યો, ને બીજીજ પલે તો ગાડી બારણાં આગળ આવી ઉભી. તે બી, નસીબ સંજોગે, બ્રોહામજ હતી.

કરનલ બૅન્ન ને થૉમસ પાર્કસ મને ગાડી સુધી નીચે મુકવા આવ્યા. મને તો લાગ્યું કે એમાંથી એક બી ઉભે દાદરે ગબરડી ખાઇને ઉંધે મસ્તક જીકાવાનો—પણ નહીં. વળી માહરા તો પેટમાં જીવ નહીં કે રખે એમાંથી એક પણ મને ઘેર સુધી મુકી આવવાની બી જીદ કરે; પણ નહીં, સુભાગ્યે તે બી ન થયું, અને ગાડીને કયાં જવું તે વરદી કરવા પછી ગાડી જ્યારે ધસારાબંધ ઉપડી ગઇ અને હું અંદરથી અઢેલીને નીરાંત કરી બેઠી ત્યારેજ મને પુરતી ધીરજ મલી.

હું ખ્યાલ કરતી હતી કે—ઓ ખુદા, શું આ થૉમસવાલાંઓ એશ કરતાં હતાં તે બધું માહરા મમાવાજીના પૈસાનેજ આભારી હશે? શું ખરેખર મુફલસીમાં અવત્યાં મેલી મેલીને આખર થયલા માહરા મમાવા એટલા ધનવાન મરી ગયા હશે? એમ તો નહીં હોય કે ધરડી મીસીસ પાર્કસનાં મરણ પછી તે બધી દોલત મને આપવાને મરનારે ફરમાવ્યું હોએ, ને તે કરારનો તે છતાં આ લુચ્ચાંઓએ ભંગ કરી મને આ રીતે રવડાવી નાંખી હોય? માહરૂં જીગર સાખ પુરતું હતું કે એમજ હોવું જોઇએ, ને એ દુઃખી ખ્યાલોમાં હું એટલી ગરકાવ થઇ ગઇ કે કેટલોક વખત તુલક તો ગાડી કઇ તરફ જતી હતી તે પર ધ્યાન આપવાનો વટીક મને ખ્યાલ થયો નહીં; પણ પછી મને અચબુચ લાગ્યું કે અમારા હંટર સ્ટ્રીટથી વૈસ્ટ

ઍન્ડ તરફ પાર્કસને ઘેર જતી વખતે જેટલો વખત લાગ્યો હતો તેથી હાલમાં તો ઘણો જાસ્તી વખત થયલો છતાં ઘેર કેમ નહીં આવ્યું ?

વરસાદ ઝરમર ઝરમર પડતો હતો, ને બેઉ બાજુના કાચ ચઢાવેલા હતા જેથી એક તરફનો કાચ ઉતારી મેં બાહેર ડોકાવ્યું. ગાડી ઘણી ઝડપથી જતી હતી, અને બાહેર અંધારૂં ફીલ હતું. ફકત રસ્તાની છેટે છેટેની બતીનો ઉજાસ આવતાં હું એટલુંજ જોઇ શકી કે કંઇ કટેરાની રેલીંગને લગતી એક ફુટપાથ આગલથી માહરી ગાડી ધસારાબંધ આગલ વધતી હતી.

હું જાણું હશે. મને એ રસ્તો મુતલગ માલુમ ન હતો એટલે હું પાછી નમરવસ થઇ, પણ બીજી દશ મિનીટ થવા છતાં ગાડી તો ગબડયાજ કરતી રહી, એટલે મને સ્વભાવિક ફીકર થઇ કે કોચમેન રસ્તો ભુલેલોજ હોવો જોઇએ. મેં, એ ઉપરથી, તરત ગાડીમાંની દોરી ખેંચી, પણ મને જવાબ મલ્યો નહીં કે ગાડી જરા બી થોભી નહીં, એટલે ચીરડાઇને પાછો કાચ ઉતારી ગાડીનાં બારણાં પરથી અરધું બાહેર ડોકાવી મેં હાંકનારને હાંક મારયો.

"કંઇ ફીકર નથી, કંઇ ફીકર નથી, મીસ," તેણે થોભ્યા વગર ઉંચે સ્વરે જવાબમાં પુકારયું; "તમે તમારે બેસી રેહો. હું જરા રસ્તો ભુલી ગયો હતો, પણ હવે ખરે રસ્તે જઇએછ."

આથી મને નીરાંત થઇ—જો કે હું એ હેમક ડ્રાઇવર પર મનમાં ગુસ્સે તો ઘણી થઇ. એ પછી પાંચ મિનીટ બાદ અચબુચ ગાડી ઉભી રહી. એ વખતે વરસાદ ઘણાં વધતાં જોરથી પડવા લાગ્યો, એટલે એમ ઘર આવી લાગવાથી મને ધીરજ ઉપજી.

મગર ઓટલા પર તદન અંધારૂં હતું, ને તેથી હું અજબ થઇ, કેમજે અમારા ઓટલા પર આખી રાત બતી રાખવાનો રીવાજ હતો. મને તરત એવામાં કોઇએ ગાડી આગલ આવીને છત્રી ઓઢાડી, અને હું કુદકો મારી ગાડીમાંથી બાહેર આવી આગલા હૉલમાં ગઇ કે તેજ ઘડીએ પેલી ગાડી ધસારાબંધ પાછી ઉપડી ગઇ.

પણ માહરા ખુદા! મેં અંદર જતાં સાથે જોયું કે હું તો કોઇ ભલતાંજ ઘરમાં ઘુસી આવી હતી!! વરસાદથી બચવાના માહરા ગભરાત વચ્ચે અંધારામાં આ ઘોટાલો થયો હતો. અંદરના હૉલમાં જ્યાં હું દાખલ થઇ હતી ત્યાંબી એક ગૅસની બતી ધીમી આંચે બલતી હતી, ને માહરી આસપાસ જે બે ત્રણ નોકરનફરો મને જોતાં ને ટીકતાં ઉભાં હતાં તે મેં તરત ફીકરથી ફીકકી મારતાં જોયું કે નોરમનવાલાંઓનાં નહીં હતાં, કે જ્યારે એક તો ઠંડે કલેજે આગલું મોટું બારણું તરત પાછું બંધ કરીને અલડ્રાપ ચઢાવતો હતો.

"સબર કરો, સબર કરો," મેં તેથી ઘણી તાજુબ થતાં મોટા ગભરાતમાં પુકારયું; "કંઇ ઘણી ગંભીર ભુલ થયલી છે. હું અત્રે ડ્રાઇવરની ભુલથી આવેલી છેઉં; માહરી ગાડી જરા જલ્દી પાછી પુકારો તો."—અને હું બારણાં તરફ ધસવા ગઇ.

હવેજ મને યાદ આવ્યું કે ગાડીવાલાને ભાડું બી તો મેં આપ્યું ન હતું ને તે કુવામાં પડીને હાંકી કેમ ગયો? વળી આ કોઇ ત્રાહીત મકાનમાં હું દાખલ થતાં બરોબર ધમાધમ બારણાં કેમ બંધ કરી લેવામાં આવ્યાં?—અને તાબરતોબ માહરી સાથે કંઇ પણ ભયંકર દગો થયલો હોવાનો ખ્યાલ થતાંજ માહરી છાતી ધ્રુજી આવી!

"બધું બરાબર છે, મીસ," તે બે ત્રણ નોકરોમાં જે એક કોઇ કમીના દેખાવની અઢાર જેવી ઉંમરની ઓરત હતી તેણે પટાભણા સાદે કહ્યું, "ચાલો, આવો, હું તમોને તમારો ઓરડો બતાઉં."

"અરે પણ આએ કંઇ માહરૂં ઘેર નથી? તમે કોણ બધાં એવાં બે માથાંનાં બેઅદબો છેઓ? ચાલો મને જવા દેઓ."—અને હું બારણાં તરફ પાછી ગઇ.

ત્યાં જેને મેં ઠંડે કલેજે બારણાં બંધ કરતો જોયો હતો તે કોઈ મોટાં પેટનો એબદશા જેવો બટલર બારણાંને અઢેલીને ઉભેલો હતો, ને તેણે મને પાછી અંદર જવા દમામથી હાથ કરયો.

"અહીંથી હવે તમારાથી સસરાવાનું નથી, મીસ," તેણે બેહયાઇથી કહ્યું; "કેટ કેહેછે તે સાંભળોછ કેની કે બધું બરાબર છે? ખરેખરી ને ચોખ્ખેચોખ્ખી વાત તો એટલીજ છે કે તમે અત્રે રાતભર કેદ રેહવાનાં છેઓ!"

માહરી છાતી ફીકરથી બેસી જતી હોય એમ લાગ્યું, પણ તોબી મેં હીંમત જમા કરી પુછ્યું, "આએ કોણનું મકાન છે?"

"તે કેહવાની અમોને સત્તા કે રજા નથી," હવે ત્રીજો બદમાસ બોલ્યો; "અને નાહક તમારે જીવ ઉકલાવામાં કંઇ માલ નથી. અહીં ઘણા ઓરડા છે તેમાંથી તમોને ગમે ત્યાં પોઢો. કોઇ તમોને કશીજ રીતે હેરાંન કરવાનું નથી, ને પછી કાલ છે ને ખુદા છે."

હું બાજુમાંની એક ખુરસી પર હેબતની મારી ફસડાઇ પડી. આ દોજખી મકાંન હતું કોણનું? કોણ એમ માહરા જોડે જીંદગીમાં પહેલ્લીજ વારનો એવો જાલીમ દગો રમ્યું હતું? તરત મને વીજળીના ચમકારા પેરે સઘળી યાદ થઇ. જ્યારે ભાડુતી ગાડી આવી ને મને પેલા બેઉ પીધેલા લુચ્છાઓ નીચે ગાડી તક મુકવા આવ્યા ત્યારે થૉમસ મને ગાડીમાં બેસાડવાની ધરપચ કરતો હતો, કે જ્યારે કરનલ બૅલ "વ્હીસલ" કરતો ઘોડા આગલ ગયો હતો. તેણે ઘોડાની પીઠ ઠોકી હતી ને ઘોડાવાલા સાથે થોડીક વાત પણ કરી હતી, જે વખતે મને કયાં લઇ જવી તે તેને ઉતાવલે સમજ આપી દઇને તેને પોતાનો ગુલામ બનાવા જોગું નાણું તેને સડપ દેતું કે તેના હાથમાં સેરવી દીધેલું હોવુંજ જોઇએ!

હવે સઘળું આયના પેરે સ્પષ્ટ નજરે આવતું હતું. હું ગઇ ને ગઇ એતેફાકથીજ આવ્યો હોએ તેમ કરનલ આવ્યો ને જમવા રહયો, ને આખો વખત બેઅંદાજ બેહયાઇથી મને ટીકતો રહયો, કે જ્યારે પાર્કસ ને તેની ઓરત સાથ તે કોઇ છુપી સમજુતમાં હોય તેવું બી મને લાગ્યા કરતું હતું તે ભેદ એજ હતો. મને નીચ પાર્કસવાલાંઓએ દગાથીજ જમવા બોલાવી આ રીતે ફસાવી દીધી હતી; પણ મને દાદારની દયામાં ઘણો સંપુર્ણ અને બુલંદ ભરોસો હતો. તે રખવાલી માહરા જેવી અનાથ છોકરીઓની પાક અસમતની રક્ષા કરવાવાલો કેવો છે?

અને એ ખ્યાલથી મને થોડીક હીંમત આવી. મેં જોયું કે હડબડી જવાથી સાર્થક કશું થવું ન હતું. હવે તો સુવાને મસે કોઇ ઓરડામાં જઇને બચવાનાં સાધન શું છે તેની યોજના કરવીજ ઠીક પડશે. બનવા જોગ હતું કે હું અત્રે કેદ પડેલી હતી તે સખ્તારા પર રાત ભર મને સતાવામાં આવવાની નહીં બી હોએ?

"માહરે સુઇ જવુંછ; મને માહરો ઓરડો બતાવો," મેં એ ઉપરથી ઠરાવ પર આવતાં તરત માહરી બેઠકમાંથી પાછી ઉભી થઇને તકાજો કીધો, અને જવાબમાં તરત કેટ બોલી, "હા બેલાશક; આએ રસ્તે."—અને તે રસ્તો બતાવતી આગલ આગલ ચાલી.

તે એક મોટું આલીશાંન મકાન હતું. આગલો હૉલ જ્યાં હું બેઠી હતી તે મોટો ને આરાસ્તા હતો. આરસપાહાંણનો તો બે બાજુથી ઉપર જવાએ તેવો મોટો દાદર હતો, ને તે અરધા દાદરની બેવડી વલાંણ પર કીંમતી પુતલાં ને ઉંચાં કોરીકામના નમુના શોભા તરીકે ગોઠવેલા નજરે આવતા હતા.

મને પેહેલેજ મજલે લઇ જઇ બાજુમાંનો એક ઓરડો ઉઘાડી આપવામાં આવ્યો, જેમાં પણ બતી ધીમી આંચે બલતી હતી. ત્યાં તે ઓરડામાં પણ પૈસાનો વૈભવ હરરીતે કદમેકદમ પ્રગટ પડતો હતો. બધુંજ ઉંચું, કીસબી ને સુખકારક હતું.

ફકત ટૉઇલેટ ટેબલપર સુવાસી તેલો, ઉંચા સાબુ વગેરે બીસ્યાર હતું. જમીનપર પાંથરેલા ગાલીચા વટીક જાડા અને ઘણાજ ઉંચામાંના હતા. જાંણે કોઇ મોટે ઘરની છોકરીના બૅડરૂમ જેવોજ આ એક મોટો ઓરડો હતો.

પણ તે બધું જોવા, વખાણવા કે તેની દરકાર કરવાના સ્વભાવમાંજ હું કયાં હતી? માહરે મન તે બધું કથીર સરખું તુચ્છ હતું. માહરે તે શું કામનું હતું? માહરે તેમાં અંજાઇ જવા જેવું હતુંજ શું?

કેટ મને અંદર મુકી બધું બરાબર હતું તે જોઇને બાહેર ચાલી ગઇ એટલે મેં બારણું અંદરથી ચપટ બંધ કરયું. મેં તે બાદ તે ઓરડાંનું ખુંણે ખુંણું તપાસ્યું, ને હું એકલીજ હતી એ ખાત્રી થતાં એક સોફાપર ઉંધે મસ્તક પડીને આંસુઓનો એક દરયાવ રડી. મને માહરી માબાપ વનાની અનાથ હાલત માટે ફાટી ફાટીને રડવું આવ્યું. ઓ, કેવી નાહાન ઉમરે—કે જ્યારે માહરી રક્ષા કરવાવાલાં મેહેરબાન માબાપનો સાહયો માહરે માંથે ખચ્ચીતજ કાયમ ને મોજુદ જોઇતો હતો ત્યારે હું પરાયાંઓને આશરે માહરું ઝૉળી ખાવા એકલી આ દુન્યામાં રવડી પડી હતી!

હું સુઇ શકી નહીં. મેં કપડાં કે બુટ વટીક ઉતારયાં નહીં. મને વિશ્વાસ આવ્યો નહીં. રખે ઉંઘાઇ જાઉં ને કાંઇ દગો થાય તે ફીકરથી હું ફેરા ફરતી ને જાગતીજ રહી. રખે નોરમનવાલાં માહરી રાત ભરની એ અજબજેવી ગેરહાજરીથી માહરે વાસ્તે કંઇ બુરું માને કે ખફા થાએ તેની બી મને ઘણી ફીકર થઇ; પણ મેં જોયું કે તે લોક તો એમજ માનવાનાં કે હું રાત ગુજારવા પાર્કસને ત્યાં રહીજ પડી હોવશ. એ પાર્કસવાલાંઓના હાથમાંજ હું ઉછરી હતી એટલે મને ઘણું ઘરવટ એ લોકનાં ઘર સાથ હોવાની તેમને ખાત્રી હતી, અને તેથી તે લોક એજ ખ્યાલથી નીરાંત માંને એ ઘણું બનવાજોગ સહમજાતું હતું.

તે એક ખરી કંગાલ્યતની રાત હતી, અને નહીં ઉંઘાવાના માહરા મુસ્તકીમ ઠરાવ છતાં હું સીફ્ તનમનની થાકની મારેલી બેઅખ્તયારી વચ્ચે ઉંઘાઇ ગઇ હોવશ, કેમજે હું જાગી ત્યારે સહવારું થઇ ચુકેલું હતું. હું એમની એમ બુટ કપડાં ભર પેલા એક સોફાપર પડેલી હતી, ને માહરું માથું ફાટ ફાટ થતું હતું.

હું ઉઠી. રાત ખુદાવંદ પાકની દયાથી કશી બી ખલલ વગરની ગુજરી હતી તે સબબારો ઘણો મોટો હતો, કેમજે દિવસના ઉજાસમાં મને હીંમત જાસ્તી મલી. હું, તેથી, ઉઠીને બારી આગલ ગઇ, ને પરડા હઠાવી બાહેર ડોકાવ્યું. માહરે તો કોઇબી રસ્તે આ દોજખથી બચવા અને ન્હાસવાનાજ રસ્તા સોહોધવાના હતાની ?

નીચે એક બગીચાપર તે બારીઓ ખુલતી હતી, ને બાજુમાં થોડેક થોડેક તફાવતે બીજા બી બંગલાઓ હતા તેના બી બગીચાજ નજરે આવતા હતા. મને અવલ તો સહમજ બી નહીં પડી કે હું કયાં હતી, પણ દુર નજર દોડાવતાં રીજંટ પાર્કને લગતો એક 'ડોમ' દેખાયો, જેથી મને લાગ્યું કે એ પાર્કથી માઇલેકના છેટાપરનાં એક મકાનમાં હાલમાં હું કેદ હતી.

મેં આરસીમાં ડોકાવ્યું ને માહરો રંજ પામેલો લેવાયલો લુટાયલો ચેહેરો જોઇ હું પોતેજ ડર ખાઇ ગઇ. માહરૂં માથું હજી ફાટફાટ ઘણું થતું હતું, ને તેથી મેં ઠંડાં પાણીના જોરથી ફટકા મારયા ને હાથ મોંહ પાક કરી લીધું તેથી મને થોડીક શાંતી થઇ. ત્યાં બધી સગવડ હતી. જે જોઇએ તે તરત મલે એવી બધી પાક્કી બંદોબસ્તીઓ કરી મેલેલી મોજુદ હતી.

મને, એમ છતાં, કાલોન જોઇતું હતું તે નહીં હતું. મેં તે ટૉઇલેટ ટેબલનું એક ખાણું ખોલ્યું તેમાં ઉંચાં સેંટ, સાબુના ટુકડા, વિગેરે માત્ર હતું. બીજું ખોલ્યું તેમાં કંઇ નહીં હતું, ને ત્રીજામાં ઉતાવલે દુંચો કરીને દાબી દીધેલાં કાંઇ કાગળ્યાં હતાં. મેં તે બાહેર કાઢયાં ને તપાસ્યાં. એમાં હું અધર્મ કરતી હોઉં એવો ભય યા વસવસો મને જરા એ થયો નહીં. હું કોઇની ખાનગી વાતમાં માંથું ખોસવા જેવી જીગ્નાસુ ન હતી, પણ હાલ સંજોગ જુદાજ હતા. મને તો બને તો જાણવુંજ હતું કે આ દેહેસ્તનાક દોજખી મકાન કોણનું હતું.



## પ્રકરણ ૧૩ મું.

તે કાગળ્યાંઓમાં ઘણુંખરાં બીલો હતાં, પણ તે એવાં ફાટેલી હાલતમાં હતાં કે કોણુ જોગાં હતાં તેજ સમજાયું નહીં. ફકત એકજ લખેલું કાગજ મલ્યું જે ફાટેલું ને અધુરૂં હતું. તે કોઇ અબળાના ઘણા સુંદર હરફમાં લખાયલું હતું, ને ઘણી કાકલુદીથી લખેલું હોવાનું જણાઇ આવતું હતું, કેમજે ઘણાક બોલોની નીચે બબે ને ત્રણ ત્રણ લાઇનો દોરી હતી, જાંણે દરેક શબ્દને લખનાર વધુ વજન લાગુ પાડવા ને ધ્યાન ખેંચનારી અગત આપવા ચાહતી હોય. જેટલો ભાગ એકઠો ગોઠવીને હું, એમ છતાં, વાંચી લઇ શકી તે આ મુજબ હતોઃ—

"હવે તેથી છેલ્લી સલામ. હા, છેલ્લી! જેની તમે ખરાબી શોહોધી ને કીધી તે હવે તમારા દગાબાજ મુખડા પર ફરીથી નજર કદી નાંખવાની નથી. હું રડી રડીને માહરી હીણુયલી, તજાયલી કંગાળ જીંદગીનો બાકી હીસ્સો પુરો કરેશ. હું મરવા માંગુંછ પણ આપઘાત વાસ્તે હાથ ચાલતા નથી. મેં તમને ફીરેસ્તા જાણવાની થાપ ખાધી ને તમો આયંદા દોજખી સેહતાન પુરવાર થયા; પણ તમો શું સુખી થઇ શકશો? હું જીનહાર માનતી નથી કે માહરા જેવી એકના શ્રાપથી—"

આ તે ફાટીતુટી કાપલીનો મજમુન હતો. તે ફકત તે કોઇ દેખીતાં મોટાં કાગળનો એક વચલો હીસ્સો માલમ પડતો હતો, અને અરે, તે વાંચતાં માહરાં દીલમાં જે કંપારી પેદા થઇ તે ધારતીની ધ્રુજારીનો હું વાંચનારને કેમ ખ્યાલ આપું? એમ કાંએ નહીં હોએ કે ફરેબાદનાં આ કડવાં વેણુથી જે દોજખી માટે આ કોઇ હીણુનસીબ નાર દુખ ભરતી હતી તેનીજ પ્રપંચી જાલમાં હું હાલ ફસી પડી હોઉં? હું જાંણે એ વાંચ્યા પછી એવડી ને ચોવડી જાસ્તી ગભરાયલી ધારતીની મારી દીવાની થઇ જતી હતી!

એવામાં બારણું ઠોકાયું ને મેં પેલી કેટનો અવાજ ઓળખ્યો. મેં, તેથી, બારણું ઉઘાડયું. બારણું ખોલ્યા વના કંઇ ચાલે એમ હતું? હું એકલી બંધ બારણે કેદ તે કયાંક વેર પડી રહું? ઉલટું, દીસાદીસ હું જો નીચે જઇ શકું તો બાગમાં ઉતરી કાંઇ માહરો બચાવનાં સાંધણુની તો યોજના કરૂં?

પેલી તો મને જોઇને દઘાઇજ ગઇ. પલંગ એમ ને એમ કુરટની ખોસેલો જોઇ તે એક નજરે પામી ગઇ કે મેં કપડાં મુતલગ ઉતારયાંજ ન હતાં ને હું સુવા ગઇ હતીજ નહીં, ને તે તેના જેવી એક ભ્રષ્ટ બુધ્ધિની ઓરતને કેથું ઘણું અજબ કરનારું માલુમ પડયું!

હું, મગર, કાંઇ બોલી નહીં. હું મહારે તરત તે ઓરડામાંથી બાહેર પડીને સર સર દાદર ઉતરી નીચે આવી. કેટ માહરી પુઠે આવી.

"નાસ્તો તૈયાર છે, બાઇ," તેણે દાદર આગલના ડાઇનીંગ હૉલનું બારણું ખુલ્લી નાંખી કહયું, ને મેં અંદર ડોકાવ્યું. ત્યાં ટેબલ પર એકજ પ્લેટ ગોઠવેલી હતી જે હું જોઇ શકી કે માહરેજ માટે હતી, એટલે હજી તો કોઇ આવેલું નજ હોવું જોઇએ.

"તાહરો શેઠ કોણુ છે ને કયારે આવવાનો છે?" મેં ગુસ્સામાં તકાજે કરી સવાલ કરયો.

"કોણુ છે તે તો કેહવાનો મને હુકમ નથી, પણુ કયારે આવશે તે કહી શકાશે," પેલીએ તેટલોજ તરકડો જવાબ કરયો; "હું ધારૂં છ કે દસ વાગતા સુધીમાં આવશે ખરા!"

"માહરે નાસ્તો પાણી કાંઇ લેવું નથી," મેં મિજાજથી કહ્યું; "મને થોડીક ચોખ્ખી હવાની જરૂર છે, ને માહરે બગીચામાં જવું છ."

પેલીએ તેનું હથ્થન જેવું મોટું માથું મનાઇની રૂપે જોરથી હલાવ્યું.

"તે નહી બનશે, મીસ," તેણે તેમ કરતાં કહયું; "અહીં અંદર તમે ગમે તેમ ફરોહરો, બાકી એટલી તો ખાત્રીજ રાખજો કે અહીંથી મુતલગ છટકી જવાવાનું નથી, ને બારીએથી કાંઇ ચીસ કે બુમ પારશો તો—"

"ચુપ કર!" મેં ગુસ્સાથી થથરાવી નાંખી; "મને તાહરી કોઇ ધમકીઓ સાંભળવી નથી."—અને ત્યારે ગુસ્સામાં ડોકું ફફડાવી, તે કાંઇ બખાળતી કે માહરા ગુસ્સાનાં થીસણાં કરતી, ત્યાંથી તરતવેળા તો ચાલી ગઇ.

હું એક સોફા પર બેઠી. હવે માહરે કરવું શું ને બચવું કેમ? મને કશું સહમજ પડી શક્યું નહીં.

અંતે બે કલાક નીચે એમ તેમ ભટકી ભટકીને હું પાછી ઉપર માહરા ઓરડામાં ગઇ. માહરી મતલબ કે ગમે એ જોખમે બારીની બાહેર ઝૂંકાવી મોટે મોટે ચીસ પાડવી, અને બાજુમાંના બંગલાવાળાંઓની મદદ બોલાવવી: પણુ હું ઉપર પાછી ગઇ ને મેં પડદા હઠાવ્યા તેવામાં તો બાજુમાંનું એક બારણું અચબુચ જોરથી ઉઘડયું, ને કરનલ બૅલ હસતો હસતો અંદર આવ્યો !

માહરી નસે નસ ટપકી, પણુ બીજીજ પલે, બધી માહરી હીંમત જમા કરી—કે જે ઉપર હું પોતે માહરાં મનથી પાછલથી ઘણી અજબ થઇ—હું તે પલીદ આદમીની સાંમે થઇ.

"શું માંગોછ અહીં તમે ?" મેં ગગડાત કરયો. "તમારે શરમાવું જોઇએ. યાદ રાખજો કે ઈંગ્લાંડના કાયદાઓમાં માહરા જેવી ગરીબ ઇજ્જતદારોના બચાવના કાયદાઓ બી છે, ને તમોને આએ તમારી દોજખી ચાલ માટે ઘણું પસ્તાવાનું થવાનું છે."

કરનલ બૅલ હરણફાર થઇ ગયો. તેનું બેઅદબ હસવું વટીક તેના હોઠપર મરી રહ્યું. તેણે આવી માહરા તરફની દીલેરીની વકી રાખી નહીં હોએ ? તે તો કદાપી મને તેની નજીસ વાસનામાં હારાને નમી ગયલી ને એકમત થયલી કે ઘણું તો રડીને કાલાવાલા કરતી જોવાનીજ ગણત્રીથી અત્રે આવેલો હોવો જોઇએ, ને તેથી માહરો આટલો રોબ જોઇને તે નામર્દ બાયલો તો દીસ્તી રીતે ધ્રુજીજ પડયો.

આથી મને ચાર ચાસણી જાસ્તીજ જોર આવ્યું. "એક આખી રાત તમે ને તમારાં નાપાક નોકર નફરોએ મને અત્રે કેદ કરી મુકેલી છે તે અપરાધ કાયદામાં કાંઇ જેવો તેવો જાહેર થયલો નથી," મેં જોશથી કહ્યું, "અને જો તમેં તમારી જાસ્તી ખરાબી નહીં ચાહતા હોવો તો અબઘડી મને અહીથી તમારે પાછી જવા દેવી જોઇશે."—અને હું બારણાં ભણી ચાલી.

પણુ જેઓ નજીસાત અને પાપમાંજ મરી રહેલા હોએ તેઓ એટલી કાચી પોચી છાતીના થતા નથી. મેં તેને તતરાવ્યો એટલે પહેલી હરોલમાં તે જરા તરખાયો ને દબાયો ખરો, પણુ પછી મને દમામથી ચાલી જતી જોઇ તે ઝટ આગલ ધસી આવ્યો, ને બારણું ઉતાવલે બંધ કરી દઇ, આડી પીઠ કરી, ઉભો રહેતાં મને કહ્યું, "એમ નહી જવાશે, છોકરી ! લુહારવાડે સોય વેચવા આવીછ કે? મને ડરાવી ધમકાવીને તું શું એમ સમજેછ કે અહીંથી બચી જશે ? તેમ જો થાય તો આએ હદ સુધીની બધી જેહમત ને ખરચ ઉઠાવા જેટલો હું ઘેઘો કેવો પેહલ્લાં નંબરનો પુરવાર થાઉં ?"

"ત્યારે શું તમો મને અહીંથી નથીજ જવા દેવાના ?" મેં પાછો ધ્રુજારો કરયો.

"જવાશે; નહીં કેમ જવાશે ? પણુ તે બધું તેના વખત વેલાએ થયા કરશે. હાલ તો—" અને તે દુષ્ટે માહરો હાથ પકડયો, અને મેં માહરો હાથ જોશથી છટકાવ્યો એટલે તે માહરાં આંગ પર ધસ્યો. મેં એ જોતાં એવી એક મોટી ચીસ પાડી, ને તેનો અપવિત્ર સ્પર્શ વટીક અને નહીં લાગે તે વાસ્તેની માહરી આતુરતાભરી ફીકરોમાં તે ઓરડામાં ગોલ ફરીને એવો તો ધમધમાત કરી મેલ્યો કે તે ખરાં દીલથી બીહીધેલો દેખાયો—અને તેવામાં તો પાક

ખુદાની દયાથી હોય તેમ કોઇનાં જોરથી ને ઉતાવલે ઉપર આવતાં પગલાં દાદર પર ધમધમ વાગ્યાં! હવે તે કરનલ જાસ્તી ગભરાયલો દેખાયો—બારણું તડાકાબંધ જોશ સમેત ખુલી ગયું, ને માહરી નેકી ને પાકીજગીના પવિત્ર બચાવમાં હોય તેમ એક જવાંન ભારી ગુસ્સાભરી અ દાઓ વચ્ચે મુકી ધુમાવતો અંદર ધસી આવ્યો!! તે કોણ હતો?

---

## પ્રકરણ ૧૪ મું.

તે આવનાર મી૦ એડવીન કલેર હતો, અને તે સવેલાના બચાવથી હું ખુશીના આવેશમાં આજેજ થઇ ગએલી બાજુના સોફાપર બેસી ગઇ. એ દરમ્યાન હું ગભરાત અને ખુશાલીથી અર્ધીબેફામ જેવી બની ગઇ હતી, અને એ બેફામી વચ્ચે મેં એટલુંજ જોયું કે મી૦ કલેર અને કરનલ બૅલ વચ્ચે થોડીક તકરાર અને હોજાતોજી થઇ. બંનેએ એકમેકને અપશબ્દો કહી સંભળાવ્યા, અને પછી કરનલ બૅલ ઘણુજ ગુસ્સામાં બારણું અફાળી તે ઓરડામાંથી ચાલી ગયો.

"તું કંઇજ ગભરાતી ના, ઍલન," મી૦ કલેરે કહ્યું; "હું તુંને સલામતી સાથે આ દોજખી મુકામમાંથી બાહેર લઇ જઇ તાહરે ઘેરે બારે મોકળી આપશ."

"હું તમારી અતીઘણી ઉપકારી છું, કૅપટન કલેર," મેં હેસાનના જુસ્સાથી જવાબ કરયો; "પણ હું આ પલીદ મુકામના આએ ઓરડામાં એક બી પળ કોઇ પરાયા માટીડા સાથે એકલી પડવા ચાહતી નથી. મેહરબાંની કરીને, તેથી, તમો એકદમ અતરેથી જતા રહેશો, ને નીચે માહરા વાસ્તે એક પળ થોબશો?"

ભલો કલેર એક બી તકરાર વગર તાબે થયો. માહરી ફીકરોનું વાસ્તવીકપણું તે એકદમ એક તડાકે જોઇ શકયો હોય તેમ મને લાગ્યું, ને ઘણાંજ ગ્રહસ્થપણાંથી તેણે જવાબ દીધો, "બેશકીતજ; માહરે અહીં ખોટી થવું ન જોઇએ. હું નિચે આગલા હૉલમાં તાહરી વાટ જોતો ખોટી છેઉં."

તે અદબથી પોતા પછવાડે બારણું ખેંચીને બંધ કરતો ગયો, અને ત્યારે છુટકારાનો એક મસ મોટો દમ ખેંચીને હું ઉઠીને ઉભી થઇ. મેં કુંજામાંથી થોડું ટંડું પાણી પી લીધું, કેમજે માહરૂં ગળું આ ઉપરાસાપરી ઉશકેરણીના બીહીઘરાવનારા બનાવોને લીધે તમામ ચીપલાઇ જતું હતું. તે પછી મેં માહરો ખોલાયલો પોશાક સંભાળથી સમો કર્યો, અને હું નિચે ઉતરી. હજી માહરૂં હૃદય જોશથી ધડક ધડક થતું રહ્યું હતું. નિચે આગલાજ હૉલમાં ટેબલ આગળ એડવીન કલેર માહરી વાટ જોતો બેઠેલો હતો. તે મને જોઇને ઉભો થયો.

"પેલો બદમાસ કરનલ અતરેથી પોતાનું કાળું કરીને જતો રહેલો છે, મીસ પરસી," તેણે કહ્યું. "હવે કોઇ વાતે જરા બી તું તાહરાં મનથી બીહીતી ના. હવે નિરાંત કરીને બેસ આએ સોફા પર, અને મને સમજવા દે કે તાહરૂં કેમ અહીં આવવું થયું ને એ બધો બુરો બનાવ બન્યો કેમ?"

હું બોલી. મેં તેને સઘળું વીગતે વિશ્વાસમાં માંડી મેલી કહ્યું. ફક્ત એકજ વાત જે નહિં કહી તે ઉપરના ઓરડામાં મેં એક જે પેલી કાપલી વાંચી લીધી હતી તે વાત હતી. મને લાગ્યું કે તે વાત જાહેર કરવામાં કાંઇ સાર નહિં હતો, કેમકે માહરા જોડે કરવામાં આવેલી બદમાશી સાથે એ વાતને દીસ્તી રીતે કાંઇ નીસબત નહિં હતી.

અને કર્નલે કેટલાં ધ્યાનથી, કેવા ગુસ્સાથી અને કેટલી અજાયબી વચ્ચે એ માહરા જોડેની શરમભરેલી દગાબાજીની સઘળી કેફીયત સાંભળી લીધી તેનું બ્યાન કરવું બેજા છે, કેમજે જ્યારે હું પુરૂં કરી રહી ત્યારે તે ગુસ્સાથી બબાળનો ઉઠયો. "કમીનો કંગાળ!" તેણે પુકાર્યું, "હું એને એની એ પાપભરી સરકશી કદી બી માફ કરવાનો નથી. ખરી રીતે તો, બાઇ, તાહરી સાથે મને કશું લાગતું વળગતું નથી, પણ હું બી તો ખરો કે એ તાહરી તેણે ચાહેલી બેઇજ્જતીનો એની પાસે જવાબ માંગશ!"

હું હબતી ગઈ. મને તેના વિકાળ બનેલા ચેહેરા પરથીજ લાગ્યું કે તે કરનલ બૅલને ડયુએલ માટે ચેલેંજ કરનાર હોવો જોઇએ. માહરે લીધે એ જાતની ખુંનરેજી થવા પામે તે ખ્યાલથીજ હું તો કમકમીને થથરી ગઇ. મેં, તેથી, હાથ જોડીને વીનંતી કરી કે એટલી હદ સુધી માહરે ખાતર જવાની તેણે તકલીફ ઉઠાવવી ને જોખમ કરવો નહિ, પણ તે માહરૂં માંનેજ શાંનો?

"એ કરનલ બૅલ માહરો દોસ્ત થાય છે," તેણે ગુસ્સાથી જારી રાખ્યું, અને કેટલીક હદ સુધીનો તે બુરો છે તે બી હું જાણુંછ, પણ તે એટલી બધી હદ સુધીનો હિચકારો, બદમાશ અને બદફેલ હવસી પુરવાર થશે એવો તો મને કદી ખ્યાલ બી થયો નહિ હતો! હું તો ફક્ત દોસ્તીના હકની એક સાધારણ મુલાકાત આપવા આજે અત્રે આવ્યો, અને નીચેના દરવાજાપર આવતાં સાથે મને એક અબળાની ચીસો સંભળાઇ, જે સાંભળતાં ઘણીજ તાજુબી વચ્ચે માહરી છાતી ધ્રુજી આવી; અને જયારે ધસારાબંધ ઉપર આવતાં સાથે તુંને એ બુરાના બસમાં એક મોટા જોખમ વચ્ચે મેં ફસેલી જોઇ ત્યારે તો માહરી અજાયબી અને ગુસ્સાનો કાંઇ શુમારજ રહી શકયો નહિ!"

"હવે મને જેમ બને એમ જલદી અહિંથી ઘેર જવા દેશો?" મેં તેનો એ ગુસ્સો ભુલાવી દેવાની મતલબથી વાત ફેરવતાં માંગી લેવાની ઢપે કહ્યું.

"ઓ બેશકીતજ," એડવીન કર્નલે મોટી દીલસોજીથી જવાબ કર્યો; "પણ અત્રેથી તું જાય તે આગમચ માહરે એક વાત માંગી લેવાની છે, અને હું જે માંગી લેઉંછ તે ખરેખર તો તાહરા પોતાનાંજ ભલાંમાં છે. બેહેન, દુનિયા ઘણીજ નિંદાખોર અને મતલબી છે, અને તેથી તાહરા પરની આ જાસ્તીની વાત જાહેર થતાં લોક તહરી કદર કાંઇ કરવાનું નથી, અને ઉલટું તુંનેજ બુરૂં બોલી તાહરે વાસ્તે ઘણાં પાપી ને ગલીચ અનુમાનો કરશે. અલબત, જે લોકો તુંને સારી રીતે ઓલખેછ તેઓ તો તાહરી નિર્દોષત માં માનશે, પણ જેઓ નથી ઓળખતાં તેઓ તું આખી રાત એક જાણીતા બદમાશનાં ઘેરમાં ગુજારી આવી તેથી તાહરે વાસ્તે ઘણુંજ બુરૂં માનશે, અને તાહરાં બવિષ્યનું તેથી નાહકમાં નખ્ખોદ નીકળી જશે."

"ઓ ખોદા!" મેં ગભરાઇને કહ્યું, કે જ્યારે શરમથી હું માહરા ચેહરામાં લાલ લાલ થઇ ગઇ; "એ બી કંઇ બનવાજોગ છે કે હું પોતે બીલકુલ નિર્દોષ હોવા છતાં બીજાઓની દગલબાજીને લીધે મને માહરી પાક ઇજ્જતમાં એ મુજબ ખમવું પડે?"

"દુન્યા એજ કીસમની દયાહીણુ ને નાકદર છે, મીસ પરસી," એડવીન કલેરે કડવાસથી જવાબ કર્યો. "એટલા માટે એ બનાવ જાંણે બન્યોજ નહિ હોય તેમ એ વાતપર તમો ઢાંક પીછોડો કરજો, અને એ કમીના કરનલને સજા કરવાનું મને સોંપજો."

"તમારી સલાહમાં હું ઘણુંજ વજુદ જોઉંછ, મી૰ કલેર," મેં નરમાસથી કહ્યું, "પણ મને બી એજ પ્રમાણે માંગી લેવા દેઓ કે એવા એક નાલાયકને તેનાં મહોતે મરવા દેજો, અને માહરે લીધે તમે નવો જોખમ કશીજ કરતા ના!"

'ઑલ રાઇટ—ઑલ રાઇટ," કલેરે જરા ઉતાવલ કરતાં નાંખતીથી કહ્યું; "અને હવે ત્યારે સિધાર. માહરૂં માને તો નોરમનવાલાંઓ આગળ બી એ વિષે કાંઇજ વાત કરતી ના. તે લોકો એમજ સમજશે કે પાર્કસવાલાંઓ સાથે તુંને બચગીથીજ ઘણું સારૂં હોવાને લીધે તું એક રાત તે લોકોને ત્યાંજ રહી ગેઇ હશે."

"ઓ કેવાં દગલબાજ!" પાર્કસવાલાંઓની યાદ થતાં મેં અર્ધું રડી દઇને કહ્યું. "તે લોકોએ માહરા મમાવાનું નીમક ખાધેલું છતાં એવા એક બુગને હાથ મને ફસાવાનો આગળ રહીને અને જાંણી જોઇને તે લોકે તાગડો રચ્યો! હેફ પડજો!"

"ઓ, એમ નહિ હોય!" કલેરે ઉતાવળથી કહ્યું; "તેઓ એ કરનલ સાથે મલેલાં હોય એ વાત મુતલગ હું માની શકતો નથી."

"તમારી ઘણી ભુલ છે, મી૰ કલેર," મેં ખાતરીનાં જોશથી જવાબ કર્યો, અને કેવી રીતે માહરા વહેમો તે લોકોની શામેલગીરી માટે પાછળથી મજબુત થયા હતા તે મેં બયાન કરીને કહ્યું.

"ખેર, એ વાત જવા દે," કલેરે નાંખતી કરી. "હવે મને કેહે. હવે તો માહરી તું ઘણી ગુડ ફ્રેન્ડ થશે કે નહિ?"

"તમે માહરી પાક ઇજ્જતનો બચાવ કરી મને એટલાં બધાં હેસાનમાં મેલી છે કે હું તમારે વાસ્તે સદા ઘણું માન અને ચાહ ધરાવતી રહેવશ."

"બસ એટલું?" તેણે ફીકકું હસીને પુછ્યું.

"હા, એટલુંજ," મેં ભાર નાંખીને જવાબ કર્યો; "તમોને માહરા દોસ્ત બલ્કે ભાઇ જાંણુવા ખુશી છું, પણ તેથી જ્યાદા હું એક બી ઉમેદ તમોને આપી શકવાની નથી."—અને કહેવાની જરૂર છે કે એક પળ—ફકત એકજ પળ-માહરો એ નાઉમેદીનો જવાબ સાંભળતાં સાથે તેનો ચહેરો જોતાં વળી બીકીક લાગે એવો ગુસ્સાવંતો અને લાલ થયો? ફરી એક વાર જાંણે તેની આંખોમાંથી ખુદ સયેતાન માહરી ઉપર આંખ કાઢી ગુસ્સામાં ડોકાતનો હતો, અને તે જોતાં હું વળી પાછી થથરી ગઇ; પણ બીજીજ પળે તો તે દેખાવ નાબુદ થયો, અને તે સુંદર સોહામણો ચહેરો પાછો તદન શાંત અને નમ્ર મનેસો માલમ પડયો—એટલે

સુધી કે મેં જે જોયું હતું તે ખરો બનાવ હતો કે ખોટો ખ્યાલ તે વાસ્તે બી હું મ્હારાં મન સાથે જાણે વળી પાછી ઘણાં ગંભીર વમાસણમાં પડી.

"વૅલ, ત્યારે એ વાતની હવે આપણે જીક્કર કરશું નહિં," તેણે ઉઠીને ઉભાં થતાં અને શેકહેન્ડમાં પોતાનો હાથ આપતાં કહ્યું. "માહરી ગાડી બહાર તૈયાર છે તેમાં તું સીધાર, પણ માહરી ભલામણ છે કે તું સીધી નોરમનવાલાંઓને ત્યાં જવાને બદલે પહેલાં પાર્કસવાલાંઓને ત્યાંજ જા, અને તે લોકોને જે બન્યું છ તે બધું જાહેર કર. હું તુંને ખાતરી આપુંછ કે કરનલ બૅલની આ દગલબાજીમાં પાર્કસવાલાંઓની શામેલગીરી નથીજ. મને તેમ લાગતુંજ નથી. ઉપર જે હોજાતોજી મને એ લુચ્ચા સાથે થઇ તે દરમ્યાન એણે મને ખુલ્લું કહેલું યાદ છે કે એમાં બીજા કોઇની બી શામેલગીરી નથી, અને એ એકલોજ એ બધી સીતમગુજારીનો જવાબદાર છે."

"હું પાર્કસવાલાંઓને ખાતર ચાહુંછ કે ખરેખર તેમજ હોય!" મેં ખરાં દીલથી કહયું; "અને જ્યારે તમારી એવીજ સલાહ છે ત્યારે હું પહેલાં એ લોકોને ઘેરજ જવશ."

"તેજ બેહતર થશે," કલેરે પાછું કહયું; "તેથી થશે એમ કે ત્યાં તમે માહરી ગાડી છોડી દઇને એ લોકોનીજ ગાડીમાં નોરમનવાલાંઓને ત્યાં જઇ શકશો, અને ત્યારે પાર્કસવાલાંઓને ત્યાંથીજ તમો પાછાં ફર્યાં હોવો તેમજ દેખાશે."

એ સઘળું મને, અલબત, ઘણું વાજબી લાગ્યું, અને તેજ ઠરાવપર અમલ કરવાના એરાદાથી હું બહાર આવી, એટલે કૅપ્ટન કલેરે મને બાઆદરમાન હાથ આપી પોતાની ગાડીમાં બેસાડી. સારાં નસીબે એ દોજખી મકાનને લગતાં કોઇ નોકર નફરો તે વખતે ત્યાં મોજુદ જણાયાં નહિ. તે બધાં એ શરમભરી જાસ્તીમાં શામેલ હતાં, અને તેઓમાંથી કોઇનું પણ મોંહ જોવા હું ખુશી નહિ હતી.

મી૦ કલેરે એ પછી કોચમૅનને મી૦ પાર્કસને બંગલે મને હાંકી લઇ જવાનો હોકમ આપ્યો, જે પછી તેણે પોતે માનથી ટોપી ઉંચકીને મને સલામ કરી, અને બીજીજ પળે તે ગાડી ઘસારાબંધ ત્યાંથી ઉપડી ગઇ.

એ વખતે ગાડીમાં જતાં જે કંઇ બન્યું હતું તે ઉપર શાંતીથી મેં વિચાર કર્યો, કે જ્યારે કલેરે મને માહરી ઇજ્જતની સલામતી માટે જે સલાહ આપી હતી તેનું વાસ્તવીકપણું મેં બેવડાં જોરથી જોઇ લીધું. માહરી તદન ખાત્રી થઇ કે હું એક રાત એ મકાનમાં ગુજારી આવી હતી એ વાત જાહેર થતાં માહરી નિર્દોષિતામાં ખરેખર કોઇઃ માનવાનું નથી, અને નિંદક પાપીઓ પોતાની ઝેરી જબાનથી માહરે વાસ્તે અનેક રીતનાં પાપભર્યાં ગુલબાનો ઉભાં કરી મને નાહકમાં સતાવી શકશે.

એ પછી મી૦ પાર્કસને ત્યાં ઉતરીને મેં કૅપ્ટન કલેરની ગાડીને રૂખસદ કરી, અને હું ઘેરમાં ગઇ. સારાં નસીબે એ વખતે તે પોતે (મી૦ પાર્કસ) પણ ઘેરમાંજ હતો.

તે બંને વરબૈયર મને એમ પોતાને ઘર અચબુચ પાછી ફરેલી જોઇ ઘણાં ખરાં દીલથી અજબ થઇ ગયલાં દેખાયાં, અને જ્યારે મેં માહરા સાથ કરવામાં આવેલી ભયંકાર ઠગાઇની સઘળી વાત કહી ત્યારે તેઓ બંને રાતાં પીળાં થઇ ગયાં.

મી૦ પાર્કસ તો ઘણુંજ બબાળ્યો. તે તો કરનલ બૅલપર એટલો બધો ખફા થયો કે "એવી દોસ્તીની એવીતેવી" કરીને તેને જીવથી મારીજ નાખવા તત્પર થયો, કે જ્યારે મને અને મીસીસ પાર્કસને તેને સમજાવીને ઠંડો પાડતાં ખરેખર ઘણી જેહમત થઇ. અંતે જેમ તેમ મનાયો ત્યારે તે એ લુચ્ચાપર પોલીસમાં ઍકશન લેવા તૈયાર થઇ ગયો! "હું તુંને એક પૅનીનો બી ખરચ થવા દેવાનો નથી, ઍલન," તેણે મોટી દીલસોજીથી કહ્યું; "બધો ખરચ હુંજ કરશ, પણ માહરે એને કૉર્ટમાં તો ઘસડવોજ જોઇએ ને ઉઘાડો તો પાડવોજ જોઇએ."

મેં તે બી સમજાવીને ના કહી. એમાં માહરી પાક ઇજ્જતની વગર કારણે નાહકમાં બરબાદી થઇ જાય તે મેં વિનંતીથી તેને સમજાવ્યું, અને જણાવ્યું કે મી૦ એડવીન ક્લેરનું બી એજ મત હતું કે એ વાતપર હવે તો ઢાંકપીછોડોજ કરવો.

"કોઇ કાલે નહીં," મી૦ પાર્કસે ગુસ્સાથી ટેબલપર જોરમાં મુઠ્ઠી લગાવતાં કહ્યું; "એટલું બધું એના બાપનું આપુને શું ઓસ્યાલું છે? હું કોઇ મી૦ ક્લેર ફ્લેરની એવી વાહીયાત સલ્લાહ માનવાનોજ નથી."

હવે મીસીસ પાર્કસે પોતે પોતાના ભરથારને ગલાંમાં હાથ નાખી સમજાવ્યો.

"એવા એક ઝેરી સરપ જેવાપર તમે વિશ્વાસ મુકયો ને તેને ઘેરમાં તેડબોલાવ કીધો ત્યારેની?" તેણીએ ઠપકાથી કહ્યું; "પણ હવે મરવા દેઓ. આએ બચ્ચાંને નુકશાન થાએ તેવું આપણાથી કરાએજ નહીં. હવે એ પલીદને તેનાં પાપે મરવા દેઓ!"

ટુંકમાં, મી૦ પાર્કસ બડી મુસ્કીલથીજ મનાયો, ને તેણે કસમ લીધા કે કરનલ બૅલનું હવે પછી મોહું જોવું નહીં. તે ક્લેરને તો ઓળખતો ન હતો, પણ તેની માહરા જોડેની ભલાઇ ને નેકી માટે તેને રૂબરૂ મલીને તેનો ઉપકાર માનવાનું તેણે મોટી દીલસોજીથી માંથે લીધું, "કેમજે," તેણે કહ્યું, "તે બચાવ કરતો, ખુદાનો મોકલેલો, સવેળાએ આવ્યો નહીં હોતે તો ખરાબી ખરેખર ઘણી મોટી અને ગંભીર થતે. એ કાંહાં રેહેછ—એ એડવીન ક્લેર?"

મેં કહ્યું જે તેનું રેહવાનું મકાન તો મને ખબર નહીં હતું, પણ મી૦ નોરમને એક વખત તેનાં નામની ચીઠી વૅસ્ટ ઍન્ડની એક કોઇ કલબની કૅરમાં મોકલી હતી તે મને યાદ છે.

"ઓ, ત્યારે તો જુન્યર યુનાઇટેડ સરવીસ કલબ હોશે?"

"તેજ," મને તરત એ નામની પાછી યાદ થતાં મેં કહ્યું.

"ત્યારે હું એને ત્યાં જઇને જરૂર મલશ," મી૦ પાર્કસે મુરબીગીરીથી કહ્યું. એવા સારા ને નેક માણસની ઓળખાંણ અમારે કરવીજ જોઇએ. બાઇ ધી બાઇ, આવતા સોમવારે આપણે ત્યાં બૉલ છે. તું જરૂર આવજે, ઍલન બેટા. અમે તુંને લેવા ગાડી મોકલી આપશું, ને પાછી ઘેર બી હવે તો આપણીજ ગાડીમાં જજે. એ તો મીસીસ પાર્કસની બેવકુફીથી તુંને ખમવું પડ્યું. આપણી ઘેરની ગાડીની ગમે તેમ કરીને બી એણે ગોઠવણ રાખવીજ હતી."

એ પછી મી૦ પાર્કસે તરત ઘેરની ગાડી જોડાવી, અને હું તેમાંજ નોરમનવાલાંઓને ત્યાં પાછી ફરી, કે જ્યારે ગાડીમાં જતાં જે બધું બન્યું હતું તે ઉપર પાછો ને પાછો વિચાર કરતાં માહરી પણ હવે પકી ખાત્રી થઇ કે પાર્કસવાલાં લુચ્ચા કરનલ બૅલને મલેલાં નહીંજ હતાં, ને મેં નાહક તેઓને ગંભીર ગેરઇનસાફ કરયો હતો.

---

## પ્રકરણ ૧૫ મું.

સારાં નસીબે નોરમનવાલાંઓને ત્યાં હું જઇ લાગી ત્યારે ઘણાંક દોસ્તો તેઓને મલવા આવેલાં હતાં, અને તેથી મને માહરી લાંબી ગેરહાજરી માટે ઝાઝી પરપુછ થઇ નહીં. હું પાર્કસવાલાંઓનીજ ગાડીમાં પાછી ફરી હતી તે જોઇને દીસ્તીજ રીતે એ ભલાં આસામીઓએ એજ અનુમાન કરી લીધું હતું કે મને તે લોક સાથે ઘણુંજ ઘેરવટ હોવાનાં કારણથી તેઓએ ઓંહસ કરી મને આગલી રાત્રે ને આજે આખો દિવસ ત્યાંજ રાખી લીધી હશે. તે રાત્રે, એમ છતાં, મને નીરાંતથી ઉંઘ આવી નહીં. જે બન્યું હતું તેથી કાંઇ હજી પછી બી નવીન ખરાબી થવાનો ખટકો જાંણે મને થયાજ કીધો. હું કેપટન કલેરને વાસ્તે ઘણીજ બીહીતી હતી. કરનલ બૅલ સાથે ડયુએલ રમીને માહરા બચાવ કરતા તરીકે તેની કને માહરી ઇજ્જતનો જવાબ માંગવાનો તેનો ઠરાવ મોકુફ કરવા મેં તેને ઘણું સમજાવ્યું હતું, અને તેણે તેવું કશું નહીં કરવા મને કાચું પાકું વચન વટીક આપ્યું હતું, પણ મને તેમાં ઘણો એતબાર આવતો ન હતો. તે દેખીતી રીતે કરનલ બૅલ સાંમે ઘણોજ ખીજવાયલો ને ઉસ્કેરાયલો હતો, ને તેને સજા કરવા જતાં તે પોતે, અથવા કરનલ, અથવા બંને ગોલીબારથી મારયાજ જાએ તો? એ ખ્યાલ કરતાંજ માહરી છાતી ધ્રુજી આવતી હતી!

મેં, મગર, બીજા દિવસપર ઉમીદ બાંધી. વળતે દિવસે રીહીઅરસલ બંધ હતું ને નોરમનવાલાંઓ ઘરમાંજ રહેવાનાં હતાં, એટલે મને લાગ્યું કે કલેર સો વસા અમારે ઘર દોસ્તીની મીલાકાતે આવવોજ જોઇએ: પણ તે આવ્યો નહીં—ને ત્યારે માહરી અકરવકર ઘણી વધી.

લૉર્ડ રેવન્સકફીલ્ડ જે જુલ્યટપર દીવાનો થયો હતો તે આવ્યો, પણ તેના સાથે બી એ તેનો દોસ્ત કેપટન કલેર તો હતો નહીં. વળી હું હાજર હતી ત્યારેજ વાતપરથી વાત નિકળતાં મી૦ નોરમને તેને પુછ્યું બી ખરૂં કે "કલેર કેમ નહીં આવ્યા?" જેના જવાબમાં લૉર્ડ રેવન્સકફીલ્ડનો જવાબ પણ મને બીહીધરાવનારોજ હતો.

"કોણ જાંણે, ગઇ કાલથી કલબમાં બી નથી દેખાયો," તેણે કહયું; "કંઇ એનું સમજ પડતું નથી કે હાલ કયાં રોકાયલો રહે છે."

રાત્રે ડીનર પર પણ કલેર આવ્યો નહીં, ને ફીકરથી માહરો જીવ ઉગ્યો સુકયો જતો હતો. અંતે રાત્રે નાટકમાં તેને જોવા ને મલવાની ઉમીદથી હું નોરમનવાલાંઓ સાથ ધારા મુજબ ઠીએટરમાં ગઇ. એક ભલી વીધવા બાંનુનાં નામ પર એક બૉકસ હતો તેમાં માહરી કાવમની જગ્યા નોરમનવાલાંઓએ પોતાના વગવસીલાથી હું સ્ટેજ પર પાર્ટ કરવા નિકળું ત્યાં સુધીની

કરાવી આપી હતી, ને તે ઉપલે મજલેના બૉક્સમાં બેસી મેં આખાં "હાઉસ"માં નજર દોડાવી; પણ માહરી ઘણી નાઉમેદી વચ્ચે કલેર કેથે નજરે આવ્યો નહીં. રેવનસ્ક્રૉફ્ટવાલો બૉક્સ બી ચીકાર હતો—તે અને તેના બીજા દોસ્તો ત્યાં હતા—પણ એડવીન કલેર તેઓ વચ્ચે હતો નહીં! તે ગયો ક્યાં? એ ખુદા, માહરે ખાતર ડ્યુએલનો જોખમ કરી તે નેક ભલો જવાંન નાહકમાં જાનથી મારયો ગયો તો નહીં હોએ?

નાટક પર વટીક માહરૂં જરા થઇને તે રાત્રે ધ્યાન લાગ્યું નહીં. માહરૂં ચીત જાણે ચોરાઇજ ગયું. નહીં કે હું કલેરને ચાહતી હતી; લેશ નહીં. તેવો કોઇ ખ્યાલ તો મને હતોજ નહીં, પણ તેને દીલાવરીથી માહરા કરેલા સવખતના બચાવ પછી હું એક દોસ્ત કે ભાઇનીજ માફક તેને માટે કાળજી ધરાવતી થઇ હતી, ને તેની બેહારી માટે ધ્રુજ્યા ધપકયા કરતી હતી.

અંતે છેલ્લો ડ્રાપ શરૂ અને ચાલુ થયો ત્યારે અચબુચ અમારા બૉક્સનું બારણું ઉઘાડ્યું, ને તે આવ્યો, કે જ્યારે તેને એમ અચબુચ એટલો અસુરો આવેલો જોતાં હું ખુશાલીથી તેમજ દીલગીરીથી માહરી બેઠકમાંથી અરધી ચમકી ઉઠી. ખુશાલી એટલામાટે કે તે મોડો બી આવ્યો, ને દીલગીરી એટલામાટે કે તેનો ચેહરો ફીકકો ને આજોદું હતો, જ્યારે તેનો ડાબો હાથ ઝોલીમાં હતો!!

ત્યારે અંતે તેણે ડ્યુએલપર ધાડ વાલી હતી, અને ગરીબ તે!—માહરે લીધે હાથ જોખમાવાથી હેરાંન થઇ પડયો હતો! ગણીમત એ કે તે જીવતો હતો.

તે ખુશ મિજાજે મને જોઇ અંદર ધસી આવ્યો, ને શેકહેન્ડમાં મને પોતાનો હાથ આપ્યો.

"ગુડ ઇવનીંગ, મીસ પરસી," તેણે કહ્યું; "માહરી તમારાં ફ્રેન્ડ સાથ ઓલખાણ કરાવશો કે વગર રજાએ એવણના બૉક્સમાં તમને મલવા એમ ધ્રુસી આવવાની માહરી બેઅદબી માટે એ બાંનુની હું માફ માંગું?"

હું તેઓ બે વચ્ચે ઓલખાંણ કરાવા જેવા શબ્દો અરધી ઉંઘમાં હોઉં તેમ બબડી—એટલી બધી હું કલેરનો એ હાલ જોઇને ગભરાઇ ગઇ હતી; પણ સારાં નસીબે તે જૈફ બાંનુએ એ માહરો ગભરાટ કશો જોયો નહીં. ઉલટાં, એવો એક દેખીતો રોબવંતો જવાંન તેવણના બૉક્સમાં આવ્યાથી ઘણાંએક લોકોનું અમારા બૉક્સપર ધ્યાન ખેંચાયું તેથી ડોસાં તો સામાં મગરૂર ને ખુશી થતાં દેખાયાં. તેવણે ઘણા મીઠાસથી કલેરને પોતાના એ બૉક્સમાં આવકાર આપ્યો, ને એ વખતે ખેલ ચાલતો હોવાથી ધીમે સ્હાદે એક બે ખેરઆફ્યત પુછી લીધી, કે જ્યારે હાથ જોખમાવાનાં કારણમાં તે બાંનુના સવાલના જવાબમાં તે જવાંને સમજાવ્યું કે તે પોતાના ઘોડાપરથી ખરાબ રીતે પડી ગયો હતો.

અલબત, મેં એ માન્યું નહીં, પણ તે બેની વાતચીતની વચમાં હું શું બોલું? હું ખામોશ રહી, કે જ્યારે તે બાંનુ ઘણાં સમજુ હોવાથી મનથી ચેતીજ ગયલાં કે કલેર મને મલવા આવેલો હતો, એટલે પછી અમને વાતચીતની તક આપવા પોતે પાછાં ખેલ જોવા પડયાં, ને તે તકનો લાભ લઇ કલેર છેક માહરી લગોલગમાં એક ખુરસી ખેંચી તે ઉપર ગોઠવાયો.

"એ શું થયું, મી૦ કલેર?" મેં રૂધઇ જતા દમે ફક્ત તેજ સાંભળે તેમ ધીરે સ્વરે પુછ્યું; "તમે ઘોડા પરથી પડવાનું કેહોછ તે હું જરા બી માનતી નથી."

મેં જોયું કે તે ચેહરો હસતો રાખવા ચાહતો હતો. પેલાં મીસીસ પીઅરસન સાથ વાત કરતાં તેમજ માહરી સાથ વાત કરતાં તે પુરતો ખુશ ને બેપરવાહ દેખાવાના પછાડા મારતો હતો, પણ ખરેખર તો તે વ્યર્થ હતું. તેના હાથમાં "પેન" ઘણુંજ થતું હોવું જોઇએ, કેમકે જરા જરા વારે તે કલ ખાતો ને દાંત પીસીને દુઃખ ખમતો દેખાતો હતો, ને માહરાથી તે સીતમ કેમ જોઇ અને સહન કરી શકાએ?

"મીસ પરસી, તમારે ગભરાવા જેવું કંઇ છેજ નહીં," તેણે ફીકકું હસીને કહ્યું. "જરા માહરો હાથ જો ખમાયલો છે, પણ બે ચાર દાહાડામાં બધું સારૂં થઇ જશે."

"એ પણ શાએ? અંતે ત્યારે તમે ડયુએલ રમ્યાની?"

"હા," તેણે નીચી નજરે કહ્યું; "માહરી પાસ બીજો ઉપાયજ ન હતો."

"પણ તમે તો મને વચન આપ્યું'તુંની, મી૦ કલેર?" મેં દુખથી ફાટાફાટ થતી છાતીએ યાદ કરાવતાં કહ્યું.

"હા, મેં વચન આપ્યું હતું ને તેથી હું તો એ મુરદાલને મરતોજ મુકવાનો હતો," કલેરે સમજાવ્યું, "પણ તેને માહરી આગલ નબોલ્યું ને ખસ્યાણું એટલું બધું લાગ્યું કે તેણે સામું માહરાપર પોતેજ ચેલેંજ કેહેવાડયું, ને ત્યારે તાહરી તેમજ માહરી બંનેની ઇજ્જતને ખાતર મને તેના જોડે મુકાબ્લો કરવોજ પડયો."

"હા, પણ તમે મારયા જતે તો?" મેં ખરાં દીલના કકલાતથી ફરયાદની ઢપે કહ્યું; "હાલ બી તમે બીચારા દાંત પીસીને દુઃખ ખમોછ તે માહરા જેવી એક અભાગનીને લીધેજ કેની? માહરાથી એ કેમ જોઇ ને ખમી શકાય?"–અને માહરી આંખમાં પ્રમાણીક દીલસોજીનાં લગભગ આંસુ આવી ગયાં.

પણ મેં તરત જોયું કે મેં માહરાં સાચાં દીલની એ ઉશ્કેરણી વચ્ચે ઘટે તે કરતાં ઘણું વધારે કહ્યું ને ઘણું કાચું કાપ્યું, કેમજે દીસ્તી રીતે માહરા એ દીલસોઝ જવાબનો પેલાએ કાંઇ જુદોજ ભાવાર્થ મનથી માની લીધો, ને તેની આંખ હદ વનાની ખુશીમાં ચમકી, જે જોતાં હું પોતે માહરા ચેહરામાં શોશકથી લાલ થઇ, અને મેં નીચે જોયું.

"માહરી વાહલી ઍલન," તેણે અસાધારણ હેતથી કહ્યું, "એ વાત તું ભુલી જા. મેં જે ખમ્યું ને હું જે ખમુંછ તે તાહરી આએ હેતવંતી દીલસોજી આગલ બીલકુલ બેહસાબ છે. ખરૂં માનજે, ડારલીંગ, કે જયારે માહરા હમનબર્દ સાંમે હું ઉભો હતો ને ગોલીબાર થતાં દરેક પલે હું પોતે જીવ વગરનું ખોખું થઇ જમીનપર પટકાઇ પડવાની ફીકર રાખતો હતો ત્યારે બી તાહરો મધુરો ચેહરો માહરી આંખ સાંમે ખડો હતો, અને મોહોત તે કારણથી મને–"

"હવે એ ડયુએલથી તો આખાં શેહેરમાં એ વાત ફેલાઇ જશે?" મેં તેની એ નાજુક લાગણી ફેરવાવી નાખવાની મતલબથી ગભરાઇને તરત વાત ઉલટાવી નાંખી.

"જરા બી નહીં," કલેરે ઉતાવલે સખ્યારો આપ્યો; "મેં ડયુએલપર જવા આગમચ કરનલપર ચીઠી લખી એ તો માંગીજ લીધું હતું—એટલે સુધી કે જેઓ અમારા સેકંડસ (મદદનીશ) તરીકે મેદાનમાં હાજર થયલા તેઓ બી અમો વચ્ચેના કંકાસનું કારણ બીલ-

થડે રૂમમાં થયલી એક ખટપટ ને હાથચાલાકીનુંજ જાણે છે! અમે તેમજ જાહેર થવા દીધું'તું."

"ઓ, તમે કેવા ભલા છેઓ!" મેં જુસ્સાથી હાથ જોડી કહ્યું. "હું એક મીસ્કીન છોકરી એટલી બધી ભલાઇના અવેજમાં માહરી નેકમાંનેક દુઆથી જ્યાદા તમને શું આપી શકું?"

"માહરી વાહલી, તાહરી દીલસોજીને ખાતર મરવાનું બી મધુરૂં કહી શકાય," તેણે પાછું કહ્યું—અને ત્યારે વળી ગભરાઇને હું વચ્ચે હોમાઇ.

"હું તમને હવે પછી સર્વદા માહરા મોટામાંમોટા શુભેચ્છક ને દીલસોઝ દોસ્ત બલકે માયજણ્યા ભાઇજ જાંણુશ," મેં કહયું—અને પછી તરત એક નવો ખ્યાલ થતાં મેં વધારયું, "વારૂં, ડયુએલમાં કરનલને કંઇ ઇજા થઇછ કે?

"એક ઘસારો બી નહીં," કૅપટન કલેરે હસીને કહયું. "હું ચાહુંછ કે મેં તેને તાહરી સાથની અસભ્યચારીની સજામાં જાનથીજ મારયો હોતે; પણ હું માહરી નીશાંણ ચુકયો, ને માહરી તરફથી છોડવામાં આવેલી ગોલી એક મોટાં ઝાડનાં થડમાં જઇને ચીટકી બેઠી."

હું દીલગીર થઇ. હું તે બુરાનું મોહોત તો નહીંજ ચાહી શકી, પણ જેને સજા થવીજ જોઇતી હતી તે સદંતર છટકી ગયો ને આ બીચારો માહરૂં તારણ કરનાર સામું આટલું બમતો હતો તે ખુદાના ચીત્રવિચીત્ર ઇનસાફ માટે મને મનથી ઘણી અજાયબી લાગી, અને માહરાં મનના વિચારો પામી જઇ કલેર મીઠાસથી હસ્યો.

મેં, તેથી, ગભરાઇને પાછી એ વાત પડતી મેલી, ને માહરી નજર સ્ટેજ પર દોડાવી. અમો બંને જરા વાર ચુપ થયાં. મેં જોયું કે વાતજ એવા તોરની હતી કે હું માહરાં પ્રમાણીક હેસાનમાં જે બી બોલતી તેનો કલેર પોતાને પેશ આવતો ભુલભરયોજ ભાવાર્થ લઇ દોડતો હતો, અને ત્યારે મને લાગું કે હવે ચુપકીમાંજ શાણપત હતી. હું તેને તેનાં બધાં ભુલભરેલાં અનુમાનોમાં રોકીજ કેમ શકું? હું વધારે કડક કાંઇ બી કહીજ કેમ શકું? તે કેટલું બધું નગુણું થઇ પડે?

કલેર તો, એમ છતાં, કાંઇ સમજ્યોજ નહીં. તે નો માહરા કાનમાં માહરે વાસ્તેના તેના 'મોટાપ્યાર'નું ઝેર ધીમે ધીમે રેડતોજ રહયો, ને માહરા જીવની તે વખતની અકરતકર બ્યાન કરવાને બી મને તો જાંણે આવડતું નથી! તેણે કહયું કે તેને થયલો જખમ જમુન હતો. તે કદાચ હજી પછી બી મોહોત નિપજાવે, ને ત્યારે માહરાં હાડેહાડ ધ્રુજ્યાં. ઓ, તે હજી પછી બી એ જખમનાં પરીણામમાં મરીજ જાય તો?

હું તેને, તેથી, તેના માહરે વાસ્તેના "મોટા પ્યાર"ના પટપટારામાં રોકીજ શકી નહીં. હું કેમ એવી નગુણી થઇ શકું?——અને તેટામાં ખેલ ખતમ થયો ને ડ્રૉપ પડવાથી અમારે ઉઠવું પડયું ત્યારે ને ત્યારેજ મેં મસ મોટા છુટકારાનો દમ ખેંચ્યો.

---

## પ્રકરણ ૧૯ મું.

સોમવાર થયો. તે રાત્રે પાર્કસવાલાંઓને ત્યાં બૉલ હતો. હું તો જવાની નહોતી. હું હા કહી આવી હતી ખરી, પણ મને જવા ગમતું હતું નહીં; મગર સહવારે મીસીસ પાર્કસની ઓહસાઓહસીની ચીઠી આવી ને નોરમનવાલાં પણ પુઠે પડયાં કે હું બચગીથી તેઓની ઓથમાં ઉછરેલી માટે તેવાંઓને ત્યાંની પારટીમાં તો માહરે જરૂરજ જવું જોઇએ!

અંતે, તેથી, હું તૈયાર થઇ. માહરી બેહેન જેવી સખી જુલયટે પોતે ઠીએટરમાં જવા આગમચ મને પોતાને હાથે તૈયાર કરી. બધું પોતાના ટેસ્ટનુંજ તેણીએ મને પેહેરાવ્યું. માહરી કને નહીં હતું તે માહરી ધણી નાખરજી ને મના છતાં પોતાનું લાવીને ઓલવ્યું, ને માહરે કહેવું જોઇએ કે તેના ટેસ્ટ એટલા બધા ઉમદા હતા કે તૈયાર થઇને મેં પોતે જ્યારે આરસીમાં ડોકાવ્યું ત્યારે માહરો થયેરો ને સુંદરતા જોઇ હું પોતેજ છક થઇ ને માહરાં મનથી લજવાઇ ગઇ.

હું ગઇ. પાર્કવાલાંની પોતાની જોડીની ગાડી મને લેવા આવી હતી.

મને મી૦ ને મીસીસ પાર્કસ જેઓ પહરોણાંઓને આવકાર આપવા બારણાંમાંજ ઉભાં હતાં તેઓએ ઘણાં હેતનો આવકાર આપ્યો, અને મેં જોયું કે માહરાં આવી લાગવા આગમચ પચાસથી સાહાઠ બાંનુઓ ને ગ્રહસ્થો તો આવી બી ગીએલાં હતાં. બીજાં હજી તો ઘણાં આવવાવાલાં હતાં. વળી મેં જોયું કે તે આવેલાંઓમાં સારાં ને મોટે ઘરનાં બી થોડાંક હતાં. મેં એવી વકી રાખી ન હતી, અને હું તેથી અજબ થઇ. પૈસા એક તલેસમ છે ને પૈસાવાલાંઓની આગલી પાછલી કે ગુણ દોષ જોવાને કોઇને આંખજ હોતી ને થતી નથી એ તે વખતે હું નાદાન બચ્ચું શું સમજું?

અંતે પહરોણાં આવી રહયાં પછી મીસીસ પાર્કસે ભલાઇથી મને પોતાની સાથની સાથ રાખી, કેમજે મને ત્યાં બધાં નવાંજ હોવાથી હું માહરા જીવ સાથ ઘણી ઓશકયા ને દબાયા કરતી હતી. વળી કલેર ત્યાં આવનાર હતો. મને તે ખબર હતી. તે પોતેજ એમ બોલ્યો હતો. અમો છેલ્લાં ઠીએટરમાં મલવા પછીથી તે નોરમનવાલાંઓને ઘર રોજ આવતો હતો અને જમવા બી રેહતો હતો, કે જ્યારે આગલે દહાડે ડીનરપર વાત થતાં તેને મેં એમ બોલતાં સાંભળ્યો હતો કે તેને મી૦ પાર્કસ સાથે કલબમાં પીછાંણ થઇ હતી, ને તેઓને ત્યાંના બૉલનું મીસીસ પાર્કસ તરફથી ઇજન બી મલ્યું હતું. હું, તેથી, તેના આવવા માટે થોડીક ફીકરમંદ હતી. ફીકરમંદ એટલા માટે કે રખે તે માહરે વાસ્તેના તેના પ્યારનું કંટાલાભરેલું પીંજન અને તાહેલું પાછું રજુ કરે!

અમે ઠીએટર પછી એકાંતમાં તો પાછાં મલ્યાંજ ન હતાં. મને તેની તબ્યતને વાસ્તે ફીકર થયા કરતી હતી, પણ તે રોજ અમારે ત્યાં આવતો હતો ને તેના હાથની કલતર નરમ પડતી જતી દેખાતી હતી એટલે મને ધીરજ હતી; અને તે કારણથી હું તેની અતી ઘણી ને પુરતી હેસાનમંદ હોવા છતાં તેની માહરે માટેની ઉલટમંદ વાસનાને લીધે હવે પાછી તેના જોડે એકલી પડવા ચાહતી ન હતી.

અને હવે બૉલ શરૂ કરવાનો વખત માંથે આવ્યો હતો—પુરતું મોડું થયું હતું ને પહેરોણાં લગભગ બધાં આવી ચુકયાં હતાં, તેવામાં ફુટમૅને તે મોટા હૉલનું બારણું ઉઘાડયું, ને મોટા દમામદાર ઘોઘારી અવાજે પુકારયું, "લેડી લીલા એસેનડાઇન!"

અલબત બધી આંખ્યો તરત બારણાં તરફ ફરી, ને તેવામાં હસતી ને લોકોને ડોકાંના લેહકાથી નમતી તે મોટી બાનુ અંદર આવી. મીસીસ પાર્કસ દોડીને તેને આવકાર આપવા તેના તરફ ધસી ગઈ.

તે એક જવાંન અબળા હતી—હજી તો એક છોકરી! ભાગ્યેજ ત્રેવીસેક વરસની હશે, પણ એક મોટા લૉર્ડને પરણેલી હોવાથી તેના પર જાસ્તી દરાંપરાં થતાં જણાયાં. તે સોહામણી હતી. જરા આંગે ભરેલી, ટુંકી ગરદનની અને ઉંચાઇમાં બી ઘણી સાધારણ હતી, પણ ચેહરાની ચામડીની ચમક ઘણીજ સરસ હતી, ને સામટી રીતે ખચ્ચીત ઘણી સોહામની લાગતી હતી.

મને તો તેના ચેહેરા પરથી લાગ્યું કે તે ઘણી તુમાખી હશે, પણ પછી બધાંઓ સાથે ભેલાઈ અને મીસીસ પાર્કસ સાથે પણ હસીહસીને તેણે વાત કરી ત્યારે મેં જોયું કે મેં તેને ગેરઇનસાફ કરયો હતો. તે ખરેખર ઘણી બોલકણી ને ખુશમિજાજી હતી. માહરા જોડે પણ મીસીસ પાર્કસે ઓળખાંણ કરાવી એટલે તરત મળી ગઇ, અને કેવોક ઘરોબો હોએ તેમ કેટલાંક તાડેલાં કરવા પડી: તેટલાં મી૰ પાર્કસ ત્યાં આવ્યો, ને તેનો હાથ લઇ તેને તેણીની બેઠક પર લઇ ગયો, એટલે પછી જરા વારમાં તો બૉલ ચાલુ થયો.

પેહલા ‘કૉડરીલ"નો માહરો પાર્ટનર કાઉન્ટ મૉન્ટી હતો. તે સારડીનયન લીગેટનો સેક્રેટરી હતો. ઘણો સભ્ય ને અંદાર ઉંમરનો હતો. મીસીસ પાર્કસે અમારી ઓલખાંણ કરાવા પછી તરતજ તેણે એ ૧લો ડાન્સ માંગ્યો હતો, ને મેં હા કહી હતી.

અને તે "કૉડરીલ" ખતમ થવા આવ્યો તેટલાં મેં કલેરને હૉલમાં દાખલ થતાં જોયો. તેણે ઘણો ‘સ્માર્ટ’ ડ્રેસ કરયો હતો, પણ હાથ તો હજી ઝોળીમાંજ હતો. તે હસ્તે ચેહરે લોકોને સલામ કરતો અંદર આવ્યો, ને જે બાર પંદર જવાંન્યાઓ નાચમાં રોકાયલા ન હતા તેઓ તેને જોતાં સાથે તેની આસપાસ તરત ઉલટમંદ ફરી વલ્યા. દીસ્તુંજ હતું કે તેના દોસ્તો ઘણા હતા, ને તે દોસ્તો વચ્ચે તે "સિંહ" હતો.

લેડી લીલા એ વખતે માહરી નજદીકમાંજ નાચતી હતી, અને કલેરને દાખલ થતો જોવા પછી માહરી આંખ્યો સ્હેજ ફરતી ફરતી તેણીની તરફ ખેંચાઇ, કે જ્યારે હું તો જોઇને હબતીજ ગઇ! લેડી લીલાનો ચેહરો એક બી લોહીના છાંટા વગરનો ફીકકો પડી ગયો હતો, ને તે તદન બીહાયેલી ચશ્મોએ કલેર ભણી જોતી હતી! એ શું?

પણ શું એ માહરાં મનનો ધખારોજ હશે? બીજીજ પળે તો તે પુરતી સાવધ થયલી જણાઇ, અને જે ઇંગ્રેજ બૅરાનેટની બગલમાં તે ડાન્સ કરતી હતી તેના જોડે હસી હસીને પાછી વાત કરતી હતી! મને કંઇ સમજ્જ પડયું નહીં. શું એટલી જોરાવર હદ સુધીનો તે પોતાની લાગણી પર કાબુ મેળવી જાંણતી હતી અથવા મેં જોયું તેમાં માહરી કાંઈ ભુલજ હશે?

તે ૧લો કૉડરીલ ખતમ થયો, અને મને કાઉન્ટ મૉન્ટી એક બેઠક આગલ લઈ ગયો, જે સોફાપર હું ગોઠવાઇ નહીં તેટલાં તો કલેર માહરી બાજુમાં આવ્યો. તે સોફાપર તે વખતે બીજું કોઇ હતુંજ નહીં—કાઉન્ટ તો કોઇ બીજી અમળા સાથે વાત કરતો જરા બાજુમાં થયલો હતો—એટલે તે તરતજ માહરી પાસે ઢપ દઇને બેસી ગયો.

"માહરી તબ્યત આજે સારી નહીં હતી, ઍલન," તેણે બેદરકારીના દેખાવથી માહરી બાજુમાં બેઠક લેતાં કહયું; "આજે જખમ મને જ્યાદા કલતર કરે છે, પણ તું અત્રે આવનારી હતી એટલે તાહરે ખાતર હું જીવ પર જોરાવરી કરીને મોડેથી બી આવ્યો. મને શું પરવાહ છે એવાં દુખ ને કલતરની? તાહરે ખાતર માહરા જાનનો બી ભોગ આપવો પડે કે આપવો પડતે તો બી શું હીસાબમાં છે?"

હું ચમકી. આ તો જે વાતથી હું બીહીતી હતી તેજ પાછી આગલ આવી! અરે, મને કેટલું બધું એ બલા જવાંન માટે લાગતું હતું! તે તદન ફીકો ને કાહેલી દેખાતો હતો—ખચીતજ તે જાસ્તી બીમાર હતો; અને તે બધાંનું મુળ હુંજ હોવાથી મને હદ વનાનો સંતાપ થતો હતો; પણ ઠીએટરમાં હું માહરી ભોલાઇ ને સાદાઇમાં જે બોલી હતી તેનો ઉલટો અર્થ ઉઠાડવામાં આવ્યો હતો એટલે માહરે ઘણું બીહવાનું હતું. મેં, તેથી, સીફતથી વાત ઉલટાવી.

"લેડી લીલા ખરેખર એક ઘણી નામીચી સુંદરતા છે, નહીં?" મેં કહ્યું.

"હા," કલેરે બેપરવાહીથી, માહરી ઘણી અજાયબી વચ્ચે તેણીના ભણી જોવાની વટીક દરકાર કરવા વના, કહયું; "લોક માહરી એ મામીને ઘણી ખુબસુરત લેખે છે."

"તમારી મામી?" મેં તાજુબીમાં પુકારયું; "લેડી લીલા તમારાં મામી થાએ?"

"હા; તુંને ખબર નથી શું? હું જાણું પાકસવાલાંઓએ તુંને કહયુંજ હોશે."

"મેં તો એવણને આગલ કદી બી જોયલાં નહીં," મેં સાદાઇથી કહયું, "મેં તો એવણનું નામ બી આજે રાત્રે અહીંજ સાંભળ્યું."

"એ માહરા મામા સર જયોર્જ એસેનડાઇનની પરણેતર છે," કલેરે તુચ્છકારથી કહ્યું. "તેવણની પેહલી મોહરદાર તેવણની જવાંન ઉમરમાંજ બેહેરત પાંમવા પછી છેક મરતે દાહડે તેવણને પાછા પરણવાનું ફીકર થવાથી એ ગરીબ ઘેરની છેકરી લાવ્યા. તે વખત તું માનશે બી નહીં, ઍલન, એ છોકરીની ઉંમર ફકત ૧૬ વરસની ને માહરા મામાની ઉમર ૬૩ વરસની હતી! માહરા મામા એ તેવણની દીકરીની દીકરી જેવી સાથે પ્યારમાં પડયા હતા!"—અને તે વધારે મોટા તિરસ્કારનું કડવાસથી હસ્યો.

"અને તે વરબૈયર વચ્ચે એખલાસ હતો?"

"બલા જાંણે," તેણે ખભાં ચઢાવી કહયું. "લોક તો કેહતાંતાં કે તે લોક ઘણાં સુખથી રહેલાં હતાં, જોકે ખરી વાત તો ખોદાનેજ રોશન હોશે. એવા ઘરડા જન વરની એવી છોકરવન પરણેતર પોતાનાં પરણ્યાં વચનને સાચી રહે એ હું પોતે તો કદી માનુંજ નહીં."

"તેવણુ ગુજરી ગયા ?" મને ફલેરનાં એ ગેરઇનસાફી અનુમાનો સાંભળવા ગમ્યું નહીં એટલે મેં ઉતાવલથી પુછ્યું.

"હા, બે વરસ થયાં," ફલેરે જવાબ કરયો. "માહરી એ નવી મામીએ હજી તો ગીયે મહીનેજ શોક મુકયો ને કાલાં કફનોને રૂખસદ આપી."

"ને તમોને એવણુ સાથ અણુબનાવ છે ?" કારણ જે ફલેરને જોતાં લેડી લીલાનો ચેહરો ઉજલો સપ મારી ગયો હતો તે મને એકદમ યાદ આવ્યું.

"હા, ને તે વાત બધાને ખબર છે. માહરા મામા માહરાં નસીબસંજોગે વીલ વગર મરી ગયા, જેથી બધી મરનારની દોલત ને અસકયામત માહરે ફાલે આવી ત્યારથી એ માહરી હડડતી શત્રુ થયલી છે," ફલેરે તુચ્છકારનું હસીને કહ્યું.

"પણુ શું તમારા મામા એ બાઇને વરે કંઇજ બંદોબસ્ત કરી નહીં ગીયા ?"

"કશોજ નહીં, કેમજે મરણુ હાર્ટ ફેલ થઇ જવાથી ધણુંજ અચાનુચું થયું હતું," તેણે જવાબ કરયો. "એ તો મરનારનાં જલ્દીનાં મોહોતની ગણુત્રીથીજ એ ધરડા વર પરણી આવી હતી, ને તેના મુવા બાદ પોતે ઘણી ધનવાન થવા ને ગણાવાના કુદકા મારતી હતી તેમાં એને એ નહીં ધારેલી ને ઘણી મજબુત માહાત મલી. અમુને બેને તો અવલથીજ બનતું ન હતું. મને મરનારે દીકરો કરી લીધો હતો ને લશકરમાં બી એવણેજ નાખ્યો હતો, જેથી એવી એક છછુંદરીની મોહનીમાં આવી ઘરડી ઉંમરે વરસ વેચી મામાએ પાછલથી મને રવડાવી મેલ્યો તેનું મને ઝેર ઘણું હતું. અલબત મેં કંઇ તે બતાવ્યું નહીં, પણુ માહરી મામી ઘણી ચતુર હતી તે આવતાં સાથેજ એ મામલો ચેતી ગઇ, ને અમો વચ્ચેની ધુરકાધુરકી તો છેક ત્યારથીજ ચાલુ થઇ. એમ છતાં, મને એ બાઇ માણુસને તદન રવડાવી નાખવા નહીં ગમ્યું, ને મેં તેથી દર વરસે ત્રણ હજાર પાઉંડ તેને માહરી ગીરેથી આપતા કરવાની ઑફર કેહવાડી, પણુ તેનો તેણે એટલો બધો તુચ્છાર કરયો કે તે દાહડેથી અમે એક બીજાને મલવા ને ઓલખવાનું બી મોકુફ કરેલું છે. તું કેહશે જે હું ફેંકાફેંકી કરતો હોવશ, પણ કોઇ દાહડે તુંને એની સાથે ઓલખાણુ થશે—"

"આજેજ થઇ," મેં હસીને કહ્યું; "મને મીસીસ પાર્કસે ઇન્ટ્રોડયુસ કરી. મને તો એ બાઇ ધણીજ ગમી. ઘણી ભલી ને નમાની લાગી. પોતાના મોટા દરજ્જાનો જરા ગરૂર ધરાવતી જણાઇ નહીં."

"છે તો બેશક નમાની," ફલેર એકમત થયો.

"પણુ ત્યારે એ બાઇનો હમણાં આવા દમામથી ગુજારો કેમ ચાલતો હશે ?" મેં અજાયબીથી પુછ્યું.

"એ નસીબનાં નખરાં છે, ઍલન," ફલેરે હસીને કહ્યું. "એ હતી તો તદન મુફલેસની બેટી, પણુ પછીથી પરણુવા બાદ એની માય તરફનાં કોઇ દુરનાં સગાંનો તદન નહીં ધારેલો મોટો દલ્લો એને મલી ગયો જે બધો એનાંજ નામપર છે, ને તેથીજ તો એ તેંહેંફરાઇથી માહરી ઑફર થોકરે મારી શકી !"

એ રીતે કલેર મને તે બાનુ માટે આ હકીકત કહી સંભળાવતો હતો તે દરમ્યાન મેં ઘણીક વાર લેડી લીલા બેઠી હતી તે તરફ નજર નાંખી કે તે અમો ઉપર કશું બી ધ્યાંન આપેછ કે નહીં તે જોઉં, પણ એક બી વખત તેને અમારી તરફ જોવાની દરકાર કરતી હું પકડી શકી નહીં. તે જ્યાં બેઠી હતી તેની આસપાસ ઘણાંક બૈરાં માટીડા ફરી વળ્યાં હતાં, ને તે બધાં સાથે દેખીતા ઘણા ખુશ મિજાજથી હસીહસીને વાત કરતી નજરે આવતી હતી.

"હું એ બધું ખરેખરૂં બનેલું તુંને કહી મેલુંછ, ઍલન," જરા વારની ચુપકીદી પછી કલેરે પાછું કહ્યું, "તે એટલાજ વાસ્તે કે તુંને જો એ ઓરત સાથ હવે પછી કદી ધાડી પીછાંણ થાએ તો તુંને માહરી વિરૂદ્ધ એ જે કહે તે તું માને નહીં."

"એવી કોઇ તમારે ફકર રાખવાની જરૂરજ નથી," મેં હસીને કહ્યું; "મને કાંહાં એવણ સાથ હવે પછી મલવાનો જોગ થવાનો હતો? અને વળી પંદર દાહાડા પછી તો તદ્દનજ નહીં!"

"એટલે, તે કેમ?" તેણે મોટી અજાયબીમાં સવાલ કરયો.

"તે તમે જાંણોછ કેની કે આજથી એક પખવાડયાંના સોમવારે સ્ટેજ પર માહરો પેહલો જાહેરમાં દેખાવ આપવાનો છે, અને એક વાર હું સ્ટેજ પર ઉતરી તો માહરા જેવી એક ઍકટ્રેસને એવી એક લૉર્ડની બાનુ મલવાનું કદી બી પસંદ કરવાની છે? સ્ટેજ કેટલા બધા અપજશમાં છે—ખસુસ કરીને બૈરાંઓની આંખમાં—તે હવે હું સમજતાં શીખીછ, કૅપટન કલેર."—અને માહરા અવાજમાં ઉંડી ઉદાસી હતી.

"ઓ, એમ છે?" તેણે લગાર તીખાસથી કહયું; "પણ ત્યારે મને તાહરે એક વખત ધીરજથી સાંભળવોજ જોઇશે, કે જે વાત અહીં થઇ શકનાર નથી. આવ માહરી સાથે."—અને હું હજી તો ના કેહું કે તેને રોકું તે આગમચ તો, માહરા એકદમ બરપા થયલા મોટા ગભરાટનો લાભ લઇ, તેણે ઉઠીને મને પોતાનો હાથ ઑફર કરયો, જે આટલાં લોકોની ચથ વચ્ચે હું ના કહીજ કેમ શકું?

અમે અત્યાર સુધી ધીમે સ્હાદે વાતચીત કરતાં હતાં-જોકે અમને એમ વાત કરતાં બેઠેલાં જોતાં મેં ઘણાંકોને જોયાં હતાં, અને તેથી હું કલેરનો હાથ લેવા ના પાડું તે જોતાં સાથ લોકમાં ચકચાર થાએ તે ફીકરથી માહરે તે કબુલ રાખી ફરજ્યાત ઉઠવુંજ પડયું. વળી હું બી કંટાલી ગઇ હતી. એક વાર ખરી ખખડાવીને હું તેને કેહવાજ ચાહતી હતી કે તેણે માહરો ખ્યાલ દીલથી સદંતર દુર કરી નાખવો, ને એ કારણથી એક વખત મન કઠણ કરી લટકો ફટકો કરાવી નાખવાની મકસદથી, હું બી તેના જોડે જવા તૈયાર થઇ. મેં, તેથી, તેણે આપવા કાઢેલો હાથ મંજુર કરયો, ને પોતાના હાથમાં માહરો હાથ લઇ તે મોટા હૉલમાંથી બાહેર પડયો ને મને રીફ્રેશમૅન્ટ રૂમ તરફ ધસડી લઇ ગયો.

## પ્રકરણ ૧૭ મું.

તે એક મોટો "ગ્રાંડ સેલુન" હતો, કે જેને એક છેડે રીફ્રેશમેન્ટની એક જંગી ટેબલ નાખેલી હતી, અને ત્યાં ઘણીએક સફાઇથી ડ્રેસ કરેલી પરયાં જેવી છોકરી-વેટરો મીઠાસભરી અદાથી ટેબલ કને જમા થયલાં પરોણાંઓને આઇસીસ વિગેરે પીરસતી હતી, વચમાં બૅન્ડ હતું, જે પોતાના શરોદોથી અંદર પાછો ડૅન્સ ચાલુ થાય ને ત્યાં બૅન્ડ પાછું વાગતું થાય ત્યાં તક એ તરફનાં લોકોને રીઝવતું હતું.

ક્લેર મને તે સેલુનને નાકેની એક એકાંત બેઠક આગલ લઇ ગયો, ને પોતે ઉભો રહયો, અને અમે વાત કરયે તેટલાં તો અંદર બીજો ડાન્સ ચાલુ થવાનો ઘંટ થયો એટલે રીફ્રેશમેન્ટપરથી બી લોક બધું ધસરઇને અંદર જતું રહયું, જયારે વેટર-છોકરીઓ ટેબલ પાછી ગોઠવગાઠવ કરવા પડી. અમને, તેથી, જોઇતાં એકાંતની જાસ્તીજ ફાવત થઇ.

"હવે કેહે મને તું, ઍલન ડીઅર, શું તું ખરેખર સ્ટેજ પર જવા માંગેછ? તેં મને તે દાહાડે રાત્રે ઠીએટરમાં આપેલી એટલી બધી ઉમીદો શું ત્યારે ઠગારીજ છે?" તેણે અમો ગોઠવાતાં ને એકલાં પડતાં સાથે અરધા ગુસ્સાથી પુછયું.

"મેં તમોને કોઇ ઉમીદ આપીજ નથી, કૅપટન ક્લેર," મેં ગદગદ કંઠે કહયું. "તમો મને તમારાં મોટાં કીંમતી હેસાંનોને નગુણી ધારતા ના, પણ ખરૂંજ માનજો કે સ્ટેજ પર જવાનો માહરો એરાદો મેં કદી બી ફેરવ્યો નથી, ને મેં તમોને અત્યાર તક કશી બી ઉમીદો કદી આપીજ નથી."

"નહીં?"

"બેશકતજ નહીં," મેં ઓજરખવાહીથી કહયું. "તમોને માહરે લીધે હેરાંન ને હલાક થતા જોઇ મને ઘણુંજ દુખ લાગ્યું તે માહરી દયાની લાગણીઓનો તમે કેથા ખોટો અર્થ સમજેલા લાગોછ!"

"પણ તુંને માહરે વાસ્તે વાંધો શું છે? હું તુંને શું ગમતો નથી?"

"એક દોસ્ત તરીકે-એક ભાઇ તરીકે-હા."

"ને તેથી જ્યાદા નહીંજ?"

"નહીં," મેં નીચી નજરે કહયું.

"સબબ?"

"તે સબબ—તે સબબ," હું મુસ્કીલથી બોલી શકી, "હું તમોને કહી કે સમજાવી શકતી નથી."

"તું કોઇ બીજાને તાહરૂં દીલ આપી ચુકીછ, એમ?"—અને જવાબમાં મુસ્કીલથી સંભળાય એવો "હા" કહી મેં ઉંચું જોયું ત્યારે—ઓ તે ચેહરો! તે દીવાનખાનાંની ભભુકદાર રોશણીમાં કૅપટન ક્લેરનો શોહામણો ચેહેરો પાછો બીહીક લાગે એવો ભયભીત થયલો હતો!! તે ગુસ્સાથી કાલો મારી ગયલો હતો, ને તેની આંખોમાંથી પાછું ને પાછું મને લાગ્યું કે ખુદ નાપાક સહેતાન માહરાપર ડોલા કાઢી ડોકાવતો ને જોતો હતો!

"ત્યારે હું ભરમમાંજ કુટાયા કીધો—મેં ભુલમાંજ ગોટું ખાયા કીધું ?" તેણે જુસ્સાથી પોતાનાં માથાંમાં એક મુકકી મારીને બખાલ્યું ; "હજી બી વિચાર કર, ઍલન. હજી બી દયા કર ને મને નાઉમેદીમાં ગરકાવ કરીને તાહરી પાસેથી હાંકી ના મેળ ! શું તું મને કદી બી ચાહી કે કબુલ રાખી શકશેજ નહીં ?"

"એક ભરથાર તરીકે કદી બી નહીં," મેં માહરી તમામ હીંમત જમા કરી લઇ, એક વાર સેવટનો એ વાતનો લટકોફટકો કરી નાંખવાની દયાનતથી, ઘણાં મકકમપણે કહયું; "ઓ ભલા મી૦ કલેર, એ વાતથી માહરો જીવ ઘણો દુખાએછ ને હું તમારાં હેસાંનોને નગુણી પુરવાર થતી હોઉં એમજ લાગેછ, વાસ્તે દયાને ખાતર તમો એ પરથી સદાનો હાથ ઉઠાવો !"

"જેવી તાહરી મરજી," તેણે ઘણા ખોખરા અવાજે—ઘણી ગમખ્વારી વચ્ચે ને ધીમેથી કહયું—અને પછી તરત વધારયું, "ચાલ સાહેબજી."

તે ગયો. એટલું બોલી તે મને એકલી છોડી તાબરતોબ ચાલતોજ થયો, કે જયારે હું તો દુખ ને દીલગીરીથી જાંણે પથ્થર થઇ ગઇ.

તેણે પાસેના હૉલના ઉંબર પર જઇ જરા પાછું ફરી એકજ પલ માહરી ભણી જોયું ને ત્યારે બી તેની અદા શોકાતુર ને ચેહરો રડમસ અને ગુસ્સાવંતો હતો. બીજીજ પલે તો તે અંદર ચાલી જવાથી મને નજરે આવતો બંધ થયો.

હું ઘણો વખત સુધી, ત્યાર પછી, તે રીફ્રેશમેંટ રૂમમાં એકલી બેધ્યાંન બીહીઘેલી બેસી રહી, કેમજે કલેર એમ ગુસ્સો કરીને રીસાઇ ગયલો હોવાનો મને ઘણો ગમ થતો હતો; પણ પછી માહરાં મનનું પાછું જરા સમાધાન થતાં મને લાગ્યું કે મેં એમાં ખોટું કરયુંજ શું હતું ? કલેરનું હેસાન હું નામુકર જવા ન ચાહતી હતી, પણ તે કાંઇ કારણ હોય કે જયાં માહરૂં દીલ નહીં ત્યાં માહરે માહરી જીંદગીની પાલ બાંધવી ને પરણવુંજ જોઇએ ? વળી એજ વખતે માહરા ખ્યાલોની આંખમાં માહરા હૅરીની મુબારક સુરત—તે મીઠો મનમોહન ચેહરો—ગોયા કાકલુદી કરતી આંખોએ ખડો થયો, ને ત્યારે મેં જે કીધું હતું તે માહરાં મનથી બેવડું વાજબી ઠરાવી હું એકદમ ઉઠીને ડાનસીંગ હૉલમાં આવી.

ત્યાં બીજો ડાન્સ તુરતનોજ ખતમ થયલો હતો ને બધાં બેઠકો પર ગોઠવાઇ ગયલાં હતાં, એટલે મને ફરતી રેહવા ગમ્યું નહિં, ને હું બી બાજુમાંની એક ખુરસીપર એક ખુંણામાં બેસી ગઇ. તે ખુરસી એવી રીતે એક દીવાલના ખાચામાં હતી કે તેની બીજી બાજુએ બેઠેલાં ન તો મને જોઇ શકે કે હું તેઓને; મગર વાતચીત આબાદ સાંભળી શકાએ; અને માહરી પડખે ચાલતી વાતચીત માહરેજ લગતી હતી તે અચબુચ જાંણી તેમજ સાંભળી હું પાણી થઇ ગઇ ! તેમાં લેડી લીલા ને કાઉંન્ટ મોન્ટીના સહાદ મેં તરત પીછાણ્યા.

"પેહલા કૉડરીલમાં તમે જે પોત્તો સાથ ડાન્સ કરતા હતા તે તમુને ઘણી ગમા ગયલી લાગતીતી, કાઉંન્ટ?" લેડી લીલા હસવાનું કરતી ને મોટે સ્હાદે હસીને કેહતી હતી.

"માહરાં લેડી, તમો ભુલી જાઓછ કે હું એક પરણેલો ને ગ્રહસ્થ આસામી છેઉં," તે કાઉંન્ટે અરધું ગંભીર—અરધું હસીને કહ્યું.

"ઘણુંઓની તે છોકરીપર આંખ ખેંચઇ રહીતી," કોઇ ત્રીજે મર્દાનો અવાજ બોલ્યો. "હું બી કયારનો તેને સોહોધુંછ કે એક ડાન્સ માંગી લેઉં, પણ કેથે મલતીજ નથી!"

"કૅપ્ટન ફ્લેર સાથ રોકાયલી હોશે," લેડી લીલાએ જવાબ કરયો—ને તેણીના અવાજમાં તુચ્છકાર હતો. "મેં તે બીચારી પર ઘેરો ઘાલીને એ લુચ્ચાને તેની સાથ વાત કરતો જોયોતો. ઘણી મજાહની છોકરી છે ને અમસ્થી ફસી જશે. માહરે એને ચેતાવવી જોઇશે કે એ જવાંન તો એક ફીરેસ્તાનાં સ્વરૂપમાં સેહતાન પોતે છે!"

મને આએ ગમ્યું નહીં. ફ્લેરે મને ચેતાવીજ રાખી હતી કે તેને વાસ્તે લેડી લીલા બુરૂં બોલશે, ને તે એટલું જલ્દી ખરૂં આવેલું જોઇ હું એકદમ ત્યાંથી ઉઠી. માહરે આગલ સાંભળવું ન હતું. કોઇ વચ્ચે થતી વાત ચોરી છુપીથી સાંભળવા જેવી હું હલકઇ કરૂં તેવી, ખુદાની દયાથી, હું સાંકડાં કે નાથલાં મગજની ન હતી. આટલું બી હું માહરા ગભરાત કે અજાયબીથી ફારેગ થઇ શકું તે પેહલાં હું માહરી મરજી ઉપરાંતનુંજ સાંભળવા પાંમી હતી, અને તેથી હું ઉઠીને ઉભી થઇ.

હું તો ત્યાંથી જતીજ રેહવા ચાહતી હતી, પણ હું તે દીવાલના ઓથાથી બાહેર આવી કે તરતજ લેડી લીલાએ મને જોઇ ને મને માહરાં નામે હાંક મારી થોબાડી, એટલે માહરે ફરજયાત ઉભું રેહવુંજ પડયું. હું કેમ, તે છતાં, ચાલી જવા જેટલી અસભ્ય થઇ શકું?

"મીસ પરસી, આવો, થોભો જરા." લેડી લીલાએ ખુશ મિજાજથી કહયું; "અમો અબ ઘડી તમારીજ વાત કરતાંતાં."

"મેં તે સાંભળી, માહરાં લેડી," મેં સાદાઇથી જવાબમાં કહયું. "આએ દીવાલની ઓથે હું પાંચેક મિનીટથી આવીને બેઠેલી હતી."

"ઓ, ત્યારે તો હું કેપટન ફ્લેર વાસ્તે જે બોલી તે તમે સાંભળ્યું એમ?" તેણીએ એકદમ ગંભીર થતાં મને સવાલ કરયો—ને મેં સચ્ચાઇથી "હા" કહયું ત્યારે પોતાની આસપાસના ગ્રહસ્થોને કહયું, "સાહેબો, તમે જરા મને માફ કરશો ને અમોને થોડીક મિનીટ એકલાં છોડી જશો? મી૦ ફ્લેર વાસ્તે હું જે બોલીછ તે મીસ પરસીએ સાંભળ્યુંછ ત્યારે તો એવણનાં મનમાં માહરે વાસ્તે કંઇ દગદગો નહીં રહે ને હું નીંદાનું બોલતીતી એવો કોઇ માહરે વાસ્તે બુરો ખ્યાલ રેહવા નહીં પાંમે તેથી એ નાલાયક જવાંન વાસ્તે માહરે જરા ખુલાસો કરીને એ બેહેનને બધું કેહવુંજ જોઇશે."

જવાબમાં, તે ગ્રહસ્થો સભ્યતાથી નમીને તરતજ ત્યાંથી બધા ચાલતા થયા, અને ત્યારે લેડી લીલાએ માહરો હાથ પકડી, બોહસ કરી, મને માહરી મરજી ઉપરાંત પોતાની લગોલગ પાસે તે સોફા પર ફરજયાત બેસાડી દીધી.

"હમણાં ત્રીજો ડાનસ શરૂ થાએછ, ને સારાં નસીબે તે મેં કોઇને પ્રામીસ કરયો નથી, એટલે આપણે એકલાં પડીશું, મીસ પરસી," તેણીએ નરમાસથી કહયું, "અને પછી—"

"પણ મને મી૦ કલેર સાથ કશુંજ લાગતું વલગતું નથી, બાંનુ," મેં નમનતાઇથી કહ્યું, "ને તેથી તેના લાભ કે તેના વિરૂદ્ધની કોઇ બી વાત સાંભળવાની મને કોઇ જરૂર નથી."

લેડી લીલા, માહરૂં એ કહેલું માનતી ન હોય તેમ, તુચ્છકારનું હસી.

"હું નાધલું બચ્ચું નથી, મીસ પરસી," તેણીએ ધીમે અવાજે કહ્યું. "તમે ધારોછ કે તમોને મેં જોયાંજ નથી, પણ પેલા સાંબેના સોફાપર બેસી તમે બેઉ જણે કરેલી ઘુસ-ઘુસ મેં જોઇ, ને તે ઉપરાંત પછીથી તે તમને રીફ્રેશમેન્ટ રૂમનાં એકાંતમાં ઘસડી ગયો ને ત્યાં બી લાંબો વખત તક તમે બે જણે ઘણાં કાનપરનાં ને નાકપરનાં થઇ વાતો કરી તે બધું મને ખબર છે!"

હું ગુસ્સાથી લાલ થઇ ગઇ.

"તમો મને ઘણો ગેરઇનસાફ કરોછ, લેડી લીલા," મેં લગાર ટણકાથી કહ્યું, "અને હું પાછું કહુંછ કે મી૦ કલેરને લગતી કોઇ બી વાત જાંણવાને હું ખુશીજ નથી, તેમ મને સંજોગો ધ્યાનમાં લેતાં તેની કોઇ જરૂર બી નથી."

"હું સમજી," લેડી લીલાએ અનકા કરયા; "જ્યાં છે ત્યાં એ ભાઇએ ત્યારે માહરી વિરૂધ્ધ તમારા કાંઇ કાન ભરેલા હોવાજ જોઇએ!"—અને પછી વળી માહરો હાથ ઘણી મમતાથી પોતાના હાથમાં લઇને તેણીએ જરા વારે વધારયું, "તમો ખરેખર ઘણી ગંભીર ભુલ કરશો, મીસ પરસી. હું તમારૂં સારૂં ચાહવા ને તમારી દોસ્ત થવા માંગુંછ. હું જોઉંછ કે એ દમલબાજે હવે તમો પર જાલ બીછાવા માંડીછ, ને જો તેની મોહીનીમાં તમો હજી નહીં ફસી ચુકયાં હશો તોબી જલ્દીજ ફસશો, ને તમો તમારા સદ્‌ગુણ કે નેકી પર મુસ્તાક હશો તોબા આયંદા બચવાનાં નથી. એ તેજ કીસમનો એક અતી માહા બુરો બદમાશ છે."—અને તેણીનાં બોલવામાં સચ્ચાઇનો એક એવો જોશ સમાયલો અચુક જોવામાં આવતો હતો કે હું હવે માહરી મરજી ઉપરાંત જાંણે તે જે કેહની હતી તે સઘળું ગંભીરતાથી સાંભળવા લાગી.

"કદાચ તાહરો વિચાર નહીં હોશે, બેહેન; કદાચ તેં એને રોકડું પરખાવી ખરતી બી આપી હોશે," તે ઉમરાવ બાંનુએ વધતી મમતા ને ધરવટથી જારી રાખ્યું, "પણ ખરૂં માનજે કે એક વાર એને તાહરી મોહીની લાગી હશે તો એ મરતાં સુધી તાહરો પીછો મુકવાનો નથી. એ એક ઢોંગી ધુતારો ને ખરો જાલીમ ઠગારો છે."

હું કમકમી. શું એ ખરૂં હશે? આવો ભલો, આવો દીલસોઝ પુરવાર થયલો એક દોસ્ત એટલી હદ સુધીનો ભુંડો બદમાશ હોઇ ને થઇજ કેમ શકે?

"હું તાહરી આગલ એની ભયંકાર બદમાશીની થોડીક વાત કરીને તાહરી નિર્દોશતાને કમકમાવા માહતી નથી," તેણીએ સમજાવ્યું; "કોઇ બીજી વખત તે વાત કરશું, પણ માહરે તને ચેતાવાનું એટલુંજ છે કે જો કોઇ બી વખત હવે પછી એ તાહરા સાથે દગો રમે ને તને સતાવા માંગે, કે જ્યારે બચાવની કોઇ બારી તાહરી કને હોયજ નહીં તો ફક્ત તે વખતે

એને એટલુંજ કહેજે કે 'ચાલ્યો જા! પેલાં ફુલની નીશાણીની વાત ભુલી ગીયોછ શું?'—અને તું જોશે કે એ સાંભળતાં સાથે એક કમીનાં કોહલાં કુત્રાંની અદાથી એ તાબરતોબ તાહરો પડખો પડનો મેલશે ને દુમ દબાવી ન્હાસતો થશે!"

હું તો જાણે આ સઘળું સાંભળતાં બેબાચા બની ગઈ! મેં ઘણું બી બોલવા ને ઘણું બી પુછવા માંગ્યું, પણ હું માહરી સુદ્ધબુદ્ધ ખોહી બેઠી હોઉં તેમ સુની સાવજ બની ગઇ.

"આએ બધી વાત મેં ટુંકમાં પણ ઘણા પાક વિશ્વાસમાં તાહરૂં ભલું વાંચીને તને કહેલી છે, ઍલન," તે બાંનુએ સમજાવ્યું, "કેથે બી એમાંની કશી વાત તું કરતી ના, ને માહરૂં નામ કોઇને બી જાંણવા દેતી ના. તાહરા અવિશના બચાવને વાસ્તે મેં એ એક તલેસમ, મેં જે મામલો જોયો તેથી મને ઘણું જરૂરનું લાગવાથી, એક ખાસ મેહરબાંની તરીકે તને કહેલો છે, અને હાલ તો તેજ બસ છે."——અને એટલું કહી તે માહરી રૂખસદ ચાહતી ઉઠી. 'હવે માહરે જવું જોઇએ," તેણીએ કહયું; "આપુને એમ રોકાઇ રેહવાનું સારૂં નહીં લાગશે. ઓય કરનો કે એ ત્રીજો ડાન્સ ખતમ થશે. ચાલ સાહેબજી."—અને મને તેનો ઉપકાર માનવા કે બીજું કશુંબી કેહવા કે પુછવાની તક આપ્યા વના તે ઉમરાવ બાંનુ પછીથી માહરા પાસથી એકદમ ચાલતીજ થઇ!

---

## પ્રકરણ ૧૮ મું.

હું તો, એ પછી, અમારે ઘેર જતીજ રેહવા માંગતી હતી. મેં ક્લેરને માટે જે સાંભળ્યું હતું તેથી માહરો જીવ બીલકુલ ખાત્તો મારી ગયો હતો, પણ મીસીસ પાર્કસે મને જવા દીધી નહીં. વળી મેં આખા હૅલમાં નજર દોડાવી જોયું કે તે ( ક્લેર ) ત્યાં હતો બી નહીં. દેખીતી રીતે માહારાથી નારાજ ને નાઉમેદ થયલો તે ત્યાંથી ચાલીજ ગયો હતો, અને ત્યારે માહરા જીવને થોડીક ધીરજ મલી. હું તેના જોડે કોઇ બી સુરતે હાલમાં પાછી રૂબરૂ થવા ચાહતી હતી નહીં.

અને મીસીસ પાર્કસે મને જવા નહીં દીધી એટલે જુદા જુદા અરજદારોને માહરે બાકીના બધા ડાન્સ કબુલ કરવાજ પડયા. એટલા બધા હું એકલી ગુરપંજર બેસી રેહવા ચાહતી હતી ત્યાં મને એ માટે પુછતા ને કંટાલો આપતા આવ્યા કે બધા ડાન્સીસ કબુલ થઇ ચુકવા પછીથી બી બીજા દજનબંધ અહરથોને માહરે ના કેહવા ફરજ પડી.

લેડી લીલા પણ સેવટ સુધી રહી, ને તેણીએ પણ બાકીના દરેક ડાન્સમાં ભાગ લીધો; ને છેલ્લે, બૉલ ખતમ થવા પછી, જ્યારે હું મીસીસ પાર્કસની ગાડીમાં માહરે ઘેર પાછી ફરી શકી ત્યારે મેં ખરેખરા છુટકારાનો દમ ખેંચ્યો. હું ઘર જઇ શકવાથી માહરાં મનસે ઘણી ખરાં દીલથી રાજી થઇ.

મગર મને કાંઇ સમજજ પડયું નહીં. ક્લેરને વાસ્તે પ્રમાણીક હેસાન સિવાય માહરાં તનમાં એક બી બીજી નાજુક લાગણી કોઇ હતીજ નહીં, છતાં મેં ખરાં દીલથી ચાહયું કે તેને જે કાસમનો દેવે નામ દેવ લેડી લીલાએ ચીતારયો હતો તે ખોટુંજ હોય. ખોટું કાંએ

નહીં હોએ ? તે લેડી દવેશભાવથીજ કાંએ નહીં તે જવાંનની વિરૂદ્ધ મને એમ એ બધું સમજાવતી હોય? કોઇ બી રીતે હવે એ બે માંહેલાં એકને બી એકાંત ને ખાનગીમાં ફરી મલવા હું ખુશી ન હતી. બંને મને ગમતાંજ ન હતાં, ને મેં દુઆ કરી કે એ બંને સાથનો માહરો મેલાપ એટલાંથીજ અટકે.

એ પછી બીજી બપોરે જુલ્યા ટીએટરમાંથી ખબર લાવી કે બીચારી મેલીસા હૅરીસન જે બીમાર ચાલતી હતી તેની બીમારી હાલમાં ઘણી વધી ગઇ હતી, ને તે બીમારીએ ધાસ્તીભરેલું રૂપ લીધું હતું. હું તે સાંભળી ઘણી દીલગીર થઇ. મને એ છોકરી ઘણી ગમી હતી. વાંચનાર યાદ કરશે કે સ્ટેજ જે અપજશમાં હતું તેને લગતી સમજ એજ છોકરીએ મને ખાસ કરીને આપી હતી. હું નાટકની નોકરીમાં રહ્યા પછી પાર્ટ મોંઢે ચઢાવા એક વખત એકલી ઘરમાં રહી હતી ત્યારે એ મીલી મને મલવા આવી હતી. તે બીમાર ચાલતી હોવાથી ત્યારેજ બે મહીનાની રજાપર હતી, ને વાતપરથી વાત નીકળતાં તે દહાડે પોતાનાં કાંઇ કરમઅભાગની અસેમસે વાત કેહવા ઉપરાંત સ્ટેજના સંબંધમાં બી બધું જુઠું, ઠગારૂં ને તકલીદી હોવાનું તે મને ઘણું સમજાવીને બીહીવરાવી ગઈ હતી.

"હું બીચારીને જોવા જતે," જુલીએ કાળજીથી કહયું, "પણ આજે લૉર્ડ રેવન્સ-કલીફને અમે ચાએપર તેડેલા છે તેથી ——" અને તે ઓશકથી લાલ થઇ.

"હું જવશ." મેં કુદકો મારીને ઉઠીને ઉભી થતાં ગરમ દીલસોજીથી કહયું; "માહરી સ્હાંજ આજે તદ્દન પરવારતી છે. હું જઇ આઉં ?"

"હા," જુલ્યટ એકદમ એકમત થઇ. "જા, ડીઅર, ઘણું સારૂં લાગશે. માહરી તરફથી માહરી બી ઘણી દુઆ કેહજે ને સધ્યારો આપજે. કેહજે કે હું કાલે જરૂર મલવા આવશ."—અને તરત ઉઠીને તેણીએ એક કાપલી પર તેણીનાં ઘરનું ઠામઠેકાણું મને લખી આપ્યું.

હું ગઇ. મને કાંઇ તૈયાર થતાં ઘણો વાર લાગતો નથી. હું કંઇ તૈયાર થઇને આખા સલંગ કાચની આરસીમાં પોણા બે કલાક તક ચકરડી ભમરડી નથી ફરયા કરતી. જલ્દી તૈયાર થવું હોય ત્યારે હું પાંચ મિનીટમાં બી તૈયાર થઇ જાણુંછ.

હું ગઇ. એક ભાડેની ગાડી મંગાવી લઇ હું તુરતજ નિકળી પડી. તે ઘર કાંઇ અમારાં મકાંનથી ઘણું છેટે ન હતું, ને મેં ત્યાં જઇ બારણું ઠોકતાં એક ડરટી જેવા દેખાવની નોકર છોકરીએ તે આવીને ઉઘાડયું.

"મેલીસા હૅરીસન અહીં રેહેછ વારૂં ?" મેં નરમાસથી પુછયું.

"હા, પણ તે તો મરવા સુતેલી છે," પેલીએ બેપરવાહ જવાબ કરયો; "બીજે માલે, જમણી બાજુનો પાછલો ઓરડો."—અને એટલું કેહવામાં બી જાંણે શું એક તેણીએ માહારાપર હેસાંન કરયું હોય તેમ ઢપ દઇને બારણું પાછું બંધ કરી તે ભોંયતળ્યેના અંદરના ભાગમાં સરજોગ તરત પાછી ચાલી ગઇ.

હું ઉપર ગઇ. તે એક નાધલો, સાંકડો, અંધારો દાદર હતો, ને તે પર થઇને મને આપવામાં આવેલી ઇવાંણી મુજબના ઓરડા આગલ જઇ મેં બારણું આસ્તેથી ખખડાબ્યું.

"આવો!" મીલીએ પોતેજ—મેં પીછાંણ્યું કે—નબલા ધીમા સાહદે અંદરથી જવાબ કરયો, ને બારણું ત્યારે એક નરમ આંચકાથી ખોલીને હું અંદર ગઇ, ને મેં માહરી પુઠે તુરત પાછું તે બંધ કરયું.

તે એક મોટો ઓરડો હતો, પણુ બેહદ કીસમે બદકે કંગાલ અને ફુવડ હદ સુધી તેમાં બધું વેરવાર હતું. ફરનીચર ઠીકઠાક હતું, પણુ તે કોઇ સફા રાખવાની દરકાર ધરાવતું હોય એમ જણાતું હતું નહીં. પોશાકો બી ઘડી વાલ્યા વના પલંગની છત્રીપર કે ખુરસીઓ પર તદન બેહદ ને વેરવાર પડેલા હતા.

મીલી—મેં જોયું કે—હાલ બેહાલ બિછાંણુાંમાં પડેલી હતી. ને મેં છેલ્લી જોઇ તે કરતાં બી તનબદનમાં જાસ્તી ગળી ગયલી હતી. તે મને જોઇને ઘણું હેસાંનનું ફીકકું હસી. "ઓ, ઍલન, તું?" તેણીએ મને જોતાં સાથે અજાયબીથી પુકારયું, "મને મલવા આવવાની એ તાહરી કેવી ભલાઇ?"

"માહરી વાહલી બહેન, એમાં ભલાઇ શું બળીછ?" મેં તેની બાજુમાં તે પલંગડી પરજ ગોઠવાતાં કહ્યું. "મને તો ખબર બી નહીં કે તું એટલી બધી બીમાર થયલી છે. હું તો જાંણું કે તું રજા ભોગવવા કેથે બહારગામ ગેઇ હોશે. આજેજ જુલી ઠીએટરમાંથી વાત લાવી કે તું જાસ્તી બીમાર થયલી છે. અમુને જરા ખબર તો કરતે? જુલીને આજે રોકાંણુ છે તેથી હું આવી. તે બી કાલે જરૂર આવવાની છે. કયારેકની એટલી બીમાર થઇ જે?"

"એટલી બીમાર?"—અને મીલીની આંખમાં આંસુ આવી ગયાં; "હું તો ધારૂંછ જે હવે માહરો આંકો આવી ચુકયોછ. હવે હું સારી થાઉં ને ઉઠું એમ લાગતુંજ નથી. વારૂં, તાહરી ને જુલીની એટલી માહરી પર મેહરબાની તો છે? એ સધ્યારો બી મોટો કેહેવાએ."

"એમ કાંએ બોલેછ?" મેં ઠપકાથી કહયું; "આપરે સહીસહીઓ વચ્ચે એટલી જુદાઇ હોવીજ શું કરવા જોઇએ? તું શું અમોને તેડાવતે તો અમે નહીં આવતે?"

"મને શરમ લાગી," તેણીએ આંખ લુછતાં કહયું, "જોની, આએ ઓરડાની હાલહવાલી ને કંગાલયત! તુંને તો સુગ બી લાગતી હોશે!"

"એવું એવું ના બોલ," મેં ફરાણીથી કહયું,-ને વાત ફેરવવા પુછ્યું, "તુંને છે શું? ડાકટર શું કેહછ?"

"હું ખહીથી ખવાઇ જાઉંછ." મીલીએ ગમગીનીથી જવાબ કરયો, ને માહરે કેહવું જોઇએ કે હું ઓરડામાં આવ્યા પછી અત્યાર સુધીમાં ઘણીક વાર તે ખોખરૂં થાંસી ચુકી હતી. "ડાકટર કંઇ સારૂં ધારતો નથી. હવે હું સ્ટેજ પર ફરી બી પાછી ઉતરી શકું એવું તો છેજ નહીં."

"નૉનસેન્સ," મેં હીંમત આપતાં કહયું; "મને લાગેછ કે તું નકામી બાહી ગયલી છે. હજુ તો તું જુવાંન ને જોરાવર છે. હમણાં તાહરે મરવાની વાતજ શાની કરવાની!"

"ઓ, મને જીવવા કેવું ગમેછ!" તેણીએ એક ડચકું છાતીમાં ગુંગલાવતાં કહ્યું; "મને માહરે પોતાને વાસ્તે નહીં પણ—પણ—" અને તે અચકી ગઇ.

"બોલ, બોલ, તું અચકા ના," મેં હીંમત આપી; "એમ જુદાઇ રાખવાનું શું કારણ હોએ! કહે મને, હું કોઇ બી વાતમાં તુંને કંઇ બી મદદ કરી શકું એમ છે?"

બીલીએ માહરો હાથ લઇ તે ઉપર એક કીસ કીધી.

"તું ખરેખર ઘણી ભલી છે, ઍલન," તેણીએ કહ્યું; "હું ધારૂંછ કે પાક વિશ્વાસમાં તને ત્યારે માહરી વીટક વાત કહી તું બેહેનથી આલેની મદદ સોહોધવામાં હું કાંઇ ખોટું કરવાની નથી."

"ને તુંને જોઇતી મદદ જે માહરાથી બનતી હોશે તે હું ઘણીજ મોટી ખુશીની સાથે આપશ," મેં હીંમત આપી.

"ઍલન," તે ફીક્કા પડેલા ગાલોપર ઓશકનો એક રતાસ ધાઇ આવતાં તે બીમાર છોકરી બોલી, "એ એક હીણનસીબ ને ખરી નામોશીનીજ કેફયત છે. હું ઘણીજ નાધલી ઉંમરે માહરાં માએબાપનો મીઠો, મુબારક ને શીરછત્ર સાહયો ગુમાવી બેઠી, ને ત્યાર પછી માહરે માંથેવાંસે કોઇ રહ્યું નહીં. મને જે સગાંવાહલાં એક કુત્રાને નાખે તેમ તાણાં-જાણીનો ટુકડો રોટલી આપતાં હતાં તેઓ તે આપતાં બી જલદીજ કંટાલ્યાં, ને હું જ્યારે સોલ વરસની થઇ ત્યારે મને એક સહીએ નાટકની લાઇન લેવાની ભલાંમણ કરી. ત્યાં બી હું પેહલાં કાંઇ ઘણી ઓધારમોધાર થઇ નહીં, પણ પછી મને કામ જરા આવડવા લાગું ને માહરૂં ગાડું ગબડવા લાગ્યું ત્યારે દોસ્તીના દેખાવથી જે હેરેમંદ જવાંનો આપણા જેવી લાચારોને સ્ટેજપર ઘેરી લીએ છે તેવા એકની ચાપલુસીનો હું નિર્દોશ ભોગ ને શીકાર થઇ. હું તો એમજ સમજતી હતી કે તે સમજાવતો હતો તેમ તેની દયાનતમાં દગો હતોજ નહીં, ને તે મને પરણવાની પાક ઉમીદથીજ પોતાની કરવા ચાહતો હતો!"

"ઓ, હવે હું સમજી," એક વિજળીના ચમકારા પેરે માહરાં મજ્જમાં સ્ટેજને માટેનો તેનો અભાવ એકદમ હવે સમજ પડી જતાં મેં કહ્યું, "કે તું તે દાહડે માહરી આગલ સ્ટેજની નોકરીની વિરૂદ્ધમાં એટલાં જોશથી કાંય બોલતી હતી!"

"હા, કારણ જે મને તેનો ઘણોજ કડવો અનુભવ થયલો છે," તેણીએ દુખથી વળ ખાતાં કહ્યું; "ઓ ઍલન, માહરી વાત ટુંક તોબી ખરી મોટી નામોશી ને મોટામાં-મોટાં દુખની છે. તેની મેં આજ સુધી કોઇ આગલ વરાલ વટીક કાહાડી નથી—જુલી બી તે જાંણતી નથી, કેમજે નોરમનવાલાંઓના આચારવિચાર ખરેખર ઘણા ઉંચા છે, ને તેઓ જો એ માહરી બોહારીની વાત જાંણતે તો પોતાનાં કુટુંબમાં અત્યાર સુધી મને ભેલાવા દીધી છે તેમ કદી ભેલાવા દેતે નહીં."—અને આ સઘળું ઘણા ઉસ્કેરાત સાથે પોતાની આવી નબલાઇ વચ્ચે બોલતાં તે ઘણી દાકી ગઇલી જણાઇ.

"જો, તું થાકી જાએછ!" મેં દયાથી કહ્યું; "ચાલ, મુંગી રેહે, રેહેવા દે એ વાત; તું સારી થશે ને પછી કરશું."

"નહીં, ઍલન ડીઅર, હવે તો મને બોલવાજ દે," તેણીએ એક મોટો ને ઉંડો નીસાસો ખેંચીને તકયા તળેથી ખેંચી કાઢેલા એક રૂમાલ વડે મોહું લુછતાં કહયું. "હું તુંને માહરી મતલબને સર હવે તો જે છે તે બધું કહેવાજ માંગુંછ. હવે ટુંકમાં એટલુંજ કે અંતે તે બેવચની મને દગાથી છોડી અલગ થયો, ને ત્યાર પછી માહરે ત્યાં એક ગુલાબ જેવી બેટી અવતરેલી છે!"

"ઓ!" મેં મોટા ગભરાતથી પુકારયું.

"કમકમતી ના, બેહેન, પણ માહરી દયા ખાજે," મીલીએ આંસુઓ વચ્ચે હાથ જોડીને માહરી મીનતજારી કરતાં કહયું, "તે વખતની માહરી હાલત ને હાડમારી મેં ઇજજતદાર આલમથી કેવી સખ્તી વચ્ચે છુપાવી તે માહરી હયરાંની પરેશાંની એકલા ખુદાનેજ ખબર છે. તે બચ્ચું લંડનની ઉત્તરનાં એક પરાંમાં એક ભલાં વરઐયરને આશરે ઉછરેછ, ને માહરા હાલના મોટા પગાર છતાં હું આવી ગરીબી ને કંગાલ્યતમાં માહરા જીવ સાથ વાંન કરતી રહેલી છેઉ તેનો ખરો ભેદ એજ છે. મને તે નિર્દોષ જાનના નિર્વાહ અને ગુજારા વાસ્તે ઘણું મોટું દામ હર મહીને પગાર કરવું પડેછ, ને મેં તુંને હમણાં કહયું કે મને એક બીજા જીવને વાસ્તે જીવવાની ઉમીદ રહે છે તેનો બી ભેદ તેજ છે!"

"ખુદા હજી બી સારૂં કરશે," મેં આવા દયાહીણ સંજોગો વચ્ચે શું કેહવું તે ન સઝવાથી ફકત સધ્યારો આપ્યો. હું તદન ગભરાઈ ગઇ હતી. ખરેખર કમકમતી હતી એમ કહું તોબી, પ્રિય વાંચનાર, તેમાં સહરાગત કશી નથી. માહરા નિર્દોશ જીવને આ જાતની હકીકત સાંભળવાનું બી ખરેખર અનુકુળ થવું ન હતું, પણ મને તરત લાગ્યું કે દુન્યા કેઇ ખરાબી, કીયા ઓચંબાથી ખાલી છે?

"હવે મેં તે દગલબાજપર માહરાં આ મોહોતનાં બિછાણાં પરથી તે બચ્ચાંના બાબમાં સેવટની કાકલુદીનો એક કાગળ લખ્યોછ," મીલીએ જરા દમ ખાઈને આગલ ચલાવ્યું, "ને તે હાથોહાથ તેનાજ હાથમાં જાય તેમ કોઇ ખરા દયાલુ ને જોખમદાર હાથોથી મોકળી આપવા ને પુગાડવાનાં હું વમાસણમાં હતી તેટલાંજ તું આવી. જાંણે ખુદાએજ માહરી મુંગી બંદગી વાંચી તુંને અત્રે એજગેબી મોકળી! તું એટલું મ્હારૂં કામ કરશે?"

"હું?" મેં ગભરાઇને કહ્યું, ને પછી તે દગલબાજનાં નિર્દોષ બચ્ચાંની, ને સરબસર મરવા સુનેલી મીલીની છેલ્લી વિનંતીનો મને ખ્યાલ થતાં મને હીંમત આવી, ને એ ચીઠી તે કમજાત આસામીને પુગાડી આવવાનું માથે લેવાનો મેં દીલેરીથી એકદમ કસ્દ કરી હા કહી.

"ઓ કેવું હેસાંન!" મીલી બબડી; "ખુદા તાહરૂં હજારો ભલું કરશે. તે કલેજાં વગરના પથ્થરની છાતીવાલાને બે બોલ સમજાવીને કેહવા પડે તો તે બી માહરી તરફથી તું હીંમતથી કેહજે, ઍલન વાહલી!"

"હું માહરૂં બનતું કરશ, મીલી," મેં ખાત્રી આપી; "લાવ તે કાગળ, ને મને એ માહરા પાક હવાલાનાં કારજ વાસ્તે એકદમ જવા દે કે હું જો જવાબમાં કાંઇ સારા સમાચાર લાઉં તો તેથી બી તાહરી તબ્યતમાં જરૂર કાંઇ ને કાંઇ રૂડો ફેરફાર થશે."

મીસીએ, એ ઉપરથી, તકયા તળેથી તે કાગલ ખેંચી કાઢયો. તે લખેલો તૈયારજ હતો. એનવેલપમાં બીડેલો હતો ને ઉપર વીગતવારે શીરનામું હતું, અને લખ્ખો દુવા ને હેસાનના ઉદગારો સાથે તે મને તેણીએ આપ્યો, એટલે મારી ટોપી પેહડી લઇ હું તુરત ત્યાંથી તે કાગલ પુગાડવા જવા બાહેર નિકળી પડી.

---

## પ્રકરણ ૧૯ મું.

મેં અત્રે આવવા માટે ભાડે લીધેલી ગાડી ખોટીજ કરી રાખી હતી તેમાં હું બેઠી. તે કવર કોઇ મી૰ "ઍાલફ્રેડ પીટર"નાં નામે હતું, ને મેનચેસ્ટર સ્કેવેરમાં ડયુક સ્ટ્રીટ ખાતે માહરે જવાનું હતું.

હું ગઇ. તે તફાવત મીસીનાં ઘરથી મોટો હતો, ને મેં તે જીલ્લો જોયો પણ ન હતો, પણ ગાડીવાલો સરભોગ હાંકી લઇ ગયો ત્યારે મેં જોયું કે ફેશનેબલ લોકો રેહતાં હોય એવા બંગલાઓવાલો ધપધપ્યો એક મોહલ્લો હતો.

બરાબર ઇચાંણીબંધ તે બંગલા આગલ ગાડી ઉભી રહી, ને મેં જઇને બારણું ઠોકયું ત્યારે જે છોકરીએ તે ઉઘાડયું તેનો દેખાવ પેહલીજ નજરે મને ગમ્યો નહીં. તે કોઇ બેહયા જેવી હતી.

"મી. ઍલફ્રેડ પીટર અહીં રેહછ?" મેં પુછ્યું.

"હા."

"ઘેરમાંજ છે તેવણ."

"હા; તમુને બી તેડેલાં છે શું?"

મને તો એવો ચટકો લાગ્યો કે પેલી બેશરમને એક લપડાકજ જાંણે ખેંચી કાઢું; પણ મેં માહરો રોષ સમાવ્યો. મેં યાદ કરયું કે હું એક ખરાં પુનનું ને ભલાઇનું કામ કરવા આવી હતી——જોકે તેજ ઘડીએ મને લાગ્યું કે આવું એક "કમીશન" (કામ) માથે લેવાનું માહરા જેવી એક નાધલી છોકરી માટે જોઇએ એવું શુદ્ધ લાગવાનું નથી. ખરેખર મને, તેથી, હવે જરા પસ્તાવો બી થયો, પણ પસ્તાવાને માટે બી હવે શું જોઇએ તે કરતાં જાસ્તી મોડું થયું ન હતું?

"મને કોઇએ બોલાવી નથી ને હું અત્રે કોઇને ઓલખતી બી નથી," મેં ગુસ્સાનાં નેણ જમાવી કહયું; "હું તો એવણનું એક જરૂરનું કાગજ લાવેલી છેઉં, જે હાથોહાથ મને પુગાડવાની ફરજ આપવામાં આવી છે."

પેલી દબી ગઇ. માહરા પ્રમાણીક ગુસ્સાથી તે કોઇ વંઠેલ હીચકારી એકદમ થથરી ગઇ, ને ત્યારે તરતજ પાંસરી થઇ.

"અંદર આવોજી, અહીં બેસો," તેણીએ કહયું; "હું શું નામ આપું?"

"મને મી૦ પીટર ઓળખતા નથી એટલે માહરૂં નામ આપેલું કંઇ કામ આવવાનું નથી," મેં ટણકાથી કહયું.

"ઓ, ત્યારે તો આવો, માહરી સાથેજ ઉપર આવો," તે પોરીએ ચુકવ્યું, ને હું તેની પુઠે દાદર ચઢીને ઉપર ગઇ.

પણ તે પેહલા મજલાનો દાદર ચઢી રહેતાંજ અંદરથી કોઇ અબળાઓનાં મોટે સ્હાદે હસવાના અવાજો માહરે કાને આવ્યા, ને હું ભડકી. મી૦ પીટર જો પરણેલો હોય તો તેની બૈરી છોકરાં સમક્ષ આ નાજુક વાત હું રજુ કરીજ કેમ શકું? તેને તે કાગલ આપીજ કેમ શકું? મને તો તેનાં બૈરી છોકરાં મારીનેજ કાઢી મુકે!

"થોભ, બેહેન, થોભ," મેં, તેથી, ગભરાતમાં તે છોકરીની બોહે પકડીને કહયું, "હું મી૦ પીટરને તેઓનાં બૈરી છોકરાંની રૂબરૂ મલવા ચાહતી નથી!"

પેલી મોટે સ્હાદે મોટા તુચ્છકારનું હસી, કેમજે મેં જોયું કે માહરાં એમ કેહવાનો તે દુષ્ટાએ પોતાને પેશ આવતો કોઈ ગલીચ અર્થજ ઉઠાડયો, ને માહરે વાસ્તે જે સારૂં મત ઘડી એક પેહલાં હું તેનામાં ઉપજાવી શકી હતી તે તુરત પાછું ભુસાઇ ગયું. હું, તેથી, પાણી પાણી થઇ ગયલી ખુલાસો કરવા ને બને તો પાછીજ જવા ચાહતી હતી, પણ તે ગુન્હેગાર મને તેમ કરવા વખતજ શાંનો આપે? અમો તેટલાં તો પેહલે મજલેની ચાલમાં પુગેલાં હોવાથી તેણે તરતજ આગલના ઓરડાનું બારણું ઉઘાડી નાખ્યું, ને મોટેથી પુકારયું, "લેઓ સાહેબ, આએ કોઇ બાઈ સાહેબ તમોને મલવા આવેલાં છે!"

પણ ઓ ખુદા—મેં શું જોયું? પેલીએ બારણું ઉઘાડયું ને હું ઉંબરપર હતી, કે મને જોતાં સાથે તેજ ઘડીએ તે ઓરડાને નાકેથી એક સખ્શ, બંદુકની ગોલી લાગી હોય તેમ, ઉછળીને ઉભો થયો, ને તડાક દેતું કે બાજુમાના એક ઓરડાનું બારણું ઉઘાડી અંદર ભરાઇ ગયો, જો મેં ઘણુંજ ઉતાવલું જોઇ લીધેલું છતાં મને મજબુતીથી લાગ્યું કે તે કોઇજ નહીં પણ કેપટન કલેર હતો, ને વધારે તાજુબ! તેનો હાથ ઝોલીમાં બી હતોજ નહીં!! યા ખુદા, એ શું? શું મેં જોયો તે ખરેખર કલેર હતો કે કોઇ બીજો? હું કાંઇ ભુલ કરતી હતી કે મેં ખરેખર તેનેજ જોયો હતો?

ત્યાં ઓરડામાં બે જવાંન અબળાઓ ટેબલ પર પગ લાંબા કરી છેક બેમરજાજે ખુરસીઓ હલાવતી ને વાતચીત કરતી બેઠી હતી, ને દીસતુંજ હતું કે દાદર પર મેં હસવાના જે અવાજો સાંભળ્યા તે એજ દદાઓના હતા; અને હવે પેલી માહરી સાથે આવેલી પોરીએ પુકારીને જે કહયું તેના જવાબમાં અજબ થતાં ઉઠીને આગલ કોણ ધસી આવ્યો? માહરા ખુદા—તે કોઇજ નહી પણ મેં ધુમતાં મગજે જોયું કે પેલો દોજખી કરનલ બૅલ હતો!!

હું બેહોસ થઇને તુટી નહીં પડી એજ એક અજાયબી છે. આખી દુન્યામાં જેને છેલ્લામાંછેલ્લી હું મલવા ચાહતે તેનીજ નજદીક માહરૂં કમનસીબ મને ઉપાડીને એટલું જલદી પાછું ઘસડી લાવ્યું હતું!

હું બાહેર નિકળી પડી. મેં એકજ નજરમાં જોયું કે પેલી બે અબળાઓના પોશાકમાં વટીક અતી ઘણી બેદાદી ને હાલહવાલી હતી, અને હું તેથી લજવાઇ ગઇ. હું, તે ઉપરથી,

તરત બાહેર ચાલમાં પાછી નિકળી પડી, કે જ્યાં બૅલ પણ આવ્યો, અને મને દીસ્તી રીતે કમકમતી જોઇ તેણે બારણું પોતેજ સભ્યતાથી ખેંચીને તરત બંધ કરયું.

"તું અહીં!" કરનલ બૅલે પછી ખુશીમાં પુકારયું; "ઓ, એ અમારી કેટલી ખુશનસીબી કે—"

"કરનલ બૅલ," મેં તીખ્ખાસથી કહયું, "હું અંજાણે અત્રે આવીને ફસી પડેલી છેઉં. હું તો આએ કોઇ મી૦ પીટરને નામનું કાગલ લાવેલી છેઉં. જુઓ એ, ને જો એ તમારૂંજ હોય તો વાંચીને તરત જવાબ આપો, અથવા નહીં તો મને પાછું આપો—અને એકદમ અત્રેથી મને જવી રેહવા દેઓ!"—અને મેં તે કાગળ આપ્યું, જે દેખીતી રીતે કાંઇક અજબ થતાં તેણે માહરા હાથમાંથી લીધું, કે જ્યારે એનવેલપનાં શીરનામાં તેમજ હરફ ઉપર નજર દોડાવી તે એકદમ ગંભીર થયલો નજરે આવ્યો.

"એ માહરેજ વાસ્તે છે," તેણે કહયું. "હું જરા એ વાંચી લઉં તેટલાં આએ ઓરડામાં એક મિનીટ બેસશો?"—અને તેણે બાજુના એક બીજા ઓરડાનું બારણું ખોલ્યું, કે જેની એક બારી બાહેરના મોટા ધોરી રસ્તા ઉપર ઉઘડતી હતી, ને તે પેહલ્લેજ માલ હોવાથી ડર ખાવાનું કંઇજ નહીં જોઇ હું ત્યાં ગઇ.

"બેસો એક મિનીટ," તેણે માંગી લીધું; "હું જરા આએ વાંચી લેઉં,"—અને ઉતાવલે એનવેલપ ફાડી તેણે અંદરનાં કાગલ ઉપર પોતાની ચશ્મો દોડાવી. તે, મગર, તે વાંચતાં પુરતો શાંત હતો. ખરી રીતે તો ચીપીચીપીને વાંચવાને બદલે તે ઉતાવલેજ તે પર બેદાદ ફાસમે નજર નાંખી જતો હતો.

મેં જોયું કે તે પોતે પણ અત્રે ઘરનાંજ કપડાંમાં હતો. એક ફુલની તરાંહનું મોટું ડ્રેસીંગ ગાઉન તેણે ઓરવી લીધેલું હતું, ને તેના પગમાં ફકત પીલાં ચામડાંના સ્લીપર્સ હતાં.

"ત્યારે શું ખરેખર એ છોકરી—આઇ મીન મીલી—એટલી બધી બીમાર થઇછ?" તેણે કપાલપર સ્હેજ ચીંતાનો ચીલ્લો ચહડાવી તે કાગલ પુરં કરતાં માહરીભણી જોઇને પુછયું.

"ઘણીજ," મેં થરસાથી કહ્યું; "ડાકતરો તેનાં બચવા કે જીવવાની આશા રાખતા નથી, અને તે ગરીબ બીચારી પોતાનાં બચ્ચાનાં કારણથી તદન હીંમત હારી ગેઇ છે."

"ત્યારે તું બધું એ વાતને લગતું બી જાંણુતી દેખાયછ?"—અને કરનલ ઘણો અજબ થયલો દેખાયો.

"હા, મને મીલીએ પોતાનાં મોહટાં દુખની કાંહાંણી પુર વિશ્વાસમાં બધી કેહલી છે," મેં તોરથી કહયું.

"વૅલ, વૅલ, હુ તેને મલી જવશ," તેણે પોતાનાં માથાંપર હાથ ફેરવી બાલ સમા કરતાં વિચારવંત ફાસમે કહયું. "બેશક કંઇ કરવું તો જોઇશે. તું શું સલ્લાહ આપેછ, ઍલન?"

"હુ એ વાતમાં કશો બી ભાગ લેવા કે મત આપવા સાફ ના કેહુંછ, કરનલ બૅલ," મેં જવાબ કરયો. "તમે મને કરેલાં મોટાંમાંમોટાં અપમાન પછી હું તમોને મલવા

કે તમારી સાથ વાત કરવા બી ખુશી નથી, પણ આએ તો એક નિર્દોશ બચ્ચાંનાં ભલામાં હું આવીને બીલકુલ ફસી ગઇ છું. જો હું જાણુને કે પીટરનાં ઠગારાં નામ હેઠલ તમોજ છેઓ અને તમોનેજ માહરે મલવાનું છે તો એ એક ખરી ભલાઇનાં કામ વાસ્તે બી આએ ગલીચ ઘેરનો ઉંબર ઓલંગવા હું કદી કબુલ કે એકમત થને નહીં; પણ ખેર, હવે હું આવીછ ત્યારે તો ફકત ધરમને ખાતર હું એટલી વિનંતી કરી શકુંછ કે તે તમારાં જલ્દીજ બાપ વગરનાં થઇ બેસનારાં કમતાલે બચ્ચાંને વાસ્તે તમારે કંઇ બી કરવું જોઇએ."

"પણ શું કરૂં ? તું જે કેહ તે કરૂં ! તાહરી સલાહપર અમલ કરવા હું ખુશી ને તૈયાર છેઉં, ઍલન," તે કરનલે દેખીતી ઓજરખ્વાહીથી કહયું.

"એમાં માહરી સલ્લાહ જેવું કંઇ હોએજ નહીં," મેં હજી ટેકથી ને મિજાજથી કહ્યું.

"વૅલ, ત્યારે મને માહરા સોલીસીટરનું મત કરવું જોઇશે," તેણે નાખીતીથી જવાબ કરયો. "હાલ તુરત તો તું મીલીને ખાત્રી આપ કે હું એ બચ્ચાંને સારૂ માહરૂં બનતું કરશ, ને તેને પોતાને બી એક ફેરો આવીને મલી જવશ, ને તેટલાં હું એક ચૅક લખી આપું તે એને આપ કે એને દવાદારૂ વાસ્તે કામ આવે. હું એક મિનીટમાં માહરી ચૅક બુક લઈને ઓપ અત્રે પાછો આયો."—અને તે ધામધુમી અદાથી ઉતાલમાં જતો રહયો.

તે જતો રહયો અને હું એકલી પડી. તે ઓરડો જ્યાં હું હાલમાં ઉભી હતી તે બી, મેં જોયું કે, ઘણા ટેસ્ટથી સણગારેલો હતો, અને ઘણા પૈસા ને ઘણા વૈભવનીજ શાહદત પુકારતો હતો. પેલો પેહલો ઓરડો જ્યાંથી હું હટી ગઈ હતી તે બી, મેં યાદ કરયું કે, કાંઇ કમ આરાસ્તા ન હતો. એકજ નજરમાં મેં પુરતું જોઇ લીધું હતું; પણ એટલું કે ત્યાંનો દેખાવ, મેં કહયું તેમ, છેકજ નિર્લજ હતો. દારૂનાં ગ્લાસીસ અધુરાં ને ખાલી કરેલાં પણ ટેબલપર વેરવાર પડયાં હતાં, ને હરેક વ્યસનના દીલ કમકમાવનારા પુરાવા ત્યાં પ્રત્યક્ષ નજરે આવતા હતા.

વળી એ બંને ઓરડાઓથી એ પણ પુરવાર થતું હતું કે એક હકદાર ધરધણયાંણી કે ધરબેટીના પવિત્ર અધીકારની તે આખાં ધરમાં સરગાંમ ગેરહાજરી હતી. તે પુજ્ય હાજરી અદ્રષ્ય રેહતીજ નથી. એક પવિત્ર સ્ત્રી વગરનું ધર સ્મશાંન છે, ને આ તે કીસમનુંજ એક મસાણ કાં એક નર્ક હતું, કેમકે ત્યાં વગર દુષ્ટ વંત્રીઓની મેં ત્યાં હાજરી જોઇ તેઓ ઘેરીતી બારીતી થયલી અર્ધ ઘડી પણ અત્રે પોશાયજ કેમ ?

અને હયાં, મને આવતી જોઇ, ભડકેલા ઘોડાની અદાથી જે એક સખ્શ ઉછલીને બાજુના ઓરડામાં ભરાઇ ગયો હતો તેની મને પાછી યાદ થઇ. મેં તેને ઘણોજ અછડતો જોયો હતો, પણ મને તોપણ ઘણી મજબુતીથી લાગતું હતું કે તે કલેર હતો !

મગર કલેર ! તે હોએજ કેમ ! કરનલનો તો તે માહરે લીધે હડડનો શત્રુ થયો હતો— તેના જોડે તો જાનની આપ લે જેવું તે એક ભયકાર ડયુએલ રમ્યો હતો—ગઇ રાત સુધી તો તેનો હાથ ઝોલીમાં હતો ને જખમ ઘણું દરદ કરતો હોવાની ઉપરાસાપરી કલ આતો હતો, અને ત્યારે તે હાલમાં અત્રે ઘેરીતો બારીનો બેઠેલો હોએજ કેમ ને તે વાત બનેજ કેમ ! તે તો રીતભાતવાલો, સારાં સલુકનો, સારી સોસાયટીમાં ફરનારો, માહરા જેવી એક

સાચા આચારવિચારની છોકરીના હાથની પવિત્ર ઉમીદ કરનારો આસામી હતો, અને તે આવી નીચ પંક્તીની અને અધમ સોસાયટીમાં શામીલ હોય એ માનીજ કેમ શકાય ?

અને વાંચનારે ધ્યાંન રાખવાનું છે કે આ બધી તપસીલ ને માહરા વિચારોની વિગત વિગેરે જે હું અત્રે રજુ કરૂંછું તે ખરેખર તો એક બે મિનીટનીજ માહરી રોકાણ હતી, અને તેમાંથી પરવાર પાંમી કરનલ જે ચૅક લેવા ગયો હતો તેની મેં પાછી યાદ કરી તેટલામાં તો તે ઓરડાનું અલગું કરેલું બારણું પાછું ઉંઘડયું ને કોઇ અંદર આવ્યો.

કોઇ ? કોણ ? તે કરનલ બૅલ તો હનોજ નહીં; તે તો—ખુદા તાહરી પનાહ—ઠગારો બદમાસ કલેર પોતેજ હતો!! તે હસતો હસતો તદન નફટ ચેહરે આવ્યો, ને આવતાં સાથે વળી તે બારણું ઘણી ઝડપ વચ્ચે અંદરથી બંધ કરી લીધું, જે જોતાં માહરા હોસકોસ લેવાઇ ગયા!

—•—

## પ્રકરણ ૨૦ મું.

તેનો હાથ ઝોલીમાં ન હતો! મેં એકજ નજરમાં જોયું કે તેના હાથને કશીજ ધાડ ખાધી ન હતી. તે બંને હાથમાં પુરનો સાબુત હનો, ને બારણું બંધ કરવાની તેની ઉતાવલી હીલચાલમાં, મેં જોયું કે, તે બંને હાથે ઘણી આસાનીથી હીલચાલ કરી શકતો હનો!

હવે, તેથી, આ કપાત્ર બદમાસનું બધું ખોટારૂં મને આયના પેરે તમામ જણાઇ આવ્યું, ને ભલી લેડી લીલાએ તેનાં અપલક્ષણ માટે માહરી આટલી આટલી ખાત્રી કરવા માંગી તે તેણીની બીનસ્વાર્થી જેહમત માટે હું મનથી અનીઘણી કદરસનાસ થઇ. આ લુચ્ચાઇ તો હદ પાર હતી, બલકે આદમ્યતથી બી અલ્લગ ને વેગળી હતી. મને જીતવા—મેં તુરતજ જોયું કે—અવલથી આખર તક આ લુચ્ચાનો તે એક તાગડો હતો. કરનલ બૅલને તેણે આગલ કરયો ને પાકંસવાલાંઓને ત્યાંથી (તેઓની શામીલગીરી સાથે અથવા શામીલગીરી વગર) માહરૂં હરણ કરાવી તે આગલથી રચી મુકેલા પ્લાન મુજબ બૅલની સતાવણી દરમ્યાન માહરી સાંમે આવી પુગ્યો. તે કોઇ બી રીતે માહરાં મતમાં ને માનમાં ચઢવા ને તે રસ્તે મને જીતવા માંગતો હતો! ડયુએલનો "ફ્રૉડ" પણ, તેથી, હવેજ પ્રગટ પડતો હતો. ડયુએલ જેવું ને તેને ગોળી લાગવા જેવું કાંઇ હતુંજ નહીં. તે જુઠો જુઠો હાથ બાંધી લાવાને ઘણી કલતર થવાના ચાલાચસ્કા કરી તે કમીનાએ મને નાહકમાં બીહીવરાવી મારી હતી. ખચ્ચીત, આવી સેહતાન્યત હદ સુધી ભોલી કુમારીકાઓને ફસાવા ચાહનારા દોજખીઓ જઇને થઇ શકે એ માહરા કેવળ નવા ત્રાસજનક અનુભવથી હું માહરી બાળક બુદ્ધી દરમ્યાન જાંણે થથરી ગઇ.

તે બારણું બંધ કરીને ફજેત જેવા ચેહરાએ, બેશરમીનું ને ખરચાણું હસતો, માહરી પાસે આવ્યો—તે બદઓથી ભરેલો બદમાશ કે જે પડોશના ઓરડાની ગલીચ ને ઝેરી હવા દમમાં લેતો આસાનીથી પડેલો ફકત પાંચજ મિનીટ પેહલ્લાં સાબુત પકડાયો હતો!

અને હવે તે પાક બેહયાઇથી એમ માહરી સાંમે રજુ થયો ને વળી આવતાં સાથે તેણે બારણું બંધ કરયું, એટલે મેં દગો તરત પીછાંણ્યો; પણ હું બીહીધી નહીં. માહરી

નેકીની હીંમત તેનાં તનમનની ગાદીપર સર્વોપરી બની, ને હું હીંમતથી હઠી જઇ પેલી ઘોરી રસ્તાપર ખુલતી એક બારી આગલ જઇ ઉભી.

અને ત્યારે દુષ્ટ કલેરની આંખમાં પેલો દોજખી દેખાવ, જેનું મેં આગલ વખતો વખત બ્યાન કરયું છે તે, એવડાં જોરથી પ્રબળ બની પ્રગટ પડયો. તે બીહીક લાગે તેવોજ એક ખુંનખાર દેખાવ હતો. હવે તો તે પોતાની છાતીમાંનું દોજખ છુપાવાની જાંણે દરકાર વટીક કરતો જણાતો ન હતો. હવે તે સાધુ દેખાવા ચાહતોજ ન હતો. હવે તો તે જે અસલ્યાતમાં હતો તેજ ને તેવોજ માહરી સાંમે રજુ થતો હતો!

"મને એકદમ અત્રેથી જતી રેહવા દેશો?" મેં તે બારણું બંધ કરીને આગલ આવ્યો એટલે હીંમત પકડી મોટા ગુસ્સાના તકાજાથી તેને પુછ્યું.

"બેશક; હું તુંને રોકવાનો નથી. ખાત્રીથી માનજે, છોકરી, કે હું તાહરાં બદનને આંગલી વટીક લગાડવાનો નથી," તેણે મારી સાંમેની એક ખુરસી પર ઠંડે કલેજે બેઠક લેતાં કહયું; "હું તો મને આએ તદન નહીં ધારેલી તક મલી ગેઇ છે ત્યારે જે ફટકો માહરે મારવો જોઇએ તે મજબુતીથી મારવાના મુસ્તકીમ ઠરાવથીજ અત્રે આવ્યોછ."

"પણ હું તમને તમારા એ નજીસ પટપટારામાં સાંભળવા માંગતીજ નથી?" મેં નેણુ જમાવી કહ્યું.

"સાંભળવુંજ પડશે," તેણે મકકમપણે જવાબ કરયો.

"તમો શું કેહવા માંગોછ?"

"હું એટલુંજ કેહવા માગુંછ કે આએ ઇજ્જત વગરનાં ઘરમાં આવી તેં તાહરી પાક આબરૂનું સરયામ સત્યાનાશ કાહરી નાંખ્યુંછ," તેણે સેહતાન્યત કીનાથી હસતાં કહ્યું. "આએ ઘેરમાં કોઇ બી પાક અશમતની છોકરી કદી આવતીજ નથી એ જગજાહેર વાત છે, ને તું પોતે અત્રે આવવાનાં કારણમાં હવે પછી ગમે તે કહે ને બતાવે, પણ લોક હવે તો જે અમે જાહેર કરશું તેજ માનશે, અને તું કેહશે તે નહીંજ!"

"જાલીમ ખવીસ!" મેં નાસીપાસીનાં અતરત સાથના ખીજવાતથી પુકારયું.

"હવે તાહરે મન ભાવતી ગાલ મને દેયા કર," તે બદમાશે કહ્યું. "છોકરી, એક વખત હતો કે જ્યારે મેં તને ખરાં દીલથી ચાહી, ને પ્રમાણીકપણે નેકીના તરીકાથી વટીક મેં તને માહરી કરવા માટે તાહરૂં પગપાણી કરવામાં કશીજ બાકી રાખી નહીં. હું લગનને એક જંજાલ અને જુસરી જાંણુંછ, પણ મેં તુંને જોઇ ને જોઇ તાહરી એક અજબ મોહીનીની ફસાવતે મને અહીં સુધી દીવાનો બનાવ્યો કે મેં તને લગનની વટીક ઑફર કીધી ને તે છતાં તેં માહરા જેવા એકની તે માંગણીને ઠોકરે મારી!"

અને આ સઘળું તે એવાં ઝનુનથી ને એવાં ખારીલાં જોશથી બોલતો હતો કે માહરા હાથમાં હાથ ચપટ ભેળવી હું ઉભી હતી ત્યાંથી દબાયલી તેને ગુપચુપ જોતી ને સાંભળતી ઉભી રહેવાથી જ્યાદા જાંણે કાંઇ કરીજ નહિ શકી. તે નીચનાં કેહવામાં ઘણું વજુદ હતું. પીઠાંમાં ઉભો રહી દુધ પીએ તે પણ દારૂજ પીતો સમજાય છે, ને તેથી મેં જોયું કે માહરી

બોલાઇમાં એક પુનનું કામ કરવા જતાં મેં સજ્જડ છક્કડ ખાધી, બલ્કે માહરી બેમુલ ઇજ્જત કે જે હું માહરા જાનથી વટીક લખ્ખો વાર જ્યાદા સહમજતાં શીખી હતી તેનો મેં સરબસર નાશજ કરી મેલ્યો હતો! અરે, શું ભલાઇની આએ દુન્યાજ નથી?

"અંતે મેં તુંને ઠગાઇથી જીતવાનો એક મોટો પ્રપંચ રચ્યો," જરા થોભીને અને મને પુશકળ બીહીધેલી જોતાં દેખીતી રીતે મનથી મળકાઇને તેણે જલ્દીજ પાછું ગાડું ગબડાવ્યું; "પણ તેમાં બી તું સંગદીલે મને માહાત કીધો, અને ત્યારે હવે માહરે તાહરા જેવી એકનો સરોપરો રાખવોજ શું કામ જોઇએ! માહરે તાહરી પર દયા બતાવીજ શાંની જોઇએ! હવે માહરો તાહરે વાસ્તેનો મોટો પ્યાર ગઇ રાતથી એક જંગી કીનામાં ફેરવાઇ ગીયોછ, ને હું તાહરો નાશ સોહોધતો હતો, કે જ્યારે તેવી એક તક હું ખ્યાલ બી નહી કરી શકું એટલી બધી સીતાબીથી માહરાં સારાં નસીબે મને મેલવી આપી છે. તું અત્રે નેકીનાંજ એક કામે આવી છે તે અમે જાંણ્યે છીએ, પણ અમે તું ઇજ્જત સાથે અત્રેથી પાછી ફરી નથી એ એક અવાજે કસમો સાથે જાહેર કરશું, ને ત્યારે તાહરૂં કોણ માનવાનું છે? ખ્યાલ કર, તેથી, અએ ઓરત, ને હજી બી માહરે તાબે થા!"

"તાબે? તુંને? એક ખવીસને?" મેં ચીસ પાડી.

"હા, મને! એક ખવીસને!" તેણે મોટા કપટના સંતોષથી કહયું, કે જ્યારે તેની આંખમાંથી પાછો ખુદ સેહતાનજ ડોકયું કરતો દેખાતો હતો! "હું દીવાનો થઇ ગયોછ, ને તાહરે વાસ્તેનાં માહરાં દીવાનાં ઝનુનમાં શું કરશ તે તું જાંણતી નથી!"

"ને હું જાંણવા માંગતી બી નથી," મેં પાછી હીંમત જમા કરી પુર જોશથી પગ ઠોકી કહયું "હવે સાંભળો! મને અબ ઘડી બારણું ખોળી જવા દેઓ, નહીં તો આએ બારીએથી ચીસ પાડી હું મદદ પોકારૂંછ, અને—"

"એમ?" તેણે તુચ્છકારથી કહયું, ને હું ખ્યાલ વટીક કરી શકું તે પેહલાં તે દોજખીએ ઉછળીને માહરૂં પાંખડું પકડી મને આગળ ખેંચી કાઢી બાજુએ કરી મેલી, અને પછી આંખ બંધ કરી પાછી ઉઘાડયે તેટલી સીતાબી સાથે તે બારી ઓસ્તવારીથી તેણે તરત બંધ કરી લીધી!

મેં ચીસ પાડી—એક કારમી ચીસ, પણ અરે, હવે તે સાંભળે કોણ ને માહરી મદદે આવે કોણ? તે બારી ને બારણાં એ બંનેનો, હું અનાથ અબળા—બાળક છોકરી સાંમે, જાંણે જાસ્તીથી કબ્જો લઇ બેઠો હતો!

"હેમક, મેં તુંને કહેલું છે કે હું તુંને ચાહતોતો એટલી હવે ધીકકારૂંછ, એટલે હું તાહરા બદનને હાથ વટીક લગાડવાનો નથી," તેણે પાછું કહયું, ને મોટી ઉશ્કેરણી હેઠલ તે પોતે પણ થરથર ધ્રુજતો હતો. "પણ તાહરે મને પુરતો સાંભળી લેવો તો પડશેજ! હજી બી, તેથી, ખ્યાલ કર! હજી બી માહરો આશરો કે હાથ કબુલ રાખ! હજી બી મને ખુશીમાં ગરક કર! તાહરી એક 'હા'થી મ્હારી આખી દુન્યા સુખી થઈ જશે. બોલ, ઍલન, બોલ, હવે શું કેહેછ!"

" એજ કે માહરી આખી જીંદગી બરબાદ થઇ જતી હોશે તોબી તમારા જેવા એક દોજખી સાથ માહરી બાકીની હૈયાતીની પાલ બાંધવા હું કોઇ કાલે કબુલ કે એકમત થનાર નથી," મેં મોટા કડવાસથી કહયું; અને પછી પાછી માહરી હીંમતની ઓટ થઇ જતાં તરત કાકલુદીથી મેં વધારયું, "ઓ કૅપ્ટન કલેર, દયા કરો, એ દોજખનાં કામથી હાથ ઉઠાવો! હું બાપ ભઇના આશરા વગરની નાચારબેચાર છેઉં તેની દયા ખાઓ! શું કરવા મને દુખીને એટલાં દુખને અંતે ઉતારોછ? ખુદા કેમ એ તમારી જાલીમ જાસ્તી સાંખી શકશે? તમે મને ઘણી ચાહવાનો દાવો કરોછ, તો જેના પર પ્યાર હોએ તેને પામાલ કરવા કોણ એમ રાજી થાએ?"

પણ જવાબમાં તે કંગાલ કમીનો ફકત તુચ્છકારનું ઘણું મોટેથી હસ્યો.

"હું એક મીસ્કીન છોકરી છેઉં, ને માહરી દોલત બદકે માહરો જાન તે માહરી પાક ઇજ્જત છે," મેં હજી બી અતીઘણી કાકલુદીથી તે બેરહેમ જાલીમને તેની જફાકારીમાં રોકવાની દયાનતથી સમજાવ્યું; "ના, તેથી, માહરી ખરાબી શોહોધો!"

"તું તાહરો જાન પટકીને મરી જશે," કલેરે જવાબ કરયો, "તોપણ જાંણુ કે હું જરા બી માનવાનો કે તાહરી ખોહારીને વાસ્તેના માહરા પક્કા ઠરાવથી ફરવાનો નથી."—અને તેના અવાજમાં એટલું બધું ખારીલું કપટ હતું કે મેં જાંણે નાસબરપણે માહરા જાનથીજ સરબસર હાથ ધોયા!—"પણ નહીં," તે દીવાનોજ બની જઇ જ્યાદા ઝનુનથી જરા વારે પાછો બખાળતો માહરાં આંગ પર ધસ્યો; "માહરે એમ બી તને છટકવા દેવીજ શું કામ જોઇએ? માહરે કાંએ નહીં તાહરી ખરાબી આજેજ ને અત્યારેજ——"

અને તે વખતે—એજગેબી ખુદાની બશારતથીજ હોય તેમ—મને પેલી ભલી લેડી લીલાની પાછી યાદ થઇ. તે નેકબખ્ત અબળાએ આ માહા બુરાના બસમાં કદી બી માહરી ફસાવત થાય તે બચાવનો એક તલેસમ મને સપુર્દ અને જાહેર કરયો હતો તેની વિજળીના ઝટકાથી હોય તેમ મને એકદમ તે ઘડીએ યાદ થઇ, અને ત્યારે તે આગલ જાસ્તી બોલે ને પોતાના પલીદ એરાદાથી માહરાં આંગ પર આગલ ધસે તેટલાં મેં પુકારીને કહયું, "જા, જાલીમ, અનેરૂં ના કર! પેલાં ફુલની નીશાંણીની વાત ભુલી ગીયોછ શું?"

અને થઇજ ચુકયું! અજાયબીઓની અજાયબી!! તેને જાંણે લકવો થઇ આવ્યો હોય તેમ તેનું બદન એ બોલો સાંભલતાં સાથે બેટાકાત થયું—તે છેક હોઠ સુધી ઉજલો ને ફીકકો થયો, ને પાછલ હટી તમામ ઢગલો પુંજો થઇ એક ખુરસીમાં અરધો બેહોસ તુટી પડયો!

એ શું થયું? એ દેખીતા સાદા પણ ખરેખરા તે ભયંકાર બોલોનો એવો ભયભીત મર્મ શું હશે, કે જેણે એક લેહજામાં આ જાલીમ ખબીસને એટલી હદ સુધી જેર કરયો? એવો તે તેનો જોરાવર ભેદ શું હશે કે જેથી આ દોજખી આયંદા જીતાયો ને માહાત થયો? મને કાંઇ સમજ પડી નહીં!

પણ મેં તે તકનો તાબરતોબ લાભ લીધો. હવેજ માહરી ફત્તેહ હતી તો માહરે થોભવું શું કામ જોઇએ? મેં તડાક દેતું કે બારણું ઉઘાડી નાખ્યું ને કોઇ મને રોકે તે આગમચ

તો હું ધડધડાત તે નેહેરત મુકામનો પલીદ દાદર ઓલંગી ગઇ ને નીચલા ખંડનું બારણું ખોલી નાખી બાહેર રસ્તાપર ઉતરી.

ત્યાં માહરી ગાડી મોજુદ હતી, ને તેમાં બેસી હું મેલીસાનાં ઘર તરફ પાછી જવા નિકળી પડી—પણ અરે, હજી માહરાં ધ્રુજતાં તનબદનમાં શાંતી કયાં હતી? હજી માહરા એકકેએક અવયવ થરથર ધ્રુજતા હતા!

પેલા તલેસમ વાસ્તેની માહરી અજાયબીની હદ વલી ગઇ હતી. વિજળીના ઝટકાથી આદમીઓ જબેહ થઇ જવાનું મેં વાંચ્યું હતું—લકવાથી હરેક અવયવો જુદા થઇ જતા હોવાનું મેં જાણ્યું હતું, પણ આ એક સાદાં નાહનાં વાકયથી કલેરની ફીસમનો એક દોજખી તેટલીજ હદ સુધીનો આજેજ થાએ એ અકકલ કામ નહી કરે એવો એક તાજુબીભરયો મોજેજો હતો.

અને તોપણ તે એક બી સહરાગત વગર તદન ખરૂં હતું, ને ઉપર મેં બયાન કરીને લખ્યું છે તેમજ તે ખરેખર બન્યું હતું. તેણે માહરી પીઠ ફરી ત્યારે નબલા અવાજે મને જરા થોભવા ઘણું કાકલુદીથી પુકારયું હતું, પણ હું તે સાંભળવા કે તે મુજબ થોભવાની દરકારજ શાંની કરૂં?

અને મેલીસાને ઘર પાછી ફરતાં આખ્ખે રસ્તે ભલી લેડી લીલાએ માહરા કરેલા બચાવ માટે તેનાં તરફ સાચાં હેત ને હેસાંનથી માહરૂં દીલ ખેંચાતું રહયું. કેવી ભલી! કેટલી ચીવટાઇથી, મેં ઘણું બી ના કેહવા છતાં, તેણે મને એ બુરાની ચાલનો ઇન્તેખાબ આપીને પેલો તલેસમ કહી મેલ્યો હતો, કે જેણે થોડાજ કલાકમાં મને ગોયા છેક એણુ ઘડીએ એક બચાવની જોરાવર ઢાલ પુરી પાડી હતી!

ખચ્ચીતજ, ખુદાની લાકડી બેઅવાઝ છે તે નેકીનો રાહનુમા—હવે મને ઘણી વધતી મજબુતીથી લાગ્યું કે—આફતની વખતે કદી માહરા સરખી નિરાશ્રીતોને અનાથ છોડી આપતો નથી, ને આ છેલ્લાં થોડાંક પ્રકરણોમાં માહરીપર ગુજરેલી અનેક તરાહની કાંહાંણીનું જે પેચદાર પણ સચાઇપુર્વક વર્ણ રજુ થાએ છે તે એ વાત શું બેતકરાર પુરવાર કરશે નહીં?

ગરીબ મેલીસા! મને તેને વાસ્તે ઘણુંજ લાગતું હતું. કરનલ બૅલ જેવો દેવે નામ દેવ તેને જુઠાં નામથી ઠગી ગયો હતો, ને હવે તેણીની મરતી ઘડીએ બી તેનાં તારણ કે તેનાં નિર્દોષ બચ્ચાંનાં ભલાંને વાસ્તે કશુંજ કરનાર ન હતો, એ વાતની માહરી પાક્કી ખાત્રી હતી; અને તે માહરૂં મત, માહરાપર જે ગુજરયું હતું તે ફસાવતની બધી વાત કરીને, તે અભાગનીને મેં કહી સંભળાવ્યું ત્યારે તેણીએ કરેલાં હૃદયભેદક કલ્પાંતનું, વાહલાં વાંચનારાંઓ, હું કેમ બયાન કરી શકું?



## પ્રકરણ ૨૧ મું.

પણ હવે આગલ વધશું. ગરીબ મેલીસાને મેં ખાત્રી આપી કે તેણીની જોડે ભયંકર દગો થયો હતો, ને તે જે નામ જાંણુતી હતી તે વટીક તેને ઠગનાર લુચ્છાનું તદન ધારણ કરેલું ખોટું હતું. તે બુરાનું ખરૂં નામ તો કરનલ બૅલ હતું, ને તેનાથી તેણીની મરતી ઘડીએ પણ તેનાં કે તેનાં બચ્ચાંનાં તારણ અથવા ભલાં વાસ્તે તેણીની કશી બી ઉમીદ રાખવી મીથ્યા હતી!

* * * * *

અંતે તે યાદગાર દાહડો આવ્યો કે જે રાત્રે હું સ્ટેજ ઉપર માહરો પેહલો દેખાવ આપનાર હતી. તે આખા દાહડાની માહરી અજબ જેવી ઉશ્કેરણીનો હું વાંચનારને કેમ ખ્યાલ આપી શકશ? મેં માહરો "પાર્ટ" ઘણોજ પકો મોંઢે ચહાવેલો હતો, ને મને ભલા મી૦ નેરમને આપેલી તાલીમના લાભથી અને—જો પ્રમાણીકપણે જે કેહવાજોગ છે તે કહું તો—ખુદાએ મને એ કામ માટે બક્ષેલી કોઇ ખાસ લાયકાતનાં કારણથી હું તે છેલ્લાંમાંછેલ્લાં "ગ્રાંડ રીહીઅરસલ"માં વટીક એવી રીતે ભજવી આવી હતી કે માલેક મી૦ રીચર્ડસ વટીક મને ઘણીએક શાબાશી ને ઉત્તેજનના સુખનોથી ઘણી હીંમત આપી હતી, જેથી નાટકની રાત્રે જાહેરમાં સારૂંજ કરી શકવાની મને વધતી ઓછી ખાત્રી હતી.

હું "મરચંટ ઑફ વૅનીસ"વાલા નામાંકીત નાટકગુરૂ શેકસપીઅરના એક આગેવાન ખેલમાં "ચીફ લેડી" (પોરશ્યા) નો પાર્ટ કરનાર હતી. એ ઉપરાંત બીજા બી ઘણાક નાટકોના પાર્ટમાં હું તદન તૈયાર થઇ ચુકી હતી, પણ માહરા પેહલા દેખાવ માટે બધાંની મરજીથી એજ ખેલ નક્કી કરવામાં આવ્યો, ને એમાં ઘણો 'સ્કોપ' (સારૂં ઍકટીંગ રજુ કરી શકવાની જગ્યા) હોવાને લીધે હું પણ તરત એકમત થઇ. હું હીંમતથી કરતી ત્યારે બધાંને છક કરી શકતી હતી તે મેં જોયું હતું, પણ માહરા સદાના એકાંત ને શરમાલ સ્વભાવને લીધે શરૂઆતમાં હું જરા 'નરવસ" થતી (બીહીતી) હતી તે માહરામાં કમાલ એબ હતી, અને યથમાર લોકો વચ્ચે પેહલીજ શરૂઆતમાં રખે હું "નરવસ" થઇને માહરી એક ઝલકતી કારકીર્દીનો નાશ કરી મેલું તેજ મને ઘણી ગંભીર ફીકર હતી!

મેં એ ધંધો માહરે માટે માહરી ખુશીનોજ પસંદ કરયો હતો, અને ત્યારે એક નામીચી નાટકકાર તરીકે તેમાં એક ઇજજતવંત ને ઝલકતું નામ કરવા મને ખુદરતીજ લોભ બરપા થયો હતો. મેં હજી માહરા વ્હાલા હૅરી કે જૅક ફુઇજીબાવને તો—વાંચનાર જાંણેછ તેમ—જાંણવા બી નહીં દીધું હતું કે મેં સ્ટેજની એક અપજશમાં સબડતી લાઇન માહરે માટે પસંદ કરી લીધી હતી. મેં મનથી નકી કરયું હતું કે જો માહરે નિષ્ફળતાની નામોશી વચ્ચે કદી સ્ટેજથી અલગ થવું પડે તો તેઓને એ વાત જાંણવા દેવામાં કશી કીર્તી ન હતી; પણ જો ખુદાની યારીથી હું એમાં ઉમેદ ધરાવતી હતી તેમ ફતેહમંદ થાઉં તો માહરી પુરતી નામના થવા પછીજ એ લોકને એ વાત જાંણવા દીધાથી તેને લગતું ઝેર મરી જશે ને તે લોક રાજી થશે.

મને નાટકની જાહેરખબરોમાં પણ "રાતા ગુલાબ"ને નામેજ ઓલખાવા ને રજુ કરવામાં આવી. નાટકોમાં રજુ થતી અબળાઓને તેમનાં ખરાં નામે ઓલખાવવાનો ધારોજ હોતો નથી, અને તેથી જેમ તખલ્લુસની પીછાંણમાં માહરૂં અસલ નામ "રાતો ગુલાબ" કાયમ કરવામાં આવ્યું—તે મને કેહવામાં આવ્યું કે મને એક ઘણુંજ લાગુ પડતાં ને બંધ બેસતાં નામ તરીકે મી○ રીચર્ડસને અને સ્ટેજ કમીટીને ઘણુંજ ગમ્યું હતું—કે જ્યારે વળી એક ખાસ "ખરાં" નામ તરીકે "મીસ ટ્રેફર્ડ"નું નામ મને આપવામાં અને જાહેર કરવામાં આવ્યું હતું.

અને મને ૧૮મું વરસ ઉગવા પછીના બીજાજ મહીનામાં મેં એ પેહલવેહલો જાહેર દેખાવ આપ્યો. તે સનીવારની એક રાત હતી, અને ઠીએટર કોઇબી નવી ઍકટ્રેસ નિકળવાની હોય ત્યારે થતું આવ્યું હતું તેમ સીલીંગ સુધી તમામ ખીચોખીચ ભરાઇ ગયું હતું. નોરમનવાલાંઓની ઉપલાં સરકલમાં પીછાંણ, મેં આગલ કહયું છે તેમ, ઘણી મોહલી હતી, ને તેવાં જે એ લોકને ઘેર આવતાં જતાં હતાં તે લોકે દેખીતી બલી નિશ્ચેથી માહરી ખુબસુરતી વિગેરેની વાત એટલી બધી બાહેર ફેલાવી દીધી હતી કે "ઍરીસ્ટોક્રેટીક" જવાન્યાઓનો તો જાંણે નાટકશાળા પર ધમાલજ વરસી હતી!

મી○ નોરમનનો એ ખેલમાં પાર્ટ હતો—તેવણ ડયુક ઓફ વૅનીસનો ભાગ ભજવવાના હતા, પણ મીસીસ નોરમન ને જુલી બંને મુતલગ પાર્ટ ન હોવાથી ફાજલ હતાં, ને તેઓ માહરા ડ્રેસીંગરૂમમાં માહરી સાથે રહી મને તૈયાર કરવામાં ઘણીજ દીલસોઝ મેહનત લેતાં ને કાલજી કરતાં હતાં.

હું તૈયાર થઇ.

હું તૈયાર થઇ રહીને જ્યારે સ્ટેજ પર આવી ત્યારે બધાં ઍકટર્સ ને ઍકટ્રેસીસ મને ફીક્કી પડેલી જોઇ હસી હસીને હીંમત આપવા લાગ્યાં, અને જ્યારે સ્ટેજનાં બાકોરાંમાંથી મેં તે નજદીક ૩ હજાર આસામીઓનો જમા થયલો ડુંગર જોયો—અરધી ઉંઘાડી છાતીપર ઝલઝલ થતા હીરાઓ વચ્ચે સેંહેંકડો રૂપસુંદરીઓને પોતાના ગોરા ઘટમારા ઉઘાડા હીરા-જડીત બ્રેસલેટોના હાથે પોતાને પંખા કરતી ને આપસઆપસમાં હસી હસીને વાતચીત કરતી જોઇ, બધા ઑકસીસ ભરાયલા ને બધી બેઠકો તમામ ચીકાર થયલી માહરી નજરે આવી, ત્યારે માહરૂં જીગર ઉમીદ, ખુશી, ફીકર, વિગેરે મીશ્રીત લાગણીઓ વચ્ચે જોશથી ધડકત્તડક થતું ગોયા હું પોતે સાંભળી શકતી હતી!

અંતે પડદો ઉંચકાયો, ને તાલીઓની ગર્જના વચ્ચે ખેલનો પ્રારંભ થયો. તમામ લોક ઉલટમંદ અને ખુશાલ હતું.

અને બીજાં "સીન"માં માહરો "પાર્ટ" આવ્યો ને હું બાહેર પડી, કે જ્યારે તે બણુકદાર રોશણીના આંખે ચીતરી લાવનાર ઝગઝગાત વચ્ચે હજારો લોકોના માહરી સાંમે જાંણે અરડાઇ પડેલા ડુંગરને જોતાં પેહલી હરોલમાં મને એટલાં બધાં ધ્રુજરાં લાગ્યાં કે મેં માહરી વાચાજ ગુમાવી દીધી. જો હું એમ કહું કે "વીંગ" માંથી બાહેર સ્ટેજપર નિકળતાં

સાબુતકદમ રેહવાની માહરી સઘળી મરજી ને ઠરાવ છતાં મેં એક છાકટની અદાથી એક બે લપેડા વટીક ખાધા તો તેમાં સહરાગત કશી નથી !

પણ માહરાં દાખલ થવાને તે ઉમંગી ઍડયંસે જે તાલીના ગગડાતથી વધાવી લઇ મને હીંમત આપી, જે સેંહેકડો અબળાઓએ પોતાના કોમળ કરથી રૂમાલો ઉરાડી મને જાંણે ઉત્તેજન આપ્યું તેથી હું માહરી એ અરધી બેફામીમાંથી જાંણે ફરજ્યાત ફારેગ અને બેદાર થઇ. જાંણે તે તાલીઓની ગર્જના સમતાં સુધી હું માથું નમાવી ઉભી હતી તેટલાં મને માહરા વિચારો પાછા હીંમતથી એકઠા કરવાને માહરા જોખમનો ખ્યાલ કરી લઇ માહરૂં સમતોલપણું પાછું મેળવી લેવા જોગો વખત મલ્યો, અને મેં પછીથી માથું પાછું ઉંચકયું ત્યારે હું પુરતી સાવધ હતી.

પણ ઓ, એજ ગભરાતમાં હું માહરા પાર્ટની શરૂઆતજ ભુલી ગઇ !! નખ્ખોદપર નખ્ખોદ ! માહરે શું નામોશીમાં લોકોનાં "હીસીસ" ને "હુટ—હુટ" વચ્ચે "વીંગ"માં પાછું હઠી જવાનું હતું કે કેમ ? પાછું માહરૂં મગજ એકાદ પલ ગુંચવાઇ ને ગભરાઇ ગયું, પણ તેવામાં તેજ ઘડીએ "વીંગ"માં ઉભેલા કાલજીવંત પ્રોંપ્ટરે મને યાદ કરાવેલા શબ્દો આબાદ માહરે કાંને આવ્યા—" By my troth, Nerrisa !" અને તરતજ માહરૂં ગાડું ગબડતું થયું. લોકોને માહરો ગભરાત જાંણવાનો સુભાગ્યે ખરેખર તો વખતજ નહીં મલ્યો, અને જોકે શરૂઆતમાં માહરો અવાજ મને પોતાને બી ધ્રુજતો સંભળાયો, પણ હું બોલતી ગઇ તેમ મને હીંમત આવતી ગઇ. હું પોતા ઉપરનો કાબુ પાછો મેલવી લેવા પાંમી, ને તે "સીન" ખલાસ થયો એટલે પાછો તાલીઓનો ધમધમાત થયો.

પણ હું પોતે માહરા જીવથી મુતલગ સંતોશ પાંમી હતી નહીં. મને લાગ્યું કે માહરા ગભરાતે માહરૂં ઘણી હદ સુધી નખ્ખોદ વાલી નાખ્યું હતું, અને હું ચાહું એવી સંપુર્ણતાથી હું કશુંજ જાહેરમાં કરી કે બતાવી શકી હતી નહી ! લોકોએ "સીન" આખર થતાં મને તાલીઓથી પાછી વધાવી લીધી હતી ખરી, પણ તે ફકત એક દયાની કે નાખતીની લાગણીનુંજ પરીણામ મને વધારે કરીને લાગ્યું, અને લોકોને નમીને હું "વીંગ"માં જ્યારે હઠી જઇ શકી ત્યારે નાઉમેદીથી રડી દેવાનું માહરૂં ખરેખર તો અરધું મન હતું !

પણ બીજું કોઇ નારાજ થયલું મને તો લાગ્યુંજ નહીં ! કંપનીને લગતાં બધાં ઉંચા દમે દરેક "વીંગ"માં ઢગલા વલીને માહરી દરેક હીલચાલ સ્ટેજપરથી તપાસતાં ઉભાં હતાં તેઓ બધાંનાં મોંહ હસતાંજ હતાં ! મીસીસ નોરમન ખરા માતૃભાવથી છેક આગલી હરોલમાં ઉભાં હતાં, અને તેવણે તો હું "વીંગ"માં પાછી ગઇ કે મને કપાલ ઉપર પુર હેતથી કીસ લીધી. "તું જરા બી તાહરા જીવથી ગભરાયા ના કર, માહરી દીકરી," તેવણે મારો હાલ પાંમી જઇને મને હીંમત આપતાં કહયું; "તેં ખરેખર ઘણું નામીચું કીધેલુંજ કેહેવાએ."

વાહલી જુલીનું બી તેજ મત હતું. તે તો બધી હરખાઇ હરખાઇ ગયલી ! "પેહલાજ દેખાવમાં એટલી હીંમતથી એટલું સારૂં કોણ કરી શકે જે ?" તેણીએ તકરાર લીધી, અને આલેક મી૦ રીચર્ડસથી તે મોહટાં ન્હાનાં બધાં ઍકટરોને વટીક મેં ખુશાલ, હસતાં ને

સંતોષ પામેલાં જોયાં ત્યારે માહરે કેહવું જોઇએ કે માહરાં નાઉમેદ જીગરમાં આશા ફરી એકવાર સજીવન થઇ, ને મને ખરેખર ઘણી વધારે હીંમત આવી.

તે પછીના "સીન"માં, તેથી, હું કેહવાને ખુશી છું કે મેં વધતા વિશ્વાસથી વધારે સારૂંજ કરી બતાવ્યું. માહરા અવાજની ધ્રુજરી હવે નાબુદ થઇ ગઇ હતી, ને હું પુરતી શાંત, થરસાદાર ને ઠરાવવંતીજ માહરો "પાર્ટ" ભજવી શકતી હતી એમ હવે મને પોતાને પણ ખચ્ચીતકરી લાગ્યું.

અને એ ખેલના પેલા યાહુદી શાઇલોકના માંસ માંગી લેવાના કપટી દાવાના દેખાવમાં હું પોતે બી કબુલ કરૂંછ કે મેં ઘણું વધારે સારૂં કરી બતાવ્યું. તે માહરા "ઍડવોકેટ"ના મર્દાના "ગાર્બ" (પોશાક)માં જુદાવટે મને પજવવા માહરે કાંને લાગી કહયું તેમ હું કોઇ બી છોકરી મોહી પડે એટલી બધી સુંદર દેખાતી હતી!

અને હવે હું સ્ટેજપર જરા બી બીહયા કે નરવસ થયા વના નિકળી શકતી હતી, અને એ મોટી અગતના "સીન"માં મેં કમાલ કરી. હું માહરી સાંમેના તમાશગીર વર્ગને ભુલી ગઇ, પોતે પોતાનેજ જાંણે ભુલી ગઇ, અને ખરી 'પોરશ્યાજ' એક ઍડવોકેટના લેબાશમાં કરપીણ શાઇલોકને થથરાવા કે સમજાવા ઉતરી પડી હોય તેમ મેં તે ઘણો લાગણીભરયો ભાગ ભજવ્યો. "The Quality of Mercy is not strained," વાલું માહરૂં સંભાશણ લોકોએ એકાગ્ર ચીતે અને ગીરફતાર શાંતી ને ચુપકીડી વચ્ચે સાંભળ્યું. તે આખાં મોટાં વિશાળ થીએટરમાં ફક્ત માહરો એકલીનોજ સાદ અવાજ કરતો હતો અને હજારો લોકોની હાજરી છતાં બાકી બધું તમામ 'સમશાંણ' જેવું શાંત અને ચુપ હતું, જે મને મગરૂર કરવા ને ઉત્તેજન આપવા ઘણુ પુરતું હતુ; અને જ્યારે તે દેખાવપર પરડો ઉતરયો ત્યારે લોકોએ જે ધમધમાત સાથે માહરી તારીફમાં થીએટર ગજાવ્યું તે સાંભળીને ભલાં મીસીસ ને મીસ નોરમન ખરાં દીલની ખુશાલી અને ખરી લાગણીનાં હેત સાથે તરત માહરે ગલે વળગ્યાં.

અને તે પછી ખેલ હજી આગલ ચાલ્યો ને સમાપ્ત થયો કે જ્યારે લોકોનું ખરૂં જોશ તો તે ખેલની સમાપ્તીએ જોવાનું હતું. કાનના બેહરેબેહેર ફાડી નાંખે તેવાં કીલ્યાંણ ને તાલીઓના ગગડાત સાથે માહરાં અદના નામ—"રાતો ગુલાબ," "મીસ ટ્રેફર્ડ" વીગેરેના પુકારોથી તે આખું હાઉસ ધમધમી રહયું, અને માલીક મી૦ રીચર્ડસ મને ડ્રૉપ પાછો ઉંચકાવી હાથ આપી "ફુટ લાઇટ" કને લઇ ગયો ત્યારે લોકોની ખુશાલીથી હું ગોયા બધી માહરા જીવ સાથ શરમાઇ શરમાઇ ગઇ. મિનીટો સુધી તે 'ઍપ્લૉઝ' ચાલુ રહયા, કે જ્યારે હું માથું જાંણે પાછું ઉચુંજ નહી કરી શકી, અને કીંમતી મોટા હારતુરાઓના ઢગ માહરી આસપાસમાં આવી પડયા! ખચ્ચીત મને ખરાં દીલથી લાગ્યું કે ખુદા માહરા જેવી એક મુફલીસ પર જોઇએ તે કરતાં વધારે મેહરબાન હતો, ને લોક મને ઘટે એ કરતાં ઘણી વધારે ઇજ્જત અને શાબાશીથી નવાજતું હતું, કેમજે આ બધાં માનને લાયક થવા જેવું મેં ખરેખર કરી બતાવ્યું હોય તે માટે હું ખરાં મને હજી શંકાશીલ હતી.

તે રાત્રે, થાકેલી, હું મનથી ઘણી નીરાંતની ઉંઘે સુતી. ભલાં નોરમનવાલાંઓ સાથે ઘેર પાછાં ફરતાં બી મી૦ રીચર્ડસ પોતે અમારી ગાડી આગલ ઉતરી આવ્યો હતો, અને મને

ઘણી સાબાશી પાછી ને પાછી આપી ગયો હતો, જે બધું બતાવતું હતું કે માહરાં કામથી મેં ખરેખર બધાંને ખુશ કરયાં હતાં, ને તે માહરે માટે ઘણા મોટા સંતોશની વાત થઇ પડી.

અને બીજે દાહડે પેપરોમાં માહરી ફત્તેહના હેવાલો છપાયા ! સારૂં થયું જે એ બધા હેવાલો મીસ ટ્રેફર્ડને નામેજ હતા. ભલી જુલ્યત હું જાગવા આગમજ માહરા ઓરડામાં પેપરોનો એક ઢગ લઇ આવી હતી. તેનો અધીરો જીવ હું જાગું ને ડ્રેસ કરી માહરા ઓરડામાંથી બાહેર આઉં તેટલાં બી થોભ્યો નહીં. તે પેપરોનો ઢગ લઇને આવીને મને જગાડતાં તે કેહવા લાગી, "અરે શું થયું? કેટલુંક ઉંઘાયા કરશે, ઍલન ડીઅર? ખુશાલીની ખુમારી ચહરી ગેઇછ કે કંઇ કેફ લાગી ગેઇછ?"

હું મીઠાસથી હસી.

"તું તો અમારૂં માનતીતીજ નહીની જે અમે તો સહરાગત કરયેછ," તેણીએ અરધા ઠપકાથી કહયું, "તો હવે લે, આ જરા પેપરો જોજે. તે લોકને તો કોઇ તાહરે વરે હાથ પકડીને કેહવા નહીં ગીયુંતું? આખાં લંડનનાં આગેવાન પેપરો તાહરા શાઇલોકવાલા "કૉર્ટ સીન" પર છલકાઇ મલકાઈ ગયાંછ!"—ને તે પેપરો ત્યાંજ મુકી હસતી હસતી તે ભલી છોકરી બાહેર ચાલી ગઇ.

અને તેમજ હતું. મેં તે પેપરો વાંચ્યાં, કે જે એક અવાજે બધાંજ માહરાં "નૅચરલ ઍકટીંગ" ને બોલવાની "નમુનેદાર છટા"ની કૉલમો ભરી વખાંણ લલકારતાં હતાં! રાતો-રાત એવા લાંબા લચ રીપોર્ટ લખાયા કેમ અને છપાયા કેમ તેજ માહરી તો મસ મોટી અજાયબી થઇ પડી, ને તે હદ વગરની બધી તારીફ વાંચતાં હું માહરાં બીછાણાંમાં—માહરા ઓરડાનાં એકાંતમાં વઠીક એકલી એકલી ઓશકાઇને લાલ લાલ થઇ ગઇ! "દીલજીત સુંદરતા," "લેડી લાઇક ગ્રેસ," "મોટો પણ મીઠો અવાજ," વિગેરે, વિગેરે માહરા સંબંધમાં કાંઇ એટલું બધું લખાયું ને છપાયું હતું!! એક તો વળી લખનો હતો-——

"લંડનનું સ્ટેજ એક નામાંકીત ઍકટ્રેસના બાબમાં છેક કંગાલ્યતને મલતી હદ સુધી ઘણું થયું અને અત્યાર સુધી ખાલી હતું, જે ખુદ મીસ ટ્રેફર્ડની મુબારક શામીલગીરીથી હવે પુરાશે, અને આએ જવાંન બાંનુ જેની પારીજેહ સુંદરતા આંખને તદન મોહીત ને છક કરનારી અને જેનો અવાજ મોટો અને મજમુત છતાં અજાબ જેવી હદ સુધી મીઠો છે તે એક સીતારા પેરે પોતાની એ ઉંચી કારકીરદીમાં ઝલકતી થશે ને ઝગકી રેહશે એમ માનવાને અમો કશીજ સંદેહ ધરાવતા નથી."

આ સઘળું હું કશી મગરૂરીમાં અત્રે ઉતારતી નથી. હું માહરી કાંહાંણી કેહવા બેઠી છું એટલે સારા નરસા સઘળા બનાવો માહરે સાચેસાચાજ ઉતારવા જોઇએ, અને તે મતલબથીજ આ સઘળું રજુ કરી હું એટલુંજ કેહવા ને દર્શાવા માંગું છું કે લંડનની શોકીન પ્રજા સાંમે સ્ટેજ ઉપર મેં આપેલો આ પેહલ્લો દેખાવ હું ઉમેદ કરી શકું તે કરતાં હજારોવાર વધારે આયંદા ફત્તેહમંદ પુરવાર થયો, અને હું તે વાસ્તે દયાલુ ખુદાની લખ્ખો મરતબા શુક્રગુજાર થઇ.

---

## પ્રકરણ ૨૨ મું.

મગર અત્રે માહરે કેહવું ઘટે કે એ દરમ્યાન પેલા લુચ્ચા કલેરની તો જાંણે બરખાજ ખુડી ગઇ હતી. હું મેલીસા હૅરીસનનું કાગલ લઇને ઠગારા કરનલ બૅલને ત્યાં જઇ આવી, ને છેલ્લો તે મને ત્યાં મલ્યો હતો તે વાતને બરાબર દસ દીવસો ગુજરી ગયા હતા, કે જે દરમ્યાન મેં તેના વિશે કે તેના તરફથી કશુંજ સાંભળ્યું ન હતું, ને ખરેખર તો સાંભળવા હું ખુશી પણ નહીંજ હતી. નહીં સાંભળ્યું તેથી હું જ્યાદા ખુશી હતી. વળી મેં એ વાત કોઇને અત્યાર તક કહીંજ ન હતી—વાહલી જુલીને બી નહીં. એક તો કમનસીબ મેલીસાની દુખભરી સરજત ને ભેદ માહરે માહરા કરાર પ્રમાણે છુપાવાનાં હતાં, અને વળી બીજું તો એ કે ભલી લેડી લીલાએ મને જે તસ્લેસમ કહયો હતો, ને જેથી માહરો બચાવ થયો હતો તેણે પણ એ વાત કોઇને બી નહીં કેહવા માહરી કને માંગી લીધું હતું.

મેલીસા તો હજી બીચારી બીમારજ હતી, અને હું ને જુલી સાથે, અથવા અમો એકલાં અવારનવાર તેની ખબર લેવા જતાં હતાં. એ રીતે માહરા પેહલ્લા ખેલની બીજી સાંહજે બી હું ફરતી ફરતી ગઇ, ને તેટલાં તો તેણીએ એ માહરી ફત્તેહના સમાચાર કોઇ મારફતે સાંભળેલા હોવા જોઇએ, કેમજે જતાં સાથે તે બીમાર અબળાએ માહરો હાથ શેકહેન્ડમાં લેતાં મને ઘણાંજ ખરાં દીલથી ઘણી ઘણી મુબારકબાદી આપી.

એમ એક અઠવાડયું ગબડી ગયું, કે જે દરમ્યાન મેં જાહેરમાં ત્રણ દેખાવો આપ્યા. બીજી વખતે બી હું પોરસ્યાનાજ પાર્ટમાં રજુ થઇ, ને ત્રીજી વેલા "રોમ્યો—જુલ્યટ" થયો જેમાં જુલ્યટનો. બધીજ વખત "હાઉસ" થથમાર ચીકાર ભરાયાં હતાં, ને તાલીના ગગડાતો વિગેરેનો ઉત્સાહ જેવો ને તેવો હતો, જે સઘળું નવી રવેસે રજુ કરી હું વાંચનારાં-ઓને વગર અગતે કંટાલો આપવા ચાહતી નથી.

મેં હજીબી માહરાં સગાંઓને તો માહરી એ નોકરીની નવાઇથી અંધારાંમાંજ રાખ્યાં હતાં. માહરે મજબુત છાપ માહરી નામનાનો બેસાડવા પછીજ જાહેર થવાનું હતું. તેઓ તો બીચારાં એમજ સહમજતાં હતાં કે હું માહરી સહીનાં માબાપને ત્યાં રેહતી હતી, ને ભરી સીવીને કે એવીજ કોઇ રીતે માહરા ગુજારાજોગું પેદા કરતી હતી. એટલાવારતે પેહલાં અઠવાડયાંની આખેરીએ જ્યારે મી૰ રીચર્ડસે મને બોલાવીને માહરો પગાર આપ્યો—અને વળી ઠરાવ કરતાં પાંચ પાંઉડ પોતાની ખુશીના જાસ્તી આપ્યા ત્યારે માહરી જીંદગીની તે પેહલીજ સહમાઇનું ધન—એટલો બધો અવેજ !—માહરા પોતાંના તરીકે સ્વાધીન લેતાં મને જે હર્ષ થયો તેનું હું બયાન કરી શકતી નથી. હું ખુશીથી છલાછલ થઇ ગઈ.

મેં તરત તે આખો અવેજ લઇ જઇને જુલીનાં ભલાં માતપીતા મી૰ અને મીસીસ નોરમનને સ્વાધીન કરયો, પણ તે લોક કાંઇ લે ? તે લોકે તો માહરી એ અરજ નામંજુરજ નહીં કરી, પણ તે સદંતર હસી કાઢી. "તું એવી ભલી ને નેક છે," ભલા મી૰ નોરમન કેહતા હતા, "કે અમોને જેવી અમારી જુલી તેવી તું. અમોને બે છોકરીનાં પેટ ભરવાનાં કંઇ ભારી છે ?"

"પણ જુલી તો તમારૂં લોહી ને માસ છે," મેં તકરાર ઉઠાવી, "ને તે કરતાં તે પોતે બી કુમઇને આપેછ કેની ?"

અંતે ઘણી તકરાર પછી જ્યારે મેં તેમને ખાત્રીજ આપી કે માહરાથી એમ ધર્માદા તેઓને ઘેર રેહવાએ ને જીવાએજ નહી, ને માહરે જરૂર ત્યારે તો દુખની મારીએ બાહાર માહરૂં ફોડી લેવું પડશે ત્યારે તે લોકે તે પગારમાંથી માહરૂં મન મનાવા જેવું થોડું ઘણું લીધું ને કબુલ કીધું.

એમ ચાર અઠવાડયાં પસાર થઇ ગયાં. વખત જતાં કાંઇ વાર લાગેછ ?—અને એટલું તો ખરૂં કે ડ્રામા જ્યારે બી સ્ટેજ થવાનું જાહેર થતું, ને તેમાં હું પોતે "પાર્ટ" કરવા ઉતરવાની હોઉં ત્યારે લોકોનો ધસારો જોવાજોગ હદ સુધીનો અસાધારણજ થઇ પડતો હતો.

એ પછી છુટીનો એક મહીનો આવ્યો. જુલાઇમાં થીએટરમાં ઘણો મોટો સુધારો વધારો ને ફેરફાર કરવાનું નક્કી થયું હતું, ને તે મોટાં સમારકામ માટે એક મહીનો ખેલ બંધ રાખવાનું જાહેર થયું હતું, કે જે દરમ્યાન મી૰ રીચર્ડસે અમને મોટાં દીલથી ચાલુ પગારે છુટી આપી; અને ત્યારે મી૰ નોરમને કોઇ હવા ખાવાનાં પરાંમાં તે મહીનો ગુજારવા જવાનું નકી કરયું. હું બી તે સાંભળી ખુશી થઇ, ને હું પણ તેઓની સાથે જવાનીજ હતી, પણ તેટલાં તો લેડી લીલા એક સ્હાંજે અચબુચ પોતાની ગાડીમાં અમારે ઘર નહીં ધારેલી આવી, ને આવીને અંદર માહરી ઉપર પોતાનો કાર્ડ મોકળી આપ્યો. તરતજ મેં તેણીને ડ્રોઇંગ રૂમમાં બોલાવી લીધી, અને ત્યાં અમો મલ્યાં. અમો એકલાંજ હતાં.

તે મને માહરી હુન્નરમંદી માટે જાબજા મુબારકબાદી આપની ચાહીને વળી તેડું કરવા ને બનતું હોય તો પોતાની સાથે તેજ વખતે લઇ જવા આવી હતી ! થીએટર બંધ હતું તેટલાં મી૰ રીચર્ડસે આખા સ્ટાફને બેઠા પગારે રજા આપવાની ઉદારતા બતાવી હતી તે વાત પેપરોમાં જાહેર થઇ હતી, ને તેથી તે એક મહીનો હું તેના જોડે રેહવા જઇને તેના સમુંદરના બંગલામાં ગુજારૂં એવી તે મોટી માનવંત બાનું પોતે ચાહીને ઑફર અને અરજ કરતી આવી હતી.

હું ઘણી ખુશી થઇ. મેં પેહલી હરોલમાં તેને વાસ્તે જરા ઓછું માન્યું હતું ખરૂં, પણ થોડીજ ને તરતનીજ પાછાંણુમાં વટીક માહરે વાસ્તે એકદમ સારૂં માની તે માહરી મિત્ર થઇ હતી, ને કલેરને વાસ્તે બધી ખરી હકીકત જાહેર કરી પેલો તલેસમ મને કહી મેળવા જેવી બી તે ભલી થઇ હતી તે બધાં કારણથી પાછળથી હું તેને વરે ઘણુંજ સારૂં માનતી થઇ હતી. એટલા વાસ્તે એવી એક મને એમ ઇજત આપતી અમારે ઘર આવી તેથી હું ખરાં દીલથી ખુશી થઇ. માહરા જેવી એક ઍક્ટ્રેસને માટે એ ઘણું કેહવાએ, કેમકે તે એક માનવંત સરકલમાં ફરનારી લેડી હતી, અને મેં તેને એમ કહયું ત્યારે સાંભી તે ભલાઇથી માહરી સાથે ગુસ્સે થઇ.

"તું જાણેછ કે બધે મોટે મોટે ઘેર "મીસ ત્રેફ્ડ"ને વાસ્તે કેટલું સારૂં બોલાતું થયુંછ તે ? તું માહરે ત્યાં આવ્યાથી મને જરા બી નરસ નથી લાગવાનું; ઉલટું મને સારૂંજ લાગશે," તેણીએ ખાત્રી આવે તેમ જવાબ કરયો. "વળી માહરે ત્યાં કંઇ લોકોની ઘણી

આવનજાવન નથી. હું પોતે હવે શાંતી પસંદ કરનારી છઉં, ને સબર્બ (પરાં)ના માહરા એ બંગલામાં શાંત ને એકાંત જીંદગીથી રેહવાનું મને ફીક્કું થાએછ ત્યારેજ હું જતી રેહુંછ."

ટુંકમાં, માહરે ફકત નોરમનવાલાંઓની મરજી પુછવા ને રજા લેવાનીજ ખોટી હતી, ને લેડી લીલાએ તે તરતજ નક્કી કરી લેવા સુચવ્યું, એટલે તેણીને ત્યાંજ બેસાડી હું તેઓને પુછી આવી. તે ત્રણેએ તો એકકે બોલે મને રજા આપી. "એવી એક બાંનુ જોડેની પીછાંણ ને દોસ્તી સોસાયટીમાં તુંને ઘણી કામ આવશે, બેટા," મી૰ નોરમને હંમેશની ભલાઇથી કહ્યું; "જરૂર જાઓ."

ફકત મને જે નહીં ગમ્યું તે લેડી લીલાએ નોરમનવાલાંઓને મલવા નહીં માંગ્યું તે હતું. તે મને નહીં ગમ્યું, અને જોકે નોરમનવાલાંઓ પોતે તો તે માટે કાંઇ દરકાર કરતાં દેખાયાં નહીં, ને તે બાબે તે લોકે ઉદારતાથી મને એક બોલ બી કહયો નહીં, પણ લેડી લીલા આટલી ભલી થવા છતાં એટલો તુમાખ બતાવી શકી તેથી મને જરા મનમાં નાઉમેદી થઇ.

હું તો, એમ છતાં, હવે જ્યારે જવાનુંજ ઠરયું ત્યારે એક ઝપાટે તૈયાર થઇ ગઇ. મેં એક ન્હાની ટ્રંક જરૂરી કપડાંચપડાંની ભરી લીધી, અને પછી મેવીસાને એક ટુંક ચીઠી લખી, એકાદ મહીનો હવે તેની ખબર જાતે જઇને નહીં લઇ શકવા માટે માહરી દીલગીરી લખી વાલી. વળી તેના તાકીદના ખરચ માટે બે પાઉંડ મેં તે ચીઠી સાથે મોકળી આપ્યા, જે એક ભલું ચાહતી બેહેન તરફથી આવેલા જાંણી કબુલ રાખવાને મેં તે ચીઠીમાં આગ્રહ કરયો. ત્યાર પછી નોરમનવાલાંઓને ઘણાં હેતથી મલી ભેટી હું તેઓથી છુટી પડી.

જુલી ઘણી દીલગીર થઇ. તેઓ બી મેં કહયું તેમ "વેકેશન" ગુજારવા એક પરાંમાં જવાનાં હતાં જ્યાં અમો બેહેનો સાથે હતે તો નાચવાકુદવા ને મસ્તીતોફાંણની ઘણી મજાહ પડતે એમ જ્યારે તેણે મને કહયું ત્યારે જાંણે એ વાહલી બેહેનને ખાતર મને જવા નહીં બી ગમ્યું: પણ પાછી તેજ બજીદ થઇ. "એમ વળી હોય?" તેણીએ હસીને કહયું; "હવે તો જરૂર જા; હવે કંઇ જયા વગર ચાલે?"—ને એ મુજબ હું રવાના થઇ.

અને અમો ગાડીમાં બેઠાં ને ગાડી ચાલુ થવા પછી મને લેડી લીલાએ કહ્યું, "તેં કંઇ બુરૂં તો નથી માન્યું, ઍલન, મેં તાહરાં દોસ્તો નોરમનવાલાંઓ સાથે માહરી પીછાંણ કરાવા નહીં માંગી લીધું તેથી? મને ગમ્યું નહીં. એ તો તુંને જોતાં સાથે તેં મારૂં દીલ જીતી લીધું, બાકી ખરેખર તો ઇજ્જતવાલાં નાટકવાલાંઓને વાસ્તે મને પુરતું માન છતાં હું તે લોકની કોઇની બી દોસ્તી શોહોધતી કે ઇછતી નથી."—અને પછી માહરા જવાબ માટે થોભ્યા વગર કે મને જવાબ આપવાની એક બી તક આપ્યા વગર તેણીએ તેજ દમમાં ઉતાવલે વધારયું, "હવે મને કેહની—પાકંસવાલાંઓને ત્યાંની પારટીમાં મેં તને ચેતાવી હતી ત્યાર પછી પેલા લુચ્ચાના સંબંધમાં કોઇ બી દહાડે કંઇ નવું જાણવાજોગ બન્યુંતું કે?"

મેં ખુલ્લાં મને તરત હા કહી. મેં એકાદ પલ મનમાં વિચાર કરયો, અને મને લાગ્યું કે આ અબળાની માહરા જોડેની નેકીને ખાતર તેણીને તો હવે માહરે બધુંજ કહી દેવું જોઇએ, જે ઉપરથી બધી પેહલ્લાંથી માંડી મેલીને કલૅરના સંબંધની મેં તેના આગલ વાત કરી. તે લુચ્ચાએ મને અવલ તો મી૰ નોરમનને ત્યાં તદન નો-કોઠાં કરયું, અને પછી

અચબુચ એક હાહડે સ્ટેજપર આવીને પોતાના હાથની મને ઑફર કરી પણ મેં ના કહ્યું. તે પછી પાર્કસવાલાંઓએ મને જમવા બોલાવી અને કૅપટન બૅલ દગાથી મને પોતાને બંગલે લઇ ગયો, જ્યાં તેણે (કલેરે) આવીને મને બચાવી તે, પેલાં કેહવાતાં ડયુએલની અને છેલ્લે "માહરી એક સહીની" ચીઠ્ઠી લઇને હું ગઇ ત્યાં જે બન્યું હતું તે સઘળું મેં કહ્યું. ફકત મેલીસાનું નામ મેં માહરી ફરજ હતી તેમ જાહેર કરયું નહીં, અને એક પેલાં કાગલની કાપલીની વાત કેહવાના મેં ખસુસ અખાડા કરયા, કે જે કલેરે કરનલ બૅલની બદમાશીથી માહરો બચાવ કરયો તે પેહલ્લાં મેં માહરાં કેદખાનાં દરમ્યાન એક ઉંધાડાં ખાનામાં પડેલી વાંચી લીધી હતી. તે મને કેહવા નહીં ગમ્યું, કેમજે મને ડર થયો કે માહરી એ જાતની જીગ્નાસા (તે વખતે ગમે એવી વાજબી હતી તોપણ) લેડી લીલા હાલ કદાપી વાજબી નહીં માને તો મને નરસ લાગે.

અને તેણીએ (લેડી લીલાએ) ઘણુંાંજ ગંભીર ધ્યાંનથી—બલ્કે મને તો લાગ્યું કે દીલની ઘણીક ઉશ્કેરણીઓ વચ્ચે, વચમાં કંઇ બી બોલ્યા વગર, એ બધો માહરો હેવાલ સાંભળ્યો, જે પછી ધીમે સ્હાદે પુછયું, "પણ એ છેલ્લો બનાવ કયારે બન્યો જે?"

"તમે પારટીમાં એ ફુલને લગતા તલેસમનો જરૂર પડે તો માહરા બચાવ વાસ્તે ઉપયોગ કરવા મને શીખવી રાખ્યુંતું તેની બીજેજ દાહાડે," મેં લાગણીથી કહયું; "ખચ્ચીત, ત્યારથીજ એ તમારાં અજબ જેવાં હેસાંનની હું દીલોજાનથી કદર કરતી થઇ."

"માહરી વાહલી ઍલન," તેણીએ એ સાંભળી અતાઘણી લાગણીથી કહયું, "હું ખુશી છેઉં કે તેં એ બધી વાત મને વિશ્વાસથી એ મુજબ કહી દીધી. બધા અવલથી આખર તકના એક ઉંધાડા ને શરમભરેલા દગાનીજ એ તાહરી કેફીયત છે. જો તાહરી ખાત્રી કર."—અને એમ કેહતાં તરત તેણીએ ગાડીમાંનો ચંગ દોરી ખેંચી વગાડયો કે તે ઉભી રહી ગઇ, અને એક ફુટમૅન એક કુદકે ગાડીની બારી આગલ આવ્યો.

"ગાડી ફેરવીને રીજંટ પાર્ક આગલથી ધીમી ધીમી હંકારો," તેણીએ હુકમ આપ્યો; અને ગાડી ફરી એટલે તેણે કહયું, "હુ તુંને તે ઘેર બતાવા માંગુંછ કે જે—"

"પણ હું તે હવે ઓળખી શકવાની નથી, લેડી લીલા." મેં અજાયબીથી કહયું.

"જો તો ખરી! તું પાર્કસવાલાંઓને ત્યાંથી ગેઇ ત્યારે તો રાત હતી, પણ તુંજ કેહેછ કેની, કે તું છેક સહવારે તે ઘેરમાંથી તો બાહેર પડીતી! જો, આએ તરફના બંગલાઓ હવે જોતી જા, આપણે તે મકાનની નજદીકમાંજ છઇએ."

અને કેહવાને અજબ જેવું છે કે એક બી મુશ્કેલી વગર મેં તરતજ તે મકાન પાછું જોતાં સાથે ઓળખી કાઢયું! "હા, એજ—એજ!" મેં તે બગીચો ને વરંદા તરત ઓલખાણમાં આવતાં ઉશ્કેરણીથી પુકારયું.

"અને એ મકાન કરનલ બૅલનું નહીં પણ લુચ્છા કલેરનું પોતાનુંજ છે," લેડી લીલાએ સમજ આપી. "અહીં વરસનો મોટો ભાગ એ (કલેર) પોતેજ રેહેછ."

"ઓ ખુદા, શું ખરેખર?" મેં હેબતથી પુકારયું.

"હા, ખેલ તો ફક્ત એનો દોસ્તદાર ને મલત્યો છે, ને તેને એણે ફક્ત એ નાટક કરવા ઓથાં તરીકે આગલ કીધો. બધો આખો, આગલથી રચી રાખ્યો હોય તેમ, મને તરત સમજ પડે છે કે એ એક નાટકજ થયો."

"અને ત્યારે પેલું ડયુએલ બી ઢોંગજ હોશેની ?"

"સરતાપા ઢોંગ !" લેડી લીલાએ મોટા તુચ્છકારથી કહયું; "ડયુએલ શાંનુ રમતો-તો ? એવે એવે રસ્તે કામ લઈ તને તદન છક કરી મેલી તાહરૂં માન ને હેત જીતવાના એ દીસ્તી રીતે બધા એના ગલીચ પછાડા હતા. તેણે જોયું કે બીજી કોઇ બી રીતે તાબે નહીંજ થવા જેવી તું મજબુત મનની ને નેકચલણુ છે એટલે આએ તાગડો રચાયો ! હવે સમજી ?"

હું ખરાં દીલથી કમકમી. જે માણુસ મને પરણીને પોતાની ધણ્યાંણી બનાવા ચાહતો હતો તે એટલી હદ સુધીનો બુરો બદમાશ હતો તે વાતની સહમજ મલતાં હું જાંણે ત્રાસ પાંમી ગઇ. ત્યારે તો દેખીતી રીતે પેલું કાકલુદીનું ફાટું તુટું કાગળ જે કોઇ અભળાએ લખેલું મેં એ ઘરમાં જોયું હતું તે બી એ કમજાત કનેર પરજ લખાયલું હોવું જોઇએ, અને ત્યારે, સામટી રીતે, મને લાગ્યું કે કનેર આદમીનાં સ્વરૂપમાં ખરો સેહેતાન પોતેજ હતો !

"વારૂં તમોને લાગેછ કે ત્યારે પાર્કસવાલાંઓ બી એ ફંદ ફરેબમાં એનાં મલત્યાં હશે ?" મેં જરા વારે પુછ્યું.

લેડી લીલાએ થોડોક વિચાર કરયો ને પછી ઠરાવથી કહયું, "બલ્કે ચીતજ ! હવે બધા સાર મેલવતાં હું તે બુરાંઓને બી એ દગલબાજીમાં શામીલ માની શકુંછ." — અને કેહવાની જરૂર છે, મેહરબાંન વાંચકો, કે પેહલી શરૂઆતનું તે બુરાંઓને વાસ્તેનું માહરૂં એ અનુમાન અંતે ખરૂં આવેલું જોઇ હું ઘણું દુઃખ પામી ?

---

## પ્રકરણ ૨૩ મું.

લેડી લીલાનો "કલેરમંટ વીલા" રીજંટપાર્ક છોડવા પછી સેંટ જૉન વુડને છેક નાકે આવેલો હતો. તે એક ન્હાનો પણ ઘણો શોભીનો, દેખાવડો અને સુખકારક "વીલા" હતો. સડકથી નજદીક ત્રીસ ફીટ તે અંદર દબાયલો હતો ને આખો કંપાઉંડ ઝાડીઓથી બંધ કરી લીધેલો હોવાને લીધે ઘણો શાંત અને એકાંત નજરે આવતો હતો. હુનાલાની મોસમ માટે, એમ છતાં, તે એક ચાહવાજોગ સેહલગાહ હતી, કેમકે એ બાજુએ બારે માસ ઠંડક રહે છે. બગીચો પણ નાહનો છતાં ઘણી સંભાલથી ઉછેરેલો ને તૈયાર કરેલો નજરે આવતો હતો.

મગર બંગલો ઘણો અલાહેદો ને એકાંત પડી જતો હતો તે એટલાંથીજ જોવાશે કે બીજું જે નજદીકમાં નજદીક મકાન હતું તે આ બંગલાથી કાંય ચારસો વારને તફાવતે હતું; અને લેડી લીલાને એટલું બધું એકાંત ગમતું કેમ હશે તે ઉપર હું થોડીક અજબ થઇ. મને તો ગમ્યું. મને કાંઇ શેહેરી ધુમખરનો ઝાઝો મોહ નહીં હતો, જેથી આ દીલખુશ રેહઠાંણુ મને માહરા તેસ્ટ માટે તો ઘણું અનુકુલ લાગ્યું.

ત્રણ સ્ત્રી અને બે પુરૂશ મલી પાંચ નોકરનફર તે "વીલા" માટે જાથુકનાં રાખેલાં હતાં, અને મને તરત લાગ્યું કે જોકે ઘણા ભપકાથી નહી તોપણ પુરતાં સુખમાં લેડી લીલા પોતાની આઇતી આવકને આધારે એ મુજબ રેહતી ને ગુજારો કરતી હોવી જોઇએ.

એમ આવ્યા પછીના આંઠેક દાહડા ત્યાં માહરા ઘણાં સુખના ગબડી ગયા. લાંબી "વૉક" અને ખુશકારક "ડ્રાઇવ" માટે આ બંગલાનું ઠેઠક ખાસકરીને અનુકુળ થતું હતું, ને મને તેથી ઘણી મોજ પડી. લેડી લીલાને મોટે ઘરનાંઓ કોઇ કોઇ અવારનવાર મલવા આવતાં, ને તેઓ સાથે એ ભલી બાંનુ જરા બી ખંચાયા વના મને તરત મેલવતી, કે જ્યારે તે લોક પણ વળી મેં જોયું કે જરા બી નસ્કોરૂં કરયા વના મને મલતાં ને માહરી હુન્નરમંદીની તારીફ કરતાં.

એમ આંઠેક દાહડા ગબડી જવા પછી એક દાહડો હું બગીચામાં ફરતી હતી ને સુરજ ઘણો ગરમ લાગવાથી હું ઘેરમાં પાછી ફરી લાયબ્રેરીરૂમમાં ગઇ. ત્યાં લેડી લીલા કાંઇ પોતાનાં કાગલો લખતી બેઠી હતી, અને હું ગઇ એવીજ તેને કંઇ કામ યાદ આવવાથી તે ઉઠીને બાહેર ગઇ, કે જ્યારે તેજ ટેબલ પર માહરી વાંચવાની એક નૉવેલ હતી તે હું લેવા ગઇ. હવે જે નૉવેલ મને જોઇતી હતી તે પરજ લેડી લીલાએ ત્રણ કાગલો તરતનાં લખી ઍડ્રેસ કરીને મુકેલાં હોવાથી ચોપડી લેવા તે મેં ખસાડયાં, કે જ્યારે ત્રણે કાગલોનાં કવર પરના હરફ જોઇ હું જોશથી ચોંકી. એ તેજ—બરાબર તેજ હરફો હતા—ચોકકસ જાતની વલાંણના મરોડદાર ખુબસુરત હરફો, કે જે એક હજારમાંથીબી ઓળખાય—કે જે મેં કલેરને ત્યાં હું કેદ પડી હતી ત્યારે પેલી કાકલુદીની ફાટીતુટી કાપલીમાં જોયા હતા! તે હરફો જાંણે માહરાં મગજમાં છપાઇ રેહયા હતા, અને તેથી આએ તેજ હરફો હતા એમ જોતાં હું થથરી ગઇ. ત્યારે શું લેડી લીલાએ પણ એ બદમાસને હાથ ઘણું ખમ્યું હતું? શું તે પોતે—પણ હું આગલ ખ્યાલજ કરી શકી નહીં!

હું ટેબલ આગલથી હટી ગઇ ને માહરા વિચારો સાથે એકલી પડી. લેડી લીલા બીજીજ પલે તે પછી પાછી આવી ચુપચુપ ટેબલ ઉપર પોતાને કામે વલગી, અને તેણીને લગતા એ બધા અપજશભરયા ખ્યાલોથી અકલાયલી હું બાજુમાંની ટેબલપરથી માહરી ટોપી ઉચકી લઇ, બાહેર આટલું ગરમ છતાં, પાછી તરત બગીચામાં ઉતરી. મને કાંઇ સુઝયુંજ નહીં. જો માહરા વેહેમ ખરા હોય તો લેડી લીલા એક નાલાયક પરણેતર પુરવાર થતી હતી, ને તેવી એકની કંપનીમાં માહરે રેહવું બીલકુલ મને નામુનાસેબ લાગ્યું; પણ બીજા હાથપર જો એ માહરો વેહેમ ખોટો હોય ને હું આ દેખાતી ભલી અબળાને એક શરમભરેલી હદ સુધીનો ઘાટકી ગેરઇનસાફજ કરતી હોઉં તો? શું હરફોનું અજબજેવું એકમલતાપણું બનીજ નહીં શકે એવી કોઇ અજાયબી અથવા મુસ્કેલી હતી?

હું તદન ગુંચવાઇ ગઇ. માહરે હવે કરેવું શું? શું માહરે લેડી લીલાને મેં તે કાગલની કાપલી વાંચી હતી તે હીંમતથી કહી દેવું ને ખુલાસો માંગવો?

એ રીતે ધકમાં ને ધકમાં બગીચામાંથી પછાડેના દરવાજાએ બાહેર પડેલી હું "કલેરમંટ વીલા"ની પછાડેની એક એકાંત જેવી ગલીમાં ચાલતી હતી, જ્યારે અચબુચ મેં જોયું

કે ત્યાંની એક ભાંગીતુટી પાલ પર કોઇ બે ઓરતો બેઠેલી હતી. બંને જીપસી જાતની રખડેલો હતી. બંને ઉઘાડે પગે ને ચીડડેહાલ પોશાકમાં હતી. એક તો ઘરડી ખખ ને બોખી—હાચાં બેઠેલા ગાલની ડોસી હતી, જ્યારે બીજી વરસ ચોવીસેકની ઉંમરની ભર જવાંન અને સુંદર હતી. તે પણ, એમ છતાં, પોતાના રખડેલ જીંદગીની બાએસથી રફ ને ખડતલ ઘણી દેખાતી હતી, ને બદનના અંગભાગ ઘણાખરા લગાર જાડા ને ખરભચડા લાગતા હતા; પણ સામટી રીતે તે કોઇ બી પુતલાં બનાવનારના "મૉડલ" માટે એક ચાહવાજોગ નમુનો હતો. તેના પગ, સ્કર્ટ ટુંકો ને ઉંચો હોવાથી, નીચેથી ઘણા ઉઘાડા દીસતા હતા, જે પણ ભરેલા ને મજબુત નજરે આવતા હતા. સામટી રીતે, તેથી, જોવા સાથે ગમે તેવી તે એક રુષ્ટપુષ્ટ અબળા હતી. બાલ કાલા ભમ્મર જેવા હતા, જે હમણાં બી છુટ્ટાજ હતા, અને આંખ મોટી ને ચતુરાઇભરી નજરે આવતી હતી.

હું તો એટલી માહરાં ધકમાં ને વિચારોમાં આગલ વધતી હતી કે મેં પેહલ્લાં તો તે મા—બેટીને જોયાંજ નહીં, ને પેલી બુઢ્યા પોતાના કરચલી વળી ગયલી ચામડીવાલા હાથો લંબાવી કાંઇ ભીક્ષાની ઉમીદમાં હરતી ને બડબડતી માહરી છેક આગલ ધસી આવી ત્યારેજ હું એકદમ ચોંકીને થોભી. પેલી પોરી તો દમામમાં બેસીજ રહી. તે તો સસરી કે વસરી બી નહીં. ફકત બુઢી કાંઇ માંગતી આગલ દોડી આવી.

"મને કંઇ આપશે, વાહલી બેટી?" તેણીએ હાથ લંબાવીને કહયું, અને મેં જોયું કે લુચ્ચાઇ તેણીની આંખમાં ઝલકી રહી હતી. "હુ તો ભવિશ બી કહી જાણું છ! લાવ, તાહરો હાથ જોઉં!"—અને હું માહરી અજાયબીમાંથી ફારેગ થઇ તેણીને રોકું તે પેહલાં તો માહરો હાથ લગભગ જોરાવરીથી લઇ તેની રેખાઓ જોવા ને તપાસવા પડી, કે જયારે હું માહરા કાહેલી વિચારોથી વેગળી પડવા ચાહતી હોવાથી થોડીક ગમત પાંમી તે શું કેહછ તે સાંભળવા માહરી મરજી ઉપરાંત જરા થોભી.

"તાહરાજ જેવો પતલો ને ઉંચો ઘણો સોહામણો એક જવાંન છે તેજ તાહરી સાથ પરણશે. તેનાં જીગરમાં તાહરોજ છાપ છે, ને તાહરાં પોતાનાં દીલમાં બી——"

મેં આશકથી લાલ થઇ જતાં તે હાથ ઉતાવલે એક ઝટકાથી ખેંચી લીધો. આ બુઢ્યા શું મને ઓળખતી હતી? કેવી તેણે એકદમ મને માહરા હૈયાંના હાર વાહલા હૅરીની યાદ કરાવી? તે નજદીક પોણોસોની ભરતીમાં હતી. બધી ચામડી વટીક ગળાં આગલથી ઝુલી પડી હતી. પેલી ગોરી ઘાટઆરી તનદરોરસ્ત ગુલાબી ગાલની છોકરી સાથ આ બુઢ્યા જવાંની ને ઘડપણનો એક કેવો મનન કરવાજોગ મુકાબલો રજુ કરતી હતી!

"કેમ મેં ખરૂંજ કેહયુંની?" મને શરમથી લાલ ને ગુલાબ્યા થતી જોઇ પેલીએ ફતેહની મગરૂરીથી કહયું; "લાવ, ચાલ, હવે ત્યારે મને કંઇ આપ."

મેં, એ ઉપરથી, એક પાવલી આપવા ધારી અને માહરી "પર્સ" કાહડવા ગઇ, પણ પર્સ તો કેથી મેં જોયું કે હુ ઘરમાંજ મુકી આવી હતી!

"ઓહ, બાઇ," મેં તે ઉપરથી કહયું; "માહરી પર્સ ઘેરમાં છે. હું જઇને—"

"નહીં, ત્યારે ચાલ વારૂં માહરૂં એક કામ કર, માહરી બેટી," તે દદાએ માંગી લીધું; "અંદર જઇને ——"

"શું થયું, મમઇ? કેમ જાણ્યા જોયા વગર—" અને પેલી છોકરી હવે પેલી પાલપરથી ઉઠીને ઠપકો આપતી ઢપે આગલ ધસી આવી, અને આવીને તેણીએ તે બુઢયાના કાનમાં કાંઇ કહ્યું.

"તું પટપટ ના કર વચમાં, ઝારા, નહીં સમજે ત્યારે," તે સાંભળીને તે ડોસીએ તે પોરીને ધમકાવી, "તું તાહરે બેસી રેહે ગુપચુપ"—અને પછી વળી માહરી તરફ ફરીને વધારયું, "હું ધારૂંછ, બેટી, કે તું લેડી લીલા સાથે આએ બંગલામાંજ રહેલી છે—એમજ છેની? પછી બગીચામાં બી તુંજ ફરતીતીની?"

"હા, પણ તાહરે કેહવુંછ શું?" મેં અધીરાઇ બતાવી, કેમકે આ રખડેલોની એ બધી અજબ જેવી ગોલ ગોલ વાતથી હું ઘણી હેરત થયલી હતી.

"માહરી અરજ એટલીજ છે કે તું અંદર જા અને લેડી લીલાને કહે કે અમે તેને અત્રે જરા જરૂરથી મલવા માંગેછ."

"દીવાની!" મેં તુચ્છાકારથી હસી દેતાં કહયું, "અને હું એમ કેહવશ તેથી શું લેડી લીલા અત્રે દોડી આવશે?"

"જરૂર આવશે; તરત આવશે," પેલીએ ખાત્રીના ભારથી કહયું, અને પછી કાંઇક વિચાર આવ્યો હોય તેમ બાજુમાંની ઝાડીમાંથી એક ગુલાબ તોડીને મને આપતાં કહયું, "આએ ઇધાંણી લઇ જા. એ તેને તું બતાવશે ને હું મલવા માંગુંછ એમ કેહશે તો તે જીવ નાંખતી આવશે!"

હું થસ થઇ ગઇ. આ વળી શો નવો ભેદ હતો! એક ફુલનીજ વાતનો તલેસમ મને સમજાવીને બુરા કલેરનું માહાત કરવાનું લેડી લીલાએ મને શીખવ્યું હતું, ને આ જીપસી હાલમાં માહરી કને તેણીની ઉપર એક ફુલનીજ નીશાંણ મોકળી આપતી હતી!! એ ભેદ શું હોવો જોઇએ?

"ઠીક છે, થોભજે," મેં ઉતાવલે કહયું, અને પછી હું અજબ થતી "લીલા"માં પાછી ફરી.

પણ ત્યાં જતાં હું વળી માહરા જીવ સાથ ખંચાઇ કે માહરે તે જીપસી રખડેલનો પેગામ લેડી લીલાને કેહવો કે નહીં! તેને તે નહીં ગમે તો?

મગર ફુલની નીશાંણનાં મલતાપણાંથી મને લાગ્યું કે તેથી કદાચ એ ભેદ મને સમજાવા તેણીને કારણ મલશે, ને જો તેમ થાએ તો પેલા અક્ષરોનાં એકમલતાંપણાંની વાત પણ તેને કહી દઇ મને માહરી છાતીને ખલાસી આપવા પણ બને: અને એ બધા વિચારો ચલાવતી હું આગલ વધતી હતી તેટલાંમાં તો લેડી લીલા પોતેજ માહરી સાંમે આવી ઉભી.

"ઓ એલન, તું કાંહાં હતી? હું કયારની તુંને શોહોધુંછની!" તેણીએ કહયું, "માહરાં કાગલો પુરાં થયાં તે હું મકુંજે — ઓ પણ આએ જંગલી ફુલ કયાંથી ઉચકી લાવી?"

"એ મને એક જીપસી ઓરતે આપ્યું," મેં કહ્યું.

"જીપસીએ?" લેડી લીલાએ પુછ્યું, ને તે તદન ગભરાતી દેખાઇ!

"હા, તમોનેજ એ એક નીશાંણી તરીકે આપવા કહ્યું," મેં પુરૂં કરયું. "તે તમોને મલવા માંગેછ, ને પાછલા દરવાજાની ગલીમાં બોટી છે."

"ઓ મુઇરે તે!" લેડી લીલાએ ગુસ્સાથી કહ્યું, ને મેં જોયું કે એક મોટો "શૉક" લાગ્યો હોય તેમ તેના ગાલોપરનો હંમેશનો રતાશ તેને એકદમ છોડી ગયો, ને તે છેક હોઠ સુધી ફીક્કી પડી!

તે મુસ્કીલથી પોતાપરનો કાબુ મેળવી શકી—બડી મુસ્કીલથી. મને એક વખત તો એમ બી લાગ્યું કે ઉસ્કેરણીઓથી આજેજ થયલી તે બેહોસ થઇને ટુટી પડશે! એમ છતાં પોતાપરનો કાબુ પાછો મેલવી તેણીએ ફીકકું હસવાની કોશેશ કરી.

"કોઇ દીવાંની હોશે," તેણે કહ્યું, "મને શું કરવા મલવા માંગે?—પણ ઉભી રેહ; તું અહીંજ રેહજે. હું ઉભી ઉભી જઇને જરા તેને ધમકાવીને હાંકી મેલું. જોઉં તો ખરી મને શું કરવા મલવા માંગેછ તે!"——અને તે ઉતાવળે બગીચાનો પાછલો દરવાજો પોતાને હાથે ખુલ્લી નાખી એકલી તે ગળીમાં ઉતાવલાં કદમોએ આગલ વધી.

હવે માહરા વેહેમ, એ જોતાં, બેવડા ખરા પડયા. આ ફુલની નીશાંણુમાં કાંઇ જાદુ—કાંઇ ભેદ હોવોજ જોઇએ, અને ત્યારે દેખીતી રીતે આ લેડી કોઇ એવી ભેદી અબળા હતી કે જેની કંપનીમાં હવે મને મુતલગ મજાહ મલનાર ન હતી. મેં તેથી ઘણું અતવત કરયું કે હું અહીં આવી અને નોરમનવાલાંઓ સાથ નહીં ગઇ. તેઓ જ્યાં ગયાં હતાં ત્યાં મજાહ મજાહ કરતાં હતાં. વાહલી જુલીનાં વીગતવારે તે બાબે મને કાગલો અવારનવાર આવ્યા કરતાં હતાં.

હું અજબ થતી ઘરમાં ગઇ. લેડી લીલાને ઘણો વાર લાગ્યો હતો. તે શું કરતી હશે? તેઓ શું વાત કરતાં હશે?

તે કેટલેક વારે પાછી ફરી. હસતી હસતીજ આવી. "મુઇ કોઇ જબરી માથાંની ફેરાંવન!" આવતાં સાથે હસતી હસતી એક સોફા પર અરડાઇ પડતાં તેણીએ કહ્યું; "બસ જીદ લઇને બેઠી કે માહરે તો તમારો હાથ જોવોછ ને બવિશ કેહવુંછ! મુશકેલીથી ગેઇ. કેટલી બધી સખ્ત ધમકાવી ને પોલીસને બોલાવી પાંખડું પકડાવાની ધમકી આપી ત્યારેજ બેઉ ગેઇ! એ પણ શું છે, ઍલન? તું કેમ એટલી ગંભીર છે? તુંને કંઇ એ દદ્દાએ બાહીવરાવીછ કે શું?"

"નહી, લેડી લીલા, પણ તમોને નહીં લાગતું," મેં કાંઇક ગમગીનીથી કહ્યું, "કે આએ સંજોગોનું અજબજેવું મલતાપણું——"

"આય ફુલની નીશાંણીને વરે કેહેછ?"

"હા."

"તું ઘેરી થઇછ, ઍલન?" તેણીએ મને હસી કાઢી. "બુરા કલેરને માહાત કરવા મેં તુંને ફુલની ઇધાંણી કહી તે વાતને આએ વાત સાથે સંબંધજ શું હોઇ શકે? એ તો એક સંજોગ થયો—તદ્દન દમ વગરનો સંજોગ!"—અને તે ચીસ પાડીને મોટે રહાદે હસી. ખરેખર, તે એટલી ખુશ દેખાઇ કે મેં તેને એટલી ખુશ આગળ કદી જોઇજ ન હતી, અને ત્યારે વળી હું માહરાં મનથી દબાઈ. એ બધું ખરૂંજ હોય તો? એ ફુલની ઇધાંણી એક સંજોગજ હોય તો? મને કાંઇ સમજ પડયું નહીં અને એવી તેની ખુશી દરમ્યાન પેલાં હરફોનાં મલતાંપણાંની વાત કાઢવા વટીક મને ગમ્યું નહીં.

અને વળી એવામાં તો લેડી લીલાંનાં કોઇ દોસ્તો મલવા આવ્યાં. તેઓ મને નવાંજ હતાં. તેઓ લેડી સાથ ઘણાં ઘેરીતાંબારીતાં હોય તેમ લાગ્યું, કેમજે તેઓ ચાએ પીવા બી રહયાં, ને સાંહજે અમો બધાં જનાવરખતું જોવા ત્યાંના પબલીક બગીચામાં ગયાં. છેક રાત થતાંજ અમો પાછાં એકલાં પડયાં ને કવાર્ટ થયાં.

અને તે રાત્રે સુવા જવા પછી પાછો ને પાછો પેલી જીપસી ઓરતના સંબંધમાં મેં ઘણો વિચાર કરયો, પણ હું કંઇજ નકી ઠરાવ પર આવી નહીં. મેં તે જીપસીનો પેગામ કેહતાં દીસ્તી રીતે એ અબળાને મોહોત જેવી ફીકકી વટીક પડતાં જોઇ હતી તે બધું અમથુંજ કેમ હોય? શું તેમ જોવામાં બી માહરાં મનની ઉશ્કેરણીઓનાં કારણથી મેં કાંઇ ભુલ કરી હતી? તે પણ શું કોઇ ખરો બનાવ નહીં પણ ખાલી માહરા તે ખ્યાલોનું ખ્યાલી પરીણામજ હતું?

---

## પ્રકરણ ૨૪ મું.

બીજી સહવારે હું મામુલ કરતાં નજદીક અરધો કલાક મોડી જાગી ત્યારે લેડી લીલાની "મેડ" (દાસી) માહરા ઓરડામાં હતી.

"લેડીશીપે આએ તમો સારૂ નજીવી જેવી ભેટ મોકલીછ, મીસ પરસી," તેણીએ કહયું; "એ તો ત્રણ ચાર દાહડા આગમચ બાઇ કેહજે આવી પુગવી જોઇતીતી, કેમજે આપણે અહીં આવ્યા પછી તરતજ લેડીશીપે ઑારડર મોકલ્યો હતો, પણ છેક ગઇ રાત્રેજ આવી."

મેં તે બૉકસ અજબ થતાં લીધો. તેમાં એક સોનેરી છેડો ને નહાનું ખુબસુરત સોનાનું લેડી વૉચ હતું, બે ઇયર-રીંગ્સ ઘણાં શોભીતાં દેખાવનાં હતાં, એક વીંટી હતી, એક બ્રુચ હતો, અને મોતીની એક સેર હતી. બધું મને લાગ્યું કે કમમાંકમ સો ગીનીની કીંમતનું હતું, અને વૉચમાં વળી "લેડી લીલા એસેનડાઇન તરફથી વાહલી ઍલન પરસીને દોસ્તીની યાદમાં ભેટ" એવું 'ઇનસ્ક્રીપશન' હતું.

હું ઘણી છક થઇ. મેં તરત જોયું કે આવી ઉદારતા અને આવું અચ્છું દીલ ધરાવનાર એક બાંનુ એટલી બદમાશીભરી કદી બી હોય ને થઇ શકેજ નહી, અને ત્યારે કાંય નહીં હું બધાં ઉતાવલાં અનુમાનોથી એને ગલીચ ગેરઇનસાફજ કરતી હોઉં? ટુંકમાં, તે

અબળા માટેના માહરા વિચારો એક તડાકે પાછા શુધ્ધ થયા. હું તો એની રજા લઇને અત્રેથી પાછી જતી રેહવાનો પણ કાચોપોચો વિચાર કરી ચુકી હતી, પણ તે બધા ખ્યાલ મેં પડતાજ મેલ્યા, ને પેલા હરેફાનાં એકમલતાંપણાંની વાત પણ હવે તો તદન અખાડા કરી જવાનાજ નહી ઠરાવ પર હું આવી ગઇ.

અમે તે પછી નાસ્તાની ટેબલપર જ્યારે પાછાં એકઠાં મલ્યાં ત્યારે મેં તેણીની એટલી બધી ભલાઇ ને માહરે વાસ્તેનાં હેત માટે ઘણુંાંજ ખરાં જીગરથી ઘણો ઘણો ઉપકાર માન્યો, ને ત્યારે વટીક માહરે વાસ્તે ને માહરી દોસ્તીના લોભને વાસ્તેના તેના વિચારોમાં મેં એટલી બધી સ્વછતા ને સાચી ભલાઇ જોઇ કે મને ખચ્ચીતજ લાગ્યું કે મેં તેને નાહકમાં બધો ગેરઇનસાફ કરયો હતો, અને પછીથી તેથી તે સર્વે વાત હું મોકલાં મને ભુલી ગઇ.

એમ બે અઠવાડયાં વહી ગયાં. મને અત્રે "કલેરમંટ વીલા"માં આવ્યાને એ રીતે ત્રણ અઠવાડયાં પુરાં થયાં, ને બીજા આઠ દાહડામાં તો માહરે માહરી નોકરી વાસ્તે લંડન પાછું ફરવું હતું. નોરમનવાલાંઓ બી પાછાં આવવાનાં હતાં. તેઓ જે દાહડે લંડન પાછાં ફરવાનાં હતાં તે દાહડો જુલ્યટે મને લખ્યો હતો, ને મેં બી તેથી તેજ દાહડે લંડન પાછી જવાનું ઠરાવ્યું હતું.

અને એ ત્રીજું અઠવાડયું ખતમ થયું તે દહાડે લેડી લીલા કાંઇ ખરીદીએ જવા નિકળી એટલે હું બી સાથે ગઇ, ને તે દુકાણોમાં રોકાય તેટલાં મેં પેલી બીમાર મેલીસા હૅરીસનને જોઇને મલી આવવાનું ઠરાવ્યું. હું, તેથી, મેલીસાનાંજ ઘર પર ઉતરીને તેને મલી, ને જ્યાં લેડી લીલાને પાછી મલવાનું અમે ઠરાવ્યું હતું ત્યાં હું ઉતાવલે પછીથી ચાલી જતી હતી તેટલાં સાંમેથી જવાંન લૉર્ડ રેવન્સકલીફને મેં આવતો જોયો. તે બી ચાલતોજ આવતો હતો.

તેણે મને જોઇને તરત ઓળખી, ને માનથી પોતાની ટોપી ઉંચકી તે ઉભો રહયો, એટલે મને બી ઉભું રેહવુંજ પડયું.

વાંચનાર યાદ કરશે કે એ ઉમરાવ જવાંન જુલ્યટપર દીવાંનો થયલો હતો, અને તે મામલો નજદીક છ મહીનાથી એમ ને એમ લટકતો ચાલતો હતો. તે કીંમતી ભેટસોગાદો વટીક મોકળતો હતો, ને ખુદ નોરમનવાલાંઓને ત્યાં અવારનવાર આવતો જતો બી થયો હતો, પણ જુલ્યટને પરણીને પાક હકથી પોતાની કરવાનું તે અત્યાર તક કદી બોલ્યો ન હતો, જેથી તે ગરીબ છોકરી માંહેલે ભેદે બલ્યા કરતી હતી. અમે છુટાં પડયાં તે દહાડે બી તે બીચારીએ એ વાતનો ઘણો બલાપો કરયો હતો. "મને કંઇ સમજ નહીં પડતી, ઍલન, કે એ કાંય મને એમ ઉમીદમાં ટીંગાવી રાખતો હશે!" તે કેહતી હતી. તે વરસ ત્રેવીસેકનો એક ઘણો સોહામણો જવાંન હતો, અને અર્લ અને કાઉન્ટેસ ઓફ કારશલટન જેઓ ઘણાં શ્રીમંત ને મોટાં તુમાખી તરીકે જાણીતાં થયલાં હતાં તેઓનો બીજો બેટો થતો હતો.

"ઓહ્લો, મીસ પરસી, તમે? તમોને મલવાથી હું ઘણો ખુશી થયો. ઘણુંાંજ ટાંકણાંસર તમે મને મલી ગયાં. માહરૂં એક કામ તમે જરૂર કરી શકશો."

"હું, માહરા લૉર્ડ?" મેં તાજુબીમાં પુછ્યું.

"હા, કામ તદ્દન નજીવું છે, પણ તે તમોએ કરી આપવાથી માહરા પર મોટું હેસાંન થશે. તમોને મીસ જુલ્યટ સાથ કાગળપત્રો તો ચાલતાંજ હોશે ? છેલ્લુ કાગલ ક્યારે આવ્યું જે ?"

"ગઇ કાલેજ," તે કેહવા શું માંગતો હશે તે વાસ્તે વધતી ને વધતી અજબ થતાં મેં જવાબ કરયો.

"તે ઘણું બેહેતર છે, ત્યારે," તેણે કહ્યું. "તમો તે કાગલનો જવાબ તો લખવાનાંજ હોશો. બાઇ-ધ-બાઇ, તમોને જુલ્યટે માહરે વરે કંઇ લખ્યું'તું વારૂં ? ઓ, તમારા ચેહરાપરથીજ જણુંએછ કે કંઇજ નથી લખ્યું. વૅલ, તેની કાંઇ ચીંતા નથી. મકુંજે હું એક માહરૂં કાગલ આપું તે મેહરબાનીની રાહે તમો તમારાં કવરમાં બીડશો ?"

હવેજ ભેદ સહમજાયો ! જુલ્યટે મને કાંઇ લખ્યું નહીં હતું, પણ આ જવાંનના ઉપરાસાપરી ગભડારેલા સવાલો, ગભરાત, ને માહરાં કવરમાં તેનું કાગળ બીડવાની તેણે કરેલી વિનંતીથી એક તડાકે માહરી ખાત્રી થઇ કે તે લોક વચ્ચે કાંઇ બી બીગાડ થયલો હોવો જોઇએ, અને મી૦ નોરમન જેઓ નીતીના ઘણાજ સખ્ત હીમાયતી હતા તેવણે પોતાની બેટી સાથે કાંઇ બી કાગલપત્રનો વેહેવાર રાખવાને એ જવાંનને મના ફરમાવેલી હોવી જોઇએ ! તેમ હોય નહીં ત્યાં સુધી એમ માહારો આશરો શોહોધતો તે આવેજ શાંનો ?

અલબત, એ વિચારો મને એકજ સેકંડમાં થયા ને ત્યારે મેં સંભાલથી જવાબ કરયો, "માહરા લૉર્ડ, મને માંફ કરો. હું અણઘટતું કશું કોઇ દાહડે બી કરતીજ નથી. તમો પોતેજ જુલ્યટ પર હંમેશ મુજબ કાગલ મોકલી શકો, પણ જો તેમ નહીં કરી શકતા હોવો તો બેશક મી૦ નોરમને તમોને એ વાસ્તે મના ફરમાવેલી હોવી જોઇએ, અને ત્યારે હું કેમ તે કાગળ ચોરીછુપીથી તેમની બેટીને પાસ કરવાની હીંમત કરૂં ?"

"ઓ તમારી ભુલ છે, મીસ પરસી," તે લૉર્ડ ઉતાવલો ને ઉડાવનારો જવાબ કરયો. "એમાં ચોરીછુપી જેવું કંઇ બી નથી, ને હોય તો તમારી ફ્રેંડને ખાતર—"

"તમારી ઘણી ભુલ છે, માહરા લૉર્ડ," મેં થરસાથી કહ્યું. "અવલ તો એવી રીતે કામ લેવાનું માહરી ફ્રેન્ડને પોતાનેજ કદી નહીં ગમે. તે ઘણી નેકચલણ છોકરી છે, ને પોતાનાં માબાપના હુકમ વગર કે હુકમ ઉપરાંત એક કદમ બી કદી ભરનારી નથી. વળી મી૦ નોરમન પોતે એવી વાતમાં—"

"ત્યારે તમો નાજ કેહોછ, એમજની ?" લૉર્ડ રેવન્સકલીફ રીસાયલી અદાથી કહ્યું, અને તે ઘણો ગુંચવાયલો ને દુખી થતો દેખાયો; પણ એમાં માહરો ઉપાયજ ન હતો, એટલે હવે જાસ્તી બોલવાનું નામુનાસેબ માની હું વધતો કાંઇ પણ જવાબ કરયા વના નમીને તરત ત્યાંથી ચાલતીજ થઇ.

અને મને લાગ્યું કે મેં તદ્દન ખરૂં ને વાજબીજ કરયું હતું. જુલીએ મને પેહલી હફેલનાં કાગલમાં લખ્યું હતું કે રેમસ્ગેટ ( કે જ્યાં તે લોક ચેન્જ સારૂ ગયાં હતાં ત્યાં ) લૉર્ડ રેવન્સકલીફ બી એક મહીનો ગુજારવા આવી રહયો હતો, ને પડોશનાં હોટેલમાં ઉતરયો હતો, પણ પછીથી એ સંબંધમાં તેણે જાસ્તી મને કોઇ દાહડે કશુંજ લખ્યું ન

હતું. એમ છતાં એ લૉર્ડે મને કરેલી અરજ ઉપરથી હું હવે ભરોસાથી એમ તો માનતી થઇ કે કાંઇ પણ એ લોક વચ્ચે ગંભીર બીગાડ થયલો હોવો જોઇએ, ને તેથીજ લૉર્ડ એટલો જલ્દી લંડન પાછો ફરયો હતો, તથા પોતાનું કાગલ માહરાં કવરમાં ચેમ્રવીને જુલીને પાસ કરાવા ચાહતો હતો.

એ પછી હું લેડી લીલાને દુકાંણપર જઇ મલી, અને અમો વાતચીત કરતાં ઘેર પાછાં ફરયાં.

એ મુજબ એ બાકીનું છેલ્લું અઠવાડયું પણ વીતી ગયું, ને ત્યારે લેડી લીલાની પાદશાહી પરોણાગત ને કીંમતી બેઠસોગાદો વિગેરે માટે તેણીનો દીલોજાનથી ઉપકાર માની નોરમનવાલાં-એને ત્યાં ( માહરે ઘેરબારે ) હું પાછી ફરી. લેડી લીલા પોતે ભલાઇથી મને માહરે ઘેર તક પાછી પુગાડી ને ઉતારી ગઇ. તે ખરેખર ઘણી ભલી હતી, ને માહરા જોડે તો બેશક ભલીજ પુરવાર થઇ.

હું ઘેર પાછી ફરી. નોરમનવાલાં પણ રેમ્સગેટથી આગલી સ્હાંજનાં આવી ચુકેલાં હતાં, ને તે લોક ખરાં દીલનાં હેતથી મને બધાં પાછાં મલ્યાં. એમ છતાં મેં જોયું કે જુલી ઘણી ગમખાર હતી, અને તેને એ ચેન્જનો કશો બી લાભ મલેલો નજરે આવતો હતો નહીં. તેનાં માબાપ બી હંમેશ જેવાં ઉલટમંદ નહીં ને ગંભીર હતાં, ને મેં જોયું કે એ કાંઇ બી પેલા લૉર્ડ ફ્રેડ્રીક રેવન્સકલીફનીજ મોહકાંણ હોવી જોઇએ, એટલે મેં દાનાઇથી તે વાત મુતલગ કાઢીજ નહી, ને તેને વાસ્તે કાંઇ બી જાસ્તી પરપુછ કીધીજ નહીં.

હું ઘેર તે દાહડે બેક સ્હાંજે આવી હતી ને તેથી રાત સુધી તો અમે બધાંએ ડ્રૉઇંગ રૂમમાંજ તાહેલાં મારયાં—જોકે મેં કહયું તેમ મીઃ ને મીસીસ નોરમન અંદરખાનેથી તો ઘણાં ઉદાસ લાગતાં હતાં, ને જીવપર જોરાવરાનુંજ ખુશ દેખાવાનું ને વાતચીત કરતાં રેહવાનું કરતાં હતાં. વળી જમ્યા પછી બી તેજ મુજબ અમે ઘણો વાર વેર પાછી એલારપેલાર વાતચીત કરી ને ત્યાર કેડે સુઇ ગયાં, જયારે જુલી પાધરી પોતાના ઓરડામાં જવાને બદલે માહરી સાથે માહરાજ રૂમમાં આવી ને ત્યાં આવતાં શાથે તે એક 'ઇઝીચૅર'માં ઢબ દેતી નીસાસ બેસી ગઇ.

"શું છે, માહરી વાહલી બેહેન?" મેં તે ઉપરથી તેને પેટમાં ચાંપીને ઘણી નરમાસ ને હેતથી પુછયું; "તું કાંએ આજે એટલી ઉદાસ ને દુખી છે!"

"ઓ, હું શું તુંને માહરાં દુખની વાત કેહું, ઍલન?" તેણીએ તરત રડી દઇને કહ્યું; "હું એ વાત તુંને કેહવાને વાસ્તે તો કયાર કયારમાં પડીતી, કેમજે કાગલમાં તે એ લાંબું તાહેલું કેમ લખી શકું?"

"પણ છે શું?"

"બધી રેવન્સકલીફની મોહકાંણ છે," તેણીએ દુખથી ને નાઉમેદીથી જખમાતાં કહ્યું; "તું જાંણેછ તો ખરી કે આજે સાત સાત મહીનાઓ થયા તેણે મને ઉમેદો પર ટીંગાવી મેલીતી, અને હું તો એમજ જાંણતીતી કે તેના આચારવિચાર તદન નેક ને પ્રમાણીક હોવા જોઇએ—"

"ઓ, ત્યારે શું નહીં?" મેં લગભગ ગુસ્સામાં અને મસ મોટી તાજુબીથી પુકારયું.

"નહીંજ; સાંભળ તો ખરી," જુલ્યાએ જવાબ કરયો. "એ માહરાં મમાપપાની રાજીરજાવંદીથી આપણે ઘેર અવારનવાર આવતો જતો થયો હતો તે તો તુને ખબર છે. અલબત, તેઓને બી એ ગમતું હતું. અર્લનો એ બીજો દીકરો છે પણ ઉંમરની અવધ પુરી થયલી હોવાથી બીલકુલ સ્વતંત્ર છે, અને ખુદ એ એની પોતાની માલેકીની મીલકત ને ફાલો ઘણો મોટો કેહવાએ છે, એટલે એવો એક જમાઇ મેલવવા કોણ માએબાપ નારાજ થાય? મને બી ગમતું'તું. ખુદા સાહેદ છે કે એ પૈસા વગરનો હોતે તોબી હું એને એનાં પોતાવત માટે એટલાંજ હેતથી ચાહતે એવો મને ગમી ગયલો છે. વળી એક લૅર્ડની પરણેતર થવાના ને એક લેડીનો કૉરોનેટ પેહડવાના લોભથી મને જયાદા ખુશી બરપા નહીં થઇ હતી એમ કેહવાના બી હું તું વાહલી બેહેન આગલ ઢોંગ કરવા ચાહતી નથી."

"વારૂં, પણ હવે વાંધો શું પડયો?"

"સાંભળ; અમે લોક રેમ્સગેટ જવાનાં છૈએ એમ એને મેં કહયું ને કહયું પોતે બી સાથે આવવા માંગ્યું, ને એટલી માહરે વાસ્તેની એની લાગણી જોઈ અમે બધાં ખરાં દીલથી ખુશી થયાં. ત્યાર પછી પોતાના ગાડીઘોડા બી સાથે પોતે ત્યાં લાવ્યો, ને ત્યાંનું "પેનેરોમા હોટેલ" જે ફક્ત બડેખાંઓનુંજ છે ત્યાં ઘણા ભપકામાં રહેલો હતો. અમોને મળવા તો રોજ આવે, બલ્કે આખા આખા દાહડાનો ઘણો મોટો ભાગ અમારી સાથેજ ગુજારે. એમ પંદર દાહાડા તો અમારા ઘણી મોજમજાહના મજેહના ગુજરી ગીયા, ને પછી એક સાંહજે અમે બે અમારાં મકાનમાં એકલાં પડયાં ત્યારે એણે અંતે અમે જે ચાહતાં હતાં તે વાત છેડી—પણ તે કેમ? ઓ, હું ચાહુંછ કે તેણે તે ગલીચ વેણ કહીને માહરી ઉમેદનો અમલો એકજ ઝટકે જમીનદોસ્ત નહીંજ કરયો હોતે!"

"પણ તેણે કહયું શું?"

"પેહલ્લાં તો તેણે એવીજ ઢપથી વાત છેડી કે મને કાંઇ વેહેમ વટીક નહીં થયો," જુલ્યટે આંસુઓ વચ્ચેથીજ જારી રાખ્યું, "અને હું તો તેટલો વખત પોતાને આખી દુન્યામાં સોથી વધારે સુખી ને સૌથી વધારે ભાગ્યશાલી સહમજવાની થાપ ખાઇ ગઇ; પણ પછી તે કદમ કદમ આગલ વધ્યો. તેણે મને સમજાવા માંડયું કે આખી દુન્યામાં માહારાથી જ્યાદા તે કોઇને બી ચાહતો ન હતો, અને જો મને ખોહી બેસે તો તે પોતાના જીવનેજ ખોહી બેસવા જેવું થાય, મગર તેનાં તુમાખી માતપીતા એક ઍકટ્રેસ—ને તે બી વળી નાચનારી—જોડેનાં તેનાં લગનને કદી બી પોતાની બહાલી આપેજ નહીં. 'હવે તુંજ વીચાર કર, જુલી, કે હું તે લોકને નારાજ કરીને તાહરી સાથે પરણીજ કેમ શકું?" તેણે મને સમજાવ્યું. "લોક એમ જાણેછ કે માહરી મીલકત અને આવક વાસ્તે હું ઉંમરે પોંહચેલો હોવાથી હું હવે સ્વતંત્ર છેઉં, પણ ખરેખર તેવું તો કાંઇજ નથી. માહરાં માબાપ ચાહે તો મને પઇ એ પઇને વાસ્તે મોહતાજ બનાવી રવડાવી મેળી શકે, ને તેથી માહરે ઘણું સાચવી-ને કામ લેવાનું છે. વળી લગનની જુસરીમાં બલ્યુંચજ શું! એક નામની મન સમજા-વવાની ક્રિયા છે તેજ કેની? તે વગર શું આપણે નહીં સાથે રેહીને મોજશોખ ને

અમનચમનમાં જીવી શકશું?" એવું એવું તે મને સમજાવવા લાગ્યો, ને હું તો તે સાંભળતાં પથ્થરજ થઇ ગઇ! બધી માહરી ખુશાલી એક લેહેજામાં નાશ પાંમી, અને માહરી તમામ ઉમીદોનો અમલો પાણુંના ફાર્ડના એક ફુંકારયા કીલ્લા માફક એક લેહજામાં જમીનદોસ્ત થઇ ગયો!"—અને વળી તે રડવા લાગી.

---

## પ્રકરણ ૨૫ મું.

મેં તેણીને બની શકતો દીલાસો દીધો. અલબત એવીજ કોઇ બદમાશીની વાત સાંભળવા હું તૈયાર હતી, તે છતાં ખરેખર તેમજ બનેલું જાણતાં મને પોતાને બી તે લુચ્છા ઉમરાવપર હદ વનાનો ગુસ્સો ને ધીક્કાર ઉપજ્યો, ને હું પોતે પણ ઘણી ગભરાઇ ગઇ. એમ છતાં મેં જુલીને પેટમાં ચાંપીને સધ્યારાજોગું ઘણુંએક કહયું. મને ખરેખર લાગ્યું કે તે એક "લેડી" થવાને કશીજ રીતે નાલાયક નહીં હતી. તે વીસ વરસની તારૂણી જોબનના બહારમાં પતલી સીધી ને ઉંચી કંઇ એટલી બધી તો ખુબસુરત ને દીલકશ દેખાતી હતી! વળી એવી ભલી, સાચી ને નેક હતી કે તે જે ઘેર જાય તે ઘેર શોભાવે એ હું કશા પણ સંદેહ વગર માનતી હતી, માટે તુમાખી ઉમરાવ કુટુંબનાંઓ હુન્નરમંદ ગરીબોનો એટલી હદ સુધી અનાદર ને તુચ્છકાર કરે તે ગેરઇનસાફભરી સીતમગુજારી સાંમે માહરૂં જીગર જાંણે નાસબરપણાનું બંડ મચાવી રહયું!

"હવે કેહવાનું થોડુંજ છે, વાહલી," માહરા અનેક તરાંહના દીલાસા ને સધ્યારાથી પોતાનાં દુખી મનનું થોડુંઘણું સમાધાન કરી લઇ ગરીબ જુલ્યાએ આંસુઓ લુછતાં આગલ કહયું; "જેવી તેની એ અપ્રમાણીક વાસના વાસ્તે માહરી સંપુર્ણ ખાત્રી થઇ કે હું જાંણે ઉંઘમાંથી ઝબકી ઉઠી હોઉં તેમ ચમકી ઉઠી, અને મેં એકદમ તેને ઘેરમાંથી જતો રહેવા હુકમ આપ્યો. મને તે વખતે એટલી બધી હીંમત ને એટલો બધો જુસ્સો આવીજ કેમ શકયાં તેજ મને તે પછીથી હંમેશ હું વિચાર કરૂંછ ત્યારે અજબ કરેછ! તે તો ગભરાઇજ ગીયો. તેણે એવી હડધુતની કશીજ વકી રાખેલી નહીં. તે તો કંઇ એમજ સમજેલો કે હું તરતજ દીલની ઘણી ખુશીની સાથે તેના એ બધા ગલીચ વિચારોને એકમત થઇ જવશ!! તેણે, તેથી, ગભરાઇ જઇને પછીથી મને શાંત કરવા—બલકે માહરી "ભુલ બતાવા"—ને છેલ્લે તો માહરી માંફ વટીક માંગવા ઘણા પછાડા મારયા, પણ મેં તેને એક બી તકજ આપી નહીં, ને જ્યારે મેં જોયું કે તે નથી જતો ત્યારે પછી હું પોતેજ ઉઠીને ઘણા ગુસ્સામાં બાજુના એક ઓરડામાં જતી રહી, જેથી ફરજાત તેને ત્યાંથી ચાલતો થવુંજ પડયું. ત્યાર પછીથી મને તો એમજ લાગ્યું કે હવે હું જીવવાનીજ નથી, ને રડતાં રડતાં માહરી આંખ બી સુઝી આવી. તેવામાં મમાપપા ઘેર પાછાં ફરયાં, ને મેં બધી હકીકત તે લોકને બ્યાંન કરીને કેહી, જે વખતે તું માહરા પપાનો ગુસ્સો જોતે તો થથરીજ જતે! તેવણે બીચારાં માહરાં માયને ઘણુંજ ધમકાવ્યાં જે મેં ના કહયું જે એ ખરી વાત હોયજ નહીં ને એ કદી થવાનુંજ નથી તે છતાં તેં એ પોરયાનો પગ માહરાં ઘેરમાં ઘાલ્યો ને અંતે આએ પરીણામ થયું! તેવણ તો કેહજે હું ઘણું સારી રવેસે સમજુંછ કે એ નામે મોટા બધાજ

કામે ખોટા ને જુઠા! પછી તેવણે તરતજ ટેબલ આગળ બેસીને એક સખ્ખત ચીઠ્ઠી તેની પર લખીને મોકળી આપી જે હવે પછી જો તુ માહરી દીકરીને જરા બી મલશે કે ઉત્તેજન આપશે તો હું તુંને બેહોરમત કરેશ ને પુછી શકશ, ને પછી બીજેજ દાહડે અમે સમજ્યું જે તે રેમ્સગેટનું પરૂં છોડીને એકદમ લંડન જતો રહયો."

"અને પછી કંઇ કાગલપત્તર ?"

"હા, ડીઅર. થોડેક દાહડે માહરી પર એક કાગલ આવ્યો, જે મેં બી ખોલ્યા વગર લઇ જઇને પપાને બતાવ્યો, ને તેવણે તે બીડેલો ને બીડેલો એમ ને એમ એક કવરમાં નાખી તેનું સરનામું કરીને નૉટપેડ પાછો મોકલ્યો. પછી વળી માહરાં મમાને નામે થોડુંએક બીજો કાગલ આવ્યો તે બી એમજ અમે પાછો વાલ્યો, ને ત્યારથી આજની ઘડી સુધી એ વાતપર સેવટનું ઢાંકણું વળેલું છે!"

"હા, પણ ત્યારે એટલું બધું થયું ત્યારે તેં મને લખ્યું કાંય નહીં?" મેં લગાર ઠપકાથી પુછયું.

"શું લખું, ઍલન?" તેણીએ ઘણાં દુખથી કહયું; "હું તાહરી પર ફકત તાહરાં કાગળના જવાબમાં જીવ પર જોરાવરીનાં ટુંકા ટચ કાગળો લખતી હતી. આખી દુન્યા મને અકારી લાગતી હતી, ને હું માહરા ઓરડામાં ભરઇને એકલી એકલી રડયા કરતી હતી. હું તુંને લખીને શું કરૂં? તું બીચારી જરા મોજ કરવા ગયલી ત્યાં તુંને બી દુખી કરીને શું કરૂં? વળી એ કંઇ જેવુંતેવું ને થોડુંઘણું દુખ હતું જે લખીને જાહેર કરી શકાએ? હું જાણું મલશું ત્યારે બધી વાત કરશું, ને કયારે મહીનો બલી જાય ને પુરો થાય કે આપણે પાછાં મલ્યે તે વાસ્તે, હું તો મેં તુંને કહયું તેમ, કયારકયારમાં પડી હતી!"—અને મને ત્યારે કબુલ કરવુંજ પડયું કે મને નહીં લખવા વાસ્તે તે વાહલી બેહેન તદન વાજબી હતી.

તે પછી મેં પેલી માહરા તરફની વાત કહી. એ લૉર્ડ ફ્રેડ્રીક રેવન્સકલીફ મને એક દાહડે અચબુચ લંડનમાં રસ્તા પર મલી ગયા, ને માહરાં કાગળમાં તેનું કાગલ પાસ કરવા માંગી લેવા પડયો હતો તે બધી વાત મેં કહી, જે જુલીએ ઘણુંજ ગંભીર ધ્યાનથી સાંભળી.

"સારૂં થયુંની મેં તે કાગળ નહીંજ લીધું તે? નહીં તો તાહરા પપા જરૂર માહરી સાથે ગુસ્સે થતે," મેં ફીકરમંદ કહયું, અને તે ભલાં કુટુંબની એ સઘળી નેકીની વાત સાંભળતાં માહરો જીવ બી બધો બાગ બાગ થયો.

પણ મને લાગ્યું કે લૉર્ડ રેવન્સકલીફ માહરી મારફત બી એક કાગળ તેણીને મોકળવાના પછાડા મારયા એમ જાણતાં આશા ફરી એક વાર જવાંન જુલીનાં જીગરમાં ઉછળી નિકળી, ને મેં જરા દબાંણ કરી તેમ હતું કે નહીં તે પુછયું ત્યારે તેણીએ નીચી નજરે કહયું, "તુંને નહીં લાગતું, વાહલી, કે જયારે એક કાગળ એનું માહરા વાંચવામાં આવે તે વાસ્તે એ એટલાં બધાં વળખાં મારેછ ત્યારે કદાપી તે માંગીપત્તરજ હોશે? કદાપી પોતાની ભુલ એણે પછીયા ગઇ હોય ને એ પસ્તાનો હોય, ને હવે ગમે એ જોખમે ખરેજ રસ્તે ને ઇજ્જતદાર કીસમે કામ લેવા ચાહતો હોય?"

"અલબત બનવાજોગ છે," મેં કહયું, "પણ ધાર કે તેમ બી હોય તો શું તું હજી તેને કબુલ કરે ખરી? એટલો બધો શું એ જવાંન પર તાહરો પ્યાર છે?"

જુલીએ જવાબ કરયો નહીં. તે માથું નમાવી ખામોશ રડયા કીધી. એજ તેનો મુંગો જવાબ હતો, અને મેં તેને રડવા દીધી.

"હું તેને ભુલી જઇ શકતી નથી," તેણીએ જરા વારે માથું ઉંચકી કહયું; "મેં ઘણી કોશેશ કરી પણ હું તેને માહરા ખ્યાલોથી મુતલગ અલગ કરી શકતી નથી, અને હવે તાહરી આએ કહેલી વાત પછી તો મને લાગેછ કે પપાએ બધાંજ એનાં કાગલો પાછાં ફેરવવામાં ખરેખર ભુલ કરી. કાંઇ નહીં તો મમા જોગું કાગલ તો વાંચવું હતું?"

"માહરી વાહલી જુલી," મેં સહમજ આપી, "તું ધીરજ રાખ. માહરાં મત મુજબ તાહરા ભલા પપા એ બધાં કાગલો પાછાં ફેરવવામાં ઘણાજ વાજબી છે. જો તે ખરેખર પસ્તાતોજ હોશે ને પ્રમાણીક રવેસે તું વાહલીને પાછી મેલવી પોતાની કરવાજ ચાહતો હશે તો શું કાગલોથી ઉમદી કીસમે બીજે રસ્તે તે કામ એ નહીં લઈ શકશે? તે કોઇ સારા દોસ્તોને તેમ હોશે તો વચ્ચે નાંખશે, વાસ્તે નાહક તાહરા જીવને એ વગર અગતની રંજ ના થવા દે."—અને એ માહરી તકરારનું વાસ્તવીકપણું ભલી જુલ્યટે મોકળાં મને તરત સ્વિકારયું. એમ છતાં તે હવે એજ ઉમીદમાં માનતી થઇ કે રેવન્સકલીફ જરૂર કરીને મેં કહયું તેમ દોસ્તોને વચ્ચે નાખીને બી તેને શોહોધતો આવશે, અને ત્યારે તેને નાહીંમત કે નાઉમેદ કરવા મને ગમ્યું નહીં. હું, અલબત, તેવું કશુંજ માનતી ન હતી. હવે માહરો વિશ્વાસજ એ જવાંનપરથી ઉઠી ગયો હતો. મને તો પેહલાથીજ વિશ્વાસ ન હતો. ગમે તે હોય, પણ તુરતવેલા જુલી ઘણો સધ્યારો પાંમેલી મને "ગુડ નાઇટ" કરીને માહરા કનેથી તે રાત્રે પોતાના ઓરડામાં ગઇ એ તો ખરૂં.

બીજી રાત્રે તો નાટક હતો, અને "રોમ્યો—જુલ્યટ'જ પાછો સ્ટેજ કરવાનું દિવસો આગમચથી જાહેર થયલું હતું, કે જેમાં માહરે "જુલ્યટ" તરીકે દેખાવ આપવાનો હતો. એ ખેલ અને એ "કૅરેકટર" મને ખાસ પ્રિય હતાં. હું સ્કુલમાં હતી અને જયારે કે કોઇ બી દાહડે હું જુલ્યટ તરીકે સ્ટેજપર ઉતરશ એવો મને દુરનો સ્વપ્નો એ ન હતો ત્યારે પણ એ નાટક હું ઘણી મોજથીજ વાંચતી, અને ખાસકરીને જુલ્યટનો પાર્ટ અને તેનું મોહોત માહરાપર ઘણીજ ગંભીર અસર ઉપજાવતાં. એટલામાટે આગલ કરતાં બી હવે વધતા વિશ્વાસથી, તેની અસરોની રગેરગમાં દાખલ થઇને, મેં એ પાત્ર તે રાત્રે ભજવ્યું, અને તેમાં મેં મોટી નામના કરી.

ઠીએટરનું ખુંણેખુંણું ભેરાયલું હતું, અને જયારે હું સ્ટેજપર નિકળી ત્યારે મેં એક બૉક્સમાં પાર્કસવાલાંઓને, બીજામાં લેડી લીલાની પારટીને, ત્રીજામાં રેવન્સકલીફને તેના દોસ્તો સાથે એમ બધાંને ફરતાં ફરતાં ગોઠવાયલાં જોયાં. મને તો લાગ્યું કે કલેર બી ત્યાં હતો, અને જોકે તેની શીકલ સુરત હું જોવાને મુતલગ ખુશી ન હતી તોપણ જયારે કે માહરે બોલવાનું ન હતું ત્યારે મેં માહરી નજર બધા બૉકસીસમાં લગાર વધતી ધીરજથી દોડાવી,

અને સારાં નસીબે મેં તે મંગલમુરતને કેથે બી જોયો નહીં, જેથી હું માહરાં મન સાથ રાજી થઇ.

એ રાત્રે હું સ્ટેજપર જરા પણ બીહીધી નહી. માહરા અવાજમાં પણ પેહલ્લાંથીજ હવે તો પુરતી મજબુતી હતી, અને તે જરા એ ધ્રુજ્યો નહીં; અને દરેક દેખાવની સમાપ્તીએ હું "વીંગ"માં જતી એટલે તાલીઓના મસ મોટા ગગડાતો થતા, જે પુરવાર કરવાને પુરતું હતું કે માહરાં કામથી હું તમાસબીન વર્ગને પુરતો સંતોષ આપતી હતી, જેથી હું માહરાં મનમાં ઘણી હરખાતી અને મગરૂર થતી હતી એમ કેહેવશ તો વાંચનાર મને શું આપવડાઇ કરવા વાસ્તે દોષીત ઠરાવશે?

અને અવધી તો ત્યારેજ થઇ કે જ્યારે ઝેરની શીશોઇ સાથે હું તખ્તા ઉપર આવી. હું તે વખતે જાંણે ઍલન પરસી હતીજ નહીં! માહરૂં રૂહ ખરી જુલ્યટ કેપ્યુલેટમાં જઇ સમાયું હોય તેમજ મેં તે ભાગ મોટી અસરકારક રવેસે બજવ્યો, ને ટાંચણી પડે તો સંભળાય એટલાં તે શાંત "હાઉસ" વચ્ચેથી ફક્ત છોકરીઓ ને અબળાઓનાં બેઅટકાવ દચકાંનાજ અવાજો સંભળાતા થયા! અરધાં હાઉસની આંખે રૂમાલ હતા, ને ઘણીક મીઠી ચસ્મો આંસુ ખેરવતી હતી એ જોવાનું ઘણુંજ અસરકારક લાગતું હતું. વધારે રમુજી તો એ હતું કે હું પોતેજ ખરાં આંસુંઓએ ધોધમાર રડતી હતી! રોમ્યો મરી જવા પછીનું તેની લોથપરનું માહેતમ મને પોતાને તે બનાવની અસરમાં દાખલ કરીને રડાવતું હતું, અને હું પોતે રડીને લોકોને રડાવતી હતી!!

હવે ખેલ ખતમ થયો ને ડ્રૉપ ઉતરયો, કે જ્યારે વીંગમાંજ માલેક મી૦ રીચર્ડસ હસતો ને નમતો, ખુશખુશાલ, માહરાપરથી થોડો થોડો થઇ જતો મને મુબારકબાદી આપવા આગલ ધસી આવ્યો, અને ત્યારે આ દોરંગી દુન્યા ખરેખર કેટલી મતલબની છે તે ખ્યાલ થતાં હું માહરાં મન સાથે હસ્યા વના રહી શકી નહીં. હું જ્યારે માહરી નાચાર સ્થિતીની ગરીબાઇમાં મીસીસ નોરમન સાથ અત્રે નોકરી લેવા આવી હતી તે વખતના આ આદમીના તુમાખ અને ટેકમાં અને હાલની તેની માહરા જોડેની નમ્રતા અને મીઠાસમાં બેહેસ્ત દોજખ જેટલો ફેર હતો!

બધાં માહરી આસપાસ ફરી વલ્યાં. નોરમનવાલાં બી માહરી વખાણમાં ખચ્ચીતકરીને જોશવંતાં હતાં, અને બધાં ઍક્ટર્સ તથા ઍક્ટ્રેસીસ—ખુદ માહરા જોડે રોમ્યોનો પાર્ટ કરનાર માહરો ગોઠયો પોતે પણ—તેટલાંજ દીલસોઝ હતાં. કોઇ બેદીલ કે અરધાં મનનું તો હતુંજ નહીં!

અને એ દરમ્યાન વળી લોકોનો ધુજારો બાહેર કાંઇ સમી કે દપટ પડી ગયો ન હતો. "જુલ્યટ!" "મીસ ત્રેફર્ડ!" તથા "રાતો ગુલાબ!" વિગેરે બધાં બુમરાંણોથી જાંણે બેજારી આવી જતી હતી, અને અંતે તેથી મી૦ રીચર્ડસે પાછો ડ્રૉપ ઉંચકાવ્યો ને તે મને હાથ આપી ફુટલાઇટ કને લઇ ગયો. એ વખતે માહરો ગભરાત તેમજ માહરી ઓશક પાછાં મને સતાવતાં થોડીક પલ માહરી પર ગાલેબ દોડી આવ્યાં. હવે હું પેલી માહરા પાર્ટની

હીંમત ટકાવી રાખી શકી નહીં, અને તે દરમ્યાનમાં માહરે માથે જે તાલીઓનો જોશવંતો ધમધમાત ઉતરયો અને ફુલોના ઢગ આવી પડયા તે જોવાજોગ હદ સુધી મનહર હતું!

મગર મી૦ રીચર્ડસે મને ફુટલાઇટ આગલ રજુ કરી તે વખતે તાલીઓનો ધમધમાત અને ફુલના ગજરા ને તુરાઓનો સ્ટેજપર વરસાદ વરસ્યો તેટલાંથીજ કાંઇ પુરૂં થયું નહીં. સાથે ઘણીએક બુમો વળી એમ બી માહરે કાને આવી, "તુરાઓ જોજો!" "તુરાઓમાં જોજો!"

---

## પ્રકરણ ૨૬ મું.

એ શું? હું ઘણી અજબ થઇ. અત્રે નોકરી રહયા પછી ઘણાંકોપર એમ પુષ્પ- વૃષ્ટી તો લોકો તરફની થયલી મેં જોઇ હતી, મગર કોઇ બી વખત એ જાતના અવાજો થયલા મેં સાંભળ્યા ન હતા. એટલા માટે જ્યારે પછીથી ડ્રૉપ પાછો ઉતરયો ને હું માહરા ડ્રૅસીંગરૂમમાં પોશાક બદલવા જતી રહી ત્યાં મેં એ વાતનો ખુલાસો શોહોધ્યો.

મેં કહયું તેમ જુલી એ દાહડે નવરી હતી, માટે જેવી હું ડ્રૅસરૂમમાં ગઇ કે તે મને મદદ થવા ને તાહેલાં કરવા પોતાની ખુશીનું માહરી પુઠે ચાલી આવી, ને તરતજ તે પછી એક આદમી વળી એક "ટ્રે"માં માહરા પર ફેંકવામાં આવેલા તમાસગીર વર્ગ તરફના હારતુરા બધા જમા કરી લઇ આવ્યો, એટલે મેં માહરી "મેડ"ને રૂખસદ કરી. માહરી પાસે જુલી હતી એટલે તેની ખીદમત ને મદદની મને જરૂર ન હતી.

અને એ રીતે અમે એકલાં પડવા પછી પેલા "તુરાઓમાં જોજો"ના જે અવાજો થયા હતા તેનો મેં જુલીને ખુલાસો પુછયો. તે હસી. "એમાં અજબ થવાનું કે નવઇ જેવું કશુંજ નથી, ઍલન," તેણીએ સમજાવ્યું; "નાટકની કારકીર્દીમાં એ તો ઘણું સાધારણ છે. તમાસગીર વર્ગ કોઇ બી નામી ઍકટર કે ઍકટ્રેસપર કુરબાન થાયછ ત્યારે વીંટી, બ્રુચ કે એવી ભેટસોગાદો તુરાની છેક અંદરથી ખોસીને તે લોક સ્ટેજપર નાખેછ, ને તે રાહમલ નહીં જાએ, તેથી એ મુજબ પછીથી બુમો મારીને ખાસ ચેતવણીઓ આપે છે. ચાલ આવ, આપણે જોઇએ."—અને પેહલ્લોજ તુરો ઉપાડતાં તેણીએ પુકારયું, "ઓ લે, આએ એક બીલ્યાંનુની વીંટી છે!"

મેં તે જોઇ. ઘણીજ નાજુક બનાવતની દેખીતી એક કીંમતી નંગની તે એક હીરાની વીંટી હતી. કોઇ બાંનુ તરફનીજ દેખીતી રીતે તે માહરા જોગી વખાંણુની બક્ષેશ ને ઇનામમાં આવી હતી, કેમજે તુરાની એક ડાંખલી સાથે સુંદર રીબનથી તે કસીને બાંધી લીધેલી હતી. વળી બીજા એકમાંથી એક બ્રેસલેટ નીકળી. ઘણીજ મજાહની અને ભારી હતી. ત્રીજા એકમાં સેટીનમાં વીંટાલીને છેક અંદરથી છુપાવેલી બીજી વીંટી હતી, અને એક કાપલી પીન કરી હતી, જેપર "આખાં ઑડયંસને રડાવી શકનાર નામાંકીત ટ્રેજેડયન મીસ ટ્રેફર્ડને

વખાંણનાર એક બેહેન તરફથી" એ બોલો હતા, અને જેઓ સેહેલથી એવી કીંમતી ભેટ સોગાદો આપી શકે તેઓની એ નાજુકાતભરેલી ઉદારતા હું માહરાં મનથી જાબજા વખાણ્યા વના રહી શકી નહીં.

ટુંકમાં, એમ અમો બધા તુરા જોતાં ગયાં. ઘણાખરા તો અલબાત ખાલીજ હતા, પણ કોઇકમાંથી કંઇ ને કંઈ મલતું. એમ કરતાં એકમાંથી તો એક ચીઠ્ઠી નીકળી, ને તાજુબ—તે તો જુલ્યાનેજ શીરનામેની હતી! તે કવર પર "મીસ જુલ્યા નોરમન—C/o મીસ ટ્રેફર્ડ" એમ શીરનામું કરેલું હતું!

તે જોતાં ને માહરા હાથમાંથી લેતાં જુલ્યટના હોઠ દીસ્તી રીતે ધ્રુજ્યા, ને તે ધીમે સ્વરે બોલી, "રેવન્સકલીફની છે. હું એના હરફો ઓળખુંછ."

હું ખરાં દીલથી નારાજ ને ગુસ્સે થઇ. તેને એમ મને આડકત્રી રીતે હથ્યાર બનાવાનો ને માહરી મરજી ઉપરાંત માહરીજ મારફતે એ ચીઠ્ઠી બજીદ થઇ જુલીને રવાના કરવાનો હકઁ શું હતો?

"હું ઉમીદ કરૂંછ કે એ ચીઠ્ઠી વાંચવાની તું નાદાની નહીંજ કરશે, વાહલી બેહેન," મેં નરમાસથી કહયું; "એ જઇને તું મી૦ નોરમનનેજ આપી દે."

"ઓ ઍલન, તું કેટલી સખ્ખત થાએછ!" જુલી જવાબમાં લગભગ રડી દેઇને બોલી; "તાહરી જગ્યે હું હોતે તો હું કદી બી તાહરી સાથે એટલી ધાટકી નહીં થઇ શકતે!"

"માહરી વાહલી બેહેન, મને માફ કર," મને ઘણું લાગી આવ્યાથી મેં કહયું. "ખરૂંજ માન કે હું તાહરાં ભલાંમાં છેઉં. જો એ કાગલમાં કંઇ બેહુદું હોશે તો પછી તું પસ્તાય તેથી હું તો એ સલ્લાહ આપુંછ."

"પણ ચાલ, વાહલી, હું એ તાહરા દેખતાંજ ખોલુંછ ને વાંચુંછ, ને તુંને પ્રૉમીસ આપુંછ કે અંદર સારૂં કે માઠું ગમે તે બી હોશે તે પછીથી પાધરૂં હું માહરાં મમા પપાને હવાલે કરશ," તેણીએ માંગી લીધું, ને એ કેટલીક હદ સુધી વાજબી હોવાથી હું અંતે એકમત થઇ. પરીણામમાં જુલીએ તે કવર ખોલ્યું. અંદર એક ચીઠી હતી જે ઘણી ટુંક હતી. જુલીએ તે વાંચી, અને ઘણાં પરમ સુખ ને મોટા હર્ષથી લાલ થતાં તે મને પછીથી વાંચવા માટે પાસ કરી. તે મેં વાંચી. તે આ મુજબ હતી:—

"મેં જે ગલીચ ઑફર તને કરી, ડીયરેસ્ટ જુલી, તે વાસ્તે પછીથી હું જાબજા પસ્તાયોછ, ને તાહરી ને વાહરાં નેક માતપીતાની હું દીલોજાનીભરી હજારો માફી ચાહુંછ. ખરેખર તો એ તમારા લોકની નેકીથી તું મને હજારો ઘણી વધારે અઝીઝ થઇ પડીછ, ને હું તાહરા વગર જીવીજ શકતો નથી. હું તુંને, તેથી, પરણીને લગનના પાક હકથી માહરી મોહરદાર કરવાની કાકલુદી સાથ રજા ચાહુંછ."

સદા તાહરો, ફ્રેડ્રીક.

હુ પોતે પણ આ વાંચી કાંઇ થોડો સંતોષ પાંમી કે થોડી ખુશી થઇ નહીં. હું વાહલી જુલ્યટને હેતથી બગલગીર થઇ, ને સૌથી પેહલ્લી તેણીને મેંજ મુબારકબાદી આપી.

"હું તો જાંણુતીતીજ!"—અને જુલ્યટથી હવે ખુશીની મારી હસાઇ હસાઇ જવાતું હતું! ખરેખર, તે વખતે તે જેવી દીલકસ અને સુંદર દેખાતી હતી—પોતાના મોટા પ્યારનાં પરમ સુખમાં તે એકદમ જેવી તેજસ્વિ થઇ નીકળી તેટલી બધી ખુબસુરત મેં જાંણે અત્યાર આગમચ તેને કદી જોઇજ ન હતી! "હું તો જાંણુતીતીજ કે એવણુ આયંદા એમ લખશે. માહરી તો ખાત્રીજ હતી, ને તેથીજ આએ ચીઠી મને વાંચવા દેવા મેં તાહરી પાસ એટલી બજીદાઇથી માંગી લીધું, ઍલન. હવે માહરાં માએબાવા બી ઘણાં ખુશી થશે, ને હવે ખુદા ચાહશે ને ખુદા કરશે તો સૌ સારૂંજ થશે."

"આમીન!" મેં ખરાં દીલથી પડઘા કરયો.

એ પછી હું નાટકનો ડ્રૅસ બદલીને માહરાં પોતાનાં કપડાંમાં તૈયાર થઇ તે દરમ્યાંન અમે એજ વાતનાં તાહેલાં મારતાં રહયાં. જુલ્યા ઘણીજ ખુશી ને સુખી દેખાતી હતી, અને તેણીને સુખી જોવાનું માહરે વાસ્તે પણ ખરેખર ઘણું સુખભરેલું હતું.

હવે અમો ઘેર પાછાં ફરયાં, અને ત્યાં આવ્યા બાદ મેં મને તુરાઓમાં મળેલી ભેટ સોગાદમાંથી કંઇ બી કબુલ રાખવા નોરમનવાલાંઓને ઘણા આગ્રહપુર્વક વિનંતી કરી, પણ તે લોક એકનાં બે નહીં થયાં. "તાહરી મતામાંથી અમો ફાલો મેલવ્યે તેનું કંઇ કારણ?" ઘરડા મી૦ નોરમન ખુશ મિજાજે હસીને તકરાર કરતા હતા.

નજદીક પચાસેક તુરા એ રીતે સ્ટેજપર ફેંકવામાં આવ્યા હતા જે માંહેલા દસેકમાંથી ઉપર મુજબ ન્હાની મોટી ભેટો નીકળી હતી. ઘણીખરી તો ન્હાની કીંમતની હતી, પણ મેં કહયું તેમ ચારેક ખરેખરી કીંમતીજ હતી, ને તે માંહેલી એક દેખીતી મોંઘી બ્રેસલેટ મેં ઘણી બજીદ થઇને જુલ્યટને પેહડાવી.

એ પછી જુલ્યટે ઓશકાતાં શરમાતાં પોતાનાં ભલાં માતપીતાને પેલી લૉર્ડ રેવન્સફલી-ફવાલી ચીઠ્ઠી આપી, અને બધી હકીકત કેહવા મનેજ અરજ કરી, જે મેં કહી. અલબત, તે ચીઠી તેના માતપીતાની રજા વગર વાંચવા મેં મના ફરમાવી તે કાંઇ મેં કહયું નહીં, પણ તે વળી ભલી જુલીએ પોતેજ કહી દીધું. વળી વેકેશનનાં દરમ્યાનમાં તે મને રસ્તામાં મલ્યો ને મને એક ચીઠી માહરાં કાગળમાં બીડવા કહી ત્યારે બી મેં સાફ નાજ કહયું તે બી વાત તેણીએ કહી, ને મી૦ નોરમને ત્યારે માહરી ઘણીએક તારીફ કરીને એક બાપનાંજ હેતથી મને પેટમાં ચાંપી.

તે પછી તે માબાપે પોતે તે ચીઠી વાંચી, અને તેઓ ઘણાં સંતોષ પામેલાં દેખાયાં. "હવે બરાબર છે," મી૦ નોરમને ખુશાલ તબ્યતથી કહ્યું; "હવે એને આપરે સહવારે જવાબ લખશું ને મળવા બોલાવશું, ને પછી જે નકકી કરવું હશે તે કરશું."

પણ હું જ્યારે સુવા ગઇ અને તે રાતના એ બનાવ પર મેં જ્યારે ઉંઘ આવવા પેહલ્લાં પડી પડીએ લાંબી નીગાહ દોડાવી, ત્યારે ખરૂં પુછો તો મને લૉર્ડ રેવન્સફલીફની

ચાલથી આગ્રું રાજી થવાનું મલ્યું નહીં! જે એટલી હદ સુધી હલકટ થયો કે લગનને એક ગુસરી જણાવી હસી કાઢતાં પણ ખંચાયો હતો નહીં, ને એક ગલીચ ઑફર જુલીને કરતાં પણ લજવાયો હતો નહીં તે એટલો જલ્દી એમ સુધરીને સીધે રસ્તે ઉતરે એ માહરા માનવામાંજ આવતું ન હતું. વળી જો કદી એ તેની લાગણી ખગંજ દીલની હતી તો કાંય નહીં કોઇ બે સારા માણસને વચ્ચે નાખ્યા, ને ભરસેદાર ફીસમે તેવી જોખમદારી કોઇને આપીને પછી તે લગનની ઑફર કરતો પોતે આવ્યો? મને એ રીતે હજી શંકા થયાજ કરતી હતી, પણ તે કેહવા કે જાહેર કરવાને મને લાગ્યું કે જુલ્યટ સાથનાં માહરાં એટલાં ઘરવટ ને ઘરોબા છતાં મને કોઇજ અધીકાર ન હતો. જો હું માહરાં અનુમાનોમાં માહરી નાદાંન અક્કલે ભુલજ કરતી હોઉં તો? આટલી ઉલટમંદ ને ખુશાલ જુલ્યાને માહરાં એ ભયભીત અનુમાનોથી ભડકાવી મેળું, ને પછીથી હું ખોટીજ પુરવાર થાઉં તો? આખું ઘેર એ સમાચાર મલવાથી ઉલટમંદ ને ખુશાલ થયલું હતું તેમાં હું વીઘ્નસંતોષી જેવી નવી નડતલ નાંખીજ કેમ શકું?

સહવારે ઠરાવ મુજબ લૉર્ડને ચીઠી ગઇ, ને તે પોંહચવા પછીના અરધાજ કલાકમાં તો તે ઉડયો આવ્યો. પોતાની સોહામણી જોડીની ફેટનમાં તે આવ્યો. અમે ડ્રૉઇંગરૂમની પાસેના ઓરડામાં બારીઓ પર નાંખેલા પડદામાંથી ચીમાઇને બંને જણીઓએ તેને જોયો. મી૦ ને મીસીસ નોરમન પોતે ડ્રૉઇંગરૂમમાં હતાં. તેઓ અવલ તેને પોતે મલીને બધું ખરૂંનરૂં કરી લેવાનાં હતાં, જેથી જુલ્યા જે અજબ જેવી ઉસ્કેરાયલી, બીકી ને ધ્રુજતી હતી તેની આગલ તેને હીંમત આપતી હું હતી.

તે મીલાકાત ઘણી લાંબી થઇ. નજદીક પોણો કલાક તક તે કાઉનસીલ ચાલુ રહી, ને તેમ તેમ જુલ્યાના હોસકોસ જાસ્તી લેવાઇ લુટાઇ જતા હતા. "શું હોશે? એટલી બધી વાતચીત તે શું કરવી પડતી હોશે? શું કંઇ એનું ખોટારૂં પકડાઇ ગયું હશે? શું એની પાસે ખરેખર પૈસા નહીં હશે તેની કાંઇ તપાસની ચાલતી હશે?" તે તરકા ચલાવતી; પણ મેં તે બધી તેણીની બીકરોને હસી કાઢી, ને તેવામાં તો તે માબાપની રજાથી જવાંન લૉર્ડ પોતેજ અમે હતાં તે ઓરડામાં ખુશાલ ધસી આવ્યો, એટલે હું તુરત ત્યાંથી ડ્રૉઇંગરૂમમાં સટ્ટી ગઇ. મને એવા સંજોગોમાં ત્યાં થોભવું કેમ શોભે!

હવે હું ડ્રૉઇંગરૂમમાં ગઇ ત્યારે મેં જોયું કે મી૦ ને મીસીસ નોરમન હજી પોતપોતાના કાનપર પડીને ઘણી ગંભીરતાથી કંઇ 'ડીસકસ" કરતાં હતાં, ને તેથી હું તરત પાછી હટી જઇને માહરા ઓરડામાંજ જઇ રહેવા ગઇ, પણ મી૦ નોરમને તેવામાં મને જોઇને તરત રોકી. "આવ, દીકરા ઍલન, અંદર આવ," તેવણે મુરબ્બીગીરીથી કહયું; "તાહરાથી અમારૂં ખાનગી છેજ શું જે તેની વાત?"

હું, તેથી, ઉપકાર માનની અંદર ગઇ.

## પ્રકરણ ૨૭ મું.

"લગન ઘણાં ચુપચાપ કરી નાખવા છોકરો ઓહોંસ લઇ બેઠોછ," મીસીસ નોરમને તે પછી મને કાંઇક દીલગીરીથી કહયું. "અમોને તે મુતલગ ગમતું નથી. અમારી એકની એક—અમારે ત્યાં ક્યાં સાત પાંચ છે જે તેની વાત?"

"ખરી વાત છે," મેં બી મનથી નારાજ થતાં કહયું; "પણ એવી એ ચોરી-છુપીનું કંઇ કારણ?"

"કારણમાં મને કંઇ ખોટારૂં તો લાગતું નથીજ, દીકરા," મી૦ નોરમને સમજાવ્યું. "એક લેખે એ જે તકરાર કરેછ તેમાં બી વજુદ તો છે. એ કારશલટનનાં કાઉન્ટ અને કાઉન્ટેસ પોતાના તુમાખને વરે તો ઘણાંજ જાણીતાં છે. ખરેખરૂં માન પામેલું ને પુરાણી પાદશાહતનું એ ફૅમેલી છે. હવે નાટકવાલાંઓને નામે હજી બી એ ઉપલાં સરકલનાં ઘણાંખરાં ઘેરમાં સુગ ભરાયલી છે તે તો બા આપુને કબુલ કરવુંજ જોઇએ. તે હેમકો એમ નથી જાણતાં કે તપાસતાં કે પાંચ આંગલાં શું સરખાંજ હોય? હવે એ રીતે કેહજે એના બાપને તો નાટકને નામેજ ઝેર છે, વાસ્તે એ લગન આગમચથી જાહેર થયલાં જોવા એ છોકરો ચાહતો નથી. વળી મોહકાંન એ છે કે એને એની ફુઇનો એક ફાલો મલેલો છે તે બી એવી સરતે છે કે ૨૫ વરસની ઉમર પેહલ્લાં જો એ એનાં માયબાપની મરજી ઉપરાંત કેથે બી પરણે તો એને તેમાંની એક પાઇ બી મલે નહીં! એ એવો ને એવો, તે કેથે બી નાલાયક ખાંચરાંમાં ફસશે એમ એ વડીલોને ભય થયો હશે, ને તેથી એના વિચારો ઘડાય ને પચીસ વરસની પુખ્ત ઉંમરનો થાય ત્યાં તુલક એ વારસો બી એને નહીં મલે તેની સંભાલ લેવામાં આવેલી લાગેછ."

"પણ ત્યારે થોભીજ કાંય નહીં જતાં? ભલે લગન એ સ્વતંત્ર થાય ને પછીજ કરો?" મેં સુચવ્યું.

"તે બી એ ઉહલુ માનતો નથી, ને ખરૂં પુછો તો મને પોતાને બી તે ઝાઝું ગમતું નથી," મી૦ નોરમને જવાબ કરયો.

"હજી તો તે વાતને કેહજે અઢાર મહીનાનો વીલંબ છે," મીસીસ નોરમને ટાપસી પુરી, "ને ત્યારે દાહડેવારેનાં બચ્ચાંઓને અદરાવીને એમ કંઇ રાખી મુકાએ? હું બી તે તો નાજ કેહુંછ. પછી પોરયો ફરીજ બેઠો તો? અમારો તો જીવજ નિકળી જાય કેની?"

"લગન તેથી ચુપકીદીથીજ કરવાનાં છે, ને એ જીદ લઇ બેઠોછ કે અઢાર મહીના સુધી તે તદનજ ખાનગી રેહવાં જોઇશે," મી૦ નોરમને સમજાવ્યું, "અને અમે જોઇએછ કે આવું એક ઝલકતું ભવિશ જે બચ્ચાંનાં બખમાં છે તે વાંધાસાંચા કરતાં ચુંથાઇ જાય તેથી અમે અંતે એ બધું કબુલ કીધુંછ. ભલે અઢાર મહીના પછી માહરી દીકરી લેડી રૈવન્સકલીફ તરીકે જાહેરમાં ઓળખાતી થશે. તેટલાં ક્રિયા બી થઇ જાય તો કામ તો જ્યાં ત્યાંથી પાકકું થાય?'

"લગન ક્યારે કરવા ધાર્યાં છ ?" મેં પુછ્યું.

"પંદર દહાડામાંજ," મીસીસ નોરમને જવાબ કરયો; "એ કેહજે તેટલાં હું સ્પેશયલ લાઇસન્સ મેલવી લેવશ. ફકત આપરેજ જઈને ક્રિયા કરાવી આવશું."

"લગનની ક્રિયા કરનાર પાદરી કંઇ ને કંઇ લાલચપર પછીથી જઇને એના અર્લ બાપને એ લગનની બધી વાત જાહેર કરી દેશે તો ?" મેં સવાલ નાંખ્યો.

"તે બી એ તો કેહજે હું માહરો તદન ખાત્રીનોજ આદમી લાવશ," મી૰ નોરમને સબ્યારો લીધો. "એનો પોતાનો એક ન્હાનો વીલા લંડનથી કોઇ ત્રીસ માઇલના ફાસલા પર છે ત્યાં લગન કરીને વર બેયર પછી તરત કૉન્ટીનન્ટ પર ફરવા ઉપડી જશે. આપુને લોકોને એમજ કેહવું પડશે કે જુલીને બાહારગામ એની ફુઇને ત્યાં મોકળી આપવી પડીછ, ને અઢાર મહીના પછી છોકરાં અંત્રે જયારે પાછાં ફરશે ત્યારેજ એ લગન જાહેર થવા દઇશું એમ હાલ તો બધી ગોઠવણ રાખેલી છે. મેં પોતે વીલની કૉપી બી જોઇ, ને માહરી ખાત્રી કીધી. એ રીતે અમે તો અત્યારે બધું જોઇ તપાસીને હા કહયું છે—પછી તો જે બચ્ચાંનાં ભાએગ ! પરણ્યા પછી એ બેઉ બાપલા વગરનાં નહીં થઇ જાય ને માહરી પોરી રવડી નહીં પડે તો સારૂં !"

હવે નાસતાનો ઘંટ થયો, ને અમો ટેબલ પર ગયાં, જયાં જરા વારમાં જુલી બી પોતાના ભવિશના ઉમરાવ ભરથાર જોડે હાથમાં હાથ મેળવી આવી લાગી. તેના ચેહરા પરથી જોવાતું હતું કે તેની દુન્યાં સુખી સુખી હતી ! લગન ચુપકીથી કરવા ને કીધા પછી અઢાર માસ તક તદનજ તે ખાનગી રાખવા—જુલી કુમારીજ હોય તેમજ દુન્યાને સમજવા દેવા દેખીતી રીતે તે ઉમરાવ પોતાની પ્રિયાને સમજાવી લઇ શકેલો હોવો જોઇએ, ને જુલીનાં જેવાં એક ખરાં વિશ્વાસુ ને ચાહતાં જીગરને સમજાવતાં ને મનાવતાં વાર કેટલી !

હું પોતે, એમ છતાં, આ બધી એહુંદી ગોઠવણો માટે જરા બી માહરાં મનથી રાજી થઇ કે સંતોષ પાંમી ન હતી. મેં માહરાં મનથી તકરાર લીધી કે જો એ પોરયાનો જુલીને વાસ્તેનો પ્યાર એટલો બધો પ્રબળ ને એટલો સાચ્ચોજ હોય તો તેને ચોખવામાં અડચણજ શાંની હોય ? ઉલટું, તે તો એક કસોટી થતે ! જો એ પ્યાર સાચ્ચોજ હોએ તો અઢાર મહીના તક બી તેનું પ્રમાણીકપણું જે ને તે આકારમાં સચવાઇ રહે, પણ જો તે અમથો મન મનાવાનોજ હોય તો શક શું કરવાનો કે તે જલદીજ ઠંડો પડી જાય, ને જુલી બીચારી એવા એક બેદીલને બસ પડતી બચે ? એમ છતાં હું તો કંઇ બોલીજ નહીં. હું કેમ ડાહી કાગડી થઇને વચ્ચે ટેં ટેં કરયા કરૂં ? શું મી૰ ને મીસીસ નોરમન કાંઇ કાચાંપોચાં હતાં ? તે લોકોની દાનાઇ આગલ માહરી અક્કલહુસ્યારી શું ગણત્રીમાં ? ખરી વાત હતી કે એક એવો લૉર્ડ-જમાઇ મેલવવાનો લોભ તે ઘરડાં માતપીતાને થોડીઘણી છુટછાટથી કામ લેતાં કરતો હતો, પણ તોબી તે લોક ઘણાં સહમજદાર હતાં ને પોતાનાં બચ્ચાંનાં ભલાંમાં કાળજી કરતાં માબાપ તરીકે તે લોક જે કરે તેજ બેહતર હતું એમ મને માહરી મરજી ઉપરાંત માહરાં મનને સમજાવવું પડયું.

હવે લૉર્ડ રેવન્સકલીફ રોજનો અમારે ત્યાં આવતો જતો થયો, ને જુલીએ પોતાની નોકરીનું રાજીનામું આપ્યું. એમજ ત્યાં ઍક્ટરો વચ્ચે વાત ફેલાવવામાં આવી કે જુલી બાહેરગામ એની એક દહલાવાલી ફુઇને ત્યાં વરસ છ મહીના રેહવા જનાર હતી, કેમજે તે ફુઇની બીચારીની તબ્યત હમણાં હમણાં ઘણી નાદુરૂસ્ત ચાલતી હતી, ને તે તદન એકલીજ હતીઃ મગર એ એક પખવાડયું જે ગુજરી ગયું તેમાં જુલી પોતે જેટલી ખુશાલ, સુખી ને તનદરોસ્ત હતી તેવી કદાપી તેની આખી જીંદગીમાં પણ નજ હતી!

અંતે લગનનો દાહાડો ઉગ્યો. બધું તદનજ ચુપચાપ હતું. નોકરનફરોને વેહેમ ન પડે તેથી ગરબડસરબડ જેવું કશુંજ રાખ્યું ન હતું, ને જુલીને તેની માલદાર ફુઇને ત્યાં મુકવા જતાં હોઇએ તેમજ અમો બધાં ઘેરથી નિકળ્યાં. રેવન્સકલીફનીજ ગાડી અમને લેવા આવી હતી.

તે એક ઘણો દીલખુશ "વીલા" હતો. ન્હાનો પણ સુઘડ, શોભીતો ને પુરતાં રાચરચીલાં સાથનો. એક ફુટમૅન અને એક મેડ ત્યાં અમને રીસીવ કરવા તૈયાર હતાં, જેઓ રેવન્સકલીફે કહયું હતું કે ઘણાં વિશ્વાસુ હતાં, ને લગન પછીની મુસાફરીમાં તેઓની સાથેજ તેઓની ખીદમત થકી ઉપડી જનાર હતાં.

હું ને જુલી હાથમાં હાથ મેલવી બગીચાઓમાં ખુબ ફરયાં. રેવન્સકલીફ તો છેક સાંહજે (લગનને અવસરેજ) આવનાર હતો, ને અમે તો બપોરથી ત્યાં જઈ લાગ્યાં હતાં. માહરી ઘણીજ માનીતી ને મેહરબાન સહીયેથી હવે છુટું પડવાનું હોવાથી માહરો જીવ ખરેખર ઘણો ઉદાસ ને દુખી થઇ ગયો હતો, ને બને એટલી તેની કંપની ભોગવી લેવા હું તેથી તેની સાયેની સાથે રેહતી હતી. લગન ખાનગી ને ચુપાચુપજ હોવાથી હું પોતે પણ નહીંજ આવવાની હતી, પણ જુલી ને તેનાં માયબાપ કાંઇ મને સાથે લીધા વગર જાય બી ખરાં?

લૉર્ડની ગાડીઓ તો લૉર્ડ પોતે આવી લાગવા પછી પાછીજ ગઇ. મુસાફરી માટે તો ચાર ઘોડાની એક મોટી પોસ્ટચેઝ ભાડે રાખવામાં આવી હતી, જે પણ આવી લાગી હતી. ખોટી હવે ફકત પાદરી આવી લાગવાની હતી. રેવન્સકલીફે તેને સાંહાંજના પાંચ વાગેની વરદી કરી હતી.

મી૰ ને મીસીસ નોરમન બી ઘણાં ઉદાસ હતાં. ઉદાસ નહીં હોય? દીકરીને ગલે વલગાડીને કંઇ કંઇ મુસીબતે મોટી કરી પરાયે ઘર સોંપી દેવાની હતી એ કંઇ જેવી તેવી આફત લેખાય! પણ "ઘોડું થાથરે ને દીકરી સાસરે" એ કહેતી મુજબના આખી દુન્યાના રવૈયાને માન આપીને ચાલ્યા વના માબાપનો છુટકજ કયાં છે? એક હોવો કે એક દજન તોપણ છોકરીઓની ચોક્કસ ઉંમરે એ કાતીલ જુદાઇને માબાપોએ દાનાઇથી નમવાનુંજ છે. ગરીબ બીચારા નોરમનનું ઘર તેનો એ એકનોએક "વાજતો ઘુંઘરો" જવાથી સુનું થઈ જવાનું હતું—જુલ્યટથી ઘેરમાં ખરેખર ઘણી મોટી વસ્તી ને આબાદી હતી, અને તેમ છતાં હવે તેને સાસરે વળાવાની હતી!

વળી લગન આવાં ચુપકીથી કરવા ફરજ થઇ પડી હતી એ પણ એ બીચારાંઓનો એક બસ મોટો અફસોસ હતો. ગરીબમાંગરીબને બી એ જીંદગીના એકજ ખરા માહાન

પ્રસંગની ઉલટ રહે છે, ને તે બી પાંચ પંદર સગાંવાહલાં કે દોસ્તઆસનાં ભેગાં કરી હસી ખુશીનો તે દાહડો ઉજવવા આરજુ ધરાવે છે. અને આ તો વરી એકનીએક! બીચારાં તે જેફ વરબૈયર હવે કીયાં બીજાં કોઇ બચ્ચાંની ભલાઇ જોઇ શકવાનાં હતાં?—અને તે છતાં આ અણગમા સંજોગોને આધીન થઇ આ રીતે કામ લેવું પડતું હતું તે પણ તે હેતવંતાં માબાપને માટે ઘણું દુખકર હતું.

અંતે પાદરી આવ્યો. ગાડી કંપાઉન્ડમાં દાખલ થતાંજ રેવન્સકલીફ ખુશીમાં ચમકી ઉઠયો. તે પાદરી કોઇ રેવરન્ડ મી○ કૉફટ નામનો હતો, ને રેવન્સકલીફે મોટે ખરચે લગન જાહેર નહીં થઇ જાય તેથી તેને છેક દુર વેરથી બોલાવી લીધો હતો.

અને તે પાદરી? માહરા ખુદા, મેં તેને જોયો કે મ્હારાં બદનમાં ફરતું લોહી બંધાઇને થંભ થઇ ગયું! શું આ એક ઠગાઇનાં—સરયાંમ દગલબાજીનાં લગન હતાં?

મેં તે "પાદરી"ને જોતાં સાથે ઓલખ્યો. તે પેલોજ હતો કે જેણે આવીને માહરા ગરીબ મોટાબાવાજીનું મરણ નિપજાવ્યું હતું, ને જેને જોતાં સાથે હું એટલી બધી બીહીધી હતી! એ આદમી કોણ હતો? હું તેને હાલમાં છેક આંઠ વરસે પાછી જોતી હતી છતાં તે એક એવો ચેહરો હતો કે જે એક વાર જોવા પછી કદી બી ભુલી જઇ શકાયજ નહીં. તે ચેહેરામાં ચાહવાજોગ કે ધીક્કારવા જોગ કાંઇ હતું તે અત્યારે હું કહી શકતી નથી પણ એ તેજ ચેહરો હતો, ને તેથી આ છુપાં લગનના સંબંધમાં તે પાછો જોતાં સાથે હું થથરી ગઇ—તમામ ડર ખાઇ ગઇ! ખરેખર, જો મેં માહરી લાગણીઓ પર મજબુત કાબુ તરત પાછો નહીં મેળવી લીધો હતે તો હું ગભરાતમાં ચીસ પાડને એટલી બધી હું તે આસામીને આ સંબંધમાં આવેલો જોઇને ચમકી ને બીહીધી! તે એક ખરા પાદરીના "કેનોનીકલ" પોશાકમાં સજ્જ થયલો હતો, પણ તે પાદરી કયારે હતો? વળી પાદરી કયારે થયો?



## પ્રકરણ ૨૮ મું.

મને જાંણે કાંઇ સુઝયુંજ નહીં. હું ચીસ પાડીને કેહવા ચાહતી હતી કે આ કોઇ નાલાયક આસામી—કોઇ સરયાંમ ઠગારો હતો. હું માહરી માજણી બેહેન જેવી સખી જુલ્યટનું એક ઠગારાં લગનથી તારણ કરવા ચાહતી હતી; પણ કેમ? કઇ રવેસે? આ આદમીની વિરૂધ્ધ અવલ તો હું જાંણતીજ શું હતી? મને પુછવામાં આવે તો તેની વિરૂદ્ધ ખુલાસારૂપે હું કહીજ શું શકું? ખરેખર તો—મેં ખ્યાલ કરયો કે—હું એવી એક બી બાતમી જાંણતીજ ન હતી, અને ત્યારે મને વચ્ચે હોમાવા કે તેને બદનામ કરવા—કરાવા હકજ શું હોય? મેં તો તેને એકજ વાર અડછતો જોયલો, અને તે ખરેખરો પાદરીજ હોય તો? તે પાદરી નથી એમ વટીક પુરવાર કરવાને માહરા પાસ પ્રયોજન શું હતું? વળી—સૌથી વધારે મુશ્કેલી—હું જો કોઇ એકમલતા ચેહરાની મુશ્કેલીથીજ ઘોંટાલોજ કરતી હોઉં તો? આ તેજ આદમી હતો એમ માહરૂં હૃદય સાખ પુરતું હતું ખરૂં, પણ

છેક આંઠ વરસે તેને પાછો જોતાં બી હીંમતથી કહીજ કેમ શકું કે આ તેજ અને તેજ આદમી હતો?

અને એ બધા વિચારો તે કપાત્ર આદમીને જોતાં સાથે વિજળીના વેગે માહરાં મનમાં થયા, કે જ્યારે ખામોશી અખત્યાર કરવામાંજ મેં શાણુપત અને સલામતી જોયાં. હું કેમ બોલું? હું શું બોલું?

તે ટુંક ક્રીયા એ પછી તરતજ શરૂ થઇ અને જલ્દી ખતમ થઇ ગઇ, અને જુલ્યટ—જો ક્રીયા ખરી હોય તો—કદી નહીં તુટે ને કદી નહી છુટે એવા એક પવિત્ર ગાંઠની ઓરતવારીભરી અશોઇ સાથે લૉર્ડ ફ્રે્રીક રેવન્સકલીફની પરણેતર મોહરદાર બની. બધાં હર્ષીત હતાં—તેનાં માતપીતા વટીક એ લગન છુપાં થયલાં હોવા છતાં એ લગન પર હરખાઇ હરખાઇ જતાં હતાં, કે જ્યારે હુંજ અભાગણી ભીત્તરે વસવસાના અંગારથી નાહક એકલી એકલી જળતી હતી! મેં, એમ છતાં, માહરાં મનપર મજબુત કાબુ રાખ્યો, અને જોકે માહરા બીહીધેલા ને ફીક્કા ચેહરાનો અર્થ માહરી આસપાસનાંઓએ તો જુલ્યટને વાસ્તેના માહરા મોટા પ્યાર ને તેણીના વીયોગથી મને થતી દીલગીરીનોજ ઉઠાડયો, તોપણ, સામટી રીતે, એ લગનથી નારાજ ને નાસબર બનવાનું—ખુદા સાહેદ છે કે—માહરાં મનમાં કાંઇ ઘણુંજ લાગ્યા કીધું. અંતે જુલી અમને સૌને ઘણાં હેતથી મલીભેટીને, સુખદુખનાં મીશ્રીત આંસુઓ વચ્ચે, "હનીમુન" કરવા કૉન્ટીનૅંટ પર જવા ઉપડી ગઇ અને અમોથી છુટી પડી, અને ત્યારે પણ એક લાંબો છુપો નીસાસો ખેંચ્યા વિના, તાજુબ કે, હું રહી શકી નહીં!

તે પછી અમો બી અમારે ઘરેબારે પાછાં ફરયાં. મી૦ ને મીસીસ નોરમન પણ ચુપ અને ગમખાર પછીથી તો થઇ ગયાં હતાં, કેમકે તેઓની એકનીએક એવાં એક મોટાં ઉમરાવ ખાન્દાનમાં પરણી ગઇ તે વાતનું તો તેમનું સુખ ને તેઓનો સંતોષ જોકે મોટો હતો, તોપણ જુલીની જુદાઇનો ખેદ તેમને દેખીતી રીતે ભારી થઇ પડયો હતો. અમો, તેથી, ભારી દીલે અમારે ઘરેબારે પાછાં ફરયાં, ને રસ્તે જતાં ગાડીમાં અમો વચ્ચે ઝાઝી વાતચીત થઇ નહીં, જેથી હું તો ખુશીજ થઇ. મને કોઇ બુરોજ બનાવ બની ગયલો હોવાનો ખટકો એવો મજબુત ને દુખકારક થયા કરતો હતો કે એ લાગણી હું ભુલી કે જીતી શકું ત્યાં સુધી મને કોઇ સાથે વાતચીત કરવા પણ જાંણે જરા થઇને ગમતું ન હતું!

મેં એ આસામીને પેહલાં અડછનો માહરા મમાવાજીને ઘર આંઠ વરસપર જોઇ લીધેલો તે પછીથી અત્યારે પાછો જોયો એટલે, અલબત, તે મેં આગલ જોયો હતો તે થકી હાલમાં વિશેષ ઘરડો દેખાતો હતો; પણ જ્યારે તેણે તે વરબૈયરને એક કરવાના આશીરવાદ ભણવા માંડયા ત્યારે તેનો અવાજ સાંભળીને બી હું પુરતી અને વધતી ચોંકી હતી. કાંયે તે હું કહી શકતી નથી, પણ તે એક ચેહરો હતો, અને અગતકરીને તે એક અવાજ હતો કે જે એકવાર જોવા ને સાંભળવા પછી કદી જાંણે ભુલી શકાયજ નહીં! એ અવાજ મેં—વાંચનાર યાદ કરશે કે—મરનાર મીસીસ પાર્કસનાં ઘરમાં બી પછીથી પાછો સાંભળ્યો હતો.

હું ઉપલે મજલે સુતેલી હતી ત્યારે રાત્રે મોડેથી તે એ પાર્કસવાલાંઓને મલવા આવ્યો હતો, અને તેથી તેજ અવાજ પાછો સાંભળતાં સાથે મેં તરત ઓળખ્યો. એમ છતાં માહરે ચુપ રેહવું પડતું હતું તે—મને લાગતું હતું કે—ગરીબ જુલીની સરયાંમ કમબખ્તી હતી. જો માહરૂં અનુમાન ભુલભરેલું હોય, ને આ કોઇ જુદોજ આસામી હોય, તો ને ત્યારેજ જુલી સલામત હતી, અગર નહીં તો આ સાજવારીની ક્રિયા એક ભયભીત દગો—એક સીફ સીતમગારીજ હતી એમ માહરૂં મન હજી બી મજબુત સાખ પુરતું રહયું હતું !

મને તો ધડનાંધડથીજ દગો ભાસતો હતો. લૉર્ડ રૈવન્સકલીફ ફુલનો તુરો સ્ટેજ પર ફેંકીને તેમાં જુલી પર ચીઠી મોકળી, ને પછીથી તેણીનાં માબાપને મલીને એલારપેલાર સમજાવી દીધું તે બધુંજ મને તો નાપસંદ હતું; પણ નોરમનવાલાં તે ઉપર રાજી થયાં હતાં—જુલીના થાવા થાવકા બાપ વટીક મનાઇ ગયા હતા—તો માહરી શી મજાલ ? અને ત્યારે એ અણગમાં લગનના સંબંધમાં આ નારાજી પેદા કરનારૂં નવું તત્વ શામીલ થવાથી માહરી ઉદાસી વધી તે માટે વાંચનાર માહરો વાંક પુકારશે ?

એમ છતાં ગાડીમાં બેસીને ઘરે જતાં માહરો જીવ નહીંજ માનવાથી સ્હેજ પુછતી હોઉં તેમ મેં મી૦ નોરમનને પુછયું, "એ રૅવરન્ડ મી૦ ક્રૉફ્ટ કયાંથી આવ્યો ? લૉર્ડ રૈવન્સકલીફે કાંઇ કહયું હોશેની—એ કયે ગામનો પાદરી છે ?"

"એ એંબલડનનાં દેવલને લગતો છે, બેટા," મી૦ નોરમને જવાબ કરયો. "દેખીતો કોઇ ઘણો મજાહનો ને ઇજ્જતદાર આસામી છે. જોયુંની—એને રોકાણો ઘણી હશે; ક્રિયા પુરી કરવા પછી મિનીટ બી થોભ્યો નહીં ! મેં ઘણી ઓહોંસ કરી પણ રીફ્રેશમેંટ લેવા બી સફા નાજ કહયું જે મને હાલ ઘડીની ફુરસદ નથી !"

"એંબલડન ? એંબલડન ?" મેં યાદ કરતી રવેસે પુકારયું; "મેં એ નામ સાંભળ્યુંછ ખરૂં, પણ તે કાંહાં આવેલું છે તે કંઇ યાદ આવતું નહીં."

"યૉરીકશાયરમાં, માહરી દીકરી," ભલા મી૦ નોરમને હેતથી સમજાવ્યું, અને તરત વધારયું, "પણ કાંય તું એ બધું એટલી બારીકીથી પુછેછ ?"

"ઓ નહીં, અમસ્થી," મેં ગભરાતથી કહ્યું, ને હું ચુપ થઇ. માહરે બાતમી મેલવવા જોગી મને મલી ગઇ હતી, એટલે પછી હું તે વાત આગલ વધારવા ખુશી ન હતી.

અને ઘરમાં ? માહરા જેવી એક પરાઇને બી જુલીનો તે મોટાં મકાનમાં કાંઇ એટલો પડોશ લાગ્યો હતો કે તે પછીના દિવસો તેણીના વગર તે આખું અયત્રાંન મને ખાલી અને સુનું લાગતું હતું ત્યારે ભલાં મી૦ અને મીસીસ નોરમનને તો મને લાગ્યું કે ખરેખર ઉડયા વા વાગતા હશે ! એક ઘરનો વાજતો ઘુંઘરોજ પરણી જવા પછી ઘરડાં માબાપને તે એક હેતવંતી બેટીના પનોતા સહવાસ વના જીવવું પડે એ તેમના પર કંઇ જેવો તેવો સીતમ લેખાય ?

મગર એ માહરો જોડી ખોરવાઇ ગયલી હોવાનાં મી૦ નોરમનનાં ઘરમાંનાં માહરાં મનનાં ચાલુ અસ્વસ્થપણાંની લગોલગમાં તદન નહીં ધારેલો એક બીજો ને જુદોજ બનાવ બન્યો, કે જેથી જુલી ને તેને થયલા દગાની માહરાં મનમાંની ફીકરો તુરત વેળા વીસરાઇ ગઇ, અને

મને થોડુંક સુધી તો મી૦ નોરમનનું હાલમાં એકાંત થઇ પડેલું ઘર બી છોડીજ જવું પડયું. એ બનાવ માહરાં ભલાં ને ગરીબ ફુઇજીની ભયભીત માંદગીનો હતો. વાહલા હૅરીનું એક સહવારે અચબુચ કાગળ આવ્યું જે ઘણું બીહીવરાવનારૂં હતું. ડાકટરે એ માતુશ્રી પોતાની અચબુચ ગાલેબ આવેલી માંદગીમાંથી સાજાં થઇને ઉઠે તે માટે ઘણો શક બતાવ્યો હતો, ને વાહલો હૅરી ધ્રુજી પડયો હતો. તેણે, તેથી, તરત મને નિકળી પડવા મજકુર કાગલમાં તાકીદ લખી હતી, ને હું અલબત જીવ નાંખતી દોડી ગઇ. ફુઇ પોતે બી મરવા પેહલ્લાં એક વાર મને રૂબરૂ પાછી જોવા ને મલવા માંગતાં હતાં એમ લખાઇ આવ્યું હતું, ને હું ત્યારે થોભુંજ કેમ ?

મને નાટકની માહરી નોકરીમાંથી રજા કહરાવવાને કશુંજ મુશ્કેલ થયું નહીં. ખુદાની દયાથી હું આગેવાન ઍક્ટ્રેસ લેખાતી હતી, અને આગેવાન ઍક્ટર્સ અને ઍક્ટ્રેસીસના હાથ તળે માલેકો ઘણા દબાયલા ને વેચાણ જેવા ઓશ્યાલા રહે છે. એ જાતી અનુભવથી માહરી નોકરીના ટુંક સહવાસમાંજ મેં જોઇ લીધું હતું, અને તેથી, માહરી એક ચીઠીના જવાબમાં ઘણીજ ખુશીની સાથે મેનેજર મી૦ રીચર્ડસે આઠ દીવસની રજા મને લખી મોકલી, જે મલતાં સાથ ભલાં નોરમનવાલાંઓને મળી ભેટી હું પેઝલી (કે જ્યાં હાલમાં ફુઇજી ને હૅરી રહેલાં હતાં ત્યાં) જવા તાબરતોબ ઉપડી ગઇ.

માહરાં આંસુ સુકાતાં ન હતાં. મને એ ફુઇજી પર સ્વભાવિક હેત ઘણુંજ આવતું હતું. મુરબ્બી તરીકે હું કમનસીબ પોતાને માથેવાંસે એવણ વતરોગ બીજું ધરાવતીજ કોણ હતી જે તેની વાત ? અને તેથી તેવણ લકવાની બીમારીથી પટકાઇ પડેલાં હાલ સેવટનું બિછાણું સેહેવતાં હતાં એ ખ્યાલથી માહરી તે લાંબી, મોટી, કંટાલાભરી ને થાકવી નાંખનારી મુસાફરી દરમ્યાન મને ફાટી ફાટીને રડવું આવ્યું.

મગર એ મુસાફરીની હાડમારી ને મુશકેલીઓનું તુલોતીલ બ્યાંન કરવા માહરે અત્રે થોભવું નથી. માહરી આ વારતા મોટી ને લાંબી છે, ને વધારે મોટી અગત્યતો ધરાવનારૂં માહરે હજી તો પોથા ને પોથા ભરીને બ્યાંન કરવાનું છે, એટલે એવા ઓછી અગતના ભાગો પર માહરે વગર અગત્યે લંબાણ કરવા ને રીબ્યા કરવામાં શાણપન નથી. એ પેઝલી સ્કૉટલેન્ડની સરહદે ગ્લાસગોથી થોડેક દુર એક મોટું મૅન્યુફૅકચરીંગ (કારખાનાંઓનું) ધામ છે, કે જ્યાંનો એક શ્રીમંત કારખાનાંવાલો હૅરીને પ્રસંગોપાત મલ્યો ને માયાથી પોતાની નોકરીમાં તેડી ગયલો હોવાથી તે મા દીકરાનું ત્યાં જવું ને રેહવું થયું હતું તે યાદ કરી લઇ શકાશે.

હું સહીસલાંમત પેઝલી પોંહચી, ને ત્યાં માહરો બૉકસ ઉપાડીને જે કુલી માહરી જોડે ચાલવા લાગ્યો તે કેથું માહરાં ફુઇ મીસીસ વેકફીલ્ડનું મકાન બરાબર જાંણતો હતો. ન્હાનું ગામ એટલે બધાં લગભગ લોક અરસપરસ એકમેકથી વાકેફ ને માહીતગાર હતાં. હું તેથી રાજી થઇ, ને કુલીની સાથે ચાલતીજ તે તરફ ગઇ. તેણે મને ખાત્રી આપી કે તે મકાન સ્ટેશનથી ઝાઝું વેગલું નહીં હતું.

અને હતું બી તેમજ. અમો થોડું ચાલ્યાં એટલાંમાં તો તે સાદું, ન્હાનું, બેઠી બાંધણીનું ઝુપડાંરોકું સુઘડ મકાંન તે આદમીએ મને દુરથીજ દેખાડી દીધું, ને અમો તેની નજદીક પોહોંચ્યાં ત્યારે બાજુમાંના એક નાધલા દરવાજામાંથી નોકરાણી જેવી દેખાતી એક ગરીબ પણ સુઘડ પોશાકની છોકરી બાહેર આવી. તે અમોને જોઇને તરત ઉભી રહી ગઇ. માહરી સાથે કુલીનાં માથાંપર માહરો બૉકસ હતો એટલે હું કોણ હોવી જોઇએ તે તેણી પાંમી ગઇ હશે, કેમજે જેવું મેં માહરૂં નામ કહયું તેવું તેણે તરતજ કહયું, "હા જી, એજ ઘેર. અંદર જાઓજી, બાઇ તમારી ઘણી ટગર કરવા કરેછ."

"પણ કેમ છે?" મેં અત્યંત ચીંતાતુર આતુરતા વચ્ચે સવાલ કરયો.

તેણીએ જવાબમાં ગમખારીથી માથું હલાવ્યું, અને અરધું રડી દેતાં કહયું, "ઘણી માઠી હાલત છે, બાઇજી. ડાકટર જરાબી આશા આપતો નથી. હમણાં બી ડાકટર આવી ગયો. હું દવા લઇ આવવાજ જાઉંછ."—અને તેણીએ પોતાના હાથમાંની સીસી મને બતાવી.

મેં તેને ખોટી કરી નહીં. તેણે તો અંદર સુધી પાછી માહરી સાથે આવવા બી કહયું, પણ મેંજ ના કહયું કે દવાઇ આવતાં વગર કારણની દેરી થશે; અને એ પછી જ્યારે તે પોરી ઉતાવલે પગલે દવા લઇ આવવા ચાલતી થઇ ત્યારે હું તેજ બાજુમાંની ચકરીના દરવાજામાંથી અંદર ગઇ.

તે એક ન્હાનું સાદું સુઘડ બેઠું મકાન હતું. આગલા ખંડમાં તુરત વેળા કોઇ નહીં હતું, ને તેથી મેં ત્યાંજ માહરો બૉકસ ઉતરાવી, અંદરથી મુકાવીને, કુલીને પૈસા આપી રૂખસદ કરયો, જે પછી હું ગરબડ નહીં કરવાની મતલબથી અંગુઠે અંગુઠે ચાલીને પાછલા ભાગમાં ગઇ.

ત્યાં પછવાડેના ઓરડામાંથી આસ્તે આસ્તે કોઇ બીમારનો બોલવાનો મને સાહાદ આવવા લાગ્યો, અને તે મેં તરત માહરાં પ્રુઇનાજ અવાજ તરીકે પીછાંણ્યો. ઓ, કેવો દબાયલો સાહાદ! અને તોબી આખા ઘરમાં એવું હરીહાક શાંત હતું કે તેવણનો બોલેબોલ તે ઓરડાની ફરેકારની બાહાર મને પ્રગટ સહમજાતો હતો. હું, તેથી, માહરી મરજી ઉપરાંત એક ચાવી આપેલાં પુતલાંની આદાથી તેવણને બોલતાં સાંભળતી એકાદ પલ થંભ થઇ ગઇ. બડી તાજુબ કે હાલમાં તેઓ માહરાજ સંબંધમાં કાંઇ બોલતાં ને કેહતાં હતાં!

"બોહસ ના કર, હૅરી દીકરા, મને બોલવા દે, ને હું કેહુંછ તે બરાબર સાંભળી લે," તે મરતો અવાજ કેહતો સંભળાતો હતો; "હવે હું ઉઠશ ને સાજી થવશ એવી જુઠી ઉમીદમાં કોઇ હાંસલ નથી. મને લાગેછ—મને લાગેછ કે માહરો આંકો હવે તદન આવી રહયોછ, ને હજુ ઍલન આવી નહીં. એને મલવાજ બંને માહરો દમ ઘાંટીમાં આવેલો અટકી રહયોછ! એ ઘણી ભલી છોકરી છે. મેં એને હર તરાંહથી તપાસેલી છે. માહરા મુવા પછી જો એ આવે તો એને દીલાસો આપજે. તું માતીદો છે: તું શાંનો એમ એટલી હીંમત હારી જાયછ?"

"જો, એવું એવું ના બોલો, મમા! જો, જરા ચુપ થઇને સુઇ જાઓ!" હૅરી કાકલુદી કરતાં જવાબમાં માંગી લેતો હતો; "માહરાથી નથી સંભળાતું. મને કોણને આથે એમ

એકલો છોડી જવા તૈયાર થઇ ગયાંછ ? માહરે માથે કોણ છે ?"—અને વહાલો હૅરી બેઅખત્યાર રડતો હતો, જે સાંભળતાં જાંણે માહરા હાથ પગ જયાદા વેરવાર ને ધીલાત્રચ થઇ ગયા!

મેં ધસીને અંદર જવા ચાહયું પણ માહરા પગ ઉપડીજ શકયા નહીં, અને હું દેવાલને અઢેલીને અરધી બેફાંમ ઉભી હતી ત્યાં ઉભીજ રહી. ચ લુ લંબાણ ને થાકવી નાખનારી મુસાફરીથી હું તમામ આજેજ થઇ ગયલી આવી હતી, તેવામાં પેલી છોકરીએ ફુઇની બીમારી પ્રાણઘાતક છે એમ કહીને આવતાં સાથે મને એવી લોથપોથ કરી મેળી કે હાલમાં તરત ને તરત ન તો હું ધસીને તે બીમારવાલા ઓરડાની અંદર જઈ શકી, કે ન તો કંઇ અવાજ કરીને માહરી હાજરી તે લોકને જાહેર કરવા જેટલી બી હું માહરી બેખુદીમાંથી જલ્દી પાછી સાવધ થઇ શકી!

"ઘણી સારી છોકરી છે," જરા વારે માહરાં ભલાં ફુઇ પાછું બોલ્યાં. "એ કોઇ મીસીસ નોરમનને ત્યાં રહેલી છે ત્યાં બી નીતીથી અને નેકીથીજ રેહશે એમ મને ખાત્રી છે. લંડન જેવાં મોજશોખનાં ને ખાનાખરાબીનાં ખરચાલુ શેહેરમાં એ માહરી પોરી પરાવાંઓ વચ્ચે રહેલી છે તેથી માહરો જીવ માનતો તો નથી! એનો નેગેહબાન ખુદા! એને કેહજે કે એનાં ભલાંનીજ ટગર વચ્ચે મેં જીવ આપ્યોછ. એવીજ રીતે સદા ઘણીજ ભલી, સાચી ને સાદી રેહજે. દેવલમાં હંમેશ જજે ને ખોદાની યાદ ને ફીકર કદી દીલથી ભુલતી ના. નાટક ફાટકમાં કદી મજાહ માનતી ના. છોકરીઓની મોટી ખરાબીનું ધામ હું ધારૂંછ જે નાટકશાળાઓજ છે. કોઇ બી નાટક જોવાનો લખ ધરાવતી ના—ઓ, પણ એ કોણ ?"

એ છેલ્લો પુકાર જે માહરાં ફુઇએ કરયો તે માહરાં દયકાંનો અવાજ સાંભળીને હતો! અરે, જ્યારે તે મા જેવાં મેહરબાન ફુઇજી મને પોતાનાં મોહોતનાં બીછાણાં પરથી નાટક જોવા જવાની વટીક સેવટની મના ફરમાવતાં હતાં ત્યારે મેં તો નાટક કરવાનો ખુદબખુદ ધંધો અખ્ત્યાર કરયો હતો એમ જો તેઓ પોતાની સેવટની ઘડીએ જાંણવા પાંમે તો માહરે વાસ્તે શું ધારે ?—અને એ ખ્યાલોથી હું એટલી બધી ડરી ગઇ કે હું માહરી પરનો કાબુ બીલકુલ ગુમાવી દઇ જોશથી રડી પડી, જે અવાજથી અંદરનાં તે બંને માદીકરાં ચોંકયાં હતાં. એકજ પળ—ને તરતજ પછીથી હૅરી બાહેર ધસી આવ્યો, અને મને ત્યાં દબાઇને ઉભેલી જોતાં સાથે ખુશાલીની એક ચીસ સાથે દોડી આવી માહરે ગલે વળગ્યો!

---

## પ્રકરણ ૨૯ મું.

તે એક મોટાં સુખ અને મોટાં દુખની બગલગીરી હતી. સુખ એ કે માહરાં મનની મુરતની મીઠી ગોદમાં દબાવા વાસ્તે; દુખ એ કે તે ભલાં ફુઇજીની દેખીતી રીતે નજદીક આવતી આખેરી માટે!

અમો બીજીજ પલે અંદર ગયાં, ને ફુઇજીના પલંગ પાસે ગુંઠણે પડી તેઓની જેફ છાતીમાં માથું દાબી હું આંસુઓનો એક બેઅખત્યાર દરયાવ રડી. હૅરી બી રડતો હતો, કે જ્યારે અમને બંનેને પેટમાં ઘાલી તેઓ અમારાં માથાં પસવારતાં અને અમને ધીરજ

મનાવતાં હતાં: પણ તે અવાજ દેખીતો દરેક પળે વધતો દબાતોજ આવતો હતો, અને યા તો મને મલવા ને જોવાના શૉકથી કે સંતોષથી જરાજ વારમાં તો પેલો ભયભીત અવાજ—સેવટનો ધરટલો—ચાલુ થઈ ચુકયો!

અરે, હજી તો હું પુરી તેવણુને બીચારાંને મલી બી ન હતી, હજી તો મેં મોંહ ખોલીને એક વાત વટીક કરી ન હતી, તેટલાં તે વાહલો જાન તે ખાકી તનમાંથી ઉડી નીસરવાની જેહમતમાં પડયો હતો, અને તે ભયભીત અવાજ, કે જે આખેરીની તે જાહેરાત છે તે ચાલુ થયલો સાંભળતાં માહરાં હાડેહાડ ધ્રુજયાં. માહરો ગરીબ હૅનરી! તે તો કાંઇ સહમજયો બી નહીં! તે તો પેલી છોકરી હજી દવા લઇને પાછી ન ફરી હતી તેથી અધીરો થઇને પોતે પગ મારીને લઇ આવવાનું કરતો હતો, પણ મેં તેને થોભાડયો. મેં દબાયલી જેવીએ તેને સમજાવ્યું કે હવે સેવટ આવી ચુકયું હતું, અને જોતાં જોતાંમાં તેજ થયું. મેં હૅરીને એમ કહવાને સમજાવ્યા પછી તરતજ એક બે આંચકીમાં તો સઘળું ખલાસ થયું, ને અમો બેઉ બચ્ચાંઓ અમને બંનેને સાચાં દીલથી ચાહનાર તે માવીતરની લાશ સામે એકમેકને ગલે વલગીને બીહઘેલી અદાએ લાચાર, લાઇલાજ ટીકતાં ને રડતાં ગમખ્વાર ઉભાંહતાં!!

મગર એ દુખના દેખાવપર હું ઉતાવલે પરદો ઉતારશ, કેમજે એ વાત પર હવે લંબાણ કરવા જરૂર નથી. અમોને અડોસપડોસની મદદ બોલાવવી પડી, ને જરા વારમાં તો તે ન્હાનું ઘર દીલસોઝ મદદે દોડી આવનારાં મેહરબાનોથી ભરાઇ ગયું. હૅરીનાં કારખાનાવાલા શેઠ ને તેનાં કુટુંબનાં બાનુઓ પણ ખરી મુરબીગીરીથી તાબરતોબ દોડી આવ્યાં. બધાં બીમારીમાં આવતાં જતાં ને હૅરીને મદદ કરતાં હતાં, પણ કોઇએ બી મરનારનો અંતકાળ છેક એટલો નજીકમાં જાણ્યો કે ધારયો ન હતો. હવે ઉઠશે નહીં એ અનુમાન બધાંનાં મનમાં પક્કું થયલું હતું ખરૂં, પણ સેવટ એટલું ઉતાવલે આવવાની વક્કી કોઇએ ધરાવી ન હતી.

હૅરી તો જાણે એ કમનસીબી હજી માનીજ ન શકયો! મરનારને સેવટની સેજપર જુમીદા સુવાડયા પછીથી બી તે એમનું એમ કહે કે "માહરાં તો જાણે માન્યામાં બી નથી આવતું, ઍલન! કેવો મને એવણનો ઘરમાં સહવાસ હતો, અને હવે હું એવણ વગર એકલો જીવીજ કેમ શકશ? કેવી એવણ હજારો ખાંતીની કાલજી કરીને માહરી સંભાલ રાખતાં ને સગવડો સાચવતાં, અને હવે એવણ વગર માહરૂં થશે શું તેજ મને તો સહમજ નહીં પડતું!"

મેં, અલબત, ઘણો દીલાસો આપ્યો. મેં સમજાવ્યું કે મોહોત દરેક જાનધારી દેહને સૃજીત છે, અને જોકે હેતવંતાં માબાપનું મરવું બચ્ચાંઓને વાસ્તે મોટામાંમોટી અને નહીંજ ઉપડી શકે એવી આફ્ત છે, તોપણ ખુદાના એ રસ્તા છે, ને તેને તાબેદારીથી મલવા ને માન આપવા વના આપણ આદમીઓનો ચારો કે ઉપાયજ નથી. એ આફ્ત નહીં ઉપડી શકે ને નહીં ખમા શકાય એવી મોટી દેખાયછ ખરી, પણ આખી આલમમાં એ ચાલતું આવ્યું છે એમ ખ્યાલ કરી મન મોટું કરવું જોઇએ, ને ખુદા પાસ સબર માંગી મરનારને સારી દુઆ માંગવી એમાંજ ડાહપણ છે.

ટુંકમાં, એમ દિવસો ગબડી ગયા, ને રફતા રફતા હૅરીનો ગમ નરમ પડતો ગયો. એ ખુદાવંદ પાકની દયાનો અજબ અને મોજેજીત પ્રકાર છે કે જીગર ચીડી નાખનારાં ગમે એવાં ગજબનાક મોહતના ગમનો મલમ ફક્ત વખત છે. વખત એ કાતીલ જુદાઇના જખુન જખમને અજબજેવી સીતાબીથી રૂઝ લાવી મેલે છે, અને તે રીતે જ્યારે હૅરીનાં મનતું સમાધાન થયું ત્યારે ને ત્યારેજ તેણે હવે પછી અમારે કેમ કામ લેવું ને કયાં રેહવું તે સવાલ હાથ ધરયો.

તેજ દાહડે માહરા હૅરીનો શેઠ મી૦ મૅકડોનેલ્ડ તેને સહવારે મલી ગયો હતો. આવ્યો હતો તો ધારા મુજબ દીલાસાની મીલાકાતે, મગર હૅરીનાં મનતું સમાધાન થયલું જોઈ તેણે મુરબીગીરીથી કામકાજની વાત પણ ઉપાડી હતી. હું કંઇ એ મીલાકાત દરમ્યાન હાજર ન હતી, પણ હૅરીએજ મને બધું કહયું. તેની મતલબ હૅરીની ન્યુયોર્કનાં તેનાં મોટાં કારખાનાંમાં એક વધારે મોટા ઓહ્દાપર વધારે સારા પગાર સાથે હવે બદલી કરી નાખવાની હતી. "તું આએ ને આએ ઘેરમાં એ માંઠો બનાવ જલ્દી ભુલી જઇ શકવાનો નથી," તે શેઠયાએ કહયું, "ને તેથી જો તુંને ગમતું હોય તો એ ત્રાન્સફરનો ચાન્સ તને આપવા હું ખુશી છું. હું તાહરી નોકરીથી ઘણો સંતોષ પાંમ્યોછ ને રાજી થયોછ. તું ઘણોજ સારો છોકરો છે, ને તાહરે વાસ્તે એક ઘણું સુખી ભવિશ હું અત્યારથીજ જોઇ શકુંછ. તાહરી મરજી થાય તોજ જજે. હું કંઇ તને ફરજ પાડતો નથી, પણ ત્યાં આપણું કારખાતું ઘણું વધારે મોટું હોવાથી તને વધવાનો ચાન્સ જ્યાદા છે."

"અને તમે જવાબમાં શું કહયું, હૅરી ડીઅર?" મેં ચીંતાથી પુછયું; "માહરે લીધે કંઇ ના તો નથી કહી આવ્યાની?"

"હું કંઇ બી કેહું તે આગમચ તો તેવણેજ કહયું કે તાહરી કઝીન તો તાહરા કેહવા મુજબ લંડનમાં સારે ઘેર સારી જગ્યાપર નોકરી છે ને સુખી છે ત્યારે તુંને અત્રે રોકાવાની કોઇ જરૂર હું જોઇ શકતો નથી," હૅરીએ જવાબ કરયો. "એમ છતાં મેં તો તુરતવેલા એમજ કહયું કે હું માહરી કઝીન સાથે મત કરીને પછી કાલે તમો સાહેબને માહરો ઠરાવ જાહેર કરશ, ને તેથી તેવણ રાજી થઇને ગયા. હવે, તેથી, કેહે મને, ઍલન ડીઅર, તાહરો શું એરાદો છે? તું જ્યાં છે તે નોકરીમાં ખરેખર ઘણી ઇજ્જતથી ને ઘણાં સુખમાં રહેલી છે વારૂં?"

મગર હયાં માહરે માહરી પોતાની તરફના એક બે ખુલાસા વાંચનારને આપવા જરા થોભી જવું જોઇશે. હું જયારે પેહલવેહલ્લી પેલઝી આવી ત્યારે માહરાં ફુઇજીને સ્ટેજની વિરૂધ્ધ મરતા દમે જે કાંઇ બોલતાં અનાયસે હું સાંભલી લઇ શકી હતી તેથી પેહલી હરોલમાં હું એવી તો ડર ખાઇ ગઇ કે મેં ધારણ કરેલો એ ધંધો તજી દેવાના હું ઠરાવ પર આવી હતી; પણ એ મોહોતનો જખમ જરાતરા રૂઝ આવતાં હું જ્યારે પુરતી શાંત થઇ ત્યારે મને લાગ્યું કે ધંધો પોતે ગમે એવો બદનામી પાંમેલો હોય પણ હું પોતે જો તેમાં સાબુત ઇમાન ને પાક નેકીથી રહી શકવા જેવું મગજનું સમતોળપણું સાચવી શકનાર હોવું તો ઇજ્જત અને પૈસા એ બંને મોટાં પ્રમાણમાં મેલવવાના એ એક ખરા નાદર હુન્નરને માહરે શું કામ

પડતો મેલવો જોઇએ? દીસતુંજ હતું કે માહરાં મરનાર પુઇજીનાં અનુમાન ઉતાવલાં ને ભુલભરેલાં હતાં, ને બનવાજોગ હતું કે જો તેવણુ થોડું જાાદા જીવતે તો હું માહરા પોતાના દ્રષ્ટાંટથી સ્ટેજને વાસ્તેનું તેવણનું એ હલકું મત હજી બી ફેરવાવતે: એટલામાટે મેં હાથ ધરેલો એ ધંધો દુર કરવાને મને કશીજ રીતે વાજબી લાગ્યું નહીં, ને મેં મનથી તેજ ચાલુ રાખવાનો ઠરાવ કરયો; પણ હવે સવાલ એ રહયો કે હૅનરીનું કેમ! માહરે તેને ખરી વાત કેહવી ને જાહેર કરવી કે નહીં? જુઠું કેહવા કે ઢોંગ કરવા તો હું રાજી ન હતી, તેમજ વળી હમણાં ને હમણાં એ વાત જાહેર કરી દઇ તેને એકદમ ગભરાવી મારવા બી હું ખુશી કે તૈયાર નહીંજ હતી. અત્યાર સુધી એ વ્હાલા જવાંનની જીંદગી ગરગામડેનાં એકાંતમાં તેની એ ભલી માતાના સહવાસમાં ગુજરી હતી, એટલે શેહેરી ધધુખરથી તે પોતે પણ કેવળ નાવાકેફ ઉધરયો હતો, જેથી બનવાજોગ હતું કે હું એક ઍકટ્રેસ તરીકે કામ કરતી હતી એમ જાંણતાં સાથે તે એકદમ ડર ખાઇ જાય કે નારાજ થઇ જાય! વળી હજી તો માહરાં પુઇનાં મરણનો બનાવ વટીક તદન તાજો હતો, અને ત્યારે એવા સંજોગમાં માહરે કરવું શું? હું ગુંચવાયા કીધી, અને તે દરમ્યાન હૅનરીએ મને ઉપનો બાધરો સવાલ કરયો કે 'હું જ્યાં હતી તે નોકરીમાં પુરતી સુખી હતી કે નહીં?'

"ખરૂંજ કેહજે, ડારલીંગ," તે મને જરા ચુપ થયલી જોઇ પાછો બજીદ થયો. "માહરૂં ભવિશ ધુલ વલી જતું હોય તો ભલે, પણ તાહરી પર દુખનો એક ઓલો બી ઉતરેલો જોવા હું રાજી નથી. જો તું એ તાહરી નોકરીમાં મીસીસ નોરમનની કંપેન્યન તરીકે સુખી નહીં હોય કે ત્યાં તને જરાબી ઓસ્યાલું જેવું લાગતું હોય તો બેલાસક આપણે બેઉ આએજ ઘેર ચાલુ રાખ્યે ને અહીંજ રહી જઇએ!"

"ઓ, ખચ્ચીતજ નહીં, વહાલા હૅરી," મેં ખરાં દીલનાં જોશથી કહયું; "તમે તમારે નીરાંત કરીને સુખેથી સીધારો. તમોને તમારી હાલત સુધારવાની મી૰ ઍકડોનેલ્ડ જેવા એક ભલા શેઠ હસ્તક આવી નાદર તક મલેછ તે તમારે કાંએ જતી મેલવી જોઇએ?"

"પણ તું લંડનમાં સારી રીતે રહેલી છે? તું ડીઅરેસ્ટ પુરતી સુખી છે?" તે વધુનો બજીદ થયો.

"હું પુરતી સુખી છેઉં," મેં ખાત્રી આપી; "હું ઘણી ઇજ્જત સાથે પ્રમાણીકપણે માહરૂં પોતાનું સારી રીતે પુરૂં કરી શકુંછ, ને ખરેખર ઘણાંજ સુખમાં રહેલી છેઉં."

"અને તેમ છતાં માહરો એક સુખન કર," હૅરીએ માંગી લીધું. "માયજીનાં બધાં કાગલ્યાં મેં ગઇ રાત્ર તપાસ્યાં તે પરથી જણાયાછ કે તેવણની બીચારાંની કરકસરથી ભેગી કરેલી બધી માયાપુંજી કે જે ફકત ૩૫૦ પાઉંડની એક ન્હાની રકમ અત્રેની બેન્કમાં જમા છે તે હું ઉપાડીને તને સ્વાધીન કરૂં, અને—"

"કદી બી નહીં," મેં ઠારાવથી કહયું; "માહરા જેવી એક નાદાન છોકરીને એટલી બધી મોટી રકમનું કામજ શું હોય? તે કરતાં તમો તે બેંકમાંજ રહેવા દેઓ, ને હાલ તો વ્યાજે વધવા દેઓ. તમારા ધંધામાં તમો આબાદ થશો ને અદરાઇ પરણીને ઘેરીતાબારીતા થશો ત્યારે——"

પણ હું આગલ બોલતાં અચકી ગઇ. તેનાં પરણવા અદરાવાની ડાહી ડોસી થઇને હું નસીહત કરવા ગઇ ખરી, પણ બાકીના બોલો માહરા હોઠ પરજ મરી રહયા, ને માહરા રોખસારો છેક ચુગલીખોર રવેસે લાલ થઇ જતાં બોખારથી ધમધમી આવ્યા હોય તેમ ખખડી ગયા ! મેં, તેથી, બોશકથી નીચે જોયું.

એટલુંજ બસ હતું ! જે કેહવા ને બોલવા વાસ્તે અત્યાર તક અમો બંને ખંચાયા કરતાં હતાં તે લાગણી અરસપરસ હવે વગર કેહવે બોલવે એકદમ પ્રગટ પડી, અને હૅનરીએ એકદમ મને પોતાનાં પ્રીય અને પવિત્ર પાસાંમાં ખેંચી. "હું કેહવાજ માંગતો હતો તુંને માહરાં દીલની એક વાત, ઍલન ડારલીંગ," તેણે રડમસ હાલે કહયું, "પણ મમાનાં દુખકારક મોહોતનો ગમ તાજો છે તેટલાં માહરી જબાન ઉપડી શકતી હતી નહીં, જ્યારે તેંજ અંતે માહરી જબાન ખોલાવી છે !"

મેં જવાબ દીધો નહીં. માહરી ચુપકીજ માહરો મધુરો જવાબ હતો, કે જે જવાબની સચ્ચાઇની શાહદત વળી માહરી નીચે નમેલી આંખ્યો ને રતાસમાં ગુલાબ્યા બનેલા ગાલોમાં વાંચી લઇ શકાતી હતી !

અને તે અમારા અરસપરસના પવિત્ર એકરારનો પાયો પડવાનો મુબારક દિવસ પુરવાર થયો. હૅનરીએ પોતાના સાચા, બુલંદ, બોરતવાર, અને અખંડ પ્યારની જાવેદાન તકની મને દીલાવર ખાત્રી આપી, ને મેં જવાબમાં તેટલીજ પાક ફીદાગીરી અને વફાનો તે વહાલાને હર્ષથી ઉભાતાં દીલે દરેક સધ્યારે આપ્યો. અરે, ખરા પ્યારની પવિત્ર લાગણી કેટલી અશો, કેટલી પાક, કેટલી બુલંદ થાય છે તે ખરેખર તો માહરા તે નવીન અનુભવમાં મેં તેજ દાહડે પેહલું જાંણ્યું. કેહવાને મને માફ કરવામાં આવશે કે એ અમારાં પ્રૌઢ સુખમાં મરહુમ ફુઇજીનાં મોહતના ગમની યાદ પણ થોડીક પલ ભુલાઇ ગઇ, ને અમારાં આજોદેં દીલ ઘડીભર અણહદ ખુશીમાં ખીલી રહયાં !

અને તે રાત્રે જ્યારે હું માહરા ઓરડાનાં એકાંતમાં સુવા ગયલી એકલી પડી ત્યારે એ સુખના સ્વપ્ના થકી હજી માહરી છાતી જોશથી ધડકતી હતી, કે જ્યારેમને લાગ્યું કે માહરો હુન્નરમંદ ધંધો જાહેર કરી દઇ મેં વહાલા હૅરીને નાહક ગભરાવી નહીં મારયો ને રંજીદા નહીં કરયો હતો તેજ બેહતર હતું. હવે તો તે માહરેથી ઘણો દુર પડવાનો હતો—છેક ન્યુયોર્ક સીધારનાર હતો, કે જ્યાં એને એ વાતની ખબર પડી શકનાર ન હતી; ત્યારે હું સ્ટેજપર નામના કરૂં ને એ હીણુપડયા ધંધાને માહરી અદના શામીલગીરીથી શોભાવીને તેને લગતો કલંક દુર કરી આપું ત્યાં વેર હું થોબીજ કાંય નહીં જાઉં ? તે દરમ્યાન તેબી હવે એક મોટાં શેહેરમાં જતો હોવાથી તેના આચારવિચાર પુખ્ત થશે ને વિશેષ ઘડાશે, અને ત્યારે આજે જે હુનરને માટે માતૃભાવની સ્વભાવીક વલાંણથી તે ઓછું માનતો હતો તે ખટકો દુર થઇ જશે. એટલા માટે ત્યારે ને ત્યારેજ એ ભેદ તેને જાહેર કરવો મને લાગ્યું કે જયાદા બરવખ્તનું થઇ પડશે, અને, તેથી, હવે હું નક્કી એજ સેવટ પર આવી. મને સ્ટેજ પર ઘણી નામના ને ઘણી કીરતી કરવાની ઉમેદ હતી, ને તે કીરતી થવા પછીજ—માહરી તનેમન શુદ્ધતાની પુરવારી વચ્ચે—માહરે જાહેર થવાનું વિશેષ પ્રસંગોપાત અને વધારે જશવંતું થશે એમ મને ઘણી મજબુતીથી તે રાત્રે લાગ્યું.

હૅરી એ પછી ઘણો વધારે શાંત બનેલો દેખાયો. અમારો પ્યાર પરસ્પર જાહેર થવા પછી હું તેને વળતા તેવાજ પ્યારથી ચાહતી હતી એ વાતની ખાત્રી મલી જવાને લીધે તેની એકલ-વાઇ હાલતમાં તેને ઘણો સખ્યારો મલતો થયો હતો, ને તેથી પોતાનાં પુજ્ય માવીતરનાં મોહોતની ખોટ ખુદા તરફની શર્ણાગત તાબેદારીથી તે હવે મુંગે મોંઢે ખમી લેતાં જરાતરા પાછો ખુશાલ બનેલો નજરે આવતો હતો.

તેણે એ પછી પોતાના શેઠને ન્યુયોર્કના કારખાનામાં જવાનો તેનો એરાદો બીજેજ દિવસે જાહેર કરયો, ને ત્યારે ત્રણ દિવસોમાં ઘેર ઉંચકી ત્યાંથી ચાલુ મુકવાનો તેને હુકમ મલ્યો, એટલે પછીથીના બાકીના દાહડા અમારા અતીઘણાં કામકાજના ને રોકાંણના ગયા.

અને અંતે કાતીલ જુદાઇની તે ઝેર જેવી સહવાર ઉગી કે જ્યારે અમો ફરી એક વાર છુટ્ટાં ને જુદાં થનાર હતાં. તે દાહડો અમો બંનેનો ઘણો રડમસ અને કકલાતનો ઉગ્યો, પણ ભવિશમાં સારૂં થવાની ઉમેદ અમને બંનેને હીંમત આપતી રહી, અને એ ઉમેદથી હીંમત પાંમી અરસપરસની એક અતીઘણી મોહબતમય રૂખસદ પામી અમો છુટાં પડયાં તે બીના ઉપર વગર અગત્યનું લંબાણ કરયા વના ચાલશે. માહરા હૅરીએ મને ખાત્રી આપી કે મરનારનો મોટો અરમાન અમને પરણાવવાનો ને સુખી કરવાનોજ હતો. "તું જરા પગભર કમાતો થાય તો આપરે ઍલનને દલદેસરીમાંથી છોડવ્યે ને અત્રેજ તેડાવી લઇએ," તે વાહલાં મરનાર—માહરા કઝીનના કેહવા મુજબ—અવારનવાર તેને મોગમ કહયા કરતાં હતાં.

"ત્યારે તેવણુના અશો આશીરવાદ પેલી જેહાંનમાંથી બી આપણુને મલશે ને ફ્લશે," મેં જવાબમાં હીંમત આપી.

"તેજ ઉમેદ પર તો હું જાઉંછ, ઍલન ડારલીંગ," હૅરીએ કાંઇક ઉશ્કેરણી વચ્ચે જવાબ કરયો. "ખુદા તું જ્યાં બી હોય ત્યાં સદા તાહરો નીગેહબાન થાઓ! ખુદા તુંને જલ્દી માહરી કરવા ને સુખી કરવાની સ્થિતીમાં મને મેલે, કે તાહરાં ગુજરાણ માટેની તાહરી આએ દલદેશરીથી હું તુંને છોડવી શકું. ઓ, માહરાં દીલમાં જે ઉભાયછ તે બધું જાહેર કરવા માહરી પાસ શબ્દો નથી!"

"તે બધું હું જાણુંછ ને સમજુંછ, વાહલા," મેં સમજાવ્યું, "કેમજે માહરી પોતાની હાલત પણ તેજ છે. લેઓ—આએ માહરૂં વચન છે. હું માહરી જીંદગીની આખેરી સુધી તમો માહરાં મનની મુરતને સાચી ને વફાદાર રેહવશ, ને તમારી આબાદી તેજ માહરી રોજની બંદગી છે ને થશે!"

અને એ રીતે અમો છુટાં પડયાં. વાહલા હૅરીની પવિત્ર ચુમીઓનો મીઠો પસરાત હજી માહરા રૂખસારોપર પમરતો હતો, અને માહરી આંખ્યો આંસુઓથી આંધલી બની ગયલી હતી. ગોયા માહરી આસપાસ હૅરીના સધાવ્યા પછી ઘણોક વખત સુધી તો બધો સુનકાર ને અંધકારજ વ્યાપી રહયો હતો!!

---

## પ્રકરણ ૩૦ મું.

હવે લંડન ફરતાં મને રસ્તામાં જે પેહલ્લી વાતની પાછી યાદ થઇ તે જુલીનાં પેલા લૉર્ડ ફ્રેડ્રીક રેવન્સક્લીફ્ સાથ થયલાં લગનની હતી. તેને પરણાવી ગયલો પાદરી ખરો પાદરી નહીં હતો ને લગન ઢોંગ ને ઠગાઇનાં હતાં તે માહરા વસવસાને હું હજી જીતી શકી ન હતી. એ દરમ્યાન મેં યાદ કરયું કે મી૰ નોરમને માહરા સવાલના જવાબમાં જણાવ્યું હતું કે તે પાદરી મી૰ ક્રૅાફ્ટ વૅારીકશાયરને લગતાં એંબલડન ગામડાંને લગતો હતો, અને હાલમાં નસીબસંજોગે હું તેજ ગામડાંની સરહદેથી પસાર થનાર હતી એટલે ગામમાં જઇ એ વાતની થોડીક જાતે તપાસ કરી લેવાનું મને મન થયું. માહરે લંડન પાછી ફરવા ઉતાવલ જેવું તો કાંઇ હતુંજ નહીં. ફુઇ ગુજરી ગયલાં હોવાથી સોસાયટીના કાયદા મુજબ માહરાથી તરત સ્ટેજપર તો ઉતરાયજ નહીં, એટલે ઘણી આનાકાની ને દીલગીરી સાથે મેં મી૰ રીચર્ડસને એ માઠા બનાવની ખબર આપી તારથી એક મહીનાની જાસ્તી રજા મંગાવી હતી જે આવી ગઇ હતી, એટલે લંડન તાબડતોબ પાછી ફરવા સરખી માહરે ઉતાવલ કશી હતી નહીં. તે ઉપરાંત, વળી, જુલી બી ઘરમાં ન હતી એટલે તેના વના બી મને ત્યાં ઝાઝું ગમતું ન હતું, ને પૈસા ખરચજોગા માહરી પાસ પુરતા હતા, એટલે માહરી સખીની ખીદમત માટેની માહરી એ શોખની સેવામાં માહરે ખંચાગ જેવું કશું ન હતું, જેથી સીધી આગલ વધવાને બદલે હું એંબલડન ગામમાં ગઇ.

પેહલ્લાં તો હું બરમીંગહામ ઉતરી પડી, કેમજે માહરી તલ્લાસનાં પરીણામમાં મને જણાવવામાં આવ્યું કે બરમીંગહામથી એ ગામ ફકત ૨૦ માઇલ છે, અને ઘોડાગાડીથી ત્યાં જવાય છે. એટલા માટે સ્હાંજ થઇ ગયલી હોવાથી રાતવાસો તો હું તે તરફનાં એક આગેવાન ને આબરદાર હાટેલમાં રહી ગઇ, અને પછી બીજી સહવારે એક ગાડી મંગાવી તેમાં હું તે ગામમાં ગઇ.

તે ઘણી કંટાલાભરેલી મુસાફરી હતી, પણુ અંતે ગાડીને લગતો ફુટમેન જે માહરી બેઠકની પછવાડે ઉભો હતો તેણે મને ટેકડીપરથી નીચાંણમાં આવેલું તે નાહનું ગામડું બતાવ્યું અને મને ધીરજ આવી. ત્યાં બધી લીલોતરીના લીલા કંજર જેવા ખુશનુમા ગલીચા દયાલુ ખુદાના કરાંમતી હાથના બીછાવેલા હતા, ને આખું ગામ ભાગ્યેજ પચાસેક ઘરનું દેખાતું હતું. તે એક ખુંણામાં થસકી ગયલું કોઇ ન્હાનકડું ગરીબ ગામડું હતું.

તે ટેકડી પરથી નીચાંણમાં ગામનો જોવામાં આવતો નકસ ઘણો દીલપઝીર હતો. એક નાહની નદી સરપની અદાથી વાંકીચુંકી વેહતી શેહેરને મુખડે અરડાઈ પડી હતી, ને તે પર શેહરમાં દાખલ થવાનો એક મજબુત પુલ બાંધી લેવામાં આવ્યો હતો, જ્યારે ગામની ઇમારતોમાં સૌથી ઉંચી દેવલનીજ ઇમારત હતી, કે જેનો મીનારો ઘણો ઉંચો ખેંચેલો એક તડાકે ટેકડી પરથી જોઇ શકાતો હતો.

હવે અમો તે ટેકડી ઉતરીને નદીના પુલપર દાખલ થયાં, અને પુલપર થોડાંક આગલ વધ્યાં નહીં તેટલાં પુલની પાલને અઢેલીને નીચે નદીનાં પાણીની મજાહ જોતા ઉભેલા એક આદમી ઉપર માહરૂં ધ્યાંન ખેંચાયું, જેને પીઠેથી જોવા છતાં મને તરત વેહમ થયો કે હું

જેની તલાશમાં અહીં સુધી ઘસડાઇ આવી હતી તેજ એ હતો! તેવામાં તો ગાડીના ખખડાતથી ધ્યાન ખેંચાતાં તેણે ઝટ પાછું ફરી જોયું—અને ઓ, ખચ્ચીત તે પેલો મી૦ કૉફ્ટ પોતેજ હતો!

હું ગભરાઇ ગઇ. હું શું કરવા એ ગામમાં આવી તે જો એ મને પુછે તો હું કહું શું? મેં તો એ વાતનો ખ્યાલ બી નહીં કરયો હતો, કેમજે હું તો તેને મલવા વના બાહરો-બાહારથીજ માહરી પરપુછ ચલાવી પાછી જતી રેહનાર હતી!

અને તેવામાં તો તેણે મને જોતાં સાથે ઓળખી, ને કાંઇક અજાયબી વચ્ચે, મને ઓળખતાં સાથે, કોચમેનને હાથની ઇસારત આપી, ગાડી થોભાવી, તે માહરી ગાડીની બારી આગલ આવ્યો.

"ઓહ્લો મીસ પરસી, તમે અહીં?" તેણે કહયું. "કોઇ બી શક વગર તમે મને મલવા આવેલાંજ હોવાં જોઇએ,"—અને તે હસ્યો.—"કેમજે નહીં તો આ દુરદરાઝ ગરીબ ને એકાંત ગામડાંમાં તમો તશરીફ લાવોજ શાંની?"—અને એમ કેહતાં સાથે તરતજ તેણે પોતે ગાડીનું બારણું ઉઘાડયું, મને નીચે ઉતરવા હાથ આપ્યો, અને હું એક ચાવી આપેલાં પુતલાં મીસાલે દીગમુઢ જેવી નીચે ઉતરી. હું કેહું તે બી શું? હું તો ગભરાઇજ એટલી ગયલી હતી!

"એ બાંનુ મનેજ મલવા આવેલાં છે," તેને તે પછી પોતેજ મનને જાણ્યું કોચમેનને કહયું; "તું જા, ને બરનાર્ડવાલાં પીઠાં આગલ જરા વીસામો લે, ને ઘોડાને બી જરા ઘાસચારો આપ. અમે ત્યાંજ આવ્યેચ."—અને તે કોચમેન, એ સાંભળતાં, તરત ટોપીને સલાંમીની આંગલી અડકાવી ત્યાંથી હાંકી ગયો.

માહરી તો અજાયબીજ નહીં ભાગે! આ તો જાણે એવી રીતે બધું કામ લેતો હતો કે હું કોઇ ત્રાહીત કે પરાઇ હોઉં નહીં! જાણે એજ માહારો ને માહરી મરજીનો શેઠ! અને, તે છતાં, મેં તો માહરી વાચાજ ગુમાવી દીધી હોય તેમ હું તો તે ગાડી ઘસારાબંધ ઉપડી ગઇ ત્યારે વટીક વચમાં કશું બોલી બી નહીં શકી!

તેણે કાલો પોશાક પેહડેલો હતો, ને સફેદ ક્રેવેટ લટકાવેલી હતી, એટલે મેં તરત જોયું કે તે પાદરી તો એ તરફનો હોવોજ જોઇએ. તે, એમ છતાં, પોશાકમાં મેલો અને હાલ-હવાલ ઘણો હતો.

"હવે ખુલાસો કરો, મીસ પરસી," ગાડી ઉપડી જવા પછી અમે પુલ પર ધીમે કદમે ચાલતાં થયાં એટલે તેણે મને નરમાસથી પાછું પુછ્યું; "બધી ખેરયત તો છે? અહીં સુધી તસ્દી લઇ મને મલવા આવવાનો બાએસ શું? તે હાહડે જે લગન મેં તમારી સહીનાં કરી આપ્યાં તે જોડું સારી પેઠે તો છેની? આએ સોગનો પોશાક——"

"ઓ, તે લોક તો બેઉ ખુશીમાં છે," મેં એ સાંભળી જવાબ કરવાની તરત જરૂર પીછાંણી; "એ તો માહરાં એક અતલગનાં બેશીનાં મરણના સંબંધમાં છે."

"તમારૂં અતલગનું બેશી?" તેણે સ્હેજ ચોંકાને પુછ્યું, અને મેં અજબ થતાં જોયું કે તેના અવાજમાં કાંઇ ઉશ્કેરણી હતી; "મને પુછવાની રજા છે, બેહેન, કે તે કોણ?"

"મ્હારાં ફુઇ મીસીસ વેકરીલ્ડ તેત્રણ બીમારી આઠ દહાડાપર પેઝલી ખાતે હક થયાં." મેં તે દુખી યાદોથી અરધું રડી દઇ શોકાતુર સ્વેરે જવાબ કરયો, કે જ્યારે મી૦ ક્રૉફ્ટ તે સાંભળી કાંઇ પટપટયો—જોકે શું બોલી ગયો તે મુતલગ મને સમજાયું નહીં.

અને હવે તે ચેહરો ટીકતાં માહરી બીલકુલ ખાત્રી થઇ,—અને તે અવાજ સાંભળતાં વધારે—કે એ તેજ આસામી હતો કે જે લીડસ ખાતે માહરા મમાવાને મલવા આવ્યો હતો, ને પછીથી વળી લંડનમાં હું મરનાર મીસીસ પાર્કસને ત્યાં હતી ત્યારે મોડી રાત્રે તે મકાનમાં પણ આવી ગયો હતો.

અને માહરાં ફુઇ બેહેસ્ત પામ્યાં હતાં તે વાત સાંભળી મને લાગ્યું—કદાચ માહરી ભુલ બી હોય!—કે તે ઘણો દીલગીર થયલો જણાયો; મગર જરા વારે પાછાં સરેસ્તાનાં નફ્ફરાંપણે તેણે પુછ્યું, "વારૂં, પણ ત્યારે લંડન પાછાં જતાં આએ તરફ કેમ હેરયું લેવું પડયું?"

"હા, મગર હું તમારા એ સવાલનો જવાબ કરૂં તે આગમચ હું પોતે તમોને એક સવાલ કરવા માંગુંછ, મી૦ ક્રૉફ્ટ," મેં ફજેત જેવું ફીકકું હસીને કહયું. "તમે મને કેહશો વારૂં કે બ્લેકફર્ડ ખાતે લૉર્ડ રેવન્સકલીફનાં લગન કરવા તમે આવ્યા ને લૉર્ડે આપણી ઓલખાંણ કરાવી તે આગમચ તમે મને કેથે બી જોઇતી અથવા કેથે પણ મલ્યાતા વારૂં?" —અને મેં તેના ચેહરાની દરેક હીલચાલ પકડવા ઉભી રહી જઇ હીંમતથી તે ચેહરામાં ટીકી ટીકીને જોયું.

"હા, બાંનુ. તે આગમચ હું લંડન આવ્યો ત્યારે નાટક જોવા ગયો હતો, ને મેં મીસ ટ્રેફર્ડનાં નામથી જુલ્યટનો પાર્ટ ઘણીજ નમુનેદાર ફત્તેહથી તમોને ભજવતાં જોયાંતાં: પણ કાંએ વારૂં? એમ કાંએ પુછોછ? એવો રમુજી સવાલ કરવા તમે આએ મોટી મુસાફરીની જેહમત ઉઠાવી અહીં સુધી આવ્યાં હોવો એ તો કંઇ માહરાં માનવામાં આવતું નથી?"—અને તે આ બધું એવી નિર્દોશતા ને પ્રમાણીકપણાંના દેખાવથી બોલી ગયો કે રખે કોઇ ભલતાને હું તે આગલ જોયલો આસામી માની કાંઇ ઘોંટાલો કરતી હોઉં તેનો મને વળી પાછો મનમાં મજબુત ભય થયો!

"માહરે ત્યારે ખરી વાત તમોને કેહવી જોઇશે," મેં ખરો ખુલાસો કરવાની હવે અગત જોઇ. "તમે લગન કરવા આવ્યા ત્યારે મને લાગ્યું કે નાની ઉંમરમાં હું માહરા મમાવાજી મી૦ બોનીફેસ સાથે લીડસ ખાતે રેહતી હતી ત્યાં મેં તમોને એક વખત જોયલા હતા!"

તે મોટે સાદે હસ્યો.

"હું માહરી આખી જીંદગીમાં લીડસ તો કોઇ દાહાડે ગયોજ નથી! મેં તે ગામડું કદી જોયુંજ નથી," તેણે હસીને જવાબ કરયો; અને એ બી મેં ધારી ધારીને જોયું કે તે એટલી બધી નિર્દોશતાના દેખાવથી બોલતો હતો કે માહરી પરીપુર્ણ ખાત્રી થઇ કે મલતા ચેહરાની મુશકેલીની આ તો કોઇ મોહકાંણુ હતી, ને આ તે આદમી ત્યારે હોવો જોઇએજ નહીં!

"ત્યારે માહરી ભુલ છે ને માહરે તમારી ઘણી માફ માંગવાની છે," મેં સાદાઇથી કહયું.

"માફીની કાંઇ જરૂર નથી," મી૦ કૉફ્ટે જવાબ કરયો, "પણ મને સહમજ નહીં પડતું કે ઘડીભર ધારો કે તમે કહોછ તેમ મને તમારા મમાવાનાં ઘરમાં તમે આગલ જોયો બી હોતે તો તેથી એવું તે તેમાં શું હોય જે હું તેજ છેઉં કે બીજો તેની તલ્લાશમાં તમારે છેક આડે અવલે રસ્તે અહીં સુધી આવવું પડે?"

"મને તે આદમી માટે સારૂં મત મુતલગ નહીં બેહૂંતું," મેં હસીને કહયું, "ને તેથી મને ભય બરપા થયો કે તે પાદરી નહીં છતાં પાદરીનાં ઓથાં હેઠલ એક જુઠાં લગન કરી આપી ગયો, ને મને માહરી સહી જુલીને વાસ્તે એટલી બધી લાગણી છે કે—"

"ઓહ, આઇ સી!" તે હસ્યો. "ત્યારે એમ કે હું અતરેનો પાદરી છેઉં કે કોઇ ઠગારો તે વાસ્તે તમારી સહીની ખોફ ઉપાડી અહીં સુધી તલ્લાશ કરવા આવવાની તમોએ તમારા તન પર તસ્દી ઉઠાવી? વૅલ, તમોને સાબાશ છે! મગર તમો જોવોછ કે હું પાદરી છેઉં. પેલું દેવલ માહરીજ સંભાલમાં છે, અને પેલાં ઝાડની કીનારીની પછવાડે દેખાતું કૉટેજ માહરૂં રેહવાનું મકાંન છે. હું તમને તેમાં લઇ જતો નથી કેમજે હું ત્યાં એકલોજ રહુંછું, ને માહરાં ઘેરમાં બૈરાં કોઇ નથી."—અને મને કહયા વગર ચાલતું નથી કે તેની આ સઘળી ભલાઈ અને દાનાઇ, તેના એ બધા ખુલાસા પછી, હું માહરાં મનથી અતીઘણી વખાણ્યા વના રહી શકી નહીં, ને મી૦ કૉફ્ટ માહરાં માનમાં ને મતમાં ઘણો ચઢયો.

"બીજું તો કંઇ નહીં, મીસ પરસી," તેણે જરા વારે વળી આગલ ચલાવ્યું, "હું કંઇ તમોને ઠપકો આપતો નથી, પણ માહરે વાસ્તે તમે જે ભુલભરેલું અનુમાન કરયું તેવું જો તમો કોઇ આગલ બોલ્યાં હોશો તો મને ખરેખર જાહેરમાં ઘણું નરસ લાગશે, ને વગર કારણે હું ઘણો બદનામ—"

"ઓ નહીં, ખચ્ચીતજ નહીં," મેં જોશથી કહયું; "ખાત્રી રાખજો, સાહેબ, કે મેં એવી કોઇ નાદાની કીધીજ નથી, કેમજે માહરૂં અનુમાન પકું થયા વગર હું કોઇને ગેર-ઇનસાફ થવા દેઉં તેવી છેઉંજ નહીં."

"સારી વાત છે એ, ને તે સાંભળીને હું ઘણો ખુશી થયો," તેણે જવાબ કરયો; "તમારા જેવી દાનાવ ને દુરઅંદેશ છોકરી તમારી ઉંમરે બીજી કોઇ થનાર નથી. હવે ચાલશો ત્યારે—હું તમોને તમારી ગાડી જ્યાં મેં ઉભી રખાવીછ ત્યાં લઈ જાઉં? જો કાંઇ રીફ્રેશમેન્ટ જોઇતું હોય તો——"

"નહીંજી, નહીંજી, હું જરાબી થાકી ગઇ નથી કે મને જરાબી તરસ લાગી નથી," મેં ઉતાવલે કહયું; "મને તો હવે જેમ બને એમ જલદી બરમીંગહામ પાછુંજ જવા ગમશે."—અને ત્યારે તે મને પેલાં પીડાં તરફ લઇ ગયો.

આખાં ગામનું પોંહોંચખાનું તેજ અને તે એકજ હતું. તે પુલથી અરધાક માઇલના ફાસલાપર હતું ને તેથી ત્યાં જતાં અમે તે ગામડાંને લગતી વાંચનારને ઓછી અગત્યની એલારપેલાર કેટલીક વાતચીત કરી.

તે પોંહોંચખાનું—પીઠું—એક કંગાલ બાંધણીનું ગંદું જેવું મકાન હતું. બહાર બે ચાર ગંદાં છોકરાં રમતાં હતાં, ને બાજુમાંના એક બાંકપર માહરા ગાડીવાનો કાંઇ પીતા બેઠા હતા તેની કને ભાંગીતુટી ખુરસીઓપર બેસીને તે પીઠાંનો માલેક ને તેની મોહરદાર તાહેલાં મારતાં હતાં.

તેઓ બધાં અમોને જોતાં સાથે ઉભાં થયાં, ને પેલી અબળાએ કુરનસ કરી ને પેલા હોટેલવાલાએ ઘણાં માનથી મી૦ ક્રૉફ્ટને ટપલી ઝાડી, જે પછી તે બંને વરઐયર મને પગથી માથાં સુધી—જાંણે હું કંઇ જોવા જોગું હુલ્લક જનાવર હોઉં તેમ—જોવા ને ટીકવા પડયાં! એ દરમ્યાન મી૦ ક્રૉફ્ટે હુકમ આપી માહરી ગાડી ઉતાવલે પાછી તૈયાર કરાવી, એટલે તેમાં બેસી, તે પાદરીનો ઘણો ઘણો ઉપકાર માની તથા તેની ઘણી ઘણી આરી માંગી, હું બરમીંગહામ પાછી આવતી રહી, ને ત્યાંથી તરત પાછી લંડન જવા ઉપડી ગઇ.

---

## પ્રકરણ ૩૧ મું.

હું ઘણી નીરાંત પાંમેલી એંબલડનથી પાછી ફરી, કેમજે હવે જુલીનાં લગન બાબેની માહરી શંકા એ તપાસનાં પરીણામથી તમામ દુર થયલી હોવાથી મને ઘણી શાંતી થઇ ગઇ હતી.

હવે લંડન આવી લાગતાં મી૦ અને મીસીસ નોરમન મને સરેસ્તાનાં હેતથી મલ્યાં ભેટયાં, ને માહરાં ફુઇનાં મરણ માટે પોતે જે દીલગીરી ને દીલસોજીના તાર ને કાગલો મને પેલક્ષી ખાતે મોકલી ચુકયાં હતાં તે ઉપરાંત હાલ રૂબરૂ થતાં વળી પાછો મને ઘણોએક મોંઢેમોંઢું મેહરબાનીભરયો દીલાસો કહી સંભળાવ્યો. તે લોક દીસ્તી રીતે અસલ જેવાં પાછાં ખુશાલ બનેલાં હતાં. જુલીની જુદાઈ વધતી ઓછી વીસરાઇ ગઇ હતી, કેમજે તેઓનાં કેહવા મુજબ તે વાહલી છોકરીનાં ઉપરાસાપરી કાગળો આવતાં હતાં, જે તે પોતાના ભરથાર સાથ ઘણીજ મોજમજાહ વચ્ચે ખુશખુશાલ અને અતીઘણી સુખી હોવાનીજ ખાત્રીનાં હતાં.

અલબત, સ્ટેજ પરની માહરી ગેરહાજરીનો બાએસ પેપરો મારફતે પુરતો જાહેર કરવામાં આવ્યો હતો. પેહલાં મીસ "ટ્રેફર્ડ પોતાનાં ફુઇની માંદગીના સબબે બાહારગામ ગયલાં" હોવાનું, અને પછીથી તે "ફુઇનાં મરણ"નું કારણ જાહેર થયું હતું એટલે હજી બીજાં નજદીક ત્રણ અઠવાડયાં સુધી હું જાહેરમાં દેખાવ નહી આપી શકનાર હતી એમ હું લંડન પાછી ફરી તે આગમચ ત્યાંની નાટકની શોકીન આલમ જાંણી ચુકી હતી.

હવે મીસીસ નોરમનનાં કેહવા મુજબ માહરી ઉમરાવ સહી લેડી લીલા એ હકીકત વાંચીને માહરી ગેરહાજરી દરમ્યાન બે ત્રણ વાર અત્રે આવી ગઇ હતી, પણ હું પાછી ફરેલી નહીં હોવાથી બાહરોબાહરથીજ ગાડી ફેરવાવી જતી રહી હતીઃ અને હું એ સાંભળી તેનોજ ખ્યાલ કરતી હતી ત્યારે તેવામાં અનાયસે તેજ વળી પાછી માહરી ખબર લેવા આવી, ને હું પાછી ફરેલી હતી એમ જવાબ મલતાં સાથે તે ભલી બાંનુ તરત ગાડીમાંથી ઉતરીને મને મલવા ઘરમાં આવી.

અમો ડ્રૉઇંગ રૂમમાં મલ્યાં, ને તે જવાંન બાંનુએ માહરી ખોટ માટે મને ઘણોએક દીલાસો આપ્યો, ને પછીથી વળી હું હાલ પરવારતી હતી માટે તેના કસેરમંટ વીલામાં તેની

જોડે જઇ રેહવા તેણીએ મને ઑફર કરી. આ મને ગમી. વધારેકરીને એટલામાટે કે મી૦ ને મીસીસ નોરમનને ત્યાં તો લગભગ રોજની ખાણીપીનીની ધામધુમ ચાલતી હતી, કે જેમાં ન તો હું પોતે ભેળાઇ શકું કે ન તો માહરે લીધે તે બીચારાંઓને એ જાતની મોજ-શોખથી હું બાકાત રાખી શકું! એટલાવાસ્તે મેં લીલાને ઘેર રેહવા જવા તરતજ હા કહયું, ને બીજે દાહડે જરૂર તેને બપોર પછી આવી મળવા મેં પ્રોમીસ કર્યું.

હું તો તેણીની સાથેજ જતે, પણ મને માહરા શોકના પોશાક એક બે તૈયાર કરવા આપવાના હતા, ને બીજી બી થોડીક ખરીદીઓ કરવાની હતી, એટલે મેં ના કહયું. મને લાગતું હતું કે એ બધાં કામકાજથી બીજે દિવસની બપોર તક હું પરવારવાની નથી, જ્યારે ખરેખર તો લેડી લીલા મને મળીને ગઇ ને બપોરે હું જમીને બજારમાં ફેરી ફરવા નિકળી ત્યારે એટલું બધું જલદીથી હું સઘળું આટોપી લઇ શકી કે બીજી સહવારે સકાળેથીજ ફલેરમંટ વીલા (લેડી લીલાનાં મકાન)માં જઇ શકશ એમ હું જોઇ શકી.

હું તેથી સહવારે ચાએપાણીથી ફારેગ થઇ, ભલાં નોરમનવાલાંઓને મલી ભેટી, તરતજ નિકળી પડી. મી૦ નોરમને મને ભાડુતી ગાડીમાં ન જવા દેતાં બજીદ થઇને પોતાની ગાડી જોડાવી આપી—અને હું ગઈ.

હું દસેક વાગે ત્યાં પોંહચી. અલબત, મેં તો બપોર પછીજ આવવાનું કહેલું હતું એટલે લેડી લીલા ઘરમાં ન હતી. તે પગે ચાલતી ફરવા નીકળી પડેલી હતી. તેણીનાં નોકર-નફરોએ, એમ છતાં, માનથી માહરો આદરસતકાર કરયો, ને માહરો અસલ રૂમ જે હાલમાં બી માહરે વાસ્તે લેડી લીલાએ ખાસ તજવીજથી તૈયાર કરાવ્યો હતો ત્યાં મેં માહરો ઉતારો ને મુકામ કરયો.

મને અત્રે એમ કરતાં ગઇગુજરી યાદો પાછી તાજી થઈ. લેડી લીલાના હરફ બુરા ફલેરે મને કેદ કરી હતી ત્યારે ત્યાંનાં એક ખાંણાંમાંથી મલેલાં કાગળયાંના હરફને મલતા આવતા જણાયા હતા તે, અને પેલી જીપસી ઓરતોએ ફુલની નીશાંણી કેહવાડી લીલાને બાહેર મલવા બોલાવી લીધી હતી તે વિગેરે મને પાછું યાદ આવ્યું, પણ તે પછી એ ભલી બાનુ માહરા તરફ એટલી માયાળુ ને મને દોસ્તીની કીંમતી ભેટસોગાદોથી નવાજવા જેવી એટલી મેહરબાન પુરવાર થઇ હતી કે હું તેને કાંઇ બી ગેરઇનસાફ કરતી હોવશ એ ખ્યાલથી મેં તે બધું ખુશીથી વીસારી દીધું હતું, ને હાલમાં એક બી વસવસા વગર એક બે અઠવાડયાં હું અત્રે પાછી રેહવા ચાલી આવી હતી.

હું બાગમાં ઉતરી. લેડી લીલાને આવતાં ઘણી વાર લાગી ને ડ્રૉઈંગરૂમમાં બેસીને તેણીની વાટ જોતાં હું થાકી ગઇ ત્યારે માહરી ટોપી પેહરી લઇને હું તે વિશાળ બગીચામાં જરા ફરવા ઉતરી, અને ત્યાંથી પેલી એકાંત ગલી કે જ્યાં પેલી જીપસી ઓરતો મને મલી હતી તે તરફ ગઇ. માહરાં મનમાં કે લીલા ચાલતી નિકળેલી છે તે કદાપી એજ તરફથી નાઘલે દરવાજે બંગલે પાછી ફરશે. હવે એ દરવાજા તરફ જતાં બગીચામાંના એક ઝાડીવાલા ભાગ આગલથી પસાર થવાતું હતું, ને હું તે તરફ આવી ત્યારે તે ગીચ ઘટાની પછવાડેથી મને કોઇ બે આસામીઓ વાત કરતાં હોવાના અવાજો સંભળાવા લાગ્યા. હું તેથી જરા

ખુદરતીજ થોભી ગઇ, ને બીજીજ પલે તો ઝાડીની બાજુમાંથી હું આબાદ જોઇ શકી કે તે બે આસામીઓ કોઇજ નહીં પણ ખુરૌ એડવીન કલેર અને લેડી લીલા પોતે હતાં !!

હું હેરત થઇ ગઇ. કલેર સાથ તો જબરાજબરીનું પોતાને બીયાબારૂં થઇ પડેલું હોવાનું લીલા મને હરહાલ સમજાવતી હતી—છેક છરી ચુલ્યાનુંજ વેર, અને ત્યારે તેજ નાલાયક આસામી આજે અત્રે આવીને ભરાયલો સંતાયલો એ અબળાની મીલાકાત કરતો હતો તે શું બતાવતું હતું? તેઓ તે ઝાડીની પછવાડે લગભગ લગોલગ સાથે લટાર લેતાં ફરતાં અને વાતચીત કરતાં હતાં!

સારાં ન સીબે હું તે લોકને જોઇને વખતસર હઠીને બાજુ થઇ ગઇ એટલે તેઓ બેમાંથી એક પણ મને જોઇ નહીં, પણ મેં તો તે બંનેને બરાબર જોયાં ને ઓલખ્યાં. લીલાને માથે એક સ્ટ્રૉ હૅટ હતી, ને તે ઘરનાજ પોશાકમાં ઉતરી પડી હોય તેમ તે એક ઘીલાં "મૉરનીંગ ડ્રેસ"માં બી ઘણી અજબ જેવી સુંદર દેખાતી હતી.

મેં વળી તેણીના ચેહરા પર એક ગભરાયલી, ઉતાવલી નજર નાંખી લીધી, ને મને તે મનોહર મુખડો ત્યારે ઉશ્કેરણીથી અતીઘણો લાલ થઇ આવેલો બી લાગ્યો. તેની આંખમાંથી દીસ્તી રીતે સરબસર ગુસ્સાનાજ જ્વાલા બાહેર પડતા હોય એમ પણ મને તે માહરી ઉતાવલી તપાસ દરમ્યાંન ભાસ અને અભ્યાસ થયો.

"ઠીક છે, ત્યારે તું કજીયોજ શોહોધેછ તો કજીયો સહી!" હયાં મેં કલેરને કેહતાં સાંભળ્યો; "એ તો હું તને મનાવતો આવ્યો એજ માહરી મુર્ખાઇ થઇ."—અને લેડી લીલાનો એને લગતો જવાબ હું સાંભળી શકું તે આગમચ તો તે લોક માહરી કનેથી પસાર થઇ ગયાં.

મગર હું માહરી અજાયબીથો ફારેગ થઇ હવે જરા વારે પાછી "વીલા"માં હટી જવાનું કરતી હતી તેટલાં તેઓ તેજ ઝાડીને પડખે પાછાં આવ્યાં, કે જ્યારે આ વખને સાંમી બાજુએ ચાલતાં હોવાથી તેઓનું બોલવું હું સાંભળી શકતી હતી નહીં. એ વખતે, મગર, કલેરનો ચેહરો માહરી બાજુએ હતો, ને ઓ, મેં તેમાં પેલીજ સેહતાન્યત આંખો જોઇ, કે જેમાંથી મેં આગલ અનેક મરતબા કહયું ને સમજાવ્યું છે તેમ ખુદ નાપાક સેહતાન પોતે બાહાર ડોકયું કરતો નજરે આવતો હતો! તે પણ ઘણો ગુસ્સે થયલોજ દેખાતો હતો, જે પોતાના હાથ બોલતાં બોલતાં તે ઘણા જુસ્સાથી હીલવતો નજરે આવતો હતો તે ઉપરથી પ્રત્યક્ષ જોઇ શકાતું હતું.

હવે લેડી લીલા જાસ્તી ગરમ થઇ. તે એક શાહાનશાહબાંનુના દમામથી સર ઉપર ખેંચી ઉભી રહી ગઇ, અને ઉંચા સ્વરે બોલી, "હવે હું તાહરી ચાપલુસીથી કશીજ રીતે અંજાવાની નથી, એડવીન. તું શું તહરાં મનમાં ફાંકો રાખેછ? તે માહરી ગાફેલી ને મોહીનીના દાહડા ઘણું થયું વહી ગયાછ કે જ્યારે——"

પણ હયાં તેઓએ આગલ ચાલુ મુકેલું હોવાથી વળી બાકીનું મને સંભળાયું નહીં.

વળી જરા વારે તેઓ પાછાં ફરયાં. તેઓ દેખીતી રીતે વાતચીત (કજીયો?) કરતાં એજ ન્હાના ટુકડામાં ઉપર નીચે ફેરા લેતાં હતાં. હાલમાં વળી કલેર બોલતો હતો.

"ઠીક છે, ઠીક છે, તું આગલ રહીને બધાંમાં મને માહાતજ કરવા ને કરાવા બેઠીછ તો કરયા કર, લીલા," તે કેહતો હતો; "તું એમ ના સમજતી કે——"અને વળી તેઓ આગલ ચાલવાથી બાકીનું મને સંભળાયું નહીં.

હવે હું હઠી ગઇ. આટલુંજ મેં જે સાંભળ્યું હતું તે શું બસ નહીં હતું? મને લાગ્યું કે એ રીતે છુપાઇને એટલું બી સાંભળવા અને જોવામાં મેં નાદાની બલકે ગુન્હા કરયો હતો; પણ સંજોગો તેવાજ હતા, અને તેથી હવે જીયાદા સાંભળવા થોભવા ને થોગીને એ માહરી નબલાઇ વચ્ચે કદાપી પકડાઇ આવવાની નામોશી માટે હું જાસ્તી ખોટી થઇ નહીં. વળી માહા બુરા કલેરને રૂબરૂ થવા પણ હું જરા થઇને ખુશીજ ન હતી, વાસ્તે દાનાઇથી હું ખસી ગઇ અને બંગલામાં જતી રહી.

ત્યાં જઇ તે ડ્રૉઇંગ રૂમનાં એકાંતમાં એકલી બેસી મેં જે જોયું ને સાંભળ્યું હતું તે ઉપર પુખ્ત દરયાફ્ત કરયો, ને મને મજબુતીથી લાગ્યું કે લેડી લીલાનું ઇજન બાહાલ રાખી આ ભેદ ભરમથી ભરપુર અયવાનમાં પાછી આવવામાં મેં નીશંક ઘણી નાદાની કરી હતી. હયાં સખકરારથી રેહવાનું તો જાણે મને સરજીત હતુંજ નહીં! કંઇ ને કંઇ એવું થતું ને નિકળ્યા કરતું કે જે માહરી જીગ્નાસા સ્વભાવિક રવેસે ઉશ્કેરી મેળતું, અથવા મને એકદમ બીહીધરાવી દેતું.

અને ત્યારે શું પેલું કલેર જોગું નામોશીની કાકલુદીનું કાગલ લખનાર એજ અબળા હશે? તે હરફોનું અજબ જેવું મલતાપણું હું જોઇ લઇ ચુકી હતી; પણ તે કેમ બને? આ તો સાંમી કલેરને ડોલાના દાબથી દાબી દેનારી ગુસ્સાબાજ ને તોરવંતી હતી, ને તે કેમ ત્યારે એટલી હદ સુધીની હયરાંની પરેશાંનીએ એ બુરાને હાથ પુગી શકી હોય?

હવે જરા વારે લેડી લીલા ઘરમાં પાછી ફરી. તે એકલીજ હતી, અને મને આવેલી જોતાં તેને ઉપજેલી ખુશાલી દીસ્તી રીતે કેવળ ખરાં દીલની હતી.

"ઓ ઍલન, તું આવી ગેઇ કે? ઓ કેવું મજાહનું!" તેણીએ ખુશાલીથી પુકારયું. હું વરંડાની સાંમેનાજ એક સોફાપર અરધી અલેટાયલી બેસી ગઇ હતી, ને મને તેથી બંગલામાં દાખલ થતાં જોઇને તે પ્રસારેલા હાથો સાથે ઘણી હેતવંતી અદા વચ્ચે અંદર ધસી આવી હતી.

તેણીની તે બગલગીરી વગીક એટલી પ્રેમાળ ને શબ્દો સાચાં હેતના એવા પડઘા પુકારનારા હતા કે એવી એક રંગેરંગ ભલી ને હેતવંતી માટે કશું બી બુરૂં માનીજ કેમ શકાય તે મને ઘણું ગુંચવાવતું હતું. એવી એક ખાલેશ રૂપસુંદરી કોઇ બી ઘોર અપરાધની જવાબદાર હોઇજ કેમ શકે? વળી પાછું તેણીએ માહરૂં દીલ પોતાની પક્ષમાં જીતી લીધું, ને તે આખા દાહાડાના સહવાસમાં પછીથી મને ત્યાં એટલી બધી ગમત પડી કે તે કલેરને છુપી મલી હતી તે વાત તો હું રાત થતાં ખુશીની સાથે પાછી ભુલી વગીક ગઈ!

તે રાત્રે લેડી લીલાએ થોડાંક દોસ્તોને જમવા નોતરેલાં હતાં. માહરૂં આવવાનું નક્કી થયું તેની આગમચનીજ એ ન્હાના પ્રકારની ખાણીપીણી નક્કી થઇ ચુકેલી હતી, ને સ્હાંજ થવા પછી તે બધાં આવ્યાં. બધાં સારે ને મોટે ઘરનાં હતાં, પણ લેડી લીલાએ "મીસ ત્રેફર્ડ" તરીકે અને પોતાની ઘણી મોટી સહી તરીકે મને આગલ કરી માહરી ઓલખાંણ કરાવી,

એટલે બધાં જરાબી નરકોરાં વના મને તેવાંજ સાચાં દીલથી મલ્યાં. બધાં ઘણું ખુશાલ તબ્યતનાં હતાં, અને તે છતાં માહરી લાગણીને માન આપી ગાવા વગાડવાનું તે રાત્રે, બધાં એકમત થતાં, તદ્દનજ મોકુફ કરવામાં આવ્યું. એથી મને ઘણી ખુશી હાંસલ થઇ, જોકે માહરે લીધે પોતાને એમ અગવડમાં નહીં મેળવા મેં તો ફરતાં ફરતાં પાસે ઘણું એ માંગી લીધું હતું.

અને તે બધાં છેક મોડેથી ઘેરબારે ગયા પછી અમો બંને મલી ભેટીને સુવા જવા છુટાં પડયાં ત્યારે વહીક લીલાએ આટલી બી ધધુખર થવા પાંમી તે વાસ્તે કાલજીથી માહરી કને પોતાની દીલગીરી જાહેર કરી. "તું આજે માહરે ત્યાં આવશે અને મને તાહરી સ્વીટ કંપનીની મોજ મલશે એવું તો મેં આગલથી કાંઇ જાણ્યુંતુંજ નહીં, ઍલન ડીઅર, ને તેથી મેં તો છેક આંઠ દાહડાની વાતપર એ ન્હાનાં ડીનરની ગોઠવણ કરી રાખેલી હતી."

"ઓ, તેમાં શું થયું, લીલા?" મેં ખાત્રી આપી; "મરેછ તે તો બીચારાં પોતાનાં જીવથી જાયછ; આપણે જીવતાંઓથી કંઇજ પલાતું નથી. મરનારને વાસ્તે સદા આપણી છાતીમાં માન ને હેત સચવાતું રહે એજ ચાહવા જોગ છે."—અને અમો પછીથી એકમેકને મલી ભેટીને પોતપોતાના ઓરડામાં સુવા ગયાં.

લેડી લીલાએ મને મદદ થવા પોતાની "મેડ"ને મોકળવા ઘણી ઓહોંસ કરી, પણ મેં નાજ કહયું. મને ગરીબડીને એવા અકરીકત કેમ શોભે?

મેં ધીમે ધીમે કપડાં બદલ્યાં. માહરા ઓરડાનાં એકાતમાં તે રાત્રે એકલી પડવા પછી લીલા માટે પાછા ને પાછા મને તરેહવાર વિચાર આવ્યા કીધા, ને મને છેક ઘણી મોડેથી ઉંઘ આવી.

એમ હું કયાંક વેર સુતી હોવશ તે હું કહી શકતી નથી, પણ પછી અચમુચ જાગી ત્યારે મને કોઇ વીલાપ કરતું કે રડતું હોય તેવા સાહાદ આવવા લાગ્યા! પહેલાં તો હું જાણું જે હું કાંઇ સ્વપ્નો જોઇ ઉઠી હોવશ, પણ નહી; જ્યારે પુરતી સજાગ્રત થઇ ત્યારે માહરી પકકી ખાત્રી થઇ કે ખરેખર એમજ હતું, ને તે શાંત રાત્રીમાં તે કકલાતનો અવાજ ઘણો ઉંડો ને ભયભીત સહમજાતો હતો.

હું ઉઠીને બેઠી. હું ઘણી બીહીધી. એ શું હોશે! એ કોણ હોશે?

લેડી લીલાનો ઓરડો તેજ મજલાપર ને તેજ ચાલમાં બરાબર માહરા ઓરડાની સાંમેનો હતો. વચમાં એક સાઇડે એક બીજો બૅડ રૂમ હતો તે મને ખબર હતી કે ખાલી હતો, ને બીજી સાઇડે નાકેથી લીલાની 'મેડ' (દાસી)નો ઓરડો હતો. બાકીનાં નોકરનફરો તો નિચે પાછલા ભાગમાં સુતાં હતાં. હવે ત્યારે એ અવાજ જે ઉંડો ને ધીમો છતાં હું બરાબર સાંભળી શકતી હતી તે હોય તો અમારા મજલાપરનોજ હોવો જોઇએ! કંઇ પેલી દાસીપુત્રી તો બીહી ઉઠીને બીમાર થઇ ગઇ નહીં હોય!

હું ઉઠી. મેં હલવેથી બારણું ખોલી બાહેરની અંધારી ચાલમાં ડોકાવ્યું, કે જ્યારે તે અવાજ વધારે પ્રગટ સમજાતા બયા; પણ કિયા ઓરડામાંથી કે કઇ તરફથી તે આવતા હતા તે હજી કાંઇ બરાબર સમજ પડી શકયું નહીં.

હું તેથી બાહેર નિકળી. માહરે જોવું ને જાણવું તો જોઇએ કે એ શી ગરબડ હતી કે કોણ એટલું દુખમાં હતું ?

બાહેર ચંદણી હતી તેનાં ઝાંખાં કીરણો દાદર આગલની એક બારીમાંથી તે મોટી ચાલમાં દાખલ થતાં હોવાનાં કારણથી એ તરફ કાંઇ તદનજ અંધારૂં નહીં હતું. મેં, તેથી, આસાનીની સાથે રસ્તો શોહોધી તે દાસી-છોકરીનાં બારણાં પર કાન મુકયો; ત્યાં તો સઘળું શાંત હતું. ફકત તે શાંતીથી ઉંઘાતી હોવાનો ને ઉંઘમાં દમ ખેંચતી હોવાનોજ ત્યાં તો અવાજ હતો.

હું ત્યાર પછી લીલાના ઓરડા ભણી ગઇ. હું ઉંઘાડે પગે હતી એટલે માહરાં પગલાં, ફુલ જેવા નરમ ને નાજુક, જરા બી અવાજ કરતાં હતાં નહીં.

અવાજ મેં હવે જોયું કે બરાબર તેજ ઓરડામાંનો હતો, ને તે એવો દર્દમંદ હતો કે જરા બી આનાકાની વગર તે અલગું બંધ કરેલું બારણું એક નરમ આંચકાથી ઉઘાડી હું અંદર ગઇ. ત્યાં—મેં ઘણી તાજુબી વચ્ચે જોયું કે—કોઇ હતું નહીં. લીલાનું બીછાણું ખાલી હતું, અને તે જેમ સફા પાંથરેલું પુથરેલું સુવા આગમચ હોવું જોઇએ તેમનું તેમજ હજી હતું! ટૉઇલેટ ટેબલપરની સમેદાનીઓમાં બે મીનબતી બલ્યા કરતી હતી.

આ બધું મેં એકજ નજરમાં જોઇ લીધું, ને લીલા કયાં હોવી જોઇએ—કેમજે હું અંદર દાખલ થઈ એટલે પેલો કકલાટ તરતજ બંધ થયો હતો—તે વારતે હું મનથી અજબ થાઉં તેટલાં તો બાજુમાંનું એક બારણું ઉઘડયું ને તે પોતે તે બાજુએથી બાહેર આવી.

---

## પ્રકરણ ૩૨ મું.

એ બાજુમાંના ઓરડાપર અત્યાર સુધી કોઇ દાહડે માહરૂં ધ્યાન ખેંચાયું ન હતું. તેનાં બારણાંપર શોભાયમાન પરદા હતા, અને મેં માની લીધું કે તે એક ન્હાનો ડ્રૅસીંગ રૂમ હશે; મગર તાજુબી તો એ હતી કે લીલાએ હજી કપડાં વટીક બદલ્યાં ન હતાં. પેહલી રાત્રે સુવા જવા અમે છુટાં પડયાં તે વખતે જેવી 'ડ્રૅસ્ડ અપ' હતી તે બધું હજી એ તેનાં બદનપર એમનું એમ હતું!

તે જરા નારાજ થયલી દેખાઇ. હું તેના ઓરડાનું બારણું ખોલી અંદર દાખલ થઇ તે સણસારો તેણીએ બેશક સાંભળયોજ હશે, કેમજે મેં કહયું તેમ હું દાખલ થતાં સાથે પેલો અવાજ બંધ થઇ ગયો હતો, ને બીજીજ પલે તો તે એ બાજુમાંના ઓરડામાંથી તરત બાહેર ચાલી આવી, જયારે મેં જોયું કે તેના ચેહરાપર એકાદ પલ નારાજી અથવા ગુસ્સો કે કાંઇ બીહીક જેવું સ્પષ્ટ વાંચી લઈ શકાતું હતું.

"ઓ, ઍલન ડીઅર, કાંએ? શું છે? ઉઠી કાંએ આવી?" એમ છતાં તરત પાછો સમો સમાલી શાંત ને ખુશ દેખાવાની જેહમતથી મને જોતાં સાથે તેણે કાલજીવંત પુછયું; "કંઇ બીહીધી શું?"

"માફ કરજો, લીલા, જો મેં તમને નાહક ડીસ્ટર્બ કીધાં હોય તો, પણ મને લાગ્યું કે તમે સારી પેઠે નથી," મેં જરા ખસ્યાંણી જેવીએ કહયું; "મને કંઇ ઉપરાસાપરી બીહીવરાવનારા અવાજો આવ્યા કીધા—જાંણે કોઇ કંઇ ત્રબલમાં હોય તેવા—"

"હા, ડીઅર, હું જરા આજે સારી પેઠે નથી," તેણીએ ઉતાવલે જવાબ કરયો. "મને રાતનું ખાધેલું જરયું નથી ને પેટમાં દુખ્યા કરતું હતું. હું તો "મેડ"ને બોલાવાની બી હતી, પણ હવે તો નરમ પડી ગયુંછ. હુ નહીં ધારતીતી કે માહરી ત્રબલથી હું તુંને ડીસટર્બ કરતી હોવશ. માફ કરજે, ડીઅર, હું તો જાણું કે તું તો ભર ઉંઘમાં હોશે."

"ઓ, પણ મને કાંય નહીં ત્યારે ઉઠાડી?" મેં અરધા ગુસ્સાથી અને ઠપકાથી કહયું; "જોવોની, છેક મધરાત થઇ ગયલી છે, એક વાગી ગીયોછ ને હજી તો તમે કપડાં બી બદલ્યાં નથી? ચાલો, તમે કપડાં બદલો—હું અહીં બેસુંછ."—અને હું બેસવા જતી હતી.

"નારે, ખચ્ચીતજ નહીં," તેણીએ ઠરાવથી જવાબ કરયો; "ચેરી તો નથી થઇ? જા, તું તાહરે જઇને હવે નીરાંત કરીને પોહડી જા. માહરે લીધે તું તાહરી ઉંઘ ખોહે એ તે કંઇ રીત છે?"

"પણુ તમે હજી ઘણાં ફીક્કાં છેઓ?" હું બજીદ થઇ.

"પણ હું તદન સારી પેઠે છેઉં. જા, ડીઅર. જો મને પાછી ત્રબલ થશે તો હું જરૂર તને બોલાવશ. માહરૂં માન ને જઇને સુઇ જા."—અને ત્યારે ફરજયાત, તેણે હેતથી મને મોકલી દેવાના નરમ ધકેલા મારયા એટલે, હવે મને ત્યાંથી જવુંજ પડયું.

હું તેથી ગઇ, અને માહરૂં બારણું ઢાંકી પાછી સુઇ ગઇ. લીલાનું બારણું પણ માહરા જવા પછી તેણીએ ઢાંકયું તે મેં બંધ થવાના અવાજથી જાંણ્યું, ને જરા વારે બધું શાંત થઇ જવાથી મને પાછી ઉંઘ આવી ગઇ.

એ પછી હું જાગી ત્યારે સહવાર ઘણી આગલ વધેલી હતી, જેથી તરત ડ્રેસ કરી લીલાની ખબર લેવા હું બાહેર પડી. તેનું બારણું હજી બંધ હતું જે નરમાસથી મેં ઉઘાડયું ને હું અંદર દાખલ થઈ.

ત્યાં લીલા ઘણી શીરીન ઉંઘની બેખુદીમાં સુતેલી હતી, અને એક તદન જોવાજોગ પીકચર જેવી તેણીનાં અરધાં ઉઘાડાં બદન સાથે નજરે આવતી હતી. તે દેખીતી રીતે એક બચ્ચાં જેવી નીખાલેશ ઉંઘથી ઉંઘાયલી હતી. તેણીએ પોતાનો એક સફેદ બરફ જેવો હાથ પોતાનાં માથાં તલે લીધો હતો, અને જરા ખુલ્લા પડેલા હોઠોમાંથી મોતીના દાણા જેવા દાંત જોઇ શકાતા હતા. ગાલ પર રતાસ હતો, ને બાલ લાંબા, કાલા ને ચલકતા એક ભરાવદાર જથ્થામાં તકયા ઉપર બધા વેરવાર પડેલા હતા.

હું તેને એમ તાજુબીમાં જોઇને પાછી ફરતી હતી તેટલાં સાઇડમાં એક સોહામણી ન્હાની ટેબલ પર મુકેલાં ઘડીયાલમાં આંઠ વાગા. એ ઘડીયાલ મેં આગલ બી જોયલું હતું. ઘણુંજ કીંમતી હતું, ને નમુનેદાર સાંચાકામ તે ધરાવતું હતું. ઘડીયાલ વાગી રહયા પછી ડાયલની નીચેનું એક બારણું ઉંઘડતું, ને ખેડુતના પોશાકમાં કેટલાંક સ્ત્રી પુરૂષના આકારો

બાહેર આવી ચારેક મિનીટનો ડાન્સ કરે એવું કાબેલ "મીકેનીઝમ" તેમાં ગોઠવેલું હતું. એ વાતની યાદ થવાથી બચ્ચાં સહી જીજ્ઞાસાથી હું તે ટેબલ કને ખેંચાઇ ને તે ખેડુત-નાચ જોવા લાગી. એ દરમ્યાન માહરૂં સહેજ ધ્યાન ખેંચાયું કે તે ઘડયાલના મોટા કાચના કેસની બાજુમાં કાંઇ એક ન્હાની સીસી મુકેલી હતી.

મેં તે ઉંચકીને જોઇ. અંદર નીતરૂં પાણી હોય તેવી કાંઇ પ્રવાહી હતી, પણ સીસી ઘણી સુંદર હતી, ને બુચ પર વળી ચાંદીનાં પત્રાં જેવું કાંઇ મજબુત પર હતું. ઉખેડયા વનાનીજ તે હકબંધ મુકી છાંડેલી હતી, અને તે નીતરૂં પાણી દેખાતું કાંઇ મોંઘી કીમતનું અત્તરજ હોવું જોઇએ એ અનુમાન સાથે મેં તે તેની જગા પર પાછી મુકી.

એ પછી હજી બી લીલાને ઉંઘતી જોઇ હું સંભાલથી બારણું પાછું બંધ કરી બાહેર નિકળી ને નીચે બાગમાં ઉતરી; અને ત્યાર કેડે જ્યારે નાસ્તાનો ઘંટ થયો ને અમો બંને ટેબલ પર પાછાં એકઠાં થયાં ત્યારે મેં જોયું કે લીલા હંમેશ જેવી શાંત, ખુશ ને હસતી હતી. રાત્રે મને ડીસ્ટર્બ કરવા માટે તેણીએ પાછી ને પાછી માહરી ઘણી ઘણી માંફ માંગી, કે જ્યારે સહવારે હું તેના ઓરડામાં ખબર લેવા જઇ આવી હતી તે કાંઇ મેં તેને કહયું નહીં. તેમાં કેહવા જેવું મને કાંઇ લાગુંજ નહીં.

એ પછી બપોર સુધી તો અમે બાગમાં ફરયાં હરયાં, વાંચ્યું લખ્યું, વિગેરે; ને લંચ પછી જરા આરામએસ કરવા અને પછી સાંહાંજે ગાડીમાં ફરવા જવા વાસ્તે તૈયાર થવા પોતપોતાના ઓરડાઓમાં વગેસગે થયાં. એ દરમ્યાન બે કલાક ગમડી ગયા, ને ફરવા જવાની ગાડી તૈયાર થઇ હશે એમ જાંણી તૈયાર થઇને હું બહાર નીકળવાનુંજ કરતી હતી તેટલાં લીલાની "મેડ" ગભરાયલી ને ફગલાયલી માહરા ઓરડાનું બારણું ખોલી નાંખી એકદમ અંદર ધસી આવી.

"ઓ મીસ પરસી, જરા જલદી આવો તો!" તેણીએ અરધું રડી દઇને પુકારયું; "માહરાં બાઈ બેહોસ થઈ ગીયાંછ!"

હું એકદમ દોડી, ને જઇને જોઉંછ તો હાથ પગ સો ખેંચી નાંખીને ધોલ્યા પર તે ધોયલી ચાદર જેવા સફેદ ને લોહીના એક બી છાંટા વગરના ચેહરા સાથે લાંબી છટ થઇ એક મુડદાં મીસાલ પડેલી!! હું ઘણી બીહીંધી. તેહેકીક કરતાં જણાયું કે લેડી ઉઠીને ફરવા જવા તૈયાર થઇ હતી ત્યારે અચબુચ તેણીને મુર્છા આવી, અને ત્યારે તે દાસીપુત્રીએ ઉંચકીને તેને ધોલ્યાપર સુવાડી અને મને પછીથી તેડવા ઉતાવળે દોડી આવી.

"જલદી, જલદી, કાંઇ સુઘારવાનું લાવો—કોલોન, સૉલ્ટ, કંઇ બી," મેં તાકીદ ફરમાવી, "અને ડાકટરને તેડી લાવવા કોઇ આદમી દોડાવો."—અને તે 'મેડ' એ હુકમો બજા લાવવા દોડી તેટલાં મેં તે બેહોસ બબાનું માથું ઉંચકીને તકયાઓપર ટેકાવ્યું, અને પછી ટુવાલ પાણીમાં ભીંજવીને મેં તેનાં માંથાપર પાણી નાખ્યું. એવામાં તો "મેડ" બીજી બે ચાર સ્ત્રી નોકરો સાથ આવી, અને કોલોન વિગેરે જે લાવી હતી તે મેં ભરચોપડ કરયું ને સુંઘાડયું; પણ જરા હોસમાં આવવાનું બતાવીને લીલા તો પાછી બેભાન થઇ, અને ત્યારે મેં જોયું કે તે "રેસ્ટોરેટીવ્સ" જોઇએ એટલાં જોરાવર નહીંજ હતાં.

"કંઇ બીજું વધારે જોરાવર સુંધાડવાનું લાવોની?" મેં ગુસ્સો કરયો; "અહીં ટેબલ પર કંઇ હોશે—નહીં તો પાસેના આએ ડ્રેસીંગરૂમમાં—" અને હું ઉતાવલમાં પાસેનો (સાઇડમાંનો) પેલો ઓરડો જયાંથી ગઇ રાત્રે લીલાને મેં બાહેર આવતી જોઇ હતી ત્યાં ધસવા ગઇ.

"ડ્રેસીંગરૂમ? એ કંઇ ડ્રેસીંગરૂમ નથી, મીસ પરસી!" તે મેડે ગભરાતથી કહયું.

"ત્યારે શું છે?"

"તે હું નથી જાંણુતી:—અમે કોઇંજ નથી જાણુતાં. અમને અંદર જવા કે જોવાની અમારાં લેડીની હંમેશની સખ્ખત મનાઇ છે," તે દાયાએ ભારે અજાયબી વચ્ચે ખુલાસો કરયો. એમ છતાં મેં કાંઇ તે માન્યું નહીં, ને હું તો કરં ફેરવી તે ઉઘાડવા ગઇ, પણ તેને કેથી ચાવી દીધેલી હતી ને ચાવી કળમાં હતી નહીં, એટલે અજાયબીથી તથા નાઉમેદીથી હું તે ઓરડા કનેથી હટી ગઇ.

એ દરમ્યાન લીલાનો માનીતો સ્પૅન્યલ (કુત્રો) અંદર આવ્યો હતો, ને એ બુધ્ધીશાળી પ્રાણી અજબ જેવી પ્રેરણાથી ધોલ્યા પર ઉંચે જોઇ ચીચવાવા (રડવા) લાગ્યો. આ મને ધણું અપશુકન્યું લાગ્યું. શું લીલા ખરેખર મરી જતી હતી? પેલી દાસીઓનો બી જીવ સુગાયો, કેમજે મેં જોયું કે અરસપરસ દધાઇ જઇ તેઓએ આંખનો એસારો એજ મતલબનો આપલે કરયો. આથી હું જાસ્તી વીરમાં પડી. "શું ડાકટર આવે તેટલાં ઘેરમાં વધારે જોરાવર સુંધાડવાનું કંઇજ નથી? કંઇ અત્તર——" અને તેજ વખતે મેં સહવારે પેલી ન્હાની સીસી જે ધડયાલવાલી ટેબલ પર જોઇ હતી તેની મને એકદમ યાદ થતાં હું તે તરફ દોડી ગઇ, ને તે ઉંચકી લાવી.

"આએ શું હોશે?" મેં તાજુબ થતાં તે પ્રવાહી જોઇ પુછ્યું.

"કોણુ જાંણે, મીસ; હું બી નથી જાણુતી," તે મેડે જવાબ કરયો. "એ સીસી ઓરડો સફા કરતાં આજ વેર મેં એ ટેબલ પર આગલ કદી જોઇતીજ નહીં."

"કંઇ બી અત્તરજ હોવું જોઇએ," મેં ચુકવ્યું ને તેનું ચાંદીનાં પડનું સ્ટૉપર ખુલતાં ખરેખર મને ઘણી જેહમત થઈ. અંતે તેમાં, તેમ છતાં, ફાવત થઇ. ત્યાર પછીથી જે કાચનો બુચ હતો તે બી એટલો મક્કમ બેસાડેલો કે થોકીથાકીને તે ખુલતાં ખાસ્સી બે ત્રણુ મીનીટ બીજી વહી ગઇ, પણુ ખુદાની દયાથી બન્યું એમ કે જે પળે હું તે બુચ ખેંચી શકી તેજ પળે લીલા હોસમાં આવી, ને તેણે આંખ ખુળી આસપાસ અરધી બેભાનીમાં ટકટક ડોલા ફેરવી જોયું! હવે મેં જોયું કે આ "એસેન્સ" તરત સુંઘાડવું જોઇએ, નહીં તો વળી કદાચ બેખુદી તેના પર ગાલેબ આવશે. એ ઉપરથી સધ્યારાનું કંઇ પટપટતાં હું તે સીસી તેનાં નાક આગલ લઇ ગઇ, કે જયારે તે માહરા હાથમાં જોતાં સાથે ચમકીને લીલાએ એક મોટો ઉછાળો મારયો, ને અછાત મારી તે સીસી માહરા હાથમાંથી એવાં તો જોરથી ફેંકી દીધી કે માહરા હાથમાંથી છટકીને જમીનપર પડતાં સાથે તે બધી ચુરેચુરો થઇ ગઇ.

એકજ પલ, ને ગરીબ લીલા પાછી બેહોસ થઇ ગઇ.—એટલે સુધી કે હવે હીસ્ટેરીક બની ગઇ હોય તેમ હાથપગ પણ એ પછી પાછી ગાલેબ આવેલી એ બેભાનીમાં તે ઉછાળવા લાગી!

હવે હું શું કરૂં? પાછો મેં કોલોન ને લેવન્ડર વૉટરનોજ છુટથી ઉપ્યોગ કરયો, ને તેનું કપાલ ને નાક તે વડે ભીંજવીને તર કરી નાખ્યું ને પુરકળ સુંઘાડયું, ત્યારેજ આસ્તે આસ્તે તે જેમ તેમ પાછી હુસ્યાર થઇ.

તેણીએ હવે કાંઇ બોલવા માંગ્યું, પણ મેં જોયું કે તેના હોઠ હીલતા હતા મગર વાચા તેને યારી આપતી ન હતી. મેં, તેથી, તેને શાંત ને ચુપ સુઇ રેહવા માંથું પસવારીને સમજાવી, ને તે બેચાર મીનીટ એમ પાછી આંખ વીંચીને સુતી, કે જ્યારે તે પછી તેણીએ પાછી આંખ ઉઘાડી ત્યારે તે ઘણી હુસ્યાર થયલી જણાતી હતી.

"ઓ, હું કેટલી તુંને મેહનત આપુંછ, ઍલન ડીઅર!" તેણીએ નાચારીની અદાથી માહરા ભણી જોઇને દીલગીરી ભરેલા અવાજે કહયું, ને માહરો હાથ પોતાના હાથમાં લઇ તે હેતથી દાબતાં વધારયું, પણ મેં સ્વપ્નો જોયો વારૂં કે ખરે ખર કંઇ બાટલી હમણાં ભાગીતી?"

"હું ઘણી દલગીર છેઉં, લીલા," મેં કહયું; "એક પેલી ઘડયાલવાલી ટેબલ પર કંઈ બાટલી હતી તેમાં કંઇ પરફ્યુમ હશે કરીને હું તમોને સુંઘાડવા લાવી તેટલાં તમે હુસ્યારીમાં આવીને કંઇ એવી રીતે ચોંકયાં કે તમારા હાથની અછાતથી તે માહરા હાથમાંથી છટકી ગેઇ ને ભાગી ગેઇ!"

"બલા ગેઇ, સારૂંજ થયું," મને હીંમત આપતી ઢપે લીલાએ જવાબ કરયો; "અતર હતું, પણ મને કંઇ તે ગમતું તુંજ નહીં તેથી બાટલી હકબંધજ પડી રહીતી. એમાં તાહરે દીલગીર થવા જેવું કશુંજ નથી, વાહલી."

એ પછી મેં તે કાચ વલાવી નાખ્યા. માહરાજ પગમાંનાં "શુ" હેઠળ એક કટકો બચડાયો, જેથી મને બીહીક લાગી કે લીલાના પગમાં અમસ્થાં સ્ટૉકીંગ્સ હતાં ને તે ખોલ્યા પરથી ઉતરવા જશે તો પગમાં કદાચ કાચ ભોકાઇ જશે; અને તે મેડે ઘણી સંભાલથી બ્રશથી તે બધો કાચનો ભુકો વારી લીધો. એ પછી લીલા પુરતી સાવધ થઇ ચુકેલી હોવાનાં કારણથી બધાં માણુસોને અમે રૂખસદ કરયાં, ને અમે બે એકલાં પડયાં. લીલા એ દરમ્યાન ઉઠી બેસવાની બોંહોસ કરતી હતી, પણ મેં સમજાવીને સુઇ રહેવા તેને કહયું, ને હું પોતે તેનાં પાસાંમાં તે પલંગપરજ બેઠી.

"તમોને કંઇ આગલ એવા ફીટસ થયલા?" મેં નરમાસથી પુછયું.

"કદી બી નહીં," તેણીએ ખાત્રી આપી, અને મને પણ લાગ્યું કે નહીં થયલા હશે, કેમજે એ જો અવારનવારનું હતે તો આ પેહલા બનાવમાં તેણીની "મેડ" જેટલી ગભરાઇ ગઇ તેટલી ગભરાઇ જતે નહીં. એ બાદ અમો એલારપેલાર બીજીત્રીજી વાતચીત કરતાં બેઠાં તેવામાં "મેડ" કેહતી આવી કે ડાકટર આવ્યા હતા.

"પાછા મોકળ," લીલાએ હુકમ આપ્યો. "થેંકસ કરીને કેહ કે હું હવે તદ્દન સારી પેઠે છેઉં ને મલવાની કંઈ જરૂર નથી."—અને તે "મેડ" નમીને ગઇ.

"ડાકટરને શું કરૂં ? હું ધારૂંછ કે હું જરા બાહેર ચોખ્ખી હવામાં ફરી આવશ તો ફ્રૅશ થઇ જવશ. જા, ઍલન ડીઅર, તું ગાડી જોડવાનો હુકમ મોકળ. હું તૈયાર થઈને ઓય તાહરી પછવાડે નીચે આવી."—અને ખરેખર માહરી પુઠે જરા વારમાં તો તે એકલી હાદર ઉતરી આવી. તે તદન સારી પેઠે થઇ ગયલી જણાતી હતી.

હવે જ્યારે બી અમો ફરવા જતાં ત્યારે ગાડીમાં સ્પૅન્યલ "ફ્લો" સૌથી પેહલ્લો કુદકો મારીને ચઢી બેસતો, ને તાજુબ કે આજે તે એમ અમારી સાથે ફરવા જવા હાજર હતો નહીં.

"એ આજે માહરો "ફ્લો" કાંહાં છે ?" લેડીએ તેવામાં યાદ કરયું, અને તરત મને ધ્યાંન આવ્યું કે તે તો લીલાની બેમાની દરમ્યાંન ઉપર આવ્યો હતો. મને નથી લાગ્યું કે કદાચ તે જાનવર બીચારૂં ઉપર બંધ કરેલા ઓરડામાં કેદ પડયું હશે, ને તેથી તેને તેડી લાવવાનું કહી હું પોતે તાબરતોબ ઉપર દોડી.

તે બારણું અલગુંજ બંધ કરેલું હતું, ને મેં તે ખુલી નાખ્યું. "ફ્લો" ત્યાં હતો નહીં. મેં તેનાં નામે પુકારીને બી તેને સાહદ મારયો, સીપટી લગાવી, પણ તે દેખાયો નહીં, અને ત્યારે તે અત્રે નજ હોવો જોઇએ તે અનુમાનથી હું પાછું ફરવાનું કરતી હતી તેવામાં લીલાના પલંગની કુરતની જે નીચે સુધી લટકતી હતી તેને ઓથે મને કાંઇ કાલાં ધાબાં જેવું જણાયું. મેં તે ઉપરથી વાંકી વલી જોયું તો માહરી ઘણી મોટી અજાયબી વચ્ચે માલુમ પડયું કે તે ગરીબ કુતલ્યું જાનથી ગુજર પામ્યું હતું !

ઓ, એ કેમ બન્યું ! શું પોતાની શેહાંણીને મરી જતી કે મુવેલી માંની તે ગરીબ પશુનું હાર્ટ ફાટી ગયું હતું ? તે જાનવર બપોર સુધી તો તનદરોસ્ત ને નાચતુંખેલતું હતું, ને એકદમ એ ધાડ શી ધધરી ?

મેં તેની લોથને બાહેર ખેંચી કાઢીને તપાસી. હું તો જાંણે માનીજ નહીં શકી કે તે બેવાચા જાનવર એમ અચબુચ બેજાન થયલું મરણ પામ્યું હતું, પણ હાથમાં ઉંચકીને જોતાં માહરી તે બાબે ખાત્રી થઇ, ને મને ત્યારે ખરેખર ઘણી દીલગીરી લાગી. મને બી એ વફાદાર પ્રાણીનો અવારનવારની માહરી અત્રેની ઉપરાસાપરી મીલાકાતોનાં કારણથી ઘણો પડોશ લાગ્યો હતો, અને લીલા તો રડી વઠીક દેશે—તેણીનું તેના પર ઘણુંજ હેત હતું એ મેં જોયલું હતું—એવો મને ભય થયો.

હું તે લાશને હાથમાં ઉપાડીને નીચે લાવી, ને મેં ધારયું હતું તેથી બી લીલાનાં મન પર તો તે બનાવ જાણતાં ઘણી વધારે માઠી અસર થઇ. તે પાછી બેહોશ થાએછ એમજ અમને લાગ્યું, અને ચાંપતા ઉપાયો કરીને અમે મુશ્કીલથી તેને સાચવી શકયાં.

તેણીએ તે મુંગા સાથીનાં અકાળ મોહતનો ઘણો ગમ કરયો, અને ફરવા જવાનું ઢીલમાં નખાવી પોતે પોતાની નજરોબાર એક ગુલાબનાં ઝાડના છાંયાં હેઠળ બગીચામાં ખાડો ખણાવી તેણીએ તે લાશને દફન કરાવી, જે ખરેખર એક ઘણી શોકાતુર ને ગંભીર ક્રિયા થઇ પડી !



## પ્રકરણ ૨૩ મું.

લીલા હવે ફરવા આવવા જરા બી ખુશી કે ઉલટમંદ ન હતી, પણ મેં જોયું કે ઘરમાં ને ઘરમાં તે જ્યાદા બીમાર થશે કરીને "મને પોતાને ફરવા જવા ગમેછ" એમ માહરાં ઓથંથી હું તેને જેમ તેમ મનાવીને માહરી સાથે બાહેર ઘસડી ગઇ.

પછીથી છેક રાત સુધી તે ઘણી સુસ્ત ને ચુપ રહી. ફરી આવ્યાથી બી તેનાં તનમાં કશીજ તેજી કે તાજગી આવી નહીં, અને રાત્રે સુતી વખતે હું ઘણી બજીદ થઇ કે તે મને પોતાની સાથે સુવા દે, પણ તેણીએ માન્યું નહીં. મેડને બાજુમાંના સોફાપર સુવા દેવા સમજાવ્યું તે બી તેણીએ સફા નાજ કહયું. ફકત મને વચન આપ્યું કે જરા બી જાસ્તી બેચેની લાગશે કે ઉંઘ નહીં આવશે તો તે પોતે માહરા ઓરડામાં આવતી રેહશે, ને ત્યારેજ હું સુવા ગઇ.

અને તે રાત્રે વળી એકલી પડતાં ઘણો વીચાર કરવાનો માહરી કને ખોરાક હતો. અવલ તો લીલાનાં બૅડરૂમની બાજુમાંનો પેલો ઓરડો જેને હું ડ્રૅસીંગરૂમ ધારતી હતી તેના સંબંધમાં તે એટલી બધી વીહીલી પડે કે નોકરનફરોને વટીક ત્યાં જવાની સખ્ત મના હતી એ મેં નવુંજ જાણ્યું હતું, ને હું તેથી ઘણી અજબ થઇ. એ શું હશે? ગમે તેવો ઓરડો હોય, ભલે તે ફરનીચર વગરનો બી હોય, તોબી શું ત્યાંથી કચરો બી એ બાઇ નહીં કઢાવતી હશે? હું અનેક વાર લીલાના બૅડરૂમમાં ગઇ હતી, પણ મેં કોઇ બી દાહડે એ બાજુમાંના ઓરડાનું બારણું ઉઘાડું પડેલું જોયું હતું નહીં એ મને હમણાંજ ભાન થયું. બાહેરથી બી મેં એ ઓરડો નીચે બગીચામાંથી જોયલો હતો, પણ તેની બેઉ બારીએ લાલ પરદા હંમેશ નાખી રાખેલા જોવામાં આવ્યા હતા, અને જોકે આજ સુધી તેમાં કાંઇ બી અજબ થવા જેવું મેં કદી કાંઇ જોયું કે માન્યું ન હતું, પણ આજ તો હું ખરેખર એ બધા ખ્યાલ થતાં મનથી ઘણી અજબ થઇ.

એમ તો ગઇ રાત્રે હું એ બૅડરૂમમાં ગઇ ત્યારે તે ત્યાંથીજ બાહેર નિકળી આવી હતી, પણ મેં અંદર જરા બી ડોકાવ્યું કે કાંઇ બી જોયું ન હતું, ને હવે મને ખ્યાલ થયો કે તે એવી સીફતથી બારણું પોતે બાહેર આવવા લગોલગ ખેંચીને પોતાની પાછલ બંધ કરતી આવી હતી કે હું જોવા ચાહતે તોપણ મને અંદરનું કશું દેખાતેજ નહીં!

વળી પેલાં કુતલ્યાંનું મોહોત બી મને તેટલુંજ ગુંચવાવતું હતું. લીલાએ તો અમે ફરી આવ્યા પછી બી મને એમજ સમજાવ્યું હતું કે તેણીની બીમારીથી જખમી થઇ તે જાનવર નીરાશીથી મૃત્યુ પામેલું હોવું જોઇએ, ને પોતાનાં એ અનુમાનની શાહદત ને ટેકામાં 'નૅચરલ હીસ્તરી' નામનાં એક મોટાં વૉલ્યુમમાંથી એવાં એ જાતનાં જાનવરની વફાદારી-ભરયાં મોહોતના મને તેણીએ તસ્દી લઇ કેટલાક દાખલા પણ વાંચી સંભળાવ્યા, પણ તોએ મને કાંઇ એમજ લાગ્યા કરતું હતું કે તે ભુલાવો ખાતી હતી, અને તે મોહોત કોઇ બી બીજા ત્રાહીત બાએસનેજ આભારી હતું.

એમ એક અઠવાડીયું ગબડી ગયું, અને લીલા આસ્તે આસ્તે પોતાની સરેસ્તાની ખુશાલ તબ્યતમાં પાછી આવતી ગઇ. એ દરમ્યાન હું બે વખત જઇને નોરમનવાલાંઓને

મળી આવી હતી. તેઓને જુદીનાં ખુશાલ કાગળો ઉપરાસાપરી આવતાં હતાં, ને તેઓના છેલ્લાં કવરમાં એક માહરા જોગું હતું, જે તેઓએ મને આપ્યું. તે પણ ખુશાલ હતું. પોતાનાં સુખ ને ચલકતાં બરિશ માટે ઉકમઇ લઇને તે ઘણું એક લખતી હતી, ને તે ઉપરાંત માહરાં ફુઇનાં મરણની બલા મી૦ નોરમને તેણીને તારથી ખબર આપી હતી તેના જવાબમાં એ માડા બનાવ વાસ્તે તે ભલી છોકરી ઘણીએક ખયરખ્વાહીભરી દીલસોજી લખી વાલતી હતી.

વળી એક વખત હું પેલી બીમાર મેલીસા હૅરીસનને બી મળી આવી હતી. સારાં નસીબે બીમારી લંબાવાથી તેનો મરવાનો જોખમ ઘણો મટયો હતો, પણ તે બીચારી ખાસો સેહેવતી થઇ હતી, અને હવે ફરી તે સ્ટેજપર કદી બી જઇ શકે એ કેવળ અશક્ય દેહવામાં આવતું હતું. મને, તેથી, તે બીચારી અશકત અબળાની ઘણી દયા આવી, કે જેનો એક કાળમુખા કરપીણે ભયંકર દગાબાજીથી નાશ કરી દયાહીણપને તેને એ કીસમે બેપરવાહીથી પરહરી હતી. મેં તે ઉપરથી તેણીને ઘણોએક દીલાસો આપ્યો, ને વળી બોંડોંસ કરી તેણીના તારી-દના સઘળા ખરચજોગી એક સારી રકમ યથાશકતી હું આપતી આવી.

અને હવે જે નવો માઠો બનાવ મને લેડી લીલાનાં ઘર સંબંધી બયાન કરવનો છે તે ઉપર મુજબ હું મેલીસાને મળી આવી તે પછીની બીજીજ રાત્રે બન્યો. તે રાત્રે જમવા પછીથી નજદીક અગ્યાર વાગતા સુધી તો અમોએ ડ્રૉઇંગરૂમમાં બેસીને તાહુલાં મારયાં, અને પછી અમે વગેસગે થવાં, કે જ્યારે હું ભાગ્યેજ બે કલાક ઉંઘઇ હોવશ તેટલાં તો ચીસાચીસથી હું માહરી તે ભર ઉંઘમાંથી ભડકી ઉઠી! એ વળી નવું શું થયું?

મેં પહેલ્લાં તો ધારયું કે હું ખ.લી સ્વપ્નો જોઇને બીહી ઉઠી હોવશ, પણ નહીં; બાહેરની ચાલમાં બધાંની દોડદપટનાં પગલાંનો પ્રગટ અવાજ ને ઘણો ગભરાત થઇ રહેલો હોવાનો ઘોંઘાટ સ્પષ્ટ સમજાતો હતે, ને "બીછાણું સલગી ગયુંછ" એ બોલો આબાદ કોઇના મોટેથી બોલેલા માહરે કાને આવતાં સાથે બધાં માહરાં હાડેહાડ થરથર ધ્રુજ્યાં!

હું એ પછી હીંમત એકઠી કરી કુદકો મારી એક ઝપાટે બીછાણેથી બાહેર આવી, અને ઝડપથી થોડાંક કપડાં ને સ્લીપર્સ પેહરી લઇ બાહેર ચાલમાં નિકળી પડી, જ્યારે માલુમ પડયું કે 'મેડ'ના ઓરડામાંનો પલંગ સલગી ગયો હતો! તે હેમક છોકરી કાંઇ નૉવેલ વાંચતી બતી પાસે લઇને સુતી હશે, ને તેમ વાંચતાં વાંચતાં ઉંઘી ગઇ, કે જ્યારે બાજુમાંની બારી-એથી આવેલા એક પવનના ઝપાટાએ કુરતની સલગાવી દીધી, અને પછી જરાવારમાં તો આખા પલંગે ભડકું લીધું ત્યારેજ તે જાગી, ને જાગતાં સાથે ચીસચીસારા પારતી બારણું ખોલી બાહેર ચાલમાં દોડી આવી.

હવે હું માહરા ઓરડામાંથી બાહેર નિકળી તે લગોલગ લીલા બી ધ્રુજતીત્રપકતી દોડી આવી હતી, અને તે વખતનો બધાંનો ગભરાત કેવળ બયાન નહીં થઇ શકે એટલો મોટો હતો, કેમજે જોતાં જોતાંમાં તો આગના ભભુકા તે આખા ઓરડામાં ફરી વલ્યા, ને તે ન્હાનો આખો ઓરડો આગના જાલીમ દેવે મજબુત પોતાના પંજામાં જકડપકડ પકડી લીધો!

એ દરમ્યાન સઘળા પુરૂશને કરોએ દોડી આવીને અમને ઘણી મદદ આપી ને ઘણી મેહનત કરી, પણ વ્યર્થ! જરા વારમાં તો સીલીંગે ભડકો લીધો, ને ત્યારે સુંદર "કુલેરમંટ

વીલા''નું તદ્દન આવી બનેલું જોઇ અમે બધાં પોતપોતાનો જીવ જીવનગારો લઇ ઘરમાંથી બાહેર નિકળી પડવાની ન્હાસભાગમાં પડયાં. એક આદમી પોલીસને અને બીજો બુંબાખાનાને ખબર કરવા દોડયો, ને હું માહરી રાઈટીંગ ડૅસ્ક કે જેમાં મેં માહરૂં ઝુઝવી જમાવેલું ઝવેરાત મુકયું હતું તે લઈ લીલા સાથે નીચે ઉતરી ત્યારે લીલાએ પણ બધું પોતાનું જરઝવાંસુ એક ઇસ્કોત્રીમાં ભરી દઇ તે સાથ લઇ લીધી હતી. થોડુંક કીંમતી ફરફરનીચર અને તબેલામાંના ગાડી ઘોડા બી બચાવી લઇ શકાયા, પણ પોલીસ અને બુંબાઓ આવી લાગ્યા તેટલાં તો સુકકાં ઘાસની પુલી સમાન તે આખો અમલો સલગી ઉઠયો હતો, ને બચવાની કોઇ બારી બાકી રહેલી નજરે આવતી ન હતી.

અને તે ખરા ગભરાત અને સંકટનો સમો હતો. આખું અડોસપડોસ—બલ્કે વધારે ખરી રીતે બોલ્યે તો તે ન્હાનું આખું ગામ જાગીને ભમડી નિકળ્યું હતું, ને લોકો ફાલ ખાઇ ગયલી ચસ્મોએ તે ન્હાના રમકડાં જેવા વીલાને આગના નાપાક દેહેસ્તનાક દેવને બસ ભગભગ બલીને તાગજ થતો જોતાં ઉમાં હતાં! કોઇ જાણે કાંઇ કરીજ ન શકે એવો જીવ-સતોસત ને કટોકટ મામલો થઇ પડયો હતો. બુંબાઓ પછીથી આવીને કામ કરતા થયા હતા, અને તબેલાની નજદીકમાં કંપાઉડમાં એક કુવો હતો તેમાંથી પાણી પુરતું મલી શકયું, પણ હવે માહરો રૂમ બી ભગભગ બળતો હતો, ને જરા વારમાં લીલાવાલો ઓરડો પણ આગે પકડી લીધો!

લીલાએ, એમ છતાં, એ બનાવમાં તો હું ધારી શકું તે કરતાં ઘણી વધારે શાંતી રાખી. તેણીએ મનપર મજબુત કાબુ સાચવ્યો, ને એવા નેહેસ્ત ઐયામમાં એથી બેહેતર બીજું શું જોઇએ? મનપરનો કાબુ ગુમાવીને ચીસચીસારાથી ઘર ગજાવનારાઓ સાંમી ખરાબીનેજ જયાદા મદદ કરે છે, કેમજે તેઓ નથી તો પોતે મદદ કરી શકતાં કે નથી તો જેઓ મદદ કરવા માંગે તેમને કામ સુઝ પડવા દેતાં! લીલાનાં મનની શાંતી, તેથી, મને ઘણીજ ગમી, ને મેં તે ઘણી વખાંણી.

વળી એ અમારી મુસ્કેલીમાં અમારી અડોસપડોસના બંગલાવાલાં બધાં ઘણાં ભલાં થયાં. સૌએ ખરાં દીલના આગ્રહથી અમને પોતપોતાનાં છાપડાંનો આસરો ઑફર કરયો, ને લીલાએ જયારે જોયું કે આ "વીલા"માં હવે કદમ મુકવા જેવી જગ્યા રહેનારજ નથી ત્યારે જે સૌથી નજીકનું મકાન હતું તે બંગલાવાલા ભલાં વરઐયરની માયાળુ માંગણી તેણીએ ઘણાંઘણાં હેસાનથી બાહાલ રાખી.

મગર અમો તરત ત્યાં ગયાં નહીં. લીલાએ એ કરૂણારસ બનાવનું સેવટ જોવા વના ત્યાંથી ખસવા નાજ પાડી, ને માહરે ત્યારે તેની પડખે થોબવુંજ પડયું. ત્રણ ત્રણ ઍનજીન પાણીનો ચાલુ મારો મારતાં હતાં, પણ આગ તો કહેજે માહરૂં નામ ને માહરૂંજ કામ! થોડા વખત પછી જયારે આખી બીલડીંગ લગભગ બલતી હતી ત્યારે તો તાપ એટલો ન સેહવાએ એવો થઇ પડયો હતો કે અમને અને તે સેંહેંકડોબંધ લોકોને હટીને ઘણું લાંબે જવા ફરજ થઇ પડી. અંતે અરધેક કલાકે એક મોટા કડાકા સમેત છાપરું તુટી પડયું, ને ત્યારે ને ત્યારેજ આગ પાણીના મજબુત મારા હેઠળ કાબુમાં આવી શકી, કેમજે છાપરું પડતાંની

સાથે ભડકાં સમી ગયાં, ને કાલા મસવોતા જેવા ધુમાડાના ગોટેગોટાથી તે આખું ચોગાણુ છવાઈ ગયું.

અને પછીજ—જ્યારે સઘળી ખરાબી એ મીસાલે સંપુર્ણ થઇ ચુકેલી પુરવાર થઇ ત્યારેજ લેડી લીલા આસાએસ કરવા જવાને મુશ્કેલીથી મનાઇ ને એકમત થઇ. તે તેમજ હું ઉભાં રેહતાં ને ફ્રેટેલે ડોલે તે ભયભીત આગપર ટીકયા કરતાં તન મનમાં તદ્દન થાકી ગયાં હતાં, જેથી જે નજદીકના પડોશીની મેહરબાનીભરી "ઑફર" અમે માન્ય કરી હતી તેને ઘર હવે અમે ચાલુ મુકયું, અમો બધી 'મેડસ"ને સાથે લઇ ગયાં, જ્યારે પુરૂષ નોકરોએ પોતે પોતાનાં સગાંવાહલાંઓને ત્યાં અથવા તો નજદીકમાંનાં હોટલોમાં લીલાના હુકમ મુજબ જઇને આશરો લીધો.

મને, મગર, તે મોડી રાત પછી મુતલગ પાછી ઉંઘ આવી નહીં. ઉંઘ તે કેમ આવે? એક તો અંજાણુ જગ્યા, અને વળી આવી ભયભીત ઉશ્કેરણીનો બનાવ મેં માહરી નાદાન ઉંમરમાં નજરોબાર જીંદગીમાં આ પેહલોજ જોયલો—ખુદા ફરી કદી નહીં બતાવે!—અને, તેથી, હું એવી ડર ખાઇ ગયલી હતી કે જરા માહરી આંખસે આંખ લાગી શકી નહીં. અંતે, તેથી, અછાડપછાડના ચારેક કલાક બીછાંણુાંમાં ફોકટ કાઢીને હું પાછી ઉઠી, ને તૈયાર થઇને તે ઘરની બાહેર પડી.

એટલામાં દિવસ પુરતો આગલ વધી ચુકયો હતો, પણ તે ઘરમાં કોઇ ઉઠયું ન હતું. માહરાં મનમાં કે હજી તો લીલા પોતે બી સુતેલી હશે તેટલાં હું બલી ગયલા "વીલા" પર એક હેરયું લઇ આઉં. દીવસના ઉજાસમાં ખરાબી કેટલી હદ સુધીની ખરેખર થઇ હતી તે જોવા સ્વભાવિક જીજ્ઞાસા થઇ હતી.

ત્યાં ચોગાણુમાં અમારો બચેલો અસબાબ બધો ઢગલાપુંજામાં વેરવાર પડેલો હતો, ને તેની સમાલમાં પોલીસનો મજબુત પાહરો હતો. એ વખતે અમારો ઘરડો માલી બીચારો વકાસેલાં હાચાં સાથે તે ખોહારીનો ખાબ જોતો એક બાજુમાં ઉભો હતો, જે મને જોઇને માનથી માહરી કને દોડી આવ્યો, ને મને કહયું કે લેડી લીલા પણ માહરી જરાકજ આગમચની આવેલી બરતનીજ તે બલેલાં મકાનની પાછલી બાજુએ ગઈ હતી.

હું ઘણી અજબ થઇ. દેખીતી રીતે તેને પણ બીચારીને ત્યારે મુતલગ ઉંઘ આવી નહીં હશે—જોકે સધ્યારો માનવાનું એ હતું કે "વીલા" તેણીની માલેકીનો નહીં ને ભાડેનો હતો, (કે જેનો તેના માલીકે પણ પુરતો વીમો ઉતરાવેલો હતો) ને વીલાનાં તમામ ફરફરનીચર ને રાચરચીલાંનો તેણીએ પોતે પણ વળી ઘણી દુરઅંદેશ દાનાઇથી વીમો કરેલો હતો, એટલે સામટી રીતે તો આગથી વીમાવાલાઓ સિવાય લીલાને કે કોઇને પણ નુકશાંની કશી હતીજ નહીં.

હું હવે ઉતાવલે તેને મલવા ગઇ, અને જ્યારે આગલાં મોટાં બારણાં—કે જે બારણાં પોતે બળીને કોયલો થઇ ગયાં હતાં તે—માંથી થઇને હું અંદર ગઇ ત્યારે તે ખંડીઅર ખોખું જોતાં માહરાથી રડી દેવાયું. અરે, ગઇ રાત સુધી તો એ મકાન સુંદર, આલીશાન, મગરૂર હતું, ને થોડાજ કલાકની રમતમાં—એકજ નજીવી ગફલતનાં પરીણામમાં—આ કેવી

ભયંકાર તારાજી! અને મને લાગ્યું કે સરકથ આદમીની પોતાની ગરરીનો બી ઘડીની વચમાં ફેર એજ છે!!

લેડી લીલા ત્યાં ગમખાર ઉભી હતી. તે ડાઇનીંગ હૉલવાલા ભાગમાં હતી કે જેને મથાલે તેણીનો બૅડરૂમ આવેલો હતો, અને જેની સીલીંગ જલી ગયલી હોવાનાં કારણથી ઉપરનું બધું જોઇ શકાતું હતું. તે, તેથી, ઉપરજ ટીકતી ઉભી હતી, અને માહરા તરફ પીઠ હોવાથી મને તેણે તરત જોઇ નહીં, અને મેં પણ ઉપર માહરૂં ધ્યાંન ખેંચાતાં શું જોયું? પેલા બૅડરૂમની બાજુમાંના બંધ્યાર ઓરડાનો ભેદ હવે ખુલ્લો થઇ ગયલો હતો!—એક ભેદ કે જે હું હજાર વરસ જીવને તોબી અનુમાનથી કદી ન જાંણુને કે સહમજતે નહીં! એ ભેદ શો હતો? એ ઓરડામાં શું છુપાવેલું હતું?

તે એક દાદઘાહ—એક નાઘલું દેવલ—હતું! ખુદાની યાદનું તે એક ખાસ તોરનું ધામ હતું, અને વાંચનાર અજબ થશે કે જ્યારે તે ઓરડાની જમીન વટીક ઘણે ભાગે જલી ગઇ હતી ત્યારે તેની ભપકામાં સજ્જ કરેલી "ઑરેટરી," "ઑલટર" અને "ક્રુસીફીકસ" વિગેરે બધું અનામત હતું. અલબત હું સુધરેલા (પ્રોટેસ્ટંટ) પંથની હોવાથી એ જાતની મુરતીપુંજક આસ્થામાં માનવાવાલી ન હતી, પણ લીલા જે રોમન કેથલીક હતી તેની ખુદા પરના આવા શુદ્ધ અને સાચા ભાવની એટલી બધી લાગણી જોઇ હું છક થઇ ગઇ! આ ત્યારે બાતેનમાં તો ખરેખર કોઇ ભલાઇનીજ પોને મુરતી હતી!

લીલાએ તેવામાં જરા પાછલ નજર કરતાં મને જોઇને તે ચોંકી. "ઓ ડીઅર, તું આવીછ કે?" એમ છતાં તેણે સરેસ્તાનાં હેતથી મને જોતાં સાથે કહયું.

"મને ખબર નહીં કે તમે અહીં છેઓ, નહીં તો હું તમને ડીસટર્બ નહીં કરતે," તે જે પાક ભેદ છુપ્યો રાખવા ચાહની હની તે મેં અનાયાસે શોધીને કાઢયો હતો તેથી જરા શરમાતાં મેં કહયું; "હું આએ તરફ આવવા નીકલી ત્યારે તો એમજ સહમજતી હતી કે તમે હજી સુતેલાંજ હશો."

"આજે ઉંઘ કોણુને આવે? હું તો એક જપ બી સુતી નથી!" તેણીએ ફીક્કું હસીને કહયું; "ને તું બી આવી તે સારૂંજ થયું. એમાં મને ડીસટર્બ કરવા જેવું શું છે? પણ હું તો તું આવી ત્યારે અત્રે બલા ખુદાની ખુદરત પર અજબ થતી ઉભીતી. જોની, માહરી રોજની બંદગીની જગા દાદગરે કેવી અજબ કરાંમતથી ઠેકાંણે ઠેકાંણે બચાવી લીધીછ. બધું બલી ગયું ને કોયલો થઇ ગયું ત્યારે એજ ઓરડો એટલો બી કેમ બચ્યો હશે! તુને અજબ નહીં લાગતું, ઍલન?"

અલબત હું એમાં ખુદાઇ મોજેજા જેવું ઝાઝું જોતી ન હતી, કેમજે મને લાગ્યું એ કે ફકત એક અકસ્માતીક જોગ હતો. જે બાજુ પવનનું જોર ઝાઝું હતું તે બાજુનું બધું તમામ ખેદાનમેદાન થઈ ગયું હતું, ને આ બાજુ આગ પોતાનાં પુર જોરથી કાબુ ફેલાવે તે પેહલાં પાણીનો મારો ચાલવાથી થોડો ઘણો તેનો બચાવ થયો હતો; મગર મેં તે માહરૂં મત લીલાને કહયું નહીં. કોઇની બી ધરમની આસ્થા, ખરી કે ભુલભરેલી, વખોડી કાઢવાનું માહરાં મતથી ભુલભરેલું નહીં પણ ગુનહામરેલું છે, ને તેથી મેં તેનાજ મતની હોવાનો દેખાવ કરવામાંજ જ્યાદા શાંનપત માની લીધી.

"તું મ્હારે વાસ્તે કાંઈ ઓછું તો માનતી નથીની, ઍલન, કે મેં મ્હારા બેડરૂમની લગોલગમાં એક દાદધાહ સાચવી, ને તે ભેદ કોઇને કદી જાંણવા નહી દીધો?" તે ભલી અબળાએ કંઈક દરદભુર્દાથી કહ્યું; "મને એ ગમ્યું. એવી મ્હારી આસ્થાની જાહેરમાં ઝુનેચેરાને ચકચારની ચાવાચીવી થાય તે જેવા હું રાજી થઈ શકી નહીં. મને તે એટલું અધર્મી ને અપવિત્ર લાગતું હતું કે ખાખસુસ તેથીજ નોકરોને વટીક ત્યાં ફટકવાની મેં મના ફરમાવી હતી, ને હું તે ઓરડો હાથમાં ને હાથમાં બંધનો બંધજ રાખતી હતી. તું માનશે નહીં—પણ તે ઓરડામાંનો અસબાબ સાફ કરવાનું ને ત્યાંની ઝાડુ કાઢવાનું વટીક રોજ હું મ્હારે પોતાને હાથે કરતી!"—અને એટલી બધી પોતાના મહજબ તરફની આસ્થાનો સ્વિકાર કરતાં તે ગરીબ અબળા શરમાતી હોય તેમ ચેહરામાં લાલ લાલ થઈ ગઈ.

"એમાં તમારે એવું શરમાવાનું છેજ શું, વ્હાલાં બેહેન?" મેં તેથી ઘણી લાગણી સાથે કહ્યું; 'ઉલટું તમારે તો મગરૂર થવાનું છે, ને હું તમારી એ લાગણી ખરાં દીલથી ઘણીજ વખાંણુંછ. હું કાંય એમાં તમારે વાસ્તે ઓછું માનું? હું ઉલટી અજબ થાઉંછ કે મ્હારે વાસ્તે એક ઘડી ભર બી તમે એવું માનીજ કેમ શકયાં?"——અને મ્હારે કેહવું જોઇએ કે મ્હારો એ સધ્યારાનો જવાબ લેડી લીલાને અગતકરીને ગમ્યો.

તે પછી તેણીએ માલીને તેડીને હુકમ આપ્યો કે નીસરણી લાવી પેલા બચેલા ઓરડામાંથી જે બી મેલવી શકાએ તે મેલવવું, ને તે સઘળું એક પેટી લાવી તેમાં ભરવું. દેખીતી રીતે તે દાદગાહનો બચેલો અસબાબ જે મલી શકે તે પાછો મેલવવા તે ઘણી આતુર અને ખુશી હતી, અને તેણીએ માલીના હાથમાં એ હુકમ કરતાં એક સૉવરીન સેરવી દીધો, જેથી તે બુઢાની આંખ મેં જોયું કે બેવડી તાબેદારી ને વધતી ખુશીમાં ચમકી નિકળી.

હવે મેં મ્હારે ઘેર (નોરમનવાલાંઓને ત્યાં) જતી રેહવા રજા માંગી. પારકે ઘર હું બી વગર અગતની અપજાર કરતી પડી રહું તે કેમ શોભે? પણ ન તો લીલાએ માન્યું કે ન તો જે નેકબખ્તોનાં ઘરમાં અમે આશરો લીધો હતો તેમણે તે બીચારાં તો એકલડોકલ વર બૈયરજ હતાં. તેઓ અમારી હાજરી ને કંપનીથી ઘણાંજ ખુશ ખુશ હતાં, ને મને ઘણી વીણવીને પોતાનું ઘેર જાંણી ત્યાંજ લીલા જોડે થોભવાની અરજ કરી.

એ પછી લીલાએ તેજ તરફ એકાદ બંગલાની તાકીદની જુસ્તેજો કરાવી, કે જ્યારે તે બળી ગયલા બંગલાની લાઇનિમાંજ એક તેવોજ ન્હાનો રકમડાં જેવો બીજો બંગલો જે નસીબસંજોગે ખાલી હતો તે તેણીએ તાબડતોબ જોઇ, પસંદ કરીને લખાવી લીધો. તે પછી તે અપટુડેટ ઢબ પર કીંમતી રાચરચીલાંથી સજાવાનું કંટ્રાકટ એ કામની એક મોટી માહીતગાર પેઢીને તેણે સપુર્દ કરયું, અને પરીણામમાં ચાર દિવસ પછીની રાત્રે તો અમોએ અમારા એ નવાજ બંગલામાં મુકામ કરયું ને ભોજન લીધું. લેડી લીલાએ અને મેં પેલાં ભલાં વરબૈયરનો એ તેમની મોટી માયાળુ મેહમાનદારી ને કીંમતી પરોણાગત માટે ઘણો ઘણો ઉપકાર માન્યો હતો, ને પછીથી અમો નવેસરથી અમારાં નવાં સુખકારક મકાનમાં આવી રહયાં ને થર પડયાં.

---

# પ્રકરણ ૩૪ મું.

હવે બીજા દસેક દાહડા પુરા થવાથી માહરે ઘેર પાછું ફરવાનું હતું, કેમકે માહરા શોકનો મહીનો ખતમ થતો હતો, ને માહરે માહરી નોકરીમાં પાછું જોડાવાનું હતું. એ દરમ્યાન જુલી બી પોતાના માબાપને ઘેરે પાછી આવી ગઇ હતી. તેની તેના ખાવંદ જોડેની કોન્ટીનંટ પરની હનીમુનબી ખુશ સેહેલગાહ ખતમ થઇ હતી, ને તે સાસરે જઇ શકવાની હાલતમાં નહીં હોવાથી——કેમકે વાંચનાર યાદ કરશે કે એ લગન તો છુપાં હતાં તે મીસ નોરમન તરીકેજ હાલ તો પોતાનાં માબાપનાં છાપરાં હેઠળ રેહવા આવી હતી. તે ખરેખર તો લેડી ફ્રેડ્રીક રેવન્સકલીફ હતી, પણ દીલગીરી એ હતી કે પોતાને એ નામથી લોકોમાં જાહેર કરવા ને ઓળખાવા વાસ્તે તેને કમનસીબે તે પોતે હજી સુધી છુટ્ટી ન હતી!

હું હવે વ્હાલી લીલાની ઘણી મોહબતમય રૂખસદ મેળવી હંટર સ્ટ્રીટનાં તે માહરાં (મી૦ નોરમનવાલાં) ઘરમાં પાછી ફરી, ને જુલીને આવેલી જોઇ ઘણાંજ ખરાં દીલથી ખુશી થઇ. તે એવી તો બની હતી! ધણીનું સુખ ને ગામેગામની સેહેલથી તે તાજી તન-દરોસ્ત ને ચમટો તોડયે તો લોહી નીકળે એવી રતાસભરી થઇ આવી હતી, જે જોતાં મને ઘણી રમુજ મલી ને ઘણું સુખ થયું.

તેણીનો રીપોર્ટ બધાં સુખનોજ હતો. તેણીનો ભરથાર તેને અખંડ હેતથી ચાહવા-વાલો ને તેનાપર વ્હાલથી દરેક વાતમાં બ્હીનો પડનાર પુરવાર થયો હતો, અને તેવા એકથી છુટી થવાનો તેને ખેદ ઘણો હતો, પણ માબાપને ઘેર લાંબે વખતે પાછી ફરવાની ગમત બી તેને પ્રિય લાગતી હતી, અને તેનો લૉર્ડ આવી શકાય એટલી બધી વખત અવરનવાર આવવાનો ને તેણીને મળતોભેટતો રેહવાનો હતો તે સધ્યારો તેણીને માટે તુરતવેળા ઘણો મોટો હતો.

તે તો સુખનાજ સ્વપ્ના જોતી હતી. રેવન્સકલીફે તેજ જાતની બધી ઉમીદો તેની જવાંન છાતીમાં પેદા કરી હતી. દુખનો તો તેને ભય કે ખટકો કાંઇ હતોજ નહીં, ને જે સુખી કલ્પનાઓ તે વરબેયરે કરી હતી તે બધી અમે એકાંતમાં એકલાં પડયાં ત્યારે એક બેહનના વિશ્વાસ ને હેતથી મને કહી સંભાળવતાં તે બધી હરખાઇ હરખાઇ જતી હતી!

હવે મને જાહેરમાં સ્ટેજપર પાછો દેખાવ આપવાને વચમાં ફકત ચારજ દાહડા બાકી હતા-માહરૂં દેખાવ આપવાનું પેપરો મારફતે જાહેર પણ થઇ ચુકયું હતું-અને તે દરમ્યાન નોરમનવાલાંઓ સાથે મેં થીએટરમાં ખેલ જોવા જવાનું એક રાત્રે મન કરયું. મી૦ રીચર્ડસ—કુંપનીનો માલીક—જે ખરેખર ઘણો સાહસીક હતો ને મોટાં "હાકસ" મારવા કાંઇ ને કાંઇ લાવતો રેહતો તે એ રાત્રે જંગલી જાનવરો જોડે રમત કરનાર એક કસરતબાજ નામે કૅપટન ચામર્સને સ્ટેજ પર રજુ કરનાર હતો.

તે મોટો પેહેલવાન કેહવાતો હતો—એ કોઇ કૅપટન ચામર્સ. તે જંગલી જાનવરોનો તો ઉસ્તાદ હતો, ને તેઓને કેળવી જાણતો હતો. તેણે એ બાબદમાં કીંમતી પુસ્તકો વટીક બાહેર પાડયાં હતાં, અને પોતે કેહતો કે આગલ બેંગોલ નેટીવ કૅવલરીમાં વડો હતો. તેનાં પુસ્તકમાં જંગલી જનાવરો જોડેનો તે તેનો નીકટ સંબંધ જાહેર થયલો હતો એટલુંજ નહીં પણ મગરમચ્છ, સુસવાટો ને અઝદાહો સાથે વટીક તે હિંદુસ્તાનમાં બાથોબાથ લડયો

હતો તેના બધા દીલ ધ્રુજાવનારા ને છાતી ધબકાવનારા હેવાલો છપાયા હતા, અને એવાં સેંહેંકડો ભયભીત મોહતો સાથે ટક્કર ઝીલી તે અત્યાર સુધી જીવતો ને સલામત રહયો હતો તે માટે ઘણી મગરૂરી લેતો હતો. પરીણામમાં, તેથી, તેના ખેલ જે જાહેર થયા હતા તેણે લોકોમાં મોટી ઉશ્કેરણી ફેલાવી દીધી હતી, અને જે રાત્રે હું એ તમાસો જોવા જવા તૈયાર થઇ તે રાત્રે 'બમપર હાઉસ' થવાની વકી હતી, કેમજે બધી ટીકીટો બે દાહડા આગમચથી બંધ થઇ ગયલી હતી.

અલબત, એ જાહેરખબરોમાં મને મી૦ નોરમને સમજાવ્યું કે સીરેપોરની તોપ ઝાઝી હતી. ન તો કૅપટન ચામર્સ કોઈ ખરેખરો "કૅપટન" હતો કે ન કંઈ; પણ નાટકવાળાઓ એવી લાંબી લાંબી લબાંસ ને દફાંસ હાંકે નહીં તો કમાય કેમ ને ખાય શું? ખરી વાત એટલીજ હતી કે મી૦ ચામર્સ જંગલી જાનવરો અચ્છી રીતે કેળવી જાંણતો હતો, ને દીલેરીથી નજદીક દસ બાર જંગલી ને વિકાલ જાનવરોનાં પીંજરાંમાં એકદમ ધુસી જઇ તેમની કને તમાસગીરો સમક્ષ, આપણે સરકસોમાં જોઇએછ તેમ, ફકત ચાબકના હુકમથી તરેહવાર ખેલો કરાવી શકતો હતો; અને તેટલું બી પુરતું જોવાજોગ હોવાથી હું બી નોરમનવાલાંઓના આગ્રહને માન આપી તેઓ સાથે તે રાત્રે થીએટરમાં જવા તૈયાર થઇ, અને અમો ગયાં.

મી૦ અને મીસીસ નોરમનનો તો પાર્ટ એ ખેલમાં પણ હતો, જેથી તેઓ જ્યારે પાધરાં સ્ટેજ પર ગયાં ત્યારે હું અને જુલી તેણીના લૉર્ડ રેવન્સકલીફ સાથે જઇને તેના રીઝર્વ સ્ટેજબૉક્ષમાં ગોઠવાયાં. લોક થથમાર હતું, કે જેવું હું સ્ટેજપર ઉતરતી હતી ત્યારે જોવામાં આવતું હતું, પણ મને તેથી કોઈ રીતની ઇર્ષા થઇ નહીં. લોક ઘણું આવે એજ કાંઇ એક સારાનરસા નાટકનું માપ નથી, પણ તેની જોડેજોડ તેના પ્રકાર તપાસવાના છે. હરીફાઇનું મેદાન બીલકુલ ખાલી હોય, કોઇ નબલી ચીજને બી ચુનંદા ખેલાડીઓ પોતાનાં વધતાં ઓછાં બલથી ઘસડી જતાં હોય, જેમ આ તમાસાના ખેલમાં બન્યું હતું તેમ લાંબી લટાક ને પોહલી પટાક ડીગ્રેડીંગ તોરની જાહેરખબરોના ચીસચીસારાથી લોકમત ફરજયાત બનાવીને લોકને અવળે રસ્તે ઉતારવામાં આવતું હોય એ બધું જે મોટાં હાઉસ જમાવે તે કાંઇ એક ખેલનું ખરેખરૂં નામાંકીતપણું પુરવાર કરતું નથી, અને તેથી ઘણું લોક આવેલું જોઇને સાંમી પક્ષના ઑથરો (નાટક લખનારાઓ) કે એકટર્સ (નાટક કરનારાંઓ) બાજે વખત નાઉમેદ થાય છે કે અદેખાં પડે છે તેવી કાંઇ તુચ્છ લાગણી માહરા પર ખુદાની દયાથી ગાલેબ આવી શકી નહીં એક નામાંકાત ખેલ પોતે પોતાની કીરતીથી વરસો તક ગબડતો થય ને ગબડતો રહે તે એક વાત છે, પણ એક ખેલને ચાપલુસીખોર જુઠી જાહેરખબરોના ટેકા આપી આપીને ચલાવા કે ફરજયાત ગબડાવામાં આવે તેવા એક ખેલની નામના હોય તોબી માહરે મન તો તે એક શરયામ નીષ્ફળતા ને નામોશીજ છે, અને એજ મતને તમામ સહમજદાર આલમ સદા મલતી થાય છે.

ખેલ શરૂ થયો.

પેહલાજ સીનનો પરદો ઉઘડતાં તે જાનવરોનાં રાક્ષસી પીંજરાંને તૈયાર સ્ટેજપર લાવી મુકેલું બતાવામાં આવતું હતું, અને તે દેખાવ કાંઇ બી શક વગર ભયભીત હતો, કેમજે તે

મોટાં પીંજરાંમાં એક વાઘ, બે જોરા સિંહ, એક રીંછ અને બીજાં જંગલી જનાવરો સાથે રાખવામાં આવેલાં હતાં, કે જે બધાં બધો વખત આપસઆપસમાં બીહીક લાગે તેમ પછાયાં કરતાં હતાં. સારાં નસીબે પીંજરૂં ઘણુ મજબુત સળ્યાનું તેઓને માટે એક ઓરતવાર કેદખાનું હતું.

મી૦ ચામર્સ સ્ટેજપર રજુ થયો. તે પોતે પણ બુલડૉગ જેવા ચેહરાનો એક ઘણો કદાવર અને મજબુત આદમી હતો, ને માથાંપર ઝાડીઝાંખરાંની પેઠે બાલ એવા બેહદ વધવા દીધા હતા કે તેથી ઉલટો વધારે બીહીક લાગે તેવો તે લાગતો હતો. તેણે એક બાંએ વગરનું ટાઇટ જૅકેટ પેહડયું હતું, અને તે બેઆસ્તીન જાકીટમાં છેક ખભાં સુધીના ઉઘાડા હાથો સાથે ચાબુક લઇને તે જ્યારે સ્ટેજપર આવ્યો ત્યારે અલબત ઉલટમંદ તમાસગીર વર્ગે તાલીઓના ધમધમાતથી તેનો આદરસત્કાર કરયો. તેના પટામાં એક રીવૉલવર અને એક ડૅગર (મોટી કટારી) ખોસેલાં હતાં.

નાટક તો વાહીયાત હતો. તે એક દમ વગરનું, કલ્પનાથી ઉપજાવી કાહડેલું એક "ફીકશન" હતું. કથા હીંદુસ્તાનને લગતી હતી. તે તરફના એક રાજાની છોકરીના પ્યારમાં જાંણે એક ઈંગ્રેજ ઑફીસર પડેછે, ને તેના હાથની તે રાજાબાપ કને તે માંગણી કરે છે. આથી રાજા એટલો રીસે ભરાય છે કે તેને તે પોતાનાં જનાવરખાનાં આગલ લાવે છે, ને એકઠાં રાખેલાં જંગલી જનાવરોનાં પીંજરાંમાં જવા ફરમાવે છે—એમ કહીને કે જો તે તેમાંથી દસ મિનીટ બાદ જીવતો નીકળે તોજ તેને તે તેની બેટી સાથે પરણવાની ઇજાજત મલી શકશે. એ રાજાનો પાર્ટ મી૦ નોરમન પોતે કરનાર હતો, ને પરદો ઉઘડતાં તેવણ એક ઓરીએંટલ રાજાના દેશી પોશાકમાં દાખલ થયા, કે જ્યારે તેઓની પુઠે પેલા કૅપ્ટન ચામર્સને તે પીંજરાં કને સીપાઇઓએ ધરી પકડીને લાવીને હાજર કરયો, ને એ રીતે એ બચ્ચાંનાં ચેરાં જેવા ખેલનો પ્રારંભ થયો.

મને તો ખરૂં પુછો તો જોવાજ ગમ્યું નહીં. રાજાની અને કૅપ્ટનની તકરાર ચાલતી હતી તે દરમ્યાંન તે જાનવરો પીંજરાંમાં એટલાં પીખાતાં હતાં, એવા ભયાનક અવાજો કરતાં હતાં, ને એકમેક પર ધુરકીને એવાં દાત્યાં કાઢતાં હતાં કે હું તો તેજ જોઇને ઠંડી બરફ જેવી થઇ ગઇ. રેવન્સકલીફ હસ્યો. મેં જોયું કે હુંજ નહીં પણ તમાસગીર વર્ગમાંનાં ઘણુંખરાં બધાં બાનુઓ ડર ખાઈ ગયાં હતાં, પણ જેમ રેવન્સકલીફે અમને હસીને સમજાવ્યું તેમ તેઓની સાથવાલા ગ્રહસ્થો દેખીતી રીતે તેઓને પણ સહમજ આપતા જણાતા હતા કે એ જાનવરો તો એજ આસામીનાં કેળવેલાં હતાં, ને તે રોજ એ મુજબ પીંજરાંમાં જવાનો ખેલ કરતો હતો એટલે તેમાં બીહીવા જેવું કાંઇ હતુંજ નહીં. વળી રેવન્સકલીફ અમને ધીરજ આપતો કે જાનવરો લડતાંઝઘડતાં આપણને લાગતાં હતાં ખરાં મગર તેઓ અરસપરસ ખરેખર તો ફકત રમત રમતાં હતાં. ભયભીત રમત તે !

અંતે તે તકરારની આખેરીએ કૅપ્ટન ચામર્સ જાંણે તે પીંજરાંમાં પોતાની ખુશી ને હીંમતથીજ જવા તૈયાર થયો, ને ત્યારે લોકો ઉંચો દમ રાખી તેની હીલચાલ તપાસતું થયું. તે વિજળીની ઝડપથી પીંજરાંનું સાંઇડનું એક બારણું ઉંઘાડી નાખી અંદર ધસી ગયો, અને બારણું તરતજ તેની પુઠે એક મોટા લોખંડી ધડાકા સાથ બંધ થયું.

તે અંદર દાખલ થયો ને થયો કે જાનવરોને ફટાફટ ફટકાવનોજ ગયો, અને તે લોક તાબે થઇને તે કેહતો તેમ કરતાં ગયાં—જોકે એક મોટા વાઘની નાતાબેદારી દેખીતી અને પુષ્કલ હતી. તે તો જાણે તેને ગાળજ દેવા માંગતો હોય તેમ મોટાં જબરદસ્ત દાચાં ખોલી અવાજો કરતો ને તેના તરફ ઘુરકતો !

તે એક ઘણોજ મોટો પટાદાર બંગાલી વાઘ હતો, અને ખરેખર તો એટલો બધો મોટો વાઘ મેં એ અમારી તરફનાં "ઝુ" (જનાવરખાનાં)માં બી જોયો ન હતો. મને તો તેજ સૌથી જ્યાદા નાતાબેદાર માલુમ પડયો, ને જાણે તેની આંખમાં કપટ ને લુચ્ચાઇજ વંચાતાં હતાં. તે જ્યારે જ્યારે ફુટલાઇન તરફ જોતો ત્યારે તેની પીલી ચલકતી આંખોમાં હું તો જાણે દગોજ જોઇ લેતી !

હવે કૅપટન ચામર્સે મજબુતીથી ધમકાવીને વાઘનો વારો આવતાં તેને સુઇ જવા ફરમાવ્યું, અને તે સુતો તો ખરો પણ ઘુરકવાનું ને ઉપર તેના ચેહરા તરફ જોવાનું તો જારીજ રાખ્યું. મને ને જુલીને તો એવું લાગે કે કયાં ને કયાં એ સ્ટુપીડ તમાસો જોવા આવ્યાં, જ્યારે એ અમારી "મુરખાઇ" માટે રેવન્સકલીફ તો પેટ પકડીને હસે !

ચામર્સે હવે પોતાનો પગ તે વાઘનાં બદનપર મુકયો, પણ તે તરત એક ઝટકે એવી નાતાબેદારીથી ઉઠીને પાછો ઉભો થયો કે મને લાગ્યું કે ચામર્સ પોતે બી જરા તરખાયો ખરો. એમ છતાં તેણે સમયસુચકતાથી વાઘમામાને ફરેફર હથમાંના ચાબક વડે મજબુત ફટકાવ્યો ને "ડાઉન !" "ડાઉન !"ના બરાડા પાડયા કીધા, જ્યારે અંતે તે જેર થઇ સુતો નહીં ને પાછલા પગોપર બેઠો: પણ તે એવી કીસમે કે અમને બધાંને મજબુતીથી લાગ્યું કે એ:ય તે ઉછલીને કૅપટનનો ટોટો પકડશે !

"હવે મને બી લાગેછ કે બધાં જાનવરોમાં આ વાઘ સૌથી નાતાબેદાર પ્રાણી છે," રેવન્સકલીફ જરા બીહીયેલો બોલ્યો, અને આ હજી તો તે બોલે તેટલાં એક બીજો ફટકો ચટકાવા માટે ચામર્સે ચાબુક પાછો ઉપાડયો કે તરતજ તે જંગલી ઝનુની જાનવરે એવો મોટો ઉછાળો મારયો કે અરધું હાઉસ—બૈરાં નામે—ચીસ પાડી પોતાની બેઠકોમાંથી ઉભાં થયાં !

"તમાસગીરોને કેહો કે બીહીવનું કંઇ નથી," એમ છતાં ચામર્સે પીંજરાંમાંથી ગગડાત કરયો, અને મી૦ નોરમન જેવણુ મને લાગ્યું કે પોતે બી મજબુત બીહીયેલા હતા તેવણે સ્ટેજની ફુટલાઇટ કને આવી લોકોને ધીરજ ને હીંમત રાખવા એમ છતાં ચાંટો પાડીને કહયું.

પણ હવે મેં જોયું કે ચામર્સે ચાબુક પડતો મેલી રીવૉલવર અને કટારી અકેક હાથમાં મજબુતીથી મોજુદ પકડી હતી, જે બતાવતું હતું કે વાઘ ખચ્ચીતજ છેડાયલો હતો ને પાછી છલાંગ મારવાના ખ્યાલમાં હતો, ને તે છતાં તે હેમક બાહેર નીસરી આવતો નહીં એ અમારો અફસોસ હતો.

વાઘ તો એ દરમ્યાન ભયભીત પુકારો કરતો ગયો, અને આગલા વર્ગોમાંથી કેટલાંક લોકોએ તો ગરોગર ઉઠવા ને નાસવાજ માંડયું—જોકે પાછલા વર્ગોમાંથી "બેસી જાઓ" "બેસી જાઓ"ના પુકારો થયા ને કોઇ ઉઠયું નહીં—મગર નખ્ખોદ ! તેવામાં વાઘે ખરેખર મજબુત

ઉછાળો મારયો, ને પીંજરાંનું બારણું ઉઘડી જતું હોય તેવો જોરાવર તે તરફ ધસારો ને તેનો અવાજ વટીક થયો ! એવામાં વળી—અધુરાંમાં પુરૂં—કોઇ કમબખ્તે ચીસ પાડીને મોટે સાહાદે પુકારયું કે "વાઘ છુટો !" અને ત્યારે શું લોકોની ન્હાસભાગ ને ગભરાત !! તેનું બયાંન કરવું બેજા છે !

જુલી તો જીવ નાખતી ઉઠીને ન્હાઠી. અમો છેકજ સ્ટેજની લગોલગમાં હતાં, ને જુલી ન્હાસવા ગઇ તેટલાં માહાં ભાયગે ગલીચાની થોકડ ખાઇ જોરથી તુટી પડી. હું પુઠે હતી. રેવન્સકલીફે જુલીને પોતાની મજબુત બાથમાં ઉપાડી લીધી, ને હું તો છેલ્લીજ રહી ગઇ. મેં હવે તેથી બાહેર નિકળી જઇને જોરથી અમારા બૉકસનું બારણું માહરી પુઠે બંધ કરી લીધું, ને હું બી તે પછી આગલાં મોટાં બારણા તરફ ધસવા ગઇ. બધો ગભરાત હદ વગરનો હતો, બધાં મોટાં બારણાંઓ તરફજ ધસતાં હતાં તેટલાં મને લાગ્યું કે કોઇ જાનવર માહરી પાસથી ઉછાળો મારતું નિકળ્યું—મને લાગ્યું કે તે પેલો વાઘજ હતો !—અને ધારતીની મારી હું એક મોટી ભયભીત ચીસ પાડી એકદમ બેહોસ થઇ ગઇ !

પછી શું થયું તે મેં જાણ્યું નહીં. હું કયાં વેર બેહોસ રહી કે મને પછીથી કોઇએ કંઇ સુંઘાડી સુંઘાડીને જારતી બેહોસ રાખી મેલી તે પણ હું કહી શકતી નથી, પણ જયારે હું પાછી સુધીમાં આવી ત્યારે ઓ ગજબ ! ઓ ખુદા ! હું કયાં હતી ? હું વળી એ કયાં આવીને ફસી પડી હતી ?

---

## પ્રકરણ ૩૫ મું.

હું માહા બુરા એડવીન સેંટ કલેરનાં પેલાંજ પલીદ ને દોજખી મકાનના તેજ ઓરડામાં પાછી એકલી હતી કે જયાં આગલ એકવાર મને કેદ કરવામાં આવી હતી, અને જયાંની ટોઇલેટ ટેબલનાં એક ખાણાંમાંનો મેં પેલો દુખી દસ્તાવેજ જોયો ને વાંચ્યો હતો. એ તેજ પલીદ મકાનનો તેજ ઓરડો હતો કે જયાં કરનલ મૅલ મને દગાથી લાવ્યો હતો, અને જયાં સાધુના લેબાસમાં મુજી કલેરે પછીથી ધસી આવીને મને બચાવાનો બધો ફરેબી નાટક કરયો હતો !

ઓ, હું ત્યાં પાછી કેમ આવી ? જુલી અને રેવન્સકલીફ પોતાનો જાન બચાવા શું મને એટલા બધા દયાહીણ હદ સુધી બેદાદ પડતી મેલી હતી ? મને અત્રે કોણ લાવ્યું ? એ શું વળી નવો ગજબ અને નવોજ દગો હતો ?

માહરૂં માથું ફાટફાટ થતું હતું, જે બતાવતું હતું કે મને અહીં સુધી લાવતાં ચાલુ બેહોસ રાખવા વાસ્તે કંઇ જાથુક સુંઘાડયા કરેલું હોવું જોઇએ, ને હાલ હું હતી તે આખો ઓરડો સરકા ને કોલોનના વાસથી બધો બેહેક બેહેક થતો હતો, જે વળી બતાવતું અને પુરવાર કરતું હતું કે મને અહીં લાવ્યા પછી પાછી સુધ્ધીમાં લાવવાને ચાંપતા ઉપાયો લેવામાં આવેલા હોવા જોઇએ.

મેં હવે આંખ ઉઘાડીને આસપાસ જોયું. પેહલાં તો એ શું થયું ને હું કયાં હતી તે મને કશુંજ યાદ આવ્યું કે સહમજ પડયું નહીં, પણ પછી તે ઓરડા માંહેલા માહરા છેલ્લા ટુંક સહવાસને લીધે ત્યાં જે મેં આગલ જોયલું તેજ પાછું જોતાં ને ઓળખતાં સાથે મને ખરી વાતનું ભાંણુ થયું. વળી તેજ વખતે છેલ્લા થયલા નાટકશાળામાંના ગભરાતની યાદ પણ

મને થઇ, અને પેલી દદ્દા કૅથેરાઇન જે આગલ હું એજ ધામમાં ફસી પડી હતી ત્યારે માહરી ખીદમત કરવાના ઢોંગથી માહરા પર ચોકી રાખતી હતી તેને પણ હાલમાં માહરા પર કાલજીના ઢોંગથી પાછી વાંકી વલેલી મેં જોઇને ઓલખી, ત્યારે વિજળીનો એક ઝટકો લાગ્યો હોય તેમ હું પાછી કયાં આવીને ફસી હતી તે મેં જાંણી લીધું અને ભયની અને ગુસ્સાની એક ચીસ સમેત જે સોફામાં હું સુતેલી હતી તે સોફાપર ચમકી ઉઠીને બેઠી.

“વળી મને અહીં કોણ લાવ્યું? વળી એ શું બેશરમ દગો છે?” મેં મોટા ગુસ્સાથી તે કુશાદે ઓરડામાં માહરી આંખ્યો દોડાવી—દરેક પળે બુરા કલેરની શીલા સુરત જોવી પડવાના ત્રાસથી અંદરખાને પુશકલ થથરતાં—બાહેરથી મોટી હીંમતનો દમામ રાખી બખાલ્યું.

“હવે તમોને સારૂં લાગેછ, મીસ?” માહરા સવાલને પાધરો જવાબ ઉડાવી તે લુચ્ચી ઘરડીએ ઘણી કાલજીના દેખાવથી ભલતોજ પાછો સવાલ કરયો, અને તે દરમ્યાન મેં જીવ ઠેડવી જોયું કે કલેર હાલમાં ત્યાં હનોજ નહીં. આથી તુરત વેળા મને કેટલીક ધીરજ મલી.

“હા, હું સારી પેઠે છું,” મેં કડવાસથી કહ્યું; “હવે તું શું કેહવા માંગેછ?”

“કૅપટન સેંટ કલેર તમોને અત્રે સહવારે મલવા આવશે,” તેણીએ ધીશ્યારી કરી, “અને તેટલાં મકુંજે સુઇ જવા આગમચ જો કંઇ તરસ લાગી હોય ને કંઇ રીફ્રેશમેન્ટ—”

“મને કંઇ નથી જોઇતું, ને તું ચાલ, અતરેથી રસ્તો પકડ! અહીંથી તું તાહરૂં કાલુ કર!”—મેં તકાજો કરી બારણું બતાવતાં કહયું, તે મને એમ છેડાઇ પડેલી જોઇ તે સેહેતાન દાબો કરવા નીચી મુંડીએ ચાલતી થઇ, એટલે મેં તેનાં જવા પુઠે તે મોટું આગલું બારણું સંભાલથી અંદરથી બંધ કરયું ને અલડ્રૉપ્સ ચઢાવ્યા. આગલા અનુભવથી મને ખબર હતી કે એ દદ્દાના કાલાવાલા કરવાથી માહરૂં કાંઇ વલે એમ ન હતું, તેમજ વળી તેને ડરાવા દબરાવામાં પણ કોઇ હાંસલ નહીં હતી. તે એવા એક કમીનાની એવી નીચ નોકરીમાં હતી કે તે મને અત્રેથી રીહાઇ આપી જવા દે ને જતી મુકે એ બનવુંજ કેવળ માહાલ હતું, અને તેથી મેં તકરાર કરી તેણીની જોડે વધતી કરીજ નહીં. ઉંલટું, તેના સામે તો મોટા ગુસ્સાનો દમપર શુમારજ ચાલુ રાખ્યો, કે જ્યારે તે ગયા કેડે હું એકલી પડતાં પાછી હીંમત હારી ગઇ, અને આ નવી કમનસીબી પર અફસોસ કરી, બંને હાથોની હથેલીઓમાં માહરૂં માથું નમાવી, આંસુઓનો હું એક બેઅટકાવ દરયાવ રડી!

પણ હું રડયાજ કીધી નહીં. મેં માહરો જોખમ જોયો, અને માહરી પાક ઇજ્જતની રક્ષા માટે જરૂરજોગી યોજનાઓ હું તરત ઉઠીને કરવા પડી. મેં બારી બારણાં બધાં અંદરથી ચપ્પટ બંધ કરી લીધાં—સિવાય કે સાઇડની બારીઓ જેને ઉભા સલ્યા જડેલા હતા. મેં પછીથી ખાત્રી માટે ઘોલ્યા તળે અને સોફા હેઠલ વટીક જોયું, ને કમીનો કલેર ત્યાં છુપાયલો નહીં હતો એ વાતની ખાત્રી મલતાંજ મને તુરત વેળા ધીરજ આવી.

તે ઓરડામાં, મેં આગલ બયાંન કરેલું છે તેમ, ફરનીચર કાંઇ ઝાઝું ન હતું. સાઇડમાં એક મોટી કબાટ હતી જે મેં ખોલી. તેમાં બધું તરેહવાર ચીનીકામ ને કાચકામ હતું, અને બાજુમાં એક મોટી જાડી અને ઉંચી દેવાલમાં બેસાડી દીધેલી બીજી એક કપડાં

રાખવાની હોય તેવી શોભાયમાન કબાટ હતી. તે મેં ખુલી જોવા કરયું, પણ તેને કલ દીધેલી હતી. તેને ઉપરથી હેઠળ સુધીનાં ઉંચા બારણાં હતાં, જે ઉપરથી પા કાચનાં અને બાકીનાં લાકડાંનાં હતાં, અને કાચવાલા ભાગ પર ઘણાં શોભીતાં કપડાંના પરદા અંદરથી જડી દીધેલા હતા.

અને એ રીતે માહરી એ તપાસની તપસીલ તમામ થવાથી હવે માહરે આગળ શું કરવું અને કીએ રસ્તે કામ લેવું તે બાએ હું ધીરજથી વિચાર કરવા બેઠી. સુવાનો ખ્યાલ તો મને જરાએ થયેજ નહીં. રાત ઘણી ગુજરેલી હતી, અને મને સુંઘાડવામાં આવેલી કેફની હજી મને થોડી ઘણી અસર હતી—વળી માહરૂં માથું બી ઘણું દુખતું હતું, તોપણ આવા સંજોગોમાં મને તે ઓરડાને લગતી દરેક સલામતી છતાં ઉંઘ આવે કે સુઇ જવા મન થાય એ બનેજ કેમ? બારીએથી ન્હાસવાનો તો કોઇ લાગજ ન હતો, કેમકે મજલો ઘણોજ ઉંચી ઉભરણીનો હતો, અને આસપાસ કોઇ રહેઠાંણુ ન હતાં. વળી બંગલો મોટા ધોરી રસ્તાથી બી અલગ ઘણો અંદરથી આવેલો હતો, એટલે બુમ ચીસ પાડીને આસપાસથી મદદ મેલવવાની ઉમીદ કરવાનું પણ બીલકુલ ફુઝુલ હતું.

હવે તો બધો આધાર, તેથી, સહવાર પર હતો. સહવારે બારી બારણાં ખુલી નાખી હું કમજાત કલેરને હીંમતથી રૂબરૂ થાઉં, ને તકદીર ત્યારે શું યારી આપે છે તેજ જોવાનું હતું. હવે પેલો ફુલનો તલેસમ મને કામ આવે એમ લાગતુંજ ન હતું. તે જાંણતોજ હતો કે એ તલેસમ હું જાંણુંછ, ને તે છતાં તે માહ બુરાએ મને દગાહીણપણે જો પાછી અત્રે પકડાવી મંગાવી હતી તો તે બેનકરાર બતાવતું હતું કે એ તલેસમ હવે તુટી ગયો હતો, ને તેની તેને બીહીક કે તેના પર હવે અસર રહી ન હતી.

મગર હયાં મને પેલાં કાગલના ટુકડાની અચબુચ પાછી યાદ થઇ. વાંચનાર યાદ કરશે કે તે ટુકડો પેલી ટૉઇલેટ ટેબલનાં એક ઉંડાડાં ખાણાંમાં પડેલો મેં ગઇ વેળાએ વાંચી લીધો હતો, અને તે આ પ્રસંગે માહરા કબ્જામાં લઇ લેવાનો મને અચબુચ ખ્યાલ ને લોભ થયો. બનવાજોગ હતું કે તે એક હથ્યાર તરીકે મને કદાપી કામ પણ આવે! હું, તેથી, ઉઠીને તે ટેબલ કને ગઇ.

તે એક ઘણી કીંમતી ને સુંદર ટેબલ હતી. ઉપર મોટો જાડો સંગેમરમરનો પથ્થર લગાવેલો હતો, અને ઘણી ઉમદા કારીગીરીની ફ્રેમવર્ક પર ગીલ્ટ કીનારીની એક મોટી આરસી તે પથ્થરની પાછલી બાજુએથી તેમાં બેસાડેલી હતી. વળી ટેબલ પર અમળાઓને બરનો મોઢું ને બાલ સફા કરવાનો તમામ અસબાબ વેરવાર હજી બી પડેલો હતો. ખરેખર તો એ અસબાબ હું જેમ છેલ્લો જોઇ ગઇ હતી તેમજ ને તેજ હાલતમાં એટલી હદ સુધી હતો કે આ ઓરડો કોઈના વપડાસમાં ત્યાર પછીથી આવ્યોજ નહીં હોય એમ મને ઘણી મજબુતીથી લાગ્યું.

હવે, તેથી, માહરા ઠરાવ મુજબ હું પેલાં ખાણાંમાંથી પેલું કાગળ કાઢી લેવા ગઇ, કે જ્યારે ઓ પરવરદેગાર! તે ટૉઇલેટ ટેબલને લગતી આરસીનાં રહેજ ડોકાવતાં મેં શું જોયું? લોહી માહરાં બદનમાં ફરતું જાંણે તે જોતાં થંભ થઇ ગયું!!

તે ટૉઇલેટ ટેબલ પેલી મોટી ને ઉંચી કપડાંની કબાટ જે મેં ઉપર બયાન કરી છે તેની બરાબર સાંમે હતી, અને, તેથી, તેને લગતી મોંઢું જોવાની આરસી પર અચાનક આંખ પડતાં મેં જોયું કે પેલી મોટી કબાટના ઉપલા ભાગમાં જ્યાં કાચ હતા તે બાજુનો એક ઝીંક પરડો જરા હઠાવીને કોઇ પછવાડે ચીમાયલો મને આબાદ જોતો હતો! એમ છતાં એકદમ ગભરાઇને ચીસ પાડવાને બદલે મેં અજબ જેવી સમયસુચકતાથી માહરૂં સમતોલપણું સાચવીનેજ કામ લીધું. મેં તેને ઘણોજ અડછતો જોયો, કેમજે તરતજ તે પેલા પરદા પછવાડે પાછો ભરાઇ ગયો હતો, પણ જાંણે મેં તેને જોયોજ ન હોએ ને હું હજી તદન નબરવસ હોઉં તેમજ મેં કામ લીધું, ને એવા સંજોગોમાં પેલું ખાણું ખુલવાને બદલે હવે બશ લઇ મેં બાલ સમા કરવાનાજ ત્યાં ઉભી ઉભીએ ઢોંગ કરયા કીધા. એ રીતે બાલ ને ડ્રેસ આરસી આગલ ઉભી રહી સમાં કરવાના ઢોંગથી મેં બે ચાર મિનીટ વિચાર કરી લીધો, ને કેમ કામ લેવું તેની મનમાં યોજના પાકી કરી. એ યોજના, અલબત, અજબ જેવી હતી. પેલો ભારી સોફા મેં જોયું કે પૈડાં સાથનો હતો, ને તેથી તે ગબડાવી લાવીને મેં પેલી મોટી કબટને મજબુતીથી અઢેલાવ્યો—એવી રીતે કે તે બારણું સેહેલથી ઉઘડે નહીં, અને તે બધું કરતાં એવી નિર્દોષતાના દેખાવથી કામ લેતી ગઇ કે જાંણે તે કબટમાં છુપાયલા હેરેમંદને હું જોઈ ચુકેલી હોવાનો તેને પોતાને બી પહેલાં તો ખ્યાલ પણ ન થાય! તે પછી વિજળીની ઝડપે તેની આગલ મેં પેલી ટૉઇલેટ ટેબલ હઠાવી લીધી. મને બીહીક લાગતી હતી કે લુચ્ચો કદાચ જોર કરી તે મોટી કબટનું બારણું ઉઘાડી નાખે તો કદાપી આ માહરો બચાવનો પુલ ભાંગી પડે—કેમજે કબટમાં તેજ કમઅસીલ છુપાયલો હતો એમાં કોઇજ સંદેહ ન હતો. તેને પરડો હઠાવીને કાચમાંથી સ્હેજ બાહેર ડોકાવતો મેં ઘણોજ અડછતો જોયલો હતો, પણ એ તેજ હતો ને તે કરપીણ હું નબરવસ ઉંઘઇ જતાં સુધી ત્યાં ભરાઇ રેહવાના ગલીચ એરાદાથીજ આવીને છુપાયલો હોવો જોઇએ એ પણ અકલમાં બેસતું આવતું અનુમાન થતું હતું. હવે, તેથી, માહરે માહરા બચાવની ઢાલ તરીકે એવો એક પુલ બનાવી તેને એજ કબટમાં સાંમો કેદ કરવાનો હતો, ને મેં તે કામ એવી અજબજેવી સીફત અને સીતાબીથી કરયું, ને હીંમત પકડી એક પછી એક સઘળું ફરનીચર વધતી ઓછી મુશ્કેલીથી ગબડાવીને મેં એક લેહજામાં તે હેરેમંદને એવી ઓરતવારીથી તે કબટમાં કેદ પકડયો કે તે પોતે એ શું થયું તે બધું અંદર પુરાયલો જોઇ ને સહમજી શકે તે આગમચ તો ત્યાંનાં ઝુઝવી ફરનીચરની એક હારની હારથી તે મોટી કબટનું બારણું સબરદબર અને ચપ્પટ બંધ થઇ ગયું!!

હવેજ મેં ધીરજથી છુટકારાનો દમ ખેંચ્યો. હવે તે કરપીણ એ કીસમે ઓરતવાર કેદ પુરાયલો શું કરી શકનાર હતો? મેં, તેથી, ધીરજ પાંગીને હવે પેલું ટૉઇલેટ ટેબલનું ખાણું ઉઘાડયું, ને ત્યાં આબાદ પેલાં કાગલનો ટુકડો જે હજી જેમનો તેમ પડેલો હતો તે કાઢી લઇને મેં માહરે સ્વાધીન લીધો. મેં જોયું કે તે આજે કે કોઇ બી દાહડે એ દોજખી આદમી સાંમેની માહરી લડતોનાં દરમ્યાંનમાં ખચ્ચીતકરીને કામનોજ છે!

અને જેવો તે ટુકડો મેં સ્વાધીન લીધો કે અંદરથી પેલાએ તે મોટી ઓરતવાર જડેલી કબટનું બારણું ધમધમાવી નાખ્યું, અને અંતે તે ઉઘડી નહી શકવાથી એક બાજુનો ઉપરનો કાચ તેણે જોરની છાપટ મારી એક મોટા ખણુખણાટ સમેત તોડી નાખ્યો.

"ઍલન, ઍલન," એ પછી તે ભાગેલા કાચ મારફતે કાકલુદીની ઢપે કમીના ઠલેરે જાહેર થઇ વિનંતી કરી, "મને બાહેર આવવા દે! મને બારણું ઉંઘાડવા દે! હું તુંને જવા દેવશ. હું સત ધરમથી કહુંછ કે હું તુંને નહીં સતાવશ!"—અને મેં જોયું કે પોતે આવી ખેજાલત ને રમુજ ઉપજાવનારી રિથતીમાં કેદ પકડાવા વાસ્તેનો તેનો ગભરાત કેવળ ખરો ને ખરાં દીલનોજ હતો! તેનાં નોકરનફરો વટીક તેના હવસ અને તેની આ શીકસ્તપર પુશકળ ગમત પાંમી હસશે એવો સ્વભાવિક ભય તેને થતો એક આયના પેરે પ્રગટ હું જોઇ શકતી હતી.

"તમો જેવા એક ખરા નીચ આદમીના સુખનો માહરે કાંને પડવા બી સજાવાર નથી," મેં જુસ્સાથી તેને જવાબમાં કહયું; "આએ તમારાં નવાં કાવત્રાં માટે તમોને હડધુત કરવા જોગા માહરી પાસે પુરા શબ્દોજ નથી, ને એવી હડધુતની તમોને કોઇ લાજ કે શરમ નથી."

"તું ધારેછ તેવો હું નીચ નથી," તેણે વિનંતીથી કહ્યું, "તાહરી ઇજ્જતની ધુલ કરવાનો માહરો એરાદોજ નથી, કેમજે હું તુંને ઘણાજ પ્રમાણીક પ્યારથી ચાહુંછ; પણ તુંને સતાવી સતાવીને માહરી પ્રમાણીક મરજીને તાબે કરવાનોજ મને લોભ છે, ને તેનાજ આએ બધા પછડા મારૂંછો ખરૂં માન, ઍલન! ખરી વાત એજ છે," તેણે મને ઘણા ગુસ્સામાં માથું ફફડાવતી જોઇ ઘણા આગ્રહ સમેત કહ્યું—અને તરત વધારયું, "મગર એ બધી છક્કર પછી. હાલ તો હું વિનંતી કરૂંછ કે મને આએ બલાગતથી બચાવ ને છુટો કર."

"હું તમારી એ બધી વાહીયાત વાતનો હવે એક હરફ બી સાચો માનતી નથી," મેં જુસ્સાથી કહ્યું. "એક ગરીબ નિરાધાર નાવારેસ છોકરીની પુઠ પકડવા જેવો કરપીણુ ને હર તરાંહનો નીચ તે માહરો ભરથાર થવાની ઉમીદ કરે એ ખ્યાલથી વટીક હું તો કમકમુંછ: અને હવે મને સાંભળી લેઓ! અબઘડી હું અહીંથી સલામતીથી ચાલી જાઉં તેની મને ગોઠવણ કરી આપો, નહીં તો હું આએ ઘરને આગ લગાડશ."—અને ઘણાજ ઠરાવથી બોલતી હોઉં તેમ બાજુમાંનાં ઝુમ્મરમાંથીખરે ખર મેં ઘણાં ઝનુનના દેખાવથી એક બલતી મીનબતી ખેંચી કાહાડી!

"ખોદાને ખાતર! ખોદાને ખાતર!" પેલા હીચકારાએ ધ્રુજી પડતાં કહ્યું, કેમજે તેને મજબુતીથી લાગ્યું કે હું પલંગની કુરતની ખરેખર સલગાવી દેવાજ જતી હતી! "લે આએ ચાવી"—અને તેણે મોટા ગભરાતમાં એક ચાવી માહરાં દીલ પર ફેંકી. "બાહેરનાં દાદર આગલનાં બારણાંને જે તાલું લગાવેલું છે તેની એ ચાવી છે.—મગર, ઍલન, જો હજી બી એટલી મેહરબાંન થા! હું તુંને પાક ખુદાના કસમથી કહુંછ કે આજ પછી હું કદી તુંને નહીં સતાવશ કે તાહરે રસ્તે નહીં આવશ. સહવાર થવા આગમચ હું માહરૂં અત્રેથી કાલું કરી કોન્ટીનંટ પર કેથે ન્હાસી જવશ, એટલે તું સરકારથી દાદ ચાહી મને આવતી કાલે જો પકડાવા ધરાવાતું કરતી હશે તો તેમાં બી તાહરી નાહકની બેઇજ્જતી ને બરબાદી થશે, વાસ્તે હજી બી માહરૂં માન અને મને——"

"કોઇ કાલે નહીં," મેં તે કુંચી ઉપાડી લેતાં ઠરાવથી કહયું. "મને માહરી ઇજ્જત સમાલવાની છે, ને તમારાં નીચ નોકરનફરો તમને આ ફેજે જોશે તોજ અને તોજ તેઓ જાંણુશે ને માનશે કે હું તમારા અપવિત્ર આતમાને માહાત કરીને માહરી પાક

ઇજ્જત સાથ બીલકુલ સલામત અતરેથી પાછી ન્હાસી જઇ શકું છું !"——અને પછી તેની વિનંતીઓ ને કાકલુદીઓ પર કશું બી વધારે ધ્યાંન આપ્યા કે તે નાલાયક સાથે જરા એ જાસ્તી રકજીક કરવા વના મેં તડાકા બંધ આગલું બારણું ઉંઘાડી નાખ્યું, ને બાહેર જઇ દાદરબારીને લગતું તાળું ખોલી હું ધાંધાટ ને ધમધમાત કરતી સડસડાત નીચે ઉતરી ગઇ.

નીચે, અલબત, નોકર નફરો—પેલી ઘરડી લુચ્ચી કેટ સુધ્ધાં—હજી જાગતાંજ બેઠેલાં હતાં. તેઓ તો મને જતી જોઇને દઘાઇજ ગયાં, ને મને રોકવી કે શું કરવું તે પણ મેં તેમના ચેહરા પરથી જોયું કે એકાદ પળ તેમને કશું સહમજાયું નહીં; પણ બેશક હું દાદરબારીનું તાળું ખોલી નીચે આવી શકી હતી એટલે તેઓએ તરત જોઇ લીધું કે મને ફલેરેજ છુત્તી કરેલી ને છુત્તી આપેલી હોવી જોઇએ, એટલે તે કરપીણોએ મને દાંયબાય જવાજ દીધી, ને હું આગલું મોટું બારણું ઉંઘાડી નાખી બાહેરની ચોખ્ખી તાજી હવાની મોજ ભોગવતી ખુશાલ એકદમ રસ્તાપર ઉતરી !

## પ્રકરણ ૩૯ મું.

એ માહરૂં મોટું સુખ ને સુભાગ્ય હતું, ને માહરી છાતી બ્યાન નહીં થઇ શકે તેવા હર્ષથી ઉંચકાતી હતી. આ માહરી જીત ઓર બી એક નવીન મુસ્તકીમ પુરવારી પુરવાર થતી હતી કે નેકચલણનો મદદગાર પાક પરવરદેગાર કદી તેમનો નાશ થવા દેતો નથી ! હું શુદ્ધતાભરી એ દોજખથી બચી આવી હતી એટલુંજ નહીં પણ ખુદ તે ઘરનાં નાચીજ નોકરનફ્રો વટીક માહરે માટે કશુંજ બુરૂં ન માને કે બુરૂં ન બોલી શકે એવો માહરી ફત્તેહનો છાપ માહરી પાછલ ત્યાં છોડી આવી હતી !!

પણ હવે એક નવી મુસ્કેલી ! હું ઘરમાંથી બાહેર પડી ત્યારે મધરાતના બારના ઠોકા બાજુમાંનાં એક દેવલનાં ઘડ્યાલમાં ઠોકાતા હતા, અને એવી મોડી રાત્રે આ ઉજ્જડ જેવા લત્તામાંથી હું બાઇ મનીખ એકલી પાંઉપ્યાદી ઘર જઇજ કેમ શકું ? કોઇ જુએ તો શું ધારે ? પણ, મેં કહયું તેમ, ગરીબનો બેલી ખુદા સદા છે અને છેજ ! તેજ ઘડીએ પાસેની એક ગલીમાંથી ઘોડાના પગલાં દોડી આવતાં સંભળાયાં, ને તે ગાડી વલાંણુ લઇને બાહેર આવી એટલે મેં ઘણી ખુશાલી વચ્ચે જોયું કે તે એક ભાડુતી હેનસમ હતી !

મેં તે રોકી અને હું તેમાં બેઠી. મેં તેને હંટર સ્ટ્રીટવાલાં અમારાં (મી૦ નોરમન-વાલાં) મકાન પર મને લઇ જવા કહયું, અને માહરી અદા, અવાજ કે પોશાકમાં કોઇ રખડેલ જેવું તે "કૅબી"એ કાંઇ જોયુંજ ન હોય તેમ માનથી પોતાનાં માથાંપરની ટોપીને આંગલી લગાડી તે મને તુરત ત્યાંથી હાંકી ગયો.

હવે સવાલ એ હતો કે ગલીચ ફલેરની આ નવી સતાવણીની વાત પર પણ માહરે મટોડુંજ વાલવું કે તે જાહેર કરી મિત્રોથી કે સરકારથી માહરે દાદ ચાહવી ?—અને ઘણો પુખ્ત વિચાર કરતાં મને પેહલ્લોજ માર્ગ હજી એ બેહેતર ભાસ્યો. મને લાગ્યું કે આ છેલ્લી હીણપસ્તી, હડધુત ને શીકસ્ત પછી ફલેર એટલો તરખાવાનો કે તેણે કહયું હતું તેમ

ખરેખરજ તે ડરનો મારયો કેથે બી કૉન્ટીનંટપર ન્હાસી જવાનો, ને વરસો તક તેની ખરખ ખુડી જવાની; ત્યારે નાહક કાંય માહરે ગરબડ કરીને એ વાત જાહેર થવા દેવી જોઇએ? નોરમનવાલાં ખરેખર ઘણાં અસરાફ ને ભલાં હતાં, પણ તેમનાં પેટમાં મેં જોયું હતું કે કોઇપી ખાનગી વાત કદી રહી શકતી ન હતી, જેથી તેઓને બી કશું નહી કેહવાનોજ મેં મનથી ઠરાવ પાકકો કરયો—અને તેટલાં તો હું ઘેર આવી પુગી.

મેં તે "કુબી"ને ઉદારતાથી ઘણું મજાહતું ભાડું આપીને વિદાય કરયો, ને હું ઘરમાં ગઇ ત્યારે હજી તો નોરમનવાલાં તરતનાંજ આવીને ડ્રૉઇંગરૂમમાં તાહેલાં કરતાં બેઠેલાં હતાં. તેઓ મને આવેલી જોઇ અજબ અને ખુશી થયાં. રેવન્સકલીફ પણ ત્યાંજ હતો. તે લોકનાં કેહવા મુજબ ગભરાત સમવા પછી હું નહીં મલી ત્યારે તે લોકે ધારયું કે હું લેડી લીલા સાથે જતી રહી હોવશ, અને મેં એ તેઓનું અનુમાન ખોટું હોય એવું કાંઇ બતાવ્યુંજ નહીં એટલે બધાંએ નીરાંત માનેલી ખરી હતી એમજ તેઓને લાગ્યું. વળી રેવન્સકલીફે પોતાની તરફનો ખુલાસો કરયો કે વાઘ છુટવાની બુમ પડી ને જુલ્યા બૉકસ છોડીને ન્હાસતાં પટકાઇ પડી ત્યારે તેનું બધું ધક ધ્યાન જુલ્યાને લોકોના પગ તળે કચડાઇ મરતી બચાવામાં હતું, પણ તેજ વખતે તેણે જોયું કે હું તેઓની પુઠે નિકળી ને બેહોશ થઇ તેવી કોઇ સારા દેખાવના ગ્રહસ્થ ને બાંનુએ મને ઉંચકી લીધી ને બાહેર લઇ ગયાં. તેઓએ રેવન્સકલીફને ધીરજ આપી કે અમે ઍલનનાં અંગત દોસ્તોજ છેએ, એટલે તેણે પોતે ધીરજ માની લીધી ને જુલ્યા પરજ તે જાસ્તી રોકાઇ રહયો.

"એ કોણ હતાં" રેવન્સકલીફે પછીથી મને પુછયું.

હું જરા ગભરાઇ. તે કોણ હશે? તે કોણ હશે કે જેઓએ દોસ્તીનાં બાહણાંથી માહરો એમ કબ્જો લઇ લીધો હતો? મેં, તેથી, ખરી વાત કહીં. મેં ના કહયું કે હું હોસમાં આવી ત્યારે તે લોક તો કોઇ માહરી પાસ હતાંજ નહીં, જે ઉપરથી એજ અનુમાન નક્કી થયું કે તે લોક લેડી લીલાને માહરો હવાલો આપી અલ્લગ થયાં હશે.

"પણ તમો પોતે તેને ઓળખોછ, લૉર્ડ ફ્રૅડ્રીક?" મેં આતુરતાથી પુછયું.

"જરા બી નહીં," રેવન્સકલીફે ખાત્રીથી જવાબ કરયો. "મેં એવા ગભરાતમાં તે લોકને એવાં અડઝતાં જોયાં હતાં કે હાલ હું તેઓના ચેહરાનું ધ્યાન વઠીક તમારી કને રજુ કરી નથી શકતો; પણ એટલું તો ખરૂં કે તે ચેહરા જો હું કોઇ બી વખત પાછા કેથે પણ જોવા પામું તો તરત ઓળખી આપું. એમ ઘણીકવાર બને છે. ઉતાવળે જોયલા ચેહરા પાછા નજરે આવતાં તરત ઓલખાઇ આવે છે, પણ તે આગમચ તે કોણના ને કેવા હતા તેનો ખ્યાલ વઠીક મગજમાં ઉભો થઇ શકતો નથી!"

વળી ખુદ માહરા બેહોસ થવાના સંબંધમાં એ વાતચીત દરમ્યાનમાં ખુલાસો થયો કે વાઘ કાંઇ છુટયો હતોજ નહીં, ને તે બધો ફુકુસ ગભરાત હતો. કૅપટન ચામર્સ અંતે પેલા તોફાંણી વાઘને તાબે કરી એકદમ બાહેર નિકળ્યો, ને પોતાની પછાડે બારણું ઘણાં જોશથી તેણે બંધ કરયું, જે અવાજથી નાહક લોક ચોંકયું હતું, ને એક મારેલી બુમથી

બધાંજ વાઘ ન્હાસવાનું લઇ ન્હાઠાં હતાં! એ ઉપરાંત હું પોતે જે વાઘને માહરી પુઠે કુદવાનું સમજી તે તો એમ થયું કે જેવો અમારો સ્ટેજબૉક્સ ધરડા મી૦ નોરમને ખાલી થયલો જોયો કે તેવણુ, સ્ટેજ પર નજદીકમાંજ પાર્ટ કરતા હોવાથી, તે જોઇને ધીરજ ખોઈ દઇ સ્ટેજ પરથી કુદીને બૉક્સમાં આવવા ગયા. એમ કરતાં તેવણુ પોતે બી બીચારા પોતાનું સમતોલપણું ખોહીને ચીભડાંની માફક જીકઇ ગયા, અને તે તેવણુનો ઉછાળો હું વાઘનો ઉછાળો સમજી ડીકરની મારી નાહક બેભાન થઇ પડી હતી!!

એ રીતે આ જંગલી જાનવરોના ખેલનું વગર કારણુના ગરબડઘોટાલામાં સેવટ આવ્યું હતું, ને ઘણાંક બોખરાં દોદરાં થઇને ત્યારે કેટલાંક બીચારાં તો વળી હાથ પગ પણુ ભાંજીને ઘેરબારે ગયાં હતાં; અને હું ઘર પાછી ફરવા કેડે એજ બધી વાતોનાં તાહેલાં મારી મારીને અમો જ્યારે સુવા જવા વગેસગે થયાં ત્યારે નજદીક બે વાગવા આવ્યા હતા.

અને હું માહરા ઓરડામાં સુવા જવા એકલી પડવા પછી પણુ કપડાં ઉતારતાં આ મોટા બનાવોની રાત્રે માહરા બાબમાં જે બધું બન્યું હતું તે માટે પાછી ને પાછી વિચાર કરવા પડી. મને એક બનાવ ઘણો ગુંચવાવનો હતો. રેવન્સકલીફનાં કહેવા મુજબ હું બેહોસ થતાં સાથે કોઇ અહરસ્થ ને બાંનુએ માહરાં "દોસ્ત" તરીકે માહરો કબ્જો લીધો હતો—તે કોણુ હોવાં જોઇએ? કલેર તો ત્યારે હનોજ નહીં. કરનલ બૅલ, કૅપટન કલેર, એ બધા તો રેવન્સકલીફનીજ કલ્પના એટલે તેઓમાંથી કોઇ હોવ તો બનેજ કેમ કે ગમે એવા ગભરાતમાં બી રેવન્સકલીફ તેઓને ન ઓળખે?

એ ત્યારે કોણુ હોવાં જોઇએ? કોઇ દેખીતાં માહરાં બુરાંમાંજ હોવાં જોઇએ, કેમજે માહરી બેખુદીનો લાભ લઇ મને મુજી કલેરના સપાટામાં સપડાવા ને સોંપવાનો તેમણે આ દોજખી પ્રપંચ કરયો હતો, ને અનાયસે હાથ આવી ગયલી એક તકનો તાબરતોબ એવો ગલીચ લાભ લીધો હતો; પણુ કમનસીબે તે કોણુ હોવાં જોઇએ તેનો કશોજ ખ્યાલ હું કરી કે મેલવી શકી નહીં!

એ પછી મેં ગજવાંમાંથી કાઢીને પેલા ફાટેલા દસ્તાવેજની જે કાપલી હું માહરા જોડે કલેરનાં ઘરમાંથી લઇ આવી હતી તે પાછી વાંચી, અને, અરે, કોઇ ખોહાર થયલી અબળાની કેવી કાકલુદી, કેવી તાંણાજાંણી, કેવી હાડમારી તેમાં ભાગીટુટી રવેસે લખાયલી હતી! પણુ માહરૂં ધ્યાંન જે અકસર કરીને ખેચાયું ને રોકાયું તે તો એ કાપલી પરના મરોડદાર હરફ લેડી લીલાના હરફને કેવી અજબ ને અચુક જેવી હદ સુધી મલતા આવતા હતા તે હતું. મેં ધ્યાંનથી—બારીકીથી જોયું, અને માહરી તદન સંપુર્ણ ખાત્રી થઇ કે એ તેજ અને તેજ હરફો હતા. લેડી લીલાના હરફો મને ઘણા જાંણીતા હતા, ને તેજ આ હરફો હતા એમાં કાંઇજ સંદેહ રહી શક્યો નહીં.

એ પછી ત્રીજે દિવસે હું રાબેતા મુજબ પેપર વાંચતી બેઠી હતી ત્યારે "ફૅશનેબલ સોસાયટી"ની હીલચાલને લગતી કૉલમમાં મેં અચમુચ વાંચ્યું કે કૅપટન એડવીન સેંટ કલેર એમ. પી. પારલામેંટની પોતાની બેઠકમાંથી છુટી મેલવીને કૉન્ટીનંટપર ફરવા ગયો હતો, અને વરસો તક ઈંગ્લાંડ પાછો ફરવાની વકી ન હતી; અને કહેવાની જરૂર છે કે આ સમાચાર તે છાપામાં મેં મોટાં સુખ ને સંતોષથીજ વાંચ્યા!

એ પછી સ્ટેજપર માહરૂં પાછું નિકળવાનું ચાલું થયું, ને ઘણાં ભરચક ઑડયંસ સામે હું પાછો ને પાછો માહરી કીર્તિનો કોટ મજબુત કરતી ચાલી. અલબત એ લબાંણુ ગેરહાજરી પછી પાછી જ્યારે હું નિકળી ત્યારે પહેલી રાત્રે જરા મને મનથી વસમું લાગ્યું ખરૂં, કેમકે માહરાં મરનાર મહેરબાન ફુઇજીમાયની નસીહત નાટક કરવા તો શું પણ નાટક જોવાથી બી અલ્લગ રહેવાની હતી. વળી માહરો વ્હાલો હૅરી પોતે પણ તેજ મતનો હોવાથી હું આ એક જાંણે અયોગ્ય કામ કરતી હોઉં તેમ મને લાગ્યું, પણ તરત મેં માહરૂં મન વાલ્યું. હું જે કરતી હતી તે, ખરેખર તો, એક આલા હુનર હતો, અને જોકે કુપાત્ર આદમીઓને બસ તે મોટી બદનામીએ પુગેલો હતો, તોપણ તે કાંઇ કારણ કહેવાએ કે હું પોતે જો પુરતી ઇજ્જતથી તેમાં માહરી રોજી ને હોરમત કમાઇ કરી શકું તો માહરે તે કમાઈ નહીં કરવી? વાહલા હૅરીને આયંદા તેની ભુલ બતાવી શકવાની મને મનમાં સંપુરણ ખાત્રી હતી.

અને ત્યાર કેડે એકાદ અઠવાડયું ગુજરવા પછી મને એક દાહડે થીએટર પર એક અજબ જેવી ચીઠી મલી. તે મીસ ત્રેફર્ડને નામેજ માહરા પર આવી હતી, અને ડચેસ ઑફ આરલીએ તે લખેલી હતી. આ ડચેસ સોસાયટીમાં ઘણું મોહટું માણસ કહેવાતી હતી, કેમજે તેણીનો ભરથાર ડયુક ઑફ આરલી એક પહેલ્લે વાંધેના સૌથી ધનવાન ઉમરાવ તરીકે સોસાયટીમાં ઘણો જાણીતો હતો.

તે મને પોતાના મહેલમાં મલવા બોલાવતી હતી. તેણે મને ઘણીક વાર સ્ટેજ પર ઍક્ટ કરતાં જોઇ હશે, ને માહરૂં ઍકટીંગ વિગેરે ઘણું ગમ્યું હશે, જેથી તેઓ હાલમાં જે એક ખાનગી એમેચ્યુઅર (શોખને વાસ્તેનો) નાટક ખાસ કરનાર હતાં તેમાં તેણીને માહરી સલ્લાહ ને મદદ જોઇતી હતી એમ તે ચીઠીમાં લખાઈ આવ્યું હતું.

હું તે ચીઠી લઇને ભલાં મી૦ ને મીસીસ નોરમન આગળ દોડી ને મેં તેમની સલ્લાહ લીધી, કે જ્યારે મી૦ નોરમને તો તે વાંચતાં સાથે પોતાના હંમેશના ભોલા ભલા ભરબડયા સ્વભાવ મુજબ ખુશીની એક બુમ મારી મેળી! "અલબત જાઓ, બેટા," તેવણે માહરે માથે હાથ મેળીને કહયું; "નહીં કાંએ જાય? એવાં સૌથી આગેવાન ખાંચરે તાહરો પગપેસારો ને ઓલખાંણપીછાંણ થાય તે કંઈ નુંહાનું વાલ્લી વાત સમજેછ? હર ગ્રેસ (ડચેસ) ઘણી વગદાર છે, ને તે ચાહશે તો તાહરૂં ઘણું ભલું કરી શકશે. વળી આએ કારોબાર માટે તે તને બોલાવેછ ત્યારે તને કંઇ ન્હાનીસુની ફી આપશે નહીં."

એ ઉપરથી મેં ડચેસને હાનોજ જવાબ લખ્યો, ને બીજે દાહડે સહાંજે ત્રણને શુમારે તેઓની ખીદમતમાં હાજર થવાનું મેં લખી મોકલ્યું, જે મુજબ હું બર વખત ગઇ અને હાજર થઈ.

મને જરા બી ખોટી કરવામાં આવી નહીં. હું નોરમનવાલાંઓનીજ ગાડીમાં ગઇ, ને મેં ઉતરતાં સાથે માહરૂં નામ આપ્યું કે તરતજ એક ઘણા ભપકામાં ડ્રેસ થયલો દરબાન, જેનાં મોંહ પર ને બાલમાં પાઉડરના લેપડા હતા ને જે એક મોટી લાંબી લાકડી સાથે દરવાજા પર મોટા રોબથી ખડો હતો તે મને નમીને તરત અંદર લઇ ગયો.

હું તેની પુઠે ગઇ. એક મોટો દમામદાર હૉલ વીટાડી તે મને એક આરસપાહાણના કુશાદે બે કટકાના બેઉ બાજુના દાદરપરથી ઉપર લઇ જતો હતો, કે જેના કઠેરા સોનાના હોય તેમ ઝગઝગ થતા હતા, અને જેનાં વચલાં "ટર્નિંગ"ની દેવાલને અડકાવીને લગભગ નગ્ન એવી સ્ત્રીઓની મોટી લાઇફ સાઇઝ આકૃતીઓનાં પુતલાં, મોટાં પીકચર્સ અને ઉંચાં ફર્નના વાઝીસ (કુંડાં) વિગેરે ગોઠવી મુકેલું હતું.

અને એ અરધો દાદર વીટાડીને અમે વળતાં હતાં ત્યારે ઉપરથી એક સોહામણો જવાંન ઉતરતો અમને સામો થયો, જેણે મને જોતાં સાથે ઓળખીને અદબથી માથેની ટોપી ઉંચકી, અને તે ઘણું "ગ્રેસફુલ બાઉ"નો મેં તેવાંજ માનથી સ્વિકાર કરયો. તે કદાપી માહરૂં ત્યાં આવવાનું જાણુતો બી હોય, પણ એટલુંતો ખરૂં કે મને જોઇ ને જાણે કાંઇ છક થયો હોય તેમ તે જરા ઉભો બી રહી ગયો, ને છેક બેઅદબ હદ સુધી નહીં તોપણ ફરી ફરીને ડોલો ખોભીને હું દેખાઇ ત્યાં સુધી મને જોતો રહયો.

એ પછી અમો ઉપર ગયાં, ને તેવીજ એક આરાસ્તા વિશાળ ચાલ, કે જેની અમારા પગ તલેની ફરસબંદી વટીક બધી ઝલઝલ થતી હતી તેમાંથી થઇને તે દરવાને મને લઇ જઇને બાજુનું એક બારણું ખોલ્યું, ને મોટા દમામદાર ઘોઘરી અવાજે પુકારયું, "મીસ ટ્રૂફર્ડ!"

હું અંદર દાખલ થઇ, અને મને જોતાંજ ડચેસ તુરત ઉઠીને જરા ઘરસાથી ઉભી થઇ. તે એક બીજી કાંઇ ઘરડી ને બોખી સાથ એ વખતે વાત કરતી બેઠી હતી, ને તે ડોસી કાંઇ ઉઠી નહીં. તેણે તો માહરી ભણી જોયું વટીક નહીં, ને ઉલટું મને માઠું લાગે તેમ મને જોતાં સાથે પ્રગટ ટીચકું કરીને મોહનું મરડયું! મને તો એ જોતાં એવી ભોંય ભારી પડી કે હું તો પાછીજ જતી રહેવાનું મન કરતી હતી, પણ ડચેસ એ મામલો જોતાંજ ખરી વાત સમજી ગઇ હોય ને મને માઠું લાગેલું વીસરાવા માંગતી હોય તેમ જરા વધતી નમ્રતાથી માહરી તરફ આગલ વધી, ને મને હાથના એસારાથી એક સોફા પર જગ્યા બતાવતાં ઘણી મુરબ્બીગીરીની ઢપે કહયું, "બેસો, મીસ ટ્રૂફર્ડ."

પણ એટલું બી પેલી બોખીથી તો ખમાયું નહીં, અને જાંણે એમ કરવાથી ડચેસે શું એક પોતાના દરજ્જાનું નખ્ખોદ કાઢી નાંખ્યું હોય તેમ, તે વાત વાસ્તેનો પોતાનો ખીજવાત પ્રદરશીત કરવા, પોતાના હાથમાં જે પંખો હતો તે વડે ઘણાં જોસથી તે વાવટી વા ખાવા પડી! તે હતીજ વાવટી જેવી! નાઘલાં કદની, બેઠી બાંધણીની, કરચ્યારી તે એક વાંદરી જેવીજ વાવટી હતી, અને ખરૂં કહું તો મને તે જોતાં સાથેજ ગમી નહીં!

પેલા હાથ પર ડચેસ વરસ ચાલીસેકની ઉંચી ને દમામદાર એક અબળા હતી, અને હાલ ઘરમાં છતાં તેનો પોશાક ઘણો થયેરાબંધ હતો. ગલાંમાં એક સેરી કીંમતી ઉંચાં મોટાં મોતીની એક માલા તેણીએ લટકાવેલી હતી. વળી પેલી તેની સાથ વાત કરનારી "ટીચકું," જે મેં પછીથી જાણ્યું તેમ ડચેસની ફુઇ લેડી મેનગોલ્ડ નામની એક વીધવા હતી, તે કાંઇ ઓછા ભપકામાં હતી એમ ન હતું. તે સાહડ ઉનાળા જોઇ ચુકેલી બોખીના ગાલ પર કલરના

લેપડા હતા, અને લાલ ટીપકાં તો એટલાં ધટ પાડેલાં હતાં કે જોતાં કમકમાટબી ઉપજે! પોશાક બી ફ્રીલફૂલનો બીહીક લાગે તેવો—ટેસ્ટનાં સરબાંમ ખુંનનોજ હતો, અને તે આ ઉમરે એક નૌજવાન નાજનીન દેખાવાનો લોભ ધરાવતી હોય એવાં તેનાં નાજોનખરાં જોઇને ખરૂં કહું તો હું મુશ્કીલથીજ માહરૂં હસ્વું થોભાવી શકતી હતી!

---

## પ્રકરણ ૩૭ મું.

હું બેઠી. ડચેસે મને બેસવા કહયું, ને પછી માહરી સાંમેની એક મોટી ખુરસીમાં તેણીએ પોતે જગ્યા લીધી; પણ તેટલું બી લેડી મેનગોલ્ડથી તો ખમાયું નહીં. ડચેસે મને બેસવા કહયું તે વટીક તે ટીચકાંને ઘણું ગોજું લાગ્યું, ને "ઓ, એ શું ?" કરીને તે જે બોલો પોતાના હાથમાં પકડેલા પંખાની પછવાડેથી પટપટી તે બરાબર માહરા સાંભળવામાં આવ્યા. ડચેસે, મગર, તેની કાંઇ પરવાહ કરી નહીં, અને મને જે મકસદથી બોલાવવામાં આવી હતી તે કહી સમજાવી. તેને ત્યાં "સારૂં રૂડું" હતું તે દાહડે એક પોતાના મેહેલમાંજ ઍમચ્યુઅર નાટક કરવાનો તે મોટેરાંઓને લોભ થયો હતો, ને તેમાં તે બધાંને માહરી મદદ જોઇતી હતી. "અમે બી ચાર પાંચ જણ પાર્ટ લઇશું," તે બાંનુએ કહયું, "ને બાકીનાં ઍક્ટર્સ ઍક્ટ્રેસીસ જે જોઇએ તે તમે તમારી પસંદગીનાં પ્રોફેશનલ લાવજો, મીસ ટ્રૅફર્ડ"

"ઓ પણુ કેમ? લાવજો એટલે? એ પોરી તો કોઇ એવાં રૂઠાં કુઠાંને બી લાવે કે જેથી આપરે તાંહાંનાં આવા મોટા માનવંત મેલાવડાને ઘણું નરસ લાગી જાય! એને શું પડી?"

હું ચેહરામાં લાલ થયલી ઉઠીને પાછી ઉભી થઇ.

"યોર ગ્રેસ, મને માફ કરો," મેં કહયું. "આએ જાતના અપમાન વચ્ચે હું કંઈ બી કરી શકું એવો માહરો સ્વભાવજ નથી. હું તમારો ઘણો ઉપકાર માનુંછ, બાંનુ, કે તમે મને ઇઝ્ઝત આપવા માંગોછ, પણુ——"

"ઓ બનેજ નહીં, મીસ ટ્રૅફર્ડ, અમે તો બધું તમારે ભરોસે ને તમારી કુમકની ખાત્રીથી નક્કી બી કરી ચુકયાંછ," ડચેસે ગભરાટથી કહયું, અને પછી પેલી ચગડોલ તરફ ફરી જરા ગુસ્સાની અદાથી વધારયું, "પ્રુઇમાય, તમે તમારે મુંગા ગગડી રેહો. એમ તો તમો માહરૂં કામ બગાડોછ!"

"ઓ લેરે! તો ચાલ, તાહરી મરજી!" તે ડોસાંએ પોતાનાં તરામરી જેવાં માથાંનો છણકો કરી કહયું. "મને તો લાગેછ તે કેહુંછ! માહરા બેહેસ્તી જો આજે જીવતા હોતે તો—"

પણ ડચેસે અધીરાઇથી તેણીને આગલ બોલવા દીધીજ નહીં, ને તે મને ધીરજ આપી બેસાડીને પાછી માહરી સાથે વાત કરવા પડી, એટલે એનાનના સત્યાનાસગીયા બેહેસ્તી અત્યારે જીવતા હોતે તો શું કરતે તે હું કાંઇ જાંણી શકી નહીં!

"અમે બધું સુપરવીઝન ને બધી આગેવાની તમનેજ સોંપ્યેછ, મીસ ટ્રૅફર્ડ," ડચેસે કહયું. "મેં જ્યાં બી તમારે વાસ્તે સાંભળ્યુંછ ત્યાં ઘણું સારૂંજ સાંભળ્યુંછ—સ્ટેજના તમારાં ટૅલંટસને વાસ્તેજ નહીં પણ તમારી નિતીરીતીને વાસ્તે વટીક ઘણુંજ સારૂં બોલાયછ,

ને તેથીજ તો મેં તમોને અમોને મદદ થવા પસંદ કીધાં ને બોલાવ્યાં. બેઠ્ઠની પસંદગી અને અમોને રીહીઅરસલ આપવાનું બી તમોજ કરજો, કેમજે એ બધી વાતમાં અમે લોક કંઇજ સમજ્યે નહીં. સ્ટેજ તૈયાર કરવા વાસ્તે ખરચની કશીજ વાંધુ કરવાની નથી. શીલીંગને જગ્યે જરૂર હોય તો પાઉંડ ખરચજો—તેની તમોને માહરી પુર મુખત્યારી છે, ને તમારૂં જે બી બીલ હશે તે અમો તુરત પગાર કરશું."

"ચાલો, ધોવાયું!" વળી પેલી પટપટબોરીનો જીવ નહીં થોભ્યો એટલે તે વચ્ચે હોમાઇ; "ઓ ખોદા, માહરા બેહેસ્તી નહીં મલે રે, બાકી માહરા બેહેસ્તી જો અત્યારે જીવતા હોતે કેની——"

મેં પણ, મગર, હવે એ બેફાયદા બકવાતથી કશી રીતે બુરૂં માન્યું નહીં, ને તેના પર જરા બી ધ્યાંન આપ્યા વગર ડચેસના એટલા બધા માહરા જોગા વિશ્વાસ વિગેરે માટે તેનો ઘણો ઘણો ઉપકાર માન્યો.

"માહરો બેટો મારકવીસ હરબર્ટ બી એક પાર્ટ લેવાની બોંડ્રોસ લઇ બેઠોછ," ડચેસે હસીને આગલ કહ્યું. "તે હમણાં વેર ઘરમાં હતો પણ તમે આવ્યાં તેની પાંચ મિનીટ આગમચજ અત્રેથી કેથે બહાર——"

પણ એજ વખતે બારણું ઉઘડયું ને પેલો હું ઉપર આવતી હતી ત્યારે દાદર પર મને જે સાંમો મલ્યો હતો તે જવાંન અંદર આવ્યો. તે, મેં આગલ કહ્યું છે તેમ, ઘણો ખુબસુરત અને દેખીતો અદબવંતો હતો. તે પતલો ને ઉંચો હતો, અને તેની આંખ ઘણી ચંચલાઇનોજ એકદમ પ્રકાશ આપતી હતી. મોટે ઘરનો તુમાખ તેનામાં ઝાઝો જોવામાં આવતો ન હતો—જોકે તેની અદામાં એક તે જાતનો થરસો બેશક હતોજ. પ્રમાણીકપણું અને નમનતાઇ, તે છતાં, જાણે તેના ચેહરામાં પહેલીજ નજરે પ્રગટ વાંચી લઇ શકાતાં હતાં—ચહેરો કે જે ખુશાલ ને હંમેશનો હસતો લાગતો હતો. વળી અવાજ પણ ઘણો મજાહનો—મર્દાનો છતાં મીઠો હતો. ટુંકમાં, એ જાતની તુમાખની હવામાં પોખાયલા પોરયાઓ જે હોવા ને થવા જોઇએ તેથી આ જવાંન મારકવીસ ઘણો જુદો પડતો હતો.

"ઓ, તું આવ્યો કે? ચાલ, સારૂં!" તે માતાએ તેને દાખલ થતો જોતાં ખુશી થઇને કહ્યું; "આવ, આએ મીસ ટ્રેફર્ડ આવેલાં છે."—અને પછી માહરી તરફ ફરીને કાંઇક મગરૂરીથી વધારયું, "માહરો બેટો હરબર્ટ, મારકવીસ ઑફ ડેરીંપલ."

હું ઉઠી, અને તે જવાંનનું નમન મેં માનથી સ્વિકારયું. તે પછી અમે ત્રણેએ સાથે બેસીને ખેલ કયો નક્કી કરવો તે "ડીસકસ" કરયું, કે જયારે પેલી લેડી મેનગોલ્ડની માહરે વાસ્તેનાં કરાજીપણાંની સ્ટીમ તો દર પળે વધતીજ આવતી હતી, અને તેનાં પ્રમાણમાં તો "માહરા બેહેસ્તી"વાલી પંખો હલાવાનાં જોસમાં બી વધારોજ કરતી જતી હતી!—જાંણે માહરે વાસ્તેની તેનાં નરકોરાંમાં ભરાઇ ગયલી સુમથી તેનો જીવ ફરી આવતો હોય, ને બેહોસ થઇને ટુટી પડવાનો જોખમ નીવારવા તે જોશથી પંખો ખાતી હોય તેમ તે મોટા જુસ્સા ને ઉત્સાહથી હાથ હીલવતી હતી, કે જયારે હરબર્ટ તેને ગુસ્સાથી ફાડી ખાય એવા, તે બી એ

માહરા જોગી વર્તણુંક જોતાં, અવારનવાર તેના પર ડોલા કાઢતો હતો. ડચેસ તો હવે તેના પર કશુંજ ધ્યાન આપતી ન હતી.

હવે ખેલની પસંદગીની વાત નિકળતાં શેકશપીઅરના નાટકો પર અમારૂં ધ્યાન દોડયું, ને હરબર્ટને મેં પુછયું તેના જવાબમાં શેકશપીઅરના નાટકોનું એક મોટું પુસ્તક પોતાની લાયબ્રેરીમાંથી લાવવા તે દોડયો. તેજ વખતે નસીબસંજોગે એક નોકરે આવી ડચેસને વળી ખબર કરી કે લેડી મીનરવા ઉભી ઉભી તેને તાકીદનું મળવા આવી હતી, ને ફક્ત બેજ મિનીટ કાંઈ પુછવા માંગતી હતી. ડચેસે, તેથી, માહરી માફ માંગી જરા જઇ આવવા રજા લીધી, ને તે બી ગઇ, એટલે હું પેલી દીવાદાંડી સાથ ઘડીચપકો તે મોટાં દીવાનખાનાંમાં નહીં ધારેલી એકલી પડી!

પહેલ્લાં તો તેને તે વાતની ખબર બી નહીં. તે તો અરધી અધીંગુી હોય તેમ આંખ વીંચીને પંખોજ એટલો ખાવા પડેલી કે હરબર્ટ ને ડચેસ બંને બાહેર ગયાં તે અવ્વલ તો તેને માલમ બી હતું નહીં; પણ પછીથી જરા ધ્યાન ખેંચાતાં તે બાપલાખાધી તો છાતીમાં બંદુકની ગોલી લાગી હોય તેમ તેની બેઠકમાંથી ચમકી ઉઠી!!

"ઓ આવી એક સાથ મને અહીં એકલી મુકીને બેઉ માય દીકરાં સુખેથી બાહાર ચાલી ગીયાં? અરે વાહરે! જો માહરા બેહેરની આએ વખતે જીવતા હોતે તો——"

અને એ મુજબ પટપટતી તે વંટોલ્યો પેહલ્લાં તો એકદમ બારણાં તરફ ધસડાયો, પણ પછી તેવામાં અચબુચ શું નવો સનેપાત થયો તે થોભી ગઇ, જરા વાર વિચાર કીધો, ને પછી પોતાના કદરૂપા ચેહરામાં બીહીક લાગે તેવું હસતી માહરી પાસે આવી.

"નહીં, હું ધારૂંછ જે તમે સારાં માણુસ છેઓ, મીસ ટ્રેફર્ડ," તેણીએ ડચેસવાલી ખુરસી પર બેસી જતાં કહયું; "માહરે તમારી સાથ એવી સખ્ખત નહીંજ થવું જોઇએ. જો માહરા બે——"

"દમ વગરની વાત છે, મઇ લેડી," મેં ટુંકડે પટાવ્યું; "એમાં તમારે માફ માંગવા જેવું કશુંજ નથી."

"તું ઘણી સારી છોકરી છે," લેડી મેનગોલ્ડે એ સાંભળીને મોટી મુરબ્બીગીરીથી પાછું કહયું; "ઘણી સારી છોકરી! વારૂં હવે આએ નાટક તમે લોક કરવાનાં છેઓ તેની વાત કરયે. નાટક પછી કંઇ ફારસ બી થશે કેની? જો થવાનો હોય તો, દીકરા, કોઇ અંદર પરીનો પાર્ટ બી આવે તેમ કર, ને તે પરીનો પાર્ટ મનેજ આપજે!"

આ છેલ્લું તે એટલાં તો ખરાં દીલથી—એટલી તો એશકાઇ શરમાઇને અને એવું તો ચીબીચાબી થઇને ધીમેથી બોલી કે પેહલાં તો મને બરાબર સંભળાયુંજ નહીં તેથી તે શું કહી મરતી હશે તે મને સમજાયુંજ નહીં, પણ બરાબર જ્યારે મને સમજ પડી ત્યારે માહરાથી ખડખડાત હસી પડયા વના ખરેખર ઘણીજ મુસ્કેલથી ટકી શકાયું!

"મને લાગેછ કે તું મને શીખવશે તો હું એ પરીનો પાર્ટ ઘણો મજેહનો કરશ," તેણીએ તદન ખરાં દીલથી કહયું, "એમ મજાહની આસમાનમાંથી સરસર ઉતરી આવતી

એક પરી!"—અને એમ છતાં તે એક સત્તર વર્ષની નાજનીન હોય તેમ એ કેહતાં પોતે ઓશરાતી ને લાલ થતી હતી! "એટલું કરજે, દીકરા, કે કોઇને મુતલગ જાંણવા ના દેતી જે મેં તુંને એ પાર્ટ મને આપવા કહયું. તું બધા પાર્ટસ ફીકસ કરે કેની ત્યારે જાંણે તાહરી મરજી ને પસંદગીથીજ કરતી હોય તેમ કરજે. ગમે તો કોઇ શાહજાદા સાથ મને પ્યારમાં પડતી દેખાડજે. તે બી હું તું શીખવશે તેમ ઘણું મજાહનું કરશ. એમ તો જો આજે માહરા બેહેરતી હૈયાત હોતે——"

અને એવું પટપટતી તે પાછી ઉઠીને બાહાર જવા ગઇ, પણ વળી જવા આગમચ, મેં જોયું કે, સાઇડમાંની એક ટેબલ પર તેનું કંઇ ધ્યાન ખેંચાતાં તે તરફ ગઇ, ને જરા વાર ત્યાં કાંઇ ફાંફાં મારયાં. તે પછી તે એક પરીનીજ અદાથી પંખો ખાતી એક નૌજવાંન નાજનીન પેઠે બાહેર ચાલી ગઇ.

એમ હું થોડોક વખત તદન એકલી પડી, જેવામાં મારકવીસ હરબર્ટ "શેકશપીઅર" લઇને ત્યાં પાછો આવી લાગ્યો, અને મને લાગ્યું કે મને તે ઓરડામાં તદ્દન એકલી પડેલી જોઇ તેનો ચેહરો ખુશીમાં ખીલીને એકદમ ગુલાબી બન્યો. મેં, તેથી, પેહલ્લાં તો તરત નજર ફેરવી નાંખી.

મેં તે પછી તેના હાથમાંથી "શેકસપીઅર"નું વોલ્યુમ લીધું, અને જ્યારે તેણે જોયું કે તેની ખુશાલીનો હું કશીજ રીતે પડઘા કરતી ન હતી ત્યારે તે એકદમ અદબવંતો તરતજ પાછો થયો. તેવામાં તો ડચેસ પણ ત્યાં પાછી આવી, અને અમે ત્રણેએ વળી સાથે બેસીને શેકશપીઅરનો "હેનરી ધી એઇટ"નો જે નાટક નકકી કરયો હતો તેનાં પાત્રો તપાસ્યાં ને નક્કી કરયાં.

એ દરમ્યાન ડચેસે ઘણીજ કાલજીવંત સભ્યતાથી મને જરા બી માઠું નહીં લાગે તે રવેસે જણવા દીધું કે માહરી તસ્દી ને જેહમતની તે ઘણી મોટી કદર કરશે, ને મને તેનું ઘણુંજ ઉદાર દામ આપવામાં આવશે. વળી એ ખેલમાં રાણી કૅથેરીનનો પાર્ટ માહરેજ કરવાનો હતો માટે તેને બરના માહરા પોશાકો સીવાડવા બી તેણીએ મને સત્તા આપી, અને તેના ખરચને મસે એક મોટી રકમ તુરત વેળા મને આપી રાખવી તે પોતાની પર્સ લેવા ઉઠી.

તે પેલીજ ટેબલ આગળ ગઇ જ્યાં લેડી મેનગોલ્ડે તે ઓરડામાંથી બાહેર જવા આગમચ કંઇ ધ્યાન ખેંચાતાં જઇને ફાંફાં મારયાં હતાં, અને હાલમાં ત્યાંજ ડચેસ પોતાની પર્સ શોહોધતી હતી.

"એ આએ શું મોહકાંન!" ડચેસે અરધું મનસે—અરધું મોટે પોકારયું; "મેં અહીં ટેબલ પર માહરી ચીકાર ભરેલી પર્સ મુકેલી હતી, અને—"

હું તો ગભરાઇજ ગઇ! હું આ ઓરડામાં એકલી પડેલી હતી ને પર્સ ગુમ થવાની આએ શી આપદા!

પણ મારકવીસ મને ચેહરામાં એકદમ લાલ થતી જોઇ ઘણા ગુસ્સાની અદાથી ઉઠયો, ને પોતાની મા આગળ ટેબલ કને જઇ તેણીના કાનમાં કાંઇ કહયું.

"ઓ, હા, એમજ હોશે," ડચેસે તરત ધ્યાંન આવ્યું હોય તેમ મોટેથી જવાબ કરયો; "પ્રુઇમાયેશ્ર પર્સ ઉચકી ગીયાં હોશે. ઘણુંજ બેધ્યાંન છે. પોતાની સમજીને ઉચકી લીધી હશે."

મને જરા ધીરજ આવી.

"લેડી મેનગોલ્ડ હમણાં ઓરડામાંથી બાહાર જવા આગમચ એ ટેબલ આગલ ગયાં હતાં ને એ તરફ જરા થોભ્યાં હતાં તે મને યાદ છે, યોર ગ્રેસ," મેં અત્રે યાદ થતાં તાપસી પુરી.

"બસ ત્યારે તો બરાબર તેવણુજ," ડચેસે કહયું, ને તે છતાં મેં બારી અજાયબી વચ્ચે જોયું કે એમ કેહતાં તેણીએ પોતાનાં બેટાને આંખ મારી!! ઓ ખુદા, ત્યારે શું હજી તે લોક મને ચોર ધારતાં હતાં? હરબર્ટનો ચહેરો દુખ પાંમેલો ને દીલગીર હોય એમ બી મને કાંઇ લાગ્યું; ને હું તેથી ઘણું દુખ પામી.

"લેઓ, મમા, માહરી પર્સ" મારકવીસે હવાં પોતાની પર્સ કાઢીને પોતાની માને પાસ કરતાં કહયું; "તમોને જોઇએ તે એમાંથી કાઢી લેઓ."

ડચેસે, એ ઉપરથી, એક ઘરખમ રકમની બેન્કનોટસ કાઢીને મને તે એમનીએમ પાસ કરતાં કહયું;" આએ તમારા બધા તાકીદના ખરચનું છે, મીસ રેફર્ડ, અને હવે જલદીજ મહેરબાની કરીને પાછાં આવજો ને મલજો. બાકીની કૅરેકટર્સ અમે કહયું તેમ પ્રોફેશનલ-માંથી જે લોકને તમે લાયક ધારો તે લોકને સપુર્દ કરજો, ને હવેનાં આવો ત્યારે તે લોકનાં નામનું લીસ્ટ બી લેતાં આવજો. અમો આએ વખને કોઇ બી દાહડો અત્રે ઘરમાંજ મલી શકશું."

મેં જવાબમાં ધીમે સ્વરે ઉપકાર માન્યો, કેમજે પેલી પર્સની વાતનો ખટકો મને ઘણોજ થયા કરતો હતો. મેં ચાહયું કે હું અત્રે આવીજ નહીં હતે, અથવા તો આવી ત્યારે આવો કદરૂપો બનાવ બનવા પાંમ્યોજ ન હોતે!

ડચેસે હવે હું જવા ઉઠી ત્યારે પહેલ્લી વાર મને મમતાથી શેકહેંડ કરી, અને મારકવીસ તો તારીફલાયક ભલાઇ ને નમ્રતાથી મને નીચે ગાડી સુધી પોતે મુકવા બી આવ્યો. આ ઘણું કહેવાએ, ને તે હું જોઇ શકતી હતી. એ મોટે ખાંચરે ઍકટ્રેસીસ તો ઘણાંજ તુચ્છ પ્રાણી લેખાએછે તે મને ખબર હતી, ને તેથી એ મા બેટાની એ ભલાઇ, જો પર્સને લગતો માઠો બનાવ વચમાં બન્યો તે નહીં થતે તો, મને ઘણી વધારે કીંમતી લાગતે ને માહરો જીવ જયાદા ખુશી થતે.

હવે વખત તો કાંઇ ખોટવાનોજ નહીં હતો. મને સપુર્દ થયલું એ કારજ ફતેહમંદીથી પાર ઉતારવાનું હતું, એટલે "આરલી હૅાલ"માંથી નિકળેથી હું પાધરી માહરો રાણીનો પોશાક તૈયાર કરવાનો હુકમ આપવા ફૅશનેબલ લતાની એક મોટી ધીકતી દુકાંનમાંજ ગઇ. ત્યાં ઘણાંક મારકેબીયાંઓની ગાડી બારણાંમાં ખડી હતી, અને હું પણ માહરી ગાડી તે અલગાર વચ્ચે એક ખુંણામાં ખડી કરીને દુકાંનમાં ગઇ.

તે રીજંટ સ્કવૅરના મોટા ફૅશનેબલ લત્તાની એક સૌથી ફૅશનેબલ ને ધીકતી દુકાંણ હતી, અને હું અંદર ગઇ ત્યારે મોટે ઘરની ઉમરાવજાદીઓ ત્યાં ખરીદીએ આવેલી ઘણી હતી. તરતજ મને બી તે દુકાંણવાલાઓએ ઓળખી—હું તેઓનું ઘરાક હતી—અને એક ટેબલ કને મને ખુરસી આપવા સાથે માહરો હુકમ સાંભળવા ધામધુમી અદા વચ્ચે એક મદદનીશ હાજર થયો.

---

## પ્રકરણ ૩૮ મું.

મેં તેને હુકમ આપ્યો. મને જોઇતું કાપડ કાઢી લાવવા મેં તેને ફરમાવ્યું, ને તે લાવે તેટલાં નવરી પડેલી હું માહરી નજર ત્યાં જમા થયલાં બૈરાંઓ પર દોડાવતી હતી, તેટલાં ઓજજા! કેથી માહરી બાજુમાંનીજ ટેબલ પર તો પેલી મંગલમુરત—પરીનો પાર્ટ કરવા તૈયાર થયલી પાંસઠ વરસની ઘરડીભાર લેડી મેનગોલ્ડ હતી!! તે બી કાંઇ કાપડો કઢાવતી ને જોતી હતી.

તેને જોઇને માહરાથી હસ્યા વના રેહવાયું નહીં, કેમજે તેનો એ પરી થવાનો લોભ મને તરત પાછો યાદ આવ્યો. વળી તેજ હરોલમાં પેલી પર્સની વાતની બી મને પાછી યાદ થઇ, ને હું ગંભીર બની. શું ખરેખર આએ બુઢી ચોટ્ટી હશે? શું પર્સ એણેજ ઉંચકી લીધી હશે? જાંણીબુજીને ચોરીજ કરી હશે કે ભુલથી લઇ લીધી હશે?

મને ખાત્રી હતી કે એ વાંદરીએ મને જોઇ હતી, પણ અત્રે ખસુસ મને ઓળખવાના તે અખાડા કરતી હતી. બધી આ મોટે ઘરનીઓનાં દેખતાં તે માહરા જેવી એક મીસ્કીન ઍક્ટ્રેસને "વીશ" કરે એ બનેજ કેમ? હું તેથી એ હેતુ સમજી જઇ વધતી ગમત પાંમી. અલબત મેં બી તે ઘણી નજીકમાં છતાં તેને મુતલગ વટાડી નહીં.

એટલામાં તો પેલો મદદનીશ મને જોઇતા તાકા બતાવા લાગ્યો, ને હું માહરાં કામમાં પડી. મેં જરૂર જોગી ઘણીએક ખરીદીઓ કરીને ઘણાએક હુકમો આપ્યા, જયારે હું બાડી આંખે જોયા કરતી હતી કે પેલી ઘરડી વંત્રી તો કંઇજ લેતી ન હતી. તે લેસ ને રીબન વિગેરે અમથુંજ મંગાવ્યા કરતી ને ઉથલપાથલ કરીને જોયા કરતી. એવામાં માહરી ખરીદીઓ ખતમ થઇ ને માહરૂં બીલ લેવા આદમી ગયો તેજ વખતે લેડી મેનગોલ્ડે બી પુરૂં કરયું. તેણીએ કાંઇ ધુલ જેવું થોડુંક લીધેલું ને તેનું બીલ મંગાવ્યું, ને બીલ લેવા આદમી ગયો તેટલાં મેં શું જોયું? વાંચનાર શું ધારશે? તે મોટે ઘરની "લેડી"ની બલારતને બી ખબર નહીં કે માહરી તેના પર નજર હતી. લોભ પોતે આંધળો છે, ને તેના સપાટામાં સપડાયલાં-ઓની બી તે આંધળાંજ કરી મેલે છે. તેણીએ પોતાનો રૂમાલ પાસે ટેબલ પર પડેલા કીંમતી લેસના ઢગલાપર નાંખ્યો, ને ચડપ દેતાં કે મોંઘી ઉંચી લેસનાં ખાસ્સાં ત્રણ બંડલો ઉપાડી લઇ પોતાના હાથ માંહેલી બૅગમાં ચેસવી દીધાં!!

માહરા તો જાંણે માન્યામાંજ ન આવે! આવી મોટે ઘરની—એક આગેવાન ડચેસની ફુઇ ને પોતે બી એક લૉર્ડની પરણેતર તે આવી ચોટ્ટી! પણ મેં એ એટલું તો આબાદ

જોયું હતું કે માહરા મનમાં તે બાબે કશીજ સંદેહ રહયો ન હતો: અને હવે ત્યારે પેલી ગુમ થયલી પર્સની ચોર પણ એજ એબલગામણી હતી એમ માનવામાં શક શો રહયો?

હવે માહરે કરવું શું? શું માહરે દુકાનવાલાઓ આગલ આ બુઢીને ઉઘાડી પાડી તેને પકડાવવી નહીં જોઇએ?

પણ હજી તો હું એ વિચાર કરૂં તેટલાં એક સેલ્સમેન મદદનીશ માહરી પાસેનો ટાકો ખસેડવાના ઢોંગથી માહરી બાજુમાં આવ્યો, ને માહરા કાનપર પડીને કહ્યું, "મીસ ટ્રેફર્ડ, કંઇજ બોલતાં ના. મેહરબાનીની રાહે એ વાતનો જરા બી ઘોંઘાટ થવા ના દેતાં. અમો એ ચોરીની વાત જાંણયેછ. અમો બધાએ જોયલું છે."—અને તે એટલું કહીને તરતજ હટી ગયો.

હું દંગ થઇ ગઇ! તે લોકો જાણવા છતાં આ લુચ્ચીને ફાવવા દેતા હતા?

પેલા હાથ પર પેલીને બીલ લાવી આપવામાં આવ્યું, જે નજીવી જેવી રકમનું હતું, ને તે ચુકવી તેણીએ કશાંમાં હોય નહીં તેમ ત્યાંથી ચાલતી પકડી. માહરી બણી જોવાના સરયામ અખાડાજ કરયા—જોકે તે બેહેસ્તીવાલીને તો સ્વપ્ને પણ ન હતું કે મેં કે કોઇ બી બીજાંએ તેને ચોરી કરતાં જોઇ હતી!

અને એટલામાં દુકાંણ ઘણીખરી ખાલી થઇ ગયલી હોવાથી મેનેજર પોતે હસતે ચેહરે માહરી આગલ આવ્યો, ને હું બેઠી હતી તેની સાંમી બાજુની એ ટેબલ આગલ ઉભો.

"તમો ઘણાં અજબ થયાં ને કમકમ્યાં આએ એક અમારે ત્યાં ચોરી થતી જોઇને, મીસ ટ્રેફર્ડ?" તેણે હસતે ચેહરે પુછયું.

"બેશકીતજ!" મેં જોશથી કહયું; "તમે એ લુચ્ચીને પકડાવી કાંય નહીં?"

"અરે ભલાં બાંનુ, એ તો અત્રે રોજનું છે," પેલાએ હસીને જવાબ કરયો. "એ મોટે ઘેરની થોડીક ચોરાંવમાં લેડીઝની તો એક ગૅંગ (ટોલી) છે. તે લોક દુકાંણ પર આવે કે અમે ઘણીજ નીઘાહ રાખ્યેછ, ને બનતાં સુધી તો તે લોકને કાંઇ બી તફડાવાની તક અમે આપતાજ નથી, પણ કોઇ વખત ઉપરનો આદમી જરાક બેફાદ થાયછ કે થાપ ખાઇ જઇએ છીએ. આજે પાછું તેમજ બન્યું. એ લુચ્ચીએ એક પાઉંડનું વેચતું લીધું ને પાંચ પાઉંડની અમારે ત્યાંથી સાહુકારીભરી ચોરી કરી ગઇ!!"

"પણ ત્યારે તમે તે ચાલવા કાંએ દીધું?"

"બીજે અમારી પાસે ઉપાયજ નથી, મીસ," પેલાએ ગંભીરતાથી સમજ આપી. "એ ઍરીસ્ટોક્રેટીક (મોટે ઘેરનાં) લોક અકેકપર મરવાવાલાં ને અકેકના વાંક પર મજબુત ઢાંકપીછોડો કરવાવાલાં થાયછ, ને તે વાતમાં એ લોક એક અજબજેવો એકસંપ ધરાવેછ. હવે ધારો કે અમો હમણાં આએ ડોસીને પકડાવીને પોલીસના હાથમાં આપ્યે તો ઘણું બનવાજોગ છે કે એકાદ મેજીસ્ટ્રેટ વાંકોસમો થતને બી આખરે એને દંડ તો કરે, પણ પછી અમારો તો નાશજ થઈ જાયની?"

"તમારો કે લેડી મેનગોલ્ડનો?" મેં અજાયબીમાં પુકારયું.

"અમારો," પેલાએ ભાર નાંખીને કહ્યું; "પછી એ મોટે ખાંચરેનું કોઇ બી દાહડે કોઇ અમારી દુકાંણે સસરેજ નહીં!"

"ઓ ખુદા!" મેં તાજુબીથી પુકાર્યું; "પણ એ તે શું એ મોટે ઘેરનાંઓની નીતી કેહવાએ?"

"આગ લાગે એ મોટે ઘેરનાંઓની નીતીપર!" તે વેપારીએ મોટા ગુસ્સાથી બખાલ્યું; "મોટાં એટલાં ખોટાં. એ લોકને બાર નીતી જેવું બલ્યુંચજ શું? હું નથીજ કેહતો, મીસ ટેફ્ડ, કે બધાંજ મોટે ઘરનાં બુરાં છે, પણ માહરૂં ખરાં દીલનું માનવાનું છે કે જે નીતી અને સચ્ચાઇ ગરીબની ઝુંપડીમાં જે પ્રમાણમાં મલી આવે છે તેને અરધે હીસ્સે બી એ તવંગરોના મેહેલમાંથી તે શોધી કાઢવાની ઉમીદ રાખવાજ નથી. હવે, તેથી, ટુંકમાં વિનંતી એટલીજ છે, મીસ, કે તમે આએ દુકાંણમાં એ લુચ્ચી લેડી મેનગોલ્ડના સંબંધમાં જે જોયું તે વાત અમારે ખાતર મેહેરબાનીની રાહે તદ્દન ખાનગીજ રાખજો."

મેં, અલબત, એવા સંજોગો વચ્ચે તે બાપડાની તે અરજ કબુલ રાખી. મને શું પડી? માહરે શું કામ તેનો ધંધો, તે બીહીતો હતો તેમ, ખરાબ કરવો જોઇએ?

એ પછી ઘર પાછી ફરતાં ગુમાયલી પેલી "પર્સ"ની વાત પર મેં પાછો વિચાર કીધો ને હવે મને પુરતી ધીરજ મલી. મેં જોયું કે ડચેસે પોતાના દીકરાને જે આંખ મારી હતી તે માહરે વાસ્તેની કોઇ શંકાથી નહીં પણ એ લુચ્ચીએજ તે ચોરી લીધેલી હોવી જોઈએ એવું પોતાના દીકરાને દર્શાવવા. વળી હરબર્ટના ચેહરા પર જે દુખની કે ગુસ્સાની લાગણી પ્રગટ પડેલી માહરા જોવામાં આવી હતી તે પણ એવી એક નાલાયક સગીને પોતાને બાપને ઘર સપોતવી પડતી તે સંતાપને માટેજ હતી એમ હું હવે ખુલ્લું જોઇ ને સહમજી શકી, અને તેમ થવાથી બેશક માહરા જીવને ઘણી ધીરજ મલી.

ત્યાર બાદ ઘર જઇને મેં નોરમનવાલાંઓ આગલ ડચેસને ત્યાંની મીલાકાતની બધી વાત કહી અને તે મેહરબાંનોની મદદ ને શામીલગીરી માંગી, જે તેઓએ મોટી ખુશી સાથે એકકે બોલે આપવા કબુલ કરયું. અલબત, કોઇની બી તસ્દી ને મેહનત ખાલી તો જવાનીજ નહીં હતી, કેમજે ડચેસને ત્યાં નાણાંની તંગી કશીજ હતી નહીં, ને બધાંને છુટટે હાથે ખુશી કરવામાં આવે એ સંભવ દેખીતો મોટો હતો. એટલા માટે નોરમનવાલાંઓ ઉપરાંત બીજાં બી કંપનીમાંથી અમને આંઠ દસ આગેવાન ખેલાડીઓની મદદ લેવાની હતી, અને તેથી જેમ અમારે માટે તેમજ તેઓને વાસ્તે કંપનીના માલીક મી. રીચર્ડસની રજા મેલવવા મી. નોરમને મને ભલાંમણ કરી.

તે રજા તે મુજબ ઠીએટરમાં બીજે દાહડે હું ગઇ ત્યારે મેં મી. રીચર્ડસ કને માંગી લીધી, ને તેણે તે કશી બી આનાકાની વગર મને ઘણી મોટી ખુશીથી આપી. એક તો તે માહરા પાર્ટસ પર લોક કુરબાન થતું હોવાથી મને રાજી કરવા ને રાજી રાખવા ઘણો આતુર હતો, અને બીજું તો ડચેસ ઑફ આરલીનું નામજ, મેં જોયું કે તેનાં દીલમાં ચમક ચાલુ કરવા પુરતો તલેસમ હતો. તે એ જાતનાં મોટે ઘરનાં કુલોની મુરબ્બીગીરી ઘણીજ શોધતો ફરતો હતો, અને તેથી ડચેસે આટલી બધી કંપનીઓમાંથી માહરી (એટલે તેની

કંપનીની) પોતાને ત્યાંના ઍમેચ્યુઅર નાટકમાં મદદ ને શામીલગીરી માંગવાનું અમને માન આપ્યું તેથી તે ઘણો ખુશી થયો. તેણે પોતે, વળી, સીનસીનરી, વિગેરેની જે જોઇએ તે મદદ આપવા વટીક વગર કેહવે કબુલ કરયું—અને એ મુજબ ડચેસને ખાસ કેહવા મને ફરમાવ્યું એટલે દીસ્તુંજ હતું કે એ રીતે કેટલીક હદ સુધી તે પોતાનું તરયારૂં ટાઢું કરવાની પણ ઘણી ગણત્રી ને ઉમીદમાં હતો!

અને એ રીતે એ બધી ગોઠવણો પાકી થવા કેડે ત્રીજે દિવસે હું પાછી "આરલી હૉલ"માં ડચેસને મળવા ગઇ. એ દાહડે પણ મેં, મને કેહવામાં આવ્યું હતું તેમ, તેજ ત્રણ વાગતાના અમલનો વખત પસંદ કરયો, ને તે મા બેટા બંને મને ઘરમાંજ મલ્યાં. પેલી મંગલસુરત લેડી મેનગોલ્ડ તે દાહડે સારાં કે માઠાં નસીબે ત્યાં હાજર હતી નહીં.

ત્યાં અમને નજદીક બે કલાકની રોકાંણ થઇ, ને બધી શરૂઆતની ગોઠવણો પાકી થતાં હું જવા ઉઠી ત્યારે આગળ જેટલીજ સભ્યતાથી ડચેસે મને પોતાનો હાથ આપ્યો. એ ઉપરાંત વળી આગલ માફક મારક્વીસ મને ગાડી સુધી મુકવા આવવા જતો હતો, પણ મેં જોયું કે તેની માતાએ તેને આંખના એસારાથી એમ કરતો રોકયો, અને તેથી તે માહરી જોડે નીચે આવી નહીં શકયો; પણ હું તેથી ખરે મને ખુશીજ થઇ. મેં એ બે કલાકની ત્યાંની રોકાંણો દરમ્યાન ઘણી વાર એ જવાંનને "પ્યારની આંખો" એ મને ટીકટો પકડયો હતો, અને જોકે માહરી નજર ખેંચાતાં તે તુરત આંખ ફેરવી નાખી અદબવંતો થતો હતો પણ, સામટી રીતે, એ છોકરાના સંબંધમાં હું થોડીક ફીકરમંદ થઇ ચુકી હતી ખરી, અને તેથી ડચેસે તેને રોકયો ને તે મને ગાડી તક મુકવા નહીં આવી શકયો તેથી હું તો સાંમી માહરાં મનથી રાજીજ થઇ.

અને હું માહરી ગાડીમાં બેસવા જતી હતી તેટલાં લેડી મેનગોલ્ડ પોતાની જોડીની બ્રાહોનમમાં ત્યાં આવી લાગી. તેણે મને જોઇને તરત ધડડોક કરીને મને પોતાની કને બોલાવી. મેં, મગર, તેને જોઇજ ન હોય તેમ હું તો અખાડા કરીને ગાડીમાં બેસી જવાનું કરતી હતી, જ્યારે તે તરતજ પોતાની ગાડીનું બારણું ઉઘ્રાડી બાહેર કુદી પડી, અને વંટોલ્યાની અદાથી માહરૂં નામ પુકારતી માહરી કને ધસડાઇ આવી, એટલે ફરજ્યાત મને થોભવું પડયું.

"કાંએ, મીસ ટ્રૅફર્ડ, મને જોઇને જાંણી જોઇને અખાડા કરેછ?" તેણીએ ઘણી દોસ્તીના હાવભાવથી કહયું; "તે દહાડે પેલી દુકાંણમાં મેં તને "વીશ" નહીં કરયું તેથી ગુસ્સો લાગોછ કે? પણ ચેરી, તેં જોયું નહીં કે ત્યાં એટલાં બધાં મોટે ઘેરનાંઓ વચ્ચે હું કેમ તુને બોલાવી શકું? માહરા બેહેસ્તી પોને જો એ વખતે જીવતા હોતે તો——"

"તમે મને ત્યાં નહીં "વીશ" કીધું ને નહીં બોલાવી તે ઘણું સારૂંજ કરયું, લેડી મેનગોલ્ડ," મેં ટણકાથી કહયું.

"ઓ, કાંએ, એટલી બધી શાંની ઉંચકઇ જાએછ?" તેણે ગુસ્સાથી છછણી પડી કહયું—પણ બીજીજ પળે વળી પાછી પોતે પરીનો પાર્ટ કરવાની મીઠી ગરજની વાત યાદ આવતાં નરમ પડી લટી જતાં તેણીએ વધારયું, "લે ચાલ, નાહક ના થા! મનમાંથી વાત કાઢી નાંખ.—ને પછી માહરે વાસ્તે શું નક્કી કીધું? પેલી પરીના પાર્ટને વાસ્તે તેં

ડચેસને કહયુંછ કેની ? જો જરૂર એટલું કરજે હં ! હું તાહરે ભરોસે છેઉં. મેં એક ધણીજ મજાહનો સફેદ ફ્રૉક બી તૈયાર કરવા આપેલો છે. તેને ફરતી ધણીજ ઉચાંમાંની ને ટેરટપુલ લેસ મુકાવાની છે. મેં ધણી નાદર લેસ——"

"ચોરી કીધેલી છે," મેં પુરૂં કરયું—અને પેલી તો સપેં ડંખ મારયો હોય એટલી બધી તે સાંભળતાં ચમકી ! અલબત માહરૂં ધણુંજ ઉભાઇ ગયું હતું, ને આ કમીની અબળા માટેનો માહરો ધીકકાર હું મુતલગ છુપાવી શકતી ન હતી, એટલે માહરાથી જાંણે ફરજયાત બોલાઇજ ગયું. એટલુંજ કે તેની કે માહરી ગાડીના કોચમેન કે સઇસ સાંભળે નહીં તેમ હું એ ધણા વધારે ધીમા સાહાદેજ બોલી હતી.

"તમારી એ નજીસ ચોરીની શરમભરેલી કેફયત હું જાણુંછ, લેડી મેનગોલ્ડ," મેં જારી રાખ્યું, "ને તેથી હવે તમે તમારી હુસ્યારીમાં રેહજો ને મને છેડતાં નાઃ ને ચાલો, રસ્તો આપો, મને વખત થાયછ !"

"ઓ એમ કે, મુઇ કુત્રી ?" પેલીએ ગુસ્સાથી ચેહરામાં કાળી ઠણુક જેવી થઇ ધાડા જાડા અવાજે કહયું; "પણ તું જો તો ખરી હું એનો તુંને કેવો સવાદ ચખાડુંછ તે હાઆઆ, આએ વખતે માહરા બેહેસ્તી હૈયાત નહીં મલે રે ! તેવણ જો હૈયાત હોતે ને——"

પણ હું આગલ સાંભળવા થોભીજ નહીં, ને તેનો ખુલ્લો તુચ્છકાર કરી ચાલી ગઇ, કે જ્યારે બીજીજ પલે તો મને લઇને માહરી ગાડી ત્યાંથી આગલ ગબડતી થઈ.

એ પછી પીકેડીલીના રસ્તા પરથી માહરી ગાડી જતી હતી તેટલાં મેં લૉર્ડ રેવન્સ-ક્લીફને તે બાજુની પગથી પરથી ચાલી જતાં જોયો. વળી મેં જોયું કે તેણે મને બી જોઇ ને ઓલખી, એટલે તરત કોચમેનને એસારત આપી માહરી ગાડી ઉભી કરાવી, અને પછીથી તે માહરી આગલ દોડી આવ્યો.

"ઓ મીસ પરસી, સારૂંજ થયું તમે હમણાં મને મલી ગયાં તે," તેણે ઉલટમંદ કહયું; "પેલાં જે બાંનુ ને પ્રહરયે ઠીએટરમાં તમો બેહોસ થયાં હતાં ત્યારે તમને પોતાની સંભાલમાં લીધાં હતાં કેની તે લોકને મેં અબધડી જોયાં, ને જોતાં સાથે તરતજ પાછાં ઓલખ્યાં !"

"ઓ કોણ છે તે લોક ? કાંહાં છે તેઓ ?" મેં ધણું આજુંવાર પુછયું.

"પેલી સાંમેની દુકાંણુમાં ગયલાં છે," તે લૉર્ડે જવાબ કરયો. "પેલી ઉભીછ તે જોડીની ફ્રેટનમાંથી અબ ઘડીજ ઉતરયાં."

મેં તે તરફ ડોકાવ્યું.

તે મને બતાવામાં આવેલી દુકાંનુની બાજુમાં એક ફ્રેટન ઉભેલી હતી ખરી, ને તે મેં જોતાં સાથે ઓલખી. તે પેલાં પાર્કસવાળાંઓની ગાડી હતી !

"આવોની, હું હાથ આપું ને તમને તે તમારાં ફ્રેંડસ આગળ લઇ જાઉં !" રેવન્સ-ક્લીફે માહરાં મનનો ગભરાત પીછાંણ્યા વગર નિર્દોસતાભરી સાદાઇથી મને ઑફર કરી.

"નહીંજી, હમણાં નહીં, હમણાં મને વખત નથી, ને હાલ એ લોકને એ લોકનાં કામ વચ્ચે રોકતી જઇને માહરે મલવા કંઇ જરૂર બી નથી. હું તો ફક્ત જાંણુવા માંગતી હતી કે એ કોણ હતાં," મેં કહયું.

"અને તમે જાણ્યું?"

"હા. એ લોકની ગાડીપરથી મેં તરત પીછાંણ્યાં. થેંક્સ," મેં જવાબ કરયો;—અને ત્યારે રેવંન્સકલીફ માનથી તોપી ઉંચકી ચાલતો થયો, ને માહરી ગાડી આગલ વધી.

હવે ત્યારે સઘળું દીવાની જોત જેવું દીસ્તું હતું! આએ કમીનાં—માહરાજ મમાચાના પૈસાથી પોખાયલાં અને મોટેરાં થયલાં આયંદા માહા બુરાં પુરવાર થતાં હતાં. તેઓ માહરાં બુરાંમાં હોવાંજ જોઇએ. કલેરનાં દેખીતી રીતે તેઓ મલતયાં હતાં, ને તેથીજ પહેલ્લી વખત બી મને ભાડુતી ગાડીમાં કલેરને ત્યાં પુગાડવાનો કરનલ બૅલ સાથે મલી જઇને તે હેરેમંદોએ તાગડો કરેલો હવે પુરવાર થતો હતો. વળી આ વખત પણ તક મલી જતાં બીજી મરતબે તેઓ કલેરને ત્યાં મને પકડી લઇ ગયાં હતાં. તેઓ તે નાલાયકની એ નહીં ધારેલી નાપાક ખીદમતથી તેને નવાજવા ને અજબ કરવાજ મને નાટકશાળામાંથી ઉપાડી લઇ ગયલાં હોવાં જોઇએ. અરે કેવી નીમકહરાંમી! કેવી નામોશી! કેટલો દગો! મેં જોયું કે લેડી લીલા બી એ લોકના સંબંધમાં ઠગાઇ હતી, કેમજે મેં જ્યારે તેને પુછયું કે માહરા સંબંધની એ જાસ્તીમાં તેઓની શામીલગીરી હશે કે નહીં ત્યારે તેણીએ થોડોક વાર વિચાર કરીને મને સાફ ના કેહયું હતું. હવે, તેથી, જે પહેલી તક મલે ને એ નાચીજ લુચ્છાંઓ સાથ માહરી અનાયસે કેયે મીલાકાત થઇ જાય ત્યારે તેમને તેમનું તરકટ પકડાયલું હોવાનું હીંમતથી કહી સંભળાવાનો મેં માહરાં મનથી નિશ્ચય કરયો. અલબત, તેમણે ઝખવાણું કરવા વાસ્તે ચાલી-ચલાવીને કજીયો શોધતી તેમનાં પલીદ મકાંનપર જવા મને ગમ્યું નહીં, ને હાલ તુરત તેની કોઇ તાકીદ કે જરૂર બી નહીંજ હતી.

હું છેલ્લી એ લોકને ઘર જમી આવ્યા પછી પાછી કદી ગઇજ ન હતી. કેયે કેયે રસ્તામાં બે ત્રણ વાર એમ તો મલી હતી ખરી, ને મને પોતાને ત્યાં "આવતી નહીં કે?—જરૂર આવજો" કરીને ઘણી દોસ્તીના ઠગારા દેખાવથી તેઓએ નેડી વટીક હતી, પણ મેં હંમેશ નાજ કહયું હતું. નહીં કે તેઓને આટલી હદ સુધીનાં દગાબાજ ઓળખી ના કહયું, પણ કોઇ સ્વભાવિક પ્રેરણાથી મને એ લોક ગમતાંજ ન હતાં. એટલાવાસ્તે આયંદા આ તેઓની ઠગાઇ પકડાઇ આવવાથી હવે હું તેમને તેમનાં ખરાં પલીદ સ્વરૂપમાં જોઇ શકી, અને જોઇ શકી ત્યારે તેઓને બેવડી ને ચોવડી ધીકકારતી થઇ.

---

## પ્રકરણ ૩૯ મું.

એ રાત્રે પાર્ટ કરીને હું ઘેર આવી ત્યારે ઘણી થાકી ગયલી હતી, અને તેથી જમવા વગરજ નોરમનવાલાઓને કહીને હું પાધરી માહરા ઓરડામાં સુવા ગઇ. ત્યાં હું જલ્દી ઉંઘાઇ ગઇ, પણ તાજુબ કે તે દાહડે હું સરેરતા મુજબ નીરાંતની ઉંઘે મુતલગ ઉંઘાઇ શકી નહીં. મને ભયભીત સ્વપ્નાઓ થયા, અને તેમાં કમીના કલેરની સુરત પાછી ને પાછી મને

સતાવતી માહરી સાંમે ઉંઘમાં ખડી થતી હતી! લેડી લીલા બી સ્વપ્નામાં આવ્યા કીધી, ને એ ઘણું અજબ થયું કે તે અને કલેર બંને સાથેજ મને દેખાતાં થયાં—જાંણે તે બે એકજ અથવા જોડાયલાં હોય! એજ દરમ્યાંન, વળી, મને ઉંઘમાં ભાસ થવા માંડયો કે કોઇ માહરા ઓરડામાં હતું! કોઇ! કોણ? સફેદ ઝભામાં ને છુટા બાલ સાથ એક પેલી દુન્યાની રહીશ જેવી શોકાતુર ચહેરાની એ કોણ મને અત્યારે અત્રે બીહીખરાવા આવી હતી? તેના હાથમાં એક મીનબતી બલતી હતી, અને તે લઇને માહરા પલંગ આમલ ફેરા ફરતી હું તેને ઉંઘમાં જોતી હતી!

હું ત્રાસી ગઇ. હું ઘણીજ બીહીધી. પરસેવાથી માહરું કપાલ તદન તર થઇ ગયું. મેં જાગવા માંગ્યું—મેં ચીસ પાડવા ચાહયું, પણ તે કશુંજ હું કરી શકી નહીં; અને તેવામાં એક ધીમાં પણ પ્રગટ ડચકાંનો—ખરાં દુખમાં ધીમું રડતાં ખેંચવામાં આવેલાં એક દયામણાં ડચકાંનો તે અવાજ વટીક માહરે કાને આવ્યો! એ ઉપરથી મેં એક મોટી જેહમત જાગી ઉઠવાને કરી, કે જ્યારે મને લાગ્યું કે તે અબળાનો આકાર તે ઓરડામાંથી અલોપ થઇ જતો હતો, અને જ્યારે હું ધડક ધડક થતી છાતીએ ચમકી ઉઠીને માહરાં બીછાંણાંમાં બેદાર થઇ બેઠી ત્યારે તે ઓરડામાં કોઇ ન હતું! બતી જે હું સુવા જતા આગમચ બુજાવતાં ભુલી ગઇ હતી તે તો ટેબલ પર જેમની તેમ ટપ્પર જેવી બલ્યા કરતી હતી, પણ તે ઓરડામાં તો મેં ચોગરદમ નજર દોડાવી જોયું કે ખરેખર કોઇજ ન હતું!

પણ માહરાં મગજમાં હું તદન ચોકકસ હતી કે કોઇ ખરેખર એ ઓરડામાં આવી ગયું હતું!! જુલીનો ઓરડો પાસેજ હતો ને અમો ફક્ત બારણાંપર બારણાં નાંખી સુતાં હતાં. વળી આગલું બારણું બી અમો બંધ કરતાં ન હતાં, અને તેથી મીસીસ નોરમન કે જુલી તો નહીં આવી ગયાં હોએ?

પણ તેઓ શું કરવા મને એમ બીહીખરાવા આવે? મેં ઘડયાલ તકયા તલેથી કાઢીને જોયું તો તે વખતે મધરાતના બે વાગેલા હતા, અને ત્યારે એટલી બધી મોડી રાત્રે તેઓ મને ડીસટર્બ કરતાં માહરા ઓરડામાં આવેજ શું કામ, ને આવે તો મને જાગતી જોતાં સાથે પાછાં ન્હાસી કાંએ જાય?

અંતે થોડીક અછાડપછાડ કરીને હું પાછી સુતી ને ઉંઘઇ ગઇ. જે પછી જાગી ત્યારે તડકાં ચઢેલાં હતાં. હવે ગઇ રાતના માહરા સ્વપ્ના ને બીહીકની મને પાછી યાદ થતાં માહરાથી માહરાં મનસે હસ્યા વના રહેવાયું નહીં. એમ છતાં, મને હજી પણ ઘણી મજબુતીથી લાગ્યા કરતું હતું કે મેં તે જેયલું બધુંજ કાંઇ સ્વપ્નવત ન હતું. ઓરડામાં કોઇ આવી ગયું હતું એમ તો મને હજી એ લાગ્યાજ કરતું હતું, ને મેં જોયું કે જો કોઇ કારણથી કોઇ આવ્યું હશે તો તે મને વાતમાં વાત મેળવી પોતેજ કહેશે, પણ કોઇ બી કંઇ બોલ્યુંજ નહીં, એટલે મેં મીસીસ નોરમનને જુલીને કે અમારી "મેડ"ને વટીક પુછયુંજ નહીં. કોઇ અમસ્થાં મને હસે તેની મને ફીકર થઇ. મને હવે ફરજ્યાત એમજ મનથી માનવું ને કબુલ કરવું પડયું કે એ મેં જોયલો આખો દેખાવ પેહલાંથી છેલ્લાં સુધીનો સ્વપ્નોજ હશે.

બીજી બપોરે પાછું મને "આરલી હૉલ"માં જવાનું હતું, ને હું તે મેહેલ પર ઉતરી ત્યારે મે જોયું કે વરંદા પર એક કોઇ ઘણા તુચ્છ જેવા દેખાવનો આદમી ઉભો રહીને

કોઇ ભીખારી સાથે રકઝીક કરી તેને ધરમબોધ કહી સંભળાવતો હતો. તે ઘણીજ બેઠી બાંધણીનો, આંગમાં દુબલો ને પતલો, એક ખરેખર તુચ્છ દેખાવનો આસામી હતો. અવાજમાં, વળી, અધુરામાં પુરૂં—તે ગુંગણો હતો!

"તું મજુરી કર! આખાખાઉની કાંની ભીખ શાની માંગેછ? શું કરવા તુંને આપવું જોઇએ? સોસાયટી તરફની માહરી ફરજને વાસ્તે માહરે તો તને પોલીસના હાથમાંજ આપવો જોઇએ. હરામખોરીને ઉત્તેજન હું કદી આપતોજ નથી, પણ લે, આએ એક શીલીંગ લઇને આજે તો ચાલ્યો જા. આજનો દાહડો તે——"

અને એટલાંમાં તો હું અંદર ચાલી ગઇ, એટલે એ સંભાશણનો બાકીનો હીસ્સો કાંઇ માહરા સાંભળવામાં આવ્યો નહીં. આટલું બી હું સાંભળી શકી તે એમ કે ગાડીમાંથી ઉતરવા પછી "કૉશચ્યુમ" (પોશાકો)ને લગતી હું બે ત્રણ બુકસ ડચેસ ને હરબર્ટને બતાવા જોગી જે માહરી સાથે લાવી હતી તે કઢાવતાં સુધી માહરે ગાડી આગલ થોભવું પડયું હતું.

મને એ પછી ધારા મુજબ ઉપર ડ્રૉઇંગરૂમમાં લઇ જવામાં અને ત્યાં બેસાડવામાં આવી. હું ત્યાં એકલીજ હતી, ને બાજુમાંના એક ઓરડામાં ઉઘડતું બારણું, મેં જોયું કે, લગાર ઉઘાડું રહી ગયલું હતું, મને નહીં ખબર કે ડચેસ ત્યાંજ હશે. મને લઇ જઇને અંદર બેસાડનાર પેલા દરબાનને બી તે ખબર નજ હોવું જોઇએ, કેમજે મને બેસાડીને ને તો મેહલના બીજા કોઇ ભલતાજ ભાગમાં ડચેસને માહરાં આગમનની ખબર આપવા ચાલતો થયો હતો, અને હવે હું ત્યાં એકલી પડવા પછી બે ત્રણ મિનીટે ડચેસને પોતાને મેં ઘણા ગુસ્સાથી બોલતાં સાંભળી!

"હું જાણુંછ તાહરૂં માથું સાએ ફરી ગયુંછ ને કોણે ચેરવી મુકયુંછ તે, બેવકુફ છોકરા!" તે ગુસ્સાથી બખાળતી હતી, "પણ ઘણું ધ્યાંન રાખજે કે તેવું કંઇ બનવાનું નથી. બતાવ તો ખરો કે આવી મોભાદાર ને મોટે ઘેરની એ લેડી સીસીલ્યા અરબનને વાસ્તે તુંને ના કહેવાનું કારણુજ શું છે?"

"કારણ શું હોય, મમા?" અહીં હરબર્ટ બી ગુસ્સાથીજ બોલતાં સંભળાયો; "તમે શું કરવા એવાં રદુપીડ અનુમાનોથી વેહમાયા કરોછ? મેં તમોને કહયું કેની કે મને તમારી સીસીલ્યા નથી ગમતી? હું તેને નથી ચાહી શકતો?"

હયાં મેં જોયું કે આ તો ઘણું ખાટું થતું હતું! આ મોટે ઘરનો બખેડો હું માહરી મરજી નહી છતાં સાંભાળવા પાંમતી હતી તે ઘણું ગોજું હતું, જેથી મેં પોતેજ મને જાહેર કરવા મોટેથી એક ખંખાર મારયો.

"ચપી જા, પાસે કોઇ ડ્રૉઇંગરૂમમાં છે," આ ઉપરથી તરત ડચેસ ગભરાઇને ધીમે સાદાદે બોલતી સંભળાઇ—ને બીજીજ પળે તો બારણું ઉઘાડીને તે અંદર ધસી આવી.

તે મને જોઇને મુરબ્બીગીરીના મીઠાસથી હસી—જોકે રખે મેં કાંઇ સાંભળ્યું હોય તે વાસ્તેનો તેણીનો ગભરાત હું તેણીના ચીંતાતુર ચેહરામાં ઘણો પ્રગટ જોઇ શકતી હતી.

"ઓ ક્યારેકનાં આવ્યાંછ તમે, મીસ ટ્રેફર્ડ!" તેણીએ સાધારણ પુછતી હોય તેમ પણ ખરેખર તો નક્કી કરી લેવાની મતલબથી મને સવાલ કરયો.

"હું અબઘડીજ આવી, યૌર ગ્રેસ; મને દરબાન અત્રે બેસાડીને તમને ખબર કરવા ગયો તેટલાં તો તમે આએ ઓરડામાંથી બાહેર આવ્યાં."

તે (ડચેસ) ધીરજ પાંમેલી દેખાઇ.

એ પછી હરબર્ટ બી ત્યાં આવ્યો ને અમો ત્રણે કામે વલગ્યાં, પણ મેં જોયું કે તે જવાંન આજે ઘણો વધારે ઉદાસ, બેધ્યાંન ને વિચારવંત હતો. અમારાં કામમાં પણ રોજના જેટલો ઉમંગ લેતો તે જણાયો નહિ. વળી પાછો બી ત્રણથી ચાર વાર માહરી નજર રોકાયલી હોય ત્યારે ઘણીજ આતુરતાથી એ છોકરાને માહરા ચહેરા સામું ટીકતો મેં પકડી કાઢયો અને ખરું કહું તો મને પોતાને પણ તેથી ઘણી અકરવકર થઇ.

એવામાં બારણું જરા જોરથી ઉઘડયું, ને કોટલા પર પેલા જે તુચ્છ સરખા આદમીને મેં પેલા ભીખારીને ધર્મોપદેશ કહી સંભળાવતાં સાંભળ્યો હતો તે પોતે અંદર ધસી આવ્યો.

"ઓ અહીં તો મીટીંગ મલી દેખું!" તેણે હસ્તે ચહેરે કહયું; "આવ, આવ, બચ્ચા પીસબ્લોસમ, રાંડીરાંડની પખે બાહેર ખંચાઇને ઉભો શાંનો રહયો? અંદર આવની?" —અને ત્યારેજ મેં જોયું કે ઘણાજ સાદા પોશાકનો આ તદન અગરગચ્ચા જેવો તો કોઇજ નહીં પણ આ બધી માલમીલકતનો માલીક ડયુક ઑફ આરલી પોતે હતો!!

તે પોતાની સાથે "પીસબ્લોસમ" નામના એક પોતાના જેવાજ અગરગચ્ચા દોસ્તને બી ઉપર લેતો આવ્યો હતો, કે જેને આ ઘરમાં ઝાઝું અજાણ્યું હોય એમ મને લાગ્યું નહીં. તે અત્રે રોજનો આવતો જતો હતો. મોટે ઘરના શેઠયાઓને કોઇને "બનાવવા" ને ગમત મેલવવા પોતાની સાથે કુત્રાં જેવાં કોઇ એકાદ સાથીને હંમેશ રાખવાની આદત હોય છે તે વર્ગનો આએ મી૦ પીસબ્લોસમ બીચારો કોઇ તુચ્છ કે કમીનો હતો.

મગર તેઓને એમ હરકત કરતા અંદર આવેલા જોઇ થસ્સાચાલી ડચેસનાં ભીંગ ફરી ગયાં. "આજે એ શું, માહરા લૉર્ડ?" તેણીએ પોતાના ભરથારને ઘણા ગુસ્સાથી થથગવતાં કહયું; "તમે જોતા નથી કે અમો ઘણાં કામમાં છઇએ?

"કામમાં? હેં! હેં! હેં! સાંભળોછ કે, બચ્ચા બ્લોસમ, ડચેસ કહેછ તે?" ડયુક નફટ થયો, "એ લોક કામમાં ને આપણે બે તો વટાવમાં! હેં—હેં—હેં—હેં! બોલની બચ્ચા બ્લોસમ, બોલની? બોલતો કેમ નથી? આજે તુંને થયુંછ શું?"

"પણ હું શું બોલું, માહરા લૉર્ડ?" બ્લોસમ જે ડચેસના ગુસ્સાથી દેખીતો બીહતો જણાતો હતો તેણે અકરવકર કરી. "હું નહીં ત્રણમાં, નહીં તેરમાં કે નહીં છપ્પનના મેરમાં. હું શું વચમાં બોલું વારું?"

"પણ તું આએ કાઉન્સીલમાં ભાગ લેશે કેની?"

"હું, માહરા લૉર્ડ? બેંસની આગળ ભાગવત! હું નાટકોના કામમાં સહમજી શું મરૂં કે વળી એ કાઉન્સીલમાં હું ભાગ લેઉં! મેં તો તમોને નાજ કહ્યું જે આપણે હરકત કરેતા ઉપર જઇશું તે હર ગ્રેસને ગમવાનું નથી. આપણે એમાં સમજયેજ શું? ઘધેડાને આલજીબ્રા શીખવવા માંગ્યે તો તે કંઇ શીખે વારૂં?"

"તું પોતેજ ઘધેડો છે!" ડયુકે હસીને જવાબ કરયો, "બૈરાંઓથી એમ બીહવાનું શાનું? બૈરાંઓ તો—"

"ત્યારે, માહરા લૉર્ડ, તમારે શું એમજ કેહવુંછ કે અમારે કામ બંધ કરવું!" ડચેસે નેણ ફેરવી નાખીને ઉભી થતાં પાછો તરારો મુકયો ને તકાજો કરયો—ને તે વખતે તેના તુચ્છ દેખાતા બરથાર સાંમે તેણીનો પોતાનો રોબ ને કદ એક શાહાનશાહબાંનુનાં જેવાંજ દેખાતાં હતાં!

"તું ઘેલી તો નથી થઇ, ડીઅર?" ડયુક હવે જરા જંખવાણો થતાં ફીકકું હસ્યો. "તું તાહરે તાહરૂં કામ ચલાવની? તુંને કાંહાં અમે રોકયેચ જે?"—અને વળી પીસબ્લોસમનો હાથ પકડીને તેને છેક અંદર કુત્રાંની ફીસમે ખેંચી લેતાં કહ્યું, "અંદર આવની, બ્લોસમ, બૈરાંની કાંની ખંચાઇને બારણાં આગલજ શાંનો ઉભોછ? બાયલો તો નથી?"

"ત્યારે હું મીસ ટ્રેફર્ડને રૂખસદ કરૂં?" ડચેસે થથરાવ્યું.

"ઓ, હાં હા, એ મીસ ટ્રેફર્ડ કે?" ડયુકે તેણીનું જાસ્તી ગેરવ્યું; "મજાહની છોકરી છે. એ ફાસ્ત અૅકટ્રેસ! તમારી પીછાંણ થવાથી હું ઘણો ખુશી છેઉં, મીસ. હમણાં તમેજ આવ્યાંની વારૂં, પેલા બીખારીને હું થથરાવતોતો ત્યારે? માહરે મજબુત હાથે સોસાયટીના એક આગેવાન તરીકે એ જાતની બદી દાબી દેવીજ જોઇએ. કેમ બોલ્યો નહીં, બ્લોસમ?"

"બરાબર! બીલકુલ બરાબર!" બ્લોસમ બાપડો પેલી ડચેસ હવે જીવતો ફાડી ખાશે કે કેમ તે ખ્યાલથી જવાદા બીહીતો હોય તેમ વધતી અકરવકર કરતાં ને બાડી આંખે તેણીનેજ ટીકરીગોપ કરયા કરતાં બોલ્યો; "એ મોટી બદી છે. એટલી મોટી બદી કે એક ઘણી મોટી બદી!"

"હા, પણ, મીસ ટ્રેફર્ડ, તમે જુલ્વટમાં તે દહાડે રાત્રે ઘણું નામીચું કીધુંતું હાં!" હવાં યાદ થતાં ડયુકે ભમરડો ગુમાવ્યો. "તમે મરી ગીયાં તે મને તો કોઇ એટલું નૅચરલ લાગ્યું કે મેં તો 'આંકાર'ની બુમ વટીક મારી! તમે છેલ્લા ખેલમાં સાંભળીતી તે માહરી બુમ? તે બુમ મારનાર હુંજ હતો! માહરી મતલબ કે તમે બીજી વખત બી મરી જાઓ! વન્સ મોર! વન્સ મોર!!"—અને તે ડયુક એક ચેડાં ચવિત્રાં પોરયાંની માફક હસવા ને તાલી પાડવા લાગ્યો—એવી રીતે કે હું માહરા દાંત ઉંઘડી જતાં મુસ્કેલીથીજ રોકી શકી!

મગર મેં જોયું કે ડયુક જે પોતાનો દમામ ને અધીકાર ભુલીને આએ કયુંબર ને આએ રફાસ માહરી ફબર કરતો હતો તેથી ડચેસને અને હરબર્ટને બેઉને ભોંય ઘણીજ ભારી પડતી હતી, ને હરબર્ટ બી વચ્ચે જરા નેણ ફેરવીને વાત કરવા ને પોતાના બાપને તેની બેવકુફીમાં રોકવા લાગ્યો, પણ પેલો તો બીચારો બીલકુલ ખુદાનો માણસ હતો! બંને તેવાજ

હતા. દોસ્ત બી તેને તેવોજ કેથો અક્કલનો બારદાન મલ્યો હતો. ખુદાને બનાઇ જોડી, એક અંધી ને દુસરી ખોડી જેવોજ એ બધો હાલ હતો!

"હવે ચાલ ચાલ, ચીરડાયા ના કર, મેરી," ડચેસને ખુબ ધીગ્રવાતી જોઇ જરા વારે ડયુકે ખુશ સ્વભાવની નાખ્તીથી કહયું; "તુંને નહીં ગમતું તો અમે અહીંથી ચાલી જઇશું; પણ માહરે મીસ ટ્રેફર્ડને એક સુચના કરવાની છે."

"તે શું છે?" ડચેસ જેના ગાલ ગુસ્સાથી ધમધમીને મેં જોયું કે હવે તદન લાલ લાલ થઇ આવ્યા હતા તેણીએ તીખાસથી પુછ્યું.

"મકુંજે તમે લોક હેનરી ધી એઇટવાલો પીસ કરવાનાં છેઓ, ત્યારે કાંએ નહીં માહરો ફ્રેંડ પીસબ્લોસમ હેનરી ધી એઇટનો પાર્ટ કરે!"

"હું, નામવર ડયુક?" બ્લોસમ બીચારો ગભરાઈ ગભરાઇ ગયો; "મને માંફ કરો. એ માહરૂં કામ નહીં. એમાં હું શું સમજું?"

"વારૂં, ત્યારે નહીં તો ઑરકેસ્ટ્રામાં બેસીને તું મોટું પરઘમ વગાડ? મજેહનો લાગશે!"

"મને તે બી માફ કરો. માહરીથી એવું કંઇજ નહીં થાય," પીસબ્લોસમે ખરે મને માંગી લીધું! તે બીચારો બધુંજ ખરૂં સહમજતો હતો. "માહરી શી મજાલ? હું નહીં ઘોડામાં કે ધધેડામાં!"

"મેં કહયુંની જે તું ધધેડામાં છે? તું એક પહેલ્લાં નંબરનો ધધેડોજ છે!" ડયુકે ખીજવાઇને કહયું—અને એ ખીજવાટને મસે તે ચીરડાતો બાહેર ગયો, એટલે તેની પુઠે તેનો નાલાયક દોસ્ત મી૦ પીસબ્લોસમ પણ ઘસડાતો થયો.

તે પછીજ અમો અમારૂં કામ પાછું આગલ ચલાવી શક્યાં, ને ત્યારેજ ડચેસ ને હરબર્ટ છુટકારાનો દમ ખેંચતાં દેખાયાં. એ દરમ્યાંન અમે બધું કરી ચુકેલાં હોવાથી હવે રીહીઅરસલ નક્કી કીધાં. માહરી કંપનીમાંથી મી. ને મીસીસ નોરમન ઉપરાંત મેં બીજાં સાત આસામીઓને એ ખેલમાં મદદ થવા લીધાં હતાં ને પાર્ટો આપ્યા હતા, જ્યારે ડચેસનાં ધપવપયાં સરકલમાંથી હરબર્ટ સુધ્ધાં નવ આદમીઓએ ન્હાના મોટા પાર્ટ લીધા હતા. અલબત મને રોજ રીહીઅરસલમાં જવું પડતું હતું, પણ પેલાં બધાં તો ગ્રાંડ રીહીઅરસલ અમે કરયું ત્યારેજ આવ્યાં, અને તે ગ્રાંડ રીહીઅરસલ હું ચાહી શકું એટલું બધું નાદર અને ફત્તેહમંદ પુરવાર થયું.

---

## પ્રકરણ ૪૦ મું.

તે હરબર્ટની ૨૫માં વરસની શાલગરેહનો મવસર હતો કે જે દાહડે આપવામાં આવનાર એક દમામદાર ખાણાં માટે નોતરેલી બધી આગેવાન સોસાયટી સાંમે આ નાટક ખાસ રજુ થનાર હતો. તે દાહડે આરાસ્તા "આરલી હૉલ"નો ભવ્ય બપકોજ કાંઇ ઓર થઇ પડયો હતો, ને તે મેહેલ સરયાંમ એક પરસ્તાનમાંજ ફેરવાઇ ગયો હતો.

સ્ટેજ એક જંગી દીવાનખાનાંને છેડે ઉભું કરવામાં આવ્યું હતું, કે જેની બંને બાજુએ મોટા કુશાદે ઓરડાઓ આવેલા હોવાથી વીંગમાં જતાં સાથે ખેલ કરનારાંઓ તે ઓરડાઓમાં ઉતરી જઇ શકતાં હતાં. વળી અમોને જુદાજુદા ડ્રેસીંગરૂમ બી આપવામાં આવ્યા હતા, કે જ્યારે જે ઢપઢપ્યાં પાર્ટ લેનારાં હતાં તેઓ તો પોતપોતાને ઘરથીજ તૈયાર થઇને આવ્યાં. વળી માહરે કેહવું ઘટે કે મને મી૦ રીચર્ડસન ને નોરમનવાલાંઓની મદદ ખરેખર ઘણી મોટી ને ઘણી કીંમતી હતી. સીનસીનરી તે લોકેજ ફીટ કરીને સ્ટેજ તૈયાર કરાવ્યો હતો, અને મી. રીચર્ડસે તો એ રાત્રે ખાસ પોતાનો ખેલ એજ કારણસર જાહેરમાં છાપીને બંધ વટીક રાખ્યો હતો.

તમાસગીરોની સંખ્યા હાજર થયલી સુમારે ૭૦૦ થી ૮૦૦ ની હતી, ને હૅાલ એવો કુશાદે હતો કે તે બધાં મોટે ઘરનાંઓની જગ્યા ઘણી આસાનીથી થઇ હતી. વળી નેડાં બધાં ચુંટી ચુંટીને નામી આદમીઓનાંજ કાઢવામાં આવ્યાં હતાં એ તો કહયા વના ચાલશે.

હું પોતે પરદો ઉપડવાની દસેક મિનીટ પેહલાં તૈયાર થઇ રહી, ને પછી પરદામાંથી ચીમઇને ઑાડયંસ જેવા સ્ટેજ પર આવી. તે એક પેહેરેલાં ઓઢેલાં લોકોનો ગંજાવર ને દમામદાર દરયાવ અમારી સાંમે અરડાઇ પડેલો અંદરથી નજરે આવતો હતો! ઘણીજ ભભુકદાર રોશણી તે મોટા હૅાલમાં જલતી હતી, અને તેમાં તે મોટે ઘરની સેહેંકડો રૂપ-સુંદરીઓને તેમની અરધી ઉઘાડી ગોરી છાતી સાથે ઝલઝલ થતા હીરા મોતીના થથેરા વચ્ચે જોવાનું આંખે ખુશીની ચીતરી ચઢી જાય એટલું બધું દીલકસ ને ખુશકારક હતું.

સ્ટેજને મુખડે "ઑારકેસ્ટ્રા" (બેન્ડ માટેનો ખાંચો) ગોઠવાયો હતો, ને પછી બેઠકો શરૂ થતી હતી. ડચેસનું આખું ફ્રૅમીલી હાજર હતું. પેલી મંગલમુરત લેડી મેનગોલ્ડ બી પેહલ્લીજ હારમાં ગોઠવાયલી હતી, ને તેણીના ચીમરાયલા પતલા દીવાસલી જેવા નગન હાથો પર પેહરેલી કીંમતી બ્રેસલેટ લોકોને બતાવા તે ઘણીજ ખંતી હોય તેમ જોરથી પંખો હલાવ હલાવ કરતી હતી. તેનું હમણાં પણ બોઇયું તો ચઢેલુંજ હતું. તેને અમે પરી નહીં બનાવી તેનું ભારી ઝેર લાગ્યું હતું!

ડયુક ને ડચેસ પોતે બી આગલી હારમાંજ હતાં, ને ડચેસની લગોલગ પાસે આગલીજ હારમાં ઘણાં તેજસ્વિ સ્વરૂપની એક કોઇ ઉંચી ને દમામદાર છોકરી બેઠેલી હતી. તે ભાગ્યેજ અઢારેક વર્ષની હશે, પણ તેનો રોબ, તોર ને ટાયકું ત્યાંની ઘણીએક મોટેરાં ઘરનીઓને ઝાંખાં કરી નાખે એમ હતું! તેની આંખ ચલકતી પણ ઘણીજ કરડી જણાતી હતી. એક નાજુક પંથની અને તે બી વળી આટલી કાચી ઉંમરની એક કુમારીકાની નરમાશ ને મીઠાસ મને તો એ આંખમાં જરા એ જણાયાં નહી, ને તે મને જરા થઇને ગમ્યું નહીં. તે એક જોવાજોગ ચહેરો હતો ખરો, પણ જોવા પછી તરતજ નહીં ગમે તેમાંનો તે હતો, અને મને તો પેહલ્લીજ નજરે એ કોઇ જવાંન બાંનુ જરાંણે ગમી નહીં.

મેં એ પછી બીજાં બધાંને એ મુજબ ધારી ધારીને જોયાં પણ બીજાં તો ઓળખીતા ચેહરા કોઇ જણાવા નહીં. મેં લેડી લીલીને ઘણી શોઘાથી પણ તે કાંઇ હાજર થયલી

દેખાઇ નહીં. તેને તેડું તો હશે, પણ મેં યાદ કરયું કે તે અરધો સન્યાસ સાંધી એકાંતમાં રહેતી હતી, અને ઝાઝી એવા મેલાવડાઓમાં બનતાં સુધી જતીજ ન હતી.

હવે ખેલ શરૂ થયો, ને હું જ્યારે રાણીના રોબથી સ્ટેજ પર આવી ત્યારે તાલીઓનો એક અચુક ધમધમાત થયો. એ જાતના ખાનગી નાટકોમાં તાલીઓ પડવાનો રીવાજ ઝાઝો હોતો નથી. માહરો પાર્ટ આવ્યો ને હું દાખલ થઇ ત્યાં સુધી એક બી તાલી પડી ન હતી ને બધું ઠંડું ઠંડુંજ ચાલતું—પણ મને લોકોએ જોતાં સાથ આ રીતે ખુશીથી વધાવી લીધી તેથી મને ખુશ લાગ્યું અને ઘણું ઉત્તેજન અને હીંમત મલ્યાં. ફક્ત માહરૂં ધ્યાન ખેંચાતાં મેં જોયું કે લેડી મેનગોલ્ડની સ્ટીમ તમામ ફુલ પાવર ચઢેલી હતી, કેમજે મને એમ માનપાન મલતું જોતાં તે હીસ્તેરીક જોરથી પંખો ખાઇને પોતાનાં ટીચકાં ને ખલભલાતનો દમદમાત નીચે ને નીચે રાખતી હતી. વળી હું કંઇક અજાયબી સાથ જોઇ શકી કે ડચેસની ઓરદુમાં બેઠેલી પેલી પોરીનાં મોહાં પર બી મોટો તુમાખ ને તુચ્છકાર હતો. તેને પણ મને એ આપવામાં આવેલી ઇજ્જત રૂચતી નહીં હોએ એવુંજ મને તાબરતોબ લાગ્યું. એમ છતાં, મેં તો માથું નમાવીને તે ઉલટમંદ તમાસગીરોની ભલી લાગણીનો ઘણાં માન ને હેસાંન સમેત જાબજા સ્વિકાર કરયો.

મેં મોટી ફત્તેહ મેલવી. મેં એ "કરેકટર" તે રાત માટે ઘણાજ અભ્યાસથી તૈયાર કરી હતી, ને માહરી આગમચ ઘણી ફત્તેહમંદીથી એ પાર્ટ કરી ગયલી નામીચી ઍક્ટ્રેસોને લગતું મેં ચીપી ચીપીને બધું વાંચ્યું હતું. પરીણામમાં, તે આખો ખેલ તે રાત્રે ઘણો સરસ ઉંચકાયો, ને લોક, તેથી, અત્યંત ખુશ થયું. ડચેસે એ જાતનાં એક "નૉવેલ ઍન્ટરટેનમેંટ" પર છુટ્ટે હાથે ખરચેલા પૈસાની પૈએ પૈ ગવાઇ હોય એમ લાગ્યું, ને હરબર્ટ જે પાર્ટમાં સ્ટેજપર હતો તેણે મને પોતાની ખુશાલી પાછી ને પાછી કહી સંભળાવી.

તે, અલબત, સ્ટેજપર પાર્ટ કરતાં બી માહરા પર ઘણુંજ ધ્યાંન આપતો હતો, અને જોકે લોકોએ તે મુતલગ નોટીસ કરયું ન હતું, તોપણ માહરી સાથવાલાં ઍક્ટરોએ તો તે તરત પકડી કાઢયું. તેઓની આંખ અનુભવથી એ વાતમાં ઘણી તીક્ષણ થયલી પુરવાર થઇ. પહેલોજ ડ્રૉપ ઉતરતાં મીસીસ નોરમને મને હસીને પોતાનાં સદાનાં સાદાં દયાલુ જીગર મુજબ મુબારકબાદી આપી. "તેં આએ મોટે ઘેરના પોતાનું દીલ તદનજ જીતી લીધુંછ જો, ઍલન," તેવણ કહેવા લાગ્યા.

"ઓ, તમે એ શું કેહોછ?" મેં ગભરાતથી કહયું.

"ચાલ, ચીબી ના થા," તેવણે ખુશ મિજાજે હસીને ટીકા કરયા; "તું જાંણતીજ નથી શું?"

એજ મુજબ વળી માહરી સાથની એક બીજી ઍક્ટ્રેસ સહીયરે પણ મને સતાવી. "લોક તમારી પર કુરબાન થાય તે કરતાં બી જ્યાદા કોઇ સ્ટેજપરજ તમારા પર કુરબાન થયલું છે," તેણીએ છેલ્લા વીસામા દરમ્યાન હસીને મને કહયું.

"ઓ, વળી તે કોણ?"

"વળી કોણ, મારકવીસ હરબર્ટ પોતે!" તેણીએ તરત ટાહુકો પુરયો; "પણ પેલી તે જોઇ જોઇને અદેખાઇથી જલતી હતી તે તમે જોયું'તું કે, મીસ ટ્રેફર્ડ?"

"પેલી? કોણ પેલી?"

"લેડી સીસીલ્યા અરબન."

"લેડી સીસીલ્યા અરબન? એ નામ મને તરત યાદ આવ્યું. એ છોકરી સાથ પરણવા ના કહેવાની ડચેસ સાથ હરબર્ટને થયલી ટપાટપી જે અનાયસે માહરાં સાંભળવામાં આવી હતી તેમાં એજ નામ બોલાયું હતું.

"તે કાંહાં છે? તે કોણ?" મેં આતુરતાભરયા ગભરાતથી પુછ્યું.

"પેલી ડચેસની બાજુમાં બેઠીછ તે," પેલીએ વીંગની ફાટમાંથી મને બતાવ્યું; "તમે જાણોછની એ છોકરીનું હરબર્ટ સાથ ગોઠવવાની ચકચાર ચાલેછ તે? પણ એ છોકરાને કંઇ એ છોકરી——"

પણ તે પુરૂં કરી શકી નહીં. તેટલાં તો છેલ્લા ઍક્ટનો પરડો પાછો ઉપડવાનો છેલ્લો ઘંટ થયો, ને તેજ ગરબડમાં અમો તરત વગેસ્ટગે થવા દોડી ગયાં.

અને તે પછી જ્યારે ખેલ ખતમ થયો ત્યારે માહરે નામની "રાતો ગુલાબ"—"મીસ ટ્રેફર્ડ" એ મુજબની મજબુત બુમ પડી, ને તાલીના જોરાવર ધમધમાતથી તે બધું અથવાન ગાજીવાજી રહયું. તરતજ મારકવીસ હરબર્ટ ખુશીથી લાલ થયલા ચહેરાએ માહરી કને આજુબાર દોડી આવ્યો.

"મને રજા આપશો, મીસ ટ્રેફર્ડ, તમને હાથ આપીને ફુટલાઇટ આગલ જઇ જવા?" તેણે વિનંતીથી માંગી લીધું.

"મને માફ કરો, માહરા લૉર્ડ," મેં ફગલીને કહયું; "હું જવા માંગતીજ નથી, ને જો કદી જાઉં તોબી મને એમ લઇ જવાનો હક તો માહરા વડીલ ને મુરબ્બી મી૦ નોરમનનો છે."

"નહીં, બેટા, તું ખુશીની સાથે લૉર્ડશીપની અરજ કબુલ રાખ," મી૦ નોરમન જેવણ પાસેજ ઉભેલા હતા તેવણે એ સાંભળી પોતાની જોખમદારી નીવારીને પોતાની સરેસ્તાની બલાઇથી સાંમી મને વધતાં સંકડામણમાં ઉતારી દીધી! ખરી રીતે તો હું એ જવાંનને એ તક આપવા માંગતીજ ન હતી, કેમકે તે તેની માને અને લેડી સીસીલ્યાને ખચ્ચીત કરીને ગમવાનું નથી એમ મને મજબુતીથી લાગતું હતું. વળી એ છોકરાની લાગણી વિશે માહરી ખાત્રી થયલી હોવાથી હવે હું તેને બને એટલું ઓછું ઉત્તેજન ને ઓછુંજ કોઢું આપવા ચાહતી હતી.

પણ એ દરમ્યાન લોક એટલું નાસબર ને ગરબડ કરતું થયું કે તેઓને બુમ નહીં મરાવા મી૦ નોરમને મને ખોંહોંસ કરીને કહયું, ને ત્યારે ફરજ્યાત મને લૉર્ડ હરબર્ટનો હાથ સ્વિકારવોજ પડયો.

અને તેની તે વખતની ખુશાલી ને મગરૂરી ખરેખર જોવા જોગ હતી! તેનો ચહેરો અણહદ ખુશાલીમાં ખીલી રહેલો આગલ હતો તે કરતાં બી હાલમાં જ્યાદા ખુબસુરત દેખાતો હતો. તે મને હાથ આપી ફુટલાઇટ કને લઇ ગયો, પરડો પાછો અરધો ઉંચકાયો ને તાલીઓના ગગડાત વચ્ચે મને મિનીટો તક માહરૂં માથું નમાવી રાખવું પડયું. એમ છતાં તે પાછું ઉંચકાતાં માહરી પહેલીજ નજર સ્વભાવિક લેડી સીસીલ્યા પર ખેંચાઇ, કે જ્યારે મેં તેની કાલી ભમ્મર આંખોમાંથી જાંણે જ્વાળાના સરબસર ભભુકાજ બાહેર પડતા જોયા! પોતાની અદેખાઇની અગ્નીમાં તે હેમક દોકરી શું પોતેજ બલીને ખાખ થવા માંગતી હતી?

હવે પરડો પાછો ઉતરયો અને અમો "ગ્રીન રૂમ"માં પાછાં ફરયાં, કે જ્યાં તે વખતે કોઇ હતું નહીં. ખેલ ખતમ થવા પછી એક ન્હાનો રમુજી ફાર્સ થવાનો હતો, ને તેમાં જેઓનો પાર્ટ હતો તેઓ ડ્રેસ કરવા ગયલાં હતાં અને બાકીનાં રીફ્રેશમેંટ લેવા ગયલાં હતાં. હું, તેથી, હરબર્ટ સાથ એકલી હતી એ જોવા કે તે વાતનો ખ્યાલ કરયા વગર, ઘણીજ તનમનમાં થાકેલી હોવાથી, એક મોટી ઇઝીચૅરમાં પટકાઇ પડી, અને તે ઉમરાવ જવાંને તરતજ માહરી થાકનો ખ્યાલ કરી મને કાલજીથી થોડો બ્રાન્ડી પાણીમાં ભેલીને આપ્યો, જે મેં ઘણા ઉપકાર સમેત સ્વિકારયો; મગર તે ગ્લાસ માહરા હાથમાંથી પાછું લેતાં તેણે માહરો હાથ જાંણી જોઇને એવી ફીસમે દાબ્યો કે હું ગુસ્સાથી ચમકી ઉઠી.

"ઓ, ગુસ્સો ના કરો, મીસ ટ્રેફર્ડ," તે જવાંન ઉમરાવે વિનંતીથી માંગી લીધું; "હું તમને કશીજ રીતે અપમાન કરવા કે નારાજ કરવા ચાહતો નથી."

"બસ, માહરા લૉર્ડ; ઘણું થયું!"—અને ગુસ્સામાં તે ઓરડામાંથી હું જતી રેહવા કરતી હતી.

"પણ તમો શું એક મિનીટ બી મને સાંભળશો નહીં? એકજ મિનીટ!" તેણે પાછી કાકલુદી કરી.

"તમો શું કેહવા માંગોછ?" મેં દમામથી પુછ્યું—કેમજે મને લાગ્યું કે તેના ઇરાદાનો એકજ વખત એકદમ લટકો ફટકો થઇ જાય એ ઘણું બેહેતર હતું. તે દેખીતો એક શુધો ગ્રહસ્થ હતો, અને પોતાના હેતુમાં એટલો પ્રમાણીક જણાતો હતો કે તેની એકદમ ભુલ ભાંજવાનું ખરેખર મને ઘણું જરૂરનું લાગ્યું.

અને તેણે શું કહયું? તેણે માહરે વાસ્તેનો પોતાનો મોટો પ્યાર ટુંકમાં તોપણ ઘણીજ અસરકારક કાકલુદીથી માહરી કને રજુ કરયો. તેણે મને સ્ટેજ પર જોઇ ને જોઇ તે માહરા પર ફીદા થયો હતો, પણ "આરલી હૉલ"માં હું આવતી જતી થવા પછી તે તેના પ્યારનાં તેનાં દીલ માહેલાં છુપાં પરજણે મોટું ભડકું લીધું હતું, અને હવે તેને લાગતું હતું કે તે માહરા વના જીવીજ શકવાનો ન હતો. એટલા માટે તે પૈસાટકા, દોર દમામ, બાપીકો ખેતાબ અને સર્વસ્વ પરહરી—સર્વને થોકડે મારી—મને માહરી ગરીબીમાં વરવા વટીક મોટું સુભાગ્ય ને પરમ સુખ માનતો હતો!

મેં તેને બોલવા દીધો. માહરે તો એક મરતબા તેને સાંભળી લેવોજ હતો, એટલે મેં તેને તેનું પેટ ખાલી કરવા દીધું, અને પછી નમનતાઇથી કહયું, "બોલી રહયા, માહરા લૉર્ડ?

હવે મ્હારો ટુંક જવાબ સાંભળી લેઓ. મ્હારે વાસ્તેના એ તમારા ઇજ્જતદાર મોટા પ્યારની હું ઘણી કદર કરૂં છું, કેમજે મ્હારા જેવી રંક સ્થિતીની એક ગરીબ અબળાને તમે એમ કરીને ખરેખર ઘણી મોટી ઇજ્જત આપી છે; મગર એ કાંઇ બનવા જોગજ નથી. અવલ તો તમો જેવા એક ઉમરાવે એમ એક છોકરીને વાસ્તેના પ્યારથી તમારાં ઘરમાં ને તમારાં સરકલમાં કડવાસ ઉભો કરવો કે ઘેરબાર વિગેરેથી અછોવછો થવાનું કશીજ રીતે સલ્લાહકારક નથી, પણ સૌથી જરૂરની ને મોટી મુશ્કેલ વાત તો એ છે કે હું અહરાઇ ચુકેલી છઉં!"

અને ત્યારે એ છેલ્લું સાંભળતાં તે મારકુવીસનો ચેહરો મોહોત જેવો એકદમ ફીકકો પડયો, ને તે એકાદ કદમ લપેડો ખાઇ પાછળ હઠયો. એક પીછના કૃતકાથી બી આજેજ થઇ તે જમીનદોસ્ત થાય એવો તેનો તે વેળાએ રડમસ હાલ હતો, અને મને તે જોઇને દીલમાં ઘણુંજ ચું થાઇ આવ્યું.

"એમ ના કરો, મ્હારા લૉર્ડ, એમ ના કરો!" મેં વિનંતીથી માંગી લીધું. "કોઇ આવી જશે તો આપણુને બેઉને ઘણું નરસ લાગશે. તમારે ખાતર—મ્હારે ખાતર હીંમત પકડો!"

"હીંમત?" તેણે બીહીધેલા જેવા દેખાવે કહ્યું; "તમે જાણતાં નથી, મીસ ટ્રેફર્ડ, કે તમે એમ કહીને કેવો મ્હારો નાશ કરી નાખ્યો છે! પણ શું એ ખરી વાત છે? ઓ, હું કેમ માંનું? તમો મ્હારે ઘેરનાંઓથી ડરીને મને ઉડાવા એ જુઠું તો નથીજ કહેતાં? શું ખરેખર કોઇ એવો નસીબદાર મ્હારો હરીફ તમારાં ભવિષનો મુખત્યાર થઇ ચુકયોછ?"

"હું કદી જુઠું કોઇ બી વાતમાં બોલતીજ નથી, મ્હારા લૉર્ડ," મેં નીચી નજરે ને ધીમે સાદે જવાબ કરયો; "અને હવે મને માફ કરજે."—અને એમ કહેતાં તેને ત્યાંજ એકલો છોડી હું પાસેના ઓરડામાં ઉતાવલે જતી રહી.

એ દરમ્યાંન ફાર્સ ચાલુ થઈ ચુકયો હતો, ને તે ન્હાનો "પીસ" ખતમ થતાં અગ્યારેકને શુમારે આખું પ્રોગ્રામ ખલાસ થયું. હવે પેલાં ઍમેચ્યુઅર્સ તો પાધરાં પોતાનાં દોસ્તો કે સગાંઓમાં નીચે ઉતરીને ભેલાઇ ગયાં, ને અમો ધંધાદારીઓ "ગ્રીન રૂમ"માં એકલાં પડયાં; અને અમો બધું કામ ઘણુંજ સરંજામ પાર ઉતારવા માટે અરસપરસ વાતચીત કરતાં ને મુબારકબાદી આપ લે કરતાં હતાં તેવામાં ડયુકનો સ્ટુઅર્ડ મ્હારી આગલ આવ્યો.

"નામવર ડચેસે પોતાનો ઘણો રીગાર્ડ કહી મોકલ્યોછ," તેણે મને બાજુએ લઇ જઇને કહ્યું, "ને કહેવાડયુંછ કે પાસેના ઓરડામાં તમો સર્વ માટે ખાણાંની ટેબલ માંડેલી છે. તેવણ ઘણાં દીલગીર છે કે એ બીજાં ખેલાડીઓનાં કારણથી તમને બી તેવણ "બેંકવેટીંગ હૉલ"માં જ્યાં એ મોટે ઘરનાં પહરોણાંઓની મોટી ટેબલ મંડાઇ છે ત્યાં તેડી શકતાં નથી, પણ—"

પણ હું એ કેમ ખમું? મ્હારી સાથવાલાં બધાં ગરીબ પણ ઇજ્જતદાર ને પ્રમાણીક હતાં, અને તેઓનો એ તુચ્છકાર હું કેમ તામોશો કરૂં? મેં હીંમતથી, તેથી, સફા ના કહી, ને તે બધાં સાંભળે તેમ મોટે સ્વરે કહ્યું, "નામવર ડચેસને અમારી સલામ કેહજો, ને કહેજો કે અમે જઇએછ. અમારે જમવુંજ નથી. અમારે ઘેર જમવાનું છે."

પેલો સ્ટુઅર્ડ તો ગભરાઈજ ગયો ! તે તો દાચું વકાસી અતી હેમતાવલો મને જોવા પડયો ! એક ડયુકને ત્યાં અમને ખાણું આપવામાં આવે એ તે ગરીબ હેમકને મનથી એટલું માન હતું કે તે તો જાણે માની બી નહીં શકયો કે ખરેખર મેં એ ડચેસની માંગણી બાહાલ રાખવા ના કહ્યું હતું !

પેલાં બધાં સમજી ગયાં. તે લોકે જોયું કે તુમાખી ડચેસે કાંઈ માઠું લાગે એવું કહી મોકલ્યું હશે, ને તેથી માહરો કાંદો ખીલી ગયો હતો. તેઓ બધાં ઘણી તાજુબીમાં માહરી આસપાસ ફરી વલ્યાં.

"દોસ્તો," મેં તે ઉપરથી તેઓને ઈંતેજાર બનેલાં જોઇ ખુલાસો કરયો, "ડચેસ આપણને અત્રેથી જમીને જવાનું ઇજન કરેછ, પણ તે કબુલ રાખ્યે તો પાસેના ઓરડામાં આપુને ન્યાત બહાર જેવું જુદું જમવું પડશે. "ડેકરેટીંગ હૉલ" જ્યાં બધાં એ નામવર બાનુનાં ઉમરાવ પરોણાં જમે ત્યાં દાખલ થવાને આપણે નાલાયક છઇએ એવું એમનું માનવું છે, ને તેથી મેં તમારી તરફથી એ ઑફર નામંજુર કરવાની અગત પીછાંણી છે."

"બેશક !" "બેશક !" "સાબાશ છે !" "આફ્રીન છે !" વિગેરે જવાબમાં તે માહારી સાથવાલાંઓમાંથી અવાજો નિકળ્યા, ને વળી થોડીક તાલી બી પડી.

"જેવી તમારી મરજી, મીસ ત્રેફર્ડ" તે સ્ટુઅર્ડે નમીને કહ્યું; 'હું ડચેસને તમારો જવાબ કેહવશ."—અને તે ગયો. મેં, અલબત, તે બીચારાંઓને એમ કહીને તેઓની લાગણી દુખાવા દીધી નહીં કે એ અપમાન મને નહીં પણ તેઓનેજ કરવામાં આવ્યું હતું, કેમજે ડચેસે કેહવડાવ્યું તેમ મને એકલીને તો તે મોટા ખાણાંવાલા હૉલમાં બોલાવા ખુશી હતી. મેં તો એમજ કહ્યું કે "આપુને શું કરવા નોકરોની ક્લાસમે એમ અલાહેદું બેસી એવાં ઓસ્યાલાંનું જમવું જોઇએ ! શું ખુદાનું આપેલું આપણે ઘેર જમવાનું આપણને નથી મલવાનું ?"—અને પાછી ને પાછી માહારી સાથવાલાંઓએ માહરા ઠરાવ માટે પોતાની બાહાલી ને ખુશાલી મને કહી સંભળાવી, એટલે તે પછી અમો ત્યાંથી બધું ઉંચું નીચું કરીને જતાંજ રેહવા તૈયાર થયાં.

---

## પ્રકરણ ૪૧ મું.

પણ એટલામાં તો સ્ટુઅર્ડે બારણું પાછું ઉઘાડયું ને ડચેસ પોતે, હરબર્ટ, ડયુક અને મી. પીસબ્લોસમ હાંફલાં ફાંફલાં અમો હતાં ત્યાં દોડી આવ્યાં.

"વાહલાં મીસ ટ્રેફર્ડ," ડચેસે કાંઇક લાગણીથી કહયું, 'સ્ટુઅર્ડે તમારો આવો જવાબ લાવી આપવાથી અમો બધાં ઘણાંજ નાઉમેદ થયાંછ. એમ કાંઇ હોય ? તમારે બધાંએ જમીનેજ જવું પડશે."

"અમોને માફ કરો, યૉર ગ્રેસ," મેં બજીજીથી કહયું. "અમે એજ તમારાં ફ્રેન્ડો ને કુટુંબનાંઓ સાથે નાટક કરવાને વાસ્તે પુરતાં ઇજ્જતદાર માલુમ પડયાં, ને તે મતલબ પુરી થઇ એટલે તમો સાહેબો સાથે એક સુંદરે જમવાને વાસ્તે અમો નાલાયક કઇ ક્લાસમે ઠરયાં હોઇશું તેજ મને તો સમજ પડતી નથી ! નાટકનું નામ બદનામ થયલું છે ને તેમાં

ઘણાં અનીતીમાન આસામીઓ થાય છે એ હું ના કહેતી નથી, બાનુ, પણ ઇનસાફથી વાત થવી જોઇએ. શું તમારા ઍરીસ્ટોક્રેટીક (મોટે ઘરના) વર્ગમાં એવાં અનીતીમાન કોઇ થતાંજ નથી? અહીં લાવવા જોગાં ઇજ્જતદારોને એકઠાં કરવાનું તમો નામદારે મને સોંપ્યું હતું, ને જે લોક સાથે હું શરમાયા વગર હીંમતથી ભેલાઇ શકું તેઓને એ અપમાન થાય તે મનેજ થયલું હું સમજું છું."

ડચેસ તો આ માહરા થથરાવાથી, મેં જોયું કે, ખરેખર દંગજ થઇ ગઇ. હું ઘણા ઉત્સાહથી એ બોલી હતી, અને તેના અવાજ સાંમે અવાજ ઉઠાવેલો સાંભળવાની તેને તમેહજ નહીં એટલે તે ઘણી ખોખરી થઇ.

"મીસ ટ્રેફર્ડની તકરાર તદ્દન ખરી ને વાજબી છે, મમા," હયાં હરબર્ટ વળી વચ્ચે પુરાયો, —અને તે ચહેરામાં ઉશ્કેરાઇને ગુસ્સાથી બધો લાલ થઇ ગયલો દેખાતો હતો! "મેં એ લોક સાથ પાર્ટ કીધો કેની! ગમે તો મને એ લોક સાથ જમવા દેઓ?"

"પણુ તે કંઇ બને? બેવકુફ ઘઘેડો છે?" ડયુક ખીજવાઇ ઉઠયો; "આપુને મીસ ટ્રેફર્ડના કાંહાં વાંધો છે જે તેની વાત! એવણુ એકલાં જે આપણી સાથે "બૅંકવેટીંગ હૉલમાં" આવે ને જમે તો——"

"કદી બી નહીં, માહરા લૉર્ડ," મેં વધતા ગુસ્સાથી કહયું, "અને હવે અમોને રજા આપો."

"મીસ ટ્રેફર્ડ, હું ઘણીજ દીલગીર થાઉં છ," ડચેસે કાંઇક લાગણીનાં અતવતથી કહયું. "તમે બધાંએ આટલી બધી તરદી લઇને અત્રેથી જમ્યા વગર નહીંજ જવું જોઇએ. જે અમે જમશું તેજ બધું—"

"નહીં, બાનુ, નહીં, અમોને માંફ કરો ને જવા દેઓ," મેં માંગી લીધું—ને પછી માહરાં ફ્રેંડસ તરફ ફરીને વધારયું, "ચાલશોજી?"

તેઓ, એ ઉપરથી, ગરાગર ચાલતાંજ થયાં, ને ડચેસ નાચારીની અદાથી પાછળ પડી. તે હવે દુરથી, રીસાયલાં જેવાં ડોકાંના લેહકા કરીને, અમોને બધાંને ટુંકું નમીને જતી રહી.

"બચ્ચા, તું તો કંઇ બોલ? ઉખરા જેવો ઉભો રહયોછ તે તું તો કંઇ મીસ ટ્રેફર્ડને સમજાવ, બ્લોસમ!" ડયુકે હવે પોતાના રાકસ દોસ્તથી દાદ ચાહી.

"હું, માહરા લૉર્ડ?" તે ઓદાંણીએ ગભરાઇને કહયું, "એમાં હું શું બોલું! એમાં હું શું સમજું! બે ઘોડાઓ વચ્ચે હું એક ઘવેડો——" અને એવુંજ કાંઇ બોલતો તે પણુ ડયુક સાથે ડચેસની પુંઠે ચાલતો થયો. મારકવીસ, તોપણુ, તેઓના જવા પછીબી હજી થોભ્યો.

"હું ઘણુંજ દુખ પાંમુંછ, મીસ ટ્રેફર્ડ, તમને એમ બધાંને માંઠું લાગવાથી," તેણે ખરાં દીલનાં જોશથી કહયું: "બેલ ખતમ થતાં મને યાદ થઇ તેથી હું મમાને પુછવા દોડયો કે તમે બધાંઓને બી સાથે જમાડવાની ગોઠવણુ રાખીછ કે નહીં, ને એવણે જુદી ટેબલની વાત કીધી ત્યારે મને એટલો ખરાં દીલનો ગુસ્સો——"

"માહરા લૉર્ડ, એ બધી બેફાયદા વાત છે," મેં ખાત્રી આપી, "મગર તમારી એટલી બધી અમારે વાસ્તેની દીલસોઝ લાગણી ને કાલજી વાસ્તે અમો બધાં અંતકરણથી તમારાં આભારી છીએ."

એ ઉપરથી મારકવીસ ઘણુંજ દર્દમંદ દીસે અમોને છોડી ગયો, ને પછી અમોએ ચાલવા માંડયું. બીજાં બધાં તો ઉતરી ગયલાં હતાં, અને હું ને નોરમનવાલાંજ જે પાછલ હતાં તેઓએ હવે નીચે જવા માંડયું. એમ કરતાં જ્યારે અમો મોટી ગૅલરી પરથી પસાર થતાં હતાં ત્યારે સાંમી બાજુથી પેલાં બધાં મોટેરાંઓ ઍકવેટીંગ હૉલ તરફ જમવા જતાં હતાં તેઓને અમે જોયાં. લેડીઝને બધા જેંટસ હાથ આપી લઇ જતા હતા, અને એક પછી એક પસાર થતાંઓમાં મેં પેલી લેડી સીસીલ્યાને જોઇ. તેની સાથે હરબર્ટ નહીં હતો—કોઇ બીજોજ હતો, ને તેણે દુરથી બી મને જોતાં માથાંનો એક એવો છણકો કીધો કે મને ખરે-ખર ઘણી ગમત મલી. મેં, એમ છતાં, દેખીતા તુચ્છકારનું હસવું માહરા હોઠપર પ્રગટવા દઇ તેણી તરફ એવી તો રવેસે જોયું કે તે જરા અજબ થયલી દેખાઇ, ને પછી તો અમો પાસ થઇ ગયાં. પેલી માહરી બીજી જીવેજાંનની સકી—મંગલમુરત લેડી મેનગોલ્ડ—તો કંઇ નજરે પડીજ નહીં.

વળી નીચે અમારી ગાડી આગલ મારકવીસ હરબર્ટ ઉભેલો હતો. તેણે મને અને મીસીસ નોરમનને હાથ આપી ગાડીમાં બેસાડયાં, ને ફરી ફરીને પોતાનો મોટો ખેદ જાહેર કરયો—અને પછી અમારી ગાડી ઉપડી ગઇ.

બીજે દાહડે ડચેસને ત્યાંથી હું ઘણી અજબ થઇ ગઇ એટલી મોટી એક રકમનો માહરી ફીવરનો ચેક આવ્યો, જેમાંથી માહરે પેલાં બીજાં માહરાં સાથીઓને ઠરાવ મુજબની તેઓની ફી આપવાની હતી, જે આપતાં બી મેં જોયું કે માહરે વાસ્તે એક ઘણી મોટી ઘર-ખમ રકમ ફાજલ પડવાની હતી. વળી સાથે એક સુંદર કારીગરીના શોભીતા બૉકસમાં એક હીરાજડીત બ્રેસલેટ હતી, જેના હીરા એટલા તો દેખીતા આબદાર અને કીંમતી હતા કે જાંણે તે જોતાં માહરી આંખ તે પર ચડી શકી નહીં, અને તેની જોડે તે બૉકસમાં મુકેલી કાપલી પર એટલાજ બોલો હતા——

**"મીસ ટ્રેફર્ડને,** તેઓનાં હુનરમંદ કામની મોટી વખાંણમાં ડચેસ ઑફ આરલી **તરફથી ઘણાં હેત ને માન સાથની ભેટ."**

એક મહીનો એ પછી ગબડી ગયો, ને એ પ્રાઇવેટ ઠીએત્રીકલસની વાત તો ભુલાઇ બી ગઇ. જુલીનાં લગનને એ વખતે ત્રણ માસ પુરા થઇ ચુકયા હતા. એ દરમ્યાંન મને વાહલા હૅરીનાં અનેક કાગલો આવ્યાં હતાં, ને તેમાંનાં છેલ્લાંમાં તે મને ઘણી ધીરજ આપતો હતો કે તેના શેઠ મી. મૅકડોનેલ્ડે તેનાં કામથી રાજી થઇ તેનાં કારખાનાંમાં તેને હેડ ફોરમૅનની મોટી જગ્યા આપી હતી, ને તેનું કામ તે હવે તદ્દન બરાબર સહમજતો થયલો હોવાથી ઘણું સરસ ધીકતું ચાલતું હતું. તેને હવે એજ નોકરીમાં હજી વધવા ને આબાદ થવાની ઘણી ઉમીદ આવતી હતી, પણ દુખ માત્ર માહરાથી અલ્લગ ને છુટો રેહતું પડવાનું હતું. તે પોતાની

મેહેરબાન માતાનાં મોહોતનો હજી બી કાગળોમાં ઘણો ગમ કરતો હતો, મગર શર્ણાગત તાબેદારીથી ખુદાની એ મોટી મરજીને તે આધીન થતાં શીખ્યો હતો, ને હું, તેથી, તેને અવારનવાર એવડી હૈયે ચઢતી હતી.

મેં, અલબત, એ કાગલોનાં ઘણાજ ધીરજ મનાવનારા ને હીંમત આપનારા જવાબો કરયા હતા—જોકે નાટકના માહરા ધંધા માટે, અજબ જેવું કે, હજી બી તેને માહીત કરવા જેટલી હીંમત હું જમા કરી શકી હતી નહીં. તે તો તેને રૂબરૂ સમજાવીને કેહવા જોગીજ વાત ધારી તે બાબે મેં હજી બી એ વાહલાને કશોજ ચેતાવ્યો નહીં.

હવે એક રાત્રે નાટકમાંથી ફારેગ થઇને ઘર આવ્યા પછી હું ઉંઘાયલી હતી ત્યારે વળી પાછી માહરા ઓરડામાં કોઇ હોવાની પેલીજ ફીકર કરાવનારી લાગણી, જે કબેર ને લેડી લીલાને લગતા ભયભીત સ્વપ્નાઓની જોડેજોડ મને થોડુંએક પર થઇ હતી તે, અચબુચ પાછી થતી જણાઇ! એટલુંજ કે આ વખતે તે બીહીધરાવનારા સ્વપ્ના મને થયા હતા નહીં. હજી હું ઉંઘમાંજ હતી, પણ તે છતાં મને મજબુતીથી લાગ્યું—જેમ આગલ તે રાત્રે લાગ્યું હતું તેમજ લાગ્યું—કે હું સુતી હતી તે ઓરડામાં કોઇ હતું, અને જોકે હું ધારા સુજબ બતી બુજવી નાખીનેજ સુવા ગયલી હતી, તો પણ માહરા ઓરડામાંની વચમાંની ટેબલ પર એક બતી બી પણ હાલમાં બલતી હતી. આથી મેં ઉંઘમાંજ થોડી જાગવાની જેહમત કરી, અને હું જાગી તો મેં શું જોયું?

જુલી માહરાં બીછાણાં કને ઉભેલી હતી! તે પોતાનાં ઢીલાં બેહદ નાઇટગાઉનમાં લપેટાયલી હતી, ને બાલ ઢગલો થઇને વેરવાર તેનાં ખભાં પર પડેલા હતા. વચમાંની ટેબલ પર ખરેખર એક બતી બલતી હતી.

એ શું? એ શું જુલી હતી કે જુલીનો ભુત? તે અમો લોક ઠીએટરમાંથી આવવા પછી અમારી સાથ હંમેશ મુજબ ખાઇજમી હસીબોલીને સુવા ગઇ, અને હાલ એટલી રડમસ આવી મોડી રાતની શીહા શાંતીમાં ભુતની અદાથી ભમતી અત્રે કેમ ચાલી આવી હતી?

મેં હજી અરધીજ ઉંઘમાં ઘડયાલ જોયું તો ત્રણ ને દસ થયલી હતી, અને ત્યારે એવી મોટી રાત માટે માહરી ખાત્રી થતાં, ને માહરી સમક્ષ રડતી ઉભી હતી તે ખરેખર વાહલી જુલ્યાજ હતી એમ જોઇ લેતાં હું એકદમ પુરતી સજાગૃત થઇ ને બીછાંણાંમાં ચમકી ઉઠી.

"ઓ જુલી ડીઅર, શું છે?" મેં તેને હેતથી પાસાંમાં ખેંચી લેતાં પુછયું—અને ત્યારે જવાબમાં પોતાની ઉભાતી છાતીને આંસુઓથી ખલાસી આપતાં તે ફકત એટલુંજ બોલી શકી, "ઓ ઍલન, હું શું તુંને માહરાં મોટાં દુખની કાંહાંણી કેહું?"

તે એ કોઇ કાંહાંણી જે હોય તે મને કહેવાજ દીસી રીતે અત્રે આવી હતી. તેને ઉંઘ આવી નહીં હશે, ને તેનાં મનપરનો બોજો જરા બી હલકો કરવા પોતાનું દુખ મને કહી દેવાનો તેને જુસ્સો થયો હશે, જેથી તે બતી લઇ માહરા ઓરડામાં ચાલી આવી હશે; અને, એમ છતાં, મેં જાગીને તેને માહરાં પાસાંમાં દાબી તેનાં એ કાંઇ દેખાતાં મોટાં દુખનો બાએસ પુછયો ત્યારે તે બાપડી સુતનગ કહી શકી નહિ. તે માહરી છાતીમાં માથું

છુપાવી આંસુઓનો એક દરયાવ રડી, અને એ બલી છોકરીની એવી તે શી આફત હશે તેની ફીકરથી હું પોતે બી ખરેખર ઘણી બીહીધી ને ઘણું દુખ પામી. એ તેના પર નવું અથવા નહીં ધારેલું દુખ શું આવ્યું હતું? તેણે શું નવું જાણ્યું હતું? તે શું ફરયાદ કરવા આવી મોડી રાત્રે ઉંઘ વેચીને અત્રે આવી હતી?

---

## પ્રકરણ ૪૨ મું.

મેં તેને રડવા દીધી. એ જરૂરનું હતું. તેની ભરાઇ રહેલી છાતીને મોકલાસ થવા વના, મેં જોયું કે, તે બોલી શકવાની નથી, જેથી મેં તેને પેટમાં ચાંપી પસવારી અને રડવા દીધી. "પણ મને કેહ તો ખરી, જુલી ડીઅર, કે એવું તે છે શું?" અંતે રડી રહીને તેને થોડીક શાંત થતી જોઇ મેં માયાથી ને નરમાસથી પુછયું.

"આસ્તે, ઍલન ડારલીંગ," તેહણીએ આંસુઓ લુછતાં કહયું. "પાસેના રૂમમાં મમા પપા સાંભળશે તો બીહી જશે ને દોડી આવશે. તું જાણેછ—ત્રણ વાગી ગીયાછ!"

"અને તું ત્યારે હજી સુધી સુતીજ નથી?" મેં ધીમે સહાદે અજાયબ થતાં ફીકરમંદ પુછયું.

"એક જરા આંખસે આંખ માહરી તો લાગી નથી!" તે બાળાએ ફકલાતથી કહયું. "મને ઉંઘજ કાંહાં બલીછ? હું આજેજ આએ બેકરાર હાલે જાગુંછ એમ થોડું છે જે તેની વાત?"

"પણ એટલું બધું તે છે શું?"

"ખરેખર તો કંઇ બી નથી, ઍલન, સિવાએ મને બરપા થયલા માહરી સરયામ બેહારી ને ખરાબીના મજબુત વેહેમો," તેણીએ સમજાવ્યું; "હજી એ વેહેમને પુરવારી મલવા જેવું કશુંજ થયું નથી, મગર મને મજબુત વેહેમ પડી ચુકયોછ, એટલે એ વાતની ફીકર માહરૂં હૈયું કોરીને ખાઇ જાએછ. મેં દીસની ભુખ ને રાતની ઉંઘને છેલ્લી સલામ કરી દીધીછ, ને હાલ ઘણું થયું મને એમજ લાગ્યા કરતુંતું કે તુંને કે કોઇને બી માહરાં મનનાં એ જાલીમ દુખની વાત વિશ્વાસથી કહી દેવશ નહીં તો હું જરૂર ઘેલી થઇ જવશ!"

"પણ તું એ કાંય નહીં જેવો એ વેહેમ તુને બરપા થયો કે માહરી આગલ વાત કીધી? શું તુને માહરા પર વિશ્વાસ નહીં આવ્યો? એમ તો આબલ બી બેએક મહીનાની વાત પર એજ રીતે હું ઉંઘાયલી હતી ત્યારે તું બેએક વાગતે રાત્રે માહરા ઓરડામાં આવી ગયલી——"

"ઓ, તું જાણેછ શું હું તે રાત્રે આવી ગઇતી તે?"

"માહરી તદ્દન ખાત્રી નહીં હતી અત્યાર તક કે તે તુંજ હતી, કેમજે હું જાગું તે આગમચ તો તું પાછી સટકી ગઇ હતી; પણ હવે આજે જાગતાં સાથે તુંને જોવા પછી મને

ખાત્રી મળેછ કે તે રાત્રે બી માહરા ઓરડામાં આવી ગયલી તુંજ હતી, ને મેં ધારયું હતું તેમ તે કોઇ બીહીધશાવનારો જુઠો સ્વપ્નો નહીંજ હતો."

"હા, હુંજ હતી, વાહાલી બેહેન," જુલીએ ખુલાસો કરયો. "જે આજે રાત્રે મને થયું તેજ બધી લાગણી તે રાત્રે બી બે મહીનાની વાત પર મને થઇ હતી, ને હું તુંને માહરા એ જાલીમ વેહેમની બધી વાત કહી દેવા આવી ખરી; પણ તું જાગી એટલે ખુદા જાંણે કેમ—માહરી હીંમતની ખોટ થઇ ગઇ. તુંને વટીક માહરા તે ડરામણા વેહેમ જાહેર કરવાની હું હીંમત જમા કરી શકી નહીં! તું મને હસી કાહડશે એમજ મને કંઇ લાગ્યું, ને તેથી તું જાગી ઉઠે તે આગમચ હું બેવકુફ જેવી માહરા ઓરડામાં પાછી ન્હાસી ગેઇ!"

"કેટલી બધી એ ત્યારે ત્હારાં મનની નબલાઇ, જુ," મેં જરા ઠપકાથી કહયું. "ચાલ, કંઇ નહીં. એવું તે શું છે? મને કેહે? તુંને શું માહરામાં વિશ્વાસ નથી? હું કાંએ તુંને હસી કાહાડું વારૂં? હું તુંને ઓલખુંછ. કાંઇ બી ખરેખરૂં ગંભીર વેહેમ ખાવાને તુંને કારણ નહીં મલે ત્યાં વેર એટલી બધી તું તાહારાં મનથી અસ્તરથ થાએજ નહીં એ વાતની મને ખાત્રી છે." —અને જુલી માહરાં એમ કેહવાથી દેખીતી રીતે ઘણો સધ્યારો પામેલી દેખાઇ.

"મેં તુંને કહયું નથી, ઍલન ડીઅર, કે હું એક માતા થવાની હાલતમાં છેઉં," હવે તેણીએ ખુલાસો કરયો, "અને અરે, તું ખ્યાલ કર, બેહેન, કે એ કંઇ માહરા પર જેવી તેવી વીપત છે કે હું માહરા ઉમરાવ ધણીની ખરી હકદાર પરણેતર છતાં માહરી એ નાજુક સ્થિતી લોકો જોવા કે જાંણવા પામે તે આગમચ મને ન્હાસીને માહરાં મુરબીઓનું ઘર છોડી ફરજ્યાત કોઇ ગરગામડે જતું રેહવું પડશે, અને માહરી છાતીમાં પોશાતું બાળક કોઇ નામોશીનું નેહેસ્ત પરીણામ હોય તેમ, માહરાં લગન છુપાવાની મને થઇ પડેલી ફરજને લીધે, માહરે તેને છુપાછુપજ જનમ આપવો પડશે?"

"એ ખરેખર ઘણાં દુખની વાત છે, જુ ડીઅર," મેં રેવન્સકલીફ પર મને ઉભરી આવતો માહરો ગુસ્સો દબાવીને કહયું. હું તો કેહવા ચાહતી હતી કે એમાં ભલાં મી. ને મીસીસ નોરમન પણ તેઓએ એવી દાનાઇ કે દુરઅંદેશીથી મુતલગ વરત્યાંજ ન હતાં. તેઓએ એ છુપ્યાં લગન વાસ્તે એકમત થવા આગમચ આએ પરીણામની ફીકર કરવી ને રાખવીજ હતી. વાંચનાર યાદ કરશે કે મને તો અવલથીજ એ વાહીયાત ઠરાવ જરા થઇને ગમ્યો ન હતો, પણ માહરો એ વાતમાં અવાજજ હોય નહીં એમ જાંણી હું ફરજ્યાત ચુપ રહી હતી. એટલા વાસ્તે હાલ આએ ઘણો ગુંચવાવનારો સંજોગ બરપા થયલો સાંભળી મને તે ભોલવાયલાં મા બાપ પર તેમજ ગેરસમજ રેવન્સકલીફ અને ખુદ જુલી પર વટીક એવી અયોગ્ય બંદોબસ્તીઓથી સંતાપ પામવા વાસ્તે ગુસ્સો તો ઘણો આવ્યો, પણ હું શું બોલું? કેમ બોલું? હવે તે બોલવાથી બી શું સાર્થક થનાર હતું? એ શું જુલી ફરયાદ કરતી હતી તેમ એક જેવી તેવી મુસ્કેલી ને નામોશી હતી કે એક હકદાર ધણયાણીને પોતાની નાજુક સ્થિતી છુપાવા આવી હાડમારીભરી ને શરમભરેલી ન્હાસભાગ કરવી પડે?

"એ ખરેખર ઘણાં દુખની વાત છે, જુલી ડીઅર," મેં તેથી મુસ્કીલથી માહરો રોષ સમાવીને તેને ધીરજ આપતાં કહયું, "પણ તાહરા ખાવંદે સમજાવ્યુંછ તેમ હવે નવ દસ મહીનામાં તો એ લગનની વાત તેવણ હીંમતથી લોકોમાં જાહેર કરી શકશે—"

"હા, પણ તેટલાં તો હું માતા થવાની ?" જુલી ખીજવાતથી ચીચવાઇ. "બીજા છએક મહીનામાં તો એ મુશ્કેલી બરપા થશે, ને એક માતા થવાની માહરી બધી ખુશાલી માહરી વગર કારણની નામોશી ને જગની લેઆનતના દીલ ધ્રુજાવનારા ખ્યાલોમાં ડુબી જાએછ. વળી તું જાણેછ—એવણે અમારાં લગનની સરટીફીકેટ વટીક હજી આજના દાહડા સુધી અમોને આપી કે બતાવી નથી!!"

"નહીં ?" મેં ગુસ્સાથી ને અજાયબીથી પુકારયું.

"નહીં."

"પણ તાહરા ભરથારની પોતાની પાસ તો તે સરટીફીકેટ હોશે કેની ?"

"મુશ્કેલજ તેજ છે તો!" જુલીએ દુખ પામીને કહયું; "તેવણ કહેછ કે પાદરી ક્રૉફ્ટ ઘણી ઉતાવલમાં હતો તેથી તેની પાસે તે સહી કરાવી લેવાનું તેવણને ધ્યાન નહીં રહયું!"

"પણ તેનો શું મુજાકો?" મેં તકરાર ઉઠાવી, કેમજે મને એ લગન થયાં ને થયાં ગંભીર વેહેમ પડયો હતો (કે જે વેહેમની મારી તહ્લાશ કરવા હું ઠેઠ એંબલડનનાં ગામ સુધી એકલી છુપાછુપ જઇ આવી હતી) તે બધી યાદ થતાં વળી નવેસરની ફીકરો માહરામાં પણ સજીવન થઇ. "તેનો શું મુજાકો છે? એવણે પંજીથી કાંય નહીં સરટીફીકેટ મંગાવી લીધી હશે? સરટીફીકેટ વગર કેમ ચાલે? લગન ખરાં ને હકદાર છે ને એક સાચા પાદરીનાં તે કીધેલાં છે તેની એવી એક સરટીફીકેટની ગેરહાજરીમાં પુરવારીજ તાહરી પાસે શું છે?"

"ધુલ ને પથ્થર છે!" જુલ્યટ ખીજવાઇ. "એવણને યાદ કરાવતાં કરાવતાં હું મરવા પડી, ને દર વખત એમજ કહે કે હું ભુલી જયા કરૂંછ. મને ધુજરાં એ લાગેછ કે મમા પપા બી હજી જાણતાં નથી કે સરટીફીકેટ નથી, ને મેં અત્યાર સુધી એ વાત એ લોકથી છુપાવાની નાદાંની કીધીછ એમ પપાડીયર જો જાણશે તો મને જીવથી મારી નાખશે!"—અને વળી તે ગરીબ નિર્દોશ છોકરી હીંમત હારી રડી પડી.

મેં તેણીને દીલાસો આપ્યો ને પેટમાં ચાંપી.

"પણ તું પોતે કાંએ નથી લખતી?" મેં વળી તેનાં મનનું સમાધાન થતાં સવાલ કરયો; "તુંને લખતાં નથી આવડતું? એમાં મુશ્કેલ શું છે જે? મી. ક્રૉફ્ટને નામે એંબલડનનાં દેવલને શીરનામે એક કાગલ લખીને સરટીફીકેટ મંગાવી લેની?"

"આજે તેજ વાતનો અમો વરબૈયર વચ્ચે ઘણો મોટો ઝઘડો થયો," જુલીએ જવાબ કરયો; "અમારી વચ્ચે લગન પછીનો એ પેહેલ્લોજ ઝગડો થયો, ને ફ્રેડરીક રીસાઇને ચાલી ગયા. ઓ ઍલન, મને કેવું દુખ થાએછ! હું શું તને માહરાં દુખની કાંહાંણી કેહું!"

"પણ શું સબબ ના કહી જે તાહરે બી નહીં લખવું?"

"એમજ. મને કેહ જે ખબરદાર કોઇ બી કારણથી કોઇને બી એ વિશે તેં લખ્યું કે કહયું તો! અને તેથી મને ઘણો ખીજવાત લાગ્યો. મને કેહજે તું લખે તો મી° ક્રૉફ્ટ માહરે વાસ્તે શું ધારે? પણ એવણ એટલો ખ્યાલ નથી કરતા કે આદમીની દેહ છે—કાલ ઉઠીને ક્રૉફ્ટ મરીજ ગીયો તો માહરો શું ફેજ થાય?"

"ખરી વાત છે," હું તરત એકમત થઇ. "તું એમ કર, ડારલીંગ; કાલે જ્યારે ફ્રેડરીક આવે ત્યારે જરા તું વધતું માથું ફેરવીનેજ વાત કર. કજીયો કરવાની કે તેમને ઉશ્કેરી મેળવાની જરૂર નથી, પણ જો કાગળ હજી બી નહીંજ લખ્યું હોય તો તું ઠેરાવથી કેહ કે લખવુંજ પડશે અથવા તો તને લખવા દેવુંજ પડશે!"

"અને તદન ફટાંઉ થઇને ચાલીજ જશે તો?" જુલીએ દીસ્તી રીતે ધ્રુજતા અવયવોથી કહયું; "ઓ ઍલન, હું કેમ માનું કે એવણુ દગો કરેછ! દગો કરે એવા તો નથીજ! આવા હેતવંતા, આવા ભલા, માહરી સાથ એવો નીચ ને ભયંકાર દગો રમીજ કેમ શકે? તું શું ધારેછ, ડીઅરી? તું ઘણી સમજુ છે. તુંને પોતાને શું લાગેછ? તાહરૂં પોતાનું ખરેખર શું મત છે?"

"હું બી માનીજ નથી શકતી કે એ જવાંન ઉમરાવ એટલી હદ સુધીનો નીચ કે દગલબાજ થાય," મને પાછો ઘણો ગંભીર વેહેમ પડી ચુકેલો છતાં તે ભલી છોકરીને ધીરજ મનાવા ને હીંમત આપવાના હેતુથી મેં ફરવી તોલી કહયું; "એમ મનાયજ કેમ? એવણે સ્પેશ્યલ લાઇસન્સ મેલવીને એક ખરા પાદરી પાસ લગન કરાવ્યાં ત્યારે દગાની ફીકર રખાયજ કેમ?"

"હા, એમજ! એમજ!" દુબતું આદમી આતુરતાથી ફીણને વળગવા ફાંફાં મારે તેમ ગરીબ જુલીએ એ સધ્યારો ઝટ પકડી પાડતાં ઉતાવલથી ને ઉશ્કેરણીથી કહયું.

"એમ છતાં," મેં સમજાવ્યું, "મેં તને કહયું તેમ હવે તું જરા મજબુતીથીજ કામ લેજે, ને જરા બી નભરવસ થની ના. તું ફ્રૉફ્ટ મરી જવાની બીહીક બતાવે છે, પણુ—પણ આપણે બધાં ખાકી માનવીઓ છઇએ. એક ઠોકરમાં પાહાડ જેવાં આસામીઓ નહીં મનમાં—નહીં ચીતમાં ને ખલાસ થઇ જાયછ, તો પછી ખુદ લૉર્ડ રેવન્સકલીફને બી વાસ્તે આપણે તેજ ફીકર કાંએ નહીં રાખ્યે? ખુદા એના સો વરસના આવરદા કરે ને તુંને જનમ નીભીને એ સુખીજ કરે એ માહરી તો દીલોજાંન દુઆ છે, પણુ ધાર કે કાલ કલાંણી ખુદા ન કરે ને એવણુનેજ કંઇ કશું—"

"ઓ, તેજ તો માહરી બી રોજની ફીકર છે, ઍલન!" જુલ્યાએ ઉશ્કેરણીથી જવાબ કરયો; "તું કહેછ તે તદનજ ખરૂં છે. આએ તો માહરે વારને દરયો તરી આવીને ખાડીમાં દુબી મરવાની વાત થાએછ. મેં ભલા ભલાને થોકડે મારયા ને સ્ટેજપર અંતની ઘડી વેર માહરી પાક ઇજ્જત સાચવી હું શુધ્ધ રહી, અને તે છતાં જોની—આએ થાએછ તો લોક માનેજ કેમ જે હું હકદાર પરણેલી છેઉં? કંઇ નવું જુન્તું થાય તો માહરાં બચ્ચાંની બુન્યાદ પુરવાર કરવા વાસ્તે માહરા પાસ આધારજ શું હોએ?"

મેં, મગર, તે ધીરજ ખોહી દેતી બાળાને શાંત કરવા રાતોવહી જે બન્યું તે સમજાવ્યું, અને અંતે મેં સુચવ્યું હતું તે રીતે કામ લેવાના ઠરાવ સાથ જુલી છેક સહવારૂં થવા આવતાં, થોડીક ધીરજ પામેલી, પોતાના ઓરડામાં સુવા ગઇ. ગરીબ તે! હું તેના વાસ્તે માહરાં મનથાં એકલી પડયા પછી ધ્રુજ્યાં વના રહી નહીં, અને એક મોટા લૉર્ડના

વેહેવાઇ થવાની ઉલટમાં ડાહયાપાકા મી૦ નોરમન પોતાનાં બચ્ચાંનાં ભલાં વાસ્તે જોઇતી સંભાલ રાખવામાં સખ્ખત થાપ ખાઇ ગયા તે વાસ્તે માહરા ઓરડાનાં એકાંતમાં તે શાંત રાત્રીએ હું અફસોસ કરયા વના રહી શકી નહીં.

મગર પાછું અને પાછું, વધારે વિચાર કરતાં, મને મજબુતીથી લાગ્યું કે દગોજ હતો. દગો નહીં તો શું ? એક પ્રમાણીક ગ્રહસ્થ તરીકે કેમ નહીં તે લૉર્ડ લગનની સરટીફીકેટ મંગાવી લેતો હતો ? ધારા પ્રમાણે લગનને દાહડેજ તેણે તે લઇ લેવાની હતી; તેમાં ક્રૉફ્ટની ઉતાવલનું અને વીસરી જવાનું બાંહાણુંજ કેવું હોય ? ગમે તે હોય, પણ જો રેવન્સફલીફ એક બે દહાડામાં સરટીફીકેટ નહીંજ મંગાવી આપે તો મેં પાછી એંબલડનનાં ગામડાંમાં મી. ક્રૉફ્ટને પોતે મલવા જવાનો મનથી કસ્દ કરયો. હું એક વખત જઇ આવી હતી તે જુલ્યા નાહક ગભરાએ તેથી તેને કે કોઇને બી મેં અત્યાર તક કહયું ન હતું, પણ એ મને આશરો આપનાર ને કમાઇનું સાંધણુ મેલવી અપાવનાર બેહેન જેવી પર ખુદરતીજ મને ઘણું હેત આવતું હતું, વાસ્તે કાંઇ બી બુરૂં થાય તે પહેલાં હું આગલ જઇ આવી હતી તે વાત જાહેર કરી ફરીથી બી એક ફેરો ત્યાં ખાઇ આવવા મેં તે રાત્રે મનથી નક્કી ઠરાવ કરયો.

---

## પ્રકરણ ૪૩ મું.

અને બીજી સહવારે અમે એ પછી જયારે નાસ્તાપર બધાં એકઠાં મલ્યાં ત્યારે જુલી બાહેરથી તો હંમેશ જેવી શાંત હતી. તેણીએ માહરી તરફ ઘણાં હેસાનની આંખોએ જોયું કેમજે માહરી કને પોતાના વેહેમોનું રૂદન રડવાથી તેની છાતીને દેખીતી રીતે ઘણી ખલાસી મલી ગઇ હતી, અને મેં આપેલી હીંમત ને સલ્લાહથી બી તે ઘણી નીરાંત પામેલી દેખાતી હતી. વળી તેણીએ આંખના એક એસારાથી પાછું માગી લીધું કે તેણીનાં માબાપને હાલ માહરે કશુંજ જાંણવા દેવાનું ન હતું, ને તેઓ તો જમીને પાધરાં રીહીઅરસલ વાસ્તે નાટકશાળામાં ગયાં, કે જયારે માહરૂં ત્યાં તે દાહડે કામ ન હોવાથી હું "શૉપીંગ" ગઇ. ખરી રીતે તો મને કાંઇ ઘણું જરૂરી ને તાકીદનું લેવાનું ન હતું, પણ રેવન્સકલીફનો જુલીને મલવા આવવાનો વખત થયો હતો, ને તે વરઐયર વચ્ચે કદાપી ટપાટપી થઇ પડે તે વાસ્તે તેઓ ઘરમાં એકલાં હોએલાંજ ભલાં એમ સમજી હું એ કાંચાંપાકાં બાહણાંથી ઘરમાંથી બાહેર પડી.

અને સારૂંજ થયું. જરા કસરત મલે કરી હું પાંઉપ્યાદીજ નિકળી હતી, અને બેડફર્ડ સ્કવૅરમાંથી ઝપાટામાં ચાલી જતી હતી, જેવામાં માહરી બાજુમાંથી પેલા લુચ્ચા મી. પાર્કસની ભપકાભરેલી વિકટોરયા ઘસારામાં પાસ થઇ ગઇ. એમ છતાં અમારી નજર એક થઇ એટલે તે જોશથી જતી ગાડીએ નખાવી દઇને તે માહરી પાસે ધસી આવ્યો.

"ઓલ્લો, ઍલન ડીઅર, એ શું છે ? તું તો જાંણે અમો વરઐયરની હસ્તી વટીક ભુલી ગેઇછ !" તેણે ઘણાજ એખલાસના ઘરોબાથી કહયું—મગર શેકહેંડમાં તેણે લંબાવેલો હાથ મેં લીધો નહીં, અને તેના સમક્ષ હું ગુસ્સાથી લાલ થયલી ઉભેલી હતી તે જોઇ તે દીસ્તી રીતે ગભરાયો, પણ ઝટ પોતાનાં મનનું સમાધાન કરી લઇ તેણે જરા દમામનાં તોરથી કહયું, "કેમ શું છે, મીસ પરસી ? કંઇ અમારી સાથ ગુસ્સે છેઓ !"

"માહરૂં ગુસ્સે થવાનું કારણ જો તમો ઉપરના બધા આરોપો રજુ કરીને હું કેહવા તો તમોને અત્રે માહરી સાંમે ઉભા રેહવાનું બી ભારી પડી જવાનું છે, મી૦ પાર્કસ," મેં મોટા થરસાથી કહયું—અને મેં જોયું કે પાર્કસ તે સાંભળતાં એકદમ છેક હોઠ સુધી ફીકકો પડયો!

"પણ તે—પણ તે કેહોની, બોલોની, એટલું બધું તે છે શું? અમે તો કંઇ જાણતાં બી નથી!"

"તમો જાંણોછ," મેં ભાર નાંખીને કહયું. "તમારો ગભરાત પોતેજ તમોને લબાડ જાહેર કરે છે. માહરી સાથની તમારી બધી દગલબાજી તમો પોતે નહીં જાંણો એમ શું કંઇ મને સમજાવાની તમો હીંમત કરી શકશો?"

પાર્કસ બની શંકે તો હજી જ્યાદા ફીકકો પડયો! તે ખરે મને ઘણોજ ગભરાયલો દેખાયો.

"હું વિનંતી કરૂંછ કે મને જે હોય તે કેહો કે હું તમારાં મનનું સમાધાન કરૂં," તેણે બીહીને લગભગ કાકલુદીથી માંગી લીધું.

"તમે પેલા કમીના કલેરના હાથમાં મને સપડાવાનું કાવતરૂં રચ્યું," મેં દરેક બોલ પર ભાર નાંખી કહયું; "એક નહીં પણ બબે મરતબા!"

મગર એ આરોપ સાંભળતાં સાથે—મેં કાંઇક અજાયબી વચ્ચે જોયું કે—જાંણે તે મુચ્છાના જીવમાં જીવ આવ્યો હોય તેમ તેનો ગભરાત સમી ગયો, અને તેના ચેહરાપરનો ફીકકાશ હટી ગયો! હું ઘણી હેરત થઇ. શું તે નિર્દોષ હતો, અથવા એ મેં રજુ કરેલા આરોપથી બી કોઇ વધારે ગંભીર આરોપ માહરે મોંઢે સાંભળવાની તે ફીકરમાં હતો? મને કંઇ સમજણ પડયું નહીં.

"જો, એ બાઇ," મને તેણે હવે રોફથી થથરાવતાં કહયું, "હું સારાં સાથે સારો છેઉં ને બુરાં સાથે ઝેરી નાગ જેવો બુરો છેઉં. મને તાહરો ઉઘાડો શતરૂ કરતાં સમાલજે. તું શું એ ઘેલોગાંડો આરોપ રજુ કરેછ તે હું તો કંઇ સમજી બી શકતો નથી, અને મને તેની વીગતો માંગીને સમજવાની પરવાહ બી નથી—સમજી?"—અને તે ચાલી જવા કરતો હતો પણ એક ખ્યાલ થતાં વળી થોભીને વધારયું, "તું ભલે જોઇએ એટલી ગુસ્સે થા, પણ અમોને છેડી મુકતાં કે ગુસ્સે કરતાં ઘણું સંભાલજે. અમો તાહરે લગતી એક વાત એવી જાંણીયેછ કે જે જો જાહેર કરયે કેની તો આએ "રાતા ગુલાબ"ની લોકોમાં જે હોહો ને વાહવાહ છે તે ઘડીની વચમાં ખાકમાં મલી જશે! એ તો અમે બોલતાં નથી ત્યાં સુધી!"

"એટલે—તમે શું કેહવા માંગોછ? તમે શું માહરી વાત જાણોછ? મેં મને શરમાવા જેવું એવું તે શું કીધુંછ જે?" તેની ધમકીથી સાંમી હવે મેંજ પુતલી ડરી જઇને ઘણા ગભરાતથી તેને પુછયું.

"તેં નહીં કીધું ને તહરાં લાગતાંવલગતાંઓએ. ઘણી માઠી વાત છે; ઘણી બેઇજ્જતી કરાવી નાખનારીજ વાત છે, વાસ્તે તાહરે અમારા સંબંધમાં તો ચેતીનેજ ચાલવાનું છે. તું કોઇ બી આરોપથી અમોને જરા બી ડગવા કે સતાવા હીંમતથી બાહેર પડ, ને પછી જો આએ તાહરી હમણાં બધાં લોકોમાં લાખની ઇજ્જત છે તે ઘડીની વચમાં હું રાખની નહીં

કરી નાંખું તો!"—અને આ બધી નાતરસ ધમકીઓથી મને ગભરાત ને ડરતી મારી ડીલ-મુંઢ જેવી બનાવી મેળી તે લુચ્છો ફત્તેહનું હસતો ને મુછમાં મલકાતો માહરી કનેથી ચાલતો થયો, ને બાજુમાં ઉભેલી પોતાની ગાડીમાં યાહોમ જતો રહયો.

હું થસ થઇ ગઇ! એ લુચ્છો શું એ બધું બોલી બકી ગયો હતો? મને ગુંગલાવીને ચુપ રાખવાની આ એક પોલી ધમકીજ હશે કે તેનાં બાતેનમાં એવી કોઇ ભયંકાર સચ્ચાઇ હશે? સચ્ચાઇ શી હશે? શું માહરા જનમને લગતી કંઇ મને શરમાવનારી કે નામોશીની વાત હશે? માહરૂં બચપણુ કે માહરાં માબાપ મેં જાણ્યાં ન હતાં, કે જ્યારે આ લુચ્છાની માતા છેક માહરી બચગીથી માહરા મમાવાજીને ત્યાં રહેલી હતી, એટલે બનવા જોગ હતું કે તે મરનાર કાંઇ જાંણુની હોય, ને તેણે આ છોકરાને તે કહેલું હોય! પણ તેથી બી શું? માબાપની નામોશી માટે નીર્દોશ બાળ કેમ દોષીત કે જવાબદાર લેખી શકાએ? આ તો કંઇ તે મને ધુલમાં રગદોલવાનું ભસી ગયો હતો, અને ત્યારે, ઓ ખુદા, એવું તે એ શું હશે?

મગર મેં હીંમત પકડી. કાંએ નહીં આ લુચ્છો મને ડરાવી દબરાવીને ચુપ રાખવા આ બધા ઓરંગાજ ફેંકી ગયો હોય? અને એજ સંધ્યારો એક ધડકતાં જીગરે ખરો માની હું તે પછી જે મકસદથી ઘરથી નિકળી હતી તે માહરૂં કામકાજ જરાતરા આટોપી લેવા પડી, અને પછી ઘર પાછી ફરી ત્યારે બે કલાકથી વધુ હું એ મુજબ બાહાર ગુજારી આવી હતી.

એ દરમ્યાંન રેવન્સકલીફ આવી ગયો હતો, અને વાહલી જુલી હાલ તો વળી ઘણી ખુશખુશાલ હતી. "ફ્રેડીકે આજે તો માહરૂં કહ્યું તરતજ માન્યું, એલન ડારલીંગ," હું જેવી તે જે ઓરડામાં હાલમાં એકલી હતી તેમાં દાખલ થઇ કે તરતજ ઉલટમંદ માહરી પાસે ધસી આવતાં તેણીએ ઘણી ખુશાલીથી કહ્યું. "માહરાં દેખતાં પોતેજ મી૦ ક્રૉફટને કાગલ લખ્યું, ને લખીને વળી મને વાંચવા આપ્યું."

"પોસ્ટ કરયું કે?"

"નહીં; પોસ્ટ કરવા વટીક મનેજ આપી ગયા ને મેં તને દેખાડવાજ તે બોટી કીધું છ," તેણીએ તે રજુ કરતાં જવાબ કરયો;—અને ત્યારે બેશક મને બી ઘણી ધીરજ વલી, અને મેં પણ જોયું કે હું ત્યારે તે જવાંન ઉમરાવને જુઠોજ બદનામ કરતી હતી. તે પોતેજ પોસ્ટ કરવાનું કહીને કાગળ સાથે લઇ જતે તો મને કદાપી વિશ્વાસ આવતે નહીં, પણ આ રીતે તે કાગળ લખી જુલીને વંચાવી પોસ્ટ કરવાનું બી ખાસુખા તેનેજ સપુર્દ કરી ગયો તે મને ઘણું જયાદા ગમ્યું.

મેં તે કાગળ જોયું. તે ઉપર "ધી રૅવરન્ડ મી. જી. સી. ક્રૉફટ, એંબલન્ડ, વૉરીકશાયર". એ સરનામું કરેલું હતું, અને નોકરોનો બી વિશ્વાસ નહીં કરવા, હજી મેં કપડાં ઉતારયાંજ ન હતાં એટલે જુલીએ ઘણું ના કેહવા છતાં, હું પોતેજ તે જઇને માહરે હાથે બાજુમાંની એક સબ પોસ્ટ ઑફીસમાં નાખી આવી.

એમ થવાથી મને બી ઘણી શાંતી થઇ. હવેજ મને લાગ્યું કે દગો કરો હતો કે હોવો જોઇએ નહીં, ને ગરીબ નિર્દોશ જુલ્યાને માટે હું જે ધ્રુજ્યા કરતી હતી તે બધું બેવજુદ હતું. અલ-

બત ધ્રુજવા જેવુંજ હતું. તે એક માતા થનાર હતી, અને જો તે લગન હકદાર હોવાની વાત તે જાહેર કે પુરવાર નજ કરી શકે તો ?

અને તે કાગળ ટપાલમાં નાખીને હું પાછી ફરી ત્યારે મને કેહવામાં આવ્યું કે માહરા જવા પછી તરતજ મને મલવા આવેલો કોઇ ગ્રહસ્થ માહરી મીલાકાતે આવેલો ખોટી થતો હતો, ને તેને ડ્રૉઈંગરૂમમાં બેસાડવામાં આવ્યો હતો.

તે કોણ ? હું અજબ થતી ગઇ, અને જઇને જોઉંછ તો તે પેલા ડયુક ઑફ આરલીનો કુત્રાં જેવો કમીનો સાથી અને દોસ્ત મી. પીસમ્બોસમ હતો.

તે મને જોતાંજ ઉભો થયો, અને હું એક રાણી હોઉં તેમ મને છેક નીચો નમીને એક નાટકી ઢપનું તેણે "બાઉ" કરયું, કે જ્યારે માહરૂં હસવાનું હું મુસ્કેલથીજ રોકી શકી.

"બેસો, મી. પીસમ્બોસમ," મેં કહ્યું; "કંઈ અત્રે તસ્દી લીધીછ ?"

"જી હા. તમે મને જોઇને અજબ તો થવાંજ હોશો," તેણે કહ્યું; "એટલાં અજબ કે જેટલું અજબ કોઇ એક તુરાંની ઘવેડાને તમેલામાંથી છુટીને પોતાની તરફ ધસી આવતો જોતાં થાએ તેટલાં અજબ; નહીં વારૂં ? હેં-હેં-હું ! મગર તમો સાહેબ જાણોછ કે હું કોણ માનવંત આસામીનાં કુટુંબનો ઘેરીતેબારીતો દોસ્તદાર છેઉં——"

"હું જાણુંછ, મી. પીસમ્બોસમ," મેં હસીને કહયું; "શું ડચેસે તમોને——"

"ડચેસે ! નહીં બાનું, માફ કરો, અખાડા કરી જાઓ ! તેવણનું કાહાં મુરતમાં નામ દેઓછ ?" તેણે જવાબ કરયો; "તેવણ જો જાણવા પામે જે કામે હું તમો બાનુંને અત્રે ખાસ મલવા આવ્યોછ તે કામનાં નામની બી વાત તો તેવણ તો મને જીવતો ફાડીજ ખાએ— જેમ કે—જેમ કે એક પીંજરાંમાંથી છુટેલો ઝનુની સિંહ—"

"ત્યારે શું તમે ડચેસ તરફથી નથી આવ્યા ?" મેં લગાર ગંભીર અને ફીકરમંદ થતાં અજાયબીથી પુછયું.

"નહીં જી, જરા બી નહીં જી, બીલકુલ બી નહીં જી," તેણે જુસ્સાથી જવાબ કરયો; "ખરી વાત એ છે, મીસ ટ્રેફર્ડ, કે તમે "રાતા ગુલાબ"ને નામે એક ખરેખરા પુર બાહારમાં ખીલેલા રાતા ગુલાબ જેવાંજ ખેંચાણકારક ને સુંદર છેઓ——"

"હું એવું એવું સાંભળવા ખુશી નથી, મી. પીસમ્બોસમ," મેં થરસાથી કહયું, અને પેલાના દીવાસલી જેવા પગનાં બે ગુડણ માહરા એમ થથરાવાથી તે અકરવકરમાં પડયો હોએ તેમ એકમેક સાથ અથડવા લાગ્યાં.

"તે હું જાણુંછ ને હું સમઝુંછ, બાનુ," તેણે કહયું. "ખરૂં કેહું તો મને સોંપવામાં આવેલું આએ કામ મને ગમતુંજ નથી. બીલકુલ ઘવેડા પર અંબારી ! ઘવેડાની પીઠ પર અંબારી શોભે બીં ખરી ? હેં—હેં—હું !"

"હું જોઉંછ કે તમારી પાસે માહરે સાંભળવા જેવી ત્યારે કશીજ વાત નથી——" અને મેં ઉઠી જવા જેવું કરયું.

"એક મિનીટ, મીસ ફ્રુડ, ફકત એકજ મિનીટ!" તેણે માંગી લીધું; "લેઓની, મારો ગોલી! હું માહરે કેહીજ દેઉં! નામ કેહવાની તો જરૂરજ નથી. તમો જાંણોજ તો ખરાંજ મને કોણે મોકલ્યો હોશે તે. તમે સમજી તો જવાનાંજ. ચતુરને કંઇ કેહવું પડે? મોરનાં ઇંડાં કંઇ ચીતરવાં પડે?"

"ઓ તમે—" મેં કંટાલાથી પગ ઠોકી કહયું, અને તેટલાંથી બી તે બીચારો બંદુકની ગોલી લાગી હોય તેમ ચોંકયો!

"મકુંજે હા. તેથી માહરે કેહીજ દેવું જોઇએ," હવે પેલાએ ખરે મને ઉતાવલ કરી. "તેવણ દર વરસે બે હજાર પાઉંડની પાદશાહી રકમ તમોને આપ્યા જવા કબુલ છે, જો તમે—જો તમે—મકું જે જો તમે——"

પણુ તે મને ગુસ્સામાં ભુંડ જેવી લાલ થયલી જોઇ અચકીજ ગયો! મેં મારકવીસ હરબર્ટમાં જે જોયું હતું તે ઘણુંજ અહસ્થપણાંનું લક્ષણ જોયું હતું, ને હું ગુસ્સાથી એકાદ પળ દીગમુઢ થઈ ગઇ જે તે પોરયો શું આટલો નીચ થઇ શકયો કે પોતાના બાપના કુત્રાં જેવા એક કમીના સાથી મારફત આવી એક નીચમાંનીચ દરખાસ્ત તેણે મને કહી મોકલી? માહરાં નેણ નિકળીજ પડયાં.

"મી. પીસબ્લોસમ, તમારા જેવા ઘરડા પરડાએ કોઇ કાચાં કુમારાં બચ્ચાં આગલ એવો નજીસ પેગામ લઇ આવતાં લજવાવું જોઇએ," મેં ઘણા ગુસ્સામાં ઉભી થતાં બખાળ્યું; "હું એ આદમીને ઘણો સારો માણુસ સમજતી હતી, પણ——"

"પણુ ખ્યાલ કરવાની વાત છે, માહરી માએ," મી. બ્લોસમ ચીચવાયો; "તે તમોને કદી પરણુવા ચાહે તોબી પરણી શકેજ કેમ તે નહીં તમે સમજતાં! એ તો—એ તો જેમ——"

"ચુપ કરો!" મેં પાછો પગ ઠોકીને પુકારયું—ને મી૦ બ્લોસમ તો પાછી ગોલી વાગી હોએ તેમ જે સોફા પર તે બેઠો હતો તે પર ચમકીને અરધો ગબડી પડયો. "માહરી ઘણી મરજી છે કે અમારા ફુટમેનને બોલાવી તમોને લાત મરાવીને ઘેરમાંથી હાંકી કહરાવવા, પણુ જાઓ—તમારૂં કાલુ કરો!"—અને મેં દરવાજો બતાવ્યો.

તે ગયો. જો હું હસવાના "મુડ"માં હતે તો હસીજ પડને એવો તેનો રમુજી હાલ હતો. તે પાણી પાણી થઈ ગયો હતો, ને પોતાની ટોપી હું બોલતી હતી તેટલામાં બધી હાથમાં કચડીબચડી નાખતો હતો! તેનો ઉંચો કૉલર વળી જરા જરામાં પોતાની અકરવકર વચ્ચે ઉંચો ખેંચી તે છેક ગાલ સુધી લાવ્યો હતો. તે મેં દરવાજો બતાવ્યો એટલે એક બીહીપેલો કુત્રો કેમ બે પગ વચ્ચે પુછડું ખોસી દાંયબાંય ખસ્લી જાય તેમ નીચી મુંડીએ બાહેર પડયો, ને રખે હું પછવાડેથી એક થાપટ લગાઉં તે ફીકરથી બીહીતો હોય તેમ નાહસવાં અમારી ઉંચી સીડીપરથી બીચારો એક ફાડયું ચુકીને ગબડી બી પણુ પડયો!

હું ખરે મને ગુસ્સે થઇ હતી. આ કમીના શ્રીમંતો શું ખરેખર એક ગરીબ નઈકકાર અબળાની ઇજ્જત એટલી તુચ્છ માની લેતા હશે? તેઓ મનમાં ચાએ શું પીતા હશે? શું એ મોટે ઘેરની બધીઓ ઇમાનમાં નબલીજ થતી હશે, ને તેજ સ્ટાડર્ડથી એ

શ્રીમંત મર્દો ગરીબ વર્ગની બાળાઓની પાકજાદ ઇજ્જતની બી આંકણી કરતા હશે ? શું નાટકના માન પામેલા હોનરનું નામ તેઓની આંખમાં એટલું ઉતરતું—એટલું કમીનું—એટલું હલકું થતું હશે કે જેને તેને પોતાના પૈસાથી આંજી નાંખવાની એ હેમકો પતરાજી ધરાવતા હશે ? ભલે. માહરો તો મુસ્તકીમ ઠરાવ હતો કે નાટકમાંજ નોકરી કરીને એવા બેભાગુ વિચારોના બદમાશો ને હેમકોને એક સખ્ખત લપડાક સાથ દેખાડી આપવું કે એ કેહવાતા ઉતરતા ધંધામાં બી ઇમાન અને ઇજ્જતમાં ઘણું માનવાવાલી ખરી પાકજાદ અબળાઓ થવા ચાહે તો થઇ શકેછ અને રહી શકેછ !

માહરી અજાયબીજ ભાગતી ન હતી. એ જવાંન મારકવીસને અચબુચ એ ફીકરૂં થયુંજ કેમ હશે ? મેં તેને ઘણો ઓલખ્યો હતો. તેનાં વર્તણમાં તે શુધ્ધો ઉમરાવ હતો. તેને ત્યાંના નાટકની રાત પછી હું ફરી તેને કદી મલી ન હતી, પણ તે આગમચના સમાગમમાં તેને ઘણીજ પુરતી મલી હતી ને ઘણોજ પુરતો ઓલખ્યો હતો, ને તેના તરફથી આટલી હલકતની હું કદી વકી રાખીજ નહીં શકું; અને તે છતાં તે બન્યું હતું. હું માહરૂં વચન બીજાને આરોપી ચુકી હતી તે જાણુવા છતાં વારસીક બે હજાર પાઉંડની મોટી ગંજાવર આવકની લાલચથી મને આંજીને મને તે હેમક પોતાની———મગર એ વિચારમાંજ મને ઝેર ચઢતું હતું અને એ અપમાન ભુલી જવા હું જુલ્યા જોડે પાછી વાતમાં પડવા તેના ઓરડામાં જતી રહી. તેણીએ કાંઇ મને પુછ્યું નહીં કે એ કોણ ને કાંએ મને મલવા આવ્યો હતો, અને મેં કાંઇ તેને તે વાત કહેવાની જરૂર જોઇ નહીં, એટલે અમો બીજી ત્રીજી વાતોમાં પડયાં.

---

## પ્રકરણ ૪૪ મું.

અને સંજોગો બનવા પર આવે છે ત્યારે આપણે જાણે માની નહીં શકયે એવી કીસમે ઉપરાસાપરી બને છે. બીજે દિવસે, વળી, હું આગલા દહાડાની માહરી થોડીક બાકી રહી ગયલી જરૂરી ખરીદીઓ કરવા બેડફર્ડ સ્કવૅરને રસ્તે પાછી આગલ વધી, કે જ્યારે મેં જરા દુરથી જોયું કે હું ચાલતી હતી તેજ પગથી પર પેલોજ લુચ્ચો પાર્કસ કોઇ સાથ વાત કરતો ઉભો હતો. તે બંનેએ મને જરાબી જોઇ નહીં હતી, અને તેથી હું ઑક્સફર્ડ સ્ટ્રીટમાં જવા તે લુચ્ચાને પાછી રૂબરૂ નહીં થઇ જવાની મકસદથી બાજુમાંની ગલીમાં વલી જવાનું કરતી હતી તેટલાં તો તે બંને એકમેકને શેકહેન્ડ કરી છુટા પડયા. પાર્કસ બાજુમાં ઉભેલી પોતાની ગાડીમાં વાંદરની માફક કુદીને ચઢી બેઠો એટલે તે ગાડી ત્યાંથી ધસારાબંધ ઉપડી ગઈ, જ્યારે તેની જોડે વાત કરનારો પેલો કોઇ સાથી—કે જેને હું ઓલખતી ન હતી તે—રસ્તો ઓળંગીને સાંબી પગથી પર ચાલી ગયો. હવે, તેથી, મને લાંબે રસ્તે જવા જરૂર નહીં હતી, અને હું આગલ વધી, કે જ્યારે જે જગ્યા પર તે બે વાત કરતા ઉભા હતા ત્યાં હું આવી ત્યારે માહરી ઘણી અજાયબી વચ્ચે મેં ત્યાં રસ્તા પર એક પૉકેટબુક પડેલી જોઇ. દેખીતી રીતે તે એ બે માંહેલા એક કોઇનાં ગજવાંમાંથી નિકળી પડેલી હતી, કેમજે તેઓ બંને એ મુજબ રસ્તે પડયા પછી તરતજ તે જગ્યા પર હું આવી પોહોંચી હતી.

મેં તે ઉંચકી લીધી. તેના ઉપર બાહેર કોઇનું નામ ન હતું એટલે અંદર કાર્ડ વિગેરે હોય તે જોઇને જેની હોય તેને પુગાડવાની મતલબથી મેં ચાંપ દાબીને તે ખુલી. તેમાં ઢગલાબંધ બેંકનોટસ ને કાગલ્યાં વિગેરે હતું, ને હજી તો હું તે જોઉ તેવામાં એક નાહની ચીઠ્ઠી સરીને માહારા પગ આગલ પડી. તે ખુલ્લીજ હતી અને ખરેખર તો એક કાપલીજ હતી, જે ઉપર ઘણીજ બેદાદીથી મેં નજર નાંખી તો તે પર "તમારો વિશ્વાસુ જી. સી. ક્રોફ્ટ" એ સહી જોઇને હું એકદમ ચોંકી!

મેં હવે તે વાંચી લેવાને પોતાને ઘણીજ વાજબી ધારી. બૈરાંઓ ઘણુંખરાં ઘણું જીજ્ઞાસુ થાએછ ખરાં, પણ વાંચનાર મને ઇનસાફ આપશે કે મેં તે ચીઠ્ઠી તેવાં કોઇ બી હલકત હેતુથી વાંચી લીધી ન હતી. તે ટુંકમાં આ મુજબ હતીઃ—

એંબલડન, નવેંબર ૨૦–૧૮૪૦.

"માહરા વાહલા પાર્કસ,

"તમે રેજીસ્તર કવરમાં દસ પાઉંડની જે કરન્સીનોટ માહરા ચાલુ પગારની આએ માસની મોકલી તે મને થાવી પોહોંચી છે, ને તે વાસ્તે હું ઉપકાર માનું છું. તમે જોશો કે તમારા હુકમ ને માહરા કરાર મુજબ હું અત્રે દુન્યાનાં આએ છેક છટ્ઠાં ખુણુંનાં એકાંતમાં ભરાઇ રહેલો છું, ને એ વાસ્તેનું માહરૂં વચન પાલું છું એટલે તમને નીરાંત હશે.

તમારી તરફ બધું સમાધાન હશે. પેલી પોત્તીનું ગાડું કેમ ગબડેછ? ઘણી સારી દુઆઓ સાથે,

લા૦ તમારો વિશ્વાસુ,

ચારલ્સ ક્રૉફ્ટ."

હવે બધું દીવા જેવું દીસ્તું હતું. પાદરી તરીકે જુલી ને રેવન્સકલીફનાં લગન જે કરી ગયો હતો તે તેજ લુચ્છો આસામી હતો કે જેના આવવાથી ગરીબ બીચારા માહરા મોટાબાવાજીનું મોહોત નિપજ્યું હતું, ને જે એ પાર્કસવાલાંઓનો દેખાતી રીતે મસલતયો ને મલતયો હતો. મેં તેને લગનના આશીરવાદ સારવા આવેલો જોયો ને જોયો મને તરત વેહેમ પડગ્યો હતો, ને તે વેહેમ ત્યારે અંતે ખરોજ હતો. હું લંડન આવીને એ પાર્કસવાલાંઓને ત્યાં રહેલી હતી ત્યારે વાંચનાર યાદ કરશે કે એક મોડી રાત્રે બી મેં તેનો અવાજ હું ઉપર સુતેલી હતી ત્યારે સાંભળ્યો હતો, અને હવે તેથી બધું પાકકું હતું કે જુલીનાં લગન કરવા આવેલો પાદરી એજ આસામી હતો.

પણ તે પોતાની ચીઠ્ઠીમાં કોઇ પોત્તીનું ગાડું ગબડાવાની ખબર પુછાવતો હતો તે કોણ હોવી જોઇએ? માહરૂં હૃદય સાખ પુરતું હતું કે તે માહરેજ વાસ્તે પુછતો હતો; અને ત્યારે, ઓ પરવરદેગાર, એ આસામી હતો કોણ? તેને એમ દર મહીને દસ પાઉંડ ધરએઠાં પુગા પાડીને પાર્કસે તેને પોતાના રસ્તામાંથી દુર એક ખુંણામાં દાબી કાંએ રાખ્યો હતો? તે પોતે એવી તુચ્છ લાલચપર કાંએ જીવતો હતો? તેના જેવો એક ધર્માધ્યક્ષ (પાદરી) એ શા અધર્મીપણુંમાં શામીલ હતો?

અને એ બધા દુખભરેલા વિચારો કરતી હું થોડીક આગલ વધી તેવામાં વળી સામેથી પેલો જવાંન હરબર્ટ—મારકવીસ ઑફ્ ડેલરીંપલ—ઘોડેસ્વાર થઇને આવતો જણાયો!! હેની પછવાડે એક ફુટમેન (સઇસ) હતો.

તેણે મને જોઇ, અને મેં જોયું કે અમારી આંખ મલતાં સાથે એકાદ પલ તેનો ચેહરો અણહદ ખુશીમાં ખીલી રહયો, કે જ્યારે ઘણાં માનથી તેણે તરત પોતાની ટોપી ઉચકી. મેં, મગર, ખુલ્લા તુચ્છકારના દેખાવથી માહરૂં મોંઢું મરડયું. એજ તે કે જેણે મને બે હજાર પાઉંડનાં સાલયાંણાં પર તેના અપવિત્ર આશરા હેઠળ નામોશીનાં જીવતરે જીવવાની પેલા અગરઅગ્ચા પીસબ્લોસમ કને આગલે દહાડે ઑફર કહી મોકળી હતી, ને તેથી તેને જોતાં સાથે તે વાતની મને યાદ થતાં માહરી રગોમાંનું ખુંન ગુસ્સાથી ઊછળી આવ્યું. હું તે ઉપરથી બાજુમાંની એક દુકાણમાં જતી રહી, કેમજે માહરી ખાત્રી હતી કે તે દુકાંણની અંદર આવવાની હીંમત કે નફટાઇ તો કરવાનો ન હતો.

ત્યાં મેં જોઇતી ખરીદી કીધી, અને પછી મેનેજર પાસ એક કાગલનો તાવ માંગી લઇ તેમાં પેલી પૉકેટબુક વીંટાલી મેં ટેપ બંધાવી ને તે સીલ કરાવી, જે પછી એક કલાર્ક પાસે તેપર મી૦ પાર્કસને નામનું સરનામું કરાવીને મેં તે માંહેલી સઘળી અનામત સુધ્ધાં હકબંધ—પેલી ડ્રાફ્ટની ચીઠી સુધ્ધાં—તેને પાછી મોકળી. મેં એ રીતે એવી તરકીબથી એ કામ લીધું કે એ પૉકેટબુક માહરા હાથમાં આવી હતી ને તેને પાછી પુગાડનાર હુંજ હતી એવો તે બુરાને કશોજ ખ્યાલ ન થવા પામે.

તે પછી હું દુકાણને બીજે રસ્તે બાહેર પડી. તે ચાર રસ્તાનું નાકું ઘેરતી એક મોટી દુકાણ હતી, એટલે રખે જ્યાં હું દાખલ થઇ ત્યાં પેલો હરબર્ટ હજી બી માહરી બાહર નીકળવાની વાત જોતો ખોટી હોય તે ફીકરથી જુદેજ બારણે બાહેર પડી, ને ભલતેજ રસ્તે થઇને પીકડીલી આગળ આવી એક ગાડી કરી લઇ પરભાડી હું ઘેર આવતી રહી.

તે રાત્રે નાટકમાં માહરો પાર્ટ હતો, ને લોક ધારા મુજબ ઘણું હતું, કે જેઓમાં મેં સ્ટેજ પરથી હંમેશ મુજબ ફુરસદે પડતાં નજર દોડાવી ત્યારે એક બૉકસમાં પેલા મારકવીસ હરબર્ટને એકલો બેઠેલો જોયો. મેં, અલબત, તરતજ નજર ફેરવી નાખી ને તે સીનમાં ડ્રાપ પડવાથી હું માહરા ડ્રેસીંગરૂમમાં ગઇ ત્યારે ત્યાં ટેબલ પર મેં માહરે નામની એક ચીઠી પડેલી જોઇ, જેના કવર પરના હરફ મેં તરતજ પીછાણ્યા. તે એનાજ—હરબર્ટના—હતા. ઍમેચ્યુઅર નાટકને વાસ્તે તે સમાગમમાં આવતાં મને તેના હરફ અનેક મરતબા જોવાનો પ્રસંગ થયો હતો, અને હું તે બરાબર ઓળખતી હતી.

મેં તે તુરત વેળા તો સ્વાધીન લીધી. સારાં નસીબે મારી "મેડ"બી તે વખતે મીસીસ નોરમનને મદદ થવા તેવણના ડ્રેસીંગરૂમમાં ગયલી હતી એટલે તે ચીઠી આવેલી કોઇએ જોઇજ ન હતી. મેં તેથી તે તુરત વેળા તો વાંચ્યા વગર છુપાવી દીધી, ને બીજે દાહડે સહવારે નાસ્તા પછી તે એમની એમ, બંધ ને બંધ, એક કવરમાં નાંખી એ મારકવીસને સરનામે તેના મેહેલમાં પોસ્ટ મારફતે પરભાડી પાછી મોકલી આપી.

ત્યાર પછી બીજે દહાડે મને હરબર્ટની મગરૂર માતા—ડચેસ—તરફથી એક ચીઠ્ઠી આવી. તે તેજ બપોરે મને પોતાના મેહેલમાં મલવા બોલાવતી હતી. ચીઠ્ઠી પુરતી સભ્યતા ને નમનતાઇથી લખેલી હતી, અને તેમાં વળી એમ બી જણાવ્યું હતું કે હું પોતે જો તેણીને મલવા નહીં જઇ શકું તો તે મને નોરમનવાલાંઓને ત્યાં મલવા આવશે.

મગર તે મલવા આવે તો તે એક "ફ્સ" જેવુંજ થઇ પડે, જે મને ગમ્યું નહી. હું તરત પામી ગઇ કે તે માતા હરબર્ટના સંબંધમાંજ મને મલવા માંગતી હોવી જોઇએ, ને બેટાનાં પરાક્રમ કાંઇ બી તેની જાણમાં આવ્યાંજ હશે. ? મેં તેથી જવાનું ઠરાવ્યું. માહરે બીહીવું શું હોએ ? ઉલટું નહી જવાથી મને લાગ્યું કે હું પોતાને દોષીત ઠરાવશ, ને તેથી હું મી. નોરમનની ગાડીમાં ઠરાવેલે વખતે ગઇ.

મને તરતજ પેલા મોટા કુશાદે દાદરપર થઇને ડ્રૉઇંગરૂમમાં ઉપર લઇ જવામાં આવી, જ્યાં ડચેસ માહરી વાટ જોતી એકલીજ બેઠેલી હતી. તે ગુસ્સામાંજ હતી.

"તમે જાંણી તો ગયાંજ હશો, મીસ ટ્રેફર્ડ, મેં શું વાત કરવા તમોને બોલાવ્યાંછ તે? તેણીએ જરા દમામથી કહયું.

"જી હા, માહરાં લેડી," મેં કહયું, "અને હું તેથીજ આવી કે એક વખત ખુલાસો થઇ જવોજ જોઇએ,"

"થવોજ જોઇશે," ડચેસે ભાર નાંખી કહયું, "મેં હજી મારા ધણી કે દીકરા સાથે એ બાબે વાત કીધી નથી, કેમજે તેની આગમચ મને તમોનેજ મલીને બધું પુછી લેવા ગમ્યું. એ શું વાત છે? મેં તો તમારે વાસ્તે ઘણુંજ ઉચું મત બાંધ્યું'તું !"

"અને તે મતમાં ત્યારે મને ખમવું કેમ પડયું ?" મેં હસીને પુછ્યું.

"એક કાગલ માહરા દીકરાનું તમો જોગું તમે ખુલ્યા કે વાંચ્યા વગર પાછું મોકલ્યું તે માહારા હાથમાં આવ્યું," ડચેસે ખુલાસો કરયો. "મેં કવર પર તમારા હરફ જોયા, ને એક માતાની કાળજી ને સત્તાથી મેં તે ઉખેડયું. અલબત, અંદર તમે પોતે કશુંજ લખેલું ન હતું, પણ શું એમજ છે કે તમો બે વચ્ચે કંઇ ઢરાંપરાં છે, ને કચેરીમાં કચરો પડવાથી તમો હાલ રીસાયલાં છો, જેથી તેનું કાગળ વાંચ્યા વગર તમે પાછું મોકલ્યું ?"

"એક જરા બી નહીં," મેં ગુસ્સાથી કહયું, "જે વાત બનીછ તે વાત છુપાવાની હવે મને કોઇ ગરજ કે પરવા બી નથી. મેં તમારા બેટાને એક કમરસ બી ઉતેજન આપ્યું નથી. હું અત્રે ઠીએટ્રીકલ્સને વાસ્તે આવતી હતી ત્યારે એવણે એક દહાડો પોતાનો માહરે વાસ્તેનો મોટો પ્યાર જાહેર કરયો હતો, ને ઘણીજ ઇજ્જતદાર રીસમે કોઇ બી ભોગે મને પરણવાની મરજી બતાવી !"

"ઓ !"

"ઓહો ના, માઇ લેડી," મે હસીને કહયું, "હું એ મોટે ધેરની ઑફરથી જરા બી અંજાઇ ગેઇ નથી. મેં તેજ ઘડીએ તેને સમજાવીને કહયું જે હું તો માહરાં ફુઇના છોકરાને પ્રોમીસ થઇ ચુકેલી છેઉં, ને તે વાત તેથી જીન્હાર બનવાતીજ નથી."

"સાબાશ; ઘણું જ સારું, માહરી દીકરી," ડચેસે હવે દેખીતી રીતે પુશકલ નિરાંત પામીને કહયું; "પછી ?"

"પછી હમણાં થોડાક દહાડાઓ પર એ તમારા દીકરાએ મને ઘણીજ નામોશીભરી ઑફર કેહવાડી," મેં તે યાદ થતાં પાછી ગુસ્સાથી લાલ બનીને કહયું; "બે હજાર પાઉંડનાં સાલ્યાણાં પર તેણે મને અપ્રમાણીક જીંદગીએ તેને આશરે જીવવાની ઑફર મોકલી——"

"ઓ ગુન્હેગાર !" તે માતાએ ખરાં દીલના ગુસ્સાથી કહયું,—અને તરત વધારયું, "પણ એ છેક એવો બેઅદબમનો તો છેજ નહીં. એ કેમ બન્યું ?"

"માહારી પોતાની બી તેજ અજાયબી છે, યોર ગ્રેસ," મેં કહયું. "માહરી સાથ એ તમારા દીકરા અત્રેના માહરા લાંબા સમાગમ દરમ્યાન એટલી બધી ઇજ્જતથી વરતયા હતા કે હું પોતે બી તેઓને અચબુચ એટલા દુષ્ટ ને વંઠેલ થયલા હોવાનું જાણે માનીજ નથી શકતી. મેં તેજ કારણથી તેમણની ચીઠ્ઠી વાંચી નથી."

"હવે તું વાંચ, દીકરી," ડચેસ જે અચબુચ માહરે વાસ્તેનાં ઘણાંજ હેતમાં મનાઇ ગઇ હતી તેણે મને તે ચીઠ્ઠી પોતાનાં પેહરણમાંથી કાઢી આપતાં કહયું—ને મેં ત્યારે તે ઉતાવલે વાંચી લીધી. તે આ મુજબ હતી :—

"હું તો માનીજ નથી શકતો, મીસ ટ્રેફર્ડ, કે ગઇ કાલે ઑકસફર્ડ સ્ટ્રીટમાં આપણે અચબુચ રૂબરૂ થતાં તમે મને જોઇને ખરેખર મોહનું મરડયું ! એવું તે શું થયું ? એવું તે મેં શું કીધું ? મેં ટોપી ઉતારી તે વટીક તમે નામંજુર કરી ? તમારી નેકી, નીતી ને અજબ જેવી ખુબસુરતીને ખાતર તમોને જોયાં ને જોયાં હુ તમોને ચાહતા શીખ્યો—ને હજી બી ચાહુંછ—તે હું કંઇ એક ગુન્હા લેખી શકતો નથી, ને જો તમો તે પ્યાર નહીં બી કબુલી શકયાં તો આપણે દોસ્ત કાંએ નહીં થવાં ને રેહવાં જોઇએ ? જરા ખુલાસાની એક લીટી તો લખજો કે મને સમજ પડે !-હરબર્ટ."

મેં તે વાંચીને મુંગે મોંઢે પાછી આપી.

"તાહરા જેવી દસ દીકરીઓ આંખમાં ઘાલીને રાખેલી આંખમાં કદી ખુંચે નહીં, મીસ ટ્રેફર્ડ," ડચેસે ખરાં દીલનાં જોશથી કહયું. "તું ખરેખર ઘણી નેક ને અસરાફ છે. હું જાણુંછ કે હું તુંને કંઇ આપું તો તું તે લેવાની નથી, ને તું એવા ધંધામાં એટલી ઇજ્જતથી પડેલી છે કે તું સુખીજ થશે એ બી હું માનુંછ; પણ જો કોઇ બી દહાડે કોઇ બી જરૂર કે તંગીમાં માહરી મદદની જરૂર પડે તો હું તાહરી માય હોઉં એટલા બધા વિશ્વાસ ને ખાત્રીથી માહરી પાસે દોડી આવજે. જો, જરૂર હો ? મને પ્રોમીસ કર. હું જરા બી તાહરે વાસ્તે માહારાં મનથી વેહમાઇ તેને વરે હવે મને ઘણો પસ્તાવો થાએછ."

અને મેં તે બાનુનો માહરા જોગી એ એટલી બધી ભલાઇ ને સારા વિચારો વાસ્તે ઉપકાર માન્યો ને હું રજા લેતી ઉઠી, કે જ્યારે ડચેસે મને ઘણાંજ હેતથી શેકહેન્ડ કરી, અને વળી હસ્તે મુખડે તે પોતે મને છેક માહરી ગાડી સુધી વળાવા આવી. આ બધું સ્વાર્થી હતું એ ખરૂં, પણ તોમી કેટલેક દરજ્જે ડચેસની એ ભલાઇ મને ઘણી ગમી. ખરી વાત છે કે અગર હરબર્ટની મને પરણવાની પ્રમાણીક ને ઇજ્જતદાર ઑફર હું કબુલ કરતે—કે જેથી દોશપાત્ર કશુંજ થતે નહીં—તો એજ શ્રીમંત ડચેસ જે આજે માહરી આટલી વખાણ

કરતી હતી તે માહરી ગરીબાઇ અને ધંધાની હલકત વાસ્તે ઠોકડે મારતે ! એ તો મેં તે વાતની બી નાજ કરી હતી તેથીજ તે એટલો સધ્ધારો પામી શકી હતી; એમ છતાં તે સધ્ધારાની બરકતે વટીક માહરે વાસ્તે ઘણુંજ સારૂં મત જાહેર કરવા જેટલી તે તુમાખી બાંનુ નમી જઇ શકી એ પણુ તેનાં ખાંચરાં ને તેના દરજ્જાને શેભા આપનારીજ એક વાત હતી અને હું તેથી સંતોષ પાંમી ગઇ હતી.

## પ્રકરણ ૪૫ મું.

એ પછી જયારે હું ઘર પાછી ફરી ત્યારે જુલ્યા ઘણી ખુશીમાં હસતી હતી. મેં તેના ચેહરાપરથીજ જોઇ લીધું કે કાંઇ બી ખુશી થવા જોગ બન્યું હતું ખરૂં.

"આજે માહરી એક મોટી ફીકર ટળી, ઍલન ડારલીંગ," મને જોતાં સાથે હેતથી માહરી આગલ પાછી ઘસી આવતાં તેણે ઉલટમંદ કહયું. "માહરા ફ્રૅડરીક આવી ગયા ને મને પેલી સર્ટીફીકેટ આપી ગયા. એંબલડનથી મી૦ ક્રૉફ્ટે મોકલી આપી."—અને એમ કેહતાં તે કાગળ્યું તેણે માહરે સ્વાધીન કરયું.

પણ તે જોતાંજ માહરૂં મોંહ ઉતરી ગયું. તે ક્રૉફ્ટના હરફ હતાજ નહી ! તેના પોતાના હરફ તો પાર્કસ જોગાં પેલાં કાગળમાં તરતનાજ હું જોઇ આવેલી બરાબર માહરાં ધ્યાનમાં હતા !

જુલી ધ્રુજી પડી. તેણે તરત જોયું કે મેં કાંઇ ચોરી પકડી હતી, અને મેં ખુલાસામાં સમજાવ્યું કે એતેફાક ક્રૉફ્ટના ખરા હરફ હુ આગલેજ દાહડે એક ઠેકાણે જોઇ આવેલી હતી, ને આએ તે હરફ મુતલગ હતાજ નહીં.

"ઓ, ત્યારે હજી બી દગો છે ખરો ?" જુલ્યાએ દુખથી વળ ખાતાં જીગરે કહયું, કેમજે માહરા ફરજયાત ખુલાસાથી તેણીની ખુશાલી એક ઘડીની વચમાં ગુમ થઇ ગઇ; "પણ દગો કોણુ કરેછ ? ક્રૉફ્ટ કે ફ્રૅડરીક ? મને તો લાગેછ કે ફ્રૅડરીકનીજ એ બધી ભયંકાર ઠગાઇ છે !"—અને તે એઅખ્ત્યાર પાછી રડવા લાગી.

મેં, તે ઉપરથી, એ માહરી બેહેન સરખી સખીને સાહય થવા દીલેરીથી એકદમ એક હરદ્દ કરયો.

"તુ ધીરજ રાખ," મેં કહયું; "હુ પોતે બરમીંગહામ જાઉંછ, ને ત્યાંથી એંબલ્ડન જાઇને એ મી૦ ક્રૉફ્ટને પાછી મલી આઉંછ."—અને મને વેહેમ પડેલો હોવાથી પહેલ્લાં બી હુ જઇ આવી હતી ને ક્રૉફ્ટ તે તરફ ખરેખર એક પાદરી હતો તે વાતની નજરે જોઇને માહરી ખાત્રી કરી આવી હતી તે સઘળી હકીકત હવે મેં બયાન કરીને તેણીને કહી, કે જયારે એટલી બધી માહરી તેનાં બલ્લાંની કાલજી ને હેતને વાસ્તે જુલી બધી માહરા પરથી મરીમરી ગઇ. "આજે માહરો પાર્ટ નથી એટલે મને સગવડ છે," મેં જારી રાખ્યું; "મમા પપાને એમજ કેહજે કે હું લેડી લીલાને ત્યાં એક રાત તેણીએ તેડાવેલી હોવાથી ગયલી છેઉં. અત્યારથી એ તાહરાં ભલાં માએ બાપને બીહીઘરાવી મારવા જરૂર નથી. જોકે માહરી તો

હવે તમામ ખાત્રી છે કે આએ બધો દગોજ છે, તોબી માહરી તપાસનું પરીણામ આવતાં સુધી તે લોકને અજાણ્યાં રાખ્યાનુંજ સલ્લાહકારક થશે. શ્વાસ ત્યાં લગી આસ. કદાચ કંઇ માહરી ભુલ બી પુરવાર થાએ?"

ટુંકમાં, જુલીનાં લખ્ખો હેરાંન વચ્ચે મેં તુરત ઉપડી જવાની તૈયારી કરી. બીજી રાત્રે માહરો પાર્ટ હતો, ને જો હું તરતની ત્રેન પકડું તો માહરી તલ્લાશથી ફારેગ થઇ ચોવીસ કલાકમાં—એટલે બીજે દિવસની સ્હાંજ સુધીમાં—તો હું ઘણી સગવડ સાથે પાછી ફરી શકું એમ હતું.

મેં ઉતાવલે ભુકબાચકો ખાઇ લીધું, ને પછી મુસાફરી જોગો પુરતો અત્રેજ સાથે લઇને હું તુરત નિકળીને સ્ટેશન પર આવી. સારાં નસીમે ત્રેનનો વખત ઘણોજ મજાહનો હાથમાં હતો.

મેં હવે ટીકીટ કરાવી ને હું ત્રેનમાં બેસવા જતી હતી ત્યારે—ઓ આફત! તેજ ત્રેનમાં પેલા લુચ્ચા સેંટ કલેરને બેસતાં મેં આબાદ જોયો! તે હયાં કયાંથી? તે કયાં જતો હતો? હજી તો થોડુંક પર ફૅશનેબલ સોસાયટીની હીલચાલવાલા વિભાગમાં એક જાંણીતા પેપર મધે (માહરા જેગી છેલ્લી નેકેસ્ત સતાવણી પછી તે પોતાનું કાલું કરી) લંડનથી જતો રહેલો હોવાનું જાહેર થયલું મેં વાંચ્યું હતું—ને મેં વરસ બે વરસના સઘ્યારાથી માહરાં મનને ધીરજ મનાવી હતી ત્યારે એટલો જલદી તે પાછો અત્રે કયાંથી ફુટી નિકળ્યો? તે પાછો કયારે લંડન આવ્યો હતો? તે આવ્યો શું ધુલ મુકવા? તે બી હાલમાં બરમીંગહામ શું ધકેલા ખાવા જતો હતો? આ લંડન ને બરમીંગહામ વચ્ચેનીજ એક લોકલ હતી, ને તેજ ત્રેનના એક કંપાર્ટમેંટમાં તેને ઘુસતો ને બેસતો મેં આબાદ જોયો હતો. તે તેજ હતો એમાં કાંઇ સંદેહ નહીં હતો—એટલુંજ કે સારાં નસીબે મને તેણે મુતલગ જોઇ ન હતી.

હું, તે ઉપરથી, માહરી નજીકનાજ એક ફર્સ્ત કલાસ કંપાર્ટમેંટમાં ઘુસી ગઇ. તેમાં ફકત એક કુટુંબ હતું. દેખીતી રીતે તે એકજ ઘરનાં ચાર પાંચ બૈરાં માતીડા ને એક બે છોકરીઓ હતાં. તેઓ, મેં વાતચીત પરથી સાર મેલવતાં જાણ્યું કે, હતાં તો બરમીંગહામનાંજ, ને નાટક જોવાજ અત્રે ઉતરી પડેલાં હાલમાં પાછાં જતાં હતાં. તેઓ નાટકનીજ વાત હમણાં પણ કરતાં હતાં. કોઇ કદાચ નાટકમાં જનારાંઓ એકાદ બે સારા ખેલ જોઇને ઘણુંાંજ છક થાય છે તે માંહેલું આ કુટુંબ હતું. ખાસ કરી રમુજી તો એ થઇ પડયું કે તેઓ હાલમાં વળી માહરીજ તારીફ પુકારતાં ને લલકારતાં હતાં! માહરાં મોંહ ઉપરનો જાડો બુરખો મેં કંઇ ઉચકયો ન હતો, ને હું માહરે એક ખુંણાંમાં દબાઇને બેસી રહેલી તેઓની સાચાં દીલની ને વગર માંગેલી તારીફની એ મીઠી મોજ ભોગવતી હતી!

એજ ખરી મોજ છે. માંગીટાંગીને મત મેલવવાં ને તે પેપરોમાં ટાંઉ ટાંઉ કરાવી પોતાની વાહ્વાહ પોતેજ પુકારવી એમાં, માહરાં મતથી, સદકીરતી એકે નથી. સહમજદાર લોકોને એ જાતનાં હંબગ સહમજી જતાં કશોજ વીલંબ થતો નથી. પોતાની જાહેરખબરોમાં ચીસાચીસ પાડીને પોતાની તારીફ કરવાવાલા ઉજબખો અને બીજા પોતાના વધતા ઓછા ઓસ્વાળા હોએ એવા ભુખરાંઓ પાસ કાલાવાલાથી પોતાની તારીફનાં લાંબાંલટાક માંખણવાં સંભાષણ ચીતરાવનારા ચકરમોને લાગતુંજ કેમ ન હશે કે તેઓ તેમની એ જાતની છેતરપીંડીથી

એક ટુંકમગજના વર્ગને કદાચ છેતરીને આડે માર્ગે દોરવી શકે, પણ સમસ્ત સહમજદાર વર્ગ તો એ જાતની ખેંચીતાણીને અને માંગીટાંગીને સદકીર્તી માંગનારા ભીક્ષુકોની મુછમાં હસીને દયાજ ખાએ છે? લોકમત જે વગર માંગવે બોલે તેજ સદકીરતી છે, અને તે લોકમત પણ દોરવેલું કે ફરજ્યાત કેળવેલું થવું ન ઘટે. પોતાનાં દીલની ખરી સાહ્યદ ને ખુશીથી પ્રમાણીક લોકમત જે હીંમત સાથે પુકારે તે અને તેજ ખરી નામાંકીત કીર્તી છે, અને તેજ જાતની કીર્તીમાં હું તો માની શકું છું.

એટલામાટે કેહવા ને કબુલ કરવાને જરાએ શરમાવું ઘટે નહીં કે આ રીતની લોકો માહરી તારીફ કરતાં સાંભળી માહરી ગજ છાતી થઇ. પછી તેઓમાંની એક ઘરડી ડોસીએ તો મને ચુપ બેઠેલી જોઇ ભલાઇથી મને બી પોતાની વાતમાં ખેંચવાની કોશેશ કરી, ને મેં "રાતા ગુલાબ"ને જોઇ હતી કે નહીં ને માહરૂં તે છોકરીને વાસ્તે કેવું મત હતું તે સઘળું જાણવા માગ્યું, કે જ્યારે ગોલ્લગોલ જવાબો આપીને ગત સાચવતાં મને માહરા જીવનેજ પુછવું પડયું! હું તો હસીજ પડતે—એટલી બધી મને ગમત મલી, પણ હું હાલમાં હસવાના કે રમુજ પામવાના સ્વભાવમાં ન હતી, ને તેટલાં તો બરમીંગહામનું સ્ટેશન આવ્યું.

એ દરમ્યાન વચમાંનાં ન્હાનાં સ્ટેશનો પર જયારે બી ટ્રેન ઉભી રેહતી ત્યારે હું સંભાલથી ડોકવીને બાહેર જોતી કે કમીનો કલેર જે નસીબ સંજોગે એજ ગાડીમાં મુસાફરી કરતો હતો તે વચમાં કંયે ઉતરી જાએછ કે કેમ; પણ તે કંયે બી ઉતરયોજ ન હતો, એટલે એ તો ખાત્રીપુર્વક હતું કે તે બી માહરી પેઠે બરમીંગહામજ આવ્યો હતો. હું તેથી ખસુસ ઉતરવા આગમચ ત્રેનમાં જરા વાર જાસ્તી થોભી કે તેને ઉતરીને બાહેર જવાનો પુરતો વખત મલે અને અમો રૂબરૂ નહીં થઇએ; અને જ્યારે લગભગ તમામ લોક ગાડીમાંથી ઉતરી રહયું ત્યારેજ હું બાહેર આવી, ને સ્ટેશનમાંથી બાહેર પડીને તરત એક ભાડેની ગાડીમાં બેસી ગઇ.

મેં તે ગાડીવાનને મને કોઇ તે તરફનાં સેકંડ રેત હોટેલમાં લઇ જવા હુકમ કરયો. હું જતે તો કોઇ પેહલાં નંબરનાં આગેવાન હૉટેલમાંજ, પણ બુરા કલેરને લીધે મને ઘણું સમાલવાનું હતું. વળી તેવાં કોઇ હોટેલમાંજ અમો બંને એકઠાં થઇ જવા પામ્યે તો?

અને હું હોટેલમાં પુગી ત્યારે સાંહાંજના પાંચ વાગેલા હતા. મેં મોઢું છાંટયું, જરા ખાઇ લીધું, અને એ રીતે પેહેલાં પુરતી તાજગી પાંમીને મેં એંબલડન જવા જેવી એક ગાડી માહરે વાસ્તે મંગાવા હોટેલના મેનેજરને કહ્યું. એંબલડન, મેં આગલ કહ્યું છે તેમ, બરમીંગહામથી ૨૦ માઇલના ફાસલા પર હતું, અને મેં જોયું કે ઘણું અંધારૂં થવા આગમચ તો હું આસાનીથી ગામમાં પુગી જવશ. વખત કીંમતી હતો, અને છેક કાલ સહવાર પર રાખું તો હું રખડી જાઉં ને આવતી કાલના નાટક માટે વેલા સર પાછી ઘર પોંહોંચી નહી શકું તેની મને ફીકર હતી. એટલા માટે મેં ગાડી મંગાવી તરતજ ચાલુ મુકયું—જો કે તે એકજ ઘોડાનું ખખડયું હતું તેથી થોડુંક આગલ વધવા પછી મને થોડોક ખરખરો થયો. મેં જોયું કે બે ઘોડાનીજ ગાડી હું મંગાવતે તો જરૂર અરધો કલાક વહેલ્લી પુગી જતે, અને વળી એકલ ડોકલ એક કોચમેનને બદલે એક બે સઇસની બી મદદ રસ્તામાં મળતી રેહતે. રસ્તો જરા

ઉજ્જડ હતો ને જોકે દિવસ લાંબો હતો તોપણ રાત થવા આવવાનો સમો હતો, એટલે આ એક એકલડોકલ ગાડીવાનની દયા પર મુસાફરી કરવાનું મને પાછળથી ઝાઝું ગમ્યું નહીં. દિવસનો વખત હતે તો ફકર ન હતી. હું જરા બી બીકણ તો હતીજ નહીં, પણ બાઇ માણસ તરીકે મને લાગ્યું કે માહરે બીહીને અને સંભાલથી વરતવુંજ બેહેતર હતું.

વળી અધુરામાં પુરૂં—ઘોડો જલ્દીજ ઘણો થાકી જવાથી રસ્તામાં તેને થાક ખવાડી દાણા પાણી આપવા ગાડીને અધવચ્ચે વીસ મિનીટ થોભવું પડયું. હું ના બી કેમ કહું? બાહુતી મુંગુ જાનવર ને આવો લાંબો ટપ્પો જવાનો તેનો માહરે ખ્યાલ તો રાખવો જોઇએ!

અને પછી ગાડી પાછી ઉપડી ત્યારે પુરતું ઓજપ થઇ ગયું હતું, એટલે સ્વભાવિક કાંઇ અશુભસુચક થવાની મને ફીકર થયા કીધી. જે ન્હાનાં ગામડાંને કાંઠે ગાડી વીસામા માટે ઉભી કરી હતી ત્યાં ઝાડ હેઠલ બેઠેલા બે ત્રણ ગામડયાઓને મેં માહરા ગાડીવાનને વાત પરથી વાત રહેજ કેહતાં સાંભળ્યા હતા કે બે તેજી ઘોડાની એક "પોસ્ટ ચેઝ"—મોટી મુસાફરીની ગાડી—અમારી આગમચ એજ રસ્તે આગલ કેથે જવા ઉપડી ગઇ હતી, અને હૂં મનથી જરા એકલી એકલી અજબ થઇ કે એ મોટી ગાડીમાં એ તરફ એ કોણ ગયું હશે?

અને પછી ખરાબી થઇ! ભાગ્યેજ ગાડી બીજી વીસેક મિનીટ ચાલી હશે તેટલાં અચ-બુચ કમનસીબે તે ખડખડયાંનાં પૈડાંની ધડી નિકળી ગઇ—તે ખડખડયું પોતે એક બાજુએ ધોસમોરદ ઢલી પડયું, ને ઘોડાનો હાંકનાર બીચારો તે સખ્ખત ઝોંકના આંચકા સમેત ઉછ-ળીને ચીંભરાંની માફક ભોંય પર ઉછાંકાયો, જયાં એક મોટા પથ્થર પર તેનું માથું થપકાવાથી પડયો તેવો બેહોસ થઇ ગયો!

માહરા ગભરાતનો પાર ન રહયો. જંગલની વચમાં આ અંધારી રાત્રે હું બાઇ માણસ આમ તદન નહીં ધારેલી એક ભલું કામ (જુલ્યતની સલામતીનું) કરવા જતાં રવડી ને ફસી પડી હતી!! ભલાંની દુન્યાજ કાંહાં છે? હવે માહરે કરવું તે શું? ગાડી એક બાજુએ ઢલી પડી કે તરતજ માહારાં મુખમાંથી એક એઅટકાવ ચીસ નીકળી પડી. મેં ઝોંક ખાધો ને મેં જોયું કે હું મુઇ: પણ નહીં, હું તો બચી કે જયારે ખરેખર તો પેલો ગાડીવાન બા-પડો સખ્ખત ઠપકાયો!

હું હવે ઘણી સંભાલથી ગાડીનું બારણું ઉઘાડી નાંખી બાહેર નિકળી પડી. ઘોડું ઘણું મીયાં માણુસ હતું. પૈડું ગબડતાં છતાં ન તો તે કછયો કે ન તો ચમકયો. તેનામાં બીચારામાં તેટલો જીવજ ન હતો! આગલે અવતારે કાંઇ ઘણાં ગલાં કાપ્યાં હશે તે આએ અવતારે આ રીતની ફકત હલહેસરી કરવા તે બાપડો સરજાયો હતો. તેનાં તન પર માસનું નામ ન હતું—બસ હાડકાંજ હાડકાં; અને ત્યારે તે માહારો વાહલો ચમકે તે શું ને ચોંકે તે શું? તે મસ્તી કરી જાણે કે કરી શકે એવો તેના જીવમાં જીવજ નહીં હતો. તે તો જે થાએ તે સબુરીથી જોયા કરતો, ફટાફટ પુછડું અફાલતો, ગરીબ ગાએ જેવો બાજુમાં ગુપચુપ ઉભો હતો!

અને મેં ગાડીમાંથી બાહેર નિકળતાં સાથે તરત માહારો જોખમ જોયો. તે ડ્રાઇવર તો મુરદાં જેવો પડયો હતો, ને મને ફીકર થઇ કે મરીજ તો ન ગયો હોએ ? મેં તેની છાતી પર હાથ મેલ્યો. મેં જોયું કે તે બેહોસ હતો, પણ હવે તે બાપડાને હોસમાં લાવવા બી હું શું કરી શકું ? મને ઘણીજ અકરવકર થઇ. મેં તેને હવા મલે વાસ્તે ગલાં આગલથી તેના ડગલાનાં બટન છુટાં કરયાં, અને ગાડીની કોચબૉકસની ગાદી લઇ તેનું માથું ઉંચકીને તે પર ટેકાવ્યું.

મેં લાંબે બેઉ બાજુએ નજર દોડાવી. કોઇ ગાડીનું થીથું બી એણી મેર કે પેલી મેરથી આવતું દેખાતું ન હતું. માહરી ગાડીનાં ફાનસો સલગાવેલાં હતાં તે ફકત એક ફીકકો ઉજાસ આપતાં હતાં, અને હવે ત્યારે હું હીચકારી નહીં છતાં ખરાં મને બીહીધી. હવે માહરે આ હીણુનસીબ સંજોગમાં કરવું તે શું ? મેં બુમ મારી જોઇ, પણ કોઇએ પાછો સાહાદ વટીક આપ્યો નહીં. એમ કરતાં જયાં ગાડી ગબડી પડી હતી તેના ડાબા હાથ પર રસ્તાનાં ઉચાણુમાં જરા દુર જરા વારે કોઇએ બતી સલગાવી જે જોતાં મને જરા હીંમત આવી. મેં જોયું કે તે બાજુ ત્યારે કોઇનું રેહઠાંણુ હતું ખરૂં, અને તેથી તે ચહડાંણુ ચઢીને હું ઉપર તે તરફ ગઇ. માહરાં મનમાં કે હું કોઇની બી મદદ માંગી લાઉં. કંઇ નહીં તો ગાડીવાનને તેની બેખુદીમાંથી હોસમાં લવાએ તો એ બાજુનો તે ભોમ્યો મને કંઇ મદદ તો કરી શકે ?

હું ગઇ. તે મકાંન ઝાઝું દુર નહીં હતું, અને જરા વારમાં તેની નજીક પુગતાં મેં જોયું કે તે એક ન્હાનું ઝુપડાં રેકું રેહઠાંણુ હતું. આગલ એક ન્હાનો પડત ધુલ મટોડાંનો કંપાઉન્ડ ભરી લીધો હતો, ને તેનો ન્હાનો અલગો દરવાજો ઉઘાડી અંદર જઇને મેં બારણું ઠોકયું. પેલી બતી જે મને દુરથી દેખાઇ હતી તે એક ઉંચી ઉઘાડી બારીમાંથી હજુ બી નજરે આવતી હતી, ને લોક બી કેમ કેમ વીખરાયલાં કયાં કયાં ને કેવાં કેવાં એકાંતમાં વટીક ઘરબાર માંડી રહી શકતાં હતાં તેનો ખ્યાલ થતાં હું ખરેખર માહરાં મનથી અજબ થઇ.

મેં બારણું ઠોકયું, પણ મને તરત જવાબ કશો મલ્યો નહીં, જોકે મેં તે પુરતાં જોરથી ઠેકયું હતું, અને ઠોકવા પછી હું નજદીક બે મિનીટ થોભી ગઇ હતી; મગર પાછું વધતાં જોરથી ગગડાવા હું હાથ ઉંચકવા જતી હતી તેવામાં પછવાડે અલડ્રાપો ઉંચકાતા હોવાનો માહરે કાંને સાહાદ આવ્યો, ને હાથમાં એક બતી સાથે બીજીજ પલે એક બુઢયાએ તે બારણું ઉઘાડયું, કે જયારે માહરી ઘણી મોટી અજાયબી વચ્ચે તે ડોસીને મેં તરત પીછાંણી. તે કોઇજ નહીં પણ પેલી રખડેલ જીપ્સી ઓરત કે જે હું જયારે લેડી લીલાને ત્યાં રહેલી હતી ત્યારે તેના બંગલાની બાજુમાંની પેલી એકાંત સડક પર મને એક વાર મલી હતી તે હતી. તેણીએ એક ફુલની ઇધાંણીથી લીલાને પોતાને મલવા માહરી મારફત બાહેર બોલાવી મંગાવી હતી, અને લીલા તે પેગામ મેં પુગાડતાં સાથે દેખીતી રીતે ઘણી ગભરાયલી તરત તેણીને બાહેર મલવા દોડી હતી તે સઘલું વ્હાલાં વાંચનારાં સાહેબોને યાદ હશે.

તે બુઢયાએ બી મને જોઇને તરતજ ઓલખી કાઢી, અને કાંઇક દેખીતી ખુશાલીથી અથવા અજાયબીથી તેણીએ પુકારયું, "ઓ, તું અહીં અત્યારે, છોકરી ?"

"હા," મેં કહ્યું; "હું એંબલડન જતી હતી તેટલાં હું જે ભાડુતી ગાડીમાં હતી તેને અકસ્માત થયોછ, ને ગાડી ભાંગી જવા ઉપરાંત બીચારા કોચમેનને સખ્ખત વાગવાથી તે બેહોસ પડયોછ. મને તેથી તરત થોડીક મદદ જોઇએછ. હું ઘણું સારૂં ઇનામ આપશ."

"એક મિનીટ–એક જરા થોભ, બેટા; હું આય આવી," તેણીએ કહ્યું—અને માહરી વધતી અજાયબી વચ્ચે તેણીએ તો ઢબ દઇને બારણું પાછું બંધ કરી લીધું!

હવે? માહરી ઘણી મરજી થઇ કે હું ચાલીજ જાઉં. આ દદ્દા મને ગમતી ન હતી. પહેલ્લી નજરે લેડી લીલાને ત્યાં મેં એને જોઇ ત્યારે બી તે મને ગમી ન હતી; અને એક ભીક્ષુક વર્ગની છતાં તે લેડીપર જે તે અધીકાર દેખીતો ભોગવતી હતી તેથી વધારે કરીને નહીં; પણ આ કમનસીબ સંજોગોમાં મને કંઇ બી મદદ તો મેલવવીજ જોઇએ? હું કેમ ચાલી જાઉં?

મેં જોયું કે હું અનાયસે એ તરફ આવી લાગી હતી તે વાત યા તો કોઇને અંદર કેહવા કે તેનું તે બાબે મત કરવા તે અંદર પાછી દોડી ગઈ હતી. તેણીએ આગલા ખંડના અંદરના ભાગમાં જઇને તે બારણું બી અંદરથી પાછું બંધ કરી લીધું તેથી મને લાગ્યું કે તે જેને બી મલવા કે પુછવા ગઇ હોય તેને હું જોઉં નહીં એ તેની દેખીતી રીતે મરજી અથવા સંભાલ હતી!

હું તે પછી તે હરીહાક અંધારાં એકાંતમાં—તે કંગાલ ઝુપડાંના ઉંબર નજદીક—એકાદ પલ પાછી એકલી ઉભી. હું હજી બાહેરજ થોભી હતી. મને આ બનાવ જરા થઇને ગમતો ન હતો.

---

## પ્રકરણ ૪૯ મું.

તે દદ્દા, મગર, બીજી બેચાર મિનીટમાં તો પેલું બારણું પાછું ખોલી પાછી આવી, અને પાછું તેણીએ પેલું આગલું બારણું ઉઘાડયું.

"મેં માહરી બેટી ઝારાને કહ્યુંછ," તેણીએ કહ્યું; "તે તૈયાર થાયછ. આય આવશે. આવ બેટા, તેટલાં તું ઘેરમાં આવ."

"નહીં, કંઇ નહીં, આવવા દેવો ઝારાને; અહીંજ ઠીક છે. હું અહીંજ બહાર મજાહની ઉભીછ," મેં ઉચાર્યું.

"છટ–બહાર કાંએ સરદીમાં ઉભી રહે તું, છોકરી?" તેણીએ કાંઇક ગુસ્સાથી અથવા ઠપકાથી કહ્યું; "અમે ગરીબ છેંએ તેથી અમોને હીણેછ શું? આવ બેટા, અંદર આવ."—અને ત્યારે બજીદ થવાનું શોભવાનું નથી કરીને માહરી મરજી ઉપરાંત હું અંદર ગઇ.

"આવ, અહીં બેસ એક મિનીટ," તેણીએ પેલા બાજુમાંના ઓરડાનું બારણું ખોલી આપી ઘણી મમતાથી મને કહ્યું, ને તે બાહેરની ચાલનું ખાલી ચીપ્યું વીંટાડી હું અંદર ગઇ. તેણીએ અદબથી હઠી જઇને મને અંદર દાખલ થવા રસ્તો વકીક આપ્યો, પણ હું

અંદર ગઇ કે તેજ ઘડીએ વિજળીને વેગે તે કમીની દાએ તે બારણું પાછું ખેંચીને એક ઝપાટે બંધ કરી લીધું, ને બાહેરથી પોતાની બાજુએ અલડૂપો ચઢાવી મને અંદર કેદ કરી લીધી!

હું મસ ગભરાતમાં પડી. મેં જોયું કે હું કોઇ ભયંકાર દગાનો જોતાં જોતાંમાં વળી પાછી ભોગ થઇ પડી હતી, અને ફીકરથી માહરા પ્રાણ હલી ગયા.

એક નાખલી બારી કંપાઉન્ડમાં પડતી રસ્તાની સાઇડે હતી, ને મેં ઉલટથી ને ઉતાવલમાં તે ઉઘાડી નાખી; પણ અરે, તેને તો સલ્યા જડેલા હતા, ને ત્યાં તે તરફ બાહેર રસ્તાપરથી તે બારી આગલ પેલી પીચાશણી જરા વારે હસતી હસતી આવી.

"જરા બી બીહી ના, બેટા," તેણે કહ્યું; "કોઇ તુંને અહીં જીવથી મારી નાખવાનું નથી."

"દોજખી ઓરત," મેં મોટા ગુસ્સાથી બખાળ્યું, "છોડ મને એકદમ, ને તું માંગશે તેટલા પૈસા હું તને આપશ."

"પૈસા?" પેલીએ કાનને કઠોર લાગે તેવા જાડા ઘાડા અવાજે હસતાં કહયું, "પૈસા તો માહરી પાસ ઘણા છે! પૈસાનું તો માહરે ઘેર ઝાડ છે! હવે તું તાહરે તાહરા જીવથી જરા અત્રે નીરાંત કર ને મને કેહ બરાબર કે પેલો આદમી કાંહાં બેહોસ પડયોછ?"

મેં ઇત્રાંણીબંર ગુસ્સાના તોરથી કહયું. માહરૂં ગમે તે થાએ પણ તે બીચારો ગરીબ બચવો તો જોઇએ? તેને મદદ તો થવી જોઇએ? કદાચ બનવા જોગ છે કે તે હુસ્યાર થાએ તો તે મને કાંઇક મદદ કરી શકે! તે કદાચ કોઇ એતેફાકથી માહરી વીપતની વાત જાણવા પામે તો કોઇ તરકીબ કરી મને આએ જેહાનમના ગારથી બચાવી તો લઇ શકે!

"હવે તું ફીકર ના કર, મીસ પરસી," તે લુચ્છીએ તે સાંભળીને આબાદ માહરૂં નામ વટીક પુકારી મને માહરે નામે કહયું; "હું ને ઝારા જઇને ઘટતું કરયેછ."—અને પછી તેણીએ પોતાના ખરબચડા સાહાદે ઘુરડ ચીંચવાએ તેમ ઉપર જોઇ ઝારાને પુકારી, જેણીએ ઉપરથીજ જવાબ આપ્યો, ને તરતજ તે નીચે ઉતરી આવ્યા પછી તેઓએ રસ્તા પરજ થોડીક ધીમે સ્હાદે ઘુસઘુસ વાત કરી, ને પેલો હલ ઉતરી હાથમાં ફાણુસ સાથે તેઓ બંને ઉતાવલે મેં બતાવ્યું હતું તે તરફ ચાલી ગયાં તે બધું હું તે ઓરડામાંથી જોઇ શકી.

હવે હું એકલી પડી ને મેં ધીરજથી તે ઓરડો તપાસ્યો. તે એક નાહનો સમચોરસ ઓરડો હતો. દીવાલો ધુલથી ને ધુમાડાથી ભરાયલી હતી, ને તે ઉપર ચેહરાની બરખ બુડી ગયલી એવી એક બે સબીઓ, કોચરાને સાલનાં ઓરતોનાં પીકચરો સાથનાં કેલેનડરો વિગેરે એસકાઇ મેસકાઇને માટે ટાંગેલું હતું. વચમાં એક ગોલ ટેબલ હતી, ને તેની આસપાસ બે ત્રણ બાગી ભુગી ખુરસીઓ હતી. એક સાઇડમાં એક લોખંડનો ખસેડમુક થઇ શકે એવો ન્હાનો ચુલો હતો, અને બીજા ખુણાંમાં પતલી ગાદલી સાથે એક ખાટલી હતી, જે પર ચાદરનું નામ પણ ન હતું. સીલીંગમાં ઉંચે તાંગેલી એક ઝાંખી બતી ધીમી ધીમી બલ્યા કરતી હતી.

જરા વારમાં ઉપરથી વળી કોઇ ધર ધર ઉતરી આવવાનાં બીજાં પગલાં સંભળાયાં. તે મર્દાનાં પગલાં હતાં, અને હું તરત ત્રાસીને મોટો ભય પામી.

એકજ પલ—ને તે અંદરની બાજુનું બારણું ઉઘડયું, કે જ્યારે કોણ? ચતુર વાંચનારાંઓ બેશક ચેતીજ ગયાં હશે તેમ કમીનો કલેર ફત્તેહની મગરૂરીનું હસ્તો ધસારાબંધ અંદર આવ્યો.

"ગુડ ઇવનીંગ, મીસ પરસી," તેણે ઠઠાથી કહ્યું; "ઓ કોણે આએ કંગાલ ઝુપડામાં તમારી મુબારક પધરામણીની આજે વકી રાખી હોતે! તું માહરા હૈયાંમાં વસેલી યાદ તો મને રોજ ને કદમોકદમ આવેછ, પણ મેં તો સ્વપ્ને બી નહીં ધારેલું કે અહીં તક તું ચાલી ચલાવીને આવીને આજ રાત્રે મને સરફરાજી આપશે!"

"કૅપટન સેંટ કલેર," મેં દુખથી કહ્યું, "તમોને મનેજ સતાવામાં મજાહ છે? તમોને બીજી કોઇ તમારા પલીદ ખવાસને જવાબ કરતી પલીદી મલતીજ નથી?"

"ચાલો, ભાશાંન ચાલુ થયું! ચાલો, ચલાવો! હવે ઉતાવલ શું છે? આખી રાત આપણી ને આપણા બાપની છે! આએ આપણે બેઠા! ચાલો, ચાલવા દેઓ!"—અને પેલી કંગાલ ખાટલીની કીનારીપર લગાર ગોઠવાઇને તે બુરો બેઠો.

"મેં અત્યાર સુધી તમોને ધારાની ફાંસથી જતા મેલ્યાછ, કૅપટન કલેર," મેં જારી રાખ્યું, "પણ આદમીની ધીરજની બી હદ હોય છે. આએ વખત માહરી ખોહારી સાથ કે ખોહારી વગર બી હું અહીંથી જવશ તો તમારા પાપી જીવમાં ગોણી રાખજો કે હવે તમે બચવાના નથી, ને સોસાયટીમાં હાલ હજી ફરોછ તેવા રાતાપીલા તમે ફરી શકવાના નથી!"

તે ક્રુપણે કઠોર હસ્યો.

"એમ છે કેની? ત્યારે તો બેવડું કારણ છે, ડારલીંગ, કે માહરે તને સલામત આજે અત્રેથી બચવા નહીંજ દેવી!"—અને મને ખાઇ જવા ચાહતો હોય તેમ એટલી તો દુષ્ટ ને કામાતુર રવેસે તે મને પગથી માથાં સુધી જોતો હતો કે માહરાં આખાં તનબદનમાં અસહ્ય ધાસ્તીનીજ એક કંપારી પ્રગટ પડી! "હવે શું કરવા મચકાયા કરેછ? તું જુએછ કે ખુદાના રસ્તા તને માહરા હાથોને સપુર્દ કરવાનાજ થાએછ, તો તાહરાં તકદીરને દાનાઇથી તાબે થા!—રહેલ સુઝે ને વગર મેહનતે માહરી મરજીને માન આપ, અને—"

"કદી નહીં, દોજખી, કોઇ કાલે નહીં!" મેં ચીસ પાડી. "તે આગમચ હું તાહરો જીવ લેવશ ને માહરો જીવ આપશ!"—અને હું પોતે પાછલથી માહરાં મન સાથ એ માહરી હીંમત વાસ્તે અતી ઘણી અજબ થઇ—એટલી બધી હું એક દીવાનાં ઝનુનનાં જોશથી તે વેળાએ ખરેખર ઉશ્કેરાઇ આવી હતી!

"એ બધું નૉવેલો ને નાટકોના સ્ટેજને વાસ્તે રેહવા દે," તેણે બેપરવાહીથી ધુમ હસતાં કહયું; "નાટકોમાં એવું એવું બોલાય ત્યારે લોકો તાલી!! મગાઓના ધમચમાત કરે છે

તે શું આએ ખાનગી ને ખરી જીંદગીમાં—આએ ગુપડાંનાં એકાંતમાં ચાલવાનું છે? ના તાહરા જીવને નાહક સંતાપમાં નાખ ને માની જા. મેં તો તુંને પરણવા વટીક માંગ્યું'તું, ને તેજ વખત તું પાંસરી ઉતરતે તો આપણે ધણીધણીયાણી થઇ અત્યારે તો અમનચમનમાં રહ્યાં હોતે; પણ તાહરા જેવી અભાગનીને સારૂં સુઝેજ કયાંથી? હવે તો તેથી, માહરે તાહરી પુરતી ખોહારી કરીને માહરો કીનો બી લેવો છે!" અને વળી તે કઠોરપણે પાછું હસ્યો. "માહરો અરમાન ને માહરો કીનો બેઉ હવે તૃપ્ત થશે! તેં બધી માહરી વાત લેડી લીલા આગલ કરી દીધેલી છે તે હું જાણતો નથી એમ તું કંઇ સમજેછ? પણ જા—તે બધું હું તને માફ કરશ. તું કેહે તો તુંને વિચાર કરવા ને તાહરાં બુમખ મનને માહરી તરફેણમાં મનાઈ જવા સમજાવા એક આખો કલાક હું આપુંછ! કબુલ?"

"કબુલ છે," મેં તરત પકડી પાડયું. કલાક કોણે જોયો? એક કલાકમાં તો કંઇનું કંઇ થઇ જાએ! ખુદા રાખવા માંગે તો હર રસ્તે રાખે છે. મને, તેથી, એજ જોઇતું હતું ને તેજ એ બુરાથી બોલાઇ ગયું જે મેં તાબરતોબ પકડી પાડયું; "હું તદન ગભરાઇ ગેઇછ, કૅપતન કલેર. મને એકદમ બીહીધરાવો ના; મને એકદમ ધ્રુજાવો ના! મને થોડી હીંમત આવવા દેઓ. મને જરા એકલી છોડો, ને માહરી હાલતનાં ગંભીરપણાં ને નાચારી પર થોડોક મને વિચાર કરવા દેઓ."

"ઓ ખચ્ચીતજ," તે તરત ઉઠીને ઉભો થતાં બોલ્યો; "તે કાંએ નહીં? હવે ડર શું છે? તું એમ તો ધારતીજ ના, સ્વીટી, કે અહીં કોઇ બી તાહરી મદદે આવશે. આએ ઘેર માહરૂં આએ અત્રેનાં એકાંતમાં રાખેલું એજ જાતનાં બધાં કાલાંધોલાંને વાસ્તે છે!" અને તે વળી કદરૂપું હસ્યો. "તું અહીં ચીસ પાડીને મરી જશે તો કોઇને કાંને તે જવાની નથી, વાસ્તે બધો પુરતો વિચાર કરી લે. હવે રાત તાહરી ને માહરી છે તો માહરા અધીરા જીવને માહરે સબર મનાવામાં મુસ્કેલ શું છે? લે, હું બાખુશી તને એક આખો કલાક આપુંછ ને એકલી છોડુંછ." અને એમ કહેતાં, તેણે પોતાનું કીંમતી સોનાનું ઘડયાલ જોયું. "તું માહરી મરજીને તાબે થઇ તાહરૂં સારૂંજ કરશે, ઍલન. ખાત્રી રાખજે—હું તાહરાથી થાકવાનો કે કંટાલવાનો નથી. હું તને સદા માહરી આંખોમાં દાબી રાખશ, ને બેશુમાર માહરી દોલતના લાખ્ખો તાહરાં દરેક કદમ પર કુરબાંન કરશ. ઘણી ગંભીરાઇથી તેથી એ બધાંનો વિચાર કરજે,"—ને તે એમ કેહતાં કાલું કરીને હસતો હસતો ચાલી ગયો. તેણે પાછો પેલો દરવાજો બીજી મેરથી (અંદરથી) બંધ કરયો, ને તે ચાર દીવાલો વચ્ચે મને કેદીની ફીસમે એકલી છોડી તે ધરધર દાદર ચઢી ઉપર પાછો જતો રહયો, જે મેં બરાબર સાંભળ્યું.

હવે માહરા જીવમાં થોડોક પાછો જીવ આવ્યો. અરે, જ્યારે કે માહરા પાક કાનોને તે ઉપર કહેલી નાપાકી બધી કહી સંભળાવતો હતો ત્યારે તે શ્રવણ કરતાં કેમ માહરો જીવ અંદરખાને ધ્રુજ્યો ને કમકમ્યો હતો તેનો હું વાંચનારને કેમ ખ્યાલ આપું? જેઓ નીતી ને પાકીજગીમાં ખરેખરાં માનવાવાલાં હશે—જે અબળાઓને પોતાની પાક અશમતની પાસબાનીની કાલજી ને કદર હશે તેવાજ માહરી કદરે પોંહચી શકશે.

હવે મેં એકાદ બે પલની એ પછી નીરાંત લીધી, ને ત્યાર કેડે નાહસવાને દરેક જીવ તોડ મેહનત કરી જોઈ. પેલા સલ્યાને વાલવા અથવા તેની બેસણીમાં તેમને ઢીલા કરવા મેં

માહરા હાથ ફાટી આવ્યા ત્યાં તક જોર કરયાં ને હું બધી હાંફીને પાણી પાણી થઈ ગઈ, પણ વ્યર્થ ! હું એક કોમળાંગી સકુમારી કેમ એ જોહેમતને કાબીલ થઈ શકું ?

હું અંતે નીસોસ થઇને રડતી બેઠી. વખત તો ઉડયો જતો હતો ! વખત બી એવી બુરી બલા છે ! જ્યારે કે તે ઘણો કીંમતી લેખાએ ત્યારેજ તે વ્હેલો સરી જાય છે, નહીં તો આપણું પાકવીને પલેઠર કરી નાખતો તે નીઠતાં નીઠતો નથી !

હું નીરાશાથી ધ્રુજીને અર્ધઘેલી જેવી થઇ ગઇ. જાણે બારણાં કે દેવાલ પર માથું અફાળી દેહ ત્યાગ કરી નાખું એવું મને ઝનુન થયું. બારણું કાંઈ કશાં વડે ફાડવા કે એક ચીસ વટીક પાડવા મેં હીંમત કરી નહીં. એવી કોઈ હીલચાલ સમેત તો પેલો દોજખી ચેતી જાય ને મને આપવામાં આવેલા કલાકની અવધ તાબરતોબ લુટી લેવામાં આવે !

પણ અરે, એ કોણ ? ટપ-ટપ-ટપ કોઇએ તેવામાં પેલી સલ્યાની બારીપર ધીમો, -ઘણોજ ધીમો-હાથ મારયો, ને ઉમીદ માહરાં જીગરમાં જોશથી ઉછળી ! હું બારી આગલ દોડી ગઇ, જ્યાં અંધારા ઓથામાં દબાયલી પેલી જીપસી છોકરી—પેલી દદાની દીકરીની દીકરી ઝારા હતી ! તેણે મને જરા બી ગરબડ નહીં કરવા અમારી નજર એક થતાં સાથે નાકપર આંગલી મુકીને એસારત આપી.

તેણીએ તે પછી માહરો રૂમાલ માંગ્યો ને ચુલાંગરીપરથી ચીપ્યો લાવી આપવા કહ્યું. ત્યાર બાદ એક હથ્યાર જે તે સાથે લાવી હતી તે ને રૂમાલની મદદથી તેણીએ પેલા ચાર સલ્યામાંના બેપર ચીપ્યાથી કરીને એવું તો જોર કરયું કે તે પોને પણ પસીનો પસીનો થઇ ગઇ, જ્યારે માહરા પવિત્ર છુટકારાની એ કોશેશ હું અજાયબીમાં દંગ થતી જોતી ને તપાસતી ઉભી. પરીણામમાં, જરા વારમાં તે બન્ને સલ્યા વલીને નમી ગયા, ને એમ કરતાં તેની બેસણીમાં એવા ધીલા થયા કે માહરી હદ વનાની અજાયબી ને ખુશાલી વચ્ચે તે એક લેહજામાં તે બાહેર ખેંચી કાઢી શકી. તે પછી પેલો ચીપ્યો, રૂમાલ ને સલ્યા તેણીએ મનેજ પાછા અંદર આપ્યા, જે મેં તેના કેહવા મુજબ તે બારી આગલજ ઓરડામાં નાખ્યા—એવું બતાવા કે જાણે મેં પોતેજ તે સલ્યા ચીવટાઈથી ( બાહેરની કોઇની બી મદદ વગર ) કાઢી નાખ્યા હોય ! દીસ્તી રીતે તેણીએ મને મદદ કરી નહસાડી ને બચાવી હતી તે જાહેર થયલું જોવા તે મુતલગ ચાહતી ન હતી. તેની મમઈ તેમજ કમીના કલેરથી તે થથરેલી રહેતી હોય એમજ દેખાતું હતું.

એ દરમ્યાન અમે લગભગ બધી વાત ઇસારતમાં કરતાં હતાં, ને તે પોતે છાપરાંના ઓથાનાં એક અંધારાં ખુંણામાં દબાઇને સલ્યા ઉતારવાનું કામ કરતી હતી, કે જ્યારે જરા બી સણસારો સંભળાતાં ચમકીને તે જોતી અથવા નીચે ઘાસપર બેસી જતી, જે સઘળું બતાવતું હતું કે મને બચાવા નિકળી પડવામાં તે પોતે પોતાને માટે ખરેખર ઘણો જોખમ ખેડતી હતી.

અંતે જ્યારે હું નિકળી શકું એવો તે સલ્યાઓની વચ્ચે ગાલો થયો ત્યારે તેણે મને હાથ આપ્યો ને હું બાહાર રસ્તા પર નિકળી, કે જ્યારે તે માહરો હાથ પકડી અંધારાંમાંથી

મને તે મકાનના પાછલા ભાગમાં લઇ ગઈ—એટલે જે બાજુ માહરી ગાડીને અકસ્માત થયો હતો તેથી ઉલટી દીસાની એક નવીજ સડક આગલ તે મને તેડી લઇ ગઇ, ને સડકથી થોડેક દુર થોભી ગઇ.

"એ ઘણોજ બુરો છે—કલેર," જેવાં અમો તે ઘરથી વાત કરી શકવા જેટલાં સલામત તફાવતે પુગ્યાં કે તેણીએ મોટા ખીજવાતથી કહ્યું, અને ત્યારે મેં જોયું કે મને બચાવા એક અબળા જાતીની પ્રેરણા કે દયાએ તેને પ્રેરી ન હતી, પણ ખરેખર તો કલેરને મહાત કરવા ને તેના પર કોઇ ખાર હેવાનોજ તેનો હેતુ વધારે કરીને હતો. "એણેજ તો માહરી અણઘડ મમાઇને અહીંનાં આએ ખુંણાંમાં પોતાની પાપી મતલબો સર કરાવી રાખીછઃ મગર ખેર, એ વાત જવા દેઓ, મીસ પરસી, ને હું કેહુંછ તે સાંભળો. કોઇ બી દહાડે ભુલેચુકે બી એ ખારીલા સેહતાનને જાણવા દેતાં ના કે તમોને નહસાડવામાં મેં કશી બી મદદ કરી હતી. એ લોક અજબ તો ઘણાંજ થશે, પણ મેં કામ એવી તરકીબથી લીધુંછ કે એ લોક એમજ સમજવાનાં કે કોઇ અજબ જેવી બાહોશીથી તમે પોતેજ અંદરથી પોતાનો બચાવ કરીને નહાસી જઇ શકયાંછ!"

"ઓ, હું કેમ તાહરો ઉપકાર, બેહેન ઝારા—"

"એ બધી વાત કરવાનો હાલ મુતલગ વખત નથી," તેણીએ મને એકદમ રોકી નાંખીને કહ્યું; "સાંભળો. હવે જો મેં તમો ઉપર ઉપકાર કરેલોજ ધારતાં હોવો તો હું માંગી લેઉંછ કે માહરે ખાતર માહારી મમાઇને કે મને ફસાવતાં ના. કલેરને સજા કરાવવાનો જો કોઇ બી ખ્યાલ તમોને હોય તો તે માહરે ખાતર પડતોજ મેલજો, કેમજે એ બધું અમારાં ઘેરમાં બન્યુંછ તેથી અમે બેઉ બી સપાટામાં આવી જઇશું, ને ખરાબી એક નહીં પણ ઘણી ને ઘણી ગંભીર થશે. મને તમારી ભલાઇમાં વિશ્વાસ છે."

"હું તમારે ખાતર ખરાં દીલથી તે બાબે માહરો કોલ આપુંછ," મેં દીલનાં જોશથી કહ્યું; "મગર હવે માહરી ગાડી———"

"તે તમોને મલી શકશે નહીં," તેણીએ જવાબ કરયો. "ગાડી તો તદન રદ થઇ ગેઇછ, ને ઘોડાવાલો ઘોડાને લઇને ચાલતો બરમીંગહામ પાછો ફરયોછ."

"તે હુસ્યાર થયો?"

"હા. ઘણી મુસ્કેલીથી હુસ્યાર થયો, ને બીચારો રડવા લાગ્યો. તે તમારે વાસ્તે પુછવા પડયો, પણ મમાઇએ બુરા કલેરે કહી મુકયું હોશે તેમ તેને છુટા હાથે ભાડું આપી રાજી કરયો, જેથી પછીથી ખુશ થતો ચાલી ગયો."

"ત્યારે હું હવે અત્યારે આએ અંધારી રાતે એકલી——"

"ફીકર ના કરો, મીસ પરસી," તેણીએ મને સધ્યારો આપવાની ઉતાવલ કરી; "સાંમે એક મોટી "પોસ્ટ ચેઝ" છોડેલી છે, કે જેમાં કલેર અત્રે આવ્યો હતો. તમે હીંમતથી ત્યાં જાઓ ને તરત તે જોડવા કેહો. તે કલેરે તો ભાડું આપીને રૂખસદ કરેલી છે, પણ હાલ મને લાગેછ કે તે લોકે બે ચાર કલાકનો અત્રે જરા વીસામો કરવા સારાં નસીબે ગાડી છોડી

નાખેલી છે, જેથી જ્યાં જવું હોય ત્યાં તમો જઈ શકશો. પછી તમારૂં કામ થઇ રેહે ત્યારેજ છોડજો. સારૂં ભાડું આપવાનું તમો કહેશો તો તે લાલચે તરતજ આવશે. ઘણી મજાહની જોડીની મોટી ગાડી છે. કોચમેનનું નામ મી. બ્રાઉન છે. તમે નામથીજ બોલાવશો તો તમો અત્રેનાંજ કોઇ છેઓ એમ તરત તે લોક ખાત્રીથી માની લેશે; અને હવે જાઓ. હું વધારે ખોટી થઇ શકતી નથી. પેલાએ તમોને આપેલા એક કલાકની અવધ ખતમ થાએ ને તે પાછો નીચે આવે તે આગમચ માહરે માહરા ઓરડામાં જઇને નવીજુની થઇ જવું જોઇએ. સાહેબજી."———અને હજી તો હું ઉપકાર માનું કે કાંઇ બી જ્યાદા કેહું કે પુછું તે આગમચ તો તે ભલી છોકરી ધસારાબંધ ચાલી ગઇ, ને જરા વારમાં તે અંધારી રાતનાં અંધારામાં ડુબી ગઇ.

---

## પ્રકરણ ૪૭ મું.

હવે હું હીંમતથી આગલ વધી. દાદારની દયામાંના માહરા વિશ્વાસમાં હું કદી ખોટી પડીજ ન હતી તે વાસ્તેની માહરી મગરૂરી, શુકરગુજારી ને ખુશાલી વચ્ચે હું દરખાતી આગલ વધી.

ત્યાં સડકની બાજુએ એક મોટાં ઝાડ હેઠલ બે ઘોડા છોડીને બાંધેલા હતા, અને કોચમેન ને સઇસો ઘેરીતાબારીતા થઇને આરામ કરતા પડેલા હતા. તાપણું કરવા ઘાસ સલગાવેલું હતું તેનો ઉજાસ પુરતો હતો.

"મી. બ્રાઉન," મેં તે જોતાં હીંમતથી પુકારયું.

"જી, મૅમ," તે કોઇ બ્રાઉને અદબથી ચમકી ઉઠી જવાબ કરયો.

"જલ્દી ગાડી જોડો," મેં કહયું; "માહરે તુરત એંબલડન જવાનું છે. ઘણુંજ અચ્છું ભાડું હું આપશ."

"એક મિનીટમાં, મૅમ," મને પગથી માથાંતેર જોતાં અને માહરામાં કાંઇ લેડીલાયક લાગ્યું હોય એમ ખાત્રી થયલી જણાતાં તે લોકે કપડાં પેહડી લેવા ને ગાડી જોડવા દોડધામ કરી મેળી. ટુંકમાં, પાંચ મિનીટ નહીં ગઇ તેટલાં તો તે મોટી સુખકારક ગાડીમાં હું ધમધમાત કરતી પાછી એંબલડનને રસ્તે પડી.

અને હવે તે ગામડું આવતાં વાર બી પણ લાગી નહીં. એ વખતે, મગર, રાત ઘણી પડી ગયલી હોવાથી રાતવાસો તો મેં ત્યાં જે એકજ હૉટેલ હતું તેમાં મને ઉતારવા કોચમેનને હુકમ આપ્યો, કે જ્યારે તે ઉતારાખાનાંનો માલીક એવી મોટી ગાડીમાં મને આવેલી જોઇ મને કોઈ ઘણું મોટું માણુસ સહમજી બધો તલેઉપર થઇ ગયો. સારાં નસીબે તે ઉતારાખાનું આખ્ખું ખાલી હતું. મને સરસમાસરસ રૂમ મલ્યો, કે જ્યારે સહવારે માહરે બરમીંગહામ પાછું જવાનું હતું એટલે ગાડી મેં ત્યાંજ છોડાવી. એ પછી મેં ખાઇ લીધું ને આરામ કરયો, કે જ્યારે તે રાતના બધા અજબ જેવો બનાવા પર ઘણી હેરત થતાં મને તરત ઉંઘ આવી નહીં, ને છેક મોડી રાત પછીજ હું ભર ઉંઘમાં પડી.

અને જ્યારે સહવારે હું જાગી ત્યારે નજદીક આંઠ વાગવા આવ્યા હતા, જેથી નાસ્તા પાણી વિગેરેથી ફારેગ થઇ ઘણી ઉતાવળે હું તૈયાર થઇ. એ પછી મેં પેલા હોટેલવાલાને તેડીને પુછયું, "માહરે અત્રેના પાદરી મી૦ ક્રૉફ્ટને મલવું છે. તેવણ સાહેબ અહીં ગામમાંજ છે?"

"જી, હા, માહરાં લેડી," તેણે માનથી જવાબ કરયો. "ગઇ રાત્રે તો તેવણે અને તેવણુનાં ધણયાંણીએ પોતાનાં વીકારેજમાં અત્રેનાં આગેવાનોને એક નાધલી પારટી આપી હતી."

હું તો હેરત થઇ ગઇ, પણ કાંઇ બોલી નહીં. ક્રૉફ્ટ પરણેલોજ કયારે હતો? છેલ્લી હું અત્રે આવી ત્યારે મને પોતાનાં ઘરમાં નહીં લઇ જઇ શકવાના ખુલાસામાં તો તેણે કહેલું વાંચનાર યાદ કરશે કે "માહરાં ઘરમાં કોઇ બૈરાં નથી!" હું તો તેથી એમજ સમજી હતી કે તે કુંવારો હશે! ત્યારે તેની બાયડી તે વખતે બાહેરગામ કેથે ગયલી હશે?

હું તે હોટેલવાલાને પુછતે તો કદાપી એ બધી વાતનો ખુલાસો તરત મને મલતે, પણ માહરે તેવી કોઇ બી ચાવાચીવી થવા દેવી ન હતી, જેથી હું ખસુસ ચુપ રહી.

તે પાદરીનું મકાંન—મને ક્રૉફ્ટે હું છેલ્લી આવી ત્યારે બતાવેલાં દેવલને લગતું—કાંઇ ઘણું દુર ન હતું, એટલે હું ધધાંણીબંધ ચાલતીજ તે તરફ ગઇ, અને ત્યાં જઇ દરવાજો ઠોકયો. તે એક જાડી બાવાભાખરા જેવી તંદરોસ્ત ગુલાબી ગાલની પોત્તીએ ઉઘાડયો.

"રૅવરન્ડ મી. ક્રૉફ્ટ ઘેરમાં છે?" મેં પુછયું.

"હા, બાંનુ; આવો, બેસો."—અને તેણીએ મને અંદર લઇ જઇ આગલનાજ હૉલમાં જગ્યા આપી.

હું બેઠી.

તે એક મજાહનું સુઘડ ને ખુશકારક મકાન હતું. મી૦ ક્રૉફ્ટના મેં જોયલા ડરટી પોશાક ને મેલા દેખાવથી ઉલટી રવેસે આ મકાંન તો બેશક ઘણું મજાહનું ને સુઘડ હતું.

એ પછી જરા વારમાં બેઠી બાંધણીનો ને પોપટની જેવાં લાલ નાકનો સફેદ બાલવાલો કોઇ પાદરી આવ્યો. હું ઉભી થઇ.

તેણે મને બાઇજ્જત બેસાડી ને પછી પોતે બેઠો.

"કંઇ હુકમ છે, બાંનુ?" તેણે નરમાસથી પુછયું.

"જી નહીં, હું તો રૅવરન્ડ મી. ક્રૉફ્ટને મલવા આવેલી છેઉં," મેં ગભરાઇને કહ્યું.

"અને હું પોતેજ રૅવરન્ડ મી. ક્રૉફ્ટ છેઉં, બાંનુ," તેણે હસીને કહ્યું.

હું તો ગભરાઇજ ગઇ! "નહીજી, નહીં, માફ કરો," મેં કહ્યું "શું આએ બાજુમાંનું ચર્ચ તમારે સ્વાધીનમાં છે?"

"હારે જી, છેલ્લાં વીસ વરસથી!" તેણે જરા વધારે અજબ થતાં કહયું; "પણ—"

"નહીં, ત્યારે માંફ કરજોજી, કાંઇ મારી ભુલ થઇ હોશે. કોઇ બીજા બી મી. ક્રૉફ્ટ આએ ગામમાં છે ખરા——"

"હા, છે; આટાની પેલી સાંમી મોટી ગીરણીની પછવાડે કોઇ એ માહરાંજ નામરાશ્યો થોડું એકનો આવીને રહેલો કેહવાએછ ખરો, પણ તે કાંઇ પાદરી નથી. પાદરીની સફેદ ક્રેવેટ લટકાવેછ, પણ મને નથી લાગતું કે તે આગલ બી કેથે કોઇ પાદરી હોય. અહીં એ ભલા આદમીનો ગુજારો કેમ ચાલેછ તે બી હું તો સમજતો નથી. એટલું કે અમારાં એકસરખાં નામોથી કાગલપતરોનો ઘોંટાલો ઘણો થાએછ."——અને તે કોઇ દેખીતો ભલો માણુસ ખુશ મિજાજી હસ્યો.

હવે હું રજા લેતી હતી. મેં તેને આપેલી વગર કારણની તસ્દી માટે તેની ઘણી ઘણી માંફ માંગી લીધી, ને માહરી તરફના કાંઇ બી ખોલાસા આપીને વધતું દોહરૂં કરવા વગર હું ત્યાંથી ચાલતીજ થઇ.

હવે હું પેલી આટાની ગીરણીની પછવાડે—મને ઇધાંણી મલી હતી તેમ—ગઇ. મેં હવે પ્રગટ જોયું કે જુલ્યાનો ચોખ્ખો નાશજ થયેલો હતો! દગો દીવા જેવો દીસતો હતો, પણ અહીં સુધી આવી હતી તો તે લુચ્છાને મલ્યા વગર કેમ જાઉં? હું, તેથી, તેને મલવા ગઇ.

રસ્તે જતાં મને કેટલા બધા વિચારો આવ્યા ને ગયા! માહરૂં આએ તરફ આવવું ગજબ જેવા અનેક વિચારોને જન્મ આપતું હતું. અવલ તો બુરા કલેરને હાથ સપડાયાથીજ માહરી આંખ કેટલી બધી ખુલી હતી!! તે આ જીપસી અબળાઓની મદદ વડેજ પોતાનાં બુરાં કારયો ચલાવતો હોવો જોઇએ એમ મેં મજબુતીથી પકડયું હતું. ઝારાને તેને વાસ્તે દેખીતી રીતે માન નહીં પણ કેહેર અને ધિક્કાર હતો, પણ પેલી એબલગામણી બુઢી ભીક્ષુક પૈસાનો જબરો ચડસ ધરાવતી હોવી જોઇએ, જેથી તે કલેરના હાથ હેઠલ ને ઝારા પોતે તે બુઢ્યાના હાથ હેઠલ દીસ્તી રીતે કચડાયલીઓ હતી. તેજ કારણથી તેણે તે લોકને આએ તરફ રાખ્યાં હતાં, ને તે પોતે આવીને આ મુફલીસ મકાનમાં રાતવાસો રહેવાને વટીક અચકાતો ન હતો!

વળી એજ જીપસી પેલી લેડી લીલા પર પણ મોટો કાબુ ધરાવતી હતી તે મેં યાદ કરયું, ને તેજ બુઢ્યા લુચ્છા કલેરની ખીદમતગાર હતી એટલે હવે પરડો ઉંચકાઇજ જતો હતો કે લીલા સારૂં માણુસ ન હતી. તે આ લોકોની મળતપણ હોવીજ જોઇએ, ને એ ખ્યાલ થતાં મને ઘણો ખેદ થયો, કેમજે તે માહરી સાથ તો ખરેખરજ ઘણી ભલી હતી ને હું તેને ચાહતાં શીખી હતી.

અને આએ કોઇ મી. ક્રૉફ્ટ એક બીજો લુચ્છો હતો!! દુન્યામાં બી કેવાં કેવાં આદમી પેદા પડેછ તે એ દોરંગી દુન્યાના આયનામાં માહરે આએ માહરી ટુંક ઉમરમાં વટીક ઘણું જોવાનું ને અનુભવવાનું થતું હતું.

તે મોટી ગીરણીની પછવાડે મેં ઇધાંણીબંધ જઇને જોયું તો તે એક ન્હાનું એકજ મજલાનું ઘર હતું, ને બારણાંમાંજ એક મેલાં કપડાંની પોરી કચરો કાઢતી હતી. તેને હું હજી તો મી. ક્રૉફ્ટને વાસ્તે પુછું તેટલાં (તેણે મને બારી વાટે જોઇ લીધી હશે કે કેમ તે) તે પોતેજ દાદરપરથી નખાવી દેતો નિચે દોડી આવ્યો.

" ઓહ્લો, મીસ પરસી, તમે પાછાં અહીં ?" તેણે ઘણી અજાયબીમાં પુકારયું;—ને તે ચેહરામાં અતી ઘણો ફીકકો પડેલો ને બીહીધેલો દેખાયો. તે પોશાકમાં આગળ કરતાં હાલમાં જરા વધારે સુઘડ ને દરોબસ્ત જણાતો હતો.

"હા, જરા મને તમારી સાથ તાકીદની વાત કરવી છે, મી. ક્રૉફ્ટ," મેં કહ્યું.

"આવો, ઉપર આવો."—ને તે રસ્તો બતાવતો આગળ આગળ ચાલી ગભરાયલો જેવો મને ઉપર લઇ ગયો.

તે ચોબાજુથી ખુલ્લો (ઉપર) એકજ નાહનો ઓરડો હતો, જે ગરીબ રીતે સજાવેલો હતો, ને જેમાં વધારે કરીને ચોપડીઓ ઘણી મોટી સંખ્યામાં વેરવાર ને બેદાદ પડેલી હતી, જે એટલું તો બતાવતું હતું કે તે વાંચણુનો ઘણો અભ્યાસી અથવા શોકીન હતો.

તેણે મને એક મોટી ખુરસીમાં બાઆદરમાન બેસાડી ને પોતે પછી માહરી સાંમે બેઠો.

"કેહો, મીસ પરસી, વળી શું ગરબડ છે ?" તેણે પુછ્યું.

"ઘણી ગંભીર ગરબડ છે, મી૦ ક્રૉફ્ટ," મેં કહયું; "તમે પેલાં લગનની સરટીફીકેટ કાંએ હજી આપી નથી ?"

તે વધતો ફીકકો પડયો !

"ને તે તલ્લાશ કરવાજ તમે અત્રે પાછાં આયાંછ?" તેણે દેખીતી ઉશ્કેરણીથી પુછ્યું; "તમે કાંએ તે સવાલ કરતાં આયાંછ ?"—અને એ વખતે તેને બરપા થયલા ગભરાટ વચ્ચે તે પોતાનો અવાજ જે હંમેશ માહરી જોડે વાત કરતાં બદલવા ને છુપાવાની સંભાલ લેતો હોવો જોઇએ તે તદન ભુલીજ ગયો કે શું તે મેં તરત તે અવાજ આબાદ માહરા મરનાર મમાવાજીને ત્યાં સાંમળેલા અવાજ તરીકેજ પાછો પીછાંણ્યો ! ઓ ખુદા, શું ત્યારે એ તેજ આદમી હતો ? એ તો માહરી અત્રેની છેલ્લી મુલાકાત વખતે બી સફા નામુકકરજ ગયો હતો કે તે લીડસ કદી આખા જન્મારામાં ગયોજ ન હતો !

"માહરે શું ખુલાસો કરીને તમોને બધું કેહવુંજ જોઇશે ?" મેં તેના છેલ્લા સવાલના જવાબમાં પાછો સવાલ કરી પુછ્યું.

"હા, ને ત્યારેજ માહરો જોખમ જોઇ હું જે હોશે તે તમોને ખરો ખુલાસો કરી શકશ," તેણે હવે પ્રમાણીક દેખાવથી જવાબ કરયો.

"સાંભળો ત્યારે," મેં કહયું; "લેડી ફ્રૅડરીક રેવન્સકલીફ અથવા મીસ નોરમન—જે બી એ બીચારી હોય તે —એક માતા થવાની નાજુક સ્થીતીમાં છે, ને પોતે ખરી નેક ને પાક હોવાને લીધે તેણીનાં થયલાં લગન માટે મજબુત બીહી ગઇ છે, કેમકે તમે તે લગન કરીને ધારા મુંજબની સરટીફીકેટ આપી નથી !"

"અને તમે પોતે ઠગાઇ થયલી માનોછ ?"

"ઘણીજ ભયંકાર ઠગાઇ !" મેં જુસ્સાથી કહયું—"એવી કે જે જાહેર થતાં તેમાં શામીલ થનારા બધા જનમ દેશનીકાલથી કમ સજાએ પોંહોંચવાનાજ નથી !"—અને મેં

જોયું કે હું એ છેલ્લું બોલી ત્યારે ચાબુક પ્રહારથી ચમકે કે કમકમે તેમ તે પાદરી ખુલ્લી રીતે કમકમ્યો !

"એ માહરી માએ જણી બેહેન હોએ એવી માહરી પ્યારી સહી છે, ને મને તેને વરે ઘણું લાગેછ તેથી હું પોતે અહીં સુધી આએ બીજી મરતબે તલ્લાશ કરવા પાછી આવીછ," મેં જારી રાખ્યું, "કે જ્યારે અહીં આવીને મેં જોયુંછ કે તમે આગલ મને તમારે બાબે કહેલી બધી વાત વટીક ખોટી છે ! પેલું દેવલ તમારેજ સ્વાધીન હોવાનું તમે મને કહેલું સરયામ જુઠું છે. તમોને આએ ગામડાંના પાદરી સાથ કશુંજ લાગતું વલગતું નથી ને કોઇ દાહડો લાગતુંવલગતું હતુંજ નહીં. વળી તમને કોઇ અત્રે પુરૂં પાધરૂં ઓલખતું બી નથી, ને માહરી ખાત્રી છે કે તમે કોઇ પાદરી છેઓજ નહીં !"

તે આ બધું સાંભળતાં અત્યંત ઉસ્કેરાયલો ને હદ વગરનો બીહીધેલો દેખાયો. તેના હોઠ ધ્રુજ્યા—જાંણે તે કંઇ મને ખાસકરીને કેહવા કે માહરી દયા માંગવા ચાહતો હોય પણ તેનાથી બોલાતું ન હોય તેમ ! પછી તેણે બોખરે સાહદે પુછ્યું, "અહીંના વીકાર જાંણેછ ? તમે બધું તેને કહી આયાંછ—આએ—આએ ઠગાઇ બાબે ?"

"નહીં," મેં તેને હીંમત આપવાની ઉતાવલ કરવાની જરૂર જોઇ, "હજી માહરાં પોતાના સિવાય કોઇજ જાણતું નથી કે ઠગાઇ થયલી છે; પણ ત્યારે શું ખરેખર તમે કોઇ પાદરી વટીક નથી ?"

તે ચુપ રહયો. નામોશીથી સર નમાવી તે આદમી ખામોશ ઉભો. તેની ચુપકીજ તેનો એકરાર ને જવાબ હતો !

"અફ્સોસ, ગરીબ જુલ્યા !" હું ખરાં દીલથી પટપટી, અને પછી ઘણી ગુસ્સે થઇ વધાર્યું, "તમે ધારતાજ ના કે તમે બચી જશો. એવું ભયંકાર તરકત કોણ ચલાવી લે ? ગરીબ જુલ્યાના પીતા મી. નોરમન ઘણા વગવાલા છે, અને તેવણ એ વાતની અચ્છી રવેસે ખબર લેશે."

મી. ક્રોફ્ત કાંઇ બોલ્યો નહીં. તે બીચારો બોલી શકયોજ નહીં. તે ઉશ્કેરણીથી તે ન્હાના ઓરડામાં ફેરા લેવા પડયો—જાણે તેનાં મનમાં કાંઇ મને કેહવા કે માંગી લેવાના જબરા ઉછાળા ચાલુ થતા રહયા હોય !

"એ તરકટ પકડાયું કેમ ?" તેણે અચબુચ થોભીને જરા વારે પાછું પુછ્યું.

"મેંજ પકડયું," મેં હીંમતથી જવાબ કરયો.

"કેમ ?"

"તે ઠગારા લૉર્ડે તમારે નામની એક સરટીફીકેટ ગરીબ જુલ્યાને લાવી આપી, ને મેં તરત કહયું કે તે તમારા હરફ હતાજ નહી."

તે જોશથી ચોંકયો.

"તમે માહરા હરફ કાંહાં જોયા ?"

મેં પેલી પાર્કસની પડી ગયલી પૉકેટબુકની હયાં સઘળી કાંહાંણી કહી. હું ખુલાસા માંગવા આવેલી ખુલાસા આપવાને કાંઇ બંધાયલી નહીં હતી, પણ તાજુબ કે તે બીહાંમણો રડમસ ચેહરો જોતાં માહરાં પેટમાં ઘણું ચુંથઇ આવ્યું, ને મેં સઘળું તેને કહી સંભળાવ્યું !

"વળી એ બી હવે માહરી ખાત્રી થાએછ," મેં તે કહીને આગલ ચલાવ્યું, "કે તમે જુલ્યાને પરણાવાની દગલબાજી વાસ્તે આવ્યા ત્યારે કંઇ જીંદગીમાં આપણે પેહલીજ વાર મલ્યાં નહીં હતાં. હું ગઇ વખતે અત્રે આવી ત્યારે તમો સરવાંમ નામુક્કર ગયા હતા, પણ માહરી હવે નકકી ખાત્રી થાએછ કે માહરા મમાવાજીને ત્યાં લીડસ બે મરતબા જેવણુ આવી ગીયાતા તે તમે ને તમેજ છેઓ !"

તે કાંઇ બોલ્યો નહીં. તે નામુકકર બી આ વખતે તો તે વાત ગયોજ નહીં. તે દુખી, આજોર્દે, બીહીધેલો, ફીકકો પાછો ફેરા ફરવા પડયો, અને જોકે હવે માહરે ત્યાં થોભવાને કાંઇજ કારણ નહીં હતું તોબી અજબ કે હું ત્યાંથી ઉઠી જઇ શકી નહીં !! યા ખુદા, એ મને શું થતું હતું ? હું કાંએ એમ થોભતી હતી ?

---

## પ્રકરણ ૪૮ મું.

"અને તું અહીંથી જઇને મને ઉંધાડો પાડશે ને પકડાવશે, ઍલન ?" તેણે મને વળી અચબુચ થોભી જઇ પુછયું ને હું માહરી બેઠકમાં ચમકી. આ આદમી કોણ હતો ? તે "તું—તાં"ના ધરોબાપર એકદમ ગબડી ગયો, ને વળી મને ધારા મુજબ "મીસ પરસી"ને બદલે ઍલનનાં ઘેરીતાંબારીતાં નામથી બોલાવા લાગ્યો હતો !!

"અલબત," મેં તે છતાં હીંમત પકડી કહયું; "કાંએ નહીં ? તમારો દગો કાંઇ જેવો તેવો છે ? તમોને તે ગરીબ બીચારાં બચ્ચાંની જીંદગીનો નાશ કરી નાખતાં કંઇ દયા કે શરમ બી નહીં આવી ? એવા દોજખીઓને—"

"ઍલન ! ઍલન !" તેણે કાકલુદીથી હાથ જોડી વચ્ચે પુકારયું—અને પછી વધારયું, "બાઇ, હું એ માહરો બધો અપરાધ ને બધું તરકટ હવે એકદમ કબુલ કરૂંછ, પણ ખરૂં માનજે કે હું બદબખ્તીનો લાચારીનો મારયો એ રીતે ફસેલો છેઉં. હું સારો માણસ નથી, પણ આએ વાતમાં જેવું માહરૂં બચ્ચું તેવું કોઇનું બચ્ચું, ને હું એ દગામાં કદી એકમત ને શામીલ નહીં થતે; પણ સીર્ફ નાચારીએજ મને ગરદન માર્યો ! ઓ, હું કેમ તુંને બધી ખરેખરી હકીકત કેહું ?"

"હા, કેહો મને, જે હોય તે બધું કેહો," મેં ઉશ્કેરણીથી ઉભી થતાં કાકલુદી કરી. "તમે માહરા મમાવાને ત્યાં શું કરવા આવ્યા હતા ? તમે શું કોઇ માહરા સગા છેઓ ?"

"તાહરો સગો ?"

"હા. તમે પાર્કસ જોમાં કાગલમાં વટીક માહરૂં ટકું કેમ ચાલતું હતું તે પુછાવ્યું હતું, ત્યારે માહરે જાંણવું તો જોઇએ કે તમારે ને માહરે શું સંબંધ કે સગાઇ છે ?"

"તું મને ના પુછ—છોકરી, તે ના પુછ?" તે દેખીતી રીતે તમામ કચડાઇ ગયલા આદમીએ મોટાં દુખના નીસાસાઓ વચ્ચેથી કહયું.

"ઓ કેહો! ખુદાને વાસ્તે કેહો!" મેં હવે બેવડાં ઝનુનથી ઉશ્કેરાઇને જ્યાદા કાકલુદી કરી; "કંઇ તમોબી જાણોછ! લુચ્ચા પાર્કસે મને ધમકી આપી હતી તેવું માહરા જનમના સંબંધમાં તમોને બી કંઇ ખબર છે?"

"તેણુ—તે હીચકારા લબાડે તુંને કંઇ ધમકી આપીતી ખરી?" તેણે ઘણા ગુસ્સાના આવેશથી પુછયું.

"હા, મી. ક્રૉફ્ટ," મેં લગભગ કોઇ ખુદરતીજ વિશ્વાસથી આ ત્રાહીત અત્યાર સુધીના માહરા ઘણા અણગમા પામેલા આસામી આગલ રડી દેતાં કહયું; "તે અને તેની પરણેતર બંને ઘણાં પાપી છે."

"તે લોકે શું કરયું?" તેણે મુઠીઓ વાળી નાખીને દેખીતાં મોટાં ઝનુન વચ્ચેથી પુછયું.

"બબે મરતબા માહરી ઇજ્જતની બરબાદી વાસ્તે કૅપટન કલેર નામના એક શ્રીમંત ગુરાનાં છટકાંમાં તે લોકે આગલ રહીને મને સપડાવી દીધી!"

માહરે કાંને એક દુખનાં દચકાંનો અવાજ આવ્યો! શું તેણેજ તે દચકું ખાધું? શું તેને એ કેફયત સાંભળી કાંઇ મોટા ગુસ્સા કે હદપાર દુખની લાગણી થઇ?

"નાચીજ કમીનાં!" તે અંતે પટપટયો, "પણ તું બેઉ મરતબા તે બદમાસને હાથથી સલામત બચી તો ગઇની?"—અને તેના એ સવાલમાં મેં અજબ થતાં જોયું કે એક અજબ જેવી આતુરતા ને કાળજી હતી!

"હું જો બચી નહીં ગઇ હોતે તો આજે તમોને તે કેફયત કેહવા અત્યારે અત્રે જીવતી હોતેજ નહીં!" મે નીચી નજરે ને ધીમે સ્વરે જવાબ કરયો,—અને તે એ જવાબથી હર્ષ પામ્યો હોય એવો ખુશી થયલો દેખાયો!

"ને તે લોકે—મુજી પાર્કસે તું કેહજે તુંને ધમકી આપી તે શું? તેણે શું કહયું?"

"તેણે કહ્યું કે હું તાહરા સંબંધી કાંઇ એવું જાણુંછ કે જે જાહેર થતાં સાથે તું શરમ ને નામોશીથી ખાકમાં લેટતી થશે!"

"એમ તે બોલ્યો? એમ તે બોલ્યો ખરો?"—અને વળી મી. ક્રૉફ્ટ અજબજેવો ઉશ્કેરાઇ આવેલો દેખાયો, જે તકનો મેં લાભ લીધો. મેં જોયું કે તે ખરેખર માહરા સંબંધમાં ઘણું જાણતો હતો, અથવા—બની શકે તો—તે માહરો કોઇ અતલગનો સગોજ હતો, જેથી મને તે જે જાણતો હોય તે કહી દેવા મેં તેને વિનંતી કરીને પાછો વીણવ્યો.

"શું ફાએદો છે, છોકરી! કાંએ તે જાણવાની તું હઠ લઇ બેઠીછ?" તેણે કહ્યું. "તાહરી આએ ખરાં સુખની નિર્દોશ જીંદગી તું શું કરવા દુખી કરવા ચાહેછ?"

"અરે, પણ માહરે માહરી બચગીની જે હકીકત હોય તે જાણવી તો જોઇએ?" મેં કાકલુદી કરી.

"તું હમણાંજ મને કેહતી હતી કે તાહરી ફ્રેંડના સંબંધની માહરી કરપીણ ચાલ નહીં માફ કરી શકાય તેવી હોવાથી તું મને બચવા દેવાની નથી, અને ત્યારે——"

"હું બચાવવા," મેં આતુરતાથી કહયું; "ખરેખર એ ગુન્હા ઇજ્જતદાર આલમ ને ખુદ ખુદા વટીક નહીં ખમી શકે એવો જાલીમ થયોછ, પણ જો તમોને માહરી સાથે કોઇ બી રીતનો દુરનો કે નજીકનો સગાઇનો સંબંધ હશે તો હું વચન આપુંછ, મી. ક્રૉફ્ટ, કે હજી બી હું તમોને બચાવી લેવશ."—અને મેં જોયું કે તેની છાતીમાં એક સરબસર જંગ જાગ્યું હતું. તે બધું કહી દેવા માંગતો હતો તોપણ તેનાથી બોલાતું કે તેને બોલવા ગમતું ન હતું. તેના હોઠ ઉપડતા ન હતા. અચબુચ ઝનુનથી, એમ છતાં, તે એકદમ એક ઠરાવ પર આવ્યો હોય તેમ ઉશ્કેરણીથી બોલ્યો, "બેસ અને સાંભળ!"

હું બેઠી. માહરી છાતી જોસથી ધપકતી હતી!

અને હવે તે પણ માહરી સાંમે બેઠો, પણ વળી અચબુચ બ્હાર આવ્યું હોએ તેમ દાદરબારી આગલ ગયો, તે ખોલીને દાદર પર ડોકાવ્યું—જાણે તે પોતાની ખાત્રી કરવા માંગતો હોય કે કોઇ તેની એ વાત સાંભળવા એ તરફ છુપાયું ન હતું, અને પછી બારણું બંધ કરી પાછો આવી બેસતાં તેણે મજબુતીથી તે કેફ્યત કેહવા માંડીઃ—

"વરસોની વાત છે એ, છોકરી," તેણે કહયું. "તે વખત આજના જેવો હું અધર્મી, પાપી ને બદમાસ નહીં હતો. હું સારાં ખાન્દાનનો ને જે "ગૃહસ્થ" કેહવાય છે તેવો ગૃહસ્થ ગ્માસામી હતો, ને માહરા બાપદાદા ઘણા માન પામેલા ધર્મગુરૂઓ હોવાથી મને બી તેજ ધંધાને લાયકની કેળવણી આપવામાં આવી હતી. હુ એક નાહનો પાદરીજ થયો હતો, પણ અફસોસ કે તે ઇજ્જતદાર ધંધાપર આજે મને કશીજ હક નથી, ને હાલમાં હું કોઇ પાદરી છેઉંજ નહીં. તે વખતે, વળી હું ઘણો દેખાવડો ને સુંદર હતો, અને એક મધ્યમ ઘેરની પણ અજબ જેવી સુંદરતા ધરાવનારી ને તાહરાજ જેવી ખરેખરી નેકબખ્ત ને પાકજાદ છોકરી માહરા પર મોહીત થઇ. ટુંકમાં, અમો પરણ્યાં. તે વખતે માહરાં કુલ મોટે ઘરનાંઓ હતાં, ને તેમાં અર્લ ઑફ કારશલટન સાથ મને અગતકરીને સારૂં હતું—"

"જુલ્યટ સાથ દગો કરનાર લૉર્ડ ફ્રેડરીકના તમાખી પીતા?" મેં વાતમાં રસ લઇ પુછ્યું.

"તેજ," મી. ક્રૉફ્ટે જવાબ કરયો, "મગર સાંભળઃ કૉલેજમાં જ્યારે હુ કેળવણી લેતો હતો ત્યારે ત્યાંના મોટે ઘરના પોરયાઓની બુરી સોબતમાં મને એક પાપી લબ લાગેલો હતો, ને તે ચડસ જુગારનો હતો. એ અંધાપો દર સેંહેંકડે પાંચ જવાંનો પર જરૂર કરીને ગાલેબ આવતો રહેછ, ને તે પાંચ હૈયાંસુનાં કોર—દીલોમાં એક હું હતો. એમ છતાં લગન પછી એ બદી માહરાં બદનમાંથી ખંખેરી કાઢવા મેં ખરાં મને ઘણું કરયું—જે ખરીજ અસરાફ સાથ હું શાદીથી જોડાવાને ભાગ્યશાલી થયો હતો તેનો જાણે એક રપર્શજ એટલો પવિત્ર હતો; મગર તે માહરી ચાલુ કોશેશો છતાં એ મોટી નાપાકીથી હું બાઝ ન આવી

શકયો એ આજે બી માહરી અજાયબી છે. તે નહીંજ બન્યું. હું ધારૂંછ કે તે થઇજ નહીં શકતું હશે. એક માણસ બુરો જેમ એકદમ એકજ દહાડામાં થઇ શકતો નથી તેમ વળી એક બુરાથી ભલું બી જલ્દી થઇ શકાતું નથી ને તે માહરો ફેજ હતો. મેં ઘણું બી ચાહ્યું, પણ એ લખથી હું છુટો થઇ શકયો નહીં. હું જે કરી શકયો તે ફકત એટલુંજ કે માહરી ભલી પરણેતરને તે વાતની ખબર થવા દઇ એક બી દુખનો ચમટો મેં તેને તુટવા નહીં દીધો, ને તેને એ માહરી લત બાબે તદનજ અંધારામાં ઘણું સુધી રાખવાને હું ફાવી શકયો. હું બીજી બધી રીતે તેણીને તદન સાચો ને વફાદાર હતો. તેના પર ખરેખરૂં માહરૂં હેત ઘણું હતું બલ્કે તેને હું પ્યારથી પુંજતો હતો, ને તે પોતે માહરા પર તેટલાંજ હેતથી રીઘ્ઘ હતી. તેને તો એવી કોઇ વાતનો સ્વપ્નો બી ન હતો, ને તે પોતાને માહરી સોબતમાં પુરતી સુખી માનતી હતી, કે જયારે ખરેખર તો હું પગડી દર પગડી ગબડતોજ આવતો હતો. એમાં ફાવત કોણની થએછ? કીયા સટોડ્યા કે જુગારીની આયંદ્દા જય થયલી સંભળાઇછ? અને તોબી અજબ કે જે એ ચડસમાં પડેછ તેને પાછું ને પાછું તરી નિકળવાની ઉમીદમાં સારૂં કદી સુઝી શકતુંજ નથી, ને તે જ્યાદા ને જ્યાદા દુમ્બોજ જાએછ! માહરા બાબમાં પણ તેજ થયું. લગન પછી ઘણું સુધી તો કંઇ એમજ ચાલ્યા કીધું કે હું જીતતો તેટલું હારતો, ને ઘણું કરીને તો બેઉ ખાતાં સરભર ને સરભરજ રેહતાં; પણ પછી પાસો ઉલટાયો ને હું જે કરૂં તેમાં તે અવલોજ પડતો ગયો! અંતે છેક પાયામાલીની નોબતને પુગી જવાથી હું અતી ઘણો ગભરાયો. કંઇ બી જરૂર કરવું હતું—હવે છેલ્લોજ મોટો દાવ માંડવાનો હતો. ફતેહનીજ મને માહારા અંધાપા વચ્ચે પુર ઉમીદ ને ગણત્રી હતી, ને તેથી મેં શું કરયું? મેં અર્લની સહીની ફૉરજરી કરી, ને તેનીજ સહી જે હંમેશ માહારા જોવામાં હતી તે મેં ખોટી ઉપજાવીને એક મોટી રકમની હુંડી લખી. માહરાં મનમાં કે તે જરૂર હું પાછી ભરી દઇ શકશ. મેં તે હુંડી ખુદ અર્લને નામે એક મોટા વ્યાજખાઉ યાહુદીને ત્યાં વટાવી. તેની આગલ હું અર્લના કારબારી તરીકે રજુ થયો, ને અર્લનો બધો રોકડ અવેજ એક મોટી ચાલી બંધાતી હતી તેમાં રોકાયલો બતાવી મેં તે હુંડી ઉપર તે ગંજાવર રકમ ઉઠાવી. અર્લને માઠું ન લાગે તેથી એ વાત તદન ખાનગી રાખવાને ખુદ અર્લને બી હુંડી પાકતાં સુધી નહીં મલવા કે કશી લખાવત નહીં કરવાં મેં તેના સાથ શર્ત કરી, જે તે ગરજના આંધલાએ અર્લનાં મોટાં નામની કુમક પર એકકે બોલે આપજી કરીને કબુલ રાખી; પણ પછી એવા કેસમાં જે હંમેશ બનેછ તેજ બન્યું. હું એ દુખ ને નામોશીની કેરીયતની વીગતોમાં તાહરી આગલ ઉતરવા હાલ માંગતો નથી. મેં તે હુંડીપર મેળવેલી આખી અનામત દુબીજ ગઇ, ને તે હુંડી પાકતાં મેં પોતાને સરયાંમ ફસી પડેલો જોયો. હું ત્યારે ઘણોજ ધ્રુજી પડયો, અને મેં જઇને તે નાણાં ધીરનાર તેમજ અર્લનું પોતાનું ઘણું પગમાંણી કરયું; પણ અફસોસ—તે બેમાંથી એકને બી દયા આવી નહીં! મને પકડવામાં આવ્યો, અને સેસનમાં તે વખતના ધારા મુજબની એ મોટા ગંભીર અપરાધ વાસ્તે મને જનમ દેશનિકાલની મોટામાંમોટી સજા થઇ! ઓ ખુદા! ઓ ખુદા! આજે બી તે યાદ હું ખમી શકતો નથી!"—અને એક દીવાનાની અદાથી પોતાનાં માંથાંના બાલેબાલ તેણે એવા પીખી કાઢયા કે એક ચીસ સમેત ચમકી ઉઠીને હું આગલ દોડી ગઇ, ને મેં તેના બંને હાથ ઘણી મમતાથી પકડી લઇ મુશ્કેલથી તેને શાંત કરયો!

તે ઘણો ભયભીત દેખાવ અને એક ખરી દીલ ધ્રુજાવનારી કાંહાંણી હતી, કે જેની સાથ દીસ્તી રીતે મને તો કશું લાગતું વલગતું બી ન હતું; પણ હું એવા ફાટેલે ડોળે, એવા ઉંચા દમથી, એવાં એકાગ્ર ચીતે તે સાંભળવા પડી હતી કે માહરી પોતાની એ હદ વનાની આતુરતાથી હું પોતેજ જાંણે અજબ થઇ.

"એ ફટકો માહરી ભલી મોહરદાર વાસ્તે કેવળ નહીં ખમી શકાય એવો જાલીમ થઇ પડયો," તેણે અંતે થોડોક પાછો શાંત થયા પછી આગલ કહેવા માંડયું, "પણ તેણે મને છોડી દીધો નહીં. ઓ, હું શું કેહું, ઍલન, તેની નેકીની વાત! તેણે એ મોટી નામોશીમાં વરીક મને છોડી દીધો નહીં. માહરી બધી મીનત, બધા કાલાવાલા હરાંમ ગયાં. તેની તકરારજ એ હતી કે ભલો કે ભુંડો એક ખાવંદ તેને છોડવો તે ખુદાને તજવા જેટલુંજ જબુન છે, ને તેથી દીલેરીભરયા કસ્દથી તે ઘરબાર, સગાંવાહલાં ને વતન વરીક ઓરીઆણી માહરી સાથના માહરા દેશવટામાં આવવા જીદ લઇ બેઠી. તેણે માહેતમ ફકત એકજ કીધું, ને તે પોતાની એકનીએક આંખની તાહડક—પોતાની નાહની બુચી ઍલનને પોતાના ઘરડા કંજુસ બાપને હસ્તક પાછલ છોડી જવું પ——"

પણ આગલ હું સમજી શકીશજ નહીં! ઓ, શું આટલુંજ બસ નહીં હતું? હું તરત પાંમી ગઇ કે તે નેકબખ્ત માહરીજ માતા હતી, ને આ વાત કરનાર હીણનસીબ બીજો કોઇજ નહીં પણ માહરો પોતાનો બાપ હતો, અને એ ખ્યાલ ને માહીતી થતાં સાથેજ માહરૂં ભેજું એટલું ચકભમ થયું કે દુખની એક ચીસ સમેત હું માહરી બેઠકમાં બેહોસ તુટી પડી!!

---

## પ્રકરણ ૪૯ મું.

જ્યારે હું જરા વારમાં પાછી હોસમાં આવી ત્યારે જે મોટી ખુરસીમાં હું અવલ બેઠેલી હતી તેમાંજ ઢલી પડેલી અરધી અલેટાવલી હજી બેઠેલી હતી. માહરી ટોપી માથાં પરથી નિકળી પડેલી અથવા માહરા બાપે કાઢી લીધેલી માહરા પગ પાસ પડેલી હતી. તે એક ફકત થોડીજ મિનીટની બેહોસી હતી કે જેમાંથી માહરા પીતાનાં કેહવા મુજબ હું ઘણી જલ્દીજ પાછી હોસમાં આવી શકી હતી.

"મેં તુંને ના કહ્યું તું છોકરી—મેં ઘણું ના કહયું જે એ વાત તુંને સંભળાવામાં સારજ નથી, પણ તેં માહરૂં માન્યું નહીં," મી. ક્રૉફ્ટ—માહરા પીતાએ ઘણો ખેદ પામીને કાંઇક લાગણીથી કહયું.

"ઓ નહીં, નહીં, ફાધર! હું એ બધી ખરી હકીકત જાણવાથી જરા બી દલગીર નથી. ઓ, ખુદા સાહેદ છે કે હું તમોને હવે જરા બી ધીકકારતી નથી!"—અને હું ઉઠીને તે બાપીકી ગોદમાં વર્સો બાદ દખાવા ધસતી હતી, કે જ્યારે તેણે હઠી જઇ મને દુરથી રોકી.

"નહીં," તેણે ઘણો ગમ ખાઇ કહયું. "માહરી આએ નાલાયક ગોદ વાસ્તે તાહરૂં પવિત્ર બદન લાયક નથી, માહરાં બચ્ચાં!"—અને તેની આંખ આંસુઓથી ભરાઇ ગઇ. હું પણ રડી. મને ઘણુંજ લાગ્યું, અને હું જોરાવરીથી તેને વલગી પડી, કે જ્યારે અમો બાપ

બેટી જીંદગીમાં પેહલીજ વાર મલતાં હોઇએ તેમ સાથે આંસુ ભેલતાં બિનીગે લગ એક-મેકને પકડી રહ્યાં!

અને હતું તોબી ખરેખર પેહલીજ વાર! માહરા પીતાના જણાવ્યા મુજબ તેઓ ફકત મને બે વરસની મુકીને જતાં રહયાં હતાં, અને આજે હું અઢાર વરસની થઇ હતી!! પણ માહરે પેલી માહરાં માત પીતા પર ગુજરેલી આફતનો બાકીનો હીસ્સો જાણી લેવો હતો, એટલે હું પોતેબી જલદીજ ફરજ્યાત પાછી શાંત થઇ, અને માહરા પપાને શાંત કરી મેં જે પેહલો આતુરતાભરયો સવાલ પુછયો તે માહરી ભલી નેક પવિત્ર માવીતર માટે હતો.

માહરા પપાએ તેના જવાબમાં ઉંડા ગમથી માથું નીચે નમાવ્યું કે જ્યારે તેની આંખોમાંથી આંસુ વહ્યાં જતાં હતાં.

"તે માહરાં પાપનો ભોગ માહરા દુખી દેશવટાવાલા દરયાકિનારેની એક સાદી ન્હાની કબરમાં અહીંથી હજારોબંધ માઇલ દુર સદાનો આરામ પાંમીછ, બેટા," તેણે જાહેર કરયું. "મેં કહયું તેમ માહરી ઘણી ના ને ઘણી મના છતાં અમો કેદીઓને જે સ્ટીમરમાં મોક-લવામાં આવ્યા તેની પછીની એક બીજી ફાલતુ સ્ટીમરમાં તે માહરી પુઠે ત્યાં દોડી આવી. અરે, અમે કેમ તાહરાથી છુટાં પડયાં તેનું હું કેમ બયાન કરૂં, બેટી! મને બી તુંને મલ-વાની રજા મલી હતી, અને અમો બંને તને પેટમાં દાબી રાખી લોહીનાંજ આંસુ રડયાં!"

"મને ખબર છે," મેં ચમકીને કહયું; "એ દેખાવ કોઇ રીતે માહરાં બાળક મગજ પર તપાવેલાં લોખંડ મીસાલે છાપ મારેલો રહી ગયો છે!"———અને વાંચનાર યાદ કરશે કે માહરી વારતાની શરૂઆતમાંજ એ બનાવ ઘણી લાગણીથી માહરી છેક બચ્ચગીની એક અજબ જેવી યાદ તરીકે મેં વિસ્તારીને બયાંન કરેલો છે.

"તુંને તાહરા ઘરડા મખીચુસ મમાવાને તેણે સોંપી દીધી હતી, અને જોકે તાહરીથી જુદી થતાં પોતાના જીવથી જુદું થવા જેવુંજ તેને લાગ્યું, પણ તેનામાં માહરે વાસ્તે ખરે-ખર કાંઇ એટલી વફા ને એટલી મોહબત હતી કે માહરી પરની આખી આલમની થુ છતાં અને મને મરતો ને પડતો મેળવાના તેણીને થયલા દરેકના દરેક આગ્રહ છતાં તેણે કોઇનું માન્યું નહીં, ને કોઇની બી પરવાહ કરયા વગર તે ત્યાં આવી. 'કંઇ નહીં તો અહીં તમારી નજીકમાં તો મને રેહવાનું થશે? કંઇ નહીં તો રોજ તમોને મલવાનું ને તમારી ખબર-અંતર લેવાનું તો મને મલશે?' એ તેની મીઠી તકરાર હતી. તે તુંને સાથે નહીં લઇ જઈ શકી કેમજે તે વખતે તું દેહની ઘણીજ નબલી હતી, અને તે મોટી સફરમાંજ તું ખલાસ થઇ જશે એવું ડાકટરોનું મત હતું. વળી મેં બી ઠરાવથી એ વાતની નાજ કહી. તેવાં અધમ ધામમાં તું એક માહરૂં માનીતું ફુલ ઉધરે, ને સમજની થતાંજ તાહરા બાપની ખોહારી ને નામોશીના ખ્યાલથી સદા કમકમતી રેહે, ત્યાંની પલીદ હવામાં તું પોતે કદાપી નાલાયક ઉધરે એ બધી ફીકરો મને થઇ, જેનું વાસ્તવિકપણું તાહરી માતાએ પણ કબુલ કરયું, ને ત્યારે પોતાના જીવ પર છરી ફેરવી તે તુંને પાછલ છોડી આવી હતી; અને તેણે ખરેખર પોતાના જીવપર છરીજ ફેરવી હતી, કેમજે ત્યાં આવી ને આવી તાહરી જુદાઇના ગમથી અને મને ભારી જંજીરના બોજ સાથે ચાબુકના માર વચ્ચે મજુરી કરતો જોતાં

બીચારી હાલબેહાલ થતી ચાલી, ને તું માનશે નહીં, ઍલન—ફક્ત છજ મહીનામાં તો તે માહરી ખરીજ નેકબખ્ત વાહલી બીમાર થઇને બેહેસ્ત પાંમી !"

અમો બંને હર્યા પાછાં રડી પડયાં. અમો ઘણું રડયાં. એવી એક નેકબખ્ત પરણેતર ને ખરીજ નેકબખ્ત માતાનાં મેહોત પર ગમે એવાં સંગદીલ હોય તે બી દયાનાં આંસુઓ રડે તો અમો કેમ નહીં રડયે ? હું તો ફોકેફોક રડી, કે જ્યારે માહરા દુખી બાપ મને પેટમાં ચાંપી, માહરો બરડો પસવારી, પોતાનાં આંસુઓ વચ્ચેથી દીલાસો આપતા હતા !

"તું તાહરી બીજી માતાજ છે, માહરાં ફુલ," માહરા બાપ કેહતા હતા. "સો વસા દીકરીઓ માએ જેવીજ ભલીભુરી ઉઘરે છે ને થાએ છે, ને મેં જોયું કે વફા, ભલાઇ, નેકી અને ખુબસુરતીમાં તું તેજ અને તેજ છે. ખુદા તુંને જીવતી રાખે !"

"અને તમે, પપા ? પછી તમારૂં શું થયું ?" મેં અંતે જરા શાંત થતાં આંખ લુછી નાંખી પુછયું.

"તે દાહડાથી, દીકરા, હું હતો તેમાં પુરો ઘુલ થયો. મને આખી દુન્યાપર કેહેર, ધીક્કાર ને અભાવ આવ્યો. હું દીલનો સખ્ખત પથ્થર જેવો થઇ ગયો. માહરૂં માથુંજ ફરી ગયું. તાહરી માતાના ખુંની તરીકેજ હું પોતાને જોવા ને ધીક્કારવા લાગ્યો. તે પથ્થરની દેહની, ખુશખુશાલ ને તનદરોસ્ત મને પરણી ત્યારે હતી છતાં બેહેસ્ત પામી ત્યારે તે અસલનો ઓલો બી રહી ન હતી. એ બધું દુખ મને ઘણું જાલીમ લાગ્યું, ને તે દુખની અગન નહીં ખમાવાથી તે ઓછી કરવા ને ભુલી જવા હું જાણીબુજીને ઇનસાનનો હેવાંન બની ગયો ! અંતે મને એક દાહડો એક તક મલી, અને હું જેલના સતાવાલાઓને હાથતાલી આપી ન્હાઠો—"

"તમો ન્હાસી આવાછ ?"—અને હું માહરી બેઠકમાંથી હરણફાલ થયલી મોટા ગભરાત વચ્ચે પાછી ચમકી ઉઠી.

"હા, બેટી ! હું હજી એક સજા પામેલો બદમાસ ને કંગાલ કેદીજ છેઉં," તેણે દુખથી વલ ખાતાં જીગરે કહ્યું; "શું કહું તને માહરાં દુખ ને નામોશીની વાતો ઓ, હું ચાહુંછ કે હજી હું માહરાં મન પર કાબુ સાચવતે ને તુંને એ બધી ખરી હકીકત નહીંજ કહેતે ! હું કેમ ન્હાસી આવ્યો તે બ્યાન કરવા ને આએ મોટાં દુખ ને નામોશીની કેફયત લંબાવા ચહાતો નથી. મેં માહરૂં રંગરૂપ ફેરવી નાંખ્યું—હું થયો હતો તેથી બી જયાદા ખડતલ, કદરૂપો ને કરપીણ થયો, અને ખીસામાં એક પાઇ વગરનો ઈંગ્લાંડ પાછો ફરવા બાદ હું લૉડસ તાહરા મમાવાને ત્યાંજ સીધો આવ્યો, કે જ્યારે મેં આવતાં સાથે તુંને ત્યાં લૅસન કરતી બેઠેલી જોઇ. યાદ છે તને તે વાત, બેટી ? હું ખરૂંજ કેહુંછ કે તને ગોદમાં ઉંચકી લેવા માહરા પર સારી લાગણીઓ ગાલેબ આવતી હતી, પણ મેં માહરૂં મન એકદમ પથ્થર જેવું કડણું કરી નાખ્યું. મેં માહરા જીવને મારયો. હું હવે તાહરા સ્પર્શને બી લાયક નહીં હતો એમજ મને લાગ્યું. વળી હું તને જાહેર થઇને શું કરી શકવાનો હતો ? હું તને માહરી ન્હાસતી ને ભમાતુ જીંદગી દરમ્યાન કયાં સાથે લઈ જઇ શકવાનો હતો ! તે ઉપરાંત મેં તદન કદરૂપો કરી નાખેલો માહરો ચેહરો જોઇ તું ઘણીજ થથરી ગઇ હતી એ પણ મેં જોઇ લીધું—જોકે તાહરા મમાવાએ તો મને જોતાં સાથે ઓલખ્યો ને હબકીને બુમ મારી. તેણુ તો તરતજ સમજી

ગયા કે હું ન્હાસી આવ્યો હતો, જેથી તુંને તરત ઓરડામાંથી બાહેર મોકળી દીધી કે જે પેલો હેવાન્યત તોર મેં જે ધારણ કરયો હતો તેની બરકતે મેં ખમ્યું ને મેં તને પાછી બોલાવી બી નહીં. પછી ડોસાજીએ મને મદદ થવા જોગા થોડાક પૈસા આપ્યા, પણ માહરી સાથ કરાર કરયો કે માહરે કોઇ દાહડો તેવણને સતાવતો ત્યાં પાછો આવવું નહીં. તેવણે કસમ લીધા કે પાછો જો હું આઉં તો તરત તેવણ મને પકડાવીને પોલીસને હવાલે કરશે. મને એક વખત તાહરાં ફુઇ અને હેરી દીકરાને બી મલવા મન થયું, પણ હું નહીં મલ્યો. તાહરાં ફુઇ બીચારાં મુફલીસ હતાં ત્યારે તેવણને મલવાની જરૂર નહીં હતી, અને એ નાહકની નામોશી માટે હું માહરાં મનને સમજાવી શકયો નહી. એમ દુખે પાપે બે વરસ વહી ગયાં, ન પાછા માહરી પર એટલા વાખા પડવા લાગ્યા કે લીડસ એક રાત્રે હું પાછો આવ્યો; પણ ત્યાં આવીને પસગત્તસ ખબર મેલવતાં માલુમ પડયું કે તાહરા મમાવા તે વખતે ઘણા સખ્ખત બીમાર હતા, ને ઘરડી હાઉસકીપર મીસીસ પાર્કસ વધતી ને વધતી તેવણના નાકનો બાલ થઇ પડી હતી. તેણે તે ડોસાપર ઘણો કાબુ મેલવી લીધો હતો, અને મને ફકર થઇ કે જરૂર તે તાહરા મમાવાનું બધું ખાઇ જવાની ને તાહરો હક ડુબાડવાની. હું, તેથી, મોડી રાત્રે મામલો કેમ ચાલતો હતો તે ભરાતો છુપાતો જરા જોવા આવ્યો.

"મને તે બી ખબર છે, પપા," મેં યાદ કરી કહયું; "હું બી ઉંઘમાંથી જાગીને બીહાયેલી મમાવાજીની જરા ખબર લેવા નીચે આવેલી હતી ત્યારે મમાવાજી મીસીસ પાર્કસને કંઇ હડડતા કસમ આપતા હતા, ને તેવામાં મેં તમોને બારીના કાચમાંથી જોયા એટલે હું ઘણીજ બીહાની. આ, તે રાત બલે રે! મમાવાજીએ બી તમોને જોયા ને હેબત ખાઇ બીચારા તરત ગુજરી ગયલા તેથી મને તમારી પર કંઇ એવી ચીદ ચહેલી—"

"મને ખબર નહીં આજ તક, દીકરી, કે તેં મને ત્યાં તે રાતે બી આવેલો જોયલો," માહરા પીતાએ કહયું; "પણ તેં તાહરા મમાવાજીને મીસીસ પાર્કસને બધું કહતા સાંભળ્યાતા એમ?"

"નહીં, પપા; હું તો ઘણી મોડી આવી. તમોને જોયા ત્યારે તરતનીજ નીચે આવેલી. તે વખતે મમાવાજી મીસીસ પાર્કસને કંઇ કસમ આપતા હતા, પણ માહરી નાથલી નાદાન વયે તે આંમરગુચર મને કંઇ બરાબર સમજ પડયું નહીં, ને તેટલાં તો તેવણ બીચારા ગુજરી જવાનો માઠો બનાવ બન્યો! તે વાતને છ સાત વરસ થયાં. હું તે વખત અગ્યાર વરસની હતી."

"મેં પોતે ત્યારે તાહરા કરતાં તે વખતે ઘણું જયાદા સાંભળી લીધું," માહરા પીતાએ સમજાવ્યું; "તાહરા મમાવા પાસ પુશકલ નાણું હતું ને તેવણે તે બધું તાહરાજ નામપર કરયું હતું, જે મતલબનું વીલ પેલી એક છુપા ફાલકાંવાલી તાંકાંબારીમાં સાચવીને પોતે મુકેલું હતું. તે મુજબ તુંને સંભાલવા ને તાહરી સાથ વરતવા બરતાર તેને કસમો આપતા હતા."

"ત્યારે માહરા તે બધા પૈસા એ પાર્કસવાલાંઓજ ખાઇ ગીયાં એમ?"

"બધા; પઇએ પઇ, અને તે બી કાંઇ ન્હાનીસુની રકમ નહીં, માહરાં બચ્ચાં," માહરા બાપે મોટો ગમ ખાઇને કહયું, "આજે એ મુજી પાર્કસ જે પૈસાની લેહેરચેહર કરેછ તે બધા તાહરાજ પૈસાના પ્રતાપ છે, કેમજે એ પોતે તે આગમચ માહરી કાંની એક ભુખે મરતો ભીખારીજ હતો."

"પણ તમે એ વાત જાંણ્યા છતાં, પપા, કંઇ કરી નહીં શકયા?" મેં તાજુબીમાં પુછયું.

"તું ભુલી જાએછ, માહરાં ગુલાબ, કે માહરી ગરદન તે લોકને હાથ હતી ને છે," માહરા બાપે માથું નીચું કરી સમજાવ્યું. "હું પેહલ્લો આવ્યો ને બાહેરથી આવતાં સાથે મને જોયો તેવોજ ઘરડી મીસીસ પાર્કસે મને ઓલખ્યો હતો, અને જો હું જરા બી લાંબી ટુંકી કરૂં તો તેજ ઘડીએ તે લુચ્છી મને પોલીસને સ્વાધીન કરે તે માહરી નાચારી હતી. જનમ દેશનિકાલમાંથી ન્હાસી આવવાની સજા કાયદામાં ફાંસીની છે, ને ફાંસી નહીં બી આપે તોબી તે નોરફોકના દલીદ્ર ટાપુ પર જંજીરો સાથની ચાબુકના માર વચ્ચેની મજ્બુત મજુરીની દેહેસતથીજ હું થરથર ધ્રુજું છું!"

માહરા ગરીબ અભાગ્યા પીતા! અરે, મેં જોયું કે તે વાત કરતાં બી તેઓના તમામ અવયવો થરથર ધ્રુજતા હતા, ને માહરો જીવ તે જોતાં બધો બલીને ખાખ થઇ ગયો!

---

## પ્રકરણ ૫૦ મું.

"તે દદાએ પોતાના દીકરાને બી બધું કેહી દઇ મને એવડો નાચાર બનાવ્યો," માહરા પીતાએ જારી રાખ્યું, "અને મને ચુપ રાખવા ને બચાવા તેઓ જે ટુકડો રોટલી નાખે તે પર આજની ઘડી સુધી માહરે સબર માનવાની હેવાન્યત સરજતને તાબે થવું પડયુંછ. તે પછીથી તુંને લઇને તે લંડન આવી રહી ત્યાં બી એક રાત્રે એ લોકને મલવા હું આવ્યો હતો——"

"મને ખબર છે, પપા," મેં કહયું. "હું તે વખતે ઉપર સુતેલી હતી ને જાગતીતી. મેં તમારો અવાજ ઘણોજ બરાબર સાંભળ્યો ને પીછાંણ્યો હતો, ને તે વખત બી હું ઘણી બીહીધીતી."

"માહરાં ગરીબ બચ્ચાં!—માહરી મીઠી નેલી!" માહરા પીતા તેમનાં દીલમાં સર્વોપરી બની ઉભરી આવેલી સઘળી નેક ને પવિત્ર લાગણીઓથી પાછું ને પાછું માહરૂં માથું પેટમાં ચાંપી દયાથી પટપટયા, અને પછી વધારયું, "તેઓએ તે રાત્રે મને એક મોટી રકમ આપી રાજી કરી વીદાય કરયો, ને મને તો સ્વાર્થનો અંધાપોજ આવેલો હતો, એટલે મેં તાહરી પરનો આજાબ છાતી પર પથ્થર મેલીને ખમી લીધો. ત્યાર પછી વળી સાડા ત્રણ વરસ હું એક એકાંત ગામડાંમાં ભરાઇ રહયો, ને જયારે હું પછીથી પાછો માહરી ખરચી તમામ ખુટી જવાનાં કારણથી લંડન આવ્યો ત્યારે મેં તલાશ કરતાં જાણ્યું કે ઘરડી મીસીસ પાર્કસ મરણ પાંમી હતી, ને હવે તેનો દીકરો જે બધું તાહરૂં હતું તેનો ધણી અને

બેઠેલો હતો. હું તેને તેથી મળ્યો ને તેણે વળી મને એક કુત્રાનો બુક ઝાંસ્યો. હવે તે માહારાથી બીહીપેલો રેહતો હતો ને હું તેનાથી. બેઉની ગરદન એકમેકના હાથમાં હતી, એટલે બેઉને સમજુતીથીજ કામ લેવું પડતું હતું. એ વખતે મેં જાણ્યું કે તું તાહરાં ફુઇને ત્યાં રેહવા ગયલી હતી. એ પછી વળી બીજાં બે વરસ ગબડી ગયાં, ને હવે હું તરતના બનેલા બનાવો પર આઉં છું. એ વખતે હું લુચ્છા પાર્કસની મદદ માંગવા ગયો ત્યારે મેં ઘણીજ તાજુબી સાથે જાંણ્યું કે "રાતા ગુલાબ"ને નામે જેણે આખાં ઈંગ્લાંડમાં એક નામીચી નાટકકાર તરીકે મોટી ને અજબ જેવી નામના કરી નાખી હતી તે તું હતી, અને તાહરી મરનાર માતાનો આશીરવાદ તુંને પુગતો હોય ને તેનો સાહયો તને સમાલતો હોય એમ મને કાંઇ લાગણી થતાં હું વરસો પછી પાછો પેહલ્લીજ વાર તે દહાડે ડુસ્કે ડુસ્કે રડયો. માહરૂં દીલ એ તાહરી કીર્તીની વાત સાંભળતાં મોમ મીસાલે પીગલી ગયું, ને તે ને તે રાત્રે હું ટીકીટ કરાવી પીટમાં સેંહેંકડો લોકો વચ્ચે દબાયલો સંતાયલો તને જોતો ઉભો. ઓ, તે વખતની માહરી લાગણીનો હું તુંને શું ખ્યાલ આપું, દીકરા? માહરૂં દીલ તને બાપીકા હકથી મારી પાસખાનીમાં લેવા ચીસ પાડે, પણ હવે તે કેમ બને? તું આવી કીરતીવંત ને મેં છુપી તેહકીકથી ચોકકસ કરયું તેમ ચોખ્ખી નીતીની જીંદગીએ જીવીને તાહરી નામના વધારતી હતી ત્યારેજ હું તને માહરી દીકરી તરીકે જાહેર કરીને નામોશીમાં ગીરફતાર કરૂં? તાહરી કીરતીને ઝાંખ લાગવા દઉં?—અને ફાયદો શું? માહરા હાથમાં તો તેજ વખત પાછી બેડી પડે કેની? મને કોણ છુટવા જપવા દે?"

"અરે ખુદા! ને તમો પીટમાં હતા ને હું હજારો લોકો સાંમે નાટક કરતી હતી છતાં જાણતી ન હતી કે તે હજારો વચ્ચે માહરા દુખી સરતાજ પીતા બી છે!" મેં ટપોટપ ટપકતાં આંસુઓ વચ્ચેથી કહયું.

"સારૂંજ થયું, દીકરી! ફાયદો શું? આએ આજે સાંભળીને બી તેં ફાયદો શું ઉઠાવ્યો? અમથું તાહરૂં લોહી મેં બાલી નાખ્યું! મુવો હું અપરાધી!"——અને તેઓએ જોસથી માથું કુટયું, કે જયારે તેમને શાંત કરતાં ને માહરે પોતે શાંત થતાં ખરેખર ઘણું મુશ્કેલ થઇ પડયું.

"મને પાર્કસે તે પછી દર મહીને દસ પાઉંડ આપતા રેહવા માથે લીધું," માહરા પીતાએ તે બાકીની કેફયત હવે પુરી કરી નાખવાની ઉતાવલ કરી, "ને હું કોઇ એકાંત ગાંમડાંમાં એ શરતના સહ્યારા પર જંપી રેહવાનું કરતો હતો તેટલાંમાં તેજ સાંહજે અચબુચ રસ્તામાં મને પેલા ઘરડા અર્લ સાથ મીલાકાત થઇ ગઇ. તેવણુની સાથે તેવણુનો આએ બેબદામનો બેટો ફ્રેડ્રીક હતો, અને ઘણુંજ તાજુબ છે કે જેમ મેં તેને તેમ ઘરડા અર્લે પોતે પણ મને બરાબર પીછાંણી લાધો! હું તો તેથી ધુજવાજ પડયો, ને પુશકલ પગપાંણી કરીને તે બુઢાની દયા મેલવવા પામ્યો, કે જે સઘળો વખત ફ્રેડ્રીક તો દાંત વકાસી અજાયબીમાં એ બધો તમાસો જોતો ઉભો હતો. તેને બાપે બધો ખુલાસો કરયો, ને ત્યારે તે પોરયો બી ઘણો ખીજવાયો; પણ બધી માહરી દુખની વાત કહી અંતે હું તે બેઉને પીગલાવા ને મનાવી લેવામાં ફતેહ પામ્યો, ને તે લોક મને જતો મેલ્યોઃ પણ હું આગળ એક પાકરી હતો અને

માહરૂં નામ ક્રૉફ્ટ હતું એ જાણુતાંજ પેલા નાથલા સેહતાનને એક અજબ સેહતાન્યત સુઝી. તે માહરી પુઠે લાગ્યો. તેણે પાછળથી મને મલીને પોતાનો શીકાર બનાવ્યો, ને જુલ્યટની બધી વાત કરી. તેણે મને સમજાવ્યું કે તે પોરીને તે ચાહતો હતો, પણ માબાપની ધાકે અને સોસાયટીમાં તેને ઘણું માઠું લાગે તેથી તેને પરણી નહીં શકતો હતો, માટે એક ખોટાં લગન કરી આપવા માહરે પાદરી તરીકે તૈયાર થઇ આવવું. હું ઘણો ખીજવાઇ ગયો, બેટા, ને મેં સાફ ના કહ્યું, પણ તેણે કોઇ બી જોખમે મને પોલીસના હાથમાં આપવાની ધમકી આપી. "તું મને હાથતાલી આપી ન્હાસી જશે તોબી તું બચવાનો નથી, કેમજે એક વખત પોલીસને હું તાહરી પુઠે છોડીશ તો તાહરે બચવુંજ માહાલ્ન છે," તેણે કહયું.

"પણ તમોનેજ તે માહા બુરાએ એ કામ માટે પસંદ કરયા તેનું શું કારણ, પપા ?" મેં અજબ થતાં સવાલ કરયો.

"તું ત્યારે સમજી નહીં, બેટા," માહારા બાપે સમજાવ્યું. "એક તો મેં તુંને કહયું તેમ મને ડરાવી દબાવીને તેને ફાવી જવાનું સેહેલ હતું, અને બીજું તો એ કે મેં પરસીનું માહરૂં નામ ફેરવીને ઉંચકીચુંચકી જે મને સુજ્યું તે રાખ્યું હતું તે માહરાં નામનો તેણે લાભ લેવાનો હતો. એના બાપની આએ એંબલડનમાં થોડીક મીલકત છે તેથી કામેકાજે આએ તરફ એનું ઘણું આવવું થતું હોવાથી એને ખબર હતી કે અહીંના પાદરીનું નામ બી ક્રૉફ્ટ છે. તેણે એ ઉપરથી મજબુત હાથેજ કામ લેવાની હીંમત કરી. કદાપી કોઇને વેહેમ પડે ને પાદરીઓનાં છાપેલાં લીસ્ટમાં જુએ તો તરત જણાય કે એંબલડનનાં વીકાર મી૰ ક્રૉફ્ટ છેજ ! એ મુજબ, તેથી, મને એંબલડનના મી૰ ક્રૉફ્ટ તરીકેજ એ કમીનાએ રજુ કરયો, ને ગમે એવી નામરજી ને આનાકાની છતાં માહરે માહરાં તનમનની હેવાન્યત વચ્ચેની માહરી સલાંમતી સારૂં એ દોજખી કારજ બી મંજુર કરવુંજ પડયું !"

"હવે હું સમજી," મેં જુલીના નાશની યાદ થતાં મોટી ગમગીનીથી કહ્યું.

"મને નહીં ખબર, દીકરી, કે તું એ લોક સાથ રહેલી છે," માહરા પીતાએ જારી રાખ્યું, "ને મેં તેથી લગનમાં તને આવેલી જોઇ ત્યારે હું અતીયંત ગભરાઇ ગયો, ને જેમ તેમ આમરગુંચર કરી નાખી હું ત્યાંથી માહરા ગભરાત વચ્ચે એકદમ ન્હાઠો. તે પછી મને પોતાની સલાંમતીને ખાતર એ કમીના લૉર્ડે અહીંજ કેદ કરી મેલ્યોછ, અને મને બી આએ ગામડાંનું એકાંત ગમી જવાથી પાર્કસ અને લૉર્ડ તરફથી જાથુક મલતા મુસારાઓ પર હું અહીંજ રહેલો છું. સરટીફીકેટ તો માહારાથી એંબલડનના પાદરી તરીકે અપાયજ નહીં—વળી એ નવી ફૉરજરી કરૂં ? તેથી માહરે અહીં કેદ પડી રહેવું પડયુંછ કે જો તેને કાંઇ કાગલ લખવું પડે તો કાગલ તો અત્રે આવે ! ફકત પહેલા અક્ષરો— ઇનીશ્યલમાં ફેર છે તેથી માહરાં કાગલ મને પોસ્ટમૅન અત્રેજ આપી જાયછ—જોકે ખરેખર તો ભુલ ને ઘોટાલા કામલોના ઘણા થાએછ."

"એનું છેલ્લું કાગલ સર્ટીફીકેટ વાસ્તેનું તમોને ત્યારે મલ્યુંતું ?"

"હા, બેટા; એ લૉર્ડે મને આગમચથી ચેતાવેલો હોવાથી તે તો હું પોતેજ પોસ્ત ઑફીસમાં જઇને માંગી લાવ્યો હતો."

"ને તમોએ તો તે સટીર્ફીકેટ ત્યારે આપીજ નથી?"

"ખચીત નહીં. એ લુચ્છાએ જો લખાવી હોય તો કોઇ પાસે તે ફૉરજરી કરાવી હસે અથવા તો હરફ છુપાવી પોતેજ તે ખોટો દસ્તાવેજ તૈયાર કરયો હશેઃ મગર હવે એ વાત જવા દે, એલન. તું જોશે કે મેં તને માહરી બધી નામોશી આજે માથું નીચું નમાવી જાહેર કીધીછ, ને હું તું માહરાં એકનાંએક બચ્ચાંના માથાં પર હાથ મેલી આજે પવિત્ર કસમ લેઉંછ કે હું આજથી જુદોજ આદમી થવશ. હું આજથી પાછો સુધરશ ને નેકીનો માર્ગ અખ્ત્યાર કરશ. હવે માહરૂં ગમે તે થાએ! મેં તુંને આજે બધું જીવ પર સખ્તી ખેંચી કહયું તે એટલાજ વાસ્તે કે તું બધું જાંણે તો તું પોતે આગલ રહીને તાહરા બાપની ગરદન ફસાવાના અતવતાથી બચે; ને બીજું તો એ કે કમીનો પાર્કસ તને એ વાત મરીમસાલો ઉમેરીને કોઇ બી દાહાડો કહે ને માહરી સાંમે ઉશ્કેરી મુકે તે કરતાં હું તે ખરેખરી બનેલી તને પોતેજ જાહેર કરૂં તેજ માહરા ને તાહરા હકમાં બેહેતર થશે એમ મને લાગ્યું. છેલ્લી તું આવીને મને અત્રે મલી ગઇ ત્યારે આજના જેવો સંજોગ બરપા થયો નહીં હતો. ત્યારે બી તું એકલીજ આવેલી હોવાથી તને પેટ ભરતો મલવા માહરા જીવે ઘણા ઉછાળા મારયા, અને વળી તેં તાહારા કુંઠ બેહેસ્ત પામવાની વાત કહીને બી મને ઘણો ઉશ્કેરી મેલ્યો, પણ મને શરમ અને બીહીક એટલી લાગી કે મેં તને ઉલટું સુલટું કહીને તરત અત્રેથી પાછી રવાનાજ કરી દીધી હતી. જુનાના મિસ તોબી ન્યારા છે, ને આજની સરગત જુદીજ થઇ!"——અને એમ કેહતાં નહીં ખમી શકાએ એવાં અગાધ મોટાં દુખ ને નામોશીથી માહરા ગરીબ કમનસીબ બાપનું માથું અરધી બેશુદી વચ્ચે તેની છાતી પર ઝુમી પડયું!

---

## પ્રકરણ ૫૧ મું.

મને ઘણુંજ દુખ લાગ્યું. હવે હું કેમ માહરા દુખી બાપને બધું જાણવા પછી છોડી જાઉં? કેમ હું તેવણને એકલા મુકું? મેં, તેથી, અમો બાપ બેટી હવે પછી કેથે સાથેજ રહીએ એમ ઘણી કાકલુદીથી તેવણ કને માંગી લીધું.

"તે કદી બનેજ નહીં," માહરા પીતાએ તે સાંભળી ઘણી મજબુતીથી ને ઠરાવથી મને ના કહયું. "માહરાં બચ્ચાં, હું તને માહરા પલીદ પડોસથી જીંદગી ભર શરમાવ્યા ને કમકમાવ્યા કરૂં, એમ? હવે હું નાહસી જવશ ને ફ્રાન્સમાં આશરો લેવશ, કે જ્યાં ઇંગ્રેજી કાયદો તેનો અમલ ચલાવી કે મને પકડી શકવાનો નથી. આટલું સુધી જીવસતોસત જોખમો છતાં હું અત્રેજ મરી રહયો, કેમજે, માહરાં બચ્ચાં, હું તાહરા બાપ તરીકે તદ્દન નાલાયક છતાં મને તું માહરાં ફરજંદની એક છુપી મોહીની ઘણી હતી. કદાપી આવા કોઇ ખુલાસાના દાહડાને વાસ્તેજ મને અત્રે ઇગ્લાંડમાં થોભવાની અત્યાર સુધી લાલચ થઇ હોવ? પણ હવે હું ખચ્ચીત અહીંથી ન્હાસી જવશ, ને ફ્રાન્સમાં કેથે મુકામ કરશ. હું ત્યાં મેહનત મજુરી કરી પ્રમાણીકપણે માહરૂં પેટપુરૂં પેદા કરશ, ને પેદા નહીં બી કરશ તોબી માહરી દીકરાને તોલની જે દીકરી તે મને જાંણવા ને ઓલખવા પછી હવે ભુખે મરવા થોડી દેવાની છે જે તેની વાત?"

"ઓ નહીં, પપા ડીઅર, ખચ્ચીતજ નહીં. માહરૂં બધું તમારૂં છે," મેં ખરાં દીલના જુસ્સાથી કહ્યું. "માહરી પાસ ખુદાનું આપેલું હાલ તો હવે ઘણું છે, ને તેનો શું ઉપયોગ કરવો તે જાંણે મને તો સહમજ પડતી નથી, વાસ્તે તે બધું-પઇ એ પઇ-તમો લેઇ લેવો!"

માહરા ગરીબ બાપ એ સાંભળી હેસાંનતું—સંતોષનું હસ્યા, ને માહરાં માથાંપર હાથ મેલી આશીરવાદનું કાંઇ બબડ્યા.

"માહરી દીકરી," તેવણે તે પછી કહયું, "તેં માહરા અત્યાર સુધીના અંધાપા સાંમે માહરી આંખ તાહરી આએ નેકીભરી ને પાક મીલાકાતથી એવી ફાસમે ખુલી આપી છે કે હવે હું આજથી—આએ પલથી—પાકો એક નવો ને જુદોજ આદમી થયો છું! હું સત ધરમથી હવે નેકી અખત્યાર કરશ, ને તેથી તુંને લુટવા હું કદી એકમત થનાર નથી. તાહરૂં તુંજ રાખ ને તુંજ ભોગવ. હવે કમીના પાર્કસ કે માહા બુરા રેવન્સકલીફની એક પાઇ બી કબુલ રાખવી મને હરાંમ છે. ભલે, તેથી તું મને મહીને દાહડે પાંચ દસ પાઉંડ પુછતી રેહજે. તેજ મને ઘણું થશે—ને હવે સિધાર!"

મેં આનાકાંની કરી.

"નહીં, બોંહોસ ના કર! આપુને હવે છુટટાં પડવુંજ જોઇએ. માહરી સલાંમતી જો તું ચાહતી હોય તો મને જવાજ દે. હું ફ્રાન્સમાં સુખી ને સલામત રેહવશ, ને ત્યાં કંથે થર પડીને તરત હું તુંને લખશ. જુલ્યાને થયલા દગાનું સમાધાન તો હવે જે તાહરાથી થઇ શકે તે તુંજ બ્હાલી કરજે. તું ભુલેચુકે આગલ રહીને મને ધારાની ચુંગાલમાં ફસાવી નહી દીએ તે મતલબથી બી મને આજે આએ બધો ભેદ ખુલ્લો કરવો પડયો છે, પણ એ બધું જે થયું તે ખુદાનું સરજેલું સારૂંજ થયું છે. ચાલ મને પાછી એક ચાપીને કોટી કર ને સિધાર. તું જવા પછીના એક કલાકમાં તો હું અહીંથી માહરૂં કાલું કરી સદાનો જતો રેહવશ."

અને અમો પાછાં ભેટયાં. બંને પાછાં ફોકેફોક રડતાં હતાં. મિનીટો તક માહરા દુખી બાપે મને પોતાની દેતવંતી બગલમાં દાબી રાખી, અને હું ભુલી ગઇ—હું ભુલીજ ગઇ કે તે ખતાવાર હતો. આખર કરે પણ માહરો બાપ હતો!

પણ એ જુદાઇનું દુખ બ્યાન કરવા થોબવાની અને વગર અગતે લાંબું કરવાની હવે કોઇ જરૂર નથી. કેવી મુસ્કીલથી અમો બાપ બેટી આ મીઠી મીલાકાત પછી છુટાં પડયાં, ને હું માહરા ઉતારાનાં મથકપર પાછી ફરી તે સઘળું વિસ્તારીને અત્રે લખવા કરતાં વધારે સેહેલથી વાંચનારાં સાહેબો સહમજી લઇ શકશે, અને તેજ બસ છે.

એજ મને લાગ્યું કે બેહેતર હતું, અને એ ખ્યાલથીજ હું સધ્યારો પાંમી. માહરો આવો ધીકતો ધંધો મુકી હું કયાં જાઉં? ઉલટી હું માહરા દુખી બાપને માથે પડું! ને તેવણ બીચારા ઈંગ્લાંડના જોખમમાં કેમ રહે ને કેમ જીવે? વેરના મારયા પાર્કસ કે રેવન્સકલીફ પણ દગો કરે ને તેવણને પકડાવી લીએ! ખચ્ચીત, મને લાગ્યું કે આ જે થયું હતું ને થતું હતું તેજ બેહેતર હતું.

હવે મેં પેલી "પોસ્ટ ચેઝ" (મુસાફરીની ગાડી) તૈયાર કરાવી, અને થોડા વારમાં હું પાછી બરમીંગહામ જવા નિકળી. હું ગાડીમાં હલી પડી. કંઇ થોડું વિચાર કરવાનું ને થોડું અફસોસ કરવાનું હાલમાં મને કારણ મળ્યું હતું! ઓ ખોદા, જ્યારે જુલીને ખાતર હું એંગલંડ આવી ત્યારે કોણે જાણ્યું હતું કે હું એમ માહરા બાપનીજ રૂબરૂ થવશ, ને એવા એક ભુલેલા બાપનો બધો ભયંકર ભેદ જાણવા પામશ? વળી ગરીબ જુલીને થયલો દગો શું કોઇ રવેસે કમ ભયંકર હતો? અને એ બધા વિચારમાં ને વિચારમાં હું પેલી ઘરડી જીપસીનાં ઝુપડાંની સરહદે આવી લાગી ત્યારે એ તરફ જે માહરા પર ગુજરયું હતું તે પાછું અત્રે યાદ કરી હું માહરી બેઠકમાં તડી થઇને બેઠી, ને ગાડીમાંથી ડોકાવીને તે તરફ સ્વભાવિક બાહેર જોવા લાગી. ત્યાં ઝુંપડાંની કોઇ બી બારીએ કોઇ બી દેખાયું નહીં. બારીઓ ઘણીખરી બધી બંધજ હતી, ને માહરી ગાડી ધસારાબંધ આગળ નિકળી ગઇ. હું પેલી ઝારાનેજ વિચાર કરતી હતી કે જેણે આટલી બધી ભલાઇથી માહરો છુટકારો ને બચાવ કરયો હતો; ને તેટલાં ગાડી રસ્તાની એક વલાણમાં દાખલ થઇ, જે ખુંણાંમાં—જોઉંછ તો—તેજ છોકરી એક મોટાં ઝાડનાં થડને અઢેલીને નિરાંત કરેલી નફ્ફરી જેવી ઉભેલી દેખાઇ!

હું તેને જોઇને ખુશી થઇ, અને તેની નજર સાથ નજર મેલવી, માહરી આંખોથી, મેં તેનું હેસાંન એક વાર ફરીને જાહેર કરવા ઘણું ચાહયું; પણ તે માહરી ગાડી તરફ કે માહરી તરફ જોય ત્યારેની? તે પાતે વિચારમાંજ ગરકાવ—આસપાસ માટે બીલકુલ બેખબર ઉભી હતી, અથવા તો જાણી જોઇને મને જોવાના એમ અખાડાજ કરતી હતી: પણ ગાડી ધસારા સમેત તેની આગળથી લગભગ પાસ થઇ ગઇ તેવામાં અચબુચ તેણીએ તેની બારી-માંથી એક ચીઠી માહરાં આંગપર નાખી ને પછી પોતે ઝડપમાં પેલી વલાણમાં જતી રહી એટલે દેખાતી બંધ પડી.

મેં અજાયબીમાં તે ચીઠી ઉચકીને વાંચી. તે ઘણી અશુદ્ધ હતી, ને બોલોની જોડ-ણીનું એ કશુંજ ઠેકાણું નહીં હતું, પણ હું જે તેમાંથી ઉપજાવી શકી તે આ હતું:—

"તમારૂં માયાલુ પ્રૅામીસ, મીસ પરસી, ભુલતાં ના, ને મને કે માહરી ઘરડી મમા-ઇને લંડન જઇ પોલીસને ખબર આપી ફસાવતાં ના. મને તમારી સચ્ચાઇમાં ને ભલાઇમાં ઘણો ભરૂસો છે. વળી કલેર ઘણો બુરો છે, ખરેખરો એક દોજખીજ આસામી છે તેનાથી તમે પોતે હંમેશ ઘણાં ચોકસાં ને ચેતેલાં રહેજો. તમોને નાહસી ગયલાં જોઇ તે ગુસ્સાથી ઘેલા જેવો થઇ ગયો હતો, પણ મેં કોઇએ બી તમને નાહાસવામાં મદદ કરી હોય એવો તો તેને એક દુરનો ખ્યાલ વટીક થયો નથી. તે તો એમજ સમજેછ કે અજબ જેવી હુસ્યારીથી કામ લઇ તમોજ વળી એક વાર પાછી તેને હાથતાલી આપી છટકી ગયાં, જેથી તમોને મેળવવા એ મુજી બેવડો ને ચોવડો અધીરો થયો છે. એટલાવાસ્તે ઘણું ચેતજો. કોઇ બી કેયે બી કદીબી કંઇ હીલ્લાં બાહણાંથી તમને મલવા બોલાવે તો જતાંજ ના. એવી વેહેમ ખાવા જેવી કોઇ બી હીલચાલમાં સત્યાનાશીભરયા કલેરની યાદ પેહલ્લી હૈયે ધરજો. એમ છતાં જો કદી ફસીજ પડો તો બસ એટલુંજ તેને કેહજો કે "તું ભુલી ના જા કે એક સફેદ ગુલાબની ખુશબોથી બી મોહત નિપજાવી શકાએછ," અને ખાત્રી માનજો

કે એ તલેસમથી તમો ગમે એવી ફસાવતમાં હશો તોબી જરૂરજ બચશો. એનો ભેદ, અલબત, હું તમને સમજાવી શકતી નથી, ને એ તલેસમ તમોને કોણે કહયો ને શીખવ્યો તે કદી બી કોથે જાહેર થવા દેતાં ના. તમારા પર મને ઘણો વિશ્વાસ છે, ને તમારાં ભલાંમાં હું ઘણી કાલજી કરતી થયલી છેઉં વાસ્તેજ આએ તલેસમ તમને પોતાનાં જાંણી લખેલો છે. ખુદા તમને સમાલે અને સુખી રાખે!—ઝારા"

આ ઘણું નવાઇ જેવું એક કાગળ હતું, કેમજે માહા બુરા કસેરને વારતે તે એક મને માહરા બચાવની ઢાલ તરીકે વળી એક નવો તલેસમ શીખાડતું હતું! એ બી હતો તો પેલા આગલા તલેસમને લગતોજ. લેડી લીલાએ પણ એને એક સફેદ ગુલાબ બચાવમાં બતાવી મને કહયું હતું, અને આ તેજ વાતનાં સાંધણમાં એક કદમ આગલ હતું. આમાં તો એક સફેદ ગુલાબથી મોહોત નીપજાવાની ભયભીત કેફયત હતી, અને ત્યારે, ઓ ખુદા, શું કરપીણુ કસેર એક ખુંની પણ હતો?

હું માહરાં મનથી ભલી ઝારાની ઘણીજ આભારી થઇ. તે દેખીતી માહરાં ભલાંની કાલજી કરતી હતી. કાલજી કરતી હતી ત્યારેજ તો આ માહરા બચાવની નવીન ઢાલ મને તેણીએ પુરી પાડી હતીની?

પણ સબર, લેડી લીલાને બી તો આ ઘરડી ભીક્ષુક જીપ્સીએ એક ફુલનીજ ઇધાંણી માહરી કને કેહવાડીને પોતાને પેલી એકાંત ગલીમાં એક વાર મલવા બોલાવી હતી? ત્યારે શું તે બી કસેરનાં પાપો, જે બી હોય તેમાં, શરીક નહીં હતી? ખરી વાત છે કે એ ઇધાંણીથી કમીના કસેરને મહાત કરવાનું તેણેજ મને શીખવ્યું, પણ તેજ તલેસમથી તે પોતે બી તો માહાત થઇ હતી! ત્યારે શું તે પોતે પણ કસેર જેટલીજ બદમાશ ને બુરી ન હતી? તે શું કસેર જેટલીજ એક ભેદભરેલી ને ભયભરેલી બદકાર શીહા ઓરત ન હતી?

---

## પ્રકરણ પર મું.

હું બરમીંગહામ આવી પુગી, અને ત્યાંથી પાધરી તરતજ મલી ગઇ તે ટ્રેન પકડી લંડન ખાતે પાછી ફરી. એ વખત છેક રાત થયલી હતી, ને વાંચનારને માલુમ છે તેમ એ રાતના ખેલમાં તો માહરો પાર્ટ હતો, જેથી હવે હું ઘેર નહીં જતાં પાધરી ઠીએટર પરજ ગઇ. સારૂં થયું જે હું જુલીને કહી આવી હતી કે મને આવતાં કદાપી જો મોડું થાય તો માહરો જરૂરી અસબાબ વિગેરે ઠીએટરપરજ પરબારૂં મોકળે. હું તન મનમાં અતીશય થાકેલી હતી, ને આજે માહરા પાર્ટને ઇનસાફ આપી શકું એ મુતલગ સંભવતું ન હતું; પણ નોકરી કોણે કહી? પરાધીન નોકરીમાં એ જાતના ખ્યાલો ને એવી નાજુકાત પંપાલી શકાય એમ નથી, ને તેવા હું પાધરી ઠીએટર પરજ ગઇ.

ત્યાં મને મીસીસ નોરમન મલ્યાં. હું આવેલી હતી એવું સાંભળતાં સાથે તેઓ મને માહરા ડ્રેસીંગરૂમમાં મલવા આવ્યાં. તેઓ તો બીચારાં એમજ જાણતાં હતાં કે હું માહરી સહી લેડી લીલાને ઘેર એક દાહડાની છુટી ભોગવવા ગયલી હાલમાં પાછી ફરી

હતી, અને રાબેતા મુજબ સેહેજ પુછતી હોઉં તેમ મેં પણ તેઓને ખામુખા જુલીની ખબર પુછી.

"એ પોરીનું કંઇ ઠેકાણુંજ નથી," મીસીસ નોરમને ઉદાસીથી કહયું. "હાલ એ ઘણી કાહેલી જેવી થઇ ગેઇછ, ને આજે પોતાના ઓરડામાંજ ભરાઇ રેહીછ. આજે તો એનો વર ધારા મુજબ મલવા આવ્યો તેને વટીક મલી નહીં, ને બાહરોબાહાર તેને પાછો ફેરવ્યો જે માહરૂં માથું ઘણું દુખેછ, અને હમણાં વળી મને કેહજે હું તો તમારી સાથે ઠીએટર પર આઉંછ. પછી મેં ને એના બાપે કેટલી ધમકાવી જે એમ તે કંઇ હોય? આખો દાહડો બીછાણાંમાંથી ઉઠી નહીં, ને રાતે ઠીએટરપર આવે?"

હું, અલબત, બધું સમજી ગઇ. ગુસ્સાની મારી તે રેવન્સકલીફને માહરો જવાબ મલતાં સુધી મલી નહીં; ને બીચારી કાહેલી તો ખરેખરી ફીકર ચીંતાએ બનીજ ગયલી હતી એટલે પોતાના ઓરડામાં ભરાઇ રહી હોશે. વળી હમણાં ઠીએટર પર આવવા માંગ્યું તેનો બાએસ બી પોતાની અધીરાઇ નહીં ખમી શકાવાનોજ હોવો જોઇએ. તે બને એટલી તાકીદથી મને મલી પોતાનું નસીબ જે તે જાણવા અધીરી પડેલી હોવી જોઇએ, અને અરે, માહરા કને સખ્ત નાઉમીદીથી બેહેતર તે બીચારીને આપવાનું હતુંજ શું?

મને તો તે આખા દાહડાના મોટી ઉશ્કેરણીભરયા બનાવોનાં કારણથી ઉપર કેહવા મુજબ બીહીક ખરેખર ઘણી લાગી કે તે રાત્રે હું માહરા પાર્ટને હંમેશ જેવો ઇનસાફ આપી શકવાનીજ નથી—પણ નહીં. એક વખત સ્ટેજ પર નિકળી એટલે આગલુંપાછલું બધું વીસરાઇજ ગયું, અને ખુદ ખુદરતજ મને મદદ કરતી હોય તેમ તરતજ હું માહરા પાર્ટની સ્પીરીટ ને અસરમાં દાખલ થઇ શકી. મને જે હંમેશ મુજબ તાલીઓના ગગડાતોનું એક સરખા જોશનું પાછું ને પાછું માન મલતું રહયું તેથી હું જોઇ શકી કે હું માહરા પાર્ટમાં ધારા મુજબનું સારૂંજ કરી શકતી હતી.

અંતે ખેલ ખતમ થયો, ને નોરમનવાલાંઓ સાથે તેઓની ગાડીમાં રોજ આવતી જતી હતી તેમ હવે તે રાત્રે પણ હું ઘેર પાછી ફરી. એ વખતે આખે રસ્તે મને ઉડયા વા વાગ્યા. જે ભયંકાર ભેદ—કે જુલીને શરમભરયો દગો કરવામાં આવ્યો હતો—હું જાંણતી હતી તે આ માબાપને કહી દેવા માહરી ફરજ હતી, પણ જુલીને પોતાને બધું કહયા ને તેના વિચારો જાંણ્યા વગર હું કેમ કહી શકું? માહરે, તેથી, ખુશ રેહવું ને તેઓ જોડેની ગાડીમાંની વાતચીત દરમ્યાન હંમેશ પેઠે ખુશ દેખાવું પડયું, જે ખરેખર ઘણું મુશ્કેલ હતું.

અમો ઘર પોંહચ્યાં. અમો આવ્યે તેવાં હંમેશ ડાઇનીંગ હૉલમાંજ જતાં, કે જ્યાં ટેબલ બીછાવેલી તૈયાર રાખવામાં આવતી, ને જુલી ત્યાંજ અમારી વાટ જોતી બેઠી થતી; પણ આજે તે ત્યાં હતી નહીં. તેણીએ બીમારીનુંજ પોતાની "મેડ" પાસે કારણ કહી મોકલ્યું હતું, ને મને અરજ કેહવાડી હતી કે 'જમીને જરા સુવા જવા આગમચ માહરી આગલ તરત આવજે.'

"માહરી પોરી હમણાં હમણાં એવી બીમાર કેમ ચાલતી હોશે ?" મીસીસ નોરમન એ સાંભળી હેતથી પટપટયાં; "ચાલની, ઍલન દીકરા, આંપણે પેહલ્લાં જરા એની ખબર લઇ આવ્યે ?"

"હવે હું બી જમવા પાછી નીચે નહીં આવશ, મમા. હું થાકી ગયલી છેઉં તેથી જુલીને મલીને હું બી સુવાજ જવશ," મેં એ ઉપરથી મી૦ નોરમન પણ સાંભળે તેમ મોટેથી કહ્યું; ને હું તેવણને "ગુડ નાઇટ" કરી મીસીસ નોરમન સાથે ઉપર જુલીના ઓરડામાં ગઇ.

ત્યાં સઘડી કે જેમાં ધગધગતો આતશ રોશન કરાવેલો હતો તેની બાજુમાંની એક મોટી ઇઝીચૅરમાં તે અરધા ઉંઘાડા ને બેહાદ પોશાકમાં નીસોસ પડેલી બેઠેલી હતી, અને અમોને દાખલ થતાં જોઇ તે ચમકી ઉઠી.

"તમે લોકે જમવા વગર કાંએ ફેરો ખાધો ?" તેણીએ કરાજીથી કહ્યું; "જમીનેજ આવતે કેની ?"—અને એમ કેહતાં હું શું ખુલાસો લાવી હતી તે તેણીએ આંખના એસારાથી તરતજ જાંણવા માંગ્યું. દેખીતી રીતે તે બાપડી ચીંતાથી બધી ખવાઇ જતી હતી. કહ્યું છે કે ચીતા કરતાં ચીંતા બદનને વધારે બાળી નાખી શકે છે, ને તે ખરૂંજ હતું.

પણ મેં તેના એ એસારા જોયાજ ન હોય તેમ તેને જવાબ કરવાના અખાડાજ કરયા કીધા. મેં જોયું કે મીસીસ નોરમન પાછાં બાહેર જાય ત્યાં વેર તેને કશુંજ જાણુવા નહીં દેવું ઘણું બેહેતર થશે.

મીસીસ નોરમન એ દરમ્યાન કાલજીથી ને હેતથી તેની ખબરઅંતર જાંણવાને ખુરસી પર વાંકાં વળી સેહેંકડો સવાલ પુછવા પડયાં, ને પોતાની ધીરજ નહીં ખમાવાથી તે છોકરી પોતાની ભલી મા સાથ ખીજવાઇ પડી. "હવે તમે તમારે જાઓની, મમા, જમી લેઓની ! મને શું એટલું બધું થયુંછ જે એટલો ફ્સ કરવાનો ? હું તો તદન સારી પેઠે છેઉં ! જરા અનમન્યું લાગેછ તેથી નીચે નહીં આવી. મજાહની સુઇ ઉંઘશ તો સહવારે હુસ્યાર થઇ જવશ"—અને ત્યારે મીસીસ નોરમન, સંતોશ પામેલાં, અંતે નીચે પાછાં ગયાં. તેવણે તો મને બી સાથે જમવા લઇ જવા બોંહોંસ ઘણી બી કરી, ને હું તેણીની આતુરતાનાં કારણુથીજ જમવાનું મોકુફ કરતી હતી એમ જોઇ જુલીએ બી થોડીક જીદ કરી ખરી, પણ મેં નાજ કહ્યું, એટલે અમને એકલાં મુકી મીસીસ નોરમન નીચે ઉતરી ગયાં.

અને હજી તો તેવણુની પીઠ નહીં ફરી ને તેવણુ દાદર તક નહીં પોંહોંચ્યા હશે તેટલાં તો જુસ્સાપટે મને એક ઝનુની ઝટકાથી પોતાની પાસે ખેંચીને ખુરસીમાં જગ્યા કરી બેસાડી લીધી. "કેહેની, મને કેહેની, ઍલન ડીઅર, ખરાબીજ છે કે ? તું શું ખબર લાવીછ ? હું બબે દાહડા થયા બધી ચાલુ ચીંતાથી ખવાઇ ચાલીને !"

"હા, બેહેન, હું માહરાં માઠાં ભાયગે ઘણીજ માઠી ખબરની લાવનાર છું," મેં મોટા સંતાપથી કહ્યું. "હું ચોક્કસ બાતમી લાવી શકીછ કે તું—તું—"

"ફ્રૅડ્રીકની હકદાર પરણેતર નથી—એમજ કેની ?" અને તે નેકીમાં ઘણું માનવાવાલી ભલી છોકરીએ જોસ્સથી પોતાનાં માથાંમાં હાથ મારયો. તે લોહીના એક બી છાંટા વગરની—

જાણે એક સંગેમરમરનું પુટલું હોય તેવી—ફીક્કી થઇ ગઇ, અને રડતાં રડતાં આંસુઓનો દરયાવ સુકાઇ ગયો હોય તેમ તે આ વખત એક ખોટાં આંસુએ પણ રડી શકી નહીં !

મને એ જોતાં દીલમાં ઘણુંજ ચુંથઇ આવ્યું. મેં ચાહયું કે તે જોશથી રડી પડે ! તેનો દેખાવ કેવળ હૃદયભેદક હતો.

"જો વાહલી જુ, એમ ના કરો," મેં માંગી લીધું. "હવે તો હીંમત રાખ ! ખુદા એમાંથી બી કંઇ સારૂંજ કરશે."

"સારૂં ?" તેણે દીલાન્યતના તોરથી કહયું—અને અચબુચ ચમકી ઉઠી વધારયું, "હા, કાંએ નહીં ? હજી બી કાંએ નહીં તે મને ખરેખર પરણે ને પોતાનાં બચ્ચાંને જનમોજન-મની નામોશીથી બચાવે ?"—અને હવે આ ઉમેદ તેને ટેકવતી જણાઇ !

મેં તે તોડી નાંખી નહીં. હું માહરાં મનથી તો અચ્છી રવેસે જાંણુતી હતી કે એ બધાં મોહોતનાં ફાંફાં માત્ર હતાં: લૉર્ડ ફ્રેડરીક રેવન્સકલીફ એક એવી અધમ પંકતીનો લુચ્ચો ને બદમાસ પુરવાર થઇ ચુકયો હતો કે તેના તરફથી એવી એક બી ભલાઇંની ઉમીદ કરવી મને તો લાગ્યું કે બીલકુલ ફુઝુલ ફાંફાં હતાં, પણ રખે બીચારી જુ ઘેલી થઇ જાય તે ફીકરથી હાલ તો મેં તેને એવી ઉમીદમાંજ સબર માનવા દીધી.

"હું તેના પગપર પડીને માંગી લેવશ," તે એકલી એકલી બોલતી હતી. "મને ચાહતો હોશે ને પરણી નહીં શકયો ત્યારેજ એ બધી દગાઇ એણે કરી કેની ? તે ચાહાને ખાતર હું એને પાછો વીણવશ ને મનાવશ. એનાં બચ્ચાંને જન્મભરની કાલી ટીલીમાંથી બચાવવા હું એના કાલાવાલા ને પગપાણી કરશ, ને ત્યારે મને એ કેમ ના કહી શકવાનો છે ? પણ બેસ, પાછી બેસ, ને જરા વાત તો કર, ઍલન ! ઓ, મેં તુંને કેટલી બધી તસ્દી આપીછ. કોણ એટલું એટલું માહરે વાસ્તે કરે ?"—અને હવે તે રડી પડી. "તું એક માહરી સગી બેહેનથી બી આલા છે," તેણીએ રડતાં રડતાં કહયું, "મને વીગતે જરા બધું કેહે તો ખરી કે તું કાંહાં ગઇ ને તેં કેમ એ તરકટ બધું પકડી કાઢયું."

મેં ખ્યાલમાં કહેવાજોગ બધું તેને ટુંકમાં કહયું. એંબલડન જતાં બરમીંહામમાં મને કમીના કલેરને હસ્તક જે ખમવું પડયું તે તેમજ મી૦ ક્રૉફ્ટમાં હું માહરા વાલીદનેજ ખુદબખુદ મલી આવવા પાંમી ને બધી માહરી પોતાની જીંદગીને લગતી કેફયત સાંભળી આવવા પામી હતી તે સિવાય બીજું બધું મેં કહયું. મેં કહયું જે એંબલડનનાં દેવલના વડા પાદરીનું નામ નસીબસંજોગે ક્રૉફ્ટ છે, ને ત્યાં એના બાપની જાગીરોનાં કારણથી ફ્રૅડ્રીકનું જવું આવવું જાયુકનું હોવાથી એ વાત તે જાંણુતો હતો, વાસ્તે તેણે આએ ક્રૉફ્ટને બી ત્યાંજ દાબી રાખ્યો કે તેહકીકમાં તેનું તરકટ એકદમ જલ્દી ઉઘાડું પડી જાય નહીં. વળી મેં ક્રૉફ્ટ પાસ એ લગન દગાહનાં હતાં તે કબુલ કરાવ્યું હતું તે કહયું, ને છેલ્લે વધારયું, "તે તો એટલો બધો બીહીધો ને પસતાયો કે હવે તો એંબલડનથી ન્હાસી બી ગીએલો છે !"

પણ ક્રૉફ્ટનો ખ્યાલ તો જુલીને કશો થયોજ નહીં, ને તેના વિશે તો તેણીએ મને કશું બી ચાંપીને પુછયુંજ નહીં. તેનું બધું ધ્યાનવક તો તેના લુચ્ચા લૉર્ડે તેને કરેલા દગામાં સમાઇ રહયું હતું, અને તેથી માહરા બાપના બચાવમાં મને સારાં નસીબે કશીજ લડત કરવી પડી નહીં.

"હું હવે તો ત્યારે આએ માહરી એકજ છેલ્લામાંછેલ્લી ઉમીદ પર લટકેલી છેઉં, ઍલન," તેણીએ તે બધું સાંભળીને અંતે કહ્યું. "હવે કાલનો ઉગતો સુરજ માહરે વાસ્તે શું પરીણામ લેતો આવેછ તે જોવાનું છે. ઓ, મને આજે એવું થયું એ બધું સાંભળીને કે તું અત્રેથી જવા પછી હું હવે માહરો રસ્તો કરીજ નાખું! માહરાં ગરીબ માય બાપ! હું તે લોકને મોહનુંજ કેમ દેખાડું? તે લોક બીચારાં એ નામોશી ખમીજ કેમ શકશે? માહરા બાપ આટલા ભલા છતાં બધા દાહડાના એવા આકલા ને તાતરવીખા છે કે તેઓ તો ગુસ્સાથી ઘેલાજ થઇ જશે!—ને તું માનેછ, નૅલી, જો એ મને નાજ કેહશે તો એને વાસ્તેનો માહરો બધો પ્યાર તેટલાજ ધીક્કારમાં ફેરવઇ જશે, ને હું એનું ખુંન કરીને માહરૂં બી—"

"ચુપ, ચુપ, જુ," મેં તેનું મોંઢું દાબી દઇને તેને ચુપ કરતાં કહ્યું; "તું ઘેલી તો નથી થઇ? એ શું બધા ઘેલા ગાંડા ધખારા?"

ટુંકમાં, છેક મોડી રાત તક અમો બંને એ મુજબ વાતચીત કરતાં બેસી રહયાં. હજી તો મેં કપડાં વટીક ઉતારયાં ન હતાં, કેમજે ઠીએટરમાંથી આવી તેવી પાધરી મીસીસ નોરમન સાથ હું અત્રેજ ચાલી આવી હતી; ને તે વાત પર અંતે ધ્યાન ખેંચતાં ને ગરીબ છોકરીએ હજારો ઓજરખ્વાહીથી માહરી માફ માંગી હવે મને સુવા જવા બજીદાઇથી કહ્યું.

હું ગઇ. મેં જોયું કે તુરત વેળા તો રેવન્સકલીફને તેનું તરકટ પકડાએલું જાહેર કરી તેની કને ઇનસાફ માંગી લેવાની ઉમીદ પર જુલ્યા પાછી પુરતી શાંત થઇ હતી, એટલે હવે હું બી સુવા ગઇ, કેમજે વાંચનાર સહેજ સમજી શકશે કે હું પોતે તે આખા દિવસની હદ વગરની ઉશ્કેરણીઓ ને રંજ પછી તન મનમાં કાંઇ થોડી થાકેલી નહીંજ હતી.

એમ છતાં, તે રાત્રે બે વખત જીવ નહીં માનવાથી ઉંઘાડે પગે હું જુલીના ઓરડામાં પાછી ને પાછી જઇ આવી. તેને ખબર બી નહીં પડે તેમ સંભાલથી હું ગઇ, ને તેના પલંગની પછવાડે ઉભી રહી હું જોઇ તથા બંને મરતબા માહરી ખાત્રી કરી આવી કે તે દુખી બાળા હાલ શાંતીથી ઉંઘતી હતી. ખુદા ઘણો દયાળુ છે. તે ગમે એવાં માહભારત દુખનો બોજ બી ઉંઘથી એક વાર તો પાછો હલકો કરી આપે છે—ઉંઘ, શાંત મીઠી ઉંઘ, પાક ખુદાની એક સર્વોતમ બક્ષેશ, કે જેનાં અદનામાંઅદના મુફલીસથી મોટાંમાં મોટાં તાજદારો વટીક સદાનાં મોહતાજ ને આજુર્વાર રહે છે!

બીજી સહવારે અમો પાછાં મલ્યાં ત્યારે જુલી મને ખરેખર ઘણી વધારે શાંત થયલી લાગી. ગરીબ તે! તે ભુલેલી ભારજાને એમજ હજી લાગતું હતું કે તે પોતાની વિનંતીથી તે દગલબાઝને એ ઇનસાફ માટે પાછો સમજાવીને મનાવી લઇ શકશે! એમ છતાં તેનાં મા બાપ તેના ચેહેરા પરથી કદાપી કાંઇ ચેતી જાય વાસ્તે તે લોક ઠીએટરમાં રીહીઅરસલ સારૂં ગયાં ત્યાંતક તે પોતાના ઓરડામાંજ પડી રહી, ને પછી નીચે ડ્રાઇંગરૂમમાં આવી. તેણે મને રીહીઅરસલમાં જવા નહીં દીધી, ને તેથી માહરે માથું દુખવાનું બાહણું કાઢી તે દહાડે ઘરમાંજ રેહવું પડયું. "તું જશે તો માહરી હીંમતની ઓટ થઇ જશે, ને હું તેને મલું ત્યારે તું માહરી બેહેન તરીકે આગળ હોશે તો મને સાંબી ઘણી હીંમત રેહશે, ઍલન ડીઅર," તેણીએ માંગી લીધું.

હવે મી. ને મીસીસ નોરમનના જવા પછી દસેક મિનીટ થઈ હશે તેટલાં અમો બેસીને એમ વાતો કરતાં હતાં ત્યાં એક નોકરે આવી માહરા હાથમાં એક ચીઠી મુકી, ને મેં શીરનામું જોતાંજ હરફ પીછાણ્યા. તે પેલા મારકવીસ હરબર્ટના હતા—તે નાલાયક જવાંન કે જેણે પેહલ્લાં ઘણીજ નેકીનો દેખાવ કરયો હતો, ને પછીથી પેલા ટુકડખોર મી૦ પીસબ્લોસમને માહરી કને મોકળી બે હજાર પાઉંડનાં વરસાંણુ બદલ મને ——પણ એ ખ્યાલ થતાંજ માહરૂં લોહી પાછું તપી આવ્યું, જેથી ગુસ્સામાં હું તે ચીઠી એમની એમ વાંચ્યા વગર પાછી ફેરવવા જતી હતી, જ્યારે મને લાગ્યું કે તેથી પેલો નોકર કાંઈ વહેમાશે, ને જુલ્યાને બી માહરે ખુલાસો કરીને બધું કહેવું પડશે. મેં, તે ઉપરથી, જાણે કાંઇ બી અસાધારણ નહીં હોય તેમ શાંતી સાચવી તે ચીઠી લીધી અને ખુલીને વાંચી. તે આ મુજબ હતીઃ—

"માહરાં માતાજીએ તમોએ માહરા સાંમે રજુ કરેલા એક એવા ગલીચ આરોપની વાત મને આજે કહી સંભળાવી છે કે જે સાંભળતાં માહરી અજાયબીનો શુમાર રહયો નથી, ને તે સંબંધમાં માહરે તમો બાંનુને તાકીદે ને એકદમ રૂબરૂ મલવું જોઇશે. હું તેથી તમારી મીલાકાતનું માન માંગી લેતો ચાલી ચલાવીને હાલમાં તમારાં ઘેર સુધી આવેલો છેઉં. કાંઇ બી તમે ચોક્કસ ભુલાવો ખાધેલો છે, ને એ વાતનો એકદમ નિર્ણય થવોજ જોઇશે—"

હું આ વાંચી અત્યંત અજબ થઇ. એ પોરયો કેહવા શું માંગતો હતો? પીસબ્લોસમ પોતે આવી ગયો ને એ ગલીચ ઑફર એના તરફની મને કરી ગયો હતો, ને હજી તે અન્યાય પુકારે? મેં તેને મલીને ખખડાવા, તેથી, હીંમત સાથે એકદમ ઠરાવ કરયો.

"કાંહા છે તેવણ સાહેબ?" મેં પુછ્યું.

"જમની બાજુના પારલરમાં મેં બેસાડેલા છે, મીસ," નોકરે જવાબ કરયો.

"હું આઉંછ," મેં કહયું; અને પછી એક ઘડી ચપકો જઇ આવવાનું જુલીને કહી હું તે નોકરની પુઠે ગઇ. તે બીચારી તો પોતાનાજ બધા ખ્યાલોમાં એવી ચકચુર બેકરાર હતી કે તેણે તો એ જાણુ આવ્યું કે શું હતું તે પુછવાની બી દરકાર કરી નહીં, અને હું તે મારકવીસને મલવા ગઇ. મને તેને (જુલીને) ખુલાસો કરીને જ્યાદા કશું કહેવું પડયુંજ નહીં.

---

## પ્રકરણ ૫૩ મું.

તે "પારલર"માં લૉર્ડ હરબર્ટ એકલોજ હતો, અને મને દાખલ થતી જોતાં તે અદબથી ઉભો થયો ને દુરથી નમ્યો. તેની અદામાં તુચ્છકાર નહીં પણ હદ વનાની ગમગીની ને ગુસ્સો નજરે આવતાં હતાં.

મેં તેને બેસવાની ખુરસી બતાવી, અને પછી હું પોતે પણ બેઠી.

"માહરાં માતાજી સાથે આજે અચાનક વાત થતાં હું જાંણીને તદન હબકી ગયોછ, મીસ પરસી," તેણે તરતજ ચલાવ્યું, ને તે ઉશ્કેરણીથી લાલ થયલો દેખાતો હતો, "કે તમે માહરી પર કાંઈ ઘણોજ ગલીચ આરોપ રજુ કરયો છે!"

"અને તમે તે નાસ્કકર જવાની હીંમત કરશો, માહરા લૉર્ડ?" મેં આ તેની પાક બેહયાઇથી મિજાજ ખોહી દઈને પુછ્યું.

"અલબતાં," હરબર્ટે જોશથી જવાબ કરયો, ને હું જરા દઘાઇ ખરી કે તેનાં તે જોશમાં કેવળ પ્રમાણીકપણુંનોજ એક હુબહુ પડઘા વાગતો હતો! "તમારો આરોપ શું છે તે તો મને કહી સભંળાવો?" તેણે તકાજો કરયો.

"તમે શું પેલા તુચ્છ માણુસ પીસબ્લોસમને એક સૌથી ગલીચ ઑફર તમારા તરફથી માહરી કને કરવા અત્રે મોકલ્યોતો નહીં?"

"મેં? પીસબ્લોસમને!" અને તે સરબસર એક ગુસ્સાની બરાડ સાથે ઉછળીજ ઉઠયો; "હું તો તે કમીનાને સાંમો માહરાં ખરાં અંતકરણથી ધીક્કારૂંછ. તે એક ટુકકરખોર હાલતે માહરાં બાપનાં ઓરયાળાંમાં તેની ખુશામત કરતો જીવેછ તે હું પોતે ખમી શકું તેથી ઘણું જ્યાદા છે."

અને ત્યારે એક ઝટકે હવે ખરો મામલો માહરી સહમજમાં આવી ગયો, ને આ ખરા ઇજ્જતદાર ને શુધ્ધા જવાંનને એ મુજબ ઉતાવલે ગેરઇનસાફ કરવાની માહરી ગેરસમજુત વાસ્તે હું તદ્દન લાઇલાજ લજવાઇ ગઇ. વાંચનાર યાદ કરશે કે તે બુમખ આવ્યો ત્યારે તેણે નામ કશું આપ્યું ન હતું. તે કોણુ તરફથી આવ્યો તે સમજી જવાનુંજ તેણે મને કહયું, ને મને બુઢા ડયુકનો તો સ્વપનો બી નહીં થવાથી મેં તો એમજ માની લીધું હતું કે તે એ મારકવીસ હરબર્ટ તરફથીજ આવ્યો હતો! અરે, કેવી ગંભીર ગેરસમજુતી! કેવી શરમભરેલી ભુલ! કેવો ધાટકી ગેરઇનસાફ!

પણુ હજી હરબર્ટ પોતે પોતાના બેશરમ બાપ માટે કાંઇ સમજ્યો હતો નહીં. તેને તે ખ્યાલ દેખીતી રીતે થઇ નહીં શકયો, અને તેણે પુછયું, "મને મહેરબાની કરીને સમજાવશો, મીસ પરસી, કે આએ શું ભેદ ને ગડબડ ઘોંટાલો છે? તમો શું એમ કહેવા માંગોછ કે બ્લોસમ ખુદ માહરી સત્તાથી ને માહરી તરફથી કોઇ એવી નાપાક ઑફર તમો કને લાવવાનું તમોને અત્રે આવીને કહી ગયો?"

"માહરા લૉર્ડ," હવે મેં અચકી અચકીને નીચી નજરે ને ધીમે સ્વરે કહયું, "હું માહરી શરમભરેલી ભુલ જોઉંછ ને તે કબુલ કરી તમારી માંફી માંગી લેઉંછ. મેં ખચ્ચીત તમોને ઘણો ગેરઇનસાફ કરયો."—અને મેં ખુલ્લાં દીલથી હાથ આપ્યો જે તેણે ઘણાં માનથી તરત કબુલ કરયો. "તે આદમી માહરી પાસ એવી ઑફર લઇ આવ્યો હતો ખરો, પણુ નામ મને તેણે કશું નહીં કહયું, ને ત્યારે હું—ત્યારે હું તે તમારી તરફથી આવેલી સમજી, ને—"

હું વધારે ખુલાસાથી બોલી શકી નહીં. હું કેમ તે બેટાને મોંઢે ચઢીને કહું કે તેનો બાપ કેથો એવો ત્યારે અનિતીવાન અને બુરો હતો? તે તો એ બાપ બેટા વચ્ચે એક ગંભીર બીગાડનોજ પાયો નાખવા જેવું થઇ પડે, અને માહરી જબાંન, તેથી, આગલ ચાલી શકી નહીં.

લૉર્ડ હરબર્ટ ફીકકો પડયો. તે હવે ખરી વાત, એમ છતાં, તરતજ સમજી ગયો ને ઘણુંજ દુખ પામેલો દેખાયો.

"ઓ, કેટલું ખીજવાત પેદા કરનારૂં!" તેણે પોતાના હાથમાંની લાકડી ગલીચા પર જોશથી પટકીને ગુસ્સાથી બખાળ્યું. "હવે મને બધું ખુલ્લું સહમજ પડેછઃ મગર હવે માહરે શું કરવું ને કેમ કામ લેવું? તમે માહરી મુશ્કેલી સહમજી નથી શકતાં, મીસ પરસી. મેં હમણાંજ માહરાં માતાજી સાથે એ બાબે મોટો કજીયો કીધો, ને હું તદન નિર્દોશ હોવાનું તેવણને કેહેવા લાગ્યો, જે તેવણે માન્યું નહીં. તે ઉપરથી હું પાધરો અહીં આવ્યો જે કાંઇ બી તમારી ગેરસમજુત પકડાય તો પુરાવા સીકકે હું મમાની પાછી ખાતરી કરૂં; પણ હવે મુશ્કેલ તો એ થઇ પડીછ કે હું માહરા બાપની એ નજીસ ચાલ માહરાં મમાને કહીજ કેમ શકું? જરૂર એથી અમારાં સદાનાં શાંત ને ઇજ્જતદાર ઘેરમાં મોટો ફેસાદ થઇ પડશે! આથી તો હું નથી ખરી વાત મમાને કહી શકતો કે નથી પોતાને બદનામીમાંથી મુક્ત કરી શકતો!"

"હું તમારી મુશ્કેલી સમજી શકુંછ, માહરા લૉર્ડ," મેં કહ્યું.

"માહરો ઉપાયજ નથી," તેણે જરા વાર વિચાર કરી અંતે નાચારીના દેખાવથી ચાલું રાખ્યું. "માહરાં મમાને તો હવે માહરે બેશક એમજ સમજવા દેવું પડશે કે હુંજ જુઠો ને ગીલ્ટી છેઉં—સિવાય કે, મીસ પરસી, તમો હજી બી માહરો હાથ કબુલ રાખવાની માહરી પ્રમાણીક ઑફર———"

"તમો ભુલી જાઓછ, માહરા લૉર્ડ, કે હું એક બીજાને કબુલ થઈ ચુકેલી છેઉં," મેં તરત વચ્ચે પડીને તેને પાછી નમ્ર યાદ કરાવી.

"હા, ખરી વાત છે," તેણે નાચારીનાં દેખીતાં દુખથી કહ્યું.

"પણ હું તમારી મોટામાંમોટી દોસ્ત છેઉં," મેં સમજાવ્યું. "તમને મેં જોયા ને જોયા હું તમારે વાસ્તે સારૂંજ ધારવા લાગી હતી, ને મેં જે ભુલભરેલું અનુમાન કરયું હતું તેથી તે માહરાં સારાં મતનો ઘણો આંચકો પુગ્યો હતો; પણ બધો ખુલાસો થવા પછી બની શકે નો હું તમારી વધતી વખાણનાર બની છું. તમારા બાપને નામોશીથી બચાવી લેવા તમે પોતે બદનામી વટીક ઉઠાવા તૈયાર થયાછ તે તમારી ભલાઇ ને ઉદારતા ખરેખર ઘણી મોટી વખાણને પાત્ર છે, ને તેથી એવા એકની દોસ્ત બલ્કે બેહેન થવા મને ઘણુંજ ગમશે. મને તેથી તમે ભુલી જાઓ ને એક બેહેનજ જાણો. ને તેમ તમો કરી શકો તેથી પરણીને જલદીથી પાર પડી જાઓ. તમારાં લગન બધાં તૈયાર તો છે! લેડી સીસીલ્યા અરબન—"

"કોણ—પેલી તુમાખી? તમે તેને ઓલખોછ?" તેણે મોટા ગુસ્સાથી કહયું. "હું તેને માહરાં ખરાં દીલથી ધીકકારૂંછ. તે કપટી, અદેખી, તુમાખી ને જુઠી છે. હવે તેણે મને પડતો મુકયોછ ને બીજાને શોહોધ્યોછ. ગઇ રાત્રે એક પારટીમાં મેં માહરી નજરોનજર તે લોકનાં ઢરાંપરાં જોયાં. યાતો તે એમ કરીને માહરી અદેખાઇ અથવા પ્યાર ઉશ્કેરવા ચાહતી હોય, કે નહીં તો ખરેખર એ લૉર્ડ ફ્રૅડ્રીક રેવન્સક્લીફ સાથ પરણવાના પછાડમાં પડી હોય!"

"લૉર્ડ ફ્રેડ્રીક રેવન્સકલીફ્?" મેં અજાયબી ને ગભરાતમાં પુકારયું.

"હા; તમે તેને બી ઓળખોછ શું? એટલાં ગભરાયાં કાંએ? એટલાં અજબ કેમ થયાં? શું ત્યારે તે—તે જુઠા આસામીનેજ તમો પોતે કબુલ થઇ ચુકયાંછ? અરે તે તો એક મોટો ઢોંગી ને ઠગારો છે!"

હું હસી. "માહરા લૉર્ડ," મેં કહ્યું, "મને પોતાને એ બુરા આદમી સાથે કશી નીસપત નથી. હું હવે બધું તમને ખરૂં કહીજ દેવશ. હું તો મી૦ હેનરી વેકફીલ્ડ નામના માહરાં કુંબના છોકરા સાથ અદરાવલી છેઉં, ને યુનાઇટેડ સ્ટેટસ ખાતે હાલમાં એક મોટાં કારખાનાંમાં તેવણુ એક મોટી જગ્યાપર નોકરી છે. એ લૉર્ડ ફ્રેડ્રીક તો અહીં હું રેહુંછ તેજ ઘેરમાં એક બીજીને ઉમીદ આપી ચુકયોછ ને તેથી હું અજબ થઇ."

"અને તેવા એકની ઉપર હાલમાં લેડી સીસીલ્યા અરબન ઢરાંપરાં કરેછ!" હરબર્ટે તુચ્છકારથી કહયું; "મગર મને તે ગમતી વાત છે! ઍલન, મને એ છોકરી કોઇ દાહડો ગમી નથી. ખેર, જવા દેઓ એ વાત. તમે મને બધી ખરી વાત કહી દઇને તમારો ભાઇ બનાવવા ચાહયો છે તો આએ માહરૂં વચન છે. હું આજથી તમારો ભાઇજ છેઉં, ને મને એક સગા ભાઇથી બી આગે જાંણજો; અને હવે મને રજા છે?"—અને તે ઉઠયો.

મેં તેને ઘણાં હેતથી શેકહેંડમાં માહરો હાથ આપ્યો, જે વળતાં હેતથી દાબીને તે એ પછી તરતજ ચાલી ગયો. કેવો ઉદાર! કેવો ખરોજ ભલો! શેઠયાઓના દીકરાઓ બી બધાજ બુરા થતા નથી તેની મેં આ એક પ્રત્યક્ષ પુરવારી જોઇ. ખુદા તેના બુલંદ અપવાદોમાં બી ખાલી કદી નથી. પૈસા—જોઇએ તે કરતાં વધારે પૈસા—બાજે વખ્ત જવાન્યાઓનાં માથાં ફેરવી નાંખી તેમને અવળે રસ્તે ઉતારેછ, અને ઉડાઉ, કુછંદી અને અપલક્ષણુના બનાવેછ ખરા, પણુ કરોડપતી બાપનો આ એક ઉમરાવ બેટો હતો કે જેનામાં બધા રૂડા સદગુણોજ ઝલકી રહયા હતા, અને જેને માહરો ભાઇ બનાવ્યા, તેથી, ખરાં દીલથી હું ખુશી ને મગરૂર બની હતી.

હું એ પછી જુવીવાલા ડ્રૉઇંગરૂમમાં પાછી ફરી. તે હજી ત્યાં એકલીજ હતી. હજી રેવન્સકલીફ આવ્યો ન હતો, જોકે હરબર્ટથી હું જે સાંભળી આવી હતી તેથી તે ઠગારા ઉમરાવને હું હવે જ્યાદા ધીક્કારતી થઇ હતી, ને તેને પોતાની પક્ષમાં સમજાવી લેવાનું જુલીનું પગપાણુ કેવું હરામ જનાર હતું તેનો મનમાં હું મજબુત ગાંઠ વાલી ચુકી હતી. ખરેખર તો જુલીને એ નવીન સમાચાર કહી દેવાનીજ માહરી મરજી હતી કે તે બીચારી અમથી ઉમીદમાં કુટાયા નહીં કરે; પણુ મને વખતજ મલ્યો નહીં, કેમજે હું તેના કને પાછી ફરી કે પછી તરતજ બારણું પાછું ઉઘડયું, અને રેવન્સકલીફ અંદર આવ્યો.

જુલ્યટ તો એ વખતે ટેબલપર માથું નાખી આંખપાણી કરતી હતી. હું આવી ત્યારે તે બીચારી એકલી એકલી એમ રડયા કરતી હતી, અને હું તેને પસવારીને દીલાસો દેતી હતી તેવામાં તેનું આવવું થવાથી તેણે એ ગમખ્વાર મામલો એકદમ જોઇ લીધો, ને તે જરા અચકીને ભડકયો. મેં તેનાં મોહાં પરથી તરત જોયું કે તેનું તરકટ પકડાઇ જવાનો તેને એકદમ ભય થયો.

પણ તે થોડોજ વાર. જેઓ પાપમાં પ્રવીણ બની ગયલા હોય છે તેઓ ગભરાટને અને ત્યાં સુધી પોતાપર વિશેષ ફાવવા દેતા નથી, અને તેથી ઘણાં હેત ને અજાબીયના દેખાવથી તરતજ પછી તે જુલી આગલ દોડી આવ્યો.

અને, બીજા હાથપર, જુલી પોતે એકદમ તેને જોતાં તેની આગળ ગુંઠણ પર પડી.

"ઓ ફ્રેડ્રીક," તેણીએ ધોધમાર આંસુ વચ્ચેથી માંગી લીધું, "તમારૂં બધું તરકટ પકડાયલું છે તો હજી બી માહરા પર દયા કરો, ને ખુદાથી ડરીને ઇનસાફથી વરતો ! માહરી છાતીમાં પોશાતાં તમારાં બચ્ચાંને કલંકીત ના કરો, ને માહરી પાક ઇજ્જત હજી બી મને તમારી હકદાર પરણેતર કરીને બચાવો !"

હું એ દરમ્યાન બારણું ઢાંકી લેવા દોડી ગઇ હતી, કેમજે રેવન્સકલીફ તે ખુલ્લુંજ રાખીને અંદર ચાલી આવ્યો હતો, અને પછી બી મને તો આ મીલાકાત દરમ્યાન હાજર રહેવાનું ઘણુંજ વસમું લાગ્યું, જોકે જુલીએ કાલાવાલાથી માહરે ત્યાંજ રેહવું એમ માંગી લીધું હતું. તેણે કહયું હતું કે તું હોશે તો મને જરા હીંમત રેહશે, પણ આવી નાજુક વાતમાં હું કેમ ત્યાં થોભી શકું ? એમ છતાં હું તુરત વેળા તો તે મોટા ઓરડાને છેક બીજે નાકે જઇને બારીને પીઠ કરી તેમને જોતી ઉભી.

"પણ છે શું ? થયું શું ?" તે સાધુજી જે અંદરખાનેથી પુરતો ગભરાતો હતો તે હજી સતો થયો. તે જ્યાં ત્યાંથી જાણવા ચાહતો હતો કે કેટલી હદ સુધી તેનું ભોપાલું અજવાળામાં આવી ચુક્યું હતું.

"અમે રેજેસ્ટર જોએલ છ," જુલ્યટે હવે હીંમતથી ને ઠરાવથી કામ લેતી હોય તેમ જુસ્સાથી જવાબ કરયો; "આપણાં લગનની સરટીફીકેટ એંગલડનાના ખરા પાદરી મી૦ કૉફર્ટની એક ફૉરજરી છે, ને લગન કરનાર કૉફ્ટ કોઇ પાદરી હતોજ નહીં તે અમને બધી ખબર થયલી છે !"

લૉર્ડ રેવન્સકલીફ એ સાંભળતાં એકદમ ફીકો પડયો.

"પણ તે હું બધું તમોને માંફ કરશ, ફ્રેડ્રીક. એ બધું માહરે વાસ્તેના પ્યારનેજ ખાતર તમે કાયેલું સમજી હું તે ભુલી જાશ," જુલ્યાએ જારી રાખ્યું, "પણ હવે ખરાબી આટલી હદ સુધીની થઇ ચુકેલી હોવાથી ગમે તે ભોગે ને ગમે તે જોખમે તમો માહરા પર દયા કરો, ને આજ ને આજ બીજી વારનાં ઢોંગી નહીં પણ ખરાં હકદાર લગનથી મને તમારી મોહરદાર બનાવો !"—અને તે ગરીબ છોકરી એ મુજબ કાલાવાલા કરતી તેના પગ પર ફસડાઇ પડેલી પડીજ રહી.

"ઉઠ, જુલી ઉઠ ને બેસ," તેણે અંતે ધીમે બોખરે સાહાદે કહયું; "આપણે ધીરજથી વાત કરયે."

જુલ્યટ, એ સાંભળતાં, તાબેદારીથી ઉઠીને ઉમીદવાર બેઠી.

"હું જોઉંછ, ડીઅરી, કે માહરૂં તમામ તરકટ પકડાઇ ગીયુંછ, ને તેથી હવે હું કશું ગાભરગુબર કરતો નથી. હું માહરી તકસીર બધી એકદમ કબુલ કરૂંછ, પણ ખરૂંજ માનજે

કે મેં એ જે બધું કીધુંછ તે તું કહેછ તેમ ખરેખર તાહરે વાસ્તેના માહરા મોટા ને ખરા પ્યારને માટેજ કીધુંછ."

"પ્યાર?" જુલ્યટે પુકાર્યું—ને તે દીસ્તી રીતે કમકમી!

"હા; આજે તું એ માહરૂં કેહવું માનતી નહીં હોય તો ભલે," તેણે રીસાયલી અદાથી જારી રાખ્યું, "પણ હું તો જે ખરૂં છે તેજ કેહુંછ. આજે બી તાહરે વાસ્તેનો માહારો તે પ્યાર જેનો તે ને તેટલોજ સાચો છે, પણ મુશ્કેલી એ છે કે વચમાંની મુશ્કેલીઓનાં કારણથી હું ખરી રીતે તુંને પરણી શકવાનો નથી!"

"બસ, એમજ કેની?" જુલ્યટે હવે આઇસ જેવી ઠંડી થઈ જઇ તેને ભખી ખાવા માંગતી હોય તેવા ડોલાથી ઘુરકીને કહયું.

"મને પુરો સાંભળી લે, ડીઅરેસ્ટ," તે બુરો બજીદ થયો; "હું જાણુંછ કે માહરી ગરદન તાહરા ને તાહરાં માએ બાપના હાથમાં છે, ને તમો મને પકડાવીને રૂસવાજ નહીં પણ ધારાથી હાલના સંજોગોમાં સખત સજા બી કરાવી શકશો; પણ લગોલગ તમારી ફજેતી ને નામોશી જે ચાલી આવશે તેનો બી જરા દાનાઇથી ખ્યાલ કરજે. અલબત જે થયુંછ તે ઘણું બુરૂં થયુંછ—હું કબુલ કરૂંછ, પણ હવે નહીં થયું થવાનું નથી. હવે તેથી બેહતર તો એજ છે કે બધું દાબદબાણ કરો. હું તુંને તું માંગે તેવો મોટો પગાર આપી તદન જુદી ને સ્વતંત્ર રાખવાની સ્થિતીમાં છેઉં, અને——————"

"તમારૂં મોંહનું બાલી મુકો!" જુલ્યટે એ સાંભળતાં હદ વનાના ખીજવાતથી ચીસ પાડી; "તમે શું તમારાં મનમાં માહરે વાસ્તે સમજોછ? તમે શું મને એવી નીચ ને ગલીચ સમજોછ કે તમારા પૈસાથી હું હજી બી અંજાઇ જવશ, ને એ બધી ગલીચ દરખાસ્ત કબુલ રાખશ? તમારૂં કાલું કરો માહરી સાંમેથી! તમો જેવા બુરાઓને સજા થવી જોઇએ, પણ તમારાં આએ કાલાં કરતુક આદમીની નહીં પણ ખુદાની સજાને કાબીલ છે, ને હું તમોને તેથી ખુદ ખુદાનીજ સજાપર છોડુંછ. યાદ રાખજો કે તેની લાકડીને અવાજ નથી, ને તમે આએ જે ભયંકર દગો માહરી સાથે કીધોછ તે વાસ્તે તેની સજાથી તમે બચવાના નથી. માહરાં ગરીબ માય બાપ!"—અને હયાં તે પોતાનો એક અત્યાર સુધીનો શાહનશાહબાનું જેવો રોબ ભુલી જઇ દયામણી કીસમે રડી પડી.——"માહરાં ગરીબ માય બાપનો બી તમો દોજખીએ નાશ કરી મુકયોછ, ને ખુદા તમોને તે કદી બી માફ કરનાર નથી!"

હું બી રડતી હતી. માહરાથી બી તે પલીદનો આ જુલ્મ ને આ અન્યાય જોયો જોવાતો ન હતો. ઓ, કેવી માહરી મરજી થઇ કે તેનાં પાપની સજામાં એક વાઘણની અદાથી ઉછળીને હું તેનો ટોટો ત્યાં ને ત્યાંજ પીસી નાખું!

તે તદન તરખાઇ ગયો. જુલ્યટ તરફની આવી હડધુત ને આટલી સખ્તાઇ તોરછડની તેણે કદી વકી રાખીજ ન હશે; પણ હજી તે ગયો નહીં. ન તો તેનાથી જવાતું હતું કે ન તો રેહવાતું હતું! તે હજી ઢચુપચુ થયો.

"જો, એમ ઉશ્કેરાઇ ના આવ, જુ," તેણે અંતે માંગી લીધું. "જો, માહરૂં માન! તું કેહશે તેમ કોઇ બી પરાંમાં એક મોટો બંગલો લઇ હું તુંને છુપી રાખશ. તાહરી ખીદમતમાં નોકરનફરો—"

"તમે ચુપ થશો? તમે તમારૂં કાલું કરશો?" જુલ્યટ પાછી છેડાઇ. "જાઓ—આજ ઘડી ચાલી જાઓ, નહીં તો હું બધા માહરા નેક ઠરાવો પર પાણી ફેરવશ, ને તમને અહીં ને અહીં પોલીસને બોલાવી——"

"અરે ચુપ! અરે ચુપ!" તે કગરયો; "પેલી મીસ પરસી બધું સાંભળતી હોશે!"

"હા, માહરા લૉર્ડ," મેં હવે હીંમતથી આગલ વધીને કહયું; "મેં બધું સાંભળ્યુંછ ને સાંભળવા વાસ્તેજ તો હું અહીં ચોભીછ. તમો પૈસાવાલાના છોકરાઓ વાસ્તે મને ઘણુંજ હલકું મત છે, ને આએ બીચારીને આવો ભયંકર દગો કરવા છતાં હાલ જે તમે વધારે કરપીણપણું દેખાડોછ તેથી તો તમારા જેવાઓને વાસ્તેનો માહરો ધીક્કાર બેવડો અને ચોવડો વધ્યોછ. તમે એ બીચારીને ઇનસાફ આપવા હીચકારા બનીને ના કેહોછ, પણ——"

"ચુપ ઍલન ડીઅર, એની સાથ હવે તકરાર કરવામાં ફાયદો શું છે? એને શરમજ કાંહાં છે?" જુલીએ કહ્યું; "એ તો એક બીલકુલ બેશરમ આદમી છે!"—અને પછી તેની તરફ ફરીને વધારયું, "હવે સમાલજો! મને જીતવાના તમારી કલઓમાં કે કેથે બી મગરૂરીથી તડાકા મારી માહરો વચનો નાશ કરતા ના, કેમજે યાદ રાખજો કે એ જાતની તમારી હલકત એક જરા બી માહરે કાને આવશે તે વખતે હું માહરૂં ઓરતપણું બી જરૂર કરીને ભુલી જવશ, ને તમો જ્યાં બી હોશો ત્યાં આવીને હું તમોને રીવોલવરથી થાર મારી નાખશ! અને હવે જાઓ! તમો પોતાને નસીબદાર જાણજો કે હું હમણાંજ તમને મારતી નથી ને જીવતા જતા મુકુંછ! કે જાઓ!"——અને તેણીએ દમામથી હાથ લાંબો કરી બારણું બતાવ્યું.

હવે હું વચ્ચે પડી. જુલીનો એ વખતનો દબદબો ને ગુસ્સો જોતાં હું પોતે પણ થથરી ગઇ હતી, ને મેં જોયું કે જો તે જાલીમ જરા બી જાસ્તી થોભવાની દીવાન્યત કરે તો આએ ખુંન પર ચઢેલી છોકરી, અનવાજોગ હતું કે, કંઇ ને કંઇ કરી નાખે! હું, તેથી, વચ્ચે પડી.

"જાઓ માહરા લૉર્ડ, ચાલી જાઓ. અત્રેથી એકદમ જતા રેહો—તમારૂં કાલું કરો!" મેં આગ્રહ કરયો; "તમારી વધતી ખરાબી નહીં ચાહતા હોવો તો આજઘડી ચાલતી પકડો!"

અને તે ગયો. બીલકુલ ફજેત, કાહેલી, ખસ્યાણો, હડધુત પામેલો તે તરતજ દાંયબાંય નીચી મુંડીએ ખસ્લી ગયો. તેણે જુલી સમું તો જોયું વટીક નહીં, પણ બારણાં બણી જઇને માહરાપર ખારીલી ને કપટી અદાની નજરની એક હીલચાલ તેણે કરી—એવું બતાવા કે આ બધું માહરૂંજ કર્તવ્ય હતું ને મેંજ તેનું તરકટ પકડી આપ્યું હતું એમ તે પાંમી ગયો હતો, ને તેનો, તેથી, માહરા પર કીનો લીધા વના તે મને જતી મુકનાર ન હતો!

પણ મેં તેના એક તચાકડી ભાર બી દરકાર ન કરી. તે તેનું કાલું કરીને ગયો એટલે જુલી બધી પોતાની હીંમત હારી સોફાપર પટકાઇ પડી, જેથી હું તેને મદદ ને હીંમત આપતી તેની ગોદમાં તરત દોડી ગઇ, અને તે માહરી છાતીમાં દબાઇને વળી પાછું

ઘણું રડી, કે જયારે મેં તેને રડવા જ દીધી. એ પછી આંસુ લુછી નાખી તે એક મુશ્કીલ કોશીશથી અંતે જેમ તેમ શાંત થઇ. "હવે તો આએ માહરી દુર્દશા વાસ્તે ધીરજથી આપુને વિચાર કરવાનો ને કામ લેવાનું છે," તેણે દાનાઇથી કહયું. "નાશ તો થઇ ચુકયોછ, ને મને જીવવું અકારૂંજ થઇ લાગ્યુંછ, પણ માહરાં કમબખ્ત બચ્ચાંને ખાતર હું મરવા માંગતી નથી. એટલાવાસ્તે હવે માહરા પરની આફતથી માહરાં ગરીબ ભલાં માય બાપને આઘાહ કરવાં જોઇશે. તું તે કરશે માહરી તરફથી, વાહલી બેહેન?"

"હું ખચ્ચીત કરશ. હું સમો સંભાળીને અને તે લોકને સમજાવીને બધી મુશ્કેલી વાસ્તે તે લોકની ખાત્રી કરશ; તું બેફીકર રહે બેહેન," મેં હીંમત આપી.

"પપા ઘણા છેડાશે, પણ તું વાહલી તેવણુને પટાવી શાંત કરજે," જુલીએ કાકલુદીથી માંગી લીધું. "એવણુ ઘણાજ ગુસ્સાવાલા છે, ને ઘડીની વચમાં કંઇનું કંઇ કરી નાખશે, પણ તાહરૂં માનશે. બતાવજે એવણુને કે એ બુરાને સજા કરાવા ને સખત હાથે કામ લેવા જતાં માહરી ને આપણાં ઘેરની બધી ઇજ્જતનો નાશ થઇ જશે. તે કરતાં એને મરતો મેળીને આપણીજ કોઇ રવેસે સમાલ કરવાનું ઠીક થઇ પડશે. તું એમ સમજાવજે, ને એ વાત કરવા ઠીએટરમાંજ જા. હમણાં ને હમણાં માહરૂં માને તો તાંહાંજ તે લોકને મલ. હું એ લોકને માહરૂં કાલું મોંહનું બતાઉં તે આગમચ પેહલ્લી હરોલનો જુસ્સો ને દુખ એ લોકનાં થોડાં સમાવાં જોઇએ—"

"પણ હું તુંને આવી ઉસ્કેરાયલી હાલતમાં અત્રે એકલી મુકીને કેમ જાઉં?"

"મને મરવા દે-હું કાંહાં મરી જવાની છેઉં? દુખ્યાંઓનાં મોહોત એટલી સીતાબીથી આવતાંજ નથી," તે ગરીબ છોકરીએ પોતાના જીવને કડુઆ માંગીને કહયું. "ઉલટી તે લોક સાથ તું પાછી ફરશે તેટલાં હું જરા વધતી શાંત થવશ ને માહરાં બદકીસમતને તાબે થઇ રહેવશ."

આ ઉપરથી હું ગઇ. હું તરતજ તૈયાર થઇ ને એક ભાડુતી ગાડી મંગાવી તેમાં ઠીએટર પર ગઇ. માહરૂં કારજ ઘણું દુખભરયું હતું. તે ભુલેલાં માબાપને તેમની નિર્દોશ બેટીની નામોશીની આફત કહી સંભળાવાનું ખરેખર ઘણું મુશ્કેલ ને નાજુક હતું, પણ એ એક ફરજ થઇ અને હું ગઇ.

એ વખતે તેઓ તરતનાંજ પરવારેલાં હતાં, ને ઘર પાછાં ફરવાની તૈયારીમાં હતાં, જેવામાં મેં જઇને તેઓને રોકયાં. મેં કહયું જે તેઓ સાથે કાંઇ જરૂરની ને તાકીદની ખાનગી વાત કરવા હું ખાસ ઠીએટરપર આવી હતી, ને માહરા શોકાતુર ચહેરા પરથીજ તેઓ કાંઇ માહરા કે કોઇના સંબંધમાં ગણું માઠું થયલું માની લઇ ગભરાયાં. મીસીસ નૉરમન, તેથી, મને પોતાના ડ્રેસીંગ રૂમમાં લઇ ગયાં, જયાં મીસ્તર પણ આવ્યા, અને ત્યાં મેં તે ભયબીત બીના, બન્યું એમ તે લોકોને ધીરજ આપી આપીને, આંવદા કહી સંભળાવી.

અને તે લોકોને તે સાંભળીને બરપા થયલા તેઓના ગુસ્સા ને ગભરાતનું શું બયાન કરૂં? મી. નોરમને જોશથી પોતાનાં માથાંમાં મુકી મારી. "એ માહરોજ વાંક થયો, "તેણે મોટા જુસ્સાથી કહયું. "હું ઘણો નભરત્તસ થયો, ને માહરાં ગરીબ બચ્ચાંની મેં આગલ

રહીને ખરાબો થવા દીધી તેની એ મને સજા છે. મેં તે કાફરડા જુઠાનું બધું કહેલું આંધલા વિશ્વાસથી ખરૂંજ માન્યું—પણ હું તે કમીનાનો જીવ લેવશ હું તેને જાહેરમાં રૂસવા કરશ હું તેના બાપને મલીને——"

"આપણે એમ કરવાથી ગરીબ જુલીની પોતાની ઘણી ખરાબી કરશું ને આપણાં ગરીબ ઘરની આટલી ઇજજત છે તેનો સમુલગો નાશ થઇ જશે," મેં નરમાશથી સમજાવ્યું. —અને, ટુંકમાં, ઘણી મુશ્કેલીથીજ હું છેડાયલા વાઘ જેવા કરડા નોરમનને અંતે શાંત કરી શકી. બીચારાં મીસીસ તો રડયાંજ કરતાં હતાં, અને તે ભલી માતાને દીલ ટુટી જાય તેમ રડતી જોવાનું માહરે વાસ્તે ઘણું હૃદયભેદક હતું.

અંતે હું તેઓને મનાવી શકી. સારૂં કે રીહીઅરસલ ખતમ થયલું હોવાથી બધાં ઘેરેણારે ચાલી ગયલાં હતાં, ને સ્ટેજ તદન ખાલી હતું, એટલે અમો કોઇ કાંઇ બી સાંભળી લેવાની ફીકર વના ધીરજથી બેસીને ધીમે સહાદે બધી વાત કરી શકતાં હતાં. તે સમજુ માતા પીતા હતાં, ને એ તો તેઓ તરતજ સમજી શકયાં કે એમાં તેમની ખરેખરી નેકચલણ બેટીનો એક કગરસ બી કસુર ન હતો. હોય તો બી. નોરમનનો પોતાનોજ હતો, કે જેટલી જોઇએ તેટલી સંભાલ ને તેહકીક તેઓએ કરી લીધી નહીં પરીણામમાં, તેથી, બધું ચુપચાપ કરી નાખવાનેજ હું તેઓને અંતે મનાવી શકી, અને પછી અમો ઘેર પાછાં ફરયાં.

ત્યાં બી ઘણો દયામણો દેખાવ રજુ થયો. જુલી તે લોકોના પગપર પડીને ફેકફેક રડી. તે માબાપે બી બીચારાંઓએ તે ભુંડાને નામે પાછું ઘણુંક આંખપાણી કરયું, અને માહરાથીબી રડયા વગર રેહવાયું નહીં. એમ છતાં, તેઓએ જુલીનેતો સધ્યારોજ આપ્યો, ને બનો એમ તેની નાજુક સ્થિતી વાસ્તે વખત આવે ત્યારે ઢાંકપીછોડો કરવાના ઠરાવ પરજ અમો તુરત વેળા તો સઘળાં આવીને થોભ્યાં.

અને અમો ચારેના રડેલા રડમસ ચેહેરા જોઇ નોકરનફરો કાંઇ બી ખરાબી પાંમી ગયા. એ લોક ઘણાં ચગોર ને જીગ્નાસુ થાય છે, ને જોકે તે લોક કંઇજ જાંણવા નહીં પામે તેમ અમો જાહેરમાં વરત્યાં, તોબી કાંઇબી માઠું બનેલું હોવાની તેમનાં વચ્ચે ઝટ ચરચા ચાલુ થઇ. એવામાં તો રેવન્સકલીફ જે રોજનો આવનાર તેની આવન જાવન બંધ થઇ, અને ત્યારે તે લોકે એમજ માન્યું કે જુલી જોડેનું તેનું કાજ કોઇ કારણથી તુટી ગયું તેને લગતો એ અમારો સંતાપ હતો. તેઓને તો કોઇને જુલી "પરણી ચુકેલી" હોવાનો, અલબત, હજી સ્વપ્નો એ ન હતો. રેવન્સકલીફ રોજ આવવા જવાના ધકેલાપછાડામાં પડયો હતો, તેથી તેઓ તો એ બેને હજી અદરાંયલાંજ જાંણતાં હતાં, ને લગન નકકી થવાની ખુશાલીની દાચાં વકાસી વાટ જોતાં બેઠાં હતાં કે અચ્છી જેવી "ચેરી મેરી" મલશે, કે જ્યારે અંતે એમ બધું ફુસફાસ થવા વાસ્તેનો મામલો પોતાની આંખે જોઇ પોતાને હીસાબે પોતાને વાસ્તે તેઓ પણ અતી ઘણાં દીલગીર થયાં.

એ પછી બે મહીના બીજા નિકળી ગયા, ને બધું ચાલતું હતું તેમજ એ દરમ્યાન ચાલ્યા કીધું. અમારે ત્યાં વીઝીટર્સ જેમ આવતાં ને સાથે અવારનવાર જમતાં તેમજ થતું રહ્યું, જે દરમ્યાંન બધાં સરેસ્તા મુજબનાં ખુશાલ રેહતાં ને ખુશાલ દેખાવાની સંભાલ લેતાં,

પણ ભીતરે તો કોયલા હતાં. એ દરમ્યાન, વળી, મને માહરા બાપ તરફનાં બે કાગળો મળી ચુકયાં હતાં. તેવણ ફ્રાન્સની ઉત્તરે સેંટ ઓમર ખાતે જઇને થર પડયા હતા. એ ઉપરાંત માહરા હૅરીનાં બી કાગળો આવતાં હતાં. તેનું કામ ઘણું આબાદ થતું ચાલતું હતું, ને તે પોતાની નોકરીમાં ન્યુયોર્ક ખાતે મેનેજરની ઘણી ઉંચી પદવી પર મોટા દરમાયાથી ચઢયો હતો. તે હવે રજા પર બને એમ જલ્દી મને મલવા આવવાની ઉમીદ કરતો હતો, ને તે સુખી હીંગામ માટે હું કેટલી ખુશ ને આતુર થઇ ગઇ તે માહરે અત્રે બયાન કરીને સહમજાવવું જોઇશે?

મગર મેં સ્ટેજની લાઇન લીધી હતી તે હવે તેને માહરા જવાબના કાગળોમાં હું આસ્તે આસ્તે જાહેર કરતી ગઇ. સ્ટેજ ખરાં નીતીવાનોને માટે એક કેવી ઉંચા પ્રકારની ને ઇજ્જતદાર હુન્નરમંદી છે તે વાસ્તેના માહરા વિચારો મેં તેને વીગતે દર્શાવ્યા, ને બેહેરતન પ્રુઇજીમાય અયોગ્ય દાખલાઓની કોઇ વાત જાંણી નાહક કેટલાં ડરી ને બીચકી ગયાં હતાં તે મેં તેને સમજાવાની કોશેશ કરી.

એ દરમ્યાન કલેરની હસ્તી તો નાબુદજ થઇ ગયલી લાગી હતી. તેને મેં કેથે ફરીથી જોયો કે તેના સંબધી કશું સાંભલ્યું હતું નહીં. લૉર્ડ હરબર્ટ બી પાછો મલ્યો ન હતો. કોઇ વખતે હું તેને સ્ટેજ પરથી એકાદ બૉક્ષમાં બેઠેલો જોતી તેજ. લેડી લીલા બે ત્રણ વાર મને મલવા આવી ગઇ હતી અને હું તેને ત્યાં હવે તો મુતલગ રેહવા આવતી ન હતી તેથી ઘણી અજબ થઇને મને ઓહસ કરયા કરતી હતી, અને જોકે તે સારી ચાલની ન હતી એમ મને બરપા થઇ ચુકેલા માહરા મજબુત વેહેમો મેં હજી તેને કશા જાંણવા દીધા હતા નહીં, તોપણ હવે હું તેને ઠંડી ઠંડીજ મલતી હતી, ને ઘણી રોકાણનું બાહનું બતાવી તેને ત્યાં રેહવા જવા સાફ નાજ કેહતી હતી.

અને હવે ૧૮૪૧ના ફેબ્રુઆરી મહીનાની એ વાત છે કે જયારે અમો બધાં નાસ્તો કરતાં બેઠાં હતાં, ને જુલીના હાથમાં ટાઇમ્સ હતું. તેનાં "લગન" થવાને તેજ દાહડે પાંચ મહીના પુરા થતા હતા. એ દરમ્યાન જાંણે એ ઘરપર ગુજરેલી આફત માટે હવે બધાં પુરતાં શાંત થઇ ચુકયાં ને નાચાર બની બેઠાં હતાં.

એવામાં જુલી જોશથી ચોંકી, કેમજે તે પેપર વાંચતી હતી તેમાં "મોટે ખાંચરેનાં લગન" એ મથાલાં હેઠળના એક પેરેગ્રાફમાં દગલબાજ રેવન્સકલીફનાં પેલી તુમાખી લેડી સીસીલ્યા અરબન સાથનાં નક્કી થયલાં લગન બાબેના સમાચાર છપાયલા હતા!

તેણીએ તે પેપર પોતાના પપાને પાસ કરયું, ને પછી અમે લોકે વાંચ્યું. ત્યારે અંતે એજ થયું. લૉર્ડ હરબર્ટ મને તો કહીજ ગયો હતો—કે જે વાત મેં એ લોકને જણાવી ન હતી અને તે હવે જાહેર થયું હતું. તે તુમાખી માબાપ વગરની માથાંની ફરેલ શ્રીમંત છોકરી હવે લૉર્ડ હરબર્ટને પડતો મેળી આ ધુતારા સાથે થર પડતી હતી!

તેને સારી સલ્લાહતું આપનાર તેને માથે વાસે કોઇ હતુંજ નહીં. મા તો બીચારી તેનાં જનમ પછી થોડુંએકમાંજ મરણ પાંમી હતી, ને બાપ બી ઘણી મોટી દોલત મુકીને

થોડાંક વરસોની વાતપર ગુજરી ગયો હતો, જેથી તે એવી તોરવંતી, તુમાખી ને વધતી ઓછી છકેલ થઇ ગઇ હતી.

અને અમને બધાંને એ સમાચાર વાંચતાં લાગ્યું કે આ લગન કોઇ સુરતે અટકાવવાં જોઇએ. તે કેવો બેવચની દગલબાજ હતો તે વાત સાંમે એ હેમક છોકરીની આંખ કોઇએ ખુલવી જોઇએ, પણ તે કેમ બને?

"એ બુરાને આએ બીજીને એમ ફાંસમાં લેતો એકદમ અટકાવવો જોઇએ," જુલ્યટ ફીક્કી પડીને બોલી, કે જયારે નોકરનફરો તરતના વાસણો ઉંચકીને જતાં રહેલાં હતાં. "કાયદાથી નહીં તોબી નીતીથી એની પેહેલી પરણુતર હું હૈયાત છેઉં."

"હા, બેશક, બેટા; એ મુજનાં એ લગન ભાંજી પરાવવાંજ જોઇએ," મી. નોરમન એકમત થયા.

"પણ તેમ કરવા જતાં આપણો નાશ થશે," મેં નરમાસથી પાછી યાદ કરાવી. "ફ્રૅડ્રીક જે બોહારી કરી શકયોછ તે લોકોમાં તે છતો થઇને વેરનો મારયો તે પછી જાહેર કરી દેશે."

એ સાંભળીને બધાં વળી ચુપ ને ગમખ્વાર થઇ ગયાં. "આપુને ઘણા વિચારથી ને દુરઅંદેશીથી કામ લેવાનું છે," જરા વારે મી. નોરમને પાછું કહયું, "આપુને આપણી સલામતી જોવાની છે, પણ તેજ વખતે બીજી એક ભોલી ભાલી એવા બદમાશને હાથ વેચાએ નહીં તેની બી તલાશ રાખવાની આપણી માણુસાઇ ફરજ છે. આપણે બધાં તેથી હજી એ ઉપર ધીરજથી વિચાર કરશું, ને પછી જે લેવાં ઘટારત હશે તે પગલાં લેઇશું."

એ પછી બે દિવસો સુધી તો અમારી વચ્ચે એ સવાલ ચરચાયોજ નહીં, ને ત્રીજે દિવસે મને માહરા પીતા તરફથી તેવણનું એક કાગળ મળ્યું. તેમાં લખેલું હતું કે "મેં હમણાંજ પેપરમાં વાંચ્યુંછ કે કમીનો ફ્રૅડીક રેવન્સકલીફ લેડી સીસીલ્યા અરમન નામની એક માએ બાપ વગરની શ્રીમંત બાંનું સાથે અદરાયો છે, પણ આપણી માનસાઇ ફરજને ખાતર એ લગન ભાંજી પરાવવાં જોઇએ. એટલાવાસ્તે ગમે એ ભોગે ને જોખમે હું તરત લંડન પાછો આઉંછ. તાહરી જુલ્યા સાથની માહરી દગલબાજીનાં મોટાં પાપ પછી એ એક ખરૂં પુણ છે કે જે માહરે હાંસલ કરવું છે. તું મને આએ કાગલ તુંને મલે તેની બીજે દહાડેની સ્હાંજે બરાબર ચાર વાગે સેંટ જેમસીસ પાર્કમાં મલજે. હું ત્યાં તે વખતે જરૂર આવશ."

હું તો ગભરાઇજ ગઇ. વળી એવણને એ શું સુઝયું? વળી કાંએ પાછા લંડન આવતા હતા? જો કે એક લેખે એવણ પોતાનાં પાપને વાસ્તે એટલા પરતાતા હતા, ને હવે ખરેખરી નેકીજ અખત્યાર કરી હતી તે એ ઉપરથી પુરવાર થતું જોઇ મને ઘણું સુખ થયું, પણ એવણે પાછા લંડનમાં આવવાનો જોખમ કંઇ ઘણો નાઘલો કેહવાએ?

## પ્રકરણ ૫૪ મું.

બીજે દહાડે પાંચ વાગવા આવતાં હું પાર્કમાં ગઇ. તે દહાડે હવા અસાધારણ ઠંડી હતી, અને જાન્યુઆરી મહીનો હોવાથી ઓજપ પણ જલદી થઇ જતું હતું. હું પોતે માહરી શાલ ને ગરમ ડ્રેસમાં અચ્છી રવેસે લપેટાયલી હતી તોબી ઠંડી વાગ્યા કરતી હતી.

હવે જેવી હું ઉત્તર તરફના મોટા લોખંડી દરવાજામાં દાખલ થઇ કે એક આદમી માહરી આગલથી જે પાસ થઇ ગયો તે મને જોઇને જરા ચોંકયો કે ખંચાયો હોય એવું મને લાગ્યું. અલબત તે કંઇ ઉભો રહયોજ નહીં, પણ માહરાં મોંહ પરના બુરખા છતાં તેણે મને ઓલખી હોય ને તેથી તેમ ખસારામાં ચાલી જતાં જરા અચકયો હોય એવો મને ભાસ થયો. હું કંઇ તેને ઓળખી શકી નહીં. મોટો ઓવરકોટ, અરધું ગલું ઢંકાઇ જાય તેવો ઉંચો કૉલર ને આંખ વેર ઉતરી આવેલી ટોપી સાથના તે કોઈ આસામીપર તેની એ હીલચાલથી માહરૂં પોતાનું ધ્યાંન ખેંચાય તે આગમચ તો તે ચાલતો થયો, એટલે મેં કાંઇ તેને જોયો કે ઓળખ્યો નહીં, ને હું જરા વારમાં તો એ વાત ભુલી જઇને માહરા પપાને શોહધતી આગલ વધી.

સારાં નસીબે ઠંડીના સબબે પાર્કમાં કોઇ હતું નહીં. કોઇ છુટાં છવાયાં બે ચાર આસામી મુખ્ય ભાગોમાં ફરતાં જણાયાં, ને તેવામાં તો "બર્ડ કેજ વૉક"વાલા ઘણા એકાંત ભાગમાં મેં માહરા પીતાને ઉભેલા જોયા.

હું ધસીને આગલ ગઇ ને તેવણ મને ઘણાં હેતથી બગલગીર થયા, જે પછી અમે વાત કરતાં ધીમે ધીમે આગલ ચાલ્યાં.

"તમારે એ નાદાની નહીંજ કરવી હતી, વાહલા પીતાજી," મેં ઠપકો આપ્યો. "અહીં આવવામાં તમે ખરેખર ઘણો જોખમ કરયો."

"હા, પણ દીકરી, મેં તને લખ્યું તેમ મને એમજ લાગેછ કે ખુદા તરફની ને ગરીબ જુલ્યા તરફની એ માહરી એક ખાસ ને પાક ફરજ છે."

"હા, પણ મેં તમને જણાવ્યું તેમ ગરીબ જુલ્યાનો ભેદ લોકોમાં જાહેર થઇ જાય, વાસ્તે નોરમનવાલાં કંઇ એને ઉઘાડો પાડવા ખુશી નથીની!" મેં જીદ કરી.

"તે લોક પોતે થોડો એને ઉઘાડો પાડેછ કે એ લોકોમાં જુલ્યાની નામોશી જાહેર કરીને વેર લઇ શકે?" માહરા બાપે ગુસ્સો કરયો. "વળી તે એ વાત જાહેર કરીજ કેમ શકે? તે પોતે એ પોતાનાં કાવત્રાં માટે ધારાની ચુંગાલમાં કંઇ થોડો ફસેલો છે? એ ઉપરાંત હું જેલમાં ગયો તેની આગમચ ખરો પાદરી તો હતોજ, તો પછી ન્હાસી આવ્યો તેથી એજ માહરા અધીકારનો દાવો કાંઇ ખોટો થતો નથી, એટલે એક લેખે જોઇએ તો લગન એ ગમે એવાં તકલીફ ધારતો હોય તોપણ તે હકદારજ છે. ફકત મેં ક્રૉફ્ટનું નામ લેવામાંજ થાપ ખાધી. એ બધા વિચાર મને પછીથી આવ્યા."

"વારૂં, ને હવે તમે કરવા શું ધારોછ?"

"હું પોતે લેડી સીસીલ્યાને મલશ. હું હથ્યાર બીડીનેજ આવેલો છેઉં," તેવણે કહયું. "પેલું એનું માહરા જેગું કાગલ કે જુલ્યા લગન ઠગાઇભરેલાં હોવાનું પાંમી ગઇછ ને કોઇ બી રીતે સરટીફીકેટ ઉભી કરવી જોઇશે તે એકજ તે છોકરીને બતાવાનું બસ થશે."

"પણ તમે તેને મલવા જશો ત્યારે એ લુચ્છો પોતે ત્યાં આવેલો હોશે તો?"

"દીકરી, મેં જોખમોનાં ખાંડણયામાં ઘણાં માથાં મુકેલાં છે, ને હું તેથી ધપકારાઓથી હવે બીહીતો નથી," તેવણે હસીને સમજાવ્યું. "હું પેહલ્લાં તલ્લાશ કરાવીને તે એકલી હશે તોજ ને ત્યારેજ તેને મલશ. પણ હવે આવ, આપુએ ઝાડીમાંનો બાંક પુરતો એકાંત છે; આપરે બેસ્યે."

અમો બેઠાં.

"તુંને ઘેર પાછી ફરવાની ઉતાવલ તો નથીની? બેસ, જરા વાર માહરી પાસે. તું જાંણુતી નથી, બેટા, કે એ મીલાકાતથી મને કેવું સુખ થાવછ. હવે તો હું એ છોકરીને મલીને બાહરોબાહાર જતો રેહશ, ને શું થયું તે તુંને લખીને ખબર આપશ."

"હા, એમજ કરજો," મેં એકમત થતાં માંગી લીધું; "તમો જતા રેહશો નહીં ત્યાં વેર માહરાં તો પેટમાંનાં ધુજરાં ભાંગવાનાં નથી કે કોઇ રખે તમોને ઓળખે ને પકડે."

"મને અસલના પરસી તરીકે ઓળખનાર ને હું દેશનિકાલની સજા પામેલો ન્હાસી આવેલો છઉં એમ જાંણનાર આખાં ઇગ્લાંડમાં ફકત પાંચ આસામી છે," માહરા બાપે મને ધીરજ આપી; "તાહરા પઇસા ખાઇ બેઠાંછ તે, ઘરડો અર્લ અને તેનો આએ બદમાસ દીકરો, અને તું સિવાએ—"

"હું બી છઉં, લુચ્છા—છકડો હું છેઉં!" એવામાં અમો બેઠાં હતાં તે ઝાડીની પછ-પાડેથી એક અવાજ આવ્યો, ને માહરાં મોંઢામાંથી નિકળી પડેલી ભયની બેઅખ્ત્યાર ચીસ ખતમ થાય તે આગમચ તો તે ઝાડીમાંથી બાહેર કુદી આવીને ચંડાલ ઍડવીન સેંટ કલેરે માહરા બદનસીબ બાપનું કાંડું પકડી લીધું.

"એ તાંણખેંચ ફોકટ છે," તેણે કહયું; "હું એક બુમ મારશ તો પચાસ આદમી એક મિનીટમાં અહીં દોડી આવશે, ને કમમાં કમ તેમાં પાંચ પોલીસમેન હોશે. તું અગર, તથા, તાહરી સલામતી ચાહતો હોય તો એ તાંણખેંચથી એકદમ બાઝ આવ!"

"પણ તું મુવોછ કોણ? તું છે કોણ? મેં તાહરું બીગાડયુંછ શું?" માહરા બાપે ગુસ્સાથી તકાજો કરયો.

ટુંકમાં, બ્હાલાં વાંચનારાંઓ, મેં જોયું કે માહરી પુઠે પડેલા જમને હાથ હું પાછી આબાદ સપડાઇ ગઇ હતી, ને તે હાલમાં વેર વાળવા તઇયાર થઇ ગયો હતો. હવેજ મેં જોયું કે હું ઉતર તરફના મોટા દરવાજામાંથી દાખલ થઇ ત્યારે મને ત્યાં મલેલો એજ બુરો હતો. તે પછી તે માહરી પુઠપુઠ રહેલો હોવો જોઇએ—કે જે વાતનો મને તો સ્વપ્નો બી ન હતો—અને મને મલનાર માહરો બાપ જનમ દેશનિકાલની સજામાંથી ન્હાસી આવેલા એવું જે તેવણ પોતે માહારી જોડેની વાતચીત દરમ્યાન અવિચારી ને નબરસ બરડી ગયા હતા તે સાંભળી લઇને તે કરપીણ આ પ્રસંગોપાત ફટકો મારવા તઇયાર થઇ ગયો હતો!

"હું કોણ છેઉં તે પુછ આએ તાહરી દીકરીનેજ," તેણે તુચ્છકારથી કહયું, "હું લખ્ખો એના પગ પાસે મુકવા માગુંછ, પણ એ નીતીનો મોટો નાદર નમુનો"—અને તે તુચ્છકારનું હસ્યો—"તે બધું તુચ્છ જાણેછી હવે એ માહરા સપાટામાં પાછી આવીછ. તાહરે બચવું હોય તો એને ફરજ પાર કે એ માહરી મરજીને માન આપતી થાય—અગર નહીં તો તું જનમ દેશનિકાલથી ન્હાસી આવેલાને અબઘડી—"

"કમીના, ત્યારે હું જોઉંછ કે તું કોઇ પેહલ્લાં નંબરનો પાપી ને હીચકારો છે!" માહરા બાપે ગુસ્સાથી રગેરગ ધ્રુજતાં બરાડ મારીને કહયું. "તું માહરાં આએ નેક બચ્ચાંને સતાવેછ, એમ? મુક માહરો હાથ અબ ઘડી, નહી તો આએ તાહરાં મસ્તકમાં મારીને કોઇ બી ભોગે તાહરૂં માથુંજ—" અને માહરા બાપે બાજુમાં પડેલો એક મોટો પથ્થર બીજે હાથે એક ઝટકે ઉંચકી લીધો, ને તે પેલા બુરાનાં માથાંમાં મારવા સરબસર હાથ ઉપાડયો, જે મેં દુખની એક ચીસ સમેત બડી મુશ્કીલથી પકડી લીધો.

"પપા, પપા, શાંત થાઓ! તમારી ઍલનને ખાતર શાંત થાઓ, ને એ મુજીને ના ઉસ્કેરી મેલો," મેં માંગી લીધું; "અરે તમે આવવાનું લખ્યું ત્યારેજ હું બીહીધીતી! તેજ મને ગમ્યુંતું નહીં!"

"ગભરા ના, બેટી, મને એને શું કેહવુંછ તે સાંભળવા દે!" માહરા બાપે અતી ઘણાં હેતથી કહયું—અને પછી પેલા તરફ ફરી વધારયું, "ચાલ એઇ, માહરો હાથ છોડ. હું નાહસવાનો નથી. તે જાતનો હું હીચકારો નથી. હાથ છોડ ને કેહે મને કે માહરાં ગરીબ બચ્ચાંને સતાવામાં તને મોજ શું છે?"

"લે, આએ હાથ છોડયો!" માહરા બાપના ઝનુન ને હીંમતથી જબઅરા તરખાયો હોય તેમ દબાતાં કલેરે કહયું. "જરા બી નાસવાની વાત કર ને જો કે પાંચ કદમ બી તું આગલ વધી શકવાનો નથી. હવે સાંભળ! આએ તાહરી દુકતી મને જોતાં સાથે ગમી ગઇ, ને તું માનશે? મેં માહરા લાખ્ખો એના પગ પાસે મેળી પેહલ્લાં એને પરણવાની વટીક પ્રમાણીક ઑફર કરી, જે બધાંને એણે થોકરે મારી. તે પછી હું કબુલ કરૂંછ કે ફંદ ફરેબથી એને તાબે કરવા મેં અનેક છટકાં માંડયાં, પણ આજ વેર એ મને હાથતાલી આપી સલાંમત છટકી ગયલી છે, ને તેનું મને એનાપર ઘણું વેર છે."

"ત્યારે કોઇજ શક નથી. કે તું એક પેહલ્લાં નંબરનો બદમાશ ને બાયલોજ છે," માહરા બાપે મોટી ખફગીથી કહયું; "કમજાત, તું શું એવો ખ્યાલ બી કરી શકતો હોશે કે માહરા તુચ્છ જાનની સલામતી વાસ્તે માહરાં આવાં એક પાક બચ્ચાંની ઇજ્જતનો હું નાશ થવા દેવશ? તે આગમચ હું તુંને જીવનો ફાડી ખાવશ! જા કમીના, તું શું કરવા માંગેછ? તું ચાહે તે કર!"

"હવે તું શું કેહેછ, ઍલન?" કમીનો કલેર આ એક નહીં ધારેલી ફત્તેહની બાજીથી ફુગરાતાં હવે માહરી તરફ ફરયો; "હું દરેક પવિત્ર આત્માના કસમથી કેહુંછ કે આએ ખાલી બપકી નથી. તું માહરી મરજીને તાબે થા—તાબે થવા સત ધરમથી કબુલ થા ને માહરી સાથે ચાલ, તો અને તોજ તાહરો બાપ બચેછઃ અગર નહીં તો પાંચ મિનીટ પછી

ભારી બેડીઓના બોજ સાથે તું એને એક નેહેસ્ત કેદીની હાલતમાં જોશે, ને એણે પોતાની જીંદગીથી વટીક હાથ ધોઇ લેવા જોઇશે ! બોલ, તું શું કેહેછ ?"

હું ગુંચણે પડી. હું પોતે પોતાને ભુલીજ ગઇ. ઓ, કેમ હું એ માહરા હીણનસીબ બાપને ફાંસી જતો જોઇ શકું ? કેમ—ઓ કેમ ? હું કેમ કરૂં ? હું શું કરૂં ? સારાં નસીબે મેં કહયું તેમ પાર્કનો તે ભાગ તે વખતે તદન શાંત ને એકાંત હતો, ને હું તેને પગે પડીને વિનંતી કરતી થઈ. મને એ રીતે દુખી નહીં કરવા ને માહરી પુઠે પડી ચાલુ નહીં સંતાપવા મેં કરગરીને તેના કને માંગી લીધું, પણ તે દોજખી માનેજ શાનું ? અમારી નાચારી જોઇ તે સરકશ સાંમો ડબલ શુર પર ચઢયો !

અને ત્યારે વિજળીના ઝટકાથી હોય તેમ મને અચબુચ હવે પેલી જીપસી છોકરી ઝારાનાં કાગળની યાદ થઇ. તેણે મને બચાવવાની ઢાલ આવાં કોઇ મોટાં સંકટ માટે તો આપી હતી, અને ત્યારે હું ભાંણભુલી તે અત્યાર સુધી ભુલીજ કેમ જઇ શકી ?

તેની મને યાદ થઇ, ને માહરાં ટાંટયામાં જોર આવી ગયું.

"બોલ, તું શું કેહેછ ? હું છેલ્લી વાર પુછુંછ કે તું શું કેહેછ ? હું માહરા ઠરાવથી ફરનાર નથી. તું ના કેહે અને હું પોલીસમેનનો પુકાર કરી —"

"ચંડાલ, તાહરાથી થાએ તે કર ! તાહરી મગદુરી નહીં કે તું માહરી પાક ને નેક દીકરીને એટલો ગુંગલાવે ! તું શું એમ સમજેછ કે હું તે ગલીચી સાંભળ્યા કરશ ? અરે એમ બા તો મને ફાંસી જવુંછ તો લાવની—તાહરી પલીદીથી આવ જેહાન પાક કરીનેજ"— અને હું રોકું તે આગમચ તો માહરા બાપે તે બુરાને તેની ગલચીમાંથી પકડીને તે અરધી ચાંપી બી દીધી !

અને મેં તેઓને મોટી મુસ્કેલીથી છુટા કરયા. "થોભો, પપા," મેં વિનંતીથી કહયું, "એવી કોઇ જરૂરજ નથી. એની મુંડી માહરા હાથમાં છે."—અને ખીજવાયલો, ખુંનપર ચઢેલો કસેર જે બાજુમાં હાંફતો કાંપતો ને મુસ્કીલથી દમ ખેંચતો ઉભો હતો તેના તરફ ફરીને મેં કહયું, "જા, તાહરૂં ધારયું કર, પણ યાદ રાખજે કે તુ પોને બી તેજ ફેરજે લગોલગ પોહોંચવાનો છે. તું ભુલી ના જા કે એક સફેદ ગુલાબની ખુશબોથી પણ મોહોત નીપજાવી શકાય છે !"

અને એટલુંજ બસ હતું ! કરનલ બૅલનાં ઘરમાં એ પલીદના હાથ પર હું ફસી પડી હતી ત્યારે લેડી લીલાનાં કેહવાથી મેં સુફેદ ગુલાબ યાદ કરાવ્યો, ને તે એક જાલીમ ફટકાથી હોય તેમ ત્રાસ પામીને પાછો પડયો હતો; પણ અરે, આ હાલના માહરા બોલોથી તેના પર જે ભયભીત અસર થઇ તેનું હું કેમ બ્યાન કરૂં ? તેનું બ્યાન કરવાને માહરા કને બોલોજ નથી ! તે મોહત જેવો ફીકકો પડયો. તેણે બોલવા માંગ્યું પણ તેની જબાન તેનાં ટાલવાંસે ચોંટી બેઠી, અને એક સરદ ધ્રુજરી બીલકુલ દીસ્તી રીતે તેનાં આખાં તન બદનમાંથી પસાર થઈ ગઇ. ટુંકમાં, તે ઘણી જેહમતથી ઘણે વારે સાવધ થયો, ને ત્યારે એક સુકકું હચકું તેનાં ગલામાંથી તરત બાહેર પડયું.

"ઍલન," તેણે ખોખરા સાહાદે કહયું, " તું જાંણેછ ?"

"હું બધું જાણું છ. તમારાં કરપીણુપણાંથી હું રેજેરેજ વાકેફ છેઉં," મેં હીમતથી તાલ્લો મારયો—જયારે કે ખરેખર તો એ પુલને લગતા ગુંચવાવનારા ભેદનાં બાતેનમાં શું હતું તે હું કશુંજ જાંણુતી ન હતી! "હવે ચેતજો. મેં ઘણું ખમ્યું છ, ને અત્યાર સુધી ઘણું ખમી જઇ ઘણી નાખતીથી તમારૂં પુરતું પગપાણી કરયું છ; પણ હવે હું ખમવાની નથી. હવે માહરી ધીરજની હદ આવી ગેઇ છે, વાસ્તે માહરી કે માહરા બાપ સાથની તમારી એક બી દગલબાજી કે દુશ્મનીની મને માહીતી મલતાં હું તાબરતોબ—"

"મને માંફ કર!" તેણે હાથ જોડી કહયું; "મને નહીં ખબર હતી, ઍલન, કે હું એટલી હદ સુધી તાહરે હાથ કચડાએલો છેઉં. ઓ મને માફ કર!"

"કાલું કરો ત્યારે તમારૂં અત્રેથી. અને અમોને એકલાં છોડો," મેં એક રાણીના રોબ ને હીંમતથી હવે તેને થથરાવ્યો, ને તે નીચ નીચી મુંડીએ ઓસ્યાલો, ખસ્યાણો, દર્દમંદ, હેરાંન પરેશાંન એ હુકમને તાબે થઇ તરત ત્યાંથી ચાલતો થયો!

આ એક નવી ને નહીં વકી રાખેલી જીત હતી, અને એ જીતથી વટીક હું ખુશીમાં આવેજ થઇ ગઇ. હું બેસી ગઇ. દીસ્તુંજ હતું કે આ વખતે બચવાની આ ઢાલની મને જો યાદ નહીં થતે અથવા એ તલેસમ માહરી બાજુમાં નહીં હતે તો કમીનો કલેર ઘણી જાલીમ ને ગંભીર ખરાબીમાં ફાવીજ જતે, ને હું બે તરફની આગમાં બેવડી બલીને ભસ્મ થતે; પણ રખવાલ પોતેજ રક્ષણ કરનાર છે તો તેના હર રસ્તા થાય છે, ને તે નેકીનો નતીજોજ છાતી ઠોકીને હીંમતથી કહી શકાશે.

માહરા બાપ તો દીગમુઢ થઇ ગયા હતા. હું કાલાવાલા પરથી એવું તે એ શું અચબુચ બોલી ગઇ કે જેથી અમો બંનેનો બચાવ થયો ને તે પોતે સાંમો પગે પડતો નહાઠો તે તેમને તો કાંઇ સહમજ વટીક પડયું નહીં, અને મેં બધો ભેદ ખોલીને સમજાવ્યું નહીં. મેં એટલુંજ કહયું કે એ બુરાની સતાવણીઓ દરમ્યાન કોઇ ને કોઇ ખેરખ્વાહોએ માહરા બચાવની ઢાલ મને પુરી પાડી રાખી હતી, જ્યારે કે તેના ભેદથી માહીતગાર હોવાનું મેં તેને કેહવા છતાં ખરેખર તો હું પોતે બી કશુંજ જાંણુતી ન હતી.

અને પછી એ રીતે એ બધી વાત થઇ રેહતાં ને અમારાં મનનું પુરતું સમાધાન થતાં મેં તે ને તેજ પલે લંડનથી પાછા ન્હાસી જવા માટે માહરા બાપને વીનવીને સહમજાવ્યા. મેં ખુલ્લું કહ્યું કે કમીના કલેરના કરાર ને કસમો પર મને કશોજ એતબાર હતો નહીં—તે હતોજ તે જાતનો લુચ્છો લબાડ—અને બનવા જોગ હતું કે પેહલ્લા ગભરાતની ઉશ્કેરણી સમી જતાં તે હીંમત પકડી કાંઇ ને કાંઇ નવું જુનું કરીજ નાખે!

અને અંતે હુ માહરા પીતાને સમજાવવામાં ફતેહમંદ થઇ. તેવણુનો ખરખરો એજ હતો કે ફ્રૅડ્રીક રેવન્સકલીફને ફાવવા નજ દેવો જોઇએ, ને તેનાં લગન કોઇ બી સુરતે રોકવાંજ જોઇએ; અને ત્યારે તેવણુને હીંમત આપવા મેં પોતે એમ કરવાનું માથે લીધું ને તેઓને પ્રૉમીસ કરયું. હું જાંણુતી ન હતી કે હું શું કરશ ને કેમ કામ લેવશ, પણ

તેવણુ લંડનથી જતા રહે એજ માહરી મોટામાંમોટી મરજી ને આતુરતા હોવાથી મેં એ જોખમ વટીક માથે લીધો, ને ત્યારેજ સધ્યારો પામેલા તેજ રાત્રે તેઓ ફ્રાન્સ પાછા ન્હાસી જવા મુશ્કીલથી મનાયા ને એકમત થયા.

અને ત્યારે અમો છુટાં પડયાં. તે જુદાઇનું દુખ અત્રે વરણુવવા બેસવાની પણુ માહરી મરજી નથી. વાંચનાર તે સહેજ સમજી લઇ શકશે. તે નવેસરતું દુખ હતું, પણુ દુખમાંજ સુખ છે એમ જાણી અમો ઘણાં હેતથી બગલગીર થયાં ને છુટાં પડયાં.

## પ્રકરણ ૫૫ મું.

એ પછી હું બી ત્યાં થોભી નહીં. દરવાજામાંથી બાહેર પડતાંજ મેં એક ગાડી કરી લીધી ને હું ઘર પાછી ફરી, જે બધો વખત માહરૂં મગજ આ અજબ બનાવો પર દરયાફત કરતું રોકાઇ રહયું. મેં જોયું કે કલેરે મને પાર્કમાં દાખલ થતી જોઇ ને જોઇ તે અમારી પુઠે પડેલો હોવો જોઇએ, પણુ તે માહરી ને માહરા બાપ વચ્ચે થયલી જુલીને લગતી વાતચીત તો સાંભલી શકેલો હોવો જોઇએજ નહીં, કેમજે તે વાત તો બધી અમે ચાલતાં ચાલતાં કરી હતી. એ તો એજ ઘણું કમનસીબ થયું કે અમે તે એકાંત બાંકપર બેઠાં. પછી માહરા બાપ પોતાને વાસ્તે બધું ખુલાસાથી નિડર બોલવા લાગ્યા, કે જ્યારે પોતાની એ ટુંક બુદ્ધીનાં પરીણામમાં કલેર કે જે પાછલથી છુપ્યો આવી ને ઝાડીઓમાં ભરાઇને બધું સાંભળતો હોવો જોઇએ તે એ સઘળું સાંભલીને જાગી ગયો.

અને ખરી રીતે તો, તેથી, એ અમારા સુભાગ્ય બચાવ માટે અમો બન્ને ભલી ઝારાનેજ આભારી હતાં. તેનો તે અજબજેવો તલેસમ અમને ઉગારી શકયો હતો, ને તેથી મનમાં ને મનમાં બી હું તે ગરીબ રખડેલ વાસ્તે માહરાં જીગરથી અતી ઘણી આભારી થઇ.

હવે માહરાં મનમાં મસાલ બલતી થઇ હતી. પ્રત્યક્ષ માલુમ પડતું હતું કે કલેર દુરાચારી ને જારી આદમી હતો એટલુંજ નહીં પણુ ઘોર અપરાધી હતો—ઘણું કરીને તો ખુનીજ હતો, અને ત્યારે હવે માહરે લેડી લીલા વાસ્તે શું ધારવું ?

વળી બીજો એક ખ્યાલ જે એજ હરેલમાં લગોલગ મને સતાવતો તે માહરા પીતાને મેં રેવન્સકલીફનાં લગન ભાંગી પડવાને વાસ્તેનાં આપેલાં વચન સંબંધી હતો. તેઓ જતા રહે તે કાલજીથી મેં એ ખાત્રી ને વચન આપ્યું હતું તો ખરૂં, પણુ માહરે હવે તે સંબંધમાં કેમ કામ લેવું ને શું કરવું? મને લેડી સીસલ્યાને વાસ્તે કશુંજ માન ન હતું. ડયુકને ત્યાંના નાટકના દરમ્યાનમાં મેં તેને પુરતી કપટી, ખારીલી ને તુમાખી જોઇ લીધી હતી, ને પછી વળી હરબટેં તેને લગતું મને જે કહયું હતું તેથી તે છોકરીને વાસ્તેનાં માહરાં સારાં મતે જારતી આંચકો ખાધો હતો. એમ છતાં, ફ્રેડીક રેવન્સકલીફને આએ તેની ઠગબાજીમાં ફાસવા ન દેવો એ માણુસાઇ હતી; મગર તે બનાવવું કેમ! જે કરવું હોય તે છુપા છુપજ કરવું પડે, કેમજે જુલીની ઇજ્જતની બરબાદી નહીં થાય તે બી તો સાચવવાનું હતું !

તે આખી રાત એ બધા વિચારો કરતાં મેં કોરા ઉજાગરાનંજ ગુજારી, ને આયંદા હું એજ ઠરાવ પર આવી થોભી કે સીસીલ્યાને વિશ્વાસમાં લઇ તેણીનાં પોતાનાં ભલાં વાસ્તે લુચ્ચા રેવન્સકલીફની બધી ઠગાઇ તેને જાહેર કરી દેવી, ને તે માહરા તરફથી તેણે જાણ્યું એવો જુલીનાં ભલાંને ખાતર ને તે લુચ્ચાને સ્વપ્નો બી નહીં થવા દેવા વાસ્તે તેણીની પાસે એક અભય વચન લઇ લેવું. એ ઉપરથી બીજી સહવારે એજ ઠરાવ અમલમાં મેળવાના એરાદાથી હું તૈયાર થઈ. લેડી સીસીલ્યા અરબન પોતાની એક કાકીની સાથે વૅસ્ટ અન્ડના શ્રીમંત લત્તાપર રેહતી હતી તે મેં નક્કી કરી લીધું, અને કાંઇક ખરીદીઓ કરવાને મસે હું ઘરમાંથી બાહેર પડી, કે જયારે નસીબ સંજોગે બનતું આવતું હતું તેમ અજબજેવું એ બન્યું કે જરા આગળ જઇ ગાડી કરી લેવાની મતલબથી હું ચાલતીજ આગળ વધતી હતી તેવામાં રીજંત સ્ત્રીટમાંથી પસાર થતાં મને જવાન હરબર્ટ પોતેજ મલી ગયો.

તે મને જોતાં સાથે માનથી ટોપી ઉંચકી ઉલટમંદ ને ખુશાલ ચેહરાએ માહરા ભણી ધસી આવ્યો. તે બી પાંઉપ્યાદોજ હતો. વાંચનારાં સાહેબો યાદ કરશે કે અમો વચ્ચેના બીગાડનું સમાધાન ને જરૂરી ખુલાસાઓ થવા પછીનાં અમો ભાઈ બેહેન થયાં હતાં, ને ભાઇ બેહેનનાજ એખલાસ ને હેતથી તેથી અમો હાલમાં પાછાં મલ્યાં.

એ દરમ્યાન અમો વચ્ચેની વાત નહીં ધારેલી વલાંણુ લેતાં મને એકદમ ખ્યાલ થયો કે કોઇ નહીં ને એ ભલો જવાંન મને રેવન્સકલીફની ઠગાઇ અટકાવામાં મદદ કરી શકશે. તે માહરો પડતો બોલ ઉપાડી લેવા ને કોઇ બી ખીદમત કરવા ઘણોજ આતુર ને ખંતી હતો, જે ઉપરથી મેં વિશ્વાસમાં બધું કહીને તેની સલ્લાહ શોહોધી.

"હું સમજી નથી શકતો, બેહેન ઍલન, કે તમો કેમ એ બુરાને ફાવી જતો અટકાવશો," તેણે ચીંતાતુર ને વીચારવંત કહયું. "તમોજ કેહોછ તેમ એ કોઇ તમારી સહીની ઇજ્જત તમો સમાલવા માંગોછ—તે જોખમ વચ્ચે નહીં હતે તો એ લુચ્ચાને ઉઘાડો પાડવાને આપણે જરા બી બીહીતે નહીં—પણ મામલો એવો બાલ જેટલો બારીક છે ત્યારે એને છેડી મુકવાનું કેમ પાલવશે? તમો કઇ રીતે લેડી સીસીલ્યાને તેનો જોખમ સમજાવી શકો?"—અને હયાં તરતજ એક ખ્યાલ તેવામાં સુઝયો હોય તેમ તેણે હાથપર હાથ થોકી કહયું, "હા, એક અચ્છી તરકીબનો મને ખ્યાલ થાએછ ખરો! તમો જરૂર ફાવશો."

"શી રીતે?"

"હુ સમજાઉં," તેણે સમજાવ્યું; "કાલે રાત્રે મમા અમારે ત્યાં એક મારકડ (બુરખાવાલો) ફેન્સી ડ્રૅસ બૉલ આપનારા છે. તેડાં ઘણા દિવસોથી બાહેર પડી ચુકયાં છે, ને લેડી સીસીલ્યા બી આવનાર છે. હવે બધાંજ બુરખામાં છુપાયલાં ડ્રૅસ કરીને આવશે એટલે બૉલ ચાલશે ત્યાં વેર તો કોઇ કોઇને કદી ઓલખી શકવાનુંજ નથી. એ દરમ્યાન તમારી ફ્રેન્ડને તમે ત્યાં મોકલો. હું દાખલ થવાના દરવાજા પર બતાવાનો કાર્ડ તમને મોકલી આપું. હું તલ્લાશમાં રેહવશ ને લેડી સીસીલ્યા કોણ થઇને આવીછ તે જાંણીને તમારી ફ્રેન્ડને તે વાતની બાતમી આપશ."

"એ ઘણું કૅપીટલ ! નામીચું !" મેં ખુશાલીથી પુકારયું. "માહરી ફ્રેન્ડ એક રખડેલ જીપસી છોકરીના હાલહવાલ ડ્રેસમાં આવશે, ને બુરખાનાં કારણથી તેને કોઇ ઓલખવાનું નથી. પછી તમો બાતમી આપશો તે મુજબ તે લેડી સીસીલ્યાને બાજુ લઇ જઈ તેનો હાથ જોઇ ભવિશ વરતવાને મસે તેને એ લુચ્ચા રેવન્સકલીફની ભયંકાર દગાબાજીની બધી હકીકત, પોતાનું નામ ઠામ છુપાવીને, પુરવારીઓ સીકકે કેહેશે. એમજ કેની ?"

"એકઝૅકતલી," મારકવીસ હરબર્ટ એકમત થયો; "મગર મુસ્કેલ એ છે કે હું તમારી ફ્રૅન્ડને પોતાને કઇ ફીસમે ઓળખી શકશ ? કદાપી એવી જીપસી ગર્લસ તો બે ચાર આવશે."

"તે હું કહું," મેં કહયું; "માહરી ફ્રૅન્ડ હાથમાં એક સુફેદ ગુલાબ રાખશે. તે ઇધાંણીથી તમો તેને ઓળખી લેજો."—અને એ ઠરાવ હરબર્ટને ઘણોજ ગમ્યો. મને તો, અલબત, જરા વિચાર બી કરવો પડયો નહીં. જીપ્સીઓ સાથે એ ગુલાબની કોઈ કાંહાંણી એવી ગુંથાયલી હોવાનું માહરી જાણમાં આવ્યું હતું કે મને તરતજ એ નિશાણી આપવાનો વિચાર આવી ગયો !

"હવે ધ્યાન રાખજો," હરબર્ટે ભુલ ભાંજી; "બરાબર ઘડયાલમાં બારના ટોકા થતાંજ બધાંઓએ ઘરોઘર મોંઢાપરથી બુરખા ખુલી નાખવાનો પ્રોગ્રામમાં ઠરાવ છે, વાસ્તે પોતાની મતલબ જોગું કરી લઇને કોઇ બી સુરતે બાર વાગવા આગમચ તમારી ફ્રૅન્ડે મેહેલમાંથી ખસી જવું જોઇશે. કોઇબી રીતે તે ઓલખાઇ કે પકડાઇ આવવી નહીં જોઇએ, નહીં તો તેને એવી સોસાયટીમાં દાખલ થવાનો કાર્ડ મલ્યોજ કેમ તેની મોટી ગરબડ ને ચકચાર થઇ પડશે."

"હું સમજી," મેં કહયું; "તમો તે વાસ્તે બેફીકર રહો; પણ આવવાનું કેટલે વાગે ?"

"બરાબર નવ વાગતે. નવની આગમચથી પરોણાં આવવા લાગશે."

"ને કાર્ડસમાં જેને નોતરેલાં તેનાં નામ તો નથીની ?"

"નહીં; ફકત નંબર છે. માસ્કડબૉલમાં તેડાંના કાર્ડ પર નામ હોતાંજ નથી, કેમજે નામ હોય તો ગમત બીગડી જાય. તમારી સહીએ, તેઓ, હીંમતથી પૉરટરને કાર્ડ આપવો જે પર એક નજર નાંખી તે તરત પાસેના બૉકસમાં નાંખી દેશે, ને એ બાઇ વગર તેડે ઘુસવાનો કોઇને સ્વપ્નો બી થવાનો નથી."

"પણ બુરખા ને ફેનસી ડ્રેસ છતાં તમો કેમ લેડી સીસીલ્યાને ઓળખશો, ભાઇ ?" મેં અજાબ થતાં પુછયું.

"માહરે વાસ્તે તે કશુંજ મુસ્કેલ થવાનું નથી," હરબર્ટે હસીને સમજાવ્યું, "હું મમાનાં લીસ્ટમાં લેડી સીસીલ્યાને ગયલા કાર્ડનું નંબર જોઇ લેવશ, ને તે નંબરનો કાર્ડ લાવનારી બાંનુનો પોશાક ધ્યાંનમાં રાખવા કાર્ડ લેનાર દરબાનને છુપો હુકમ આપશ. તે, એ ઉપરથી, સારૂં ઇનામ મલવાની લાલચ પર નંબરપરથી લેડી સીસીલ્યાને ઓળખી લઇને મને તેની ચોક્કસ બાતમી આપશે, જે હું તમારી ફ્રૅન્ડને જણાવી શકશ."

મેં, એ ઉપરથી, તે ભલા જવાંન મારકવીસનો ઘણો ઘણો ઉપકાર માન્યો અને અમો છુટાં પડયાં, કે જ્યારે લેડી સીસીલ્યાને મલવા જવાના જોખમનો ખ્યાલ એકદમ પડતો મેળી હું પાધરી ઘેરજ તરત પાછી ફરી.

ત્યાં તે ત્રણે (નોરમનવાલાં) ડ્રૉઇંગ રૂમમાં બેઠેલાં હતાં. મી. નોરમન પેપર વાંચતા હતા, મીસીસ એક નવો પાર્ટ મોંઢે તૈયાર કરતાં હતાં ને મીસ એક નૉવેલ વાંચતી પડી હતી, જ્યારે ખરેખર તો હું જોઇ શકી કે તે વાંચવાના તો સરયામ ઢોંગ હતાં. તે બીચારી ચોપડી લઇને એમ કલાકો તક પડી રેહતી, કે જ્યારે કશુંબી વાંચવાને બદલે તેના વિચારો તો દુખમાં ગીરફતાર—બધો વખત કયાં ને કયાં દોડતા રેહતા હતા!

મેં વાત છેડી. લુચ્ચા બેવચની રેવન્સકલીફનાં લગન ભાંજી પાડવાના તેઓના અરમાન બાબેજ વાત કાઢી, ને જ્યારે મી. નોરમને બલાપો કરયો કે "હું ચાહુંછ તો ઘણું બી કરવા પણ મને કંઇ સુઝતુંજ નથી, ને રખે ઘેરની ઇજ્જતમાં ખમવું પડે કરીને પાછો હઠુંછ," ત્યારે મેં માહરી યોજના તેમને સમજાવી. મેં એક કાર્ડ આવતી કાલ રાતના બુરખાવાલા બૉલનો મેલવ્યો હતો તે તેઓને જણાવ્યું, અને તે કાર્ડ લઇ એક રખડેલ મુફલીસ જીપસી તરીકે તૈયાર થઇને બુરખા સાથે હું પોતેજ એ બૉલમાં સીસીલ્યાને ચેતાવા જનાર હતી તે એરાદો મેં તે ત્રણેને કહી સંભળાવ્યો.

"હવે આપણને કશીજ રીતે બીહીવાનું નથી, કેમજે લેડી સીસીલ્યાને ચેતવનાર આપણે કોઇ હોઇએ એમ તો એ બુરાને કે ખુદ લેડીને પોતાને પણ કદી ખ્યાલ થવો નથી," મેં સમજાવ્યું; "આપુને એવે મોટે ખાંચરેના બૉલમાં તેડાં થાય અને આપણે કોઇ બી ત્યાં જઇ શકયે એમ માંનીજ કોણ શકે?"

અને તે ત્રણેને એ "પ્લાન" ખરેખર ઘણોજ ગમ્યો ને તેઓ માહરીપરથી બધાં થોડાં થોડાં થઇ ગયાં. તે લોકને હરમટ સાથના માહરા ઘરોબા વાસ્તે, અલબત, મેં કશું કહ્યું નહીં. તેઓ તો એમજ સહમજ્યાં કે ડચેસને માહરા જોડે ઘણું સારૂં હોવાથી તેજ એ તેડાંનો કાર્ડ મને મોકલનાર હતી.

વળી વાંચનાર જોશે કે કાર્ડ આપીને જુલ્યટને પોતાને ત્યાં નહીં મોકલતાં મેં પોતેજ જવાનો ઠરાવ કરયો હતો, અને જો કે હરમટને તો મેં એમજ કહેલું હતું કે હું માહરી ફ્રૅન્ડને મોકલશ, પણ પાછલથી મેં તે એરાદો પડતોજ મેલ્યો. ખરી વાત છે કે એવા એક મેલાવડામાં ઉંધાડે પગે એક રખડેલ જીપ્સી તરીકે જવા ને ચોરીછુપીની ઠગાઇથી એ કામ લેવા સારૂં હું માહરાં દીલ સાથ એકદમ એકમત થઇ શકી નહીં, પણ મેં એક ભલાં કારજની ખરી ફરજ એ માહરાં મનથી માની લીધી. એમ તો હું જુલ્યાનેજ મોકલતે, પણ મને વિશ્વાસ આવ્યો નહીં. બનવાજોગ હતું કે સીસીલ્યાને પોતાની વીટક વાત કેહતાં તે છોકરી ઉશ્કેરાઇ આવે ને સઘળો ઘાણ બગાડે! એટલા માટે મેં મન મારીને એ જોખમનું કામ આટોપવાનું ખુદ માહરેજ માથે રાખ્યું, ને તે એરાદો તે ત્રણે માહરાં મેહરબાંનોને અગત કરીને ગમ્યો.

અને તે દહાડો તે પછી મેં ને જુલીએ સાથે મલીને એક જીપસી પોશાક ને માહરૂં 'મૅઁટ અપ' વિગેરે તૈયાર ને નક્કી કરવામાં ગુજારયો, કે જેમાં, અલબત, નાટકના માહરા ધંધાએ ને ત્યાંથી અમે આઈતી મંગાવી લીધેલી ઘણીએક વસ્તુઓ ને કપડાંએ ઘણી મદદ કરી. વળી રહાંજની આગમચ તો કાર્ડ બી આવી પોહોંચ્યો. તે પર, હરબર્ટે કહયું હતું તેમ, નામ નહિ પણ ફકત નંબર હતું.

સારાં નસીબે બૉલની રાત્રે માહરો પાર્ટ નહીં હતો—મને ઘણી અવારનવારજ રજુ કરવામાં આવતી હતી—એટલે થીએટર પર માહરે હાજર થવાની બી જરૂર ન હતી, ને બે કલાક આગમચથી, તેથી, મેં તૈયાર થવા માંડયું, જેમાં જુલીએ મને ઘણીજ મદદ કરી; અને તૈયાર થઇ બુરખાથી મોંહ છુપાવી મેં જયારે આરસીમાં ડોકાવ્યું ત્યારે હું જાંણે પોતે પોતાને ન ઓળખી શકી તો કોઇ શું મને ઓલખે? મેં માહરા કાલા ભમ્મર બાલનો બારો છુપાવી તે પર ખોટા કર્લ્ડ બાલ પેહેડયા હતા, ને તે મોટા જાડા કાલા બુરખામાંથી જોઇ ને દમ લઇ શકાય વારને આંખ ને નાંખનાં છીદ્રો વટીક એટલાં કમ રાખ્યાં હતાં કે કોઇને તે અંધારી હેઠલ હું પોતે છુપાયલી હોવાનો તો સ્વપ્નો બી ન થાય! મી. ને મીસીસ નોરમને વટીક મને ખાતરજમા આપી કે અગર તેઓ જાણતાં ન હતે તો કદી બી એ રખડેલ પોશાકમાં હું છુપાયલી છેઉં એમ તેઓ પીછાણી લઇ શકતે નહીં, અને હું ગઇ.

હું ગઇ. મેં સાથે એક સુફેદ ગુલાબ હાથમાં રાખવાની સંભાલ લીધી હતી. વલી મેં નોરમનવાલાંઓની ગાડી બી નહીં જોડાવી ને ભાડુતીજ મંગાવી લીધી. નોરમનવાલાંઓની ગાડીથી કદાપી કોઇ ઓળખે કે વેહમાએ બી ખરૂં?

અને જયારે "આરલી હૉલ" માહરી ગાડી પોંહોંચી ત્યારે ત્યાં તો ગાડીને તે મોટા મેહેલના દરવાજામાં દાખલ થતાં વટીક જગના જગ વાર થઇ ગયા. એ દરમ્યાન મેં જોયું કે લગભગ બધાં મોટે ઘરનાંઓ બી ભાડુની ગાડીઓમાંજ આવ્યાં હતાં. એજ તો ખુબી હતી. એકમેકને ફેનસી ડ્રેસ ને બુરખા છતાં ઓલખી કાઢવાની હરીફાઇનેજ જયાં બૉલ ત્યાં ઘરની ગાડીઓમાં આવવાનું બનેજ કેમ? ગાડીઓ પરથી તો કોઇ ને કોઇ તરત ઓલખી લે!

એ પછી જયારે ગાડીમાંથી ઉતરવાની માહરી વારણુ આવી ને તે દમામદાર ભરકી પોશાકમાં સજ થયલા હૉલ પોરટર (દરબાન) ને મેં માહરો કાર્ડ આપ્યો ત્યારે તેણે તે પર એક ઉતાવલી નજર નાખી લીધી, પાસે મુંકેલો એક મોટો બંધ્યાર બૉકસ કે જેમાં એક કાર્ડ નાખી શકાય એટલીજ ફકત ફાટ હતી તેમાં તેણે તે કાર્ડ ઘેસવી દીધો, ને મને ધારા મુજબનું માનથી નમ્યો એટલે બધાં લોકોંનો રેલો જે માહરી આગમચ વચલા મોટા દાહર તરફ ચાલુ થયલો હતો તેની પુઠેપુઠે હું બી ચાલી.

અને તે રાત્રે તે અનેક તહરાંની બુધ્ધની પરખ કરાવનારા ફેન્સી ડ્રેસીસ જોઇ હું ગોયા માહરી અક્કલથી હેરત રહી. એ અલબત માહરો નવીન અનુભવ હતો. બધાં ફેનસી ડ્રેસમાં હોવાથી સૌ એકમેકને ધારીધારીને જોતાં, ને ઓળખી લેવાના પછાડા મારતાં, પણ કોઇને કશીજ રીતે વરમુ લાગતું નહીં.

તે આખો મેહેલ ખુલી નાખવામાં આવ્યો હતો, ને રોશણીની એક સરબસર રેલના ઝગઝગાતથી તે બધો દીપી રહયો હતો. તે ઘણીજ નાજુકાતથી આરાસ્તા કરવામાં આવેલો હતો. ડ્રેસીસ બી લોકોએ રકમ રકમના કરેલા હતા. ઘોડાવાલાઓ, ફુટમેન, પીંઢારાઓ, ખેડુત, છોકરીઓ, જાદુગરો, ઢોરચારૂઓ, લડવૈયાઓ, લસ્કરીઓ જે જોઇએ તે પોશાકો સજીને સ્ત્રી પુરૂશો ઉતરી પડયાં હતાં, ને તે લાગતું હતું ખરેખર ઘણુંજ રમણ્ય ને રમુજી.

ફકત ડયુક ને ડચેસ જેઓ પરોણાંઓને રીસીવ કરતાં ઉભાં હતાં તેઓજ બેબુરખે હતાં, ને હસી હસીને જંને બધાં આવનારાંઓને આવકાર આપતાં. મને બી જોઇને તેઓ નમ્યા ને હસ્યાં-ભલા જાંણે તેમની કે હું કોણ હતી. મને બી તેઓ કોઇ ડચેસ કે વાઇ-કાઉન્ટેસજ સમજ્યાં હશે તો !

## પ્રકરણ ૫૬ મું.

હું આગલ વધી. એક ખાસ ઉભા કરેલા સ્ટેજ પર એક નામી બેંડનો ઑરકેસ્ત્રા ચાલુ થઇ ચુકયો હતો, અને બધાં એકમેકને ઓળખી કાઢવાની હરીફાઇની રસાકસીમાં પડેલાં ખુશાલ કરતાં ફરતાં હતાં. હું બી તેમ કરવા લાગી ને પેલો સફેદ ગુલાબ બેદરકારીથી હોય તેમ તોપણ એવો દેખીતો મેં હાથમાં પકડયો હતો કે હરબર્ટ તે જોતાં સાથે ઓળખે ને માહરી કને દોડી આવે; પણ તે આવે તેની આગમચ તો એક કોઇ બીજો આવ્યો. "મને એક ડાન્સ મલશે, ઓ જાદુગરની માતા ?" તેણે રમુજ કરી, અને મને તરતજ લાગ્યું કે એ અવાજ હું અચ્છી કાસમે ઓળખતી હતી. "રખડેલ જીપસીઓ તો સારાં નરસાં નસીબો બી હાથ જોઇને પારખે છે, અને ત્યારે તમો મને માહરૂં નસીબ નહીં કેહશો, ઓ દેવીઓની દેવી ? કેમજે માહરી ખાત્રી છે કે આ ખોટા બાલ ને મોંઢાં પરનો બુરખો ઉતરી જતાં હું જે જોવશ તે એક ઘણો મનોહર મુખડોજ પુરવાર થશે."

માહરી ખાત્રી થઇ. એ તેજ હતો. તે લુચ્ચો રેવન્સકલીફજ હતો.

"નસીબ કેહવા ને ભવિશ પારખી આપવું એ તો અમારી જાતવાલાંઓનો ધંધોજ છે." મેં માહરો અવાજ બદલી કહયું;—કેમજે મને તો પુરતી નીરાંત હતી કે તે મને જરા બી ઓળખી શકયો નહોતો. આવી આગેવાન સોસાયટીમાં તે માહરાં આવવાની ગણતરી કેમ કરી શકે ? તે તો મને કોઇ મોટે ઘરની સુંદરતા જાણીનેજ આ બધું ખોટી ખુશામદનું અને ટકોરબાજીથી મને રાજી કરવાનું કેહતો રહયો હતો; "પણ શું છે, મેહરબાન ?" મેં ટકોરબાજીથી જારી રાખ્યું; "એ ડોકાં તાણી તાણીને કોણને જોવોછ ? પેલી એક બીચારી નિર્દોશને દગો કરીને બીજીને હવે વચન આપ્યુંછ તેને શોહોધોછ ?"

રેવન્સકલીફ એ સાંભળતાં ખુલ્લી રીતે બેઅટકાવ ચોંકયો. તે ઘણોજ ગુંચવાયો. તેને સહમજ નહીં પડયું કે આ કોઇ તેની વર્તણુંક જાંણવાવાલીનો મોગમ એસારો હતો કે અમરથો તેને લાગુ પડી જાય એવો એક રમુજમાં બોલાવલો ટોહલો હતો—અને તેવામાં તો ડાન્સ ચાલુ થયો એટલે મેં તેનેજ માહરો હાથ આપ્યો, ને તે વાતચીત તો તુરત વેળા ત્યાંજ ઢબ પડી.

"તમારાં પગલાં તો પરયાંઓની અદાથી જાણે જમીનપર ડડતાંજ નથી," ડાન્સ ખલાસ થતાં મને બાજુમાંની એક બેઠક પર લઇ જતાં તે માહરો જોડીદાર (રેવન્સકલીફ) હસીને બોલ્યો; "દેખાવમાં પચાસની ભરતીમાં ભરાયલી જીપસી પણ ખરેખર તો બાત્રીસ ઉનાલા બી નહીં જોઇ ચુકેલી એ કોણ માહરી મનમોહન ભાગીદાર છે તે મને જાણવાની રજા છે?"

મેં જોયું કે આ ચડયો ગતમાં લોટતો હતો. માહરા પેલા એસારાથી તેનાં પાણીજ મરી ગયાં હતાં, ને હું કોણ છું તે જાણવાની આતુરતાની આગમાં તે દીસતી રીતે બલી મરતો હતો!

હું, તેથી, જવાબમાં હસી. "બારને ટકોરે જ્યારે બધાંના મુખડાઓ પરથી બુરખા ઉંચકાશે ને બધાં મુખકમળ ઉંત્રાડાં થશે ત્યારે જેમ હું તમોને જોવશ ને ઓળખશ તેમ તમો બી મને જોશો, માહરા લૉર્ડ."

તે પાછો ચોંકયો. તેણે જોયું કે ખચ્ચીતજ હું તેને પીછાંણુતી હતી, પણ તેની છુપી વાત, જુલ્યાને તેણે કરેલા ભયંકર દગાનો ભેદ, કોઇ બી જાંણીજ કેમ શકે? તે વધતો ગુંચવાયો, અને મેં જોયું કે એટલુંજ બસ હતું એટલે હવે હું તેને નમીને તેની પાસથી ખસીજ ગઇ.

એ પછી જરા આગલ વધતાં જે માહરી કને આવ્યો તે મને તરત કદપરથી લાગ્યું કે હરબર્ટ પોતેજ હોવો જોઇએ, ને તેમજ હતું. હું ઘણી આતુર થઇ ગઇ હતી. વખત નજીકજ જતો હતો ને બારની આગમચ તો લેડી સીસીલ્યાને ચેતાવી માહરે ત્યાંથી તીરી જવાનું હતું. હું, તેથી, પેલો ગુલાબ હાથમાં દીસતો રાખીને હરબર્ટને શોધવાની પુરતી અકરાકરમાં પડી ચુકી હતી તેવામાં સારાં નસીબે તેણે મને જોઇ અને ઉપર કેહવા મુજબ તે માહરી આગલ આવ્યો.

"આએ સફેદ ગુલાબ એક ચોકકસ આદમીને પીછાંણુવાની બાતમી મેલવવાની ઇચ્છાંણી છે, બાંનુ?" તેણે આવતાં સાથે પુછ્યું.

હું કાંઇ બોલી નહીં. મેં ફક્ત માથું નમાવી હા કહ્યું.

"પેલા સ્કૉટની નોવેલમાંની આઇવેનહો થઇ આવેલો છે તે," તેણે લેડી સીસીલ્યાને મને દુરથી બતાવી. "ડ્યુક ને ડચેસ વાત કરતાં ઉભેલાં છે તેઓની જમની બાજુના સોફાપર જે ત્રણ જણાંઓની ટોલકી બેઠલી છે તેમાં વચમાં છે તે જેની તમને બાતમી જોઇએછ તે છે"—અને એટલું બોલી તે તરતજ માહરી બાજુમાંથી ખસી ગયો.

મેં જોયું કે તેણે બી મને ઓળખી ન હતી. તે તો મને માહરી ફ્રૅન્ડ સહમજતો હતો, અને મેં તેની મુલ બાંજવાની જરૂર પીછાંણી નહીં. તે બસો ને અદબવંતો હતો ને હાલ બી તેમજ વરત્યો. ફક્ત એક પોતાનાં વચન મુજબની ફરજ અદા કરી તે ભલાઇથી હટી ગયો. જેને ખુદ રેવન્સકલીફે દગો કરયો હતો તે કોણ હતી તે જાણવાની અયોગ્ય ઇચ્છા જે ઘણુંને થાય તે ઠીક તે લાયકીવાલા જવાનને થઇ નહીં.

અને હવે હું બીજો ડાન્સ ચાલુ થાય તે આગમચ લેડી સીસીલ્યાને પકડવા તે તરફ જતી હતી કે જ્યારે માહરી બાજુમાંથી પાસ થતો એક કોઇ સખ્સ મને જોતાં સાથે ચોંકયો. તે મને જોઇને જરા ઉભો વટીક રહી ગયો, ને તેથીજ ખાસ કરીને માહરૂં ધ્યાન ખેંચાયું. શું તેણે મને ઓળખી? નહીં. મેં પીઠેથી તેને જોઇ તેની ઉંચાઇ કદ વિગેરેથી ખાત્રીપુર્વક માન્યું કે તે પેલો દોજખી કસેર હતો. તે એક જીપસીને હાથમાં સફેદ ગુલાબ લઇને આવેલી જોઇ એટલો ચોંકયો હતો, એ કોઇ તેને પોતાને લગતો ભેદ હતો—એ ગુલાબ ને જીપસી—તે આપણે યાદ કરશું, ને ત્યારે તે કોઇને મને એ રીતે રજુ થયલી જોઇ ગભરાયો તે કેટલું વાસ્તવિક હતું તે આપણી સહમજમાં આવી શકે છે.

મેં, મગર, તેને વટાડયો નહીં. તે ઘણોજ પકકો ને બાહોસ હતો, વાસ્તે જરૂર મને ઓલખી લેશે એમ મને ભય થયો. એટલા વાસ્તે તેનો ગભરાત મેં જોયોજ કે હું તે કશો સમજીજ ન શકી હોઉં તેવા મેં ઢોંગ કરયા, ને હું આગલ વધી, કે જ્યારે વળી એક અબળા મને પોતાની પાસથી પસાર થતી જોઇને ઘણા ગભરાતમાં થંભ થઇ ગઇ! તે કોણ? તે કવીન ઍન થઇને આવી હતી ને મોંઢાં પર તો બુરખો હતો, પણ હું તરતજ તે છતાં સહમજી ગઈ કે તે પેલી લેડી લીલા હતી! એ બંને બુરાંઓ મને જીપ્સીના પોશાકમાં હાથમાં સફેદ ગુલાબ લઇને દમકતી જોતાં ખરાં મને બીહીધાં ને ચોંકયાં હતાં, અને તેથી તેઓને મને કાંઇ બી કેહવા કે પુછવાની તક આપ્યા વના હું આગલ વધી કે તેઓ બન્ને એકમેક આગળ જઇ વાત કરવા પડયાં તે મેં એક વાર નજર ફેરવી આબાદ જોઇ લીધું!

હવે એ પછી હરબર્ટે બતાવી હતી તે મુજબ હું લેડી સીસીલ્યાને શોહોધતી ગઇ. તે "આઇવેનહો"વાલી "રેબેકા" થઇ આવી હતી, જે પોશાકમાં તે તુમાખી છોકરી પોતાનાં સીધાં ને ઉંચાં કદમાં મોઢાં પરના શીહા બુરખા છતાં હાલમાં બી ઘણી સુંદર દેખાતી હતી. તેના તે યાહુધીના પોશાકમાં હાથ છેક ખભાં સુધી ઉઘાડા હતા, કે જે ઉપર કીંમતી હીરાની બ્રેસલેટસ ઝગઝગ થતી હતી, અને ગલું બી છેક છાતી સુધી નીચે ઉતારેલું હતું, કે જે ઉપર મોટાં બેમુલ ગોલીબંધ મોતીઓ ઘણો મોહ પમાડનારો ઇનસાફ પામતાં હતાં.

હું તેની આગલ ગઇ.

"રેબેકા છોકરી, તું એકલી કેમ ઉભીછ?" મેં એક ઘરડી જીપસીનાજ તોર, અવાજ ને દમામથી પુછયું, કેમકે જે કુંડાળાંમાં તે અત્યાર સુધી વાત કરતી ઉભી હતી તે તરતનુંજ છુટું પડી આગલ વધેલું હતું, અને સારાં નસીબે હાલમાં તે એકાદ પળ એકલીજ હતી.

તે અજબ થતી અને હું કોણ હતી તે જાણવાને જીજ્ઞાસુ માહરા ભણી ફરી, ને તે લાલ પરવાલાં જેવા હોઠ (કે જે ઉપર માસ્ક તેણીએ છેક નીચે ઉતારેલી ન હતી તે) મલકાતથી હસતા જણાયા. અલબત, તે તો એમજ સમજી કે હું બી કોઇ ટાઇટલ્ડ લેડી તેનીજ પંક્તીની તેને ઓલખીને એમ બનાવતી ને રમુજ કરતી હતી.

"જીપ્સી મા, તું મને માહરૂં નસીબ કેહશે?" તેણીએ તે ઉપરથી ગમત કરતાં કહયું; "હું એકલી છેઉં, કેમજે તુંને માહરો હાથ બતાવા હું તાહરીજ વાટ જોતી ઉભી હતી."

"ઓ ઘણી ખુશીથી," મેં જવાબ કરયો—ને ધીમેથી વધારયું, "રેબેકા, સંભાલ! તું એક જે કદમ હાલ લેવાની તૈયારીમાં છે તેમાં તાહરી ખુહારી છે!"

તે છોકરી એ સાંભળતાં એકદમ ચમકી, ને અજાયબીમાં મને ધારીધારીનેજ જોવા લાગી.

"તું તો મજાકમાં નહીં પણ ખરેખર મને કહેતી હોય તેમ કંઇ બોલેછ!" તેણીએ ધીમા સહાદે એકદમ ગંભીર થતાં કહયું.

"અને હું ગંભીરજ છેઉં," મેં કહયું; "આવ, પેલાં એકાંત ખુંણામાં આપણે જઇને બેસ્યે."

તે તરત આવી. હું કોણ હતી ને શું કેહવા ચાહતી હતી તે વાસ્તે તેની જીજ્ઞાસા ઘણી ઉસ્કેરાઇ હતી, અને એક અર્ધ અંધારૂં ખુણું કે જ્યાં કોઇની આવન જાવન ન હતી ત્યાં મુકેલા એક સોફા પર અમો બંને જઇને એકમેકની લગોલગ ગોઠવાયાં.

"તું શું મને ઓળખેછ?" તેણીએ બેસતાં સાથે પુછયું.

"હા. આ બુરખામાં છુપાયલો ચહેરો લેડી સીસીલ્યા અરબનનો છે;" મેં હીંમતથી કહયું.

"પણ તેમાં તેં હુસ્યારી શું મારી—તું જે બી હોય તે," તેણીએ તુચ્છકારથી હસતાં કહયું. "એમ તો બુરખા છતાં આએ મેલાવડાનાં આંકસો આસામીઓમાંથી હું એક સોને તુંને ઓળખાવી આપું. એ શું પુરવારી હોય કે તું ભવિશ વરતી શકેછ?"

"પણ હું બધું ખરૂં ભવિશ કહીને તમારી ખાત્રીજ કરી શકું તો?"

"તું પહેલાં મને તું કોણ છે તે બતાવ," તે બજીદ થઇ; "એટીકેટ મુજબ આપણે બાર વાગતેજ ચેહરા ખુલ્લા કરશું; પણ અહીં હાલ કોઇ નથી એટલે જરા તાહરો બુરખો હઠાવી તું કોણ છે તે મને જોઇને ઓળખી લેવા દે."

"હું ખરેખરી જીપસી છેઉં," મેં કહયું, અને હું અવાજ બદલીનેજ બધી વાત કરતી હતી. "મને તમો જોશો તોબી મુતલગ ઓલખાવાનાં નથી. જો તો મને એજ ઠીકરૂં થયું, ને તેથી તમોને જોતાં તમારૂં ભવિશ કેહવા મન થવાથી તમારી આગલ ધસી આવી."

"ત્યારે તું શું હમણાં બોલી તે બધું ખરાં ઝીગરનું હતું એમ તું કેહવા માંગેછ?"

"તદન ખરાં જીગરનું ને ખચીતજ તમારાં ભલાંનું," મેં ઘણીજ ગંભીર થતાં કહયું. "બાઇ ચેતજે!"

"અહીં જો!" હવે તેણીએ તુમાખથી કહયું. "માસ્ક ડ્રેસ બૉલમાં મસ્કેરીની બી હદ હોયછ. તું માહરી ખાનગી જીંદગીને વાસ્તે મને બીહીવરાવાની હદ સૂધી ફાસ્ટ જાયછ તે કાંઇ રમુજ કે મશ્કેરી નથી."

"પણ હું કેહુંછની જે હું રમુજ કે મશ્કેરી કરતીજ નથી," હું બજીદ થઇ.

"ત્યારે તું શું કહેછ તે બધું ખરૂંજ છે?"

"તદન ખરૂં."

"ને તેની પુરવારી શું?"

"હું પુરવારી સીકકે વાત કરૂં તો તમો બાંનુ મને તમારૂં પાક વચન આપશો કે તમને એ ભેદ ક્યાં ને કેમ માલુમ પડયો તે કોઇને બી જાણુવા નહી દેશો?"

"લે, આય માહરૂં વચન," તેણીની જીજ્ઞાસા હવે હદથી જ્યાદા થઇ પડતાં તરત તેણીએ વચન આપ્યું.

"તમારાં લગન પેલા લૉર્ડ ફ્રૅડીક રેવન્સકલીફ સાથ ગોઠવાયલાં હોવાની વાત પેપરોમાં આવી ચુકીછ, પણ હું કેહુંછ, લેડી સીસીલ્યા, કે તમો પસ્તાશો! તે ઉમરાવ એક લુચ્ચો ને દગારો છે, કે જે એ મુજબ નિર્દોશ કુમારીકાઓની ખરાબી કરતો ને સત્યાનાશી શોહોધતો ફરેછ."

ગુસ્સાની એક ચીસ સમેત ખભડીને એ સાંભળતાં તે છોકરી અધીરતા વચ્ચે પાછી કુદડી ઉઠી.

"ઉતાર તાહરો બુરખો એકદમ!!" તે બબ્દ થઇ. "આવા ગંભીર આરોપને વાસ્તે આએ જગ્યા કે વખતજ નથી, ને જો તું એકદમ તેની પુરવારી અત્રે નહીં રજુ કરશે તો અબ ઘડી—"

"ધીરે, લેડી સીસીલ્યા, ધીરે," મેં ઠંડે કલેજે પુરતી હીંમત સાથે કહયું; "બેસો. બેસો પાછાં. હું તમારી શત્રુ નથી. હું તમારાં ભલાંમાં છેઉં. હુ જે કહુંછ તેની પુરવારીઓ ખાત્રીપુર્વક રજુ કરી શકશ."

તે ઘણીજ અજબ થતી લગાર શાંત પડી ને પાછી બેઠી.

"એણે એક છોકરીની ખરાબી કીધીછ—"

"તાહરીજ?"

"નહીં. મને કશુંજ લાગતું વલગતું નથી," મેં કહ્યું. "તેમ હોતે તો આટલી ધીરજથી હું તમારી સાથે વાત કરીજ કેમ શકું તે તમો નથી જોતાં? બીજીની. તમોને ફકત એક બુનને બસથી બચાવાનીજ માહરી પાક દયાનત છે, એ અત્યાર સુધીમાં તમારે જોઇ શકવું જોઇએ."

"તું ત્યારે બધું મને ખુલ્લુંજ કેહેની?" તે કગળી પડી; "હું દરેક પવિત્ર આત્માના કસમથી કેહુંછ કે હું તે બધું ખાનગીજ રાખશ."

"હું નામઠામ તો કેહવાનીજ નથી, પણ તમોજ એ બુરાને પુછજો ને તમારી ખાત્રી કરજો," મેં વધતી ઓછી આનાકાનીથી જવાબ કરયો, કેમજે મેં જોયું કે પુરવારીમાં માહરે કંઇ બી કેહવું તો જોઇએ? "એણે એક નિર્દોશ કુમારીકાને ઘણાજ પ્યારનાં નીમીતથી ભોળવી, ને જ્યારે તે નેકચલણે એની બદદયાનતને કશુંજ મચક નહીં આપ્યું ત્યારે તેણે ઢોંગનાં એક લગન વટીક ઉભાં કીધાં. એક પાદરીની ઠગાઇ કરાવી તેણે એક જણ પાસ કીધા

બધી કરાવી લીધી. તે તદન ઠગબાજી હતી, અને પછી તેનો નાશ કરીને હવે તેનાથી અલગો થયલો——"

"ઓ, શું એ ખરી વાત છે?" તે લગભગ ધ્રુજતા અવયવોથી ચમકી ઉઠી; "અરે ત્યારે તો તે હીણનસીબ છોકરી કોઇજ નહીં પણ તુંજ હોવી જોઇએ, ને તું કોણ છે તે માહરે એકદમ જાણવુંજ જોઇએ."———અને હું તેની હીલચાલ સહમજી કે તેને રોકી શકું તે આગમચ તો તે દાકણીએ હદ વગરની ઉશ્કેરણી હેઠલ માહરા બુરખા પર તડાપ મારી તડાક દેતો કે તે ચીરી નાખ્યો, ને માહરો ચેહેરો ખુલ્લો કરી નાખ્યો!

"ઓ કોણ?" તે સરબસર છેડાઇજિ પડી; "તું એક કમીની ઍક્ટ્રેસ આએ આવા મેલાવડામાં? ત્યારે આ મોટામાંમોટી ઠગાઇજ છે! ડચેસ કદી તુંને અત્રે તેડું કરવાની હીંમત કરી શકેજ નહીં. તુંને એકદમ ઉઘાડી પાડવી જોઇશે!"

હું તો બધી થથરી ગઇ. પેહલાં તો હું ઘણીજ બીહીધી ને ગુસ્સાથી માહરા ગાલ બધા ધમધમી આવ્યા, પણ તરતજ કંઠે પ્રાણ આવી ગયલા જોઇ મેં સમો સાચવ્યો, ને એકદમ માહરી હીંમત જમા કરી કહ્યું, "તમારે શરમાવું જોઇએ આએ જુલમગાર રવેસે ઍટીકેટનો ભંગ કરવા વાસ્તે. જાઓ તમારૂં કાલું કરો. જોઇએ તો મને જાહેર કરો ને હું તમારી ખરાબી નહીં પણ તમારી ભલાઇ શોહોધતી અહીં સુધી આવી તે માહરી પાક જેહ-મતને તમારાં શરમભરેલાં નગુણાંપણાંથી ગેરઇનસાફ કરવા વાસ્તે લોકોનાં સામાં ખાસડાં ખાતાં થવાતે! પેહલ્લાં તમારી ખાત્રી કરો કે માહરી વાતમાં સચ્ચાઇ છે કે બુરાઇ? તમારા કસમો કેવી રીતે તમે પાહ્યા તે બી આપણે તમારી આય ઉચ સોસાયટીને જરા જાંણવા દઇશું."

તે ઠંડી પડી ગઇ. તેણીએ હવે જોયું કે ઉતાવલી ઉશ્કેરણીમાં તેણીએ ખરેખર ઘણું ધામટ કરયું હતું.

"પણ ત્યારે શું તું આએ મને કેહવા અહીં સુધી આવી ને બધી ખરીજ વાત છે?" તેણીએ લગાર જંખવાણી થતાં પાછું ધીમે સાદે પુછયું.

"તે ખરૂં છે એ પુરતી ગંભીરતા સાથે હું તમોને કહી ચુકોછ," મેં મોટા તુમાખથી કહ્યું; "ખોટું પુરવાર થાય તો જાહેરમાં મને ગમે એમ રૂસવા કરવા કે પુછી લેવા તમોને હક રેહશે."—અને એમ કહેતાં મેં રખે કોઇ આવી જાય તે ફીકરથી તે બુરખો તરત પાછો પેહેરી લેવાની કોશેષ કરી.

તે લગાર મુસ્કેલ કારજ હતું, કેમજે તે મુર્ખ છોકરીએ ઝટકાથી તે ચીરી નાખેલો હોવાથી એક બે દોરીઓ બી તુટી ગઇ હતી, અને તે જોતાં હવે તે પોતે એટલી ગભરાઇ કે તે સમો કરીને જેમ તેમ મજબુત રહે તેમ મોઢાં પર પેહેરી લેવામાં તેણીએ સાંમી મને મદદ કરી!

"તમે મને એ વાતની કોઇ પુરવારી નહીં આપો, મીસ ટ્રેફર્ડ?" તેણીએ હવે તે પછી સરબસર કાલાવાલાથી કહ્યું.

"તમો પર હવે હું એતબાર મેલીજ કેમ શકું?" મેં હજી બી ઘણા ગુસ્સાથી કહ્યું; "પુરવારીજ શું છે કે તમો માહરૂં નામ જાહેર કરી દઇ મને ફસાવો નહીં? મને પોતાને"—મેં તરત વધતા ખુલાસાથી બોલવાની અગત પીછાંણી—"મને પોતાને એ તમારા ઉમરાવની તચાકડીમાર દરકાર કે તેનો જરા બી ડર નથી. હું જે માહરૂં નામ તે નહીં જાંણવા પામે તે સમાળવા માંગુછ તે એટલાજ વાસ્તે કે જે બીચારીની એણે કરપીણપણે ઇજ્જતની પાયામાલી કરી છે તેનો તે ભેદ વેરનો મારયો એ લોકોમાં જાહેર કરી દે!"

"હું સમજી," ધ્યાનમાં ઉતારયું હોય ને માહરી તકરારનું વાસ્તવીકપણું તે મંજુર કરતી હોય તે ઢપે તે બોલી; "પણ હું વિનંતી કરૂંછ કે માહરી પર એતબાર રાખો ને મને કોઇ પુરવારી આપો."

"વૅલ, ત્યારે ફ્રાંન્સમાં સેંટ ઓમર ખાતે રૅવરન્ડ ક્રૉફ્ટને સરનામે તમો એક કાગલ લખો," મેં કહયું. "તે માહરી આએ વાતને ટેકો આપશે, ને બધું ખુલાસા સીકકે તમને જવાબમાં લખશે—જો તમો એક ખરાંજ ક્રીશ્ચન તરીકે અમારાં કોઇનાં બી નામ જાહેરમાં નહીંજ મુકવાની તેને ખાત્રી લખશો તો. પછીથી એ લૉર્ડને હીંમતથી તે બધું કહી સાંભળાવી—તમો કયાંથી તે જાણવા પામ્યાં તે જરા બી જાહેર કરયા વગર—તમો પોતાની જોઇએ એમ ખાત્રી કરી લઇ શકશો."

"ઓ, જો તેમ હોશે તો હું જનમ સુધીની તમારી આભારી થવશ ને તમારી દોસ્ત રેહવશ," તે છોકરીએ લાગણીથી ધ્રુજતા અવાજે કહયું, "અને મને લાગેછ કે તમો ખરંજ કેહોછ. તમારા અવાજમાં સચ્ચાઇજ લાગેછ, ને હું માફ માંગુછ. હું રૅવરન્ડ ક્રૉફ્ટની પાસે પુરવારીઓ મંગાવ્યા પછી માહરી ખાત્રી કરીને તમોને માહરૂં હેસાન જાહેર કરવા મલવા બોલાવશ. તમો આવશો? તમો મને માફ કરી શકોછ માહરી આજની હમણાંની બધી ગેરકાયદે ચાલ ને તોરછોડ?"

મેં જવાબમાં મુંગે મોંહે તેને ફકત માહરો હાથ આપ્યો, જે તેણે લગાર હેતથી દાબ્યો, ને પછી તે ઉશ્કેરાયલી માહરી બાજુમાંથી ઉઠીને જતી રેહી. હું તો, એમ છતાં, હજી થોડો વાર ત્યાંજ બેસી રહી. મને ઘણીજ બીહીક લાગેલી હતી. તે ઉછાછળી છોકરી જો માથું ફેરવી તે રાતે મને ઉઘાડી પાડતે તો માહરો તો નાશજ થઇ જતે. અલબત, હું માહરૂં પોતાનું પ્રમાણીકપણું તો પુરવાર કરી શકતે, પણ તે કેટલાં બધાંની ખરાબીને ભોગે? સામટી રીતે, તેથી, હવે મને લાગું કે મેં આ જોખમ કરવામાં ખરેખર ભુલ કરી હતી, ને જુલીનું ભલું કરવા જતાં આ બીજી વારની હું છકકર ખાઇ જતી હતી.

હું એ પછી માહરાં મનનું પુરતું સમાધાન કરી ત્યાંથી ઘણે વારે ઉઠીને બાહેર પડી. હવે નજદીક ૧૨ થવા આવ્યા હતા ને માહરે ઉતાવલે નાહસી જવાનું હતું. હું હરબર્ટનો તેની મદદ ને ઉદારતા વાસ્તે ઉપકાર માની જતી રેહવા ચાહતી હતી, ને હું તેથી તેને શોહોધવા લાગી. ત્રીજો ડાન્સ બી તરતનો ખતમ થયલો હતો, ને બધાં એકમેક વચ્ચે વાતચીત કરતાં તે જે સંહેંકડો ઉભેલાં હતાં તેઓમાં હરબર્ટ મને મજયો નહીં.

હું તેથી તેને શોહોધતી બગીચામાં ઉતરી. ત્યાં બી કોઇ ઝાઝાં જણાયાં નહી, ને એક મોટી ઝાડી પાસથી હું ચાલી જતી હતી ત્યારે બે જણાંને તે ઝાડીની પછવાડે વાત કરતાં સાંભળી હું માહરી મરજી ઉપરાંત ત્યાં ઉભી રહી ગઇ. તે બન્ને અવાજે મેં તરત પીછાણ્યા—જોકે તેઓ ઘણા ધીમા સાહાદે વાત કરતાં હતાં.

"પણ હાથમાં સુફેદ ગુલાબ છે તે કાંએ?" કલેર પુછતો હતો; "એ છે કોણ? લીલા, આપણો ભેદ તેં જાણ અજાણ કેથે જાહેર કરી દીધો હોય——"

"ઍડવીન, તમે ઘેલા તો નથી થયા?" લીલા જવાબમાં કેહતી હતી. "હું શું જાણું કે એ કોણ લેડી મુઈછ ને એમ અત્રે કાંય આવીછ? કદાચ તદન નિર્દોશતાથી બી હોય! હું કોણને માહરી ગરદન ફાંસમાં આપવા જેવું કેહું? આપણે બેઉ એકમેકનાં લોહીતરસ્યાં દુશમન થવા પછી——"

"જવા દે એ વાત!" કલેરે અધીરાઇથી કહ્યું; "માહરી ખાત્રી છે કે એ તેજ દુકતી છે."

"પણ ત્યારે જરા મલીને વાત કરવી શું એો? તમે કેહો તો હું વાત કરવી જોઉં? તરત તેમ હોશે તો પકડાઇ આવશે," લેડી લીલાએ કહ્યું—ને તરત વધારયું, "પણ તે હોયજ નહીં. તે આએ મેલાવડામાં આવી શકેજ કેમ? ડચેસને ગમે એટલું તેને વરે માન ને સારો વીચાર હોય પણ તે અત્રે તેને તે છતાં તેડવાની હીંમત———"

પણ હવે હું થોભી નહીં. મેં પુરતું સાંભળ્યું હતું ને રખે તે બુરાંઓ મને વાત કરાવતાં આવે તે ફીકરથી હું પુસ્કળ બીહી ગઇ હતી. વળી તેજ વખતે મેં મારકવીસ હરબટને સાંમી બાજુએ આવતો જોયો, એટલે હું ઝટ તેની પાસે જતી રહી.

"કેમ, મીસ?" મને જોતાં સાથે તેણે માહરી પાસે ઉલટમંદ દોડી આવતાં પુછ્યું.

"હું માહરૂં ધારયું કરી શકીછ, માહરા લૉડ," હું અવાજ બદલીને બોલી, કેમકે વાંચનાર યાદ કરશે કે આ ઉપરલીના પોશાકમાં હું પોતે નહીં પણ માહરી દોસ્તજ અત્રે આવી હતી એમજ તે તો બીચારો જાણતો હતો, ને તેમજ એને હાલ તો સહમજવા દેવાની માહરી મતલબ હતી.

"ત્યારે હવે કંઇ થોડું રીફ્રેશમેંટ——"

"નહીંજી, મને માફ કરો," મેં માગી લીધું; "મને જરા સાથે આવીને માહરી ગાડી પોકરાવી આપશો? માહરી ગાડીનું નંબર ૨૬૮૧ છે."

"ઘણી મોટી ખુશીની સાથે," તેણે દીલસોઝ જવાબ કરયો. "તમારાં સહી મીસ ક્રેફર્ડ એવાં ભલાં ને નેક છે કે તેવણને ખાતર તમારી કોઇ બી ખીદમત કરવા હું ખુશી થવશ. તેથીજ કેહુંછ કે જવા આગમચ થોડુંક રીફ્રેશમેંટ લેઓ! બુરખા ખુલવાનો વખત થવાને તો વચમાં હજી અરધો કલાક છે."

"નહીંજી, મને જવાજ દેઓ," મેં પાછું માંગી લીધું. "માહરા જીવનું ઠેકાણું નથી ને હું જલદી જતી રેહવા માગુછ."——અને વાંચનારે ખાત્રી માનવી કે કમબ્જાત કલેર ને લેડી લીલાને વાસ્તે હું ખરાં મને બીહીતી હતી!

તેણે (હરબર્ટે), તેથી, એ માહરી અધીરતા જોતાં તરત મને હાથ આપ્યો, ને લોકો વચ્ચેથી લઇ જઇ ગાડી તક પોંહચાડી. માહરી ગાડીનાં નંબરની બુમ પડતાં તરતજ તે એક ઘોડેસ્વાર પોલીસમેનને મલી આવી, ને તે એક લેહેજામાં તે લઇ આવ્યો. હું તેમાં બેઠી. મેં હરબર્ટનો ઘણો ઘણો ઉપકાર માન્યો. તે નમ્યો, અને ગાડી બીજી પલે તો ધસારાબંધ ઉપડી ગઇ.

મેં હવેજ મોટી નીરાંત માની. હું એક શુભ કારજ ફત્તેહમંદી સાથ કરી આવી શકી હતી, કેમજે કોઇજ શક ન હતો કે તે તુમાખી છોકરી જરૂરજ દુરાચારી રેવન્સ-કલીફના દગા વાસ્તે પોતાની ખાત્રી કરી તેને ઝાડુ મારશે ને કારજ તોડી નાખશે. વળી તે માહરૂં નામ કદી બી ઉઘાડું પાડવાની નથી, ને સાંમી હવે તો તે તુમાખી છોકરી જાવેદાન તક માહરી દોસ્ત થઇ રહેશે એ બી હું ખાત્રી માનતી હતી; અને તેથી તે બુરો તો કેમ એ છોકરી તે વાત જાણવા પામી હતી તે વાસ્તે ખચ્ચીત કરીને ગુંચવાયાજ કરશે એ ખ્યાલ થતાં મને ઘણી ગમત મલી. અલબત હું એટલી બી જાહેર થવા પામી તે મને થોડુંક ખટકતું હતું ખરૂં, પણ સામટી રીતે આ સઘળું જે થયું હતું તે સંતોષકારકજ લેખાય. મેં જોખમ મોટો કરયો તેમાં એટલી નાસીપાસી કે એટલી હાર મલી, પણ આયંદા તો ફત્તેહજ થઇ હતી.

વળી બીજી મોટી ફતેહ એ હતી કે લેડી લીલા કરપીણ કલેરની મલત્યણ હોવાનું હું હવે તદન ખાત્રીપુર્વક આજે જાણી આવી હતી, અને ત્યારે એવી એકની અત્યાર સુધી નિર્દોશ ભોલાઇમાં દોસ્ત થવા ને તેના નીકટ સમાગમમાં આવવા વાસ્તે હું ખરાં દીલથી કમકમી. હવે માહરી પુરતી ખાત્રી થઇ કે પેલા કાકલુદીના દસ્તાવેજની જે કાપલી મને કલેરનાં ઘરમાંથી મલી આવી હતી તે લખનારી એ ને એજ હતી. મેં અત્યાર સુધી તો એ હરફજ પીછાંણ્યા હતા, પણ આગળ એ બે વચ્ચે ઘણાંજ અયોગ્ય ઢરાંપરાં હતાં એમ માનવા ને વેહેમ ખાવા જેવું હવે બાકી રહ્યુંજ શું હતું?

તેઓ મને જીપ્સીના પોશાકમાં હાથમાં એક સફેદ ગુલાબ સાથે દમકતી જોઇ ને જોઇ પુરતાં ભડકયાં હતાં, અને ત્યારે બેતકરાર પુરવાર થતું હતું કે એ સફેદ ગુલાબમાંજ કાંઇ ભયંકાર ભેદ સચવાયલો હતો, ને એ ત્રણ—જીપ્સી, કલેર ને લીલા કાંઇ તેના સંબંધમાં કરપીણપણાંમાં સામટાં સંદોવાયલાં હતાં. હું, એટલાવાસ્તે, ખુશી થઇ કે તેઓ મને પાછાં મલે કે વાત કરાવે તે આગમચ હું બૉલ રૂમમાંથી છટકી આવી શકી. એ ઘણુંજ સારૂં થયું, કેમજે કલેર ઘણો કામેલ હતો ને તે જરૂર મને વાત કરાવીને ઓળખી લઇ શકતે! આ તો તેઓ વેહેમમાંજ રહી ગયાં ને આપસમાંજ તરકો ને તકરારથી કુટાઇ મરતાં હતાં. તે ઘણું બેહેતર હતું.

હવે ઘણું બનવાજોગ લાગતું હતું કે બીજેજ દિવસે દોસ્તીની મીલાકાતના ઢોંગથી હું એ મેલાવડામાં રાત્રે હતી કે નહીં તે વાતનો નિર્ણય કરવા લેડી લીલા મને શોધતી આવે; પણ માહરે હવે તેને મળવું કે તેની સોડ સાંધવીજ ન હતી. માહરે હવે તો હીંમતથી તેને હડધુત કરી હાંકી કાઢવાની હતી. મને હવે તેને વાસ્તે જરા એ હેત કે માન રહ્યાં હતાંજ નહીં.

હું ઘર પાછી ફરી. બીચારાં નોરમનવાલાં હજી બધાં જાગતાંજ બેસી રહ્યાં હતાં, કેમજે હું શું કરી આવી તે જાણવા સ્વભાવિક તેઓ ઘણાં આતુર હતાં, ને માહરી વાટ જોતાં, તેથી, અત્યાર સુધી ખોટી હતાં.

મેં તેમને બધું કહ્યું—સિવાય કે સેંટ ઓમર ખાતે માહરા પીતા હતા ને પેલીને મેં તેત્રણને ખાત્રી કરવાનું ફરજ્યાત કહ્યું હતું તે. મી. નોરમનને હું બને ત્યાં સુધી જાણવા દેવા ચાહતી ન હતી કે તે ઢોંગી લગન કરનાર પાદરી પોતે ન્હાસીને હાલમાં સેંટ ઓમર ખાતે છુપાયલો હતો. હું તેઓને ખાત્રી આપી શકી કે તે લગન હવે ખચ્ચીત કરીને ભાંગી પડવાનાં હતાં, ને તેટલુંજ તેઓએ ધીરજ માનવા ને સંતોશ લેવા વાસ્તે બસ હતું. બીજા હાથ પર માહરી ખાત્રી હતી કે લેડી સીસીલ્યા રાતોરાતજ માહરા પીતાને લખીને પુરવારીઓ મંગાવશે, ને જુલ્યટનું નામ આપ્યા વગર તેવણ એવી પુરવારીઓ સહીત તેને જવાબ કરશે કે એ લગન થવાનો હવે એકે સંભવ હતોજ નહીં; અને કેહવાની જરૂર છે કે એ રીતે એક રૂડું કારજ કરી આવવાના સંતોષ સાથે તે રાત્રે હું ખચ્ચીતકરીને ઘણાં સુખની ને મોટી નીરાંતની ઉંઘે ઉંઘાઇ?

લેડી સીસીલ્યા બીહી ગઇ હતી. લૉર્ડ ફ્રેડ્રીક એટલી હદ સુધી ગયો હતો કે એક ઢોંગી લગનની ક્રિયા વટીક તેણે કરાવી હતી તે ગજબથી તે થથરી ગઇ હતી. તે પાંમી ગઇ હતી કે ગમે એવાં ઢોંગી લગન છતાં તેના હાથ પર ફસેલી તે છોકરી વધની ઓછી કાયદામાં તેની પરણેતરજ લેખાય, અને એક તે બૈરી હૈયાત છતાં તે પોતે પાછા તેવા એક અધમ જોડે પરણવાનો જોખમ કરે એ કરી બી રીતે હવે ત્યારે બનવા કે માનવાજોગ હતું? નહીંજ.



## પ્રકરણ ૫૭ મું.

બીજી રાત્રે નાટકશાળામાં હું પેહલવેહલી "લેડી મેકબેથ" તરીકે રજુ થનાર હતી. મહાન શેક્સપીઅરનાં નામાંકીત નાટકો માંહેલો આ પણ એક ઘણો નામીચો ખેલ છે, અને "લેડી મેકબેથ"નાં આગેવાન પાત્રમાં ઘણાં ઉંચા પ્રકારનાં ઍક્ટીંગની પુરતી જગ્યા હોવાથી મેં તેનો ખાસ અભ્યાસ કીધો હતો. ખરેખર તો હવે એમ થયું હતું કે જે રાત્રે હું સ્ટેજ પર રજુ થવાનું જાહેર થતું તે રાત્રે ઘણુંજ મોટે ખાંચરેનાં અતી ભરચક તમાસગીરોથી આખી નાટકશાળા ખીચોખીચ ભરાઇ જતી હતી; પણ આજે "મેકબેથ"માં હું પેહલીજ વાર ઉતરનાર હેવાથી લોકોનો દરોરો અને ધસારો અસાધારણ મોટો હતો. મને, એથી, ખુદરતી રીતે માહરા પાર્ટ માટે જ્યાદા હીમ્મત અને જાસ્તી ઉલટ ભરપા થઇ, અને તે છલ્લા અંકનો

પહેલો પ્રવેશ છે કે જ્યારે ઘણુંજ કરૂણારસ એકટીંગથી માહરે તમાસગીર વર્ગને ઉશ્કેરી મેલીને છક કરી નાખવો હતો. એ "સીન" માહરા વાંચનારા વર્ગમાંથી ઘણાંકોને પુરતો જાણીતો હોવો જોઇએ. એ પ્રવેશમાં "લેડી મેકબેથ" કરપીણ ખુનનાં પોતાના જઘુન કામના પશ્ચાતાપથી માહાત થયલી પલંગપરથી ઉઠે છે, અને હાથમાં બળતી બતી લઇને છુટા બાલે અને ઉઘાડા પગે, અરધાં ઉઘાડાં નાઇતિગાઉન સાથે મહેલમાં ઉંઘાયલીજ અસવસ્થ ભટકે છે. એ વખતે જે ચહેરો રાખવો જોઇએ તેનો મેં સંપુર્ણ અભ્યાસ કરયો હતો, કેમકે એમાં આંખ ખુલ્લી હોવા છતાં સુધ્ધીની બેહોસી બતાવી પડે છે. એ વખતે સ્ટેજ અંધારૂં કરવામાં આવે છે, અને ત્યારે ચાલતાં ચાલતાં હું જે ધીમા સ્વરે બોલતી હતી તે વખતે તે મોટાં ગંજાવર ભરચક હાઉસ વચ્ચે એટલી બધી તો ચુપકી અને શાંતી પ્રસાર પામેલી હતી કે એક ટાંચની પણ જમીન પર પડતાં બેશક સાંભળી શકાય! એ વખતના માહરાં મોંઢાંમાં મુકાયલા તે મહાન નાટકકારે લખેલા તે ખરાં દીલના પસ્તાવાના જોરાવર શબ્દો! તે કોઇનું બી દીલ ધ્રુજાવે એવાજ હતા, અને તે ઘરડા રાજાનું ખુંન માહારા હાથો ને ગરદન પર હોવાનું હું જ્યારે દેખીતાં ધ્રુજતાં તનબદને બોલતી હતી તેવામાં તે શાંત તમાસગીર વર્ગ વચ્ચેથી કોઇ અબળાની એક તીણી ચીસ અચબુચ સંભળાઇ, અને સ્ટેજના સાઇડબૉક્સમાં એકાએક ઘણો ગભરાત અને ગડબડ થઇ પડવાથી માહરે થોડોક વાર ફરજ્યાત ચુપ થઇ જવું પડયું. કોઇ અબળા બેહોસ થઇ ગઇ હતી, અને તેને ઉંચકીને બાહેર લઇ જવામાં આવતી હતી. અલબત, તે કોણ હતી તે સ્વભાવિક જીજ્ઞાસાથી મેં પણ જોવાની કોશેશ કરી, પણ લોકોનું મેજરંજ તેની આસપાસ એટલું મોટું ફરી વળ્યું હતું કે હું તે બેભાન અબળાને બીલકુલ જોઇ શકી નહીં.

અને પછી બે મિનીટમાં તો ખેલ આગલ ચાલ્યો. એ જાતના બનાવોની અમારી તરફ કાંઇ નવાઇ નથી. કોઇ ઘણો કરૂણારસ ભાગ ઘણી અચ્છી રવેશે રજુ કરવામાં આવે ત્યારે ચીબીચાબી થવાના ઢોંગથી કે ઘણું નાજુક હૈયું ધરાવવાની ખરેખરી નબલાઇથી આગલા વર્ગોમાં કોઇ કોઇ વખત કોઇ અબળા બેહોસ થવાનો બનાવ તદનજ નહીં બનવાજોગ નથી; અને, તેથી, તે બેખુદ અબળાને ઉંચકીને બહાર લઇ ગયાં એટલે બે મિનીટમાં તો લોકોમાંનું "સેનઝેશન" સમી ગયું, અને મેં માહરો પાર્ટ આગલ ચલાવ્યો.

એ પછી જ્યારે ખેલ ખતમ થવાનો ડ્રૉપસીન પડયો, અને કુંપનીનો માલેક મી. રીચર્ડસ હંમેશ મુજબ પોતાની "શાબાશ" ની શેકહેન્ડ કરવા મને શોહોધતો આવ્યો, ત્યારે એ કોણ બેસુધ્ધ થઇ હતી તે સહેજ યાદ થતાં મેં પુછયું.

"ઓ મીસ ટ્રેફર્ડ, એ તો તમોને તમારાં નામીચાં ઍકટીંગ માટે મોટાંમોટી કૉમપ્લીમેન્ટ મળી, અને તમો જોજો તો ખરાં આવતી કાલે લન્ડનનું એકેએક પેપર—"

"અરે હા," મેં હસીને મી. રીચર્ડને તેની એ ભટાઇમાં રોકતાં કહયું, "પણ એ અબળા હતી કોણ?"

"લેડી લીલા એસેનડાઇન," મને જવાબ મલ્યો.

હું દીસતી ચમકી, પણ માહરો ગભરાત મી. રીચર્ડસ જોવા પામે તે આગમચ હું માહરા ડ્રેસીંગરૂમમાં જતી રહી. હવે ત્યારે ખાત્રી થવાની બાકી શું હોય ? હું તુરત જોઇ શકી કે આ કોઈ ચીબીચાબી નાજુક પંથનીના ઢોંગ નહીં હતા, પણ લેડી લીલા પોતાની લાગણીઓ પર કાબુ ન રહી શકવાથી ખરે મને બેસુદ્ધ થઇ હતી. એક ખુંની અબળાનો હૃદયભેદક પશ્ચાતાપ જે એ ખેલમાં "લેડી મેકબેથ" રજુ કરે છે તેણે એ ઉમરાવજાદીપર દીસતી રીતે ઘણીજ ગંભીર અસર કરી મેલી હતી, અને, પરીણામમાં, તે બેહોસ થઇ હતી; અને ત્યારે સંદેહ શું હોય કે પેલો સુફેદ ગુલાબનો ભેદ જે કોઇ કરપીન ખુંનનીજ સરબસર બાતમી બતાવતો હતો તે જબુન કાર્યમાં એ મીંઠી મસકલી અબળા શરીક અને શામીલ હતી ?

## પ્રકરણ ૫૮ મું.

અમે જ્યારે તે રાત્રે ઘરે પાછાં ફર્યાં ત્યારે નોરમનવાલાંઓ વચ્ચે પણ જમવાની ટેબલ પર લેડી લીલા બેહોસ થવાની વાત નીકળી, અને તે બધાં ખરાં ભલાં આદમીઓએ મને ઘણાં ખરાં દીલની મુબારકબાદી આપી. તેઓ બધાં—એમ કહોની કે સઘળાંજ તમાસગીરો—દીસતી રીતે એમજ સહમજતાં જણાતાં હતાં કે માહરાં જોરાવર ઍકટીંગની અસરથીજ તે બાનુ બેહોસ થઇ હતી, પણ ખરો ભેદ હુંજ સમજી શકી કે જે મેં નોરમનવાલાંઓને, અલબત, કશું જાહેર કરયું કે જાણવા દીધું નહીં.

અને બીજે દહાડેનાં ન્યુસપેપરો ? તેઓ બધાં સર્વાનુમતે માહરાં ઍકટીંગની લંબાણથી જાબજા તારીફ પર તારીફ કરવા પડી ગયાં હતાં, અને પુરાવામાં એક મોટે ખાંચરેનાં બાનું બેહોસ થવાની વાત પર ઘણો ભાર મેળતાં હતાં—જોકે સભ્યતાને ખાતર લેડી લીલાનું નામ કોઇ પણ પેપરવાલાએ છાપ્યું હતું નહીં. પરીણામમાં, તમાશબીન આલમ વચ્ચે, પાક ખુદાની મહેરથી, ઘણી મોટી નામના સાથે હું ઘણી વધતી લોકપ્રીય થઇ પડી, અને તે ને તે દાહડે મને તેમજ મી. રીચર્ડસને કાગળો (ઘણે સારે સારે ઘરનાં વટીક) ટપાલમાં આવ્યાં કે માહરે એજ પાત્રમાં જલદીજ પાછો દેખાવ આપવો: પણ આપણે એ વાત પડતી મેળી એની લગોલગ બનેલા બીજા એક બનાવ પર થોડીક નીગાહ કરીએ.

વાંચનાર યાદ કરશે કે પેલી બીમાર મેલીસા હેરીસનને ખાતર હું પેલા લુચ્છા કરનલ બૅલને તેને ઘર મલવા ગઇ હતી તે વાતને નજદીક દસ મહીના ગુજરી ગયા હતા. અલબત, એ માહરી મીલાકાતનું પરીણામ ગરીબ મેલાસાના લાભમાં કશું આવ્યું હતું નહીં. તે છોકરી એ વખતે મરતેતોલ બીમાર હતી, અને મને તે લાચાર બેચારની ઘણી દયા આવી. ડાકટરોએ તેને સ્ટેજ સદંતર છોડી દેવાનીજ સલાહ આપી હતી, અને તેને ચેન્જની ઘણી જરૂર હોવાથી મેં પોતે તેને મદદ કરીને દરીઆની બાજુએ હવા ખાવા માહરે ખરચે મોકળી આપી હતી. બેશક, એ મદદ કબુલ રાખવાને ઘણી મુશકેલથીજ હું તેને સમજાવી શકી હતી. તે વખતે ડાકટરોએ તેણીનાં જીવવાની આશાજ મેલાવી હતી, અને તેણીનો હાલ જોઇને હું પોતે પણ મુતલગ નહીં ધારતી હતી કે તે જીવતી પાછી ફરશે; પણ ખુદાની બક્ષેશથી એ

ચેન્જે અજબજેવો તેને ફાયદો કરયો, અને તે રાતીમાતી અને અજબજેવી રીતે તંદરોસ્ત બનેલી લંડન પાછી ફરી, જે જોઇને એક ખરાં પુન્યવંત કારજમાં માહરી ગીરોના સકમાઇના પૈસા એમ ગતે પડવા વાસ્તે મેં માહરાં મનથી ઘણો મોટો સંતોષ માન્યો.

હવે તેણીએ તો લંડન આવતાં સાથે સ્ટેજપરજ પાછી ફરવા મન કરયું, પણ ડાનસીંગનો જોખમ મુતલગ નહીં કરવા ડાકટરોએ તેને તાકીદ કરેલી હોવાનું મેં તેને યાદ કરાવ્યું, અને ત્યારે પોતે પ્રમાણીકપણે બીજો ધંધો શોહોધવાનો તેણીએ પોતાનો રૂડો કસ્દ જાહેર કર્યો. માહરી ઉદારતા પર ચાલુ બોજો થઇ પડવાને તે દેખીતી રીતે ઘણી શરમાતી હતી, અને તે, માહરે કહેવું ઘટે કે, મને અગતકરીને ગમ્યું.

પણ એવું બીજું કોઇ કામકાજ તેણીને મળી શકયું નહિ, અને ત્યારે એક દહાડે તેણીએ મને પોતાની પાસે તેડાવીને પાછી સ્ટેજ પરજ આવવાનો પોતાનો નક્કી એરાદો મને કહી સમજાવ્યો. તેણે હવે માહરી કશી મના માની નહીં. "તમે તે બીચારાં કેવાંક લક્ષાપતી છેઓ," તેણીએ દીલસોજ કકલાટની ઢપે ફરીઆદથી કહયું, "કે માહરાં ને માહરાં કમનસીબ બચ્ચાંના નીરવાહનો એમ ચાલુ બોજ તમે ઉઠાવ્યાં જાઓ ?"

"તું ઘેલી છે," મેં હસીને કહયું; "ખુદાએ માહરી પર મોટામાંમોટી બક્ષેશ કીધી છે, અને સ્ટેજની માહરી માસીક આવક ઘણી મોટી હોવાથી મેં પુરતું જમા કીધુંછ, એટલે તાહરી લાચારીનો ખ્યાલ કરૂં તો તાહરો ગુંજારો કરવાનું મને કશીજ રીતે ભારી પડવાનું નથી."

"પણ માહરે એ ધરમખાતાં પર એક હરાંમખોર જીંદગીએ જીવવુંજ નથી," મેલીસા જાસ્તી બજીદ થઇ. "તમારાંમાં મેં બધા ફીરેસ્તાઇ સદગુણોજ જોયાછ, ને મેં તમારાં દયાળુ દીલનો મને ઘટે ને જોઇએ તે કરતાં બી અત્યાર સુધીમાં ઘણો વધારે મોટો લાભ લીધોછ તેજ શું બસ નથી ? તમોને ને મને કિયા જમાનાની ઓળખાંણ ? અને એટલી ટુંક મુદતની પીછાંણમાં વટીક તમો એક પરાઇજને દયાળુ દીલથી દોરવાઇને માહરા જેવી એક અભાગણીને વાસ્તે આટલું આટલું કરો—"

"ચુપ કર, મેલીસા !" મેં અરધા ગુસ્સાથી વચ્ચે પડીને કહયું. "માહરે એવું વાહીઆત તાહરે મોંદેનું સાંભળવુંજ નથી. જા, તાહરી એમજ ખુશી છે અને તું પોતાને સ્ટેજ પર પાછી ફરી શકવા જેટલી તંદરોસ્ત બનેલી ધારતીજ હોય તો ભલે એમ કર. તું પ્રમાણીક ઉધ્યોગથી તાહરો ગુજારો કરે ને આએ જાતનાં કોઇબી એસીઆલાંપણાંથી નીકળી જાએ તેમાં, હું કબુલ કરૂંછ કે, તુંને એમ માહરે નાહીંમ્મત કરવી સજાવાર નથી."

ટુંકમાં, અંતે અમો બીજી ત્રીજી એ બાબતોની વાતચીત ને તકરાર પછી એજ ઠરાવ પર આવીને થોભ્યાં કે મેલીસાએ એક "બાલે ગર્લ" તરીકે પોતાની નાચવાની હુન્નરમંદી સાથે સ્ટેજપરજ પાછું ફરવું, અને ત્યારે વાત પરથી વાત નિકળતાં તેણીએ કાકલુદીની દેખીતી આતુરતા વચ્ચે પુછયું, "હવે ત્યારે આપણી ભલી દોસ્ત જુલી તો સ્ટેજપર પાછી ફરશેજ નહીં કેની ? કાંઇ મેં પાંચ છ મહીનાની વાતપર એમ સાંભળયું હતું

કે મી. નોરમનનાં કોઇ ઘરડાં ફુઇ ઘણાં તાલેવંત છે, જેવણુ એ લોકોથી ઘણાં વરસોથી અલગ હતાં તેવણુ અચાનુચ મેહરબાન થયાં, અને જુલ્યટને તેવણે દીકરી કરી લીધેલી હોવાથી કેટલુંક સુધી જુલી તેવણુને ઘેર રહેવા બી જઇ આવી."

હું જરા ગભરાઇ ગઇ. માહરે શો જવાબ દેવો? હું જુઠું બોલવા ચાહતી ન હતી, અને ગરીબ જુલીની ઇજજતને વાસ્તે એ વાત નામુક્કર પણ જવા માંગતી ન હતી. લૉર્ડ રેવન્સકલીફ સાથનાં તેનાં ઠગારાં લગન પછી નિર્દોષ જુલી તેના તે કેહવાતા ભરથાર સાથે હનીમુન પર ગઇ હતી ત્યારે એ લગન છુપાં રાખવાનાં હોવાથી તેનાં બાબાપે પોતેજ એમ વાત ફેલાવી હતી, અને તેજ જુઠાણું, દેખીતી રીતે, મેલીસા જ્યાં હતી ત્યાં તેને કાને પણ પોંહોંચ્યું હતું. મેં, તેથી, ગોલ ગોલ ઉડાવનારોજ જવાબ આપ્યો, જે, અલબત, અરધો ખરો ને અરધો ખોટો હતો.

"વાત તો ખરી છે," મેં કહયું, "કે મી. નોરમનનાં એક ઘણાં ઘરડાં અને માલદાર ફુઇ નામે મીસીસ ઓલ્ડકાસલ ડોવર ખાતે રહે છે, પણ હું નથી ધારતી કે તેવણુ જુલ્યટને કરી લીએ ને એ લોકને કાંઇ બી આપી જાય; ને તેમ જો થશે તો મને લાગેછ કે જુલીને વાસ્તે નાચારીએ સ્ટેજ પર પાછી ફરવા સિવાય બીજો રસ્તો રહેવાનો નથી."

મેલીસાએ, એ સાંભળી, મેં જોયું કે જરા મોંહ કુમલાવ્યું. જુલ્યટ અમારી કંપનીની બધી "બાલે ગર્લ્સ"માં આગેવાન હતી તે જગ્યા લેવાનો મેલીસાને લોભ બરપા થયો હતો, જેથી તે વાતમાં તેને મલેલી આ નાઉમેદી તેને ઝાઝી ગમી નહીં હોય એમ મને લાગ્યું.

"અને પછી પેલો લૉર્ડ ફ્રૅડ્રીક રેવન્સક્લીફ એ આપણી ફ્રેન્ડ પછવાડેના ઢંકેલા પછડામાં પડેલો હતો તેનું શું થયું વારૂ?" મેલીસાએ પોતાની પુછપરછ ચાલુ રાખી; "તે તો બધું પડીજ ભાગ્યું કેની? હું તો પેહલાંથીજ જાંણુતીતી. મેં નહી તુંને કહયુંતું, ઍલન, કે આપણે નાટકવાલીઓ પછવાડેના એ ઉમરાવ પોરયાઓના ધકેલાપછાડામાં બેવફાઇ અને દગા સિવાય બીજું કાંઇજ વજુદ હોતું નથી? માહરોજ કમનસીબ દાખલો જોની! એ તો સારૂં છે કે જુલી કાંઇબી રીતે ફસી પડતી બચી ગઇ. મને એને ઘણું મલવા ગમેછ."

"હવે તો તું સ્ટેજ પર પાછી ફરશે એટલે એ નોરમનવાલાં તુંને રોજ ત્યાં મલ્યા વગર કંઇ રહેવાનાં છે?" મેં સમજાવ્યું,—અને એ મુજબ કેટલીક બીજી વાતચીતો કરીને હું તેનાથી રૂખસદ લઇ "હંટર સ્ટ્રીટ"વાલાં અમારાં મકાનપર પાછી ફરી.

અને ત્યાં આવીને જોતાં મેં લેડી લીલા એસેનડાઇનની ભપકા ભરેલી જોડીની ગાડી અમારાં બારણાં આગલ ઉભેલી જોઇ, જેથી તે લુચ્ચી અંતે માહરો ગર લેવા મને મલવા આવી હતી એમ હું તુરત પામી ગઇ. બારણાંમાંજ મને અમારા ખીદમતગારે કહયું કે હું જલદી ઘેર પાછી ફરનાર હતી એમ તેણીએ જાંણવાથી થોબવાની મરજી બતાવી હતી, અને તેથી તેને ડ્રૉઇંગ રૂમમાં બેસાડવામાં આવી હતી.

હું તો જાંણુતીજ હતી કે તે આવી જવી જોઇએ. છેલ્લા મારકડ બૉલમાં એક જીપ્સીના પોશાકમાં હાથમાં સુફેદ ફુલ લઇને હું જઇ આવી હતી તેથી કલેર અને એ ઘણું ધ્રુજી પડયાં હતાં, અને તે ફુલ લઇને આવનાર હુંજ હતી કે બીજી કોઇ તે જાંણવાને તરસતાં હતાં, એટલે ત્યાં એ વાતનો નીર્ણય નહીં મળી શકવાથી દોસ્તીના હાવભાવથી એ ઉમરાવજાદી અત્રે એક મીલાકાતની આર્જુ કરતી પછીથી મને મલવા આવવાની એ વાતનો મેં મનથી જાંણે ગાંઠ વાલીજ મેલ્યો હતો.

પણ હવે મને તેને રૂબરૂ મલવા ગમ્યું નહીં. હું કમકમી. અત્યાર સુધી અમો કેટલાં હેત અને એખલાસથી મલ્યાં હતાં, અને કેટલી બધી વાર તેણીના બંગલામાં હું તેની પહેરોણી તરીકે રહી પણ આવી હતી તે વાંચનાર યાદ કરશે, ત્યારે શું આ વેળાના તેણીને વાસ્તેના માહરા કમકમાતને માટે તે માહરો કસુર કાઢશે ? હું માનતી નથી. હું તે વખતે તો કશુંજ જાંણુતી ન હતી. તે વખતે એ અબળાનાં મનમાં માહરે માટે ખરાં દીલનું હેત અને માન બરપા થયું હતું એ વાત વિશે હું કોઇ શંકા ધરાવતી નથી, પણ તે કલેર જેવા એક મહા પાપીની મલતયણ હોવાની હદ સુધીની વંઠેલ અને—તોબાહ !—એક કોઈ કરપીણ ખુનમાં શરીક વટીક હતી એમ મને તે વારે સ્વપ્ને પણ ન હતું. એક ઝેરી નાગની ચામડી ચલકતી ને ખેંચાણકારક હોય છે તેમ આ સરપ જેવી ઝેરી નાગને પોતાની મોટી ખુબસુરતી અને ભલમનસાઇથી તે વેળાએ મને તમામ છક કરી મેળી હતી; પણ હવે તે પરડો હઠી ગયલો હોવાથી માહરી આંખમાં તે ખરાં સ્વરૂપમાં ઉઘાડી પડતી હતી. માહરે, તેથી, તે ગમે એવી શ્રીમંત અને મોટી છતાં તેને હવે હડધુત કરીને હાંકી કાઢવાની હતી, પણ તે માહરા જેવી એક ગરીબથી કેમ બને ? મને ફાલ પડયા કીધી, અને હું ઘણી આનાકાની સાથેજ તે મને મલવા ખોટી થતી હતી તે ડ્રૉઈંગરૂમમાં તેને શોહોધતી ગઇ.

અલબત, તે તો મને જોતાંજ હંમેશની દોસ્તી ને એખલાસનાં દેખીતા ઘણાં હેત વચ્ચે ચમકી ઉઠી, અને તેણીએ શેકહેન્ડમાં હાથ લાંબો કીધો; પણ તે ઉપર લોહી હતું એમ મને યાદ થતાં સાથે મેં તે સ્વિકારયો નહીં, અને અમો બે વચ્ચે સૅનતરટેબલ આવી જાએ તેવી રીતે ઝટ વલાંણ લઇને હું ઘણાજ ઠંડા હાવભાવથી તે ટેબલને બીજે છેડે જઇ ઉભી.

"ઓ ઍલન, તુંને એ શું થયુંછ ?" તેણીએ એવો ઠંડો મામલો જોતાં મોટી અજાયબીમાં પુકારયું; "એ આજે માહરી સાથે એમ કાંએ કરેછ ?"

"કૅપટન સેંટ કલેરની જે મલતયણ તે મહારૂં ભલું ઇચ્છનાર કદી હોયજ નહીં," મેં મોટા ચરસાથી કહયું.

તે એ સાંભળતાં દીસતી રીતે ફીક્કી પડી, પણ તુરત તેણીએ પોતાનાં મનનું સમાધાન કરી લઇ કાંઇક ગુસ્સાથી પુછયું, "તમે શું કહેવા માંગોછ, મીસ પરસી ? હું એડવીન સેંટ કલેરની મલતયણ ?"

"હા," મેં મજબુતીથી કહયું. "હાલમાં તમો બે વચ્ચે દુશમનાઇ ને મતફેર છે ખરાં, પણ આગલની એકમત ને સમજુત સાંમે હું માહરી આંખ બંધ કરી શકતી નથી. સેંટ કલેર એક સુફેદ ગુલાબ જોઇને ધ્રુજેછ, જ્યારે લેડી લીલા જેવી એક તુમાખી ને મોટી

શ્રીમંત બાંનુને એક ઘરડી ભીક્ષુક જીપસી તેજ તલેસમની યાદ કેહવડાવી પોતાની પાસે મલવા એક ઝટકે બોલાવી લઇ શકેછ !"

"તું એ બધું શું બકી જાએછ તે હું કાંઇજ સમજતી નથી," તે લુચ્ચી અબળા જે દેખીતી રીતે ઘણીજ બીહીધેલી અને ઉશ્કેરાયલી હતી તેણે હજી કાને હાથ મેલ્યા; "તું એમ ના કર ! આપણા વચ્ચે જુદાઇ જેવું હોયજ શાને વાસ્તે ? જે હોય તે મને ભરોસાથી અને ખુલાસાથી ખરેખરૂં કેહે, અને હું પ્રૉમીસ કરૂંછ કે જવાબમાં હું તુંને ખરેખરી વાત જે હોશે તે બધી કહી દેવશ !"

"હું તે માનતીજ નથી," મેં તુચ્છકારથી કહયું; "તમે જો પોતેજ પોતાનું અંતર વાંચી લેશો તો—"

"ઍલન, એવા એસારાઓ હું વધારે વાર ચલાવી શકવાની નથી," તેણીએ જુસ્સાથી કહયું—અને એમ કહેતાં તેનો અવાજ ખોખરો વાગ્યો, જ્યારે તે મોહક મુખડો ગુસ્સાથી એવો કાલો ઠણુક મારી ગયો કે હું ખરે મને બીહની ! "તાહરે મને જે હોય તે કેહવુંજ પડશે. કોઇ દુશમને માહરી સાંમે તાહરા કાન ભંભેરયાછ—બીજું કાંઇજ નહી ! હું દોસ્તીની સત્તાથી હુકમ કરૂંછ કે મને કેહે ! "

"એ દોસ્તી ને હુકમનો જમાનોજ વહી ગયોછ, લેડી લીલા," મેં વધતા તુચ્છકારથી કહયું.

"એટલે, ત્યારે તું શું હવે માહરી ઉઘાડી દુશમન થવા ચાહેછ?" તેણીએ એક વિકાળ વાઘણની અદાથી અરધી ઉછળીને કહયું; "થા, પણ તું જલદીજ તેનો નતીજો જોશે. હું તાહરા સંબંધમાં એવી ભયંકાર વાત જાણુંછ કે—"

"લેવો, ત્યારે એજ પુરાવો શું પુરતો નથી કે તમો કરપીણ કલેરનાં મલતપણ છો ?" મેં વધારે મોટા જુસ્સાથી પકડી પાડયું. "તમોને ખચ્ચીતકરીને તે કમીનાએ માહરા કમનસીબ બાપનો ભેદ જાહેર કરેલો છે ! પણ, લેડી લીલા, ઘણુંજ તપાસજો. તમો માહરા એ ગરીબ બાપની નામોશી એક વાર તમારી મારફતે જાહેર થવા દેઓ, અને પછી જોજો કે તમારી પોતાની કેવી ખરાબી થાયછ ! લુચ્છા કલેર જોગો તમારો પોતાનો લખેલો પેલો એક છેલ્લાંમાંછેલ્લી કાકલુદીનો દસ્તાવેજ માહરા સ્વાધીનમાં છે—"

"તે દસ્તાવેજ તાહરા સ્વાધીનમાં ?"—અને લેડી લીલા પોતાનું સમતોલપણું ખોહી દઇ મસ મોટા ગભરાત વચ્ચે બે કદમ પાછલ હઠી ! તે એટલી બીહીધી ને ગભરાઇ કે પોતાને પડી જતી બચાવા તેણીને ફરજયાત એક ખુરસીનો ટેકો વટીક પકડી લેવો પડયો. તે મોહોત જેવી ફીકકી પડી, અને મેં મનથી ખુદાના શુકર કીધા કે આએ બીજી ઉભી થયલી એક જાલીમ શત્રુને એ મુજબ માહાત કરવાનું તે મોતેબર હથીઆર ખુદાનું બક્ષેલું માહરે હાથ આવી ગયલું હતું ! મને કલેરે પાપી નીષ્ટાથી પોતાને ઘેર છેલ્લી પકડી મંગાવી હતી ત્યારે હું એ દસ્તાવેજ તેને ત્યાંની ટૉઇલેટ ટેબલનાં એક ખાનાંમાંથી લઇ આવી હતી તે વાંચનારાં સાહેબો ભુલી ગયાં નહીં હશે.

—•—

## પ્રકરણ ૫૯ મું.

"ક્યાં છે તે કાગલ, ઍલન?" તેણીએ ખોખરે સાહદે પછીથી એક બે કદમ આગળ વધતાં પુછ્યું; "તે તાહરા હાથમાં કેમ આવ્યું?"

"પાપીઓ પોતાનાં પાપેજ મરે છે," મેં જવાબ કર્યો—અને કલેરને ત્યાંની ટૉઇલેટ ટેબલનાં ખાનાંમાંથી કેવી રીતે મેં તે દસ્તાવેજ સ્વાધીન લીધો હતો તે કશી એ આનાકાની વગર સાચ્ચેસાચ્ચું બાહીંમત તેણીને વીગતવારે મેં કહી દીધું. વળી મેં વધારયું કે આગલી રાત્રે "લેડી મેકબેઠ"નાં માહરા પાર્ટથી ઉસ્કેરાઇને તે ભર નાટકશાળામાં બેહોસ થઇ પડી હતી તે પણ તેણીનાં પાપનોજ એક નવીન મુસ્તકીમ પુરાવો હતો!

હવે લેડી લીલા તદદનેહાલ ગભરાઇ ગઇ. તેના ચેહરાપર બ્યાન નહીં થઇ શકે એવા ગભરાત, ફીકર અને ચીંતાએ ઘર ઘાલ્યું, અને તે માહરા પગપર ફસડાઇ પડે એવી બી કાંઇક હીલચાલ કરવા માંગતી હોય એમ પણ મહને એકાદ પલ લાગ્યું; પણ તે પાછી સાવધ થઇ.

"મહને માહરી બધી તોરછોડ માફ કર, ઍલન," મોટી કાકલુદી સાથે તેણીએ એ પછી આગલ ધસી આવતાં કહ્યું, "મને તે કાગલ આપ, અને મને અત્રેથી જવા દે; અને તું જો માહરી દોસ્તી રાખવા નહીં ચાહતી હશે તો હું તુંને કસમપુર્વક ખાત્રી આપું છું કે હું તાહરી સાથે દુશમનાઇ બી કરવાની નથીજ."

"તમે દુશમનાઇ નથી કરવાનાં તેની ગૅરંટી તરીકેજ, માહરાં લેડી, માહરે તે કાગલ હવે તો રાખવો જોઇશે," મેં મક્કમપણે જવાબમાં કહ્યું. "એડવીન સેંટ કલેર એક બુરામાં બુરો માણસ છે. તેણે મને અનેક મરતબા અનેક તરાંહ હદ પાર સતાવેલી છે, અને તેવીજ સતાવણીની તમો પણ ફકત એક મિનીટ આગમચ મને ધમકી આપી ચુકયાં છો! એટલાવાસ્તે એ કાગલ એક હથીઆર તરીકે હવે તો માહરા હાથમાંજ રેહવું જોઇશે."

"હેં—એમ કે! એટલું બધું કે?" તે ઉમરજાદી નહીં પણ સેહતાનજાદીએ, મેં તરતજ જોયું કે, પોતાનું રંગ રૂપ જલદી ફેરવી નાખતાં ઘણુંજ કડવાસ અને જુસ્સાથી કહ્યું, અને તેણીના તે ચેહરામાંનો મજકુર સેહતાન્યત ફેરફાર જોતાં હું ખચ્ચીતકરીને થથરી ગઇ: અને ત્યાર પછી જે થયું તે ફકત એક ક્ષણનુંજ કામ હતું. લેડી લીલાએ પોતાના સ્કાર્ફની નીચેથી પોતાના પોશાકમાં છાતી આગલ હાથ ખોસ્યો, અને ત્યાંથી બનાવતી એક સફેદ ગોલાબનું ફુલ ખેંચી કાઢયું, જ્યારે એ બધી પલીદી હીલચાલ હું જોઉં અથવા સમજી શકું તે આગમચ તો તેણીએ એક વાઘણુની અદાથી ઉછળીને મને કમ્મરમાંથી પકડી, અને હું સાંમી થાઉં કે બુમ પાડીને મદદ બોલાવી શકું તે આગમચ તો તેણીએ તે ફુલ માંહેલું કોઇ કાતીલ ઝેર મને સુંઘાડી દીધું! મને તમ્મર આવ્યા, તે રૂમ ચકકર ચકકર એકાદ પળ ફરતો દેખાયો, અને બીજીજ પળે તો હું હોસફરામોશ બેખુદીના એક સરબસર ખાબમાં ગરક ગઇ. એ શું થયું!

જ્યારે હું ધીમે ધીમે હોસમાં આવી ત્યારે પહેલી નજર માહરી ઘડીઆળ પર ગઇ, અને ડ્રૉઇંગ રૂમમાં દાખલ થતાંજ મેં ઘડીઆળ જોયલું હતું તેથી હું અનુમાનથી નક્કી કરી

શકી કે કમમાંકમ હું પા કલાક બેહોસ પડી રહી હતી. પેહલાં તો હું કયાં હતી અને એ બધું શું થઇ ગયું હતું તે મને કંઇ સમજ બી પણ પડયું નહીં. માહરા અવયવો બધા તમામ અકડી ગયા હતા, અને માહરૂં માથું ઘણું ભારી થયલું હતું. હજી જાણે માહરૂં ગલું બી ગુંગલાતું હતું. એમ છતાં હું તે દુખતા અવયવો સાથે જેમ તેમ ઉઠીને બેઠી, અને બાજુમાંની એક શૅલ્ફ પર સારાં નસીબે એક કોલોનની બાટલી હતી તે લાંબો હાથ કરીને લઇને ઘણુંસરખું મેં માહરા રૂમાલ પર નાખ્યું, તથા ઉપરાસાપરી સુંઘયું. મેં માહરૂં માથું બી વળી એ હુશીયારી લાવનાર લોકમાનીતાં તત્વથી તર કર્યું, અને તેથી ખરેખર મને ઘણું મજાહતું લાગવા માંડયું. અંતે હું ઉઠીને ઉભી થઇ અને પશ્ચીમ ભણીની બારી મેં ખુલી નાંખી, જયાંથી આવતી એક ઠંડી લેહેરીએ મને નવેસરથી જીવણુ અને રાહત બખશ્યાં, અને ફકત માથાંના દુખારા સિવાય બધી રીતે હું પાછી પુરતી સજીવન ને હુસ્યાર થઇ.

હું હવે ધીરજથી એકલી એકલી વિચાર કરવા બેઠી. મને લાગ્યું કે બનવાજોગ હતું કે ઘરમાં એ વખત કોઇ ન હોવાથી પુરતું નવતરૂં હતું તેનો લાભ લઇ, મને એમ બેહોશ કરી, તે નોકરને કાંઇ ભલતું કામ બતલાવી માહરા બૅડરૂમમાં ગઇ હોય, અને ત્યાં માહરાં કબટખાનાં ખેંચી કાહડી ઢુંઢીને પેલો દસ્તાવેજ કદાચ તેણીએ પોતાને સ્વાધીન લીધો હોય? હું એ ઉપરથી ઉતાવલે માહરા બૅડરૂમમાં ગઇ, પણ ત્યાંનું સઘળું બીલકુલ સમાધાન ને સલામત હતું; માહરી ડૅસ્કનાં ખાનાંમાં તે દસ્તાવેજ વટીક મોજુદ હતો! હવે, તેથી, હું અજબ થઇ અને જાસ્તી ગભરાઇ. અંતે મને એક અતી ભયભીત વેહમ બરપા થયો, અને વધતો વિચાર કરતાં તે વેહમે વધારે મજબુતી પકડી. મને લાગ્યું કે ખચ્ચીતકરીને એમજ હોવું જોઇએ અને એમજ હતું. તે જીવતી ડાકણે, બેશક, માહરાં ખુંનનીજ કોશેશ કરી હતી, પણ તે જબુન અને પાપી કોશેશ ઘણી ઉતાવળે કરેલી હોવાથી અધુરી ગઇ અને નિષ્ફળ થઇ હતી! હવે ત્યારે એ ગુલાબનાં ફુલનો ભેદ મને ખુલ્લો સમજાયો. હવે આયના પેરે જોઇ શકાતું હતું કે કલેર અને લેડી લીલા બંને કોઇનાં જબુન ખુંનનાંજ જવાબદાર હતાં, જોકે તે ખુંન કોણનું હતું તે વિષે હજી હું ઘણી શંકાશીલ રહી. તે ગુલાબનાં ફુલનાં ઓથાં હેઠલ કોઇ જાલીમ જબુન ઝેર છુપાવેલું હોવું જોઇએ, કે જે સુંઘાડતાં સાથે મોહત નીપજાવી શકાય, અને પેલી જીપસી છોકરી ઝારાએ એજ મકસદના શબ્દો, કલેરને બીહીખરાવીને માહરાથી દુર રાખવા, વાંચનારાંઓ યાદ કરશે કે, માહરા જેતગી ચીઠીમાં મને લખી વાલ્યા હતા.

માહરી છાતી ધ્રુજી આવી! એક પછી એક બધા બનાવો માહરા ગયા અનુભવના મને હવે યાદ આવતા ગયા. એ ગુનેહગાર ઓરતને ત્યાં દોસ્તીના એખલાસથી હું "કલેરમંટ વીલા"માં મેહમાન રહેલી હતી ત્યારે તેણીના ઓરડામાંનાં "મેન્ટલ પીસ" પર મેં એક વખત એક નાઘલી સીરોઇ જોઇ હતી, કે જે તે પોતે જયારે બેહોસ થઇ હતી ત્યારે કાંઇક સુંઘાડવાનું સમજીને હું તેને સુંઘાડવા ગઇ, અને તેજ પલે અચબુચ પાછી સુધ્ધીમાં આવતાં તે નાઘલી સીરોઇ મોટા ગભરાત વચ્ચે અછાત મારીને તેણે માહરા હાથમાંથી ફેંકી દીધી હતી, જયારે તે સીસા બધી ચુરેચુરા થતાં તે માંહલો પ્રવાહી બધો બાહેર ઢોળાઈ ગયો હતો. વાંચનારને યાદ છે? પછીથી અમે તરતજ ફરવા જવા નીકળ્યાં, અને તેણીનો માનીતો સ્પેનીઅલ ગાડીમાં નહીં હોવાથી હું તેને ઉપર લીલાનાજ ઓરડામાં બોલાવતી ને શોધાવતી

ગઇ. જ્યારે તે પ્રાણી તો બીચારૂં જ્યાં તે પ્રવાહી પડયો હતો ત્યાંજ મરી રહેલું હતું ! કદાચ તેણે એકાદ કટરો તે ઝેરનો ચાટયો હોય, અને ઝેર ઘણું કાટીલ હોવાથી તાબરતોબ મોહોત નીપજ્યું હોય, જોકે તે વખતે તો, અલબત, એ માહેલું કશુંજ હું સમજી શકી ન હતી !

વળી પેલી ઘરડી જીપસી અને ઝારા પોતે પણ કલેર અને લીલાંના પાપમાં થાતો શામીલ હતાં, અથવા તો તે પાપની વાતથી પુરતાં માહીતગાર હતાં. તેઓને ખબર હોવીજ જોઇએ કે આ ખુંનીઓ સફેદ ગુલાબમાં એક ચોકસ જાતની જબુન મેલવણીઓનું ઝેર સાથે લઇ ફરતાં હતાં, પણ ત્યારે તાજુબી એ હતી કે હું કેમ બચી ગઇ ? મોહોતની ગોદ તક પોંહચી ગયલી હું કેમ પાછી ફરી ? બનવાજોગ હતું કે આ વખતે ગુલાબમાં ઝેર મોહોત નીપજાવી શકે એટલાં પુરાં પ્રમાણમાં ન હોય, અથવા તો ડ્રૉઇંગરૂમમાં ઉઘાડાં બારણાં-માંથી કોઇ નહીં ધારેલું આવી જાએ એ ફીકરથી તેને જોઇએ એટલું તે માહરાં નાંખનાં ફીકરાં આગળ ધરવાનો વખત મલ્યો નહીં હોય, અથવા તો હું પુરતી જવાંન, તંદરોસ્ત અને મજબુત બાંધાની હોવાથી તે પાપીણીએ ધાર્યું હોય એટલી બધી તે ઝેર માહરીપર અસર કરી શકયું ન હોય ? કદાચ એ બધાં સામટાં કારણો પણ એકંદરે માહરા બચા-વની ઢાલ થઇ પડયાં હોય ? કોઈ બી રીતે પાક પરવરદેગાર માહરો બચાવનાર થયો હતો, અને મેં તરતજ તેથી ત્યાં ને ત્યાં ગુંઠણ પર પડીને તે પાક નવાજીશ માટે માહરાં સાચ્ચાં દીલનાં હેસાંનની એક ટુંક બંદગી તે દાવરોદાદગરની પાક દરગાહમાં નોધાવી.

એમાં તો કાંઇ સંદેહ નહીં હતો કે તે ખુંની પોતાનું કામ સરંજામ થયલું સમજી-નેજ અમારૂં મકાન છોડી ગયલી હોવી જોઇએ. મેં તેહકીકથી જાણ્યું કે તેને જતાં કોઇએ જોઈ ન હતી. ઓ, તે કેટલી હદ સુધીની નેહસ્ત, પાપમાં પ્રવિણ અને સંગદીલ હોવી જોઇએ કે કાંઈ બન્યુંજ નહીં હોય તેમ આસાંનીથી તે ઘર છોડી પોતાની ગાડીમાં બેસીને ચાલી જઇ શકી હતી ? જો હું મરણ પાંમી હતે તો તેનાપર કોણને વેહેમ જતે ? બધાં જાણતાં હતાં કે અમારા વચ્ચે તો હેત પ્રીતનાં મોટાં સહીઆરાં હતાં. નોરમનવાલાં પોતે તો થોડાંક મોટા દરજ્જાનાં માહરાં દોસ્તોમાં એને સૌથી આગેવાનજ જાણતાં હતાં ! એને ત્યાં જેમ હું અવારનવાર રેડવા જતી હતી તેમ અત્યાર સુધી હું કોઇને ત્યાં જતી હતી નહીં, અને તેણીને માટેનાં છેલ્લાં છેલ્લાં બદલાયલાં માહરાં મત વિષે મેં કોઇને કશીજ રીતે વાકેફ કરયાં ન હતાં. તેનોજ તો તે દુષ્ટાએ દેખીતો લાભ લીધો. તેને ખાત્રીજ હતી કે તેની મીલાકાતનાં કારણથી તેની ઉપર કોઇ જરા બી વેહમ લઇ જનાર નહીં હતું, અને માથે લોહી ચઢી જવાનું અથવા કોઇ એવાં ભલતાં કારણનું માહરી લાશપર ભરાયલી જુરી મત આપીને ઉઠતે, અને સઘળું પુરતી શાંતી સાથે સમાપ્ત થઇ જતે ! તે પોતે કદાપી માહરાં મોહોતપર કલ્પાંત કરતી સાંમી પોતાની ખુશીનું જુરીમાં જુબાની આપવા બી આવતે ! તે તો એમજ કેહતે કે અમો હમેશ મુજબ મલી ભેટી હસી બોલીને થોડીક મિનીટ આગમચનાં છુટાં પડયાં હતાં, અને લોક તેનું કાંઇ નહીં માનતે ? ઓ, તે કોઇ ઓરત નહીં પણ ઓરતના અવતારમાં ખરેખર એક પલીદી હતી. ઓરત તો રાંક, નમ્ર, પવિત્ર અને ભલીજ થાય છે. ઓરત તો મોહબત ને માયાનુંજ મંદીર કેહવાય છે, કે જ્યારે આ દોજખી દુષ્ટાને અમો નાજુક પંથનીઓના વિભાગમાં મેલી શકાયજ કેમ ?

એ એક અજબજેવો સંજોગ થયો કે માહરી બેભાની દરમ્યાન કોઇ તે રૂમમાં આવ્યુંજ ન હતું. મી. અને મીસીસ નોરમન તો રીહઅરસલમાં ગયલાં હતાં, અને જુલી પોતાનાં દુખમાં મરી રહેલી પોતાનાં ઓરડાનાં એકાંતમાં સબડતી હતી. અલબત, નોકરોએ તેને આવતી જોઇ હતી અને ડ્રૉઇંગ રૂમમાં બેસાડી હતી, પણ હું આવી લાગી એટલે મને તે વાતની ખબર આપવાથી પોતાની ફરજ પુરી થયલી માની તેઓ બધાં વગેસગે થઇ ગયાં હતાં—ડ્રૉઇંગરૂમમાં અમને ડીસટર્બ કરતાં આવવાનો તો ધારો હોયજ નહીં—ને તેઓએ તે જાલીમને પાછી સટકી જતાં જોયલીજ નહી એટલે કોઇ ડ્રૉઇંગરૂમમાં આવ્યુંજ નહીં: અને એ રીતે જ્યારે કોઇ જાણતુંજ નહીં હતું ત્યારે—ખ્યાલ કરવાને બી કેટલું ગજબનાક છે કે—ધોળે દીસે એક મોટે ઘેરની ઉમરાવજાદી માહરા જેવી એક ગરીબ નિર્દોષનું ખુંન કરીને સાહુકારીથી બેધડક ચાલતી થઇ શકી હતી!!

અરે, સંસારમાં એમ કેટલા બધા બનાવો બનતા હોવા જોઇએ કે જેનો ભેદ તે માહનામી સાહેબ સિવાય આએ ધરતી પર કોઇ બીજું કદી જાણવા પામતુંજ નથી! કેટલા બધા બનાવો આપણી પોતાની જાણમાં વેહમના વમલમાં વીંટલાયલાજ એમ ને એમ ભુલાઇ જવા પાંમે છે! તેવા બનાવો બનતાં ગડબડ ઘણી થાય છે, પુલીસ ધરપકડની ઘણી અફડાતફડી કરે છે, અને તોબી આયંદા તે ભયંકાર ભેદ કોઇ ઉકેલી શકતુંજ નથી. બાહેરથી ધોત્તાં ધાત્તાં મોટે ઘેરનાંઓ બી બાતેનમાં કેવાં મેલાં બદમાસો પુરવાર થાય છે અને કેવાં કરપીણ દિલ ધરાવી કેવાં કાલાં કરમો કરી જાંણે છે તેનો કોણને ખ્યાલ થઇ શકે?

હું વિચાર કરતી માહરા ઓરડાનાં એકાંતમાં થથરેલી જેવી હજી બેસી રહી. હવે માહરે કરવું શું અને કેમ કામ લેવું? શું માહરે નોરમનવાલાંઓને સઘળી હકીકત કહી દઇને તે ખુંનીને પકડાવવા માટે સીધી મેજીસ્ટ્રેટ પાસે જઇને વૉરંટ માટે અરજી નોંધાવવી? નહીં, તે કેમ બને? તેમ કરૂં તો માહરે કલેરના માહરી ઉપરના બધા અપવિત્ર હુમલાઓ જાહેર કરવાજ પડે, કે જેમાંથી હર વખતે જોકે હું બીલકુલ નીષ્કલંક બચી આવી હતી તોપણ નીંદક જમાનો જે દોજખથી બી કાતીલ થાય છે તેઓ મને કેમ મુકી દે! હું આખર કરેને એક અબળા હતી, અને મને માહરી પાક ઇજ્જત માહરા જાનથી બી અધીક પ્યારી હતી. વળી હું લીલા અને કલેરને સપડાવી દઉં તો પછી તેઓ માહરા બાપને કેમ મુકે? તેઓ ફ્રાન્સની પનાહ આપતી ભુમીમાં સલામત હતા ખરા, પણ તે વાત જાહેર થતાં સાથે સ્ટેજ પર મેં જે અત્યાર સુધીમાં ઘણી મોટી કીર્તી અને નામના સંપાદન કરી હતી તેનો અમલો તો એક લહેજામાં એક ફુકારયાં પેરે સરીયામ તુટીજ પડે અને જમીનદોસ્તજ થઇ જાય કેની? વળી ઘણું બનવા જોગ હતું કે કલેર અને લીલા સોસાયટીમાં જે ઉંચ દરજ્જો ભોગવતાં હતાં તે જોતાં કૉર્ટ અને લોક એવા એક ધોળે દીસના ખુંની હુમલાની વાત કદાપી માને બી નહીંજ—નહીં કે તેઓ મને સરયામ જુઠો આરોપ રજુ કરતી ધારે, પણ માહરાં ભેજાંની અચપુચ થયલી કોઇ નબલાઈ અથવા તો તે ખ્યાલોનું ખોટારૂં ધારીને માહરો કેસ કાહડી નાંખે તો માહરી શી ફેજ થાય? અંતે, તેથી, તુરતવેળા તો મેં એ ભયંકાર બીના પર ઢાંકપીછોડો કરવાનુંજ માહરાં મનથી ચુકવ્યું. તેજ મને લાગ્યું કે સૌથી બેહેતર થનાર હતું.

એમ તો અત્યાર સુધીમાં, વાંચનાર જાણેછે તેમ, ઘણા એ ખરી વીપતીના બનાવો માહરા પર ગુજરયા હતા કે જે હું અને માહરા પેદાના કરનાર સિવાય બીજુ કોઇ જાણતું નથી— કોઇને મેં એક કે બીજાં કારણથી તે જાંણવા દીધુંજ નથી; અને તેજ રીતે ફરજ્યાત ખામોશીનાં તે લીસ્ટમાં આ ખુરા બનાવને પણ મહારે મુંગે મોંઢે રૅજીસ્ટર કરી રાખવો પડયો!

અને અંતે એજ ઠરાવ પર આવેલી હોવાથી હું તરત ઉઠી, અને લેડી લીલાની મને મલેલી જે અનેક કીંમતી ભેટો માહરી કને હતી તે જોઇ જોઇને બધી એકકેએક સંભાલથી જમા કરીને મેં તેનું એક પૅકેટ બાંધ્યું, જે પર તે નાચીજ કમીનીનું નામ શરનામું કરીને રીજંટ પાર્ક માંહેલા તેના હાલના બંગલામાં એક આદમી સાથે મોકળી આપ્યું. મેં તે સાથે કાગળ કશુંજ લખ્યું નહીં. મેં માહરી ચુપકીથીજ સાંમી તેણીને થથરાવીને મારી નાખવા ધારી, કેમકે માહરા હરફનું પારસલ તેને પુગતાં તે કુપાત્ર અબળાને જે ગભરાત અને ધ્રુજરાં હું બચી ગયલી અને જીવતી રહેલી હોવાતું જાણવાથી બરપા થયલાં હોવાં જોઇએ તે બ્યાન કરવા કરતાં ખ્યાલ કરવાથીજ વધતાં સમજી શકાશે.

---

## પ્રકરણ ૬૦ મું.

મેલીસા હેરીસને વખત ગુમાવ્યો નહીં. તે અમારી કંપનીના માલેક મી. રીચર્ડસને તરતજ મળી, કે જે તેણીને નોકરી પર પાછી ફરવાના એરાદાથી એટલી બધી તંદરોસ્ત બનીને પોતાની આગલ આવેલી જોઇ ઘણો ખુશી થયો, અને તેણે તેને ઘણા મોટા અને મનમાનતા મુસારાથી તરત ઍનગેજ કરીજ લીધી. તેનાં અને જુલીનાં લગભગ એકકે સાથે સ્ટેજ છોડી જવાથી તેને ત્યાંનાં "બાલે ડાનસર્સ"માં ઘણી મોટી ઘટ પડી ગઇ હતી, જેથી મેલીસા જેવી એક નામાંકીત અને મોટે ઘરના જવાંન્યાઓ વચ્ચે ઘણી લોકપ્રીય થઇ પડેલી ડાન્સરને તરતજ નોકરીમાં રાખી દેવા તે ખરાં દીલથી ખુશી થયો. પરીણામમાં, ત્રણ દિવસના ગાલા પછી જ્યારે "લેડી મૅકબેથ" તરીકે એક ખીચોખીચ "હાઉસ" સાંમે હું પાછી રજુ થઇ ત્યારે તેજ રાત્રે ખેલ પછી જે "બાલે" રજુ થયો તેમાં મેલીસા હેરીસને ઘણો આગેવાન ભાગ ભજવ્યો. તેણીનું નાચવાનું લગભગ જુલી જેટલુંજ હુન્નરમંદ હતું, અને જુલી હતી ત્યારે તે જે બીજે નંબરે હતી તે આજે હવે પેહલાં નંબરની થઇ પડી. લોકો—ખાસ કરીને જવાંન્યાઓ—તેનાં ડાન્સીંગપર દેખીતા રીઝા હતા, કેમકે લાંબા વખતના ગાલા પછી જેવો તેણે પેહલવેહલો સ્ટેજ પર પગ મુકયો કે ઘણા જુસ્સાદાર તાલીના ગગડાટથી તેણીને વધાવી લેવામાં આવી, અને પછી પણ તેનાં હુન્નરમંદ ડાનસીંગનાં "આંકોર" જોશભર પાછા ને પાછા ચાલુજ રહયા. તે સ્ટેજ પર ઘણી શોભતી હતી, અને તેના નાચવાના ફૅન્સી ડ્રેસમાં તે ઘણી ખેંચાણકારક નજરે આવતી હતી. ટુંકમાં, તેની એ રાતની તે મોટી ફત્તેહથી હું માહરાં મન સાથે ઘણીજ રાજી થઇ, કેમકે ડાકટરોનાં મત મુજબ બચીજ નહીં શકે એવી તે મરતેનોલ બીમાર હતી તેને માહરી મીસકીન પણ સવેળાની પૈસાની થોડીક મદદથી આ મુજબ મોટો લાભ મલ્યો હતો.

જ્યુલ્યટ બી તે રાત્રે થીએટરમાં આવી હતી, અને એક સ્ટેજબૉક્સમાં બેઠેલી હતી, અને જોકે માહરો ધારો તો માહરો પાર્ટ ખતમ થતાંજ હંમેશ ડ્રેસ બદલીને તરત ઘરે ચાલી જવાનો હતો, તોપણ આજની રાત્રે મેલીસાનું ડાનસીંગ જોવા હું ખાસ થોભી ગઇ હતી. મેલીસા, એથી, તે પછી જ્યુલ્યટને સ્ટેજ પર મળી તે વખતે હું હાજર હતી. તે બંને પુરાણી સહીઓ અરસપરસ ઘણાં હેતથી મળી, અને તેટલાંમાં મી. અને મીસીસ નોરમન તે તરફ આવી લાગવાથી તેઓએ પોતાની હંમેશની ઉદારતા ને ભલમનસાઇ મુજબ ઘણી ઓહોસ કરીને તેણીને પોતાને ત્યાં પોતાની સાથે તે રાત્રે જમવા આવવાનું ઇજન કરયું, જેથી અમો પાંચનો ખીચડો મી. નોરમનની જુની ફૅશનની બ્રોહામમાં જેમ તેમ ગોઠવાઇને ઘરે પોહોંચ્યો.

એ વખતે નજદીક સાડા અગીઆર થવા આવેલા હતા, અને અમારી ગાડી ઘર આગલ પોહચી કે તરતજ એક ખીદમતગારે દોડી આવીને મી. નોરમનને ખબર આપી કે એક કોઇ જઈફ બાનુ તેઓને મળવા આવેલી ડ્રૉઇંગરૂમમાં ખોટી થતી હતી. એમ ઘણી વખત થતું હતું. લંડનમાં રાત બી દીસ છે, અને અમો થીએતરમાંથી ઘરે આવીએ ત્યારે મોડી રાત્રે પણ કોઇ ને કોઇ પહેરોણાંઓ અમારે ત્યાં જમવા ઉતરી પડવાનું ઘણું સાધારણ હતું.

"કોણ છે જે?" મી. નોરમને એ સાંભળી સ્હેજ પુછ્યું.

"કાંઇ ખબર નથી પડતી, સાહેબ," ખીદમતગારે જવાબમાં કહયું; "તેવણે નામ આપવા સાફ ના પાડયું. રાત્રે આંઠેક વાગેનાં આવેલાં છે, અને અમે કહયું કે શેઠ બાઇને થીએટરમાંથી પાછાં ફરતાં તો રાતના બાર વાગશે, ત્યારે કેહજે કાંઇ નહીં—હું થોભશ. તે પછી જઇને તે ડોસાં ડ્રૉઇંગરૂમમાં ખુરસીપર બેઠાં, અને ખુરસીપર ચીટકી ગયાં હોય તેમ છેહલા સાડા ત્રણ કલાક થયાં તે ખુરસીપરથી નથી હીલ્યાં કે નથી ચીલ્યાં!"

અમો બધાં હસ્યાં.

"વાહ, એવાં તે એ ડોસાં કોણ હશે?" મી. નોરમન હસ્યા.

"પણ તમે ગાડીમાંથી ઉતરો તો ખરા?" મીસીસ નોરમન વચ્ચે પુરાયાં. "બધાં ગાડીમાં ખીચડો થઇને બેઠાંછ તે જીવ બધો ગભરાઇ આવ્યોની!"

"માહરે લીધે તમોને કેટલી બધી અગવડ ને તસદી થાય છે!" મેલીસા જે સાંમી સીટ પર નાકેજ બેઠેલી હતી તેણે એ સાંભળી ફુલ જેવાં નરમ કદમે તરત ગાડીમાંથી બાહેર કુદી પડતાં ખરાં દીલથી ઓશકાઇને કહયું.

"જરા બી નહીં, માહરી દીકરી," ભલાં મીસીસ નોરમને એક માતાનાં હેતથી કહયું; "હું તાહરે વાસ્તે બોલીજ નથી. હું તો સ્હેજ હસવામાં બોલી. તું આવી તેથી અમોને બધાંને ખચ્ચીતકરીને ઘણુંજ ગમ્યું."

એ પછી અમો બધાં ગાડીમાંથી ઉતરયાં, અને ઘરમાં ગયાં. હું, મેલીસા, ને જ્યુલી તો પેલાં ડોસાંને મી. અને મીસીસ નોરમન મલે તેટલાં બીજા ઓરડામાં જવાનું કરતાં હતાં,

પણ તેઓએ અમને ના કહ્યું. તે ઉપરથી અમારી ટોપી અને સ્કાર્ફ બ્રેકફાસ્ટ રૂમમાંજ એક સોફાપર નાખી અમો બી તેઓની પુઠે ડ્રૉઈંગ રૂમમાં ગયાં. અમો બી તે અજબ જેવાં ડોસાં કોણ હતાં તે જોવાજ ચાહતાં હતાં, અને થોડીક રમુજી થવાની વકી હતી.

અમો બધાં એકઠાંજ ડ્રૉઈંગ રૂમમાં દાખલ થયાં. તે ડોસાં ચીમરાઈ અને જુલાઇ પડેલી ચામડીનાં ખરેખરાં કોઇ ઘરડાં જપ હતાં. તેઓ એક મોટી ખુરસીમાં ગોઠવાઇને બેઠાં હતાં, અને માથાં પરથી ટોપી વટીક ઉતારી ન હતી, કે જે નાતવાન માથું અરધી ઉંઘ વચ્ચે તેઓની ઘરડી છાતીપર હાલમાં જુમી પડયું હતું. તે ચેહરો વળી ખીજવાત રજુ કરતો હતો, અને ડોસાંની દાળ બલી ગયલીજ લાગતી હતી. દેખાવમાં તાતરવીખાં અને ચીરડાઉ લાગતાં હતાં. પટલાં, ચમકરી જેવાં અને ઉંચાં હતાં. સાથે એક ન્હાની બૅગ લાગ્યાં હતાં જે બી કોઇ ચોરી જવાનું હોય તેમ મજબુત બે હાથે પકડીને ખોલામાં લઇનેજ બેઠાં હતાં! ઉંમરમાં કમમાં-કમ પોણોસોની ભરતી હતી, ને બાલ બધા રૂપેરી થઇ ગયલા હતા. તેઓ અમો ગયાં એટલેજ જાગ્યાં, પણ ન તો ઉઠયાં કે ન તો હીલ્યાં. અમારી બધાંની એકેક પછી પગથી માથાં સુધીની તેઓએ પોતાની જીણી જીણી આંખે પેહલ્લાં તો મુંગે મોંહે "સરવે" કાધી, જયારે મી. અને મીસીસ નોરમનને ઘણું વસમું લાગ્યું. આ ઘેરીતાંબારીતાં થઇને આવેલાં એ કોઇ અજબ જેવાં ચક્રમ ડોસાં હતાં કોણ?

"ઉં, ત્યારે મી. અને મીસીસ નોરમન તમે બેઉ કે?" તેવણે જરા વારે પોતાનાં બેસી ગયલાં દાચાં ખુલીને પુછયું.

"જી હા; કાંઇ હોકમ છે?" મી. નોરમને આગળ જેહ સભ્યતાથી સવાલ કર્યો.

"ને આએ ત્રણ પોરીઓ કોણ?" મી૦ નોરમનના સવાલનો જવાબ આપવાને બદલે ડોસાંએ તો તરત પાછો બીજો સવાલ કર્યો; "તું તો જુલીજ હોવી જોઇએ," તેવણે જુલ્યટ તરફ આંગળી કરી કહ્યું; "તદન બાપ જેવીજ છે, પણ આએ બે બીજી વંત્રીઓ કોણ?"

મી. નોરમન તે ડોસાંની ઉંમરનું માન રાખીને અમને થયલું તે અપમાન ખમી ગયા, અને હસીને કહ્યું; "આએ બાનું મીસ ટ્રૂફર્ડ છે. અમારાં સ્ટેજપર એ બાઇ એજ નામે ઓલખાયછે."

"ઓ, પેલાં કોઇ મીસ ફ્રૂર્ડ કરીને નવી નાટકવાલી પોરી આવેલી કહેવાયછ તે?" તેવણે મોટા તુચ્છકારનું નસકોરૂં ફુગાવીને કહ્યું; "ને આએ બીજાં?"

"એ મીસ મેલીસા હૅરીસન છે," મી. નોરમને હવે જરા અધીરાઇથી કહ્યું.

"ઓ, હૅરીસન? પેલી નાચવાવાલી?" અને તેવણુનો અમારે વારતેનો ધીક્કાર અને તો બેવડો થયલો દેખાયો! "હું બી ત્યારે શું મજાહની સોસાયટી વચ્ચે આવેલી દેખું!"

"પણ, બાઇ, તમે તમારી સુધ્ધીમાં છો?" મી. નોરમને હવે ગુસ્સાથી કહ્યું. "તમે માહરાં ઘરમાં ચાલીચલાવીને આવીને આખી દુન્યાની ઓળખ માંગોછ, પણ તમારૂં પોતાનું નામ, ઠામ ને કામ તો કાંઇ કહેતાંજ નહીં?"

"હું માહરી સુધ્ધીમાં નથી ત્યારેજ તો તાહરે ઘર ચાલીચલાવીને આવી કેની?" ડોસાંએ ટણુકો કરયો.

"બીચારી કોઇ ઘેલી તો નહીં હોય?" મીસીસ નોરમને પોતાના વરના કાનપર પડીને કહયું, પણ ડોસાંના કાન તો કસારીના હતા! તેવણે તરત વધતા ગુસ્સાથી કહયું, "હા, હા, હું ઘેલીજ છું. ઘેલી છું ત્યારેજ તો મરતે દહાડે છેક ડોવરથી અહીં સુધી ઘણે વરસે મન નહીજ માનવાથી અચણુચ કહયા કહેવરાવ્યા વગર ધકેલા ખાતી ચાલી આવી કેની?"

"એ કોણ—ફુઇમાય?" મી. નોરમને ગભરાઇને કહયું, અને પછી તે છાંડાવાલી ફુઇમાય પર ઓગારમોગાર થતાં મી. તેમજ મીસીસ તે ડોસાંની આગળ ધસી ગયાં.

પણ સૌથી ઘણી તો પેલી મેલીસા હેરીસન અજબ થયલી દેખાઇ. "કોણ—ડોવરવાલાં મીસીસ ઓલ્ડકાસલ?" તેણીએ અજબ થઇને અમો એને કહયું; "કાંએ, જુલી, તું તો હમણાંજ ડોવર ખાતે તાહરાં એ ફુઇને ત્યાં રહી આવીતીની? અને તમે બેઉ કોઈ એવ-ણુને ઓળખી નહી શકયાં? એ કેમ બને?"

જુલી તો એ સાંભળી પાણીપાણી થયલી તદન ગભરાઇ ગઇ, અને કશોજ જવાબ કરી શકી નહીં, જ્યારે મેંજર વચ્ચે પડીને લગાર ઠપકાથી કહયું, "ચપી જા, મેલીસા, આપણે પછી એ વિષે વાત કરશું."

"લે, ચાલો, ઘણું થયું," ફુઇમાયે ઉચે મને મી. અને મીસીસ નોરમનની નાટકી કોટીઓનો સ્વિકાર કરતાં કહયું; અને જુલ્યટ તરફ ફરીને વધારયું, "કેમરે, પોરી, તું તો આવતીજ નહી ને મલતીજ નહીં કે? તું કોણ છે ને કેવી છે તે જોવા થકી તો ધકેલા ખાતી હું અહીં સુધી આવી!"

જુલી, એ સાંભળી, મેલીસાનાં કારણુથી ગભરાયલી અને ફુગલાયલી જેમ તેમ આગળ ગઇ, અને ડોસાંનાં પાસાંમાં દબાઇ.

"તેં મને કોઇ દાહડે જોયલી નહીં અને મેં બી તુંને આજેજ જોઇ, પણ તું, પોરી, મને જોતાં સાથે ગમેછ ખરી. ઘણી ગરીબ લાગેછ."—અને એમ કહેતાં જુલીને લગાર વધતાં હેતથી બગલગીર થઇ ડોસાં તે ખુરસી પરથી ઉઠયાં, કે જ્યારે મેં કાંઇક અજા-ણબી ને રમુજ વચ્ચે જોયું કે મને લાગતું હતું તે કરતાં બી તેવણુ તો વધારે ઉચાં અને પા આવે તો ઉડી જાએ એવાં તાડમોરીઆં હતાં!

"અને તમે નાટકવાલાં મીસ ફ્રેડ કે?" હવે તેવણે જરા ઓછા ટણુકાથી માહરી આગળ આવીને કહયું.

"મારૂં ખરૂં નામ તો મીસ પરસી છે," મેં નરમાસથી સમજાવીને જવાબ કરયો.

"હેં, પરસી? પરસી?"—અને ડોસાં તો કાંઇક ઘણી અજબજેવી રીતે એકાદ પળ ઉશ્કેરાઈ આવેલાં દેખાયાં, એટલે સુધી કે હું પોતે પણ ઘણી ગભરાઈ ગઇ અને અજબ થઇ, પણ બીજી પળે જરાં શાંત થતાં તેવણુ અરધું મોટે—અરધું મનસે પટપટયાં, "નહીં, —તે કેમ હોય?"

"મીસ પરસી અમોને અમારી જુલી જેટલીજ વાહલી છે, પ્રુઇમાએ," મી. નોરમને હયાં વચ્ચે પડીને કહયું, "કેમકે એ જવાંન બાંનુ જેટલી બાહોશ ને બુધ્ધીશાળી છે તેટલીજ વળી ચાલચલણમાં ખરેખરી ભલી ને નેક છે."

"તેમ હોય તો સારૂં," ડોસાંએ જરા જાસ્તી નરમ થઇને કહયું; "અને આએ?" તેનણે મેલીસા તરફ આંગલી બતાવી.

"એ બી એક અમારી ફ્રૅન્ડ છે," મી. નોરમને કહયું; "નાટકવાલાઓનું નામ હલકું છે ખરૂં, પણ અમો ખરાં નેકચલણ સિવાય અમારાં ઘરમાં કોઈને દાખલ કરતાંજ નથી."

મેલીસા ચેહરામાં એકદમ લાલ થઈ. તેની ઇજ્જતનો નાશ થયો હતો તે હું એકલીજ જાણનારી હતી, એટલે મી. નોરમન ભલાઇ અને ભોળાઇમાં જે બોલી ગયા તેથી બીચારીને ઘણો ગભરાત થયો ને સ્વભાવિક ઘણું વસમું લાગ્યું.

"હવે તો અહીંજ રેહશો કેની, પ્રુઇમાય?" મી. નોરમને માંગી લેતી ઢબે કહયું, જેને મીસીસ નોરમને દીલોજાન ટેકો આપ્યો.

"ના રે બા, એમ મોડી રાત્રે બાર વાગતે હું ભોણું ખાઉં તો માહરે સીધો કબ્રસ્તાનનો રસ્તો લેવો પડે!" ડોસાં બોલ્યાં. "તે મને નહીં પાલવે. હું તો બીજે ઠેકાણે ઉતરેલી છું, ને તમોને મલવા આવેલી તે તમોને મલીનેજ જવાના ખ્યાલથી અત્યાર સુધી અત્રે થોભી ગઇ હતી. માહરે વાસ્તે હવે એક ગાડી મંગાવો."

"પણ વારૂં, હમણાં તો જરા જમીને જાઓ?" મીસીસ નોરમને ઓંહોંસ કરી.

ડોસાં, મગર, એકનાં બે નહીં થયાં, અને ઘણાં પગપાણી કરાવ્યા પછી જેમ તેમ એટલુંજ કબુલ કીધું કે બીજે દાહડે સહવારથી આવશે અને આખો દહાડો અમારી સાથે ગુજારશે. એ પછી મી. નોરમને પોતાનીજ ગાડી પાછી જોતરાવીને તેમને પોંહચતાં કર્યાં. એ ડોસાંના મોટા દલ્લા પર તેઓનો ડોલો ઘણુંનો હતો. ડોસાંનું બીજું અતલગ કોઈજ ન હતું, અને કાંઇક મતફેર થવાથી વરસોનાં વરસો સુધી તેવણ રીસાયલાં ને અલગ થયલાં હતાં, પણ પાછળથી ઉડતી અફવા આવી હતી કે ડોસાં હવે પોતાનો અંતકાળ પાસે આવેલો ધારીને તેઓને બધું માફ કરી જુલીને કરી લેવાનુંજ ધારતાં હતાં. એજ તો તે વર બૈરને ઓથું મલ્યું હતું, કે જેનો કશો બી પાયા વગર તેઓએ જુલીનાં હનીમુન વખતે બેધડક ઉપયોગ કર્યો હતો, અને હાલમાં તેવણજ અત્રે નહીં ધારેલાં આવી લાગવાથી આ બધું કાંટાનું કટેસર થયું હતું. એમ છતાં, તેઓ અહીં સુધી આવ્યાં હતાં ત્યારે તો તેઓની જોઇતી આગતાસ્વાગતા કરીને તેવણને બને એટલાં જીતી લેવાનોજ મી. ને મીસીસ નોરમનને દેખીતો લોભ થયો હતો, ને તેમજ તેઓ કામ લેતાં હતાં.

તેઓના જવા પછી મી. અને મીસીસ નોરમન તો પૈસા સંબંધી મોતેબર આશાઓનાં એક ચલકતાં ભવિશથી ખુશીનાં એટલાં લીન થયલાં દેખાવાં કે જુલયટ, જે અગત્કરીને ફીકરમંદ અને ગમખાર થઇ ગઇ હતી તેની, ઉપર તો તેઓનું કાંઇ ધ્યાન પણ

ખેંચાયું હતું નહીં! વળી જુલ્યટ જે ફ્રુઇનેજ ત્યાં રહેવા ગયલી હોવાનું એ ભોળાંઓએ દોસ્તઆશનાઓ વચ્ચે ભુલભરેલું નાળ્યું ફૂંક્યું હતું તે વાત મેલીસાને કાંને પોંહચી હતી, અને તેથી તે ઘણી અજબ થયલી હોવી જોઇએ એવો બી કોઇ ભય તેમને થતો દેખાયો નહીં, જેથી જુલ્યટ અંતે કંટાલીને માથું ઘણું દુઃખવાનું બાહણું બતાવી પોતાના ઓરડામાં જતી રહી.

---

## પ્રકરણ ૬૧ મું.

"કાંઇ બી ઘણો ગંભીર ઘોંટાલો છે, ઍલન," તેણીના જવા પછી મેલીસા જે ઘણી જીજ્ઞાસુ અને ખટપટયા ખવાસની હતી તેણે માહરે કાંને લાગીને કહ્યું; "પણ ચાલો, જે હોય તે." તે જાસ્તી ચીબી થઇ, "આપુને કોઇની ફેમેલી મેટરમાં માથું ખોસવાનું કારણ શું હોય?"

"વાજબીજ છે," મેં ટુંકમાં પતાવ્યું,—અને અમો બંને ચુપ થયાં. તેનાં મનમાં કે હું કાંઇ બી ખુલાસો કરશ, પણ હું તો કાંઇ બોલીજ નહીં, અને તેણે દબાંણુ કશું કરયુંજ નહીં. એ પછી જમવાનું કાઢવામાં આવ્યું, અને જમીને અમોને મળી ભેટીને તે તો ચાલતી થઇ, કે જ્યારે તેના એમ જવા પછીજ મી. નોરમનને ખરા ભયનું ભાન થયું!

"બાઇ-ધ-બાઇ, ઍલન દીકરા, મેલીસા કાંઇ અજબ થતી દેખાઇતી? આપરે જુલીને ફ્રુઇને ત્યાં મોકલેલી હોવાનું જાહેર કરયું હતું તે વાત એ જાંણેછ વારૂં?"

"હા; જુલી તેથીજ ઘણી ખસ્યાંણી પડેલી પોતાના ઓરડામાં ચાલી ગેઇછ," મેં જવાબ કર્યો. "હવે કાલે તમે પાછાં અત્રે તેવણુને તેડયાંછ, પણ મને બીહીક લાગેછ કે તે ઘણું મુશકેલ થવાનું છે. કોઇ ને કોઇ તમારાં ફ્રેન્ડ્ઝ ધારા મુજબ આખા દાહડાનાં દરમ્યાનમાં મલવા તો આવવાનાંજ, અને તેઓ આગળ એ વાતમાં તમો બધાં જુડાં પડશો તો——"

"તદન ખરૂં!" મી. નોરમને ગભરાઇને કહ્યું; "હવે ત્યારે ઉપાય શું—સિવાય કે કાલે જે બી મલવા આવે તેઓને "નૉટ ઍટ હોમ" (ઘરમાં નથી) એમ કેહવા બધાં નોકરનફરોને સખ્ખત તાકીદથી હોકમ આપી રાખવો, અને આગલો દરવાજો ડોસાં આવી ગયા પછી બંધજ રાખવો."

"એમજ કરવું ઠીક પડશે," મીસીસ નોરમન એકમત થયાં,—અને મેં બી તેજ પ્લાનને માહરી બાહલી આપી.

એ પછી હું સુવા આગમચ જુલ્યટના ઓરડામાં ગઈ, જે મેં જોયું કે પાછી કાહેલી અને દુઃખી બની ગયલી હતી. તેણે મને જોતાંને વાર મેલીસાની વાત કાઢીને ઘણી ચીંતા બતાવી.

"મેં તેને ચુપ કીધેલી છે, ડીઅર, અને મને લાગેછ કે તે માથામારૂં છોકરી નથી," મેં સધ્યારો આપ્યો.

"પણ કાલે બી તો એવા ઘોંટાળા થશના?" તેણીએ બીજવાઇને કહ્યું.

"નહીં; મમા પપાએ એમ નક્કી કીધુંછ કે કાલે કોઇ મળવા આવે તેઓને 'નૉટ ઍટ હોમ' કહેવાનું."

"અને નોકરોનું શું કરશું? બધાં નોકરનફરો બી તો જાણેછ કે ડોવર ફુઇને ઘર હું રહેવા ગઇતી?" તે વધતી ઉશ્કેરાઇ; "અને જો કોઇ તે લોકનાં દેખતાં કાલે કાંઇ ભાંગરો વાટે તો માહરૂં શું થશે! વળી એક બે મહીનામાં મને અત્રેથી કેઠે જતી તો રેહવુંજ પડશે, અને ત્યારે બી તો આપણે એજ ઓઠું વચ્ચે લાવવાનાં હતાં?"

"તે ઓઠું તે વખતે વધારે સારી રીતે ચાલશે," મેં ધીરજ આપી. "ફુઇ અત્રે લંડનમાં ઝાઝું રેહે એમ કાંઇ લાગતું નથી, અને એકવાર અત્રેથી પટયાં એટલે પછી કાંઇ મુશકેલ થવાનું નથી."

"ઓ માહરૂં નસીબ બલે રે!" તેણીએ માથું કુટી કહયું; "હું આટલી નિર્દોશ અને બેગુનાહ છતાં ખુદાએ મને કેવા સંતાપમાં ઉતારી મુકીછ!"

મેં બને એટલો સધ્યારો આપ્યો, અને તેને પુરતી શાંત કરી, આયંદા, હું થાકેલી માહરા પોતાના ઓરડામાં સુવા ગઇ.

બીજી સહવારે ઘરડાં મીસીસ ઓલ્ડકાસલ તો નાસ્તાની આગમચ, ટકોરાબંધ, કહી ગયાં હતાં તેમ, આવીને હાજર થયાં. તેવણનું નસ્કોરૂં જરા નમેલું હતું—જોકે તુમાખ તો હજુ ઘણોજ હતો.

મેં તે "કૅરેકટર" વાંચવાની કોશેશ કરી, પણ હું કાંઇ નીર્ણય પર આવી શકી નહીં. ઘણાં ગુસ્સાબાજ તીખ્ખાં છતાં તેટલાંજ ભોળાં ને ભલાં જે આદમીઓ આવે છે તે માંહેલીજ આ કોઇ ડોસી હતી કે નહીં તે જાણવાને વાસ્તે માહરો જીવ પુશકલ તલપાપડ થયો.

મી. અને મીસીસ નોરમન તેને ઘણી ખુશામદથી મલ્યાં, અને તેને રાજી રાખવાના પછાડામાં પડયાં. જુલ્યટ પણ બને એટલું મન મારીને આનંદી દેખાવાની કોશીશ કરતી હતી. દહાડો ઘણો તડકાંવાલો અને ખુશનુમા હતો, પણ ડોસાંએ તો કેઠે ફરવા હરવા કે કાંઇ જોવા જાવાને વાસ્તે ઘરમાંથી બાહેર નીકળવાનું મન મુતલગ દેખાડયુંજ નહીં—જોકે ખરી રીતે તો, તેઓનાં કેહવા મુજબ, એક ઘણીજ લાંબી મુદતે તેવણ લંડન પાછાં ફરયાં હતાં. દેખીતી રીતે પોતાની ગરૂડ જેવી આંખોએ નોરમનવાલાંઓની ચાલચલગત, દોસ્તઆશનાઓ વિગેરેની તપાસ લેવાજ તેઓ અત્રે આવ્યાં હતાં, અને તેથી તો તેઓનાં ચકમ ભેજાંમાં એ મતલબનું વાહરૂં આવ્યું એટલે, આગમચથી અત્રે કાંઇ કહયા કેહવડાવ્યા વગર, નીકળીજ પડયાં હતાં.

જુલ્યટ તરફ તેઓ વધારે મેહરબાન અને જરા જાસ્તી નમ્ર લાગતાં હતાં. ડોસાં કાંઇ પોતાનું ગુંદવાનું બી સાથે લેતાં આવ્યાં હતાં, અને તાહેલાં મારતાં ગુડયા કરતાં હતાં ત્યારે મેં આબાદ અનેક મરતબા પકડયું કે જુલીને ઘણી ચીપીચીપીને તેવણ તપાસતાં ને જોતાં રહયાં હતાં.

એમ બપોરે "લંચ"નો વખત થતાં સુધી તો ઠીક ગબડયું, પણ તેટલાં કોઇએ બારણું જોશથી ગબડાવ્યું.

ડોસાં ચમકયાં. "તમારાં દોસ્તોએ આવવા માંડયું!" તેવણે મી. નોરમન તરફ ફરીને પુછ્યું.

"તમારે કાંઇ ફકર નહીં રાખવી, ફુઇમાય; આપુને અત્રે કોઇ ડીસ્ટર્બ કરશેજ નહીં," મી. નોરમને ધીરજ આપી; "આજે અમે કોઇને મળવાનાંજ નથી, અને મેં "નૉટ ઍટ હોમ"નો આગમચથી નોકરોને હોકમ આપી રાખ્યો છે."

"ઓ કાંએ? ખચ્ચીતજ નહી!" ડોસાં તો દબલ ભભડી ઉઠયાં; "બે નવાં માણસને જોઇએ તો બે વાત તો થાય? તાબરતોબ હુકમ આપો કે જે આવે તેને આવવા દે."

"પણ એમ તો—એમ તો લોક આવ્યાજ કરશે," મી. નોરમન ગભરાતથી તોતરા બોબરા થયા, "અને ત્યારે તમારી કંપનીની મોજ તે અમો શું ભોગવીએ?"

"તું મને કાંએ બનાવેછ?" ડોસાંએ અનકા કરયા. "એટલી બધી તુંને માહરી કંપનીમાં મોજ મલેછ એમ? જો તું મને કોઇને નહીં મલવા દેવાનું હંબગજ કરવા ધારતો હોય તો મને અત્રેથી પાછી જવા દે!"—અને તેવણ તો એ ધમકી આપતાં રૂરમાર ઉઠયાં!

મી. નોરમનને, તેથી, ફરજયાત તેવણને શાંત કરવાં અને બેસાડવાં પડયાં, અને પછી જે આવે તેને આવવા દેવા અને આગલું બારણું પાછું ઉંઘાડી નાખવા તેવણે ચંગ વગાડીને ફુટમેનને બોલાવી જીવ પર જોરાવરીનો હુકમ આપ્યો.

નાટકશાળાવાલા મી. રીચર્ડસ હમણાં આવી ગયા, સાહેબ," તે ફુટમેને ખુલાસો કરયો, "મેં કહયું કે આપ સાહેબ ઘરમાં નથી, ત્યારે કહયું કે કલાક રહીને હું પાછો આવશ."

"અમારી કંપનીનો માલેક," મી૦ નોરમને ફુઇમાય આગળ ખુલાસો કરયો; "હવે તેવણને મળીને તમે શું કરવાનાં હતાં?"

"ઓ, તેવણને તો હું અચિતજ મળશ," ડોસાં બેવડાં બજીદ થયાં. "હું તો જરા જોઉં કે તમારી આવી મોટી કંપની ચલાવનાર એ મી. રીચર્ડસ કોણ છે અને કેવો છે!"

અમો બધાં ઘણું ગભરાયાં. જુલીએ સ્ટેજ પરથી તેના કને રૂખસદ લીધી હતી તે એ તાલેવંત ફુઇએ તેને કરી લીધેલી હોવાનું નાળ્યું કે ફીતેજ લીધી હતી; અને ત્યારે તેજ આદમી સોથી પેહલો નડતો પડતો, કોઇ દાહાડે નહીં ને આજે, અત્રે આવી લાગતો હતો એ કાંઇ જેવી તેવી મુશકેલી હતી?

તે આવ્યો. કલાક ભાગ્યેજ ગયો હશે તેટલાંમાં તે પાછો ફુટી નીકળ્યો, અને અમો બધાં બેઠાં હતાં ત્યાં ફુટમેને તેનું નામ પોકારીને તેને દાખલ કર્યો.

તે બધાંને નાટકી ઢપે નમતો ને સલાંમ કરતો હસતો હસતો અંદર આવ્યો. "સારૂંજ થયું તમો બધાં પાછાં આવી ગયાં ને મલી ગયાં તે," તેણે કહ્યું. "હું એક વખત આવી ગયો ત્યારે ઘરમાં કોઇ નહીં હતું, પણ મને જરૂરનું મલવાનું હતું એટલે હું પાછો—" પણ હયાં ફુઇમાય પર નજર ખેંચાતાં તે અચકી ગયો.

"એ મ્હારાં ફુઇમાય છે, ડોવરવાળાં મીસીસ ઓલ્ડકાસલ," મી. નોરમને જીવતા જીવ પર છરી ફેરવીને જેહમતથી ઓળખાણ કરાવી.

"સેવક નમેછ," મી. રીચર્ડસ ઉઠીને નાટકી ઢપછપથી નમ્યો. "આપ બાઇ સાહેબનું નામ મેં આગળ ઘણું સાંભળેલું છે. હા, મને યાદ આવ્યું! તમેજ તો મ્હારાં સ્ટેજ પરથી અમારી નામાંકીત નાચનારી આએ મીસ નોરમનને ચોરી ગયાં હતાં?"—અને તે હસ્યો.

"હું, મી૦ રીચર્ડસ?" ડોસાં તો ગભરાઇને અજબ અજબ થઇ ગયાં.

"નહીં, નહીં, મી. રીચર્ડસ," મી. નોરમન ડોસાં નહીં જોય તેમ છુપી ઇસારતો કરતાં અકરવકરમાં પડયા; "કામકાજની વાત કાંઇ અહીં કરવાની નથી."

"પણ એવણ કહેછ કેની કે કામકાજની વાત કરવા તો એવણ અહીં સુધી આવ્યાછ ત્યારે માહરે લીધે કાંએ અટકાવોછ? બોલો, મી. રીચર્ડસ, જે કહેવું હોય તે બેલાસક બોલો," ડોસાંએ આગ્રહ કરયો.

"આપ ઘણાં ભલાં છો, બાનું; મકુંજે હું ગઇ રાતના નવા "બાલે" ને વાસ્તે વાત કરવા આવ્યો હતો," તેણે મી. નોરમન તરફ ફરીને વધારયું. "ગઇ કાલે મીસ હૅરીસનનો નાચ લોકોને ઘણોજ ગમ્યો—જોકે, અલબત, તમારાં બેટીને એ છોકરી કદી પુગવાની નથી. હું, તેથી, એમ કેહવા આવ્યો કે ફુઇમાયને જો અડચણ નહી હોય—અને સારાં નસીબે ફુઇમાય બી અત્રે આવી લાગેલાં છે, એટલે એવણ જો મેહરબાનીની રાહે રજા આપે તો હું મીસ નોરમનને ઘણા મોટા પગારે માહરે ત્યાં પાછાં રોકવા માંગુંછ."

પણ હયાં ગરીબ જુલી જેના બધા હોસકોસ અત્યાર સુધીમાં પુરતા લેવાઇ લુટાઇ ગયા હતા તે હવે થોડીક હીંમ્મત કરી, ફુઇમાયને વચ્ચે બોલવાનો વખત મળે તે આગમચ, તરત વચ્ચે પુરાઇ.

"મી. રીચર્ડસ, મને માફ કરો," તેણીએ ઠરાવથી કહ્યું. "માહરે હવે કોઇ બી કારણે સ્ટેજપર પાછું ફરવુંજ નથી."

"જોયું, મીસીસ ઓલ્ડકાસલ," તે નાટકવાલાએ અરધા ખીજવાતથી અને અરધી રમુજ કરતો હોય તે ઢપે ફુઇમાયનેજ ગળે પડીને પાધરૂં કહ્યું, "તમે જોવો, તમે આએ જવાંન બાનુંનું અમારી વિરૂદ્ધમાં માથું ફેરવી નાખીને અમોને કેવું ગંભીર નુકશાન કીધુંછ?"

"પણ હું તો કાંઇ જાણુતી બી નથી, મી. રીચર્ડસ?" ડોસાં ખભડી પડયાં.

"કાંઇ નહીં, કાંઇ નહીં, ફુઇમાય," મી. નોરમન વચ્ચે પુરાયા; "એમાં કાંઈ ભેદ છે, જે પછીથી હું તમને સમજાવશ."—અને મી. રીચર્ડસની પીડા પટાવવા તેની તરફ ફરીને કહ્યું, "અમે તમારાં ઘણાં આભારી છીએ એ તમારી માયાકુલ દરખાસ્તને વાસ્તે, મી. રીચર્ડસ. તમે સીધારો. અમે એક બે દાહાડામાં એ વિશે પુરતો પાછો વિચાર કરી

લઇને અમારો સેવટનો જવાબ તમોને જણાવશું."—અને મી. રીચર્ડસ, ત્યારે મનાયલો અને રાજી થયલો, બધાંને પોતાની નાટકી ઢપે પાછી સલાંમ કરતો તે ઓરડામાંથી આવ્યો હતો તેમજ હસતો હસતો પાછો બાહેર પડયો.

હવે તેનાં જવા પછી બધાં તદ્દન ચુપચાપ થઇ ગયાં. કોઇને શું બોલવું ને કેમ બોલવું તે સમજ પડે નહીં. ડોસાંનું બાહણું આપીને જુલ્યટ સ્ટેજ પરથી ખસતી થઇ હતી એ તો તેવણ તદ્દન પામીજ ગયાં હતાં, અને હવે ડોસાં તે બાબે પુછે તો શું કેહવું તેનો બધાંને મનમાં તરખાત ચાલતો હતો, કેમકે જે વખતે ડોસાંનું નામ ને ઓઠું સ્ટેજપરની રૂખસદ વાસ્તે આપવામાં આવ્યું હતું તે વખતે તો તેઓ વચ્ચે કશો એખલાસ કે કાંઇ જાંણુ પીછાંણુ જેવું વટીક નહીં હતું!

અંતે ડોસાંજ બોલ્યાં.

"તું કેટલુંક થયું સ્ટેજપરથી અલગ થઇછ, જુલ્યા?" તેવણે પુછયું—અને રખે પોતાની દીકરી ગભરાતમાં કાંઇ ધામટ કરે તે ફીકરથી મી. નોરમનજ વળી તરત વચ્ચે પુરાયા.

"પાંચેક મહીના થયા હશે, ફુઇમાય," તેવણેજ જવાબ કરયો.

"પણ તમે જુલીનેજ બોલવા દેવોની?" ડોસાંએ તરારો મુકયો; "અને હવે પછી કાંએ તું સ્ટેજપર જવા નથી માંગતી, છોકરી?"

જુલીએ જેહમતથી પોતાનાં મનનું સમાધાન કરી લીધું, અને પછી હીંમ્મતથી અને નરમ સ્વરે સંભાલભરયો જવાબ કરયો, "મને એ નાચવાના ધંધા વાસ્તે હવે ધીક્કાર આવી ગયોછ, ફુઇમાય."

"ત્યારે તો સારૂં—ઘણુંજ સારૂં," તે ડોસી ખુશી ખુશી થઇને બોલી,—અને તેનો ચેહરો જે ઘેરાંણધારાંણમાં પડયો હતો તે પાછો સમાધાન ને ખુશાલ બનેલો દેખાયો: "અને ત્યારે મી. રીચર્ડસ છુટ્ટી નહી આપે તેથી તમે લોકોએ વચ્ચે માહરાં નામનું ઓઠું ઘુસાડયું એમ? તમે જબરાં!"—અને ડોસાં તો હવે ગમત પાંમીને પેહલીજ વાર અત્રે આવ્યા પછી ખુશ મિજાજે મોટે સાહદે ઘણું સરખું હસ્યાં!

ત્યાર પછી ડોસાંનો ગુસ્સો ઘણો નરમ પડી ગયો, ને તેવણ બધાં તરફ પુરતાં મેહરબાંન અને નમ્ર થયાં. તેવણ જુલીને તો જરા વારે પેટમાં ચાંપતાં બી થયાં, ને તે પછી તે દહાડે સારાં નસીબે બીજું કોઇ આવ્યુંજ નહીં.

અંતે અમો રાત્રે નાટકમાં જવા તૈયાર થયાં ત્યારેજ ડોસાં ગાડી જોડાવીને જયાં ઉતરેલાં હતાં ત્યાં જતાં રહયાં, પણ હવે પુરતાં રાજી થયલાં વચમાં એક દિવસ જવા દઇને ત્રીજે દાહડે સહવારથી પાછાં દાહડો ગુજારવા આવવાનું કહી ગયાં.

હવે તેઓનાં જવા પછી અમારા વચ્ચે તે દાહાડાની મુશકેલીની વાત ચાલી, અને બધાં એકમત થયાં કે જો તેઓ અહીં રેહે ત્યાં સુધી બધું સમેસમું ગબડે તો નજદીકના ભવિષમાં એક મોટી દોલત ઘેર બેઠાં તેઓને ત્યાં ચાલી આવવાની ખરેખર વકી હતી!

બીજે દિવસે મી. નોરમને મી. રીચર્ડસને બાહરોબાહર ખુલ્લું કહીજ દીધું કે જુલીની પોતાની પાછી સ્ટેજ પર જોડાવાની મરજી હતીજ નહીં, અને ત્યાં સારાં નસીબે તે વાત ઢંપ પડી.

હવે તે દાહાડે બપોરે બાર વાગે, જ્યારે કે હજી મી. અને મીસીસ તો રીહીઅરસલમાંજ રોકાયલાં હતાં, અને જુલી તન મનમાં જાસ્તી બીમાર થવાથી હજી પોતાનાં બિછાણાંમાં પોતાના ઓરડાનાં એકાંતમાં હતી, ત્યારે એક ખીદમતગારે આવીને મને ખબર કરી કે કોઇ બાનુ મને જરૂરનાં કામે મલવા માંગતી હતી.

"કોણ છે?" મેં પુછ્યું.

"નામ નથી કેહતી, મીસ," તે ખીદમતગારે જવાબ કરયો, "તે કેહેછ કે બાઇ મને ઓળખતાંજ નથી એટલે નામ આપવું બેફાયદા છે."

"મોકલ!" મેં હુકમ આપ્યો,—અને મેં માહરી પુરતી હુશીઆરીમાં રેહવાનો ઠરાવ કીધો, કેમકે લેડી લીલાનાં કાવત્રાંબાજ કરપીણપણાંથી માહરે હવે ચેતેલાં રહેવાની ઘણીજ જરૂર હતી.

---

## પ્રકરણ ૬૨ મું.

તે કોઇ અબળા અંદર આવી. તેનાં મોહડાં પર એક જાડો બુરખો હોવાથી ચેહરો જોઇ શકાતો ન હતો, પણ તે સારે ઘરની હોય તેમ તેણે ડ્રેસ કરયો હતો. વળી તેની હીલચાલમાં સઘળું એક લેડીને શોભા આપે એવું અને તેની "ડ્રેસ"માં સઘળું દમામદાર હતું.

હું, તેથી, અદબથી તેને આવકાર આપતી ઉઠી. મેં જોયું કે તે પોતે પોતાને અને પોતાનાં કામને માહરી કને રજુ કરતાં જરાક ગભરાતી હતી, જેથી હવે દગલબાજીના કોઇ બી ભય વગર તેને હીંમ્મત આપતી ઢબે મેં બેસવાની અરજ કરી.

તે બેઠી, અને પછી કાંઇક આનાકાનીથી બુરખો ઉંચકયો, જ્યારે માહરી સાંમે એક કેવળ અંજાણ્યો, ઘણોજ મીઠો અને મનોહર મુખડો રજુ થયો. કાંઇ ઘણીજ મોટી ખુબસુરતીનો તે ચેહરો નહીં હતો, પણ તે ચેહેરામાં મીઠાસ ઘણો હતો, અને તેમાં એવી કાંઇક શોકાતુર અદાનો ભેળ હતો, કે તે જોતાં સાથે તે આપણી દયા અને સારૂ મત જાંણે ઉશકેરી મેલે! જાંણે કોઇ આફતની મારેલી તે કોઇ મોટી બીમારીમાંથી ઉઠી હોય એમ કાંઇક તે ચેહેરો ગુવાહી પુકારતો હતો. તે વરસ વીસથી બાવીસેકની ઉંમરની નજરે આવતી હતી.

અંતે તેણે જબાંન ખોલી. "મીસ ટ્રેફર્ડ, મને માફ કરશો?" તેણીએ કહયું; "હું જાણુંછ કે તમને વગર ઓળખાણ પીછાંણે તસ્દી આપવા એમ ચાલીચલાવીને તમારે ઘર સુધી આવવાનો મને હક નથી, પણ નાટકમાંના દયાના તમારા પાર્ટસ તમે એટલી ઉશ્કેરણીથી કરતાં દેખાવાંછ કે તમે પોતે ખરેખર દયાળુ હોવાંજ જોઇએ એમ સમજીને હું તમારી થોડીક દયા ને મદદ શોધોવતી આવીછ!"

તે આ ઘણા મીઠા સ્વરે કાંઇ એવું તો દીલમાં લાગી આવે એવી ઢપથી બોલી કે ખરેખર તેણીએ માહરી ઘણી દયા અને જીજ્ઞાસા ઉશ્કેરી મેલી. મેં, તેથી, તેને ઘણીએક ધીરજ આપી, અને હું કેવી રીતે તેને ઉપયોગી થઇ શકું તે મેં નરમાશથી પુછયું.

તેણીએ તરત જવાબ દીધો નહિ, પણ આંખ નીચે નમાવી દીધી. મને લાગ્યું કે તેણીએ પોતાની છાતીમાં ઉભાઇ આવતું એક સુકકું દયકું વટીક દાબી દીધું, ને પછી થોડીક જેહમતથી મકકમપણે કહયું, "માહરે નાટકમાં નોકરી રેહવું છે તેમાં તમે મને મદદ કરશો?"

"ઘણી ખુશીથી અને ઘણી સેહેલથી," મેં જવાબ કરયો, "પણ શું તમે શોખને ખાતર સ્ટેજપર જોડાવા માંગોછ?"

"નહિ," તેણે વધારે ધીમે સાદે કહ્યું; "સીર્ફ નાચારીને ખાતર!"

હું હદ વનાની હેરત રહી. તેનો પોશાક તો એક મોટે ઘરની જેવીનોજ હતો, જોકે હવેજ માહરૂં ધ્યાન ખેંચાયું કે તેનાં આંગપર એક બી દરદાગીનો ન હતો.

"તમે ઘણો વિચાર કરજો," મેં સમજાવીને કહયું. "જાહેરમાં રજુ થવાનું કામ કાંઇ જેવું તેવું મુશ્કેલ નથી."

"ઓ, તે બધો વિચાર મેં કીધેલો છે," તેણીએ જુસ્સાથી જવાબ કરયો; "હું પુરતી દુઃખી છું, અને તેથી પ્રમાણીકપણે જીવવા એ સારી આવકનો ધંધોજ મેં પસંદ કરયો છે."

"પણ મને પુછવાને વાસ્તે માફ કરજો કે એવું તે શું દુઃખ છે? કદાચ તે દુઃખ જે બી હોય તે જલદી મટી જશે! ધીરજ રાખો!"

"હું તમારો ઉપકાર માનુંછ, બેહન, પણ, અરે! એ દુઃખ જેવું તેવું જાલીમ નથી! મને પુછોજ ના! મને યાદ કરાવોજ ના! હું તમોને તે ખુલાસો કરીને કહી નથી શકતી તે મને માફ કરજો. હું માહરી સુખી સ્થિતીમાં ઍમેચ્યુઅર તરીકે પ્રાઇવેટ ઠીએ-ત્રીકલસમાં ઘણી વાર આગેવાન પાર્ટ લઇ ચુકી છું, અને આખી મીજલસે માહરાં ઍક્ટીંગની વખાણ કરેલી છે, જે મને રાજી રાખવા ખોટી કરેલી હોય તો ખુદા જાણે!"

"ત્યારે તો સારૂં," મેં કહયું; "હું અમારી કુંપનીના માલેક મી. રીચર્ડસને આજે મલશ ને તમારી ભલામણ કરશ. માહરી ખાત્રી છે કે માહરી ભલામણ મી. રીચર્ડસ એક-દમ કબુલ રાખશે. મને તમારૂં નામ આપી જાવો ને જવાબ જે હોશે તે કેહવા હું તમારે ઘેર ખુશીથી એક ફેરો આવી જવશ."

"માહરે ઘેર?"—અને તે ગભરાઇ; પણ તરત મનનું સમાધાન કરી તેણે કહયું; "નહીજી, માહરે એવી કોઇ તસ્દી તમોને આપવી નથી. તમારો હુકમ હોશે તો કાલે અત્યારે હું અહીંજ પાછી આવશ, અથવા જો તમે રજા આપો તો રાતે ખેલ ખતમ થવા પછી તમોને ઠીએટરમાંજ ઘડીચપકો મલી લેઉં?"

"હા, એ બી ઠીક છે," હું એકમત થઇ. "સ્ટેજનાં બારણાંપર આવીને તમારૂં નામ મોકળજો——"

"માહરૂં નામ?"—અને વળી તે ગભરાઇ; અને મને અજબ થતી જોઇ તરત વધારયું, "હા, હું માહરૂં નામ મીસ હાવર્ડ કરીને મોકળીશ, ને તમે મને જરૂર અંદર બોલાવી લેવા ને મલવાની મેહરબાની કરજો."

"ઘણી ખુશીથી," મેં ધીરજ આપી.

"ઓ, તમે કેવાં મેહરબાન ને ભલાં છો!" તે પટપટી—અને તેની આંખોમાં આંસુ ધસી આવ્યાં. "ખુદા તમારૂં ભલું કરો! એનો કશોબી બદલો વાળવાને તો હું અશકત છું, પણ હું માહરી રોજની બંદગીમાં તમારૂં નામ શામીલ કરશ."—અને મને દાબીને શેક-હેન્ડ કરી, બુરખો પાછો સંભાલથી નીચે ઉતારી, તે ત્યાંથી બાહેર પડી.

હું ઘણી અજબ થઇ. દેખીતી રીતે આ કોઇ સારે ઘરની છોકરી હતી, અને તેણે ઘણા સુખી દાહડાઓ જોયલા હોવા જોઇએ. પ્રાઇવેટ ઠીએટ્રિકલસ કાંઇ ગરીબને ઘર થતાંજ નથી, અને જ્યાં મોટે ખાંચરે તે (આપણે આપણી આ વારતામાં આગળ વાંચી આવ્યાં તેમ) થાય છે ત્યાં આગેવાન પાર્ટ જો કોઇ ઍમેચ્યુઅર બાનુંને સપુર્દ કરવામાં આવે તો તે તેમનાં સરકલનીંજ હોવાની ઘણી સંભાલ લેવામાં આવે છેઃ ત્યારે આ કોણ હશે? તેણીની વીપત શી હશે? તેણે મને ગભરાઇને પોતાને ઘેર આવવા વકીક ના કહયું તે શું એજ કારણથી હશે કે તે ઘર હાલમાં હદ વનાનું કંગાળ હશે? ઓ, મને કેવું મન થયું કે થોડીક હું તેને પૈસાની બી મદદ કરૂં, પણ મને હીમ્મત થઇ નહીં. તેણીની હદપાર જખમાયલી લાગણીઓ જાસ્તી દુઃખાય તે ફીકરથી હું તેમ કરતાં ખંચાઇ.

હું એ પછી તરતજ તૈયાર થઇ, અને ઠીએટરમાં ગઇ. મી. અને મીસીસ નોરમન તો એટલામાં ઘર ચાલી ગયલાં હતાં, પણ મી. રીચર્ડસ પોતાના ઓરડામાં હતો. મેં તે ઉપરથી ત્યાં જઇને બારણું ઠોકયું, પણ મને જવાબ મલ્યો નહીં, અને તેટલાં તો મને અંદરથી કોઇ કજયો થતો હોવાનો સાહાદ આવ્યો. હું, તેથી, પાછીજ હટી જતે, પણ તેટલાં માહરા ઠોકવાના નરમ આંચકાથી બારણું ઉઘડી ગયું, જયારે મેં કંપનીનાં ઘણાક ઍકટરોને તે માલીક સાથે વેંહચી લેતા જોયા. તે લોકોએ કોઇએ મને જોઇ નહીં. મી૦ રીચર્ડસની ટેબલ આસપાસ તેઓ એવા મેજરૂં વળીને ઉભેલા હતા કે મી. રીચર્ડસની આગળ તેઓએ દીવાલ ભરી લીધી હતી, અને તેઓની પોતાની તો બારણાં તરફ પીઠ હતી એટલે તેઓ કોઇ મને જોઇ શકયા નહીં.

વાતમાં, મેં જોયું કે, જીત ન હતો. કોઇ મોટા ઍકટરોને ન્હાના પાર્ટ મલ્યા હતા તેની એ કાંઇક દમ વગરની ગડબડ હતી, પણ મી. રીચર્ડસ કાંઇ કાચોપોચો ન હતો. નાટકનાં એવાં મોટાં ને ધીકતાં ખાતાં ચલાવનારાઓ ઘણા બાહોશ ને કુનેહબાજ થાય છે. કયાં છેડાઇ પડવું, કયાં નરમ ને નમાના થવું, કયાં મનાઇ જવું, કયાં મનાવી લેવું—તે બધા નાટકો કરતા એ માલેકોને આવડે છે. તેઓ જમાનામાં મીઠા, કડવા, ખાતાં, ઝેરી એ સર્વ થઇ જાણે છે, અને તેમજ મી. રીચર્ડસે તે તોફાની જમેલાને આ વખત 'મોટા ભાઇ' કરીને મનાવી લીધો, જે બારણાંમાં ઉભી રહીને જોતાં માહરાથી હસ્યા વના રહેવાયું

નહીં: અને તેઓ મનાયલા ઓરડામાંથી દફે થયા એટલે મને જોતાં સાથે મી. રીચર્ડસે ઉઠીને માનથી શેકહેન્ડ કરી, અને પોતાની પાસેની ખુરસીમાં બેસાડી.

મેં માહરી મીલાકાતની મકસદ કહી, અને મીસ હાવર્ડની ઘણી ભલાંમણુ કરી, કે જ્યારે મી. રીચર્ડસ તાબરતોબ રાજી અને એકમત થયો.

"તમો ભલાંમણુ કરો તે કદી નબલીસબલી હોય નહીં, મીસ ત્રેફર્ડ," તેણે કહયું. "બેલાસક તે બાનુંને કાલે આએજ વખતે અહીં માહરી આગલ મોકલજો, અને તેને તપાસીને જો કાંઇ બી તેનામાં લાયકાત હશે તો હું ઘણા સારા મુસારાથી તરત ઍંગેજ કરશ."

મેં તેનો ઉપકાર માન્યો ને હું ઘર પાછી ફરી, જ્યાં આવી મેં નોરમનવાલાંઓ આગળ મીસ હાવર્ડને લગતી બધી વાત કરી—જોકે તેઓની કાંઇક અયોગ્ય જીન્નાસા ઉશ્કેરાય એટલું બધું કશું બી નહીં કેહવાની મેં પુરતી સંભાળ લીધી.

હવે રાત્રે ખેલ ખતમ થયા પછી હું તરત માહરા ડ્રેસીંગરૂમમાં ગઇ, કેમકે તે છોકરી મને મલવા આવવાની વકી હતી, અને હું નાટકનો પોશાક ઉતારી માહરાં પોતાનાં કપડાં પેહડી રહી કે તરતજ માહરી આગળ "મેડ" મીસ હાવર્ડનું નામ લઇ આવી.

મેં તેને અંદર લાવવા કહયું—અને તે આવી. હમણાં બી તેનાં મોંહાં પર બુરખો હતો. મેં તેને મી. રીચર્ડસવાલો હીમ્મત આપનારો જવાબ આપ્યો અને બીજે દહાડે ડીએટરમાં તેને મલવાની સલ્લાહ આપી, એટલે તેણે માહરો હાથ લઇને ઘણાં હેસાંનથી ચુમ્યો. એ પછી તે ઉતાવલે ઉઠીને જવાનું કરતી હતી, જ્યારે મને ખ્યાલ થતાં મેં તેને થોડુંક રીફ્રેશમેન્ટ ઑફર કરયું. કંપની તરફથી માહરી ટેબલ પર ઉંચામાંઉંચા વાઇનો, બીસકીટ વિગેરે હંમેશ મેલી રાખવામાં આવતું હતું, કે જે હું પોતે તો જવલેજ લેતી હતી, પણ સભ્યતાને ખાતર તેણીને આ વખતે તે ઑફર કરવા મને સગવડ થઇ, જે તેણે કબુલ રાખી, અને તાજુબ! મેં રકાબી ભરીને જે બીસકીટ આપી તે કેટલાક દિવસોની ભુખી હોય તેમ તે બીચારી ટપોટપ ખાઇ ગઇ! આથી માહરાં પેટમાં ઘણું ચુંથાઇ આવ્યું, અને મેં માહરી પર્સ ખેંચી કાઢતાં કહયું, "મીસ હાવર્ડ, કાલે તમને નોકરી તો મલશેજ; પણ પગાર તમારા હાથમાં આવતાં હજી આઠ દહાડા જોઇએ, તેથી તેટલાં આએ માહરી એક બેહન તરીકેની થોડીક મદદ કબુલ રાખશો?"

તેણીએ બુરખો ઉંચકયો, માહરા ચેહરા સાંમે એકાદ પળ ટીકીને જોયું—અને પછી રડી પડી!

"ઓ, તમે શું સમજી ગયાં કે હું ભુખે મરૂંછ?" તેણીએ કકળાતથી કહયું.

મેં તેનું માથું પસવારયું અને માહરી આંખમાં પણ પાણી આવ્યાં. મેં તેને માહરી આખી પર્સ આપી દીધી, પણ તે ભારી હતી અને તેમાં સોનાનો ખણુખણાટ હતો, જેથી ગભરાઇને તેણીએ કહયું "ઓ નહીં, એટલું બધું તો નહીંજ!"—અને તેણીએ તે પર્સ ઉઘાડી તેમાંથી ફકત એક સૉવરીન લીધો, અને તે એમનીએમ પછી પાછી ટેબલ પર મુકી દીધી.

"હું બીજું તો શું કેહું—સિવાય કે જે મેં બપોરે તમને કહયું હતું, વાહલાં મીસ ટ્રેફ્રુડ," તેણીએ ઘણી લાગણીથી જારી રાખ્યું; "માહરી રોજની બંદગીમાં આજથી તમારૂં રૂડું નામ શામીલ રેહશે, અને ખુદાના લખ્ખો આશીરવાદ હું તમારાં માથાંપર રોજ માંગી લેવશ!"—અને તે જવા ઉઠી.

"હું બી સાથેજ આઉંછ," મેં કહયું; "માહરો પાર્ટ ખતમ થવા પછી હું હંમેશ ઘેર તરત જાઉંછ, કેમજે નોરમનવાલાંઓને તો કામથી ફારેગ થતાં બીજો એક કલાક લાગેછ." —અને અમો સાથે નીકળ્યાં, પણ દરવાજા પરજ મને શેકહેન્ડ કરીને મીસ હાવર્ડ તો છુટી પડી. દેખીતી રીતે તે એકલીજ ચાલી જવા માંગતી હતી.

હવે તે ઉતાવલે ચાલતી હતી તેવામાં તે જરા આગળ ગઇ એટલે બાજુમાંથી પસાર થતા કોઇ જવાંને તેને જોઇ અને તરત ઓળખી, કેમકે સ્ટેજ પરથી પાછી નીકળતાં તે છોકરી બુરખો પાછો મોંઢાંપર ઉતારવાનું ભુલી ગઇ હતી, અથવા તો માહરી જોડે ચાલતી હોવાથી તેમ કરવાનું અસભ્ય સમજી તેણે ખામખા મોકુફ કર્યું હતું.

"હા! તું અહીં?" તેણીને ઓળખીને તે જવાંને મોટે સાહાદે અજાએબીમાં પુકારયું.

"ઓ, વળી તું કાંહથી મને મલ્યો?" મીસ હાવર્ડે ધ્રુજતા અવાજે કહયું—અને બાકીનું તે લોકો ઉતાવલે ચાલી જતાં હોવાથી હું કાંઇ જાસ્તી સાંભળી શકી નહીં.

"હું હવે અમારી ગાડીમાં બેઠી, અને ગાડી આગળ ચાલતાં મેં તેઓને પાછાં જોવાની કોશેશ કરી, પણ તેઓ આગલ વધતાં કેથે દેખાયાં નહીં. ખુદા જાણે કેઇ સાઇડની ગલીઓ-માંથી તેઓ નીકળી ગયાં.

મને તે પછી આખો વખત એ છોકરીનો ઘર જતાં વિચાર આવ્યા કીધો. શું તે કાંઇ ખતાવાર હશે! શું તેણીની કમનસીબીને આ જે જવાંન હાલમાં તેણીને રસ્તામાં અચાનુચ મલી ગયો હતો તેની સાથે કાંઇ નીકટ સંબંધ હશે? હું રખે એ છોકરીને મદદ કરવામાં કાંઇ ખોટું કરતી હોઉં? શું લેડી લીલાનાં સંબંધમાં પેહલાં બધું સારૂં માનવાની મેં એ-મજ સખ્ખત છકકર ને થાપ ખાધી ન હતી? પણ નહીં હોય; ને હોય તોબી એક લાયક નીરાશ્રીતને મદદ નહીં થવા કરતાં મને લાગ્યું કે એક ખતાવારને આશરો આપવાનું બી નેકજ કહી શકાય!

---

## પ્રકરણ ૬૩ મું.

ડોસાં—મીસીસ ઓલ્ડકાસલ—કહી ગયાં હતાં તેમ દોરબાંધ્યાં ત્રીજે દાહાડે પાછાં આવ્યાં, અને અમોને આગલા દિવસ કરતાં કાંઇક જાસ્તી હેતથીજ મલ્યાં. તેવણ આજે થોડાંક ઘેરીતાં બારીતાં બી થયાં, અને વળતે દિવસે ડોવર પાછાં ફરવાનો પોતાનો એરાદો અમને કહયો, એટલે બધાં—જુલ્યટ સુધ્ધાં—તે દાહાડે તેવણની ખીદમતમાં જાસ્તી ઉલટમંદ થયાં.

અને બધું બપોરે ત્રણ વાગ્યા વેર તો ઘણું આસાન ગબડયું, પણ પછી મીસીસ આર્મસ્ટ્રોંગ ફુટી નિકળી ને મલવા આવી. એ બાઇ આગળ એક જાણીતી ઍક્ટ્રેસ હતી,

પણ ઉમ્મર ભરાવાથી સ્ટેજથી પાછલથી અલગ થઇ હતી. ઘણી ઇજ્જતદાર અબળા કેહવાતી અને નોરમનવાલાંઓ સાથે તેને ઘણું ઘરવટ હતું.

હવે ડોસાં સાથે તે આવતાં સાથે તેની ઓળખાંણુ તો અલબત કરાવવીજ પડી—જોકે પાછાં બધાં બેચેન થઈ ગયાં, કારણ કે જુલી હનીમુન પર ગઇ હતી ત્યારે એવણુનેજ ત્યાં ગયલી હોવાનું નાવ્યું એની આગલ પણ તેણીનાં માત પીતાને ફેંકવું પડયું હતું તે બધાંને યાદ થઇ.

"ઓ, સારૂંજ થયું તમે લંડન આવ્યાં તો," મીસીસ આર્મસ્ટ્રૉંગે મોટી ખુશાલીથી કહયું. "અમે તો ધારતાંતાંજ કે તમો આવશો."

"તમે શા પરથી ધારતાંતાં, મૅડમ ?" મીસીસ ઓલ્ડકાસલે અજબ થતાં પુછયું.

"નહીંરે, અમથુંજ !" મી. નોરમન ગભરાઇને વચ્ચે પુરાયા—અને વળી તોતરા બોબરા થયા. "ફકત એમ કે—એમ કે અમે અવારનવાર એવણુ આગળ તમારી વાત કરતાં હતાં."

"અને હવે વાહલી જુલીમાં કાંઇ તમોને ફેરફાર થયલો નહીં લાગતો ?" મીસીસ આર્મસ્ટ્રૉંગે ઘોંટાલો કરવાનું ચાલુંજ રાખ્યું; "મને તો લાગેછ કે હાલમાં એ ઘણી નખાતી ને સુકાતી જાએછ. હું એને વાહલી જુલી કેહુંછ કેમકે એ બેબી હતી ત્યારથી મેં માહરા હાથોમાં એને રમાડેલી છે."

"મીસીસ આર્મસ્ટ્રૉંગ, હું લંચ કાહડવાનો હુકમ આપું ?" વળી મી. નોરમન ગભરાતથી વચ્ચે હોમાવાનું ચાલુ રખ્યું.

"તમે મને પુછોછ કે જુલ્યટમાં મને કંઇ ફેરફાર માલમ પડેછ કે ?" ડુઇમાયે અજબ થતાં કહયું; "પણ મને કેમ માલમ પડે ? હું તો—"

"હાસ્તો, હાસ્તો," મી. નોરમન વળી બોલી ઉઠયા; "મીસીસ આર્મસ્ટ્રૉંગ કંઇ સમજતાં નથી."

"હું નહીં સમજતી ! તમે ઘેલા તો નથી થયા, મી. નોરમન ?" મીસીસ આર્મસ્ટ્રૉંગે ગુસ્સો કરયો; "માહરી મતલબ કે પાંચ છ મહીનાપર જુલી ડુઇમાયને ત્યાં ડોવર રેહવા ગઇ હતી તેમાં ને હમણાંમાં એનામાં કાંઇ ફેર એવણુને પડેલો લાગેછ કે નહીં ?"

પણ એવામાં મોટા ગભરાત સાથે હું જુલીની મદદે દોડી ગઈ, કેમકે તે ઉજળી વાખ બનેલી પસીનો પસીનો થઇને બેહોસ થતી જણાતી હતી. હવે બધાંજ તેની આગળ દોડી આવ્યાં. મીસીસ આર્મસ્ટ્રૉંગ પણ. તે બીચારીને શું ખબર કે તેણીના એ ઘોંટાલાનુંજ પરીણામ હતું ? મીસીસ ઓલ્ડકાસલ, મગર, પોતાની ખુરસીમાં તડાં ને ટટાર બેસીજ રહયાં.

"આવો, મીસીસ આર્મસ્ટ્રૉંગ, આપણે વાત કરીએ," તેવણે કહયું. "એ તો અમથો એનો જીવ ફરી આવ્યોછ, ને એની આગળ એનાં માએબાપ ને મીસ ટ્રેફર્ડ છે. હું પેહલાં તમો શું કેહવા માંગતાંતાં તે બરાબર સમજેલી નહીં. હવે સમજી. હા, એ છેહલા પાંચ

મહીનાપર મહરે ઘર આવીને રેહી ગેઇ ત્યારે તો પથ્થર જેવી દેહની હતી, પણ હમણાં ઘણી ગબડી ગયલી લાગેછ, એ તો એને હું પાછી અત્રેથી જવશ ત્યારે કાલ પરમ માહરી સાથે લઇ જવશ, અને થોડુંક સુધીનો ચેન્જ મલશે તો પાછી મજાહની થઇ જશે."

એ વખતે અમે જુલીને પાછી હુસ્યાર કરતાં હતાં, પણ અમે તો ત્રણ જણ ફુઇમાયને એમ બોલતાં સાંભળીને દંગજ થઇ ગયાં. તેવણ શું કેહવા માંગતાં હતાં? એવામાં જુલ્યટ પુરતી હુસ્યાર થઇ, અને મીસીસ આર્મસ્ટ્રૉંગ તે પછી બધાંને મલી ભેટીને ચાલતી થઇ. ખરી રીતે તેને ફુઇમાયે ખેરવીજ નાંખી, અને હવે મને ખાતરજમા લાગી કે આ કોઇ જમાને ખાધેલ ખરી બાંહોશ અને ભલી ઘરડી અબળા હતી. તે સઘળું પાંમી ગઇ હતી. જુલીની લંડન ખાતેની પાંચ છ મહીના ઉપરની ગેરહાજરી તે એ ફુઇને ત્યાં ડોવર રેહવા ગઇ હતી એમ ગબડાવીને નોરમનવાલાંઓએ લોકોને સમજાવી લીધાં હતાં તે એ ચગેર ડોસી હવે બીલકુલ પાંમી ગઇ હતી, પણ પોતાનાં સગાંઓને ખોટાં નહીં પાડવા અને બેઇજ્જત નહીં કરવાની મતલબથી તેણીએ સમો સમાલી લીધો, અને મીસીસ આર્મસ્ત્રોંગ આમળ ઉપલો લેપડો લગાવ્યો હતો.

ડોસાં એ પછી ઉઠીને જુલી આગળ આવ્યાં.

"કાંએ, માય, હવે તુંને સારી પેઠે લાગેછ?" કાંઇ બન્યુંજ નહીં હોય તેમ ઘણી માયાના દેખાવથી તેવણે તે છોકરીને પુછ્યું.

"જી હા, ફુઇમાય, હું સારી પેઠે છું," જુલીએ તેમના ચહેરા સામું જોવાની હીમ્મત કર્યા વના ઓશકાતાં ગભરાતાં અને ચહેરામાં ઘણી લાલ થતાં જવાબ કરયો.

"લે ચાલો, હવે આગલો દરવાજો બંધ કરો," તે ડોસાંએ ચુકવ્યું. "કાલે તો માહરે ઘેરબારે જવશ તેથી હવે કોઇ મલવા આવે તેને આપણને ડીસટર્બ કરવા દેવાનાં નથી."— અને કહેવાની જરૂર છે કે મી. નોરમન ઘણી ખુશીની સાથે આદમીઓને એ "નૉટ એટ હોમ"નો હુકમ આપવા દોડયા?

પછીથી ડોસાં તો તરેહવાર તાહેલાં મારતાં રહયાં. જાંણે કાંઇ બન્યુંજ ન હતું! અમે તો બધાં મનથી અજબ અજબ થઇએ. નોરમનવાલાંઓને બી કાંઇ સમજણ પડી શકી નહીં. અંતે તેવણે કહ્યું, "જુલી, તું કાલે માહરી સાથે આવશે? માહરે ત્યાં થોડા મહીના રેહવા આવ."

જુલ્યટ આ સાંભળીને એવડી ગભરાઇ ગઇ. તેણીથી જવાબ દઇ શકાયો નહીં. તે શું કહે?

"ઓ ફુઇમાય, એ ઘણી મોટી મહેરબાની છે," મી. નોરમને કહ્યું, "પણ તમે એટલો અચબુચ હોકમ કરોછ—"

"અચબુચ?" ડોસાંએ લગાર ગુસસાથી કહ્યું; "એમાં અચબુચપણું શું છે? એમાં આનાકાંની કરવાનું છેજ શું? પણ ચાલો, નહીં તો નહીં—માંડી વાલો!"

જુલ્યટ એવી રીતે મામલો બીચકેલો જોઇ રડતી ઉઠીને તે ઓરડામાંથી બાહેર ગઇ. જ્યારે કે તેને સારૂં નસીબ શોધોધતું આવ્યું હતું ત્યારે પોતાની કમનસીબીનાં કારણથી તેનો તે લાભ લઇ શકતી ન હતી તે વાતનો તેને ભારે ખેદ થયો.

હું બી પુઠે ગઇ, અને મેં કેટલોક દીલાસો આપીને તે દુઃખી છોકરીને શાંત કરી, જે પછી જ્યારે અમો ફુઇમાયને પાછાં મલ્યાં ત્યારે, કહેવાને અજબ જેવું છે કે, તેવણ અમો બેઉ તરફ તો ઘણાં માયાલુજ હતાં, જોકે મેં જોયું કે મી. અને મીસીસ નોરમન સાથે તેવણ જરા એમજ હતાં.

તે રાત્રે ડોસાં જમવા સુધી રહ્યાં, અને મી. અને મીસીસ નોરમનનો પાર્ટ હોવાથી તેઓને જ્યારે ઠીએટરમાં જવું પડયું ત્યારે મને છુટી હોવાથી હું ઘરમાંજ રહી તે જોઇ ડોસાં (કે જેવણને ખાતર અમોએ તે દાહડે નાટકમાં જવા આગમચજ ડીનર લઇ લીધું હતું તેઓ)એ હજી પોતાનાં ઉતારાનાં ગથક પર જવાની કશીજ તૈયારી કરી નહીં.

મી. રીચર્ડસ ઘણો કુનેહબાજ આદમી હતો. તે મને સ્ટેજ પર રોજ રજુ કરતો હતોજ નહીં. "આખું કોહરૂં ખાવા જઇએ તો અજીરણ થાય," તે કેહતો; અને એમ અવારનવાર માહરા પાર્ટસ મુકાતા ન હતા, તે માંહેલી આજની રાત હતી. હું નહીં નીકળવાની હોઉં ત્યારે કાંઇ ને કાંઇ નવાં નવાં ખેંચાણો તે રજુ કરતો, અને જોકે ઘણાં બધાં મોટે ખાંચરેનાં નહીં તોપણ હંમેશ લગભગ ચીકાર હાઉસનીજ કમાણી કરતો હતો.

અને ઉપર કહ્યું તેમ આજે હું ઘરમાં રહેવાની હોવાથી ડોસાં થોડોક વખત અમારે ત્યાં જાસ્તી થસકયાં, કે જ્યારે ઘરડાં નોરમનવાલાંઓનાં જવા પછી હું અને જુલ્યટ તેવણને વાત કરાવતાં બેઠાં; પણ મને લાગ્યું કે તેઓની અકરવકર તે કીસમની હતી કે અમો બેમાંથી એક તેવણ જોડે એકલાં પડવા પાંમીએ!

અને તેમજ થયું. "માય, તું જા," તેવણે જુલ્યટને કહ્યું; "તાહરી તબીઅત સારી નથી. તું તાહરે જલદીથી જઇને સુઇ જા. માહરી આગલ ઍલન છે. હવે હું બી જરા એની સાથે થોડી મીનીટ થોડીક એલારપેલારની વાતચીત કરીને જવરા."

મેં જુલીને તરત તેઓ નહીં જોએ તેમ આંખ મારી, એવું કેહવા કે તેણીએ ચાલીજ જવું, અને તે સમજી ગઇ એટલે તરત ઉઠી, અને ફુઇને કોટી કરીને પોતાના ઓરડામાં જતી રહી. અમો બે તે પછી એકલાં પડયાં.

"મીસ પરસી, હું પુછું તેનો મને સાચ્ચેસાચ્ચો જવાબ આપશો?" તેનો લાભ લઇ તેવણે તરત કહયું;—અને મને ગભરાત જારી થયો કે ડોસાં જુલી બાબે જો કાંઇ અવરકવર પુછે તો માહરે જવાબ શું કરવો? "મેં જે કાંઇ તમારાંમાં બે ત્રણ દિવસોમાં જોયું છ તેથી તમારે વાસ્તે મને ઘણુંજ સારૂં મત બેઠું છ. ખરૂં માનજો કે એ કાંઇ હું તમોને રાજી કરવા કેહતી નથી; ને તેથી હું તમારી સચ્ચાઇ પર ભરોસો રાખીને એક બે વાત તમને પુછવા માંગું છ. તમે જાણોછ તેમ વરસોનાં વરસો સુધી આએ લોકને મેં નીવારી મુકેલાં હતાં. ખરી રીતે તો એ લોક સ્ટેજપર કામ કરતાં હતાં તેનો મને ઘણો ધીક્કાર બેસી ગયો હતો, પણ મારી આએ આખર જીંદગીમાં એ લોક મને વખતાં યાદ આવતાં રહયાં, અને

માંહરી પાસ જે ચાંચરની ચરખી છે તે માહરે એ લોકને આપી જવી કે ધરમખાતામાં તે જાતી તપાસથી નક્કી કરવા એકદમ અહીં નિકળી પડવાનું મને દીલમાં એકાએક વ્હારૂં આવ્યું. હવે અહીં આવીને મેં જે કાંઇ જોયુંછ તેણે મને ઘણી બીચકાતી મેળેલી છે. પેહલાં તો મેં જોયું કે માહરી રજા વગર માહરૂં નામ કોઇં જુઠી વાતમાં એ લોક ઘણું સંડોવેલું છે. છતાં બી મેં આંખમીચામણાં કરવા માગ્યાં ને જુલીને લઇ જવા માંગી તો તે વાતને વટીક એ લોક એકમત થઇ નથી શકયાં. હવે તમે તો બધું જાણતાં દેખાવોછ—તમે જે હોય તે ખરી વાતનો ખુલાસો મને કરશો?"

હું ગભરાઇ ગઇ. હું શું ખુલાસો કરૂં? હું કેમ સઘળી ખરી હકીકત તેમને કહી દઇ શકું?

"મને લાગેછ, ડુઇમાય, કે મી. નોરમન પોતેજ જે ખુલાસો હોશે તે તમારી આગળ કરશે, ને તેજ ઘણું બેહેતર થશે," મેં ગરીબાઇથી કહયું.

"મને તે લોકપર વીશ્વાસ નથી," ડોસાંએ ટણકાથી કહયું. "તું સાચી છોકરી લાગેછ તેથીજ હું તુંને પુછુંછ. તાહરી વાતપરથી એ તો ત્યારે નક્કી થાયછ કે કાંઇ ખુલાસા જેવું વચમાં છે ખરૂં?"

"હું તે ના પાડતી નથી," મેં કહયું, "પણ હું આએ ઘરમાં ગમે તે પણ એક પહરોણી જેવી કેહવાઉં, અને મને એવા કોઇ બી ખુલાસા આપવાનો હક નથી."

ડોસાં, એ સાંભળી, જરા વિચારમાં પડયાં.

"મને લાગેછ કે જુલ્યટની ઇજ્જતને વાસ્તે ત્યારે કાંઇ બી કાણુંપોણું છે ખરૂં!" તેવણે કાંઇક ઉદાસી ને નાઉમેદીથી કહયું.

"હું તમોને ખાત્રી આપુંછ, ડુઇમાય, અને તમે જો મને સાચી માનતાં હોવો તો તે બોલેબોલ ખરૂંજ માનજો કે જુલ્યટ ખરી ઇજ્જતદાર અને બીલકુલ નિર્દોષ છોકરી છે.

તે ડોસાનો ચીમરાયલો ચેહરો–મેં જોયું કે—એ સાંભળી કાંઇક ખુશીમાં પાછો ખીલ્યો.

"હું માનુંછ તું કેહછ ત્યારે, પણ કાંઇ બી બગાડ છે તો ખરોજ!" તેવણે જવાબ કરયો. "થોડા મહીનાની વાતપર એ બાહરગામ જઇ આવી, કે જ્યારે એ લોકોએ માહરે ઘરે એ રહેલી હતી એમ જુઠું જાહેર કર્યું, અને એ સંજોગ જોતાં મને ત્યારે હવે મજ્જ-બુતીથી લાગેછ કે જુલી તે વખતે છુપી રીતે પરણેલી હોવી જોઇએ."

"હું એ વાત નામુકર જઇ શકતી નથી," તે જમાનેખાધેલ ડોસાંની મજબુત ક્રૉસ એકઝામીનેશનની એ ફુસાવતમાં આવી જતાં મેં કહયું; "પણ હું માંગી લેઉંછ કે મને એ વિશે જયાદા કાંઇજ પુછતાં ના!"

"તાહરે બીહીવાનું કાંઇજ નથી," તે ડોસાંએ કહયું; "જુલી નીર્દોષ હોવાનું તું મને કેહી ચુકીછ અને મેં તે માન્યુંછ, ત્યારે તે કોઇની ઠગબાજીનો શીકાર થયલી હોવીજ જોઇએ; અને તેમ જો હોય તો તેની દયા ખાવી અને તેને માફ કરવા દેખીતું ઘણું કારણ

છે. હું મરતે દાહડે એને માહરી દીકરી ને વારસ કરવા માંગુછ તેથીજ તું જો, કે હું આટલી બધી પરપુછ કરંછ. હવે બી તેથી તું બધો ખુલાસો કરીને ખરેખરી વાત મને કહેશે ?"

પણ સારાં નસીબે એજ પળે જુલ્યટની "મેડ" દોડતી મને તેડવા આવી. તે પોતાના ઓરડામાં ગયલી ખરેખર તનમનથી બેજાર થયલી જાસ્તી બીમાર થઇ હતી, અને તેને લાગ્યું કે તે પાછી બેહોસ થતી હતી. હું તેથી દોડી ગઇ, અને ફુઇમાય પણ માહરી પુઠે આવ્યાં ત્યાં જુલી પોશાકની બેદાદી સાથે લાંબી છર થઇને પોતાના પલંગ પર પડેલી હતી, અને ખરેખર અમો વેગાસર નહીં જતે તો તે હીણભાગ્ય છોકરી થોડા વખતમાં બીજી વાર બેહોસ જરૂર થતે !

મીસીસ એલ્ડકાસલ કાલજીથી તેની પર વાંકાં વળ્યાં. તેવણે તેને ઘણોએક સધ્યારો આપ્યો, અને ડોસાંના અવાજથી જુલ્યટ જાસ્તી સાવધ થઇ. તે પછી તેવણ મને જુલીની આગળ રાખીને બાહેર ગયાં, કે જ્યારે ગભરાયલી જુલી મને ગળે વળગી પડી પુછવા લાગી "એવણે જાણેછ કે ? એવણ સમજી ગયાંછ ખરાં કે?"

"હું ચોકસપણે કાંઇ કહી શકતી નથી, બેહન," મેં કહયું, "પણ મેં પોતે તો એવણને કાંઇજ નથી કહયું." એમ છતાં જે વાતચીત અમારા વચ્ચે થઇ હતી તે મેં ટુંકમાં તેણીને કહી સંભળાવી, અને વધારયું, "માહરૂં તો મત છે કે તમો લોકોએ બધું એવણને ખરેખરૂં કહી દેવુંજ જોઇએ, કેમકે ડોસાં દેખીતાં ઘણાં ભલાં છે અને લગભગ બધું સમજી ગયાંછ, ત્યારે ખરી હકીકત એવણથી છુપાવવામાં કાંઇ સાર નથી."

"જોઇએ—મમા પપા આવે ને મત કરી જોઇએ," જુલીએ વિચારવંત અદાથી કહયું—અને પછી માંગી લેતી ઢબે તરત વધારયું, "હવે હું ઘણી સારી પેઠે છું, એલન ડીયર. તું જા—એવણ એકલાં હોશે !

હું તેથી પાછી બાહેર ગઇ, અને ડોસાં ડ્રોઇંગરૂમમાં જ્યાં બેસતાં હતાં ત્યાંજ ઉંચાં ટટાર ને ખડાં મને બેઠેલાં દેખાયાં.

"મેં વિચાર કરી લીધોછ, મીસ પરસી," તેવણે મને જોતાં સાથે કહયું, "અને હું જાસ્તી કાંઇ પુછવાનું તાહરા પર દબાણ કરતી નથી. તાહરી સચ્ચાઇ પર મને ઘણો વીશ્વાસ આવેછ, અને તું અમારી જુલી તદન નિર્દોશ હોવાનું કેહછ તેજ હાલને કાજ માહરે વાસ્તે બસ છે. હવે થોડીક તાહરી પોતાની વાત કરી લઇએ. તાહરાં માયબાપ નથી અને તાહરૂં નામ પરસી છે એમ તું કહેછ ત્યારે થોડાંક વરસની વાત પર ઉત્તર તરફનાં પરગણામાં એ નામનાં જે લોક વસ્તાં હતાં તેની સાથે કંઇ તુંને સંબંધ છે વારૂ ? તું કંઇ જાણેછ ?"

"હા ફુઇમાય," મેં લાગણીથી ઉસ્કેરતાં કહયું, "પણ તમે તે કાંએ પુછેછ ? મને યાદ છે કે મેં માહરૂં નામ "મીસ પરસી" જાહેર કીધું ત્યારે બી તમે ઘણાં ઉસ્કેરાયલાં અને અજબ થયલાં દેખાયાં હતાં."

"ત્યારે વેકરીલ્ડવાલાં બી તાહરાં અતલગનાં થાયછ એમ ?"

મેં વળી પાછી ઘણી અજબ થતાં હા કહ્યું.

"ત્યારે આપણે બી સગપણમાં છીએ, ઍલન," તે ડોસાંએ ઘણી લાગણીથી અજબ જેવો ખુલાસો કરતાં કહ્યું; "માહરાં ગરીબ બચ્ચાં, તાહરા કમનસીબ બાપ ચાર્લ્સ પરસીની બધી વાત હું જાણુંછ. હું તાહરા બાપની મામી થાઉંછ. માહરા બેહસ્તીનો પોતાની બેહન પર ઘણોજ જીવ હતો, અને તે બેહનનો તાહરો બાપ એકનોએક દીકરો થતો હતો. આવ, માહરાં પાસામાં આવ!"

"ઓ કેટલું અજબજેવું!" મે તેઓની ગોદમાં દબાતાં કહ્યું.

"વધારે અજબજેવું તો એ છે કે આએ માહરાં સગાં નોરમનવાલાંઓને તાહરી સાથની પોતાની સગાઇનો સ્વપ્નો બી નથી!"—અને જરા થોભીને—"ને તાહરા બાપ બીચારા બેહસ્ત પામ્યા એ વાત ખરી કે?"

માહરી આંખમાંથી આંસુ ગબડી પડયાં.

"નહીજી, તેવણ જીવેછ," મેં કાંઇક આનાકાનીથી કહ્યું.

"શું તે જીવેછ?" ડોસાંએ ઘણી અજાએબીથી પુછયું; "માહરે કાને તો તેવણ ગુજરી જવાની વાત આવેલી! ને હમણાં કયાં છે જે એવણ?"

"ઓ, મને ના પુછો!" મેં દુઃખથી ફાટફાટ થતી છાતીએ માંગી લીધું; કે જ્યારે માહરા બાપ હજી દેશનીકાલમાંજ હોવા જોઈએ તે હું એ કેહવા નહી માંગતી હતી એમ સમજીને તેઓએ મને જાસ્તી કાંઇ બી પુછયા વના વધતાં હેતથી પેટમાં ચાંપી.

"વારૂં, નોરમનવાલાંઓ એ તાહરી બધી વાત જાણેછ કે?"

"ઓ નહીં, ઓ નહીં!" મેં જુસ્સાથી કહ્યું; "એ ભલામાંભલાં માહરા દોસ્તોને વટીક માહરાં કુટુંબનો ભેદ મેં કહયો નથી!"

"ત્યારે હું બી નહીં કેહવશ," તેવણે ખરેખરી ભલાઇની દીલસોજીથી કહ્યું, "હાલ એવી કાંઈ જરૂર નથી. આપણે સગાં છીએ એ વાત પણ આએ તબકકે જાહેર થવા દેવાની કાંઇ અગત કે ઉતાવળજ નથી. તું ઘણી સારી છોકરી છે અને સારીજ રહીને આયંદા ઘણી સુખી થશે એવી મને બસારત થાયછ."—અને તેવણે મને હેતથી પાછી કાઢી કીધી, જે બાદ હું માહરી ખુરસીમાં પાછી ગોઠવાઇ, તેટલાં તો જુલ્યટનો જીવ તેના ઓરડામાં નહીં માનવાથી અમો હતાં તે ઓરડામાં તે પાછી ફરી.

"કાંએ, દીકરા, તાહરા જીવને હવે સારૂં છે?" ડોસાંએ તેને જોતાં સાથે કાળજીથી પછયું,—અને અમો બેઉની અજાએબી વચ્ચે વધારયું, "ફકત માહરે ઘર આંઠજ દાહડા માહરી સાથે આવ. ત્યાં તુંને વધારે નહીં રેહવા ગમે તો ભલે પાછી તાહરાં માબાપને તાંહાં આવતી રેહજે. તું તાહરા જીવથી કશીજ રીતે ઓશકાતી કે ગભરાતી ના. તું તાહરાં માય બાપ આવે ને એ માહરી ગોઠવણ કેહજે, ને મને ના કહીને નારાજ કરતાં ના. કાલે બે વાગામાં તૈયાર રેહજે. હું જતી જતી લેતી જવશ."

એ પછી અમોએ ડોસાંને વરે હુકમ મુજબ તરત ગાડી મંગાવી, અને તેઓ અમોને બંનેને હેતથી કોટી ફીસી કરીને ચાલતાં થયાં.

"વાહલી, હવે તુંને શું લાગેછ?" જુલ્યટે તેવણુનાં જવા પછી મને કાળજીથી પુછ્યું.

"મને લાગેછ કે ખરેખર આએ બાઇ તાહરાં ભલાંમાં છે, જુલી, અને એવણુને હાથે તાહરૂં ભલુંજ થશે," મેં કહ્યું. "આએ હાલની તાહરી કટોકટ મુશકેલીના વખતમાં એવણુ આર્યાં ને તુંને લઇ જાએછ એ—માહરો બોલ યાદ કરજે કે—આયંદા તાહરા લાભમાંજ ઉતરવાનું છે. તાહરી પાક નિર્દોશતાને મદદ થવાનું ખોદાએ મોકળેલું હું તો એ એક સાંધન સમજું છ!"

"પણ એવણુ—પણ એવણુ સમજી ગયાં હશે?"

"તે તુંને એવણુને ઘેર ગયા પછી જે હોશે તે તરત જણાઇ આવશે," મેં કહયું: અને મી૦ અને મીસીસ નોરમન પરવારીને થીએટરમાંથી પાછાં ઘેર આવતાં સુધી અમો એજ વાતનાં બધાં તાહેલાં મારતાં બેસી રહયાં.

અંતે તેઓ આવ્યાં, અને અમોએ સઘળી વાત તેઓ આગળ કરી, જ્યારે મેં માહરાં અનુમાનો પણ લગોલગ સમજાવ્યાં,—અને ત્યારે તે માબાપનો તે સાંભળીને બરપા થયલો હરખ ખરાં દીલનો અને જોવાજોગ હતો.

બીજે દાહડે બરાબર એને ટંકોરે એક મોટી મુસાફરીની બે ઘોડાની ગાડી અમારા કંપાઉન્ડમાં દાખલ થઇ, અને અમો જોઇને જરા અજબ થયાં કે કોચબૉકસ પર એક ભપકાભરેલી "લીવરી"નો ખીદમતગાર મોટા રોબથી ગોઠવાયલો હતો જ્યારે ગાડીની પછવાડેની બેઠકમાં એક જવાંન સુંદર "મેડ" (દાયા) હતી. દીસ્તુંજ હતું કે અમો ધારતાં હતાં તે કરતાં બી ડોસાં પાસ દલ્લો ઘણો વધારે હોવો જોઇએ, અને તેવણુ ઘણાં રોબથી રેહતાં હોવાં જોઇએ.

ડોસાં પોતે કાંઇ ગાડીમાંથી ઉતરયાં નહીં. તેવણે ફકત જુલ્યટની ત્રંક પોતાની ત્રંકો સાથે ગાડીનાં ટૉપ પર મુકાવીને બંધાવી લીધી. અને પછી જુલીને ગાડીમાં તેડી લીધી. તે વખતે અમે બધાં તેને ગાડી સુધી મુકવા ગયાં, અને અમો બધાંને તેઓ બંને મળવા ભેટવા પછી તે મોટી "પોસ્ટ ચેઝ" (ગાડી) ઉપડી ગઇ.

---

## પ્રકરણ ૬૪ મું.

બીજી સહવારે મને ટપાલમાં લેડી સીસીલ્યા અરબનના ભપકાભરેલા મોનોગ્રામનો એક કાગળ પોસ્ટમાં આવ્યો, જેમાં તેણીએ મને ઘણી નમ્રતા ને સભ્યતાથી પોતાને ઘેર મળવા બોલાવી હતી. તે લગભગ દોસ્તીનાજ હાવભાવથી લખાયલો એક કાગળ હતો, જે પુરવાર કરતું હતું કે માહરે માટેનો તેણીનો ટણકો, અણગમો અને આંકો વિચાર હવે નાબુદ થઇ ગયાં હતાં.

મને બરાબર રહાંજે પોણા ત્રણનું તેને ઘર મળવા જવાનું "ઍપોઈન્ટમેન્ટ" આપવામાં આવ્યું હતું, અને હું તે મુજબ ગઇ. તે એક ઘણો ભવ્ય અને ભપકાભરેલો મહેલ હતો, અને મેં માહરૂં નામ આપતાં સાથે મને એક ઘણાં આરાસ્તા દીવાનખાનાંમાં દાખલ કરવામાં આવી, કે જ્યાં તે જવાંન લેડી પોતે માહરી વાર જોતી કાંઇ વાંચતી બેઠી હતી.

તે મને જોતાં સાથે તરત ઘણાં દેખીતાં હેતના એખલાસથી ઉભી થઇ, અને મને પોતાની પાસે સોફાપર બેસાડતાં લાગણીથી કહયું, "મીસ ત્રેફર્ડ, મને લાગેછ કે તેમોએ મને છેલ્લા મારકડ બૉલમાં કહેલી વાતમાં ઘણી મોટી સચ્ચાઇ છે, અને એવા એક ઠગારાને હાથ ફસ્તાં મને બચાવા વાસ્તે માહરે તમારો ઘણો ઉપકાર માનવાનો છે."

"તમો લેડીશીપને ફ્રાન્સથી મી૦ ફૉક્ટનો કાંઇ જવાબ મલ્યો, વારૂં?"

"હા; ગઇ કાલેજ મલ્યો, અને તે તમારી કહેલી વાતને બોલેબોલ ટેકો આપે છે. એટલુંજ છે કે કોણ છોકરીને એણે એમ કરપીણુપણે ફસાવી તે નામ મને મળતું નથી."

"અને તેથી હજી તમોને વીશ્વાસ નથી આવતો?"

"નહીં, વીશ્વવાસ તો સંપુર્ણ આવેછ. તમારી પર ખુદરતીજ મને વીશ્વાસ આવેછ," તેણીએ કહ્યું; "અને તેથીજ તો હું તમોને આટલાં હેતથી મલુંછ; પણ તોબી તમારી સુચના મુજબ એ ઠગારાના પ્યારની આજે એક પાકી અજમાયસ ને કસોટી લેવાનો મેં એક તાગડો રચેછ, જેમાં માહરે તમોને મોજુદ રાખવાનાં છે. મેં તેને હમણાં અહીં તેડયોછ, અને જે વખત જાયછ તેમાં અત્રે તે આવવોજ જોઇએ. તેટલાં તમે મેહરબાની કરીને આએ એક સાઇડ રૂમમાં ભરાઇ જાઓ. આએ દીવાનખાનાંને બેઉ હાથ પર તમે જોવોછ કે એકસરખા બે સાઇડ રૂમ્સ છે, કે જેનાં સ્પ્રીંગનાં બારણાં એકેક પર પડતાં હોવાથી આએ વચલા રૂમમાં જે વાતચીત થાય તે બધી એ આસપાસના બેઉ ઓરડાઓમાં ખુલ્લી સાંભળી શકાયછ; એટલાવાસ્તે અહીં જે થશે તે તમારા આએ સાઇડ રૂમમાં ભરાઇને તમો બરોબર જોઇ તેમજ સાંભળી શકશો. તમોને કાંઇ અડચણ તો નથી મને એટલી મદદ કરવામાં?"

"જરા બી નહીં, માહરાં લેડી," મેં કહ્યું—અને ત્યારે તે પોતે એક સાઇડ રૂમમાં મને હાથ પકડી લઇ ગઇ, અને ત્યાં બારણાં આગળ ખુરસી આપી તે પોતે બાહેર ગઇ, એટલે તે સ્પ્રીંગનાં બારણાં તરત તેની પુઠે પાછાં બંધ થયાં. પછી જરાકજ વારમાં લૉર્ડ ફ્રૅડ્રીક રેવન્સકલીફનું ખીદમતગારે નામ પોકારયું. અને મેં બારણાંની ફાટમાંથી બરાબર જોયું કે તે હસતો હસતો, ઘણો ખુશાળ ને ઉલટમંદ, તે દીવાનખાનાંમાં જ્યાં લેડી સીસીલીઆ હતી ત્યાં ધસી આવ્યો.

"માહરી વાહલાંમાંવાહલી," તેણે ઘણુંજ હેતના દેખાવથી તેણીના બંને હાથ પોતાના હાથમાં લઇને કહ્યું, "હું બયાન નથી કરી શકતો કે લગનનો દહાડો નકકી કરવા તેં ચીઠી લખીને મને તાબરતોબ તેડી મંગાવ્યો તે તાહરો રૂડો પેગામ વાંચીને અત્રે દોડી આવતાં મને કેટલી બધી ખુશાલી હાંસલ થઇ!"

"પણ પેહલે મને કહો, ફ્રૅડીક," લેડીશીપે રમતીઆળ રૂપે તેને એક સોફા પર પોતાની બાજુમાં બેસાડતાં પુછ્યું, "કે શું તમે મને ખરેખર એટલી ચાહોછ?"

"શું હજી તુંને એ વાતનો શક છે?" તે ઠગારા લબાડે મોટી અજાયબી ને નિર્દોશતાના દેખાવથી પુકાર્યું.

"પણ મને જાણવા અને માનવા ગમેછ કે એ તમારો અખંડ પ્યાર શું માહરેજ વાસ્તે છે? માહરી આગમચ કદી કોઇને તમે ચાહી કે પ્રૉમીસ થયા તો નથીજ?" તેણીએ જાસ્તી અંકે કરાવ્યું.

"દરેક પવિત્ર ચીજોના પાક સોગંદથી કેહુંછ, વાહલી, કે નહીં! મેં આજ સુધી તાહરા વગર કોઇ બીજીનો સ્વપ્ને બી ખ્યાલ કરયો હોય તો ઇનસાફ ખુદા મને કદીબી માફી નહીં કરે!" તે ઢોંગી ધુતારાએ જરા બી અચકાયા ઓશકાયા વગર બેધડક હીમ્મતથી કસમો ખાતાં કહ્યું;—અને કહેવાની જરૂર છે કે હું જ્યાં ભરાઇ રહી હતી તે એકાંતમાં બી તે લુચ્ચા લબાડનાં એવાં અધર્મીપણાંપર હું ખરે મને કમકમી!

"વારૂં, એ પ્યાર માહરેજ વાસ્તે છે?" ઘણાંજ હેત ને લાડના દેખાવથી સીસીલ્યાએ પુછ્યું. "લોક કેહછ કે માહરા બેશુમાર પૈસામાં એ તો તમારો ડોળો ખોબાયલો છે, તે ખોટુંજ છે?"

"પૈસા? થુત! પૈસા તો હાથનો મેલ છે!" તેણે મોટા તુચ્છકારના દેખાવથી કહ્યું. "પૈસા શું અમે નથી જોયા? સારા વખત શું આગળ અમે નથી જાણ્યા? એ તો હાલ અમારી પૈસા સંબંધી થોડીક પડતી આવી લાગીછ તેથી અમારાં શત્રુઓનું એ ગલીચ ને પાપી ગુલબાન તું વાહલીને કાને પોહચેલું હોવું જોઇએ. એ ખ્યાલજ તાહરાં દીલથી દુર કર. હવે તો એમનો સુરજ એમ આવે પણ તું માહરી અને હું—"

પણ તેવામાં બાહરનું બારણું જોશથી ઠોકાયું, અને એક ખીદમતગારે ઉતાવળે તેઓ હતાં ત્યાં ધસી આવીને કહ્યું, "તમારા સોલીસીટર મી૦ લૉકહાર્ટ તમોને મલવા માંગેછ, માહરાં લેડી."

સીસીલ્યાએ ઘણા ખીજવાત અને ગુસ્સાના દેખાવથી પોતાનો નહાનો નાજુક નરમ પગ જમીન પર ઠોકયો.

"મને મલવા? અત્યારે? આગમચથી કાંઇ બી ચેતાવ્યા વગર? એવું તે શું કામ બળી ગીયુંચ જે? સાફ કેહો કે હું રોકાયલી છું, ને હમણાં મલી શકશ નહીં."

"માહરાં લેડી," તે ખીદમતગાર બીહીતો બીહીતો કેહતાં સંભળાયો, "એવણ કેહછ કે કામ એકદમ ઘણી તાકીદનું અને જરૂરનું છે."

"બોલાવ!" તેણીએ હજી અરધા ગુસ્સાની અફાલજીકથી કહ્યું,—અને તે ખીદમતગારનાં બાહેર જવા પછી ફ્રૅડ્રીક તરફ ફરીને વધાયું, "માહરા લૉર્ડ, મને જરા એક મિનીટ માફ કરશો? હું કેવી માહરા મોટા પ્યારનાં સ્વર્ગ જેવાં સુખમાં તમો વાહલા સાથે બેસીને મોહબતની બે મીઠી મીઠી વાત કરતી હતી તેટલાં એ નહી ધારેલી નડતર કયાંથી નડવા પડવા

નીકળી આવી ! એ માહરો સોલીસીટર છે. એને કાંઇ આપણા અરેંજોની વ્યવસ્થા વાસ્તે એક બે બોલમાં કદાપી મને પુછી લેવાનું હશે. હું એ પીડાને જલદીજ પટાવી નાખશ. આવો, હું એને મળી લઉં તેટલાં આએ સાઇડ રૂમમાં તમે બેસો. ટેબલપર ચોપડીઓ અને આજનાં ન્યુસપેપર્સ છે, બારણાં સ્પ્રીંગનાં છે અને તમો બધું એને સાંભળી ને જોઇ બી શકશો, પણ તેનો કોઇ મુજાકો જાણતા ના. હવે તમારાથી માહરૂં છુંપું હોયજ શું જે તેની વાત ?"

અંતે હું જયાં ભરાયલી હતી તેની સાંમેના સાઇડ રૂમમાં લૉર્ડ ફ્રૅડ્રીક રેવન્સક્લીફને તે બાહોશ છોકરી હાથ પકડીને તેડી ગઇ, અને તે અંદર જવા પછી તે સ્પ્રીંગનો દરવાજો તેની પુંઠે બંધ થયો એટલે તરતજ મી૦ લૉકહાર્ટ, લેડી સીસીલ્યા અરબનનો જૈફ સોલીસીટર, મેં જોયું કે, અંદર આવ્યો.

---

## પ્રકરણ ૬૫ મું.

"માહરા સોલીસીટર અને જૈફ દોસ્ત તરીકે માહરે તમને આવકાર તો આપવો જોઇએ," સીસીલ્યાએ રમતીયાલ ઢબે લગાર ઠપકાથી કહયું, "પણ તમે મને ચેતાવ્યા વગર આવ્યા તે મને ઝાઝું ગમતું નથી, મી૦ લૉકહાર્ટ. ઓ, પણ એ શું છે ? તમારો ચેહરો આજે એટલો બધો ગંભીર કેમ ? કાંઇ બુરૂં થયુંછ શું ? કાંઇ માઠા સમાચાર છે ?"

"માઠા—ઘણાજ માઠા, માહરાં લેડી," બગલમાંથી લાલ ટેપનું બાંધેલું વાલેલા તાવનું એક મોટું બંડલ પાસેની તીપોય પર મુકતાં તે ઘરડા સોલીસીટરે કહ્યું. "એટલું બધું માઠું છે ત્યારેજ તો કોઇ દહાડે નહીં ને આજે કશી બી ખબર આપ્યા વગર તમારે ઘેર અચબુચ હું ધસી આવ્યો કેની ?"

"ઓ ખુદા, તમો મને ઘેલી કરી મુકશો !" સીસીલ્યાએ ઘણાં દુઃખના દેખાવથી ચીસ પાડી; "બોલોની, બકોની, શું છે ?"

"આએ પેપર્સ વાંચવાની જરા તમે તસ્દી લેશો ?" મી૦ લૉકહાર્ટે નમનતાઇથી કહ્યું- અને તેણે તે બંડલ છોડયું.

"ખચીત નહીં," સીસીલ્યાએ મોટા ખીજવાતથી આડો હાથ કરીને કહયું; "એટલી બધી ધીરજ કીયા ચુહલામાંથી લાઉં ? જે બી બુરૂં બન્યું હોય તે ફકત એક બે બોલમાં કહી સંભળાવો. માહરી બધી મીલકત અને બીસ્યાર દોલત કે જેની હું આટલાં વરસોથી માલેક છું—"

"તે હવે કશુંજ તમારૂં રહયું નથી, માહરાં લેડી !" તે સોલીસીટરે ઘોરસ્તાન જેવો સાહાદ કાઢીને ગમગીનીથી કહયું, "અને તેથીજ હું તમોને ચેતાવા આવ્યોછ, કેમકે લૉર્ડ ફ્રૅડ્રીક રેવન્સક્લીફ સાથનાં તમારાં લગનની તમે માહરી આગળ વાત કરેલી તેથી માહરી ફરજ થઇ પડી કે તમને વેળાસર—"

"ઓ જાહનમમાં ગઇ તે વાત, મી૦ લૉકહાર્ટ !" સીસીલ્યા પાછી ફફડી ઉઠી. "તમે આપણુંજ કામની વાત કરોની ?"

"મને કેહતાં ઘણું દુઃખ લાગેછ પણ ખરી વાત માહરે કેહવીજ જોઇએ, બાનુ, કે "હથોર્ન હાઉસ"નાં આજ તક તમેજ એકલાં માલેક અને વારેસ હતાં તે હવે વધારે વાર રહયાં નથી. તમારાં વડીલોનાં છેલ્લામાંછેલ્લાં વીલ પ્રમાણે તમારો કઝીન ઍડવર્ડ જેને મરી ગયલો અથવા ગુમાઇ ગયલો ધારવામાં આવતો હતો તે અચબુચ અત્રે પાછો ફરયોછ, અને પોતાના હકની દાવાદારી પોતાના સોલીસીટરો મારફતે તેણે બેતકરાર પુરવાર કરેલી હોવાથી તમારે તેને બધું ફકત ચાર દાહડામાં સપુર્દ કરીને કોઇ ભાડેનાં ઘરમાં રહેવા જવું પડશે?"

"ઓ!" સીસીલ્યાએ દુખની મોટી ચીસ પાડી, અને તે બેસુદ્ધ થતી હોય તેમ બી લાગ્યું. "ત્યારે શું હું તદન ઓશીઆળી ને ભીખારી થઈ ગઈ?"

"ભીખારી તો નહીંજ," તે સોલીસીટરે થોડીક ધીરજ આપી, મગર હાલ જે તમારી વારસીક આવક પચીસ હજાર પાંઉન્ડની છે તે હવે ફકત વીલના કરાર મુજબ ચારસો પાંઉન્ડની થશે."

"બસ, થઇ ચુકયું!" સીસીલ્યાએ કપાલ કુટતાં રડી પડીને કહયું. "જાવો, મી. લૉકહાર્ટ, જે માહરાં નસીબ! કાયદા મુજબ જેમ માહરા હકમાં સારૂં થાય એમ કરજો. મને તમારામાં બરોસો છે. માહરે આએ કંગાલ કાગળ્યાંઓ વાંચવાજ નથી. લેતા જાઓ!"

"જેવો હુકમ," તે સોલીસીટરે નરમાસથી કહયું—અને પેલાં પેપરો પાછાં બાંધી લઇ, બંડલ બગલમાં મારી, તે જવા ઉઠયો, જ્યારે જતાં જતાં વધારયું, "બાનું, તમારા મનની મજબુતીમાં મને ઘણો ભરૂસો છે. હીમ્મત રાખજો. દુન્યામાં પડતી ચહડતી, સુખ દુઃખ સરજત પ્રમાણે આપણુને બધાંને અનુભવવાનુંજ છે."—અને તે ગયો.

તેના જવા પછી બી સીસીલ્યા તો રડતી સોફાપર થોડોક વાર પડી રહી, પણ પછી જાણે અચબુચ યાદ આવ્યું હોય તેમ ચમકી ઉઠી, અને લૉર્ડ ફ્રેડ્રીકને સાંત્યો હતો તે રૂમમાં ધસી ગઇ. તે, પછીથી, સીસીલ્યાએ મને કહયું તેમ, એ દાઝીચેર પર ઢોંગથી પેપર વાંચતો પડેલો હતો, પણ લેશ બી સંદેહ નહી હતો કે મી૦ લૉકહાર્ટ જ્યારે ઓરડામાં હતો ત્યારે બારણાંપર પડીને ઉંચે દમે તેણે તે બધી વાતચીતનો બોલેબોલ સાંભળ્યો હતો, અને જરા એ જરા જોયું હતું.

"ફ્રેડ્રીક વાહલા, તમે બધું સાંભળ્યું તો ખરૂં?" તેણીએ રડી પડીને કહયું, "હું તો તમારાં માથાં પર સુનાનો વરસાદ વરસાવી માહરી દોલતથી તમો વાહલાને દોલતમંદ કરવાની ઉમેદ રાખતી હતી, પણ અરે, એક પાણીના પરપોટા પેરે તે માહરી માનીતી ઉમીદનો નહીં ધારેલો કેવો નાશ થઇ ગયો!"—અને જરા થોભીને—"પણ ચાલો, તેનો શું મુજાકો છે? તમો વાહલાએ કદી માહરા પૈસાને વાસ્તે મને ચાહીજ નથી. હુ તો તમો વાહલાનો નીખાલેશ, નીષ્કલંક પ્યાર—"

"સબર કરો, લેડી સીસીલ્યા!" તે લુચ્ચા અને લબાડ જવાંને હવે ઘણીજ ડંડાઇ અને ગંભીરતાથી કહયું; "હું એ વાત મંજુર કરી શકતો નથી. હું આવ્યો ને આવ્યો આજે તમે મને ઘણો તરખાવ્યો અને ઘણો ફફડાવ્યો. તમોને માહરા પ્યારનાં મુસ્તકીમપણાં

માટે મુતલ્લગ ભરોસો આવેલો દેખાયો નથી, અને તેથી પછીથી તમે મને જ્યારે એકલો છોડયો ત્યારે શાંતીથી વિચાર કરતાં આએ આપણાં કારજમાં હું કોઇ હાંસલ કે વજુદ માની શકતો નથી."

"ઓ ફ્રેડ્રીક," તમે એ શું કહેવોછ? તમે ઘેલા તો નથી થયા?" લેડી સીસીલ્યાએ મોટા ગભરાટથી ચીસ પાડી કહયું; "શું હવે તમે મને છોડી દેશો?"

"આપણાં બેઉનાં ભલાંમાં ખરેખર તેજ બેહેતર છે, અને હું તેથી નકકી તેજ ઠરાવ પર આવ્યો છું." તે જવાંન ઉમરાવે રીસાયલી અદાના મોટા ઘુંઘવાટથી કહયું. "નહીં કે તમારા પૈસા ગયાછ તેથી તમોને હું છોડી જાઉંછ—પૈસા તો હાથનો મેલ છે, પણ આજે હું આવ્યો ને આવ્યો તમોએ તમારા બધા બેઅદબ સવાલોથી મને એટલો બધો તો ગુંગલાવ્યો કે પછીથી શાંતીથી વીચાર કરતાં મને મજબુતીથી એમ લાગ્યું કે આપણા સ્વભાવો કદી બી મલવાનાજ નથી, અને આપણે પરણીને કદી સુખી થવાનાંજ નથી, વાસ્તે એ કારજ તોડી નાંખવા સિવાય બીજું કાંઇ હવે થવાનું નથી."—અને તે ટોપી લઇને જવા ઉઠયો.

સીસીલ્યા રડતી તવલતી તેને વલગી પડી, અને તેનો "એ અતી ઘાટકી વિચાર" ફેરવવા કગલીને તેને કાલાવાલા કરવા લાગી; પણ તે પૈસાનો નીચ અને નાચીજ ગુલામ હવે માનેજ શાનું?

"તમારામાં તુમાખ બાર ખાંદીનો છે!" તેણે જાસ્તી ઘા કર્યાં, "અને જે માથું એવો તુમાખ ધરાવે તે કેળવણીથી બી ખાલી હોવું જોઇએ એમ બી હવે મને મજબુતીથી લાગેછ. ગુડ બાય."—અને તે જતો હતો, પણ તેજ ઘડીએ વળી બાહેરનું બારણું કોઇએ જોશથી ઠોકયું, અને ખીદમતગારે ઉતાવલા ગભરાતમાં તરત દોડી આવીને ખબર આપી કે, મી. લૉકહાર્ટ પાછા આવ્યા હતા, અને તાકીદથી મલવા માંગતા હતા!

"વળી પાછા?" તેણીએ હબકીને પુછયું. "બોલાવ!"—અને લોર્ડ રેવન્સકલીફ જતો જતો થોભી ગયો.

તે સોલીસીટર અંદર આવ્યો. તે આ વખત ખરેખર હસતો ને ખુશાલ દાખલ થયો. "તમે માનશો, માહરાં લેડી?" તેણે મોટે સાહદે હસીને કહયું; "આએ તો બધો કેવો નહી ધારેલો ગડબડ ઘોટાલો થઇ ગયો દેખું! કેવી બધી મારા સ્ટુપીડ પાર્ટનરની ભુલ! નોટીસ કોણુને વાસ્તે આવી અને તેણે કોણુને વાસ્તે મને તરખાવ્યો! હું પોતે બી માહરા ઉતાવલા ગભરાતમાં ઘણો ભાનભુલો ને હેબક થયો! હા! હા! હા!"—અને તે મોટે સાદે પેટ ધરીને બેઅખત્યાર પાછું હસ્યો.

"ઓ ખુદા, એ વળી શું?" લેડી સીસીલ્યાએ પાછો ગભરાટ કરયો; "એટલે તમે એમ તો નથીજ કેહવા માંગતા, મી० લૉકહાર્ટ, કે બધી માહરી દોલત ને માલમીલકત જેમની તેમ સલામત છે?"

"પેએ પે!" તે સોલીસીટરે બાર નાખીને કહયું, "અને હું માહરી એ ઘણી ઠપકાલાયક ભુલને વાસ્તે ઘણો શરમીંદો છું. તમારે લગતું વીલ એટલું કાર્યસાધક અને ખાત્રીપુર્વક છે કે તમારી દોલતમાંથી એક ચણો પણ કોઇને ચસી શકવાનો નથી!"—અને બાજુમાં

ઉમેલા લૅર્ડ ફ્રૅડ્રીકને જાણે તેણે હમણાંજ જોયો હોય તેમ વધાર્યું, "ઓ, લૉર્ડ રેવરન્સકલીફ બી અહીંજ છે? ત્યારે તો સુના કરતાં બેહતર! માહરા કરતાં એવણુજ તમને વધારે ગોટી મુબારકબાદી આપશે ને તમોને વધારે ખુશાલ બનાવશે! ગુડ બાઇ."—અને તે ઘણી ધામધુમની અદાથી ઉતાવલે પાછો ચાલતોજ થયો.

હવે લૉર્ડ ફ્રૅડ્રીક રેવરન્સકલીફ, મેં બારણાંની ફાટમાંથી જોયું કે, હદ વનાની અકરવકરમાં પડયો. શું કરવું અને કેમ કામ લેવું તે એ હેમકને સમજ્જ પડયું નહીં. તે ચતુર હોવાથી કદાપી તુરત પામી ગયો હોય કે આએ બધો તેની એક કસોટી કરવાનો બાહોસ લેડી સીસીલ્યાએ એક ઘણોજ કામેલ્યતભરયો અને અચ્છો નાટક રચ્યો અને કર્યો હતો, જ્યારે તેણે પોતાની મુર્ખાઇથી પોતાને છેક શરમભરેલી હદ સુધીની દયાજનક સ્થિતીમાં લાવી મેલ્યો હતો!! અંતે તે પોતે બી ઘણે મોટે સાદે હસી પડયો

"માહરી વાહલી સીસીલ," તેણે ખુબ હસતાં કહ્યું, "હું ઉમેદ કરૂંછ કે મે જે છેલ્લું છેલ્લું તુંને કહ્યું તે તું ખરૂં કે ખરાં દીલનું સમજી નહીંજ હશે? હું તો એ બધા ઢોંગ—" અને તે એમ બોલતો તેણીને ગોદમાં લેવા આગલ આવતા ગયો.

"ખબરદાર, માહરા લૉર્ડ!" લેડી સીસીલ્યાએ બે કદમ પાછલ હઠી ઘણી ગુસ્સાવંત અદાથી અને એક રાણીનાજ રોબથી તે લુચ્ચાને થથરાવતાં મનાની આંગલી ઉંચકી. "તમો તમારાં મોટાં નીચપણાંનાં ખરાં સ્વરૂપમાં ઉંઘાડા પડયાછ, અને હવે તે તમારૂં નીચપણુ ઢાંકવાના કોઇબી પછાડા ફાવવાના નથી. કાળું કરો તમારૂં માહરી સામેથી એકદમ! હું તમારાં કાળાં કરતુકોની એવી એકકી વાત જાણુંછ કે તે જો અત્રે હું જાહેર કરૂં તો તમો અહીંજ ફાટી મરશો; મગર મેં તે માન્યું નહીં ને ત્યારે માહરી ખાત્રી કરવા આ એક "પ્લાન" રચ્યો, જ્યારે હું કીરતારનાં લાખ્ખો લાખ સુકરાના કરૂંછ કે તમારા જેવા એક નીચ, પાપી, મતલબી ને ફરેબીથી માહરો સવેલા તેથી બચાવ થયો. જાઓ!"—અને તેણીએ લાંબો હાથ કરી બારણું બતાવતાં ગુસ્સાથી જમીનપર પગ થોકયો.

તે લુચ્ચો તમામ થથરી ગયો. લૉર્ડ જેકે તે હતો, અને હરેક રીતે કુછંદી ને પાપમાં પ્રવીણ વડીક હતો, પણ આ ખરી દીલેર ને બાહોશ મદુકલીએ તેને બધો એક લેહ્નહમાં પાણીઉતાર કરી નાખ્યો.

"પણ તે હું—પણ તે હું," તે બોલતા ગયો.

"જાઓ" તેણીએ પાછી ગુસ્સાથી બરાડ પાડી; "માહરો સઘળો પ્યાર સખ્ત ધીક્કારમાં ફરવાઇ ગયોછ, અને તેથી એકદમ તમે અત્રેથી તમારૂં કાળું કરીને જશો નહીં તો માહરો ગુસ્સો માહરા કાબુમાં રેહશે નહીં, ને હું માહરાં આદમીઓને બોલાવી તમોને ધક્કા મરાવી મોટી બેઇજ્જતી વચ્ચે માહરા ઘરમાંથી હાંકી કઢાવશ. જાઓ!"

તે ગયો. નીચી મુંડીએ, મોટી શરમીંદગી વચ્ચે, હેરાંન, પરેશાંન, તે હાથમાં ટોપી લઇને તે દીવાનખાનાંમાંથી સટકી ગયો અને બાહેર પડયો તે વેળાની તેની હીણુપસ્તી ને બેજાલત મેં માહરી ભરાવાની જગ્યાએથી જે જોઇ તેનું હું કેમ બ્યાન કરૂં? તે બ્યાન કરવાને માહરી કને શબ્દોજ નથી!

એ તે પાપીનો એક બીલકુલ લાયક ફેજ હતો. બલ્કી, નેક, નિર્દોશ જુલ્યટ જેની તે માદ બુરાએ ભયંકર ઠગાઇથી વગર દયાએ આવી હદ વનાની ખરાબી કરી મેળી હતી તેણીએ પણ, વાહલાં વાંચનારાં યાદ કરશે કે, એજ મુજબ તેને છેલ્લો મોટી હડધુત સાથે પોતાના ઓરડામાંથી હાંકી મેળ્યો હતો, અને એવા કમીનાઓ એમ ખાસડે ખાસડે મરાય તેમાં તેઓની આપણે કશી બી દયા ખાવી સજાવાર છે?

તેના જવા પછી સીસીલ્યા તરત માહરી પાસે દોડી આવી, અને મને બાહેર લાવીને ઘણુંજ હેતથી મળી. તે કારજ તુટવાને વાસ્તે તે જરા બી દલગીર થતી દેખાતી નહીં હતી. તેનો ગુસ્સો ઉતરી ગયો હતો, અને હવે તે પાછી પુરતી ખુશાલ બની ગઇ હતી.

"તેંજ મને આએ બુરી ફેજથી બચાવી, વાહલી બેહેન," તે એક વારની તુમાખી છોકરીએ મને "બેહેન" કરીને બોલાવીને ઘણાં હેતથી મળતાં કહ્યું. "હવે હું તારો કહેલો બોલેબોલ માનુંછ. એણે, તેં મને કહ્યું તેમ, એક નિર્દોશ છોકરીની ઠગાઇથી ખરાબી કીધી હશે એમાં કાંઇ સંદેહ નથી. આજથી તું માહરી બેહેન છે, અને કોઇબી વાતમાં કદી બી કશી બી માહરી મદદની જરૂર પડે તો એક બેહેન તરીકે મને શોધોખની આવવાને જરા બી અચકાતી ના. તું એક નાટકવાલી છે અને નાટકવાલીઓનાં નામ ઘણાં વાએદાં છે, પણ તું તાહરા નેકીભરયા દાખલાથી લોકોને પુરવારી આપેછ કે કેઇ બી જીંદગીમાં અને કાંઇ બી સ્થળે નેક રેહેવું કે બદ તે એક છોકરીનાં પોતાનાં બસમાં અને સ્વાધીનમાં છે!"

હું મીઠાસથી હસી.

"તમો માહરી ગરીબની કેટલી બધી વખાંણ કરોછ, બેહેન સીસીલ!" મેં સાચ્ચાં દીલનાં મોટાં હેસાનથી કહ્યું. "મે ફકત સાચ્ચાં દીલથી તમારી ને તે કમનસીબ છોકરીની એક સાદી ખીદમત કરવાથી જ્યાદા કાંઇજ કીધું નથી. ઉલટી વખાંણ તો તમારીજ થવી જોઇએ. કેટલી બધી તારીફલાયક કુનેહ, સીફત અને દુરઅંદેશીથી તમારા જેવી એક નાથલી જવાંન છોકરીએ એક ખરી કસોતીનો આ નાટક રચ્યો ને ભજવ્યો તે વાસ્તેની માહરી તો અજાએબીજ જાંણે ભાગતી નથી! હું તમોને હજારો શાબાસ કેહુંછ!"

એ મુજબ અમો ઘણોક વાર સુધી ઘણીક વાતચીત કરતાં બેસી રહ્યાં, અને લેડી સીસીલ્યાએ મેં ઘણું ના કેહવા છતાં માહરે સારૂં થોડુંક રીફ્રેશમેન્ટ મંગાવ્યું. તે તદન ખુશાલ હતી. એક વાર ભુલભરેલાં અનુમાનોથી લૉર્ડ રેવન્સકલીફને વરવો ઓછો ચાહતાં શીખી હતી ખરી, પણ તેણીએ કહ્યું તેમ, એવા એક નાલાયકથી વખતસર બચી જવાને વાસ્તે તેણીએ હવે તો ખેદ કરતાં ખુશી મનાવવાનુંજ વધારે હતું—અને છેક મોડેથી હું માહરે ઘરે જવા નીકળી.

હવે ત્યાં આવી મેં ઘરડાં નોરમનવાલાંઓને એ કારજ તુટી જવાની રૂડી વધાઇ કહી, અને જુલ્યટને બી તે ખુશીની ખબર ડોવર તુરત લખી વાલી. વળી મેં માહરા પીતાજીને પણ એ વર્તમાન લખ્યા, કે જે કાગળમાં મીસીસ ઓલ્ડકાસલ સાથની માહરી મીલાકાત અને તેવણે માહરી સાથની જાહેર કરેલી સગાઇની બી સઘળી હકીકત તેવણની વાકેફી સારૂં મેં વીગતવાર લખી વાલી. બધાંનો અરમાન એ ઠગારાની એ ધારેલાં કારજમાં ફાવત નહીં થાય તેજ હતો, અને માહરી કારીગીરીથી આયંદા તે એ મુજબ માહત થયો તે વાસ્તેની

બધાંની ખુશાલી અને માહરા જોગી મુબારકબાદી ખરાં દીલની હતી. અલબત, મેં પેલા કસોટીના નાટક બાબે કોઇને કાંઇ જણાવ્યું નહીં. તે સીસીલ્યાની ખાનગી મીરાસ હતી, અને તે કોઇને જાહેર કરવાને, મને લાગ્યું કે, મને હક ન હતો.

અને હવે ફક્ત બે અગતના સવાલો માહરૂં અકસર ધ્યાન રોકી રહયા હતા. એક જુલ્યટ બાબે હતો. તે ડુક સાથે આઠ દાહડા ગુજારવા ગયલી પોતાની શી હકીકત લખશે તે જાણવાને અમોને ઘણી આતુરતા થતી રહી હતી. ડુક તેનો ભેદ પકડી કાઢશે કે કેમ, અને પકડી કાઢે તો પછી મેં આપેલી ખાત્રીને આધારે તેણીને વાસ્તે સારૂંજ માનીને તેઓ તેણીનું ભલુંજ કરશે કે તેણીને હાંકી કાઢશે તે જોવાનું હતું. વળી બીજા હાથપર પેલી ભેદી છોકરી ઍમેલી હાવર્ડ પણ મને ઘણી અજબ કરતી હતી. તેને મી૦ રીચર્ડસે, તેની થોડી ઘણી તપાસ કરતાં સંતોષ પામી, માહરી ભલાંમણને માન આપી ઘણા સારા દરમાયાએ પોતાની નોકરીમાં રાખી દીધી હતી, પણ તે પોતાનો ભેદ કશોજ કેહવા ચાહતી ન હતી તે મને ઘણું અજબ કરતું હતું.

---

## પ્રકરણ ૬૬ મું.

થીએટરમાં માહરાં લાગવગથી તે ઘણી મજાહની થર પડી ગયલી હતી. મી૦ રીચર્ડના પોતાના પ્રાઇવેટ બૉકસમાં ગમે ત્યારે જઇ બેસવા અથવા ગમે તેમ સ્ટેજપર આવવા જવાની તેણીને રજા હતી, અને તે રીતે જાહેરમાં દેખાવ આપવા આગમચથીજ તે અમારી વચ્ચે પુરતી બેરીતીબારીતી થઇ ગઇ હતી. એ મુજબ તે જાહેરમાં દેખાવ કરવાના હતી તેની આગલી રાત્રે મી૦ રીચર્ડસના પ્રાઇવેટ બૉકસમાં એકલી બેઠેલી હતી, જ્યારે હું માહરો પાર્ટ કરી કપડાં બદલી, તેની પાસે જઇને ગોઠવાઇ. મેં જોયું કે તેણીએ તે બૉકસને લગતા પોતાની પાંઠના પરદા નાખી દીધા હતા એટલુંજ નહીં પણ સ્ટેજપરનું જોવાને વાસ્તે તેણીએ આગલો પરદો વટીક નાંખી દીધો હતો! તે જાણે પોતાની આગલના પરદામાંથી સ્ટેજ અને આખું ઑડીયન્સ જોઇ શકે, જ્યારે તેને પોતાને કોઇ જોઇ કે ઓળખી ન શકે તે ખાસમની સંભાળથી તે બેઠેલી જણાઇ, અને હું તેથી જરા અજબ થઇ. તેણીએ હજી તો જાહેરમાં મુતલગ દેખાવ કરયો ન હતો, ને તે છતાં તે એમ તમાસગીર વર્ગથી ભરાતી છુપાતી બેસતી હતી તો એવા એક એકાંત શોધનારા ને શરમાળ સ્વભાવની છોકરી બીજી રાત્રે સ્ટેજપર જાહેરમાં દેખાવ કરવાની હીંમ્મતજ કેમ જમા કરી શકે તે મને સમજ પડી શક્યું નહીં.

હું બેઠી.

"ઓ, લોક બધું તમારી પર આજે કેટલું કુરબાન થયલું દેખાયું, ઍલન!" તેણીએ મને જોતાં સાથે ખરાં દીલનાં જોસથી ઉસ્કેરાઇને અતી ઘણાં હેત ને વખાંણથી કહયું.

"તમે બી ઘણું સારૂંજ કરી શકશો," મેં હીંમ્મત આપી તેને જવાબ કરતાં કહયું.

"તેમ થાય તો તે બધી તમારી ભલાઇ—તમારીજ ભલાઇનું પરીણામ થશે!" એમીલીએ ગરમ દીલસોઝીથી જવાબ કરયો; "અને હું એ તમારી બધી ભલાઈ વધારે કીંમતી એટલા વાસ્તે જાણુંછ કે હું તમારીજ લાઇનમાં તમારી હરીફ થવાની છું!"

હું હસી પડી.

"અને તેથી માહરે તમારી અદેખાઇ કરવી જોઇએ ને તમોને આગળ પાડવા જેવી મદદ નહીં કરવી જોઇએ—એમ?" મેં હસીને કહયું. "એવા નીચ અવગુણ ખુદાની બક્ષેશથી માહરામાં છેજ નહીં. આપણા વચ્ચે એક આલા હુન્નરમંદીની જોઇતી પ્રમાણીક હરીફાઇ ઉતપન થશે, અદેખાઇ નહીજ; ને માહરી ખાત્રી છે, મીસ હાવર્ડ, કે તમો બી ઘણું સારૂંજ કામ કરી શકશો, સિવાય કે—"

"હા, સિવાય કે?" તેણીએ મોટી આતુરતાથી પુછયું.

"સિવાય કે તમો જોઇએ તે કરતાં વધારે શરમાળ છો," મેં કહયું, "અને મને બીહીક લાગેછ કે ઠઠમાર લોકોની સાંમે રજુ થતાં તમો જરૂર ગભરાઇ જવાનાં! આએજ જોવોની! આએ બૅાકસમાં તમો આગળો પરડો નાંખીને—"

"પરડો મેં લોકોથી શરમાઇને છુપાવાની મકસદથી નથી નાંખ્યો, ઍલન," તેણીએ ગભરાઇને ખુલાસો કરયો. "પણ સેંહેંકડો જવાંનો ઑપેરાગ્લાસીસ મારીને ટીક્યા કરે તેથી તમારૂં ઍકટીંગ જે હું ચોકકસ ને ઘણાં ધ્યાનથી જોવા માગું તે તેને લગતા ખીજવાતથી અવારનવાર અછોવછો થયા કરે તે મને નહીં ગમ્યું તેથી મેં તો એ પરડો નાંખ્યો હતો. જોવોની, કેટલું બધું મોટે ખાંચરેનું લોક બધું જમા થયું છે!—" અને તેણીએ એમ કેહતાં પોતાની આગલનો પરડો જરા હઠાવ્યો.

---

## પ્રકરણ ૬૭ મું.

"એમાં ઘણાં લોકો માહરાં ઓળખીતાં છે," મેં તે આગેવાન તમાસગીર વર્ગ પર નજર દોડાવતાં હસીને કહયું. "પેલા સાંમેના બૅાકસમાં ડયુક ને ડચેસ ઑફ આર્લી છે, અને ડચેસના ડાબા હાથપર જે જવાંન બેઠેલો છે તે એ લોકનો છોકરો મારકવીસ હરબર્ટ છે. વળી પેલી લેડી સીસીલયા અરબન જમણા હાથપરના પેહલા બૅાકસમાં બેઠેલી છે તે બી એક ઘણી મોટે ખાંચરેની બાંનુ છે, પણ આએ તેવણુની પાસે બેઠેલી કોઇ દમામદાર અબળા—ઓ, પણ તમને શું છે, એમીલી? તમે શું કંઇ બીમાર થયાંછ?"

હું ખરાં દીલથી ગભરાઇ ગઇ, કેમકે તેની ઉપર માહરૂં ધ્યાન ખેંચાતાં મેં તરત જોયું કે લેડી સીસીલ્યાવાળા બૅાકસમાં તેણીની પડોશમાં બેઠેલી કોઇ અબળાને હાલમાં અચમુચ પહેલીજ વાર જોઇ તેમજ ઓળખીને એમીલી હાવર્ડ એકદમ ગભરાઇ અને ફીક્કી પડી ગઇ હતી. તેણીએ લગભગ ખુરસીની પીઠ પર પોતાનું માથું નાચારીનાં દુખથી નાખી દીધું!

"કાંઇ નથી, મને કાંઇ નથી, ઍલન," એમ છતાં મને ધીરજ મનાવા ધીમે સ્વરે પણ ઉતાવલથી તેણીએ કહયું—અને પરડો તુરત પાછો બંધ કરી લીધો.

મગર માહરી તો તદન ખાતરજમાજ હતી કે તે લેડી સીસીલ્યાની બાજુમાં બેઠેલી પેલી કોઇ અબળાને જોઇને એટલી હોસ ફરામોસ થઇ હતી, અને ત્યારે મને વધારે ગંભીર વસવસો થયો કે એવી એક છોકરી વળતી રાત્રે સ્ટેજ પર જાહેરમાં દેખાવ આપીજ કેમ શકશે?

"વાહલાં ઍલન, મને લાગેછ કે માહરે તમોને જરા બી ઠગવાં સજાવાર નથી" તેણીએ જરા વાર વિચાર કરી લઇને અચબુચ એક ઠરાવપર આવી ગઇ હોય તેમ મને કહ્યું; "હું કબુલ કરૂંછ કે હું એક માહરી ઓળખીતી બાંનુને જોઇને ઘણી ગભરાઇ ગેઇછ. તે અત્યારે ઈગ્લાંડમાં હોવાનો તો મને દુરનો એક સ્વપ્નો બી નહીં હતો।"

"કોણ—પેલી મેં બતાવી તે, લેડી સીસીલ્યા અરબનની બાજુમાં બેઠેલી છે તે!" મેં પુછયું.

"હા," તેણીએ જવાબ કરયો, "એ મારસ્યોનેસ ઑફ કેમપેન છે."

"તમારી ઓળખીતી છે?"

"ઓળખીતી? ઓ પરવરદેગાર!" તેણીએ ધીમે સાહદે પોકારયું—અને તે ઘણી દુખી થતી દેખાઇ.

"તમારી ઘણી ભુલ છે," મેં સમજાવ્યું. "કાલે તમો જાહેરમાં દેખાવ આપશો ત્યારે તમાશગીર વર્ગમાં કોણ કોણ આવશે તે કાંઇ તમે જાણવાનાં નથી, અને તમારા સારા વખતમાં તમારી સાથે સમાગમમાં આવ્યાં હોય એવાં તો ઘણાં બી આવશે—જે બધાંને જોઇને એમ તમો પાણી પાણી થઇ જાવો તો ચાલેજ કેમ વારૂં?"

"મને ઈગ્લાંડમાં કોઇ નથી ઓળખતું, ઍલન," તેણીએ કાકલુદીથી કહયું; "હું પોતે ઇગ્લાંડમાં તદન નવી છું."

"અને કેમપાનના મારકવીસની આએ બઇરી શું કોઇ ઇટાલ્યન બાંનું છે?"

"નહીં, તે પોતે તો ઈગ્લીશ છે, પણ તેણીનો વર મારકવીસ પોતે ઇટાલ્યન છે. તે તરફનીના એક મોટાં અને શ્રીમંત ઉમરાવ ખાનદાનનો આસામી છે."

મેં જરા પરડો હહાવીને તે મારસ્યોનેસને ધ્યાનથી જોઇ. તે કાંઇ ખુબસુરત નહીં હતી, પણ મીઠા ચેહરાની અને દેખીતા મીઠા સ્વભાવની તે એક અબળા લાગી. તે પચીસથી ત્રીસ વરસની ઉંમરની, પતલી, ઉંચી એક ખરી દમામદાર બાનું હતી, અને પોશાક બી ઘણો ટેસ્ટથી ઉંચી ફીસમનોજ સજેલો હતો. ટુંકમાં, મને લાગ્યું કે આ કોઇ એવી બાંનુ તો નહીંજ દેખાતી હતી કે જે એમીલીને તેના સારા વખતમાં જાણતી ને ઓળખતી હોય તેથી હાલમાં તેણીની પડતીમાં—ફકત એક પડતીનાં કારણથી—તેને ધીકકારી કે તુચ્છકારી શકે?

"તમોને પોતાને દેખાવ પરથી એ બાનું કેવી લાગેછ, મીસ ત્રેફર્ડ!" તેણે—જાંણે માહરા વિચારો પામી ગઇ હોય તેમ—મને સવાલ કરયો.

"મને તો કોઇ ઘણી ભલી, નમાની ને મીઠા સ્વભાવનીજ અબળા લાગેછ," મેં જવાબ કરયો.

"અને એ તેવીજ છે—ખરેખર તેવીજ છે!" તેણીએ જુસ્સાથી ઉશ્કેરાતાં પુકારયું, "ઓ, ભલાં મીસ ત્રેફર્ડ, માહરે તમોને એક અરજ કરવાની છે. કાલે તમે તસ્દી લઇને માહરાં ગરીબ ઘેર પર આવશો? કાલે તો માહરે સ્ટેજપર નિકળવાનું છે એટલે મને તમારી આગલ છેલ્લી વખત પાર્ટ કરવાની ઘણી જરૂર છે ને માહરેજ તમારે ઘર આવવું જોઇએ, પણ તેને બદલે હું આટલી તમોને વધારાની તસ્દી આપુંછ તે માફ કરજો અને તમેજ જરા આવજો."

ટુંકમાં, મેં ઘણી ખુશીથી એ વાતની હા કહી, અને તેણીએ ત્યારે એક કાગળની કાપલી પર તરતજ પોતાના મોહલ્લાનું નામ અને ઘેરનું ઠામ ઠેકાણું લખી આપ્યું. એ પછી મનની ઘણી અસ્વસ્થ હાલત વચ્ચે તે માહરી રજા લઇને તરતજ પોતાને ઘેર જતી રેહવા ઉઠી, અને ખેલ ખતમ થવાને ઘણો વાર હોવાથી હું પોતે બી તેને જવા દઇ ધારા મુજબ મી. નોરમનની ગાડીમાં ઘર ચાલી ગઇ, કે જ્યારે આખે રસ્તે મને એ અજબજેવી છોકરીને વાસ્તે ઘણાએક વિચારો આવ્યા. હું જીજ્ઞાસુ બીલકુલ ન હતી, તોપણ આ અજબ જેવી છોકરીનો આ શું ભેદ હશે તે વાતે ખરેખર મને ઘણી અજબ કરી.

એ પછી બીજી સહવારે નાસ્તા બાદ, મેં પ્રૉમીસ કરયું હતું તેમ, હું પુછતી પુછતી તે છોકરી જ્યાં રહેતી હતી ત્યાં ગઇ. મને તો લગાર બીહીક બી લાગી કે રખેને તે લતો જોઇએ એટલો ઇજ્જતદાર નહીં હોય; પણ નહીં. તે અતી ઘણો નીરધન, કંગાલ ને મુફલીસ છતાં ગરીબ પણ ખરાં ઇજ્જતદાર લોકોથીજ વસાયલો એક મોહલ્લો હતો, જોકે જે ઘરમાં એમીલી રહેતી હતી તે મકાન સોધી કાઢવાને ખરેખર મને ઘણી મહેનત થઇ.

તે બીચારી છેક ઉપલે મજલેનાં એક કાતરયાં પર રહેતી હતી, અને એક અંધારા ને ભાગતુટા દાદરપર થઇને ધુમાડાથી કાલી ઠણુક થઇ ગયલી દીવાળ આગલથી તે રહેતી હતી તે કાતરયાં પર જતાં મહને માહરા જીવનેજ પુછવું પડયું!

એમીલીએ હું જઇ લાગતાં પોતેજ પોતાની ખોલીનું તુરત બારણું ઉઘાડી મને ઘણી મમતાથી અંદર લીધી, અને માહરો હાથ શેકહેંડમાં પકડયો. બચ્ચીત, આવી કંગાલ્યત વચ્ચે મને બોલાવવી પડેલી હોવાથી તે મનથી ઘણી મુંજાતી ને શરમાતી હોય એ તરત જોઇ શકાતું હતું, અને કેટલોક વાર સુધી તો તે બોલી પણ શકી નહીં. મેં, તેથી, તેને સધ્યારો આપવાની ઉતાવળ કરી—જોકે તે કાતરયાંમાં ફરનીચરની તંગી ને હાલહવાલી અને જે કાંઇ ગુઝરી હતું તેની અકસર ગરીબાઇ જોતાં હું અનહદ દુખ પાંમી.

અંતે કેટલીક મિનીટો પછીજ તે સધ્યારો પાંમેલી બોલી શકી: "મને માફ કરજો હું, ઍલન ડીઅર, આવાં એક ધામમાં તમોને બોલાવવા વાસ્તે," તેણીએ કાકલદીથી માંગી લીધું; "એજ કારણથી મેં અત્યાર સુધી તમોને માહરૂં ઘેર બતાવ્યું હતું નહીં. આએજ નિર્ધનતા ને કંગાલ્યત વચ્ચે બાજે વખત ભુખમરો વટીક સેહેવતાં હું અઠવાડયાંઓ થયાં અહીંયાં રહેલીછું; અને એટલો બી એક છાપડાંનો ઓથો માહરે વાસ્તે હું મેળવી શકી તે

વાસ્તે ખુદાની ઘણી ઉપકારી છું."—અને તે ગરગર રડી પડી. "હું કોણુને બારણે હાથ ઓળવા જાઉં? તમો આવાં માયાલુ ને મેહરબાંન છો તે છતાં હું તમારી આગલ બી મોંઢું ખોલીને માહરી હદ વગરની તંગી ને ભુખમરા વાસ્તે બોલવાની હીમ્મત કરી શકી નહીં! સારા દાહડા જેઓએ આગલ જોયા હોય તેઓનાં મોઢાંજ જાંણે એવી નામોશીથી સીવઇ જાએછ એ મેં સાંભળેલું માહરા બાબમાં રેજેરેજ ખરૂં પડેલું મેં અનુભવ્યું છે! પણુ જવા દો એ વાત, બેહેન, ને આપણે કામનીજ વાત પર આવ્યે. માહરે તમારી પાસે એક ઘણી મોટી મહેરબાની માંગી લેવાની છે!"

"તે શું છે?" મેં નરમાસથી પુછયું; "તાહરી કોઈબી ખીદમત કરવા મને ગમશે, એમીલી. હું તાહરાં દુઃખથી દાઝી ગયલી છું, અને મને ખાત્રી છે કે તાહરા સંબંધમાં બનતું ભલું કરી શકવા વાસ્તે મને પસ્તાવાનું કોઇ કારણ પછીથી મળશે નહીં!"

"ખચ્ચીત નહીં, ઓ, ખચ્ચીતજ નહીં!" તેણીએ ઘણા જુસ્સાથી જવાબ કરયો. "માહરી ગઇગુજરી વાતમાં, મેં તમોને કહેલું છે તેમ, દીલ ધ્રુજાવનારૂં ખરેખર ઘણું છે,—ઓ, તમે બદતરમાં બેહતર ખ્યાલ કરી શકો તે કરતાં બી હજારો ઘણું વધારે! પણુ મેં માહરી ઇજ્જતનો ભોગ આપવા જેવી તકસીર કોઇ દાહાડોબી કીધી નથી. ખુદા, માહરા ખુદા! તેં આએ દુઃખ મને, તે છતાં, શું કરવા કીધું? તે કરતાં મને મારીજ કાંએ નહી નાંખી? તેડીજ કાંએ નહી લીધી?"—અને વળી નહી જોઇ શકાય એટલા અસહ્ય તલ્લાત ને કકલાતથી તે છોકરી ફોકેફોક રડી, કે જ્યારે મેં તે દુઃખી બાળાને સધ્યારો આપવાને બન્યું એટલું કહયું અને કરયું.

"હું તમોને બધા ખુલાસા હજી બી આપી શકતી નથી તે વાસ્તે મને માફ કરજો, ઍલન," તેણીએ અંતે આંસુ લુછીને શાંત થતાં કહયું; "હું તે વાત વીસ્તારીને કહેવા જેટલી હજી હીમ્મતજ કરી શકતી નથી. માહરેથી તે યાદો સેહવાતીજ નથી. તમે, એમ છતાં, હવે તે ઘણું જલદીજ જાંણુશો, કેમકે તે બીજાંથી જાંણુશો, અને તેજ સંબંધમાં માહરે તમોને આજે તસ્દી આપવાની છે."

"પણુ માહરે શું કરવાનું છે?"

"તમે માહરી તરફથી જરા જઇને ગઇ રાત્રે જેણે તે મારસ્ટેનસને તસ્દી લઇ મલી આવો. લેડી સીસીલ્યા અરબન, તમે કહોછ તેમ, તમારી સહી છે, ત્યારે તો તેની મારફતે હાલમાં એ બાંનુ ક્યાં ઉતરેલી છે તે શોધીને કાઢવાનું તમોને કશીજ રીતે મુશકેલ થવાનું નથી."

"ને તેની આગલ જઇને હું શું કેહું?"

"બધી આએ માહરી મુફલેસી, કંગાલ્યત અને દુઃખની વાત કરજો," તેણીએ માંગી લીધું; "તેને કેહજો કે એક વખત જેને તમે ઘણી ચાહતાં હતાં તે આજે એમીલી હાવર્ડનાં ખોટાં નામે સ્ટેજની નોકરીમાં રહેલી છે, અને તે હવે તમારાથી પગે પડીને ફકત એટલુંજ માંગી લેછ કે આજે રાત્રે ખોદાને વાસ્તે તમે નાટક જોવા આવતાં ના! સીટ રીઝર્વ કરેલી હોય તોબી માંડી વાલજો. બસ એટલુંજ માહરે તમારી પાસે ને તમારે તેની પાસે

માંગી લેવાનું છે, અને તમે એ બાઇનો એ બાબેનો જવાબ લઇને પાછાં અહીં આવશો તો હું જનમોજનમ સુધીની તમારી ઉપકારી રેહેવશ. ઓ બોલોની, પાછાં આવશો કેની ? ખાત્રી રાખજો, ઍલન, કે જો તમો નહી આવશો તો હું એમજ જાંણુશ કે એ કબુલ નથી થઇ, અને તમો બી મને છોડી ગીયાંછ; ને તેમ થશે તો દુન્યા છે તેમાં પુરીજ અકારીનકારી કરી હું અહીંથી બી માહરૂં કાલું કરીને કેથે નહાસી જવશ !"

"તું ઘેલી તો નથી થઇ, ઍમીલી ?" મેં નરમ ઠપકાથી કહયું; "હું શું કરવા પાછી નહીં આઉં ?

"હું ધારતી તો નથીજ, પણ ધારો કે મારસ્યેનેસ માહરે માટે કાંઇક ભુલભરેલું અનુમાન ધરાવતાં હોય, અને તે તમોને કહીને માહરી ઉપરથી તમારો બી મનઉતારો કરાવે તો ?"

"તોબી હું આવશ," મેં હીમ્મત આપી; "તુંએ મને તાહરી સારી ચાલને વાસ્તે એટલી બધી ખાત્રી આપેલી છે કે હું બીજાં કોઇનું તાહરી વિરૂધ્ધ કહેલું કશું બી માનવાનીજ નથી, અને ખચ્ચીતજ તે લેડીનો જે તે જવાબ લઇને અત્રે પાછી આવશ."— અને જવાબમાં કમતાલે એમીલી હાવર્ડ માહરી ખાંધપર માથું નાંખીને હેસાનનાં આસુંઓ રડી, જે પછી તેણીનાં મનના સધ્યારા વાસ્તે ઘટતું કરી હું તુરત ત્યાંથી બાહેર પડી. તેજ રાત્રે તો નાટકમાં તેનો આગેવાન પાર્ટ હતો, અને એક "નવી કુશળ જવાંન નાટકકાર અબળા" રજુ કરવાનો મી. રીચર્ડસે લાંબી લટાક ને પોહલી પટાક જાહેરખબરોથી ઘણી લતરાજખોર કીસમે મોટો ધોંધાટ કરેલો ને કરાવેલો હોવાથી તે રાત વાસ્તે નાટકશાળાપર લોકોનો ધસારો ઘણો મોટો હતો, જેથી મને ઘણીજ ચટપટ થયા કરતી હતી, અને હું ગઇ.

---

## પ્રકરણ ૯૮ મું.

હું ગઇ. ત્યાંથી નિકળેલી વગી હું પાંઉપ્યાદીજ નજદીકનું ભાડેની ગાડીઓનું સ્ટેન્ડ સોહોધતી બાહેર પડી, જ્યારે તરતજ તેવામાં એક ગાડી મલી જવાથી હું તેમાં ગોઠવાઇ, અને ગ્રોસ્વેનાર સ્કવેરમાં લેડી સીસીલ્યાને બંગલે હાંકી જવા મેં કોચમૅનને હુકમ આપ્યો.

સારાં નસીબે તે બાંનુ એ વખતે ઘરમાંજ હતી, જે મને ઘણી ખુશીની સાથે અને ઘણાં હેતથી મલી. મેં, અલબત, તેણીને એ મીલાકાતની માહરી મતલબ કશીજ જાહેર કરીને કહી નહીં. હું થોડીક ફુરસદ થવાથી સ્હેજ મલવા આવી હોઉં તેમજ ગઇ, ને તેણીને પુછયું કે લૉર્ડ રેવન્સકલીફ તરફથી કાંઇ વધારાના કાલાવાલા જેવી હીલચાલ થઇ હતી કે નહીં, જેના જવાબમાં તેણીએ ના કહી. "તેને એવી સખ્ત હડધુત વચ્ચે અહીંથી હાંકી કાઢવામાં આવ્યોછ," લેડી સીસીલ્યાએ હસીને કહ્યું, "કે તે હવે માહરો ખ્યાલ વટીક કરવાની કદી હીમ્મત કરી શકશે નહીં !"

એ પછી આગળી રાતના માહરા નાટકની વાત નિકળી, જ્યારે લેડી સીસીલ્યાએ ખરાં દીલની સાદાઇથી કહ્યું, "ગઈ કાલનાં તમારાં ઍકટીંગ વાસ્તેની લોકોની કુરબાનીનું જોશ

તમારાં આગલા બધા નાટકોને ભુલાવે તેવુંજ હતું, ઍલન; અને હું તેથી ઘણીજ રાજી થઇ. મારી સાથે મારસ્યોનેસ ઓફ કેમપાન હતાં—"

"મેં જોયાતાં તમારી પાસે બેઠેલાં તે બાંનુને; તેવણુ કોણ છે?" મેં અજાંણી થઇને પુછ્યું.

"માહરાં નવાંજ ફ્રેન્ડ છે. એક ઇટાલ્યન ઉમરાવનાં ધણીઆણી છે," સીસીલ્યાએ જવાબ કર્યો; "અને હું તમોને ખાત્રી આપુંછ, ઍલન, કે તેવણુ બી તમારા પાર્ટ પર બધાં ફીદા ફીદા થઇ ગયાં!"

"ઇંગ્લાંડમાં કયારેકનાં આવેલાં છે જે?"

"હમણાંજ થોડુંક થયું," સીસીલ્યાએ જવાબ કર્યો; "આગળ એક વખત ફ્લોરેન્સમાં એ વરબેવર મને મલ્યાં હતાં, અને ત્યાં મને એ લોકની પીછાણ થઇ હતી; અને હાલમાં ઇગ્લાંડમાં આવવાથી ચાહીને મને મળવા આવ્યાં. એહુ ધણીધણયાણી ઘણાંજ ભલાં ને ચાહવા જોગ આસામીઓ છે. મારકવીસ બી ઘણા મજાહના છે. તેવણુ તો રાત્રે તરકનનાં એલચી ખાતાંમાં જમવાનું તેડું હોવાથી ત્યાં રોકાયલા હતા, જેથી લેડીશીપ એકલાંજ માહરી સાથે નાટકમાં આવ્યાં હતાં."

"ઘણું સુધી રેહવાનાં છે કે?"

"એમ લાગેછ તો "ખરૂં," સીસીલ્યાએ જવાબમાં કહ્યું; "હાલ તો "મીવર્ટ હોટેલ" માં ઉતરેલાં છે, પણ મારકવીસ કાંઇ સારા બંગલાની શોહોધમાં છે."

એ રીતે વાંચનાર જોશે કે મને જે જોઇતું હતું તેજ મલી આવ્યું! મારસ્યોનેસ હાલમાં કયાં રહેલી હતી તેજ માહરે જાણવું હતું, અને વાતમાં વાત મલતી આવવાથી માહરા પુછવા વગરજ લેડી સીસીલ્યાએ તે મને જાહેર કરી દીધું. હું, તેથી, એ પછી બી જરાક વાર બીજાં ત્રીજાં તાહેલાં કરવા બેસી રહી, કે તે જરાંન બાનુંને વહેમ નહી જાય, અને પછીથી તેણીની રૂખસદ લઇ ત્યાંથી ચાલતી થઇ.

હું એ પછી પાધરી "મીવર્ટ હોટેલ" પરજ ગઇ. તે એક પેહલી પંકતીનું આગેવાન અને ઘણું ધીકતું હોટેલ હતું. તે મને ખબર હતું. મેં, તેથી, ત્યાં જઇને વેટર પાસે મારસ્યોનેસ પર માહરો કાર્ડ મોકલ્યો, અને તેણીએ તાબરતોબ મને અંદર બોલાવી, અને એક ઘણા કુશાદે અને શોભીતા દાદર પર થઇને તેણીના ઓરડામાં લઇ જવામાં આવી, કે જે ઘણા ભપકાથી ઉંચાંમાંઉંચાં ફરનીચરથી આરાસતા કરેલો હતો.

મારકવીસ પોતે ત્યાં હતો નહીં. મારસ્યોનેસ એકલીજ ત્યાં પોતાનાં ઘરનાં કપડાંનાં વેરવારપણાં સાથે હાલમાં ઘણી વધારે સુંદર દેખાતી બેઠેલી હતી. તે તેણીની ઉંચી પંકતી પ્રમાણે ખરેખર દેખાવમાં દમામદાર હતી, તોપણ કશી બી મુશકેલી વગર જોઇ શકાતું હતું કે સ્વભાવની તે ઘણી મીઠી અને નમાનીજ હતી.

મેં તેને હરકત કરતી એમ જણાવાસ્તે તેણીની જાતાં સાથે ઘણી ઘણી માફ માંગવા માંડી, પણ તેણીએ મને રોકીને ચુપ કરી.

"તમોને મેં ગઇ રાત્રે એટલાં બધાં જોયલાં ને વખાણેલાં છે, મીસ ત્રેફર્ડ," તેણીએ ઘણી મમતાથી કહ્યું, "કે આએ તમારી રૂબરૂ મીલાકાતથી હું ઘણીજ ખુશી થઇ. ખરૂં પુછો તો તમોને તમારા સ્ટેજના પોશાક સાથે જોવા પછી તમારાં સાદાં કપડામાં તમોને પાછાં રૂબરૂ જોવાનું મને ઘણુંજ ગમતું હતું!"—અને તે હસી.

મેં તેણીની એ ભલાઇ વાસ્તે તેણીનો ઘણો ઘણો ઉપકાર માન્યો. તેણીએ માહરો હાથ પકડીને પોને બેઠી હતી તે સોફા પર પોતાની બાજુમાં મને બેસાડી હતી, અને હવે તેથી મેં માહરી મીલાકાતની ખરી વાત કાઢી. હું ઘણી ગંભીર થઇ.

"હું માહરા પોતાના સંબંધમાં તમો લેડીશીપને એમ તસ્દી આપતી અહીં વર આવી નથી, પણ હું તો એક બીજાંનીજ તરફથી આવેલી છું," મેં શાંતીથી કહ્યું.

"ભલે. ગમે તેની તરફથી તમે આવેલાં અત્રે ભલે આવેલાં છો, અને તમારી મીલાકાત ને પીછાંણુ થવાથી હું ઘણી ખુશી થઇ," તે ભલી બાનુંએ પાછું કહ્યું; "પણ શું છે? તમારો હસ્તો ચેહરો એટલો બધો ગંભીર કેમ થઇ ગયો? એવું તે શું છે?"

"હું તમોને એક કમતાલે છોકરીના સંબંધમાં મળવા આવીછ, બાનુ, કે જેને ઘણા સુખી વખતમાં તમે જોયલી છે, ને જે બીચારી હાલ હદ વગરની તંગીનાં દુઃખમાં છે. તે હાલમાં એમીલી હાવર્ડનાં ખોટાં નામે અત્રે રહેતી છે."

તે મારસ્યોનેસ એ બધું સાંભળતાં દીસતી રીતે ચમકી. તેનો ખુશાલ ચેહરો એકદમ જર્દ થયો, અને પછીથી તે હદ વગરનો ફીકકો થતાં તેના હોઠ વટીક ધુજ્યા!

"તમો જાંણોછ, મીસ ત્રેફર્ડ," તેણીએ કાંઇક ઉશ્કેરણીથી બોલવા માંડયું—અને તરત થોભી જઇને વધારયું, "પણ સબરો! મીસ એમીલી હાવર્ડ? એ નામ મેં કેથે સાંભળેલું છે. હા, યાદ આવ્યું. એ નામની એક છોકરી આજે પાર્ટમાં પેહલવેહલી તમારી કંપની તરફથી સ્ટેજ પર ઉતારવાની છે!

"તેજ!" મેં કહયું. "તે બીચારીએ વાખાની મારેલીએ પોતાનું ઇજ્જત સાથે પુરૂં કરવા હાલમાં એ ધંધો અખત્યાર કરેલો છે."

તે મારસ્યોનેસે એ સાંભળતાં આંખમાં ઉભરી આવેલાં આંસુ લુછયાં.

"તેણે શું કેહવરાવ્યુંછ?" કેટલેક વારે શાંત થતાં તેણીએ ધીમે ગદગદ સ્વરે પુછયું.

"તે બીચારીએ કેહેરાવ્યુંછ કે દુન્યાં વરણુના બધા હાંદેસાઓ હું ખમી ચુકીછ, અને હાલમાં ઘણી કંગાલ્યત અને મુફલેસીમાં હું રહેલી છું; ને તે ખરીજ વાત છે, માંહરાં લેડી. એક અતી બીસ્માર કાતરયાંની દુઃખદાયક કંગાલ્યતમાં હદ વગરની મુફલેસી વચ્ચે તે રહેલી છે તે હમણાંજ હું પોતે માહરી આંખોઆંખ જોઇ આવીછું!"

"એટલું બધું? ઓ, છેક એ હદે તે ઉતરી ગેઈછ?" તે મારસ્યોનેસે દેખીતા કકળાટથી કહયું; "પણ થવુંજ જોઇએ. તે વગર બીજી ફેજ એવી અભાગનીઓની હોયજ શું? તમે બધું જાંણીને આવ્યાંછ કે, મીસ ત્રેફર્ડ?"

"કાંઇજ નહીંજી," મેં ખાત્રી આપી; "એ બીચારીનો ફેજ એવો શા વડે થયો તે હું પોતે હજી કાંઇજ જાણતી નથી. ફકત તે માહરો આશરો શોહોધતી આવી, અને ત્યારે મેં માહરો થોડો ઘણો વગવસીલો ચલાવી સ્ટેજ પર તેણીને નોકરી અપાવી, તે સિવાય એ બાઇની બદતર હાલતનાં કારણમાં જ્યાદા હું કશુંજ જાંણતી નથી."

"તમારી એ ત્યારે ખરેખર ઘણી મોટી ભલાઇ છે, મીસ ત્રેફર્ડ," મારસ્યોનેસે દેખીતાં હેસાનથી કહ્યું. "વારૂં, પણ કાંઇ બીજું? ખાસકરીને તેણીએ શું કેહેવરાવ્યુંછ?"

"તે કાકલુદીથી એટલુંજ માંગી લેછ, માહરાં લેડી," મેં કહયું, "કે આજે તેમજ જે રાત્રે તે સ્ટેજપર પાર્ટ કરવા ઉતરવાની હોય તે રાત્રે તમોએ મેહેરબાની કરી નાટકશાળામાં કદી આવવુંજ નહીં."

"અભાગણી બીએત્રોસ!" તે ઉમરાવ બાનુ અરધું મોટે—અરધું મનસે પટપટી; "તાહરી એટલી બધી કફોડી હાલત થઇ કે તાહરી પોતાની બેહેનથી બી તું હવે છુપાય ને શરમાય?"

"એની પોતાની બેહેન!" મેં મોટી અજાયબીમાં પુકાર્યું; "ત્યારે તમો, માહરાં લેડી, શું એ કમબખ્ત છોકરીનાં ખરેખર—"

"હા, હું એની બેહેન થાઉંછ. માહરે કબુલ કરવુંજ જોઇએ," તેણીએ ઘણા બલાપાથી કહયું. "અમાના બેઉના બાપ એક ને માય જુદી છે. ઓ, મને કેવું ગમેછ કે હું તમારી સાથેજ આઉં ને તેને પેટમાં ચાંપું, પણ મને માહરા ખાવીંદનો ડર કરવાનો છે."—અને એમ કેહતાં તે અબળા ઘણી ગમગીમન અદાઓ સાથે વિચારવંત હાલતમાં મશગુલ થયલી જરા વાર ચુપ થઇ.

"હું ઉમીદ કરૂંછ," મેં નરમાસભરયા ધીમે સાહદે જરા વારે કહયું, "કે તમે તેવણુને જઇને જરા મળી આવશો તેથી તમારા ખાવીંદ ખફા નહીં થશે. એ એક ખરેખર બલાઇનુંજ કામ થશે. તમારાં બેહેનની ચાલચલણમાં કાંઇ બી સરચામ ગુનાહભરયું હોય એવું હું માની શકતી નથી. તેણીએ મને બધું કહયું નથી, પણ માહરી ખાત્રી છે કે હવે પછી કેહશે, અને તેણીએ પોતે પોતાને વાસ્તે જે મને ખાત્રી આપીછ તે ઉપરથી હું ચોકકસ અનુમાન કરી શકું છું કે એટલી હદ સુધીનું બુરૂં કાંઇજ નથી."

"મગર હું માહરા ભરથારની રજા વગર તમારી સાથે તેને મલવા આવવાને છુટટી નથી, મીસ ત્રેફર્ડ," મારસ્યોનેસે ગમખ્વારીથી કહયું. "મને આવીને તેને પેટમાં ચાંપવા ઘણું ગમે છે, પણ હું માહરા ધણીની તાબેદાર છું. તેવણુ બીજી વાતે ઘણા ભલા ને ઘણા માયાળુ છે અને બધું મને માહરી મરજીનું કરવા દેછ, પણ આએ વાતમાં તેવણુનો અણગમો એટલો મોટો છે કે એ અભાગણી સાથે કાંઇ બી સંબંધ રાખવાની સખ્ખત મના ફરમાવી મને તેવણે કસમ વટીક આપેલા છે. તમારેથી ખરી વાત ત્યારે માહરે છુપાવવી શું કરવા જોઇએ? લેઓ હું તમને કેહી દેઉંછ કે એ છોકરીએ પોતાનાં માનવંત કુટુંબને પોતાની પાક ઇજ્જતની ખોહારી ને બરબાદી થવા દઈ ઘણી મોટી નામોશીમાં ઉતારેલું છે!"

હું તો એ સાંભળીને ઠભતીજ ગઇ. મને એમીલી (બીએત્રીસ) તરફથી જે ઉપરાસાપરી ખાત્રી મળી હતી તેથી આએ તો સરયાંમ ઉલટીજ વાત હતી! ત્યારે શું તે એટલી ફરેબી ને જુઠી હતી?

"મને લાગેછ, બાનું, કે કાંઇ બી તમો બધાંની ભુલ છે," મેં જુસ્સાથી કહયું.

મારસ્થેનેસે ગમગીનીથી ડોકું ધુંણાવ્યું. "હું તમોને બધી હકીકત ટુંકમાં કેહીજ દઉં. એટલુંજ ફકત હું માંગી લઉંછ કે એ બધી ખરી હકીકત જાંણીને તમે એને માથે હાલમાં જે હાથ મેલેલો છે તે ઉંચકી લેતાં ના. મેં તમારી પોતાની નેકી નીતી વાસ્તે ઘણુંજ ઉંચાં મત જાહેર થયલાં સાંભળેલાં છે, અને તેથી જો તમોને બી એની પર કેહર આવે તો તે છતાં માહરી પર એટલી મેહરબાંની કરજો કે એનો પલ્લો હવે તમો પડતો મુકતાં ના!"

---

## પ્રકરણ ૬૯ મું.

હું ડામાડોળ થઇ.

"મને ખરી વાત સાંભળવા દેઓ, માહરાં લેડી, જો તમને કાંઇ અડચણ નહીં હોય તો," મેં માંગી લીધું; "હું કાંઇ બી પ્રૅામીસ કરૂં તે આગમચ ખરાબી ખરેખર કેટલી હદ સુધીની છે તે માહરે જાણવું જોઇએ."

"તે તદન વાજબી છે, ભલાં મીસ ત્રેફર્ડ," મારસ્થેનેસે તરત એકમત થતાં કહયું. "સાંભળો. માહરા પીતાજી એક ઇંગ્રેજ ગ્રહસ્થ હતા. તેવણ પાસે પાંચ પૈસાનો સારો જીવ હતો, પણ થોડુંક ધંધામાં ને થોડુંક ઉડાઉ ખરચોમાં તેવણે ખુવાર કરી નાખ્યું. એ તેવણનાં પહેલાં ધણીઆણી જે માહરાં માતા થાય તેવણના વખતમાં બન્યું. હું તે વખતે ફકત બે વરસની નાધલી બાળકી હતી, અને માહરાં ગરીબ માતા એ સખ્ખત પડતીના બોજ તલે એટલાં કચડાઇ ગયાં કે વેહલાંજ માર્ગે લાગી ગયાં. તે વખતે, અલબત, હું એ માહરી પરની બધી આફતોથી બીનમાહીતગાર હતી, અને એક માતાની પવિત્ર બાથનો મીઠો સાહરો હું એટલી અણસમજણ હતી ત્યારે ખોહી બેસવા પછી માહરા બાપ મને લઇને ઇટલી જતા રહ્યા, જ્યાં માહરાં મમાને ગુજરવાને અઢાર મહીના થયા પછી તેવણ એક ખુબસુરત ઇંગ્રેજ બાંનુને પરણ્યા. તે ફ્લૉરન્સની રહેવાસન હતી, અને પુરતી શ્રીમંત હતી. એ લગનથી અવતરેલું ફરજંદ તે આપણી આ બીએત્રીસ હતી. પછીથી બી, મગર, માહરા બાપ કાંઇ સુધારયા નહીં. તેવણે એ બીજી ધણીઆંણીનો પૈસો બી બધો ફનાફાતયો કરી મેલ્યો, અને ઘણા હાડમાર થયલા પોતે જ્યારે ગુજરી ગયા ત્યારે હું બાર વરસની અને બી સાત વરસની હતી. અમારાં માતાએ પછી જે કાંઇક થોડુંક બચ્યું હતું તે જમા કરી અમોને લઇને ઇંગ્લાંડ આવતાં રહ્યાં. તેવણ ઘણાં ભલાં હવાં, અને અમોને બેઉને ઘણાં સારાં કેળવવા ચાહતાં હતાં. વળી અમો બન્ને ખુબસુરત કેહેવાતી હતી, અને તેથી ઉમ્મરે આવતાં કોઇ મોટે ઘેરે અમને બંનેને ગોઠવી દેવાનો લોભ પણ તેઓને બરપા થયો હતો; પણ જ્યારે તે વખત આવ્યો કે જે વારે અમોને સોસાયટીમાં રજુ કરી શકાય ત્યારે પૈસાટકા કે કોઇ વગવસીલાના ટેકા વગર તે કાંઇ

કરી શકાયું નહીં. તે ઉપરથી, ઘણું સુધી ફ્રાંફટ ફાંફાં મારી મારીને, તેવણુ અમોને લઇને અંતે ફ્લોરેન્સજ પાછાં આવતાં રહ્યાં, કે જ્યાં તેવણુનાં ઓલખાણ પીછાંણવાલાં ને દોસ્તઆશનાં ઘણાં હતાં.

"એ મુજબ એ તસ્કન રાજધાનીમાં અંતે અમો પાછાં ફર્યાં. એ ફક્ત પાંચ વરસ અગાઉની વાત છે. એ વખતે અમારી બી અઢાર વરસની થઇ હતી, અને ફ્લોરેન્સ આવ્યા પછી અમારાં માતાને લાગ્યું કે તેવણે અત્રે પાછા ફરવામાં ભુલ કરી ન હતી. એ તરફની તેવણુની આગલી બોહોલી ઓલખાણ પીછાંણને સબબે અમે આગેવાન સોસાયટીમાં આવ્યા પછી તરતજ પગપેસારો કરી શક્યાં, અને મારકવીસને હું ગમી જવાથી અમારૂં કારજ ગોઠવાયું, જે ખુદાવંદતાલાની મહેરબાનીથી આયંદા ઘણું સુખી પુરવાર થયું છે. હવે બી એકલીજ ઠેકે ગોઠવવાની બાકી રહી હતી, અને કારબનીના કાંઉન્ટે તેને જોવા પછી તેને પોતાની ધણ્યાંણી કરવા ઉમેદ જાહેર કીધી. તે બીજવર હતો, અને બીએત્રીસ કરતાં ઉમ્મરમાં કમમાંકમ ત્રીસ વરસ વધારે હતો. એમ છતાં તે પૈસે પુર હતો, અને ઘણો સમજદાર આદમી કેહવાતો હતો; પણ બીએત્રીસે તેને કશુંજ મચક આપ્યું નહીં. આથી અમારી માતા તેના પર ઘણીજ ગુસ્સે થઇ. તે પોતાની એ પેટની દીકરીને માહરીજ પેઠે કોઇ ઉમરાવ વેરે ગોઠવવા ઘણી આતુર હતી, અને આવો નાદર ચાન્સ એ છોકરી હાથે કરીને ગુમાવતી હતી તેથી અમારાં માતા ઘણી અફ્ડાતફ્ડીમાં પડયાં. બીએત્રીસે, બચાવમાં, પેહેલ્લાં તો બેઉ વચ્ચેની ઉમ્મરનાં બીલકુલ નામુનાસેબપણાં વાસ્તેનો પોતાનો સખ્ખત વાંધો રજુ કર્યો, અને છેલ્લે અંતે કબુલ કર્યું કે તસ્કન લશ્કરના એક ગરીબ લેફ્ટનંટ નામે એનજેલોને તે ચાહતી અને કબુલ થઇ ચુકી હતી! તે એક ઘણો ખુબસુરત, નેકચલણ અને લાયક આસામી હતો, અને તે તેના સિવાય બીજા કોઇને વારવા કદી એકમત થવાની નહીં હતી એમ તેણીએ હવે બાપુકાર પુર હીંમત સાથે ખુલ્લેખુલ્લું જાહેર કરયું. આથી અમારાં ઘરમાં એક મોટો ઝઘડો જાગ્યો. અમારાં માતા ઘણાં સખ્ખત થયાં, અને પછીથી ખુદ કાંઉન્ટની મારફતે લશ્કરમાં વગવસીલો ચલાવીને એવી સીફતથી તેવણે કામ લેવાડયું કે લેફ્ટનંટ એનજેલોની અચબુચ ફ્લોરેન્સમાંથી લૅગહૉર્ન ખાતે બદલી થઇ ગઇ. બીએત્રીસને એથી ઘણુંજ દુઃખ લાગ્યું. તે લોકો છુટાં પડતી વખતે ફરીથી છુપાં મલ્યાં કે નહીં તે કાંઇ હું જાંણતી કે કહી શકતી નથી. એ ઝઘડાની વખતે હું પોતે તો ફ્લોરેન્સમાં હતીજ નહીં. હું તો એ વખતે માહરા ખાવીંદ સાથે એપીનાઇન્સ ખાતે રેહતી હતી. મને તો જે માહરાં માતા લખતાં હતાં તે પરથીજ હું બધી હકીકત જાંણી શકતી હતી, અને છેલ્લે અંતે કાગળ આવ્યું કે બી સમજીને ઠેકાણે આવેલી હતી, અને કારબનીના કાંઉન્ટ સાથે તેણીનાં લગન નક્કી થઇ ચુકયાં હતાં. અમે વરઍયર તેથી એ લગન ખાવા ફ્લોરેન્સ પાછાં ફરયાં, અને ત્યારેજ મેં તો કાંઉન્ટને પેહલો જોયો. તે મેં જોયું કે ખરેખર બુઢાપાએ પોંહચેલો એક ડોસો હતો. તેની ઉમ્મર જાહેર કરવામાં આવી હતી તેથી પણ વધારે હોવીજ જોઇએ એમ મને તરત લાગ્યું, કેમકે તે દીસ્તી રીતે પચાસની આએ પાર નહીં પણ પેલે પાર હતો. એવા એકને, તેથી, વરવાને બી અંતે કબુલ થઇ તે જોઇ, અલબત, હું બી માહરાં મન સાથ દુઘાઇ. મને શું ખબર કે સખ્ખત ધમકીઓ કે કાલાવાલાથીજ તેણીનું મન અંતે એમ

ફેરવવામાં આવ્યું હતું? વળી એ છોકરીને તનબદનમાં બી ઘણી ગળઇ ગયલી જોઇને મને ઘણું દુઃખ લાગ્યું, અને મેં જોયું કે અમારી માતા અમોને બેને બનતાં સુધી એકલાં પડવા દેતીજ નહીં હતી. તેથી મને વધારે ચટપટ થઇ, અને અંતે મેં બીને એકાંતમાં એક વખત મલીને ખરી હકીકત શી હતી તે પુછી લીધી. તે હદ વગરની શોકાતુર હતી, અને પોતાનાં નસીબને નાચારીએ શરણ થવાનું કેહતી હતી, પણ માહરાં માનવામાં આવ્યું નહીં. મને લાગ્યું કે જોર જુલમથીજ આએ લગન નકકી કરવામાં આવેલાં હોવાં જોઇએ, અને મને તેથી ઘણો ગુસ્સો આવ્યો. મેં વચ્ચે પડવા પણ કહયું, પણ બીએ શરણાંગત નાચારીના દેખાવથી મને ના કહી નાચાર કરી, અને હવે જે થતું તે થવા દેવાજ માંગી લીધું.

"અંતે લગન થયાં, અને કાંઉન્ટ તસ્કનીની દક્ષિણ બાજુએ એક મેહેલ જેવાં મકાનમાં પોતાની જવાંન માહબુબને લઇને ચાલી ગયો, કે જ્યારે અમો વર બૈયર એપીનાઇન્સનાં અમારાં મકાનમાં પાછાં ફર્યાં. કમનસીબે, મગર, અમારાં માતા એ મોટે ઘેરનાં અમારાં લગનોનો લાહવો ચાખવા એ પછી ઝાઝું જીવ્યાં નહીં. તેવણ બીનાં લગન થવા પછી ત્રીજેજ મહીને બીમાર થવા પછી ગુજરી ગયાં, અને તે વખતે અમો બેઉ બેહનો પાછી મળી હતી. એ વખતે બી બીએત્રીસ ગમગીન તો ઘણી દેખાતી હતી, પણ મેં તેનામાં બીહીધરાવનારૂં કશું જોયું નહીં, અને માહરા સવાલના જવાબમાં તેણીએ તેજ શરણાંગત નાચારીના દેખાવથી મને કહ્યું કે જે થયું હતું તે બાબે ફરઆદ કરવાનું તેને કોઇજ કારણ નહી હતું. એ પછી બધું સમેસમું ચાલતું દેખાતું હતું, કે જ્યારે એકાએક આફત વરસી. અમો એપીનાઇન્સ રહેલાં હતાં ત્યાં છેલ્લા સપ્ટેંબરમાં વાત આવી કે બીએત્રીસની બેવફાઇના કાંઉન્ટને મજબુત પુરાવા મલ્યા હતા, અને તે એનજેલોને છુપી મળતી હોવાથી એ ધણીધણ્યાંણી વચ્ચે મોટો મીનાકેસો ને બીગાડ ચાલતો હતો. આથી ગભરાઇને એ વાતની તેહકીક કરવા અમો તાબરતોબ ફ્લોરેન્સ પાછાં ફર્યાં, કેમકે કાગળપત્રોથી તેહકીક કરી શકાય એવી એ કોઇ વાત ન હતી; પણ ત્યાં આવ્યે ને જાણ્યે તેટલાં તો જાસ્તી ખરાબી થઇ ચુકી હતી! કાંઉન્ટે એનજેલોને છુપો બીને મલવા આવેલો પોતાનાં મકાનમાં પકડી કાઢયો હતો, અને ઇટલીના એ બાબેના અતી સખ્ખત કાયદાનો લાભ લઈ એક નુકશાંન પામેલા ભરથારના હકથી તેણે ત્યાં ને ત્યાં તે જવાંનને મારી નાખ્યો હતો. વળી અમોએ વધું જાણ્યું કે બીએત્રીસ એ માહા માઠો બનાવ બનવા પછીથી તરતજ પોતાના ધણીનો આશરો તજીને કેઠે નાહસી ગઇ હતી, અને કયાં ગઇ અને તેનું શું થયું તે કોઇ કશુંજ જાણતું ન હતું. કાંઉન્ટ પોતે પણ એ પછી કેઠે જતો રહયો હતો, અને એ રીતે તે સુખી ઘરનું તમામ સત્યાનાશ વળી ગયું હતું. એ ગયા સપ્ટેંબરની એટલે નજદીક એક વરસની વાત છે. તે પછીથી આજતક નથી તો અમે કદી કાંઉન્ટને પાછો જોયો કે નથી તો એ માહરી હીણનસીબ બેહેનને પાછી જોઇ. અમોએ તેઓનો પત્તો મેલવવા જોગી પહેલ્લી શરૂઆતમાં ઘણી જેહમત કરી, પણ અંતે હારીને બેઠાં, કે જ્યારે એ હેમક છોકરીની એ ભુંડી ચાલથી અમોને પોતાને બી જાહેરમાં એટલું બધું નરમ લાગ્યું કે ફરીથી તેને કદીબી પાછી નહીં મળવા આયંદા માહરા ભરથારે મને કસમ આપેલા છે!

## પ્રકરણ ૭૦ મું.

અહીં તેણીએ ખતમ કરયું, અને તે એ વાત કરી રહીને શાંતી સાથે આંખપાણી કરતી હતી, જ્યારે હું પોતે આ દુઃખદાયક કેફયત બાબે ઘણી ગંભીરતા વચ્ચે ગમખાર બનેલી વિચાર કરતી બેઠી હતી. અંતે મેં કહ્યું, "એ શું બનવા જોગ નથી, માહરાં લેડી, કે કાંઉન્ટ કાંઇ જુઠા પુરાવાઓથી ઉશ્કેરાયો હોય, અથવા એનજેલો અમથો પોતેજ મળવા આવ્યો હોય, અને તમારાં બેહેન પોતે તો બીલકુલ નિર્દોશજ હોય?"

"હું અંતકરણથી દુઆ કરૂંછ કે એમ તે હોય!" તેણીએ જવાબ કર્યો, "શુણુ આસપાસની જુબાંનીઓનો બોજ ઘણો મોટો છે, અને તેથી મને એવી કોઇ આશાજ નથી."

"પણ વારૂં, તને હવે ત્યારે કરવા શું ધારયુંછ?" મેં સવાલ નાખ્યો; "આપણે બીએત્રીસને ખરેખરી તકસીરવાર માન્યે, અને તકસીર–જો ખરેખરી તકસીર થઇ હોય તો—ઘણી ગંભીર છે, તોબી થોડુંક તેમાં વાજબીપણું છે એ ઇનસાફની રાહે આપણે ના પાડી શકયે નહીં. તમારાં માતાનો જુલમાત, કાંઉન્ટની મોટી ઉમ્મરનું નામુનાસેબપણું, એનજેલોને વાસ્તેનો એ છોકરીનો ચાહા, અને તે જવાંનની પાસ પૈસા કે પદવી ન હતી તે સિવાય તેનામાં એકે દુરગુણ ન હતો એ સઘળું આપણને ખ્યાલમાં લેવું જોઇએ. વળી તેણીએ પોતાનાં પાપની સજામાં અત્યાર સુધીમાં હદ વગરનું ખમેલું છે તેજ આદમીની સજા વાસ્તે બસ ગણાવું જોઇએ, અને માહરાં મતથી તેને ત્યારે તમો લેડીશીપે એમ સબરદબર ઓવારનિવાર નહીંજ કરવી જોઇએ."

"તમારી તકરાર બેશક ખરીજ ભલાઇભરેલી અને બીલકુલ વાજબી છે," તે મારસ્યોનેસે દુઃખી ને ઘણી વિચારવંત અદાઓથી કહ્યું; "મને તમે થોડોક વખત આપો. હું માહરા વર સાથે એ સંબંધમાં વાત કરવા માંગુંછ. એ નાટકનાં સ્ટેજપર નિકળે અને અમારાં અતલગની સગાઇ જો જાહેર થાએ તો અમોને ઘણું નરસ લાગે, તેથી હું નથી ધારતી કે એવણ એમ થવા દેશે. હું ધારૂંછ કે એવણ કાંઇબી કરશે ખરા, એટલાવાસ્તે જો તમો મેહરબાંનીની રાહે એ ત્રણ કલાક પછી અત્રે તસ્દી લઇ પાછાં ફરશો તો આપણે કાંઇબી સેટલમેંટનું નક્કી કરશું. તમોને એટલી બધી તસ્દી આપતાં મને ઘણી શરમ લાગેછ, કેમજે એ તમારે વાસ્તે બાધી વગર કારણની વેઠ અને બીલકુલ બીનહાંસલ જેહમત છે."

"એ જરા બી નહીં," મેં જુસ્સાથી કહ્યું; "એક ભલું કામ કરી શકવાનો સંતોષ મને હંમેશ ઘણો પ્યારો છે, અને તેથી હું ઘણીજ ખુશીથી પાછી આવશ. તેટલાં હું જઇને બીએત્રીસને પાછી મલું ને તેને જરા હીમ્મત ને સધ્યારો આપશ કે તે એકદમ નાઉમેદ નહીં થઇ જાય."

"જેમ તમને સારૂં લાગે તેમ!" મારસ્યોનેસ એકમત થઇ. "હું તો એટલુંજ કેહુંછ કે એ તમારૂં હેસાંન જાવેદાંન સુધી અમો બેઉ બેહેનો યાદ રાખશું."—અને તે માહરી સાથે હોટેલનો મોટો દાદર ઉતરીને છેક આગળા વરંડા સુધી મને મુકવા આવી.

હું પાછી ગાડીમાં બેઠી. મેં જે ભાડુતી ગાડી કરી લીધી હતી તે અત્રે માહરે વાસ્તે ખોટી હતી, પણ હું નિચે આવી ત્યારે કૅબમૅન ( ગાડીવાંન ) ગાડી આગલ મોજુદ હતો

નહીં. ઘોડાને એક ન્હાનો ચીડકેહાલ જેવો પોરગો પકડીને ઉભો હતો, અને હાંકનાર ક્યાં ગયો તેની હું તેહકીક કરવા જતી હતી તેટલાં તે બાજુએથી નીકળી આવ્યો. તેણે ઘણી ઘણી માફ માંગી. તેનાં કહેવા મુજબ તે જરા પાણી પીવા ગયો હતો. મેં એ પછી તેને મને પાછી ક્લેર મારકેટ તરફ હાંકી લઇ જવાનો હોકમ આપ્યો. માહરાં મનમાં કે બે કલાક બીએત્રીસ સાથેજ ગુજારી તેને પુરતી ઉલટ ને હીંમ્મત આપીને હું અત્રે મારસ્યોનેસના સેવટના જવાબને વાસ્તે પાછી ફરૂં.

હવે ગાડી ઉપડી ગઇ, અને હું એ બન્ને બેહેનોનોજ ખ્યાલ કરતી વિચારમાં ગરકાવ બેસી રહી. શું ખરેખર બીએત્રીસ તકસીરવાર હશે? મારસ્યોનેસની વાત પરથી તો એ બેતકરાર સિધ્ધ થતું હતું, પણ તે છતાં હજી એ વાત માનવાને માહરૂં મન જાણે માનતું ન હતું. ગમે તે હોય પણ આ જાતના ફેરાઆંટી ને ધક્કામુક્કી વાસ્તે હું કોઇ રીતે દીલગીર ન હતી. આજે એજ. એક ભલું કામ કરી શકવાનો સઘ્યારો ને પુણ્ કેવાં પ્રિય થઇ શકે છે તે તો જેઓએ ભલાં કામ કરયાં હશે તેઓજ કહી અને સમજી શકશે.

પણ હવે અચાનક ગાડી ઉભી રહી, અને હું માહરા વિચારો વચ્ચેથી ચમકી ઉઠી.

એક ન્હાની સાંકડી ગલીમાં તે ગાડી, મેં જોયું કે, ઉભી હતી, અને ગાડીવાંને બારણું ઉઘાડયું. હું જાણું કે ક્લેર મારકેટની બાજુમાં હું આવી હોવશ કરીને હું ઉતરી, અને ગાડીવાંનને ભાડું ચુકવી આપ્યું એટલે તે એક બી બોલ જારતી કહયા કે બોલ્યા વગર કોચબૉકસ પર ચઢી બેસી, ઘોડાને ચાબુક ફતકાવી, ધસારાબંધ ત્યાંથી નિકળીજ ગયો!

અલબત હું ક્યાં હતી તે મને કાંઈ માલમ નહિ હતું, પણ હું તો એમજ સમજતી હતી કે હું ક્લેર મારકેટની બાજુમાંજ કયે હતી, અને હવે તેથી એક બે ઠેકાંણે પુછી લઇને બીએત્રીસ જે નીધંણુ ગલીમાં રહેતી હતી ત્યાં જવાનો હું માહરો રસ્તો શોહોધી લઇ શકશ. એજ વખતે મેં જોયું કે હું ઉતરી તેજ બાજુએ માહરી પછવાડે એક કોઇ બીજી બી ગાડી આવીને ઉભી રહી, અને તેમાંથી બે આદમીઓ બાહેર આવ્યા, કે જેઓ બેઉ લુચ્ચા જેવા દેખાવના હતા. હું, તેથી, કદમ ઉંચકીને તે ગાડી આગળથી ચાલી જવા ગઇ, કે જ્યારે તે એમાંના એક લોફર જેવાએ મને ખાસ વાત કરાવા માંગતો હોય તેમ બેહયાઇથી પુછ્યું, "કંઇ ભુલાં પડયાંછ, મીસ?" અને ત્યારેજ મેં માહરી ફસાવતનો જોખમ જોયો. તે મોહલ્લો ઘણો સાંકડો અને દેખીતો ઇજ્જતદાર લોકોને લાયક નહીં હોય એવોજ મને અચાનક મજબુતીથી ભાસ થયો, અને હું પગ ઉંચકીને જતી રહેવાનુંજ કરતી હતી; પણ તેટલાંમાં જે બની ગયું તે ફકત એકજ પળનું કામ હતું! એકદમ કોઇએ માહરાં મોંહાંપર હાથ મુકીને માહરૂં મોહતું દાબી દીધું, અને હું બુમ પાડું તે આગમચ તો કોઇએ મને કમ્મરમાંથી મજબુત હાથોએ ઉંચકીને પેલી બીજી ગાડી (કે જેનું બારણું તૈયાર ઉઘાડેલું હતું તે)માં બેસાડી દીધી, ગાડીનાં ફડકાં ચહડાવી દીધાં, અને ગાડી ધસારાબંધ ઉપડી ગઇ, જ્યારે કે તે એમાંના એક ખવીસે એક ભરેલી પીસ્તોલ માહરાં માથાંની છેક લગોલગ એવી તાંકીને પકડી કે એક બી વાંકીચુકી હીલચાલથી તાબરતોબ ગોળી છુટીને માહરાં ભેજાંમાંજ પેવશ થવાની ખોતી! અને ડીકરથી ત્યારે હું બેહોશ થઇ ગઈ તેથી વાંચનાર અજબ થશે?

એ પછી જ્યારે હું પાછી હોશમાં આવી ત્યારે હજી પણ ગાડી તેનાં ચાકપર ગબડતી જતી હતી, અને પેલી પીસ્તોલનું ઠંડું મુદું માહરાં કપાલને લાગતું પકડી રાખેલું એમનું એમજ જોવામાં આવ્યું! તેઓ મને કયાં લઇ જવા માંગતા હતા તે હું કાંઇજ સમજી શકતી ન હતી, પણ એટલું તો નકકી હતું કે તેઓ ખુદની સલામતીને વાસ્તે બધી ખુંનખાર તૈયારીઓમાં હતા, અને હું જો જરા બી ગડબડ કરૂં તો માહરૂં તેજ વખતે આવી બને એમાં કોઇજ સંદેહ ન હતો!

આ એક ઘણો ભયંકર દગો અને ભયંકર સીતમ થતો હતો! લંડન જેવાં વિશાળ શહેરમાં ધોળે દીસે આવા ઘોર અપરાધની જાસ્તી થાય એ ઇજ્જતદાર આલમ ખમી શકે તે કરતાં ઘણું વધારે હતું; પણ અરે, લંડનનાં કમનસીબે એ જાતની જાસ્તીના બનાવો તો એ બોહળાં શેહેરમાં, પોલીસની ઘણી મજબુત તકેદારી છતાં, લગભગ રોજના બનતા આવેલા નોંધાયલા છે!

અને હાલમાં મને કયાં લઇ જવામાં આવતી હતી? હું લેશ માત્ર પણ શક કરી નહીં શકતી હતી કે મને માહરાં કરપીણ શત્રુઓ કલેર અને લેડી લીલાના કમજાત કબસમાંજ પાછી ઘસડી લઇ જવામાં આવતી હતી. એ બે નાતરસો જીંદગી ભર માહરી પુઠે પડયાં હતાં, અને તેઓ મને હવે સખે જીવવા કે રહેવા દે એ માંનવુંજ નાંણે માહલ થઇ પડયું હતું!

પણ વળી આ અનર્થ અને આ જુલમાત એવે કઢંગે વખતે થતો હતો કે જ્યારે તે ખરેખરજ નહીં થવો જોહતો હતો! કલેર અને લીલા બંને ખુંની હતાં, અને એ બંને દુષ્ટોએ કરેલાં કોઇ ખુન અથવા ખુંનોનાં ભેદથી હું વાકેફ હતી એ તેઓ જાણતાં હતાં ત્યારે શું એ બનવાજોગ નહીં હતું કે પોતાના બચાવને વાસ્તે મને જાનથી મારી નાખવા અને વચ્ચેથી માહરો કાંટોજ કાઢી નાંખવાનો આ વખતે તે કરપીણ ખુંનાઓનો વધારાનો એ એક ખુંની કરદ અને પ્રપંચજ હોવો જોઇએ?

અને તેમ જો થાય તો પેલી તરફ બીએત્રીસ ને મારસ્થેનેસ, કે જેઓ બંને માહરી વાટ જોતાં બેસશે, તેઓ શું ધારશે? આ દોજખી નાતરસો હસ્તક માહરો નાશ થયો છે એમ કોણ જાંણશે? મહને કદી મારી નહીં નાખવામાં આવે ને અમથી કેદ બી કરવામાં આવે તોબી પેલી તરફ ગરીબ બીના શા હાલ થવા પામે? તેણીએ તો મને ઉશ્કેરણીના આવેશમાં ખુલ્લું કહી દીધું હતું કે જો હું વેળાસર મારસ્થેનેસનો જવાબ લઇને તેણીની કને પાછી નહીં ફરશ તો દુન્યા (જે તેને અત્યાર સુધીમાં પુરતી અકારી નકારી હતી તે) સરવાંમ બેવડી અકારી કરીને તે કેડે બી પોતાનું કાંઇ કરીને નાહસી જશે અને નાબુદ થઇ જશે; અને હવે તે તો એમજ જાણવાની કેની કે મને મારસ્થેનેસે તેણીની બદચાલ વાસ્તે કાંઇ ઉંધું-ચતું સમજાવ્યું હશે, જે માનીને મેં તેણીનો પહલો પડતો મેલ્યો હતો? અને એમ ખાત્રી થતાં તે અભાગણી જો કેથે જતી રહી, તો આજે રાત્રે નાટકશાળામાં લોકો વચ્ચે કેટલી સખ્ખત નાઉમેદી થશે અને કેવો મોટો ફેસાદ જાગશે!

હું થથરી ગઇ. "મને છોડી દેઓ; મને જવા દેઓ!" તે બે ખવીસો જે બરાબર માહરી સાંમેજ માહરી ચોકી કરતા તે ગાડીમાં બેઠા હતા તેમના કને મેં આજીજીબાજીથી માંગી લીધું, "અને હું તમોને માંગશો એટલો અવેજ તેના બદલામાં આપવાને કબુલ થાઉંછું."

"અમે અમારૂં કામ જાણીએછ, મીસ. તમો તમારે મુંગાં મુગાં ગગડી રેહો!" તેઓ-માંના એક રફ્યને જાડા ધાડા બીહીક લાગે તેવા અવાજે કહ્યું—અને હું નિશેશ ગાડીની પીઠ પર પાછી અઢેલી પડી.

મને લાગ્યું કે ગાડીએ કમમાંકમ એક કલાકની મુસાફરી કરી હશે, કે જ્યારે તેવામાં તે અચણુચ ઉભી રહી. હવેજ ગાડીનાં ફડકાં ઉતારી નાખવામાં આવ્યાં, અને બારણું ઉઘાડી નાખવામાં આવ્યું.

મને કેહવામાં આવ્યું તેમ હું ગાડીમાંથી નીચે ઉતરી. હું ક્યાં હતી અને ગાડી કેઇ તરફ આવીને થોભી હતી તે હું કશુંજ જાંણી કે કહી શકી નહીં. ગાડી એક નાહનાં "ફાર્મ હાઉસ" જેવાં મકાન આગળ થોભી હતી, કે જે દેખીતું હરીહાક જેવું એકાંત, અલાહેદું અને ચુપ હતું. જાણે ઘણા વખતનું બંધ પડેલું અને વપડાશ વગરનું તે ઘેર હોય તે જાતનો તે માહેલી હવામાં ઘેરાઇ રહેલો વાસ હતો, અને હું જારતી અકળાઇ. મેં ઉતાવળી નજર આસપાસ ફેંકી, પણ નજદીકમાં કોઇ મકાન વગેરે હતું નહીં. પેલી ગાડી તો મને ત્યાં ઉતારયા પછી તરતજ એકદમ ધસારાબંધ ઉપડી ગઇ હતી.

"અહીં કોઇ તમોને હાલ હેરાંન કરવાનું નથી, મીસ," તે એમાંના એક રફ્યને હીંમત આપવાની રૂપે કહ્યું; "આએ ઓરડામાં આવશો?"—અને તેનાં એ માંગી લેવામાં પણ એક હુકમનીજ અદા હતી, એટલે રીકઝીક વ્યર્થ જવાની હતી એમ જોઇ હું ગુપચુપ તે ઓરડામાં ગઇ. તે એક સાઇડમાંનો નીચલા ખંડનો એકાંત પણ એક મોટો ઓરડો હતો, અને હું ઓરડામાં ગઇ એટલે માહરી પછવાડે ભડાક દઇને તે બારણું બંધ કરી લેવામાં આવતાં હું તે ઓરડામાં કેદ પડી. તે, મેં જોયું હતું કે, એક ન્હાનુ બેઠકું મકાન હતું.

તે ઓરડામાં ફરનીચર ઘણુંજ થોડું ને બીલકુલ અગતજેગું પણ દેખીતું નવું હતુ એક પલંગ અને ટૉઇલેટ ટેબલ તેમજ બે ત્રણ નેતરની ખુરસીઓ વિગેરે નવું લાવીને મુંકયું હોય તેમ દેખાતું હતું. ત્રણ બારીઓ હતી, જે દરેકને સળયા જડેલા હતા, અને તે પણ નવાજ જડાવી લીધા હોય તેમ લાગતું હતું. સીલીંગ પર ને સાઇડની દીવાળ પર ચુનો વગેરે તરતનો ધોલાયલોજ નજરે આવતો હતો.

મેં બારીમાંની સળયા વચ્ચે નાક ખોસીને જેમ જેવાયું તેમ તોંગાઇને બાહેર જોયું. તે "ફાર્મ હાઉસ"ને લગતો એક મોટો બીસ્યાર કંપાઉન્ડ હતો, અને તેને લગતાં આસપાસમાં જે નાધલાં "આઉટ-હાઉસીસ" હતાં તે એટલાં બધાં તો ખખડી ગયલાં હતાં કે વરસોનાં તે પડત હોવાં જોઇએ એમ તરતજ અનુમાન થઇ શકતું હતું.

હું હીંમ્મત હારી રડી પડી. પાછો ને પાછો એવી મોટી ફસાવતમાં માહરો જાંન ગીરફતાર થતો હતો! મેં માહરા ટોપી અને શૉલ કંટાલાથી વચમાંની ટેબલપર ફેંકી ને હું બાજુમાંની એક ખુરસીમાં ફસડાઇ પડી; પણ એમ હીંમ્મત હારને શું થાય? હું તરતજ પાછી ચમકી ઉઠી. માહરે તો છેવટ સુંધી માહરા જાન—અને જાન કરતાં બી જ્યાદા માહરી પાક ઇજ્જત—ને વાસ્તે લડવાનું હતું, અને તેથી મને લાગ્યું કે માહરી સાંમે આવતા નવા

દગાની સામે તરત માહરૂં રક્ષણ શોધવાને માહરે ભુલવું જોઇએ નહીં. મેં, એ ઉપરથી, ઉઠીને પલંગ તળે, ટેબલ તળે વિગેરે સર્વ ઠેકાણે ઘણી સંભાળથી જોયું, અને માહરી તદ્દન ખાત્રી થઇ કે કોઇ તે ઓરડામાં છુપાયલું હતું નહીં અને હું ત્યાં તદ્દન એકલીજ હતી.

---

## પ્રકરણ ૭૧ મું.

એ પછી જરા વારે માહરાં તે કેદખાનાને લગતું આગલું બારણું ઉઘડયું, અને પેલી ઘરડી જીપસી અંદર આવી. તે માહરે વાસ્તે એક ટ્રેમાં જમવાનું લઇ આવી હતી; પણ તે કાંઇ એકલી આવી હતી નહીં. પેલા બે રક્ષકોમાંનો એક તેની લગોલગ સાથે આવ્યો હતો, જે ઓરડામાં નહીં આવતાં તે બારણાં આગળ ઉંબરની બાહેરજ ઉભો રહેલો હતો. દેખીતી રીતે તે માહરી અને તે બુઢ્ઢાની તકેદારીમાં સાથે આવ્યો હતો. કદાચ તે કમજાતો એમ બી બીહીધાં હોય કે હું તે દદાને લાંચ લાલચથી મને છોડી મુકવાને લલચાવી શકું, અથવા તો હું હારેલી મારેલી ને મરીચરી રહેલી ડોસીનું ગળું દાબી દઇ તેને માહત કરી નાહસી જાઉં!

તે પોતાનું એબ્બલ મોહું ખોલીને કાંઇ જરાબી બોલી નહીં. તે ફક્ત જે તાસકમાં ખાનું લાવી હતી તે પેલીજ વચમાંની ટેબલપર મુકીને ચાલી ગઇ, અને બારણું પાછું બંધ કરતી ગઇ.

તે (તાસક)માં મેં જોયું કે પાંઉ, માખણ, જેવાં ઈંડાં અને ચાનું એક કપ હતું; પણ મને તો તે આડી નજરે જોવા બી ગમ્યું નહિ. મને તરસ ખરેખર ઘણી લાગી હતી, અને માહરાં જબાં તમામ સુકાતી હતી ખરી, પણ રખે ચામાં કાંઇક બેહોશી લાવનારૂં દોહવેલું ડાહવેલું હોય તે ફીકરથી મેં ચા વટીક પીધી નહીં.

અને હવે સંશયનો તો સવાલજ ન હતો. તે બુઢ્ઢાએ દેખાવ આપ્યાથી હવે સોએ સો ટકાની માહરી ખાત્રી થઇ ચુકી કે આ માહરૂં હરણ કરાવવામાં કમીના ફલેર અને લીલાનીજ ખાસ આગેવાની હતી; પણ તેજ મુજબ, વળી, તેજ ઘડીએ એક નવીન આશા પણ માહરાં જીગરમાં ઉભરી નીકળી! જો આ દદા હયાં હતી તો બીલકુલ સંભવીત હતું કે તેની દીકરીની દીકરી ઝાના પણ તેની સાથે આવેલી અત્રે હોવી જોઇએ? તે મમાઇ દીકરી જયાં જતાં ત્યાં હંમેશ સાથેજ જતાં ને રહેતાં હતાં, અને ત્યારે વળી ઘણુંજ બનજોગ હતું કે ભલી ઝાના આએ વખતે પણ મને નહસાડી મેળવા ને બચાવવાની યોજના કરશે! તે કદાપી અત્યારમાંજ કરતી હશે! માહગ છેલ્લા અનુભવથી મેં ખાત્રી પુર્વક જોયું હતું કે ફલેર અને લીલાને તેમનાં છળકપટભર્યા પ્રપંચીપણાં વાસ્તે તે નાજનીન અંતઃકરણથી ધીક્કારતી હતી, અને તેઓ એ તેમનાં ખુંની કાવાદાવાઓનાં કારયોમાં પેલી ગમાર બુઢ્ઢયાને સંદોવતાં રહયાં હતાં તેથી તેઓ ઉપર તેણીને જાસ્તી કફર આવતો હતો; અને ત્યારે શું તે મને આ બીજી મરતબા પાછી આગળ મુજબ મદદ નહીં કરશે?

મેં ઘડીઆળ જોયું. બપોરના બે વાગી ગયા હતા! અત્યારે તો મારસ્યોનેસને આપેલી કબુલાત મુજબ માહરે બાએત્રીસને મળીને તેણીની કને પાછું ફરવું જોઇતું હતું! અરે,

કલેરના પાપી પ્રપંચથી હાલમાં તો માહરી એકલીનીજ ખરાબી થતી હતી એમ નહીં પણ બીજાઓને બી મરવાનું થવાનું હતું! ખચ્ચીત, હું હવે પસ્તાવો કરવા લાગી કે બીએટ્રીસ કયાં રહેલી હતી તે ઠામ ઠેકાણું મેં મારસ્યોનેસને ધ્યાન ઠેકાણે રાખીને માહરી મીલાકાત દરમ્યાન કહીજ નહી દીધું.

વખત કંટાલાભરેલો મારેશો નીઠતો કે હઠતો ન હતો, અને હું બધી કાયર કાયર પડી ગઇ. અંતે સમી સ્હાંજનો ઓજપ ઓરડામાં થતાં માહરાં કેદખાનાંનું બારણું પાછું ઉઘડયું, ને પેલીજ દદ્દા હાથમાં એક તેજસ્વિ બતીનાં મોટાં લૅંપ સાથ પાછી અંદર આવી. તેણીએ તે બતી પેલીજ વચમાંની ટેબલપર મુકી, ને પછી કાંઇ પણ કહયા બોલ્યા વના આગલ પેરેજ ગુપચુપ બારણાં બાહેર પાછું ચાલું મુક્યું. તેણીએ, એમ કરતાં, પેલું બપોરનું ભોજન એમનું એમ આંગળી બી લગાડયા વગરનું તેજ ટેબલપર પડી રહેલું હતું તે એક આડી નજરે બરાબર જોયું તો ખરૂં, પણ તે છતાં તે સંબંધમાં બી તે બોલી કશુંજ નહીં. તે બાહેર ગઇ, ને પેલો રફયન જે બપોરનીજ પેરે તેની જોડેજોડ બારણાં સુધી અમારી ચોકી કરતો આવ્યો હતો તેની સાથ તે બારણું ચોકસાઇથી પાછું બંધ કરીને ચાલતી થઇ તે એ બંનેનાં હઠતાં જતાં પગલાંના અવાજથી મેં આબાદ જોયું ને જાણ્યું.

હવે હું ખરેખર ભુખી થઇ હતી ને મને ભુખથી તમ્મર વટીક આવતા હતા, વાસ્તે થોડીક તાજગી ને આસુદગીને વાસ્તે મેં પાંઉ પેલી ટ્રેમાંથી લઇ ભાંજીને ફરજ્યાત થોડુંક ખાધું, ને પછી બાજુમાંના એક કુંજામાંથી ઠંડું પાણી પીધું. પાણી પીવામાં બી દેખીનો જોખમ તો ઘણો હતો, પણ એમ કેમ ટકી શકાય?

હું તો માહરી નૌજવાંન રક્ષક ભલી ઝારાનીજ કાગને ડોલે વાત જોતી બેઠી હતી! શું તે અત્રેજ હશે? શું તે મને બચાવશે? બરમીંગહામમાં તેણે મને બચાવનો હાથ આપ્યો હતો ને તેની શામીનગીરી પકડાઇ આવી ન હતી તે શું, આ બીજી એક વાર, માહરા બચાવમાં પોતાનો દયાળુ દસ્ત પાછો લંબાવાને તેને ઉત્તેજન આપનારૂં પુરવાર નહીં થશે?

હું બેઠી. ભુકબાયકો ખાઇને પાણી પીધેલું હોવાથી મને ઘણું સારૂં લાગવા માડયું ને હવે તેથી નસીબ શી વન્નાણુ લીએછે તે જોતાં હું બેઠી, જેવામાં જરા વારે તે બારણાંની કાનમાં ઘણી સંભાળથી કુંચી ફરતી જોઇને હું એકદમ ગભરાતની મારી ચમકી ઉઠી. એકજ પળ, અને બારણું ખુલતાં પેલોજ બદમાશીનો શીકા આયનો ઉંબર પર રજુ થયો—કરપીણુ એડવીન સેંટ કલેર!!

તે અંદર આવ્યો.

તે અંદર આવ્યો, ને બારણું પોતાની પાછળ તરત ઘણી સંભાળથી પાછું બંધ કરી, ચાવી ફેરવીને ચાવી કાઢી લઇ તેણે પોતના ખીસામાં મુકી. તે દુષ્ટ ફજેત જેવું હસતો હસતોજ અંદર આવ્યો હતો, કે જયારે હું ઓરડાને નાકે હઠી ગયલી લડાઇ માટે તૈયાર મજબુતીથી ઓસ્તવાર ઉભી હતી. માહરા ગાલ એ વખતે ગુસ્સાથી લાલ ને ગરમ

થયલા બધા ધમધમી આવ્યા હતા. શું તે મને મારીજ નાખવાનો હતો? મારીજ નાખવા આવ્યો હતો?

"કેમ, આજે બી કંઇ નવો નાટક અહીં કરવોછ ખરો કે?" તેણે મોટી નફટાઇથી અંદર આગળ વધતાં સવાલ કરયો; "આજે બી થાપ આપવીછ ને ન્હાસી જવુંછ કે? હવે ભરૂસે ભુખી ના રહેતી! હવે તું માહરા સપાટામાંથી બચવાનીજ નથી! હવે મેં માહરૂં કામ ઘણુંજ પકડું કરેલું છે, છોકરી!"—અને તે બીહીક લાગે એવો એકદમ ગંભીર થયો. "તાહરી ખુબસુરતીએ માહરૂં કલેજુંજ કાપી નાખ્યું છે, ને તું પાક યકીનથી માનજે, તું ખુદામાં માનવાવાલી છે તેથી વધારે, કે હું તુંને જીત્યા વગર જીવશ ત્યાં સુધી કોઇ કાલે જંપીને બેસવાનો નથી! તું સાંભળી લે મને. વચ્ચે ના બોલ!" હું વચમાં બોલવા જતી હતી તેથી ખીજવાઇને તે અધીરતાની અદાથી મને ચુપ કરતો બોલ્યો; "તાહરે માહરી જોડેજ જીંદગી ગુજારવી પડશે તેનાં કારણો હવે એવડાં થયાં છે. તાહરી ખુબસુરતીને વાસ્તેની માહરી જીતનો અરમાન હવે માહરો એકજ લોભ નથી. હું કબુલ કરૂંછ કે તેં માહરો એક મોટો ને ભયંકર ભેદ કોઇ અજબ સુરતે પકડી કાહાડયો છે, ને માહરે માહરા જાન ને ઇજ્જતના એવડા બચાવ વાસ્તે હવે તેથી તુંને જીંદગી ભર કેદ રાખવી પડશે. સમજી હવે?"

"હું જરા બી બીહીતી નથી," મેં અજાયબજેવી હીંમત ને જુસ્સાથી પગ જમીનપર ગુસ્સામાં થોકતાં જવાબ કરયો. "તમે તમારાં મુંજીપણાંથી ભાડેનાં કમીનાઓની મદદ મેલવીને ધાર્યું તો મને અત્રે કેદ રાખી શકશો, પણ માહરા સંબંધના તમારા દોજખી વિચારોમાં તમો દુન્યા ઉલટપુલટ થતાં બી ફાવવાનાજ નથી તે તમારા ગલીચ હૈયાંમાં કોતરીજ મુકજો. તમારે માથે મોહોત ભમે છે—બીજું કાંઇ નહીં!"

"બાઝ આવ એ બધી ખાલી ભપકાઓથી!" તેણે ટેબલની પાસે એક ખુરસી ખેંચી કરારના જીવે તે પર ગોઠવાતાં હસીને કહ્યું; "એ નાટક છે, ને તેં નાટકવાલીઓ એવું એવું બોલવાના નાટકો આએ ખાનગી જીંદગીમાં બી માહરી સાંમે ઘણા ને પુરતા કીધેલા છે."

"એ નાટક છે કે શું છે તે જલદીજ તમોને તમારા જીવના જોખમે માલુમ પડશે," મેં અચબુચ મને એક વિચાર સુઝી આવતાં તે પકડી પાડી મોટા તોરથી કહ્યું; "યાદ રાખજો કે તમારી ખરાબી ઘણી નજદીકમાંજ ધમડાઇ આવેલી છે. હવે સરયાંમ તમારૂં મોહોતજ તમોને આએ બધા જુલમ સુઝ પારેછ! તમે શું મને એવી બોટ કે હેમક ધારોછ કે તમારી આટલી બધી સતાવણીઓ છતાં હું માહરી હુસ્યારીમાં નહીં રેહું?"

"એટલે તું શું કેહવા માંગેછ?"—અને મેં જોયું કે દેખીતો જરા ચેહરામાં ફગલાતાં તેણે મને એ સવાલ કરયો.

"હું એમ કેહવા માંગુછ કે હું ખુનીઓનો એતબાર કરી શકી નહીં," મેં થરસાથી કહ્યું. "તમારાં દોજખી કારયો હું જાણુંછ એ વાત તમો બેઉ ખુંનીઓ જાણતાં હોવાથી તમો ને લેડી લીલા તમારે હાથે નહીં તો મારાઓથી બી મને હવે મરાવી નાખશો એ મને પકકો ચાલુ ભય રહયો, જેથી મેં તમારી ખસ્તેખોહારીના મજબુત હાથે ઉપાય લઇજ રાખેલા છે."

"શું ઉપાય લીધેલા છે ?"

"અલબત અત્યાર સુધી તો હજારો જોરાવર સબબોને લીધે મેં તમો બેઉને મરતાં મુકેલાં છે ને રૂસવા કરયાં નથી, પણ માહરા મુવા બાદ તમો બચો નહીં અથવા તમો આએ મુજબ મને પકડીને કેદ રાખવાની તમારી નાપાક નેહસ્ત મુરાદમાં જલદીજ નાઉમેદ થાઓ તે મતલબથી મેં માહરા જોગા તમારા અનેક મરતબાના સીતમની બધી વીગતવાર બીના બયાન કરી લંબાણથી એક દસ્તાવેજમાં લખેલી છે, ને તેમાં તમારાં ખુંનોને લગતાં કરપીણ-પણાં, જે રેજેરેજે હું જાણું છું તે, જાહેર કરેલાં છે. વળી પુરાવામાં કમીની લેડી લીલાનો પેલો તમારા જોગો કાકલુદીનો પલીદ પત્ર——"

"હેં ?"

"મેં પીન કરેલો છે, ને તે બધું એક વિશ્વાસુ આસામીને સીલ કરી સપુર્દ કરેલું છે, કોઇ બી દાહડો ૨૪ કલાક તક હું ગુમ થયલી માલુમ પડું તો તેણે તે સીલ્ડ કવર ખુલીને તરતજ વાંચવો, ને પોલીસની મદદથી પછી તી માહરા બચાવમાં અથવા તો મને બેજાન કરનાર ખુનીઓની ધરપકડમાં તેણે તાબરતોબ સઘળું ઘટતું કરવું."

કલેર—મેં જોયું કે—મોહોત જેવો ફીકકો પડયો !

"તેં—તેં તે દસ્તાવેજ કોણના સ્વાધીનમાં આપેલો છે ?" તેણે ખોખરે સાદે પુછયું; "શું પેલા નાટકવાલા તાહરા કંગાલ દોસ્ત ઘરડા ધુવડ નોરમનના હાથમાં ?"

"હું તે તમોને કેહવા જેટલી મુરખ નથી," મેં દમામથી કહયું, "પણ તે છતાં નામ દીધા વગર હું જાહેર કરૂંછ કે તે માહરા સોલીસીટરના હાથમાં છે. જાઓ, તેથી, હું તમો જેવા કરપીણથી હવે જરા બી ડરતી નથી !"

"તે દસ્તાવેજ ત્યારે શું પેલા પારકસના હાથમાં છે ?" તેણે તુચ્છકારથી હસતાં હજી અંકે કરાવી લેવાનાં ફાંફાં મારયાં.

"પારકસ ?" મેં કહયું; "તે કમીનો બી લુટારો અને ઠગારો છે ! તે તો સાંમો તમારો મલતીઓ છે ! હું જાંણુતી નથી શું ?—અને હયાં મેં અધીરાઇથી વધારયું, "હવે તમોથી થાએ તે કરો. ભલે મારો જાન લેઓ. જાન લેવા ને ખુંન કરવાં એ તો તમારા જેવા આગેવાન સોસાયટીમાં ફરનારા બાહેરથી ધોતાધ્રાત્તા દેખાતા એક ખરા ખવીસનો દેખીતો ફીસબ ને ધંધોજ છેઃ પણ યાદ રાખજો કે બીજા ૧૨ કલાક નથી જતા કે જે આગમચ લંડનની સાહસીક પોલીસ તમને બેઉને પાતાલનાં પેટાંમાં ભરાઇ બેઠેલાં બી માહરા લેખીત ખુલાસાથી પકડી કાઢશે !"

કલેર ચુપ થઇ ગયો ! ખરી વાત છે કે મેં તેને કહેલી આ બધી બીના બીલકુલ બનાવતી ને ખોટી હતી—ખરેખર તો આવા જીવસતોસત સંજોગમાં તે નાલ્યું ફેંકવાનું મને સુઝયુંજ કેમ ને એટલી બધી હુશ્યારી મારામાં આવીજ કયાંથી તે માહરી પોતાની અજાયબી હતી અને છે; પણ મેં સચ્ચાઇનાં દેખીતાં જોશથી જે કહયું તે એટલું બધું તો બનવા જોગ ને સંભવીત હતું કે દુષ્ટ કલેરે તેનો હરફેહરફ સાચોજ માન્યો, ને તે તેથી સખ્ખત તરખાયો !

તે હવે વળી ઢચુપચુ થયલો જણાયો. આવા સંજોગોમાં, આવી માહીતી સાથે, હવે તેણે શું કરવું ને કેમ કામ લેવું તે તેને સુઝયુંજ નહીં. તે દીસ્તી રીતે પાકો માહાત થયો, પણ શું આટલા ખરચો ને આવો જોખમ કરવા પછી બી મને વગર હરકતે વળી માફ માંગી છોડી મેલવી ને જતી મુકી તેને ઓજે? કેમ બને!

અંતે તે, અચબુચ, જ્યાદા કાંઇ બી કહયા વગર ઉઠયો, ને બારણું ખોલી બાહેર ગયો, જેમ કરતાં બાહેરથી બારણાંમાં તે પલીટે પાછી કુંચી ફેરવી, અને પછીથી તેનાં ઉતાવલે હઠી જતાં પગલાં મને સંભળાયાં: પણ તે એ મુજબ અચબુચ કયાં ગયો? તેને એ શું ફીકર થયું? શું લીલા જોડે તેણે એ જે સાંભળ્યું ને શેહોબ કરી હતી તે માટે તે મત કરવા ગયો? તેમ હોય તો તે ઝેરીલી નાગન કાંઇ મને જીવતી જવા દે નહીં! શેકસપીઅરનો 'લેડી મેકબેથ''વાલો નામીચો નાટક પુરવાર કરી આપે છે કે પાપમાં મસ્તાન બનેલી ને પ્રવીણ થયલી ઓરતો છેલ્લામાંછેલ્લી પંકતીના ગુનેહગાર મરદો થકી બી જ્યાદા ઝેરી થઇ શકે છે, અને એ સિધ્ધાંત જો ખરૂં હોય તો ગમે એ ભોગે ને ગમે એ જોખમે હવે તો વચમાંથી માહરો કાંટોજ કાઢી નાખવાની તે દુષ્ટા તેને સલ્લાહ આપ્યા વગર શું કદીબી રહેવાની હતી? અરે, કેવી ઉમીદ માહરી છાતીમાં ઉછળી આવી હતી કે મને સુઝેલી એ તરકીબથી તે માહાત થયલો લુચ્ચો પોતાના પરાજય વચ્ચે જરૂર પાછી માહરી માફીની કાકલુદી સાથે મને છોડી મેલશે ને જતી મુકશે. કે જ્યારે તેવામાં એ શું તેને એક અજબ ફીકર થઇ આવ્યું કે તે મને હજી કેદ કરી મેલીને એમ કેથે બાહેર જતોજ રહ્યો?



## પ્રકરણ ૭૨ મું.

સાત વાગ્યા. બે કલાકમાં તો બીએત્રીસે સ્ટેજ પર દેખાવ આપવોજ જોઇએ, અને તે કેમ બનવાનું હતું? હું તેને પાછી મલવા ગઇજ નહીં તેથી તેણીએ શું માની લીધું હશે? મને ખ્યાલ કરતાંજ ધ્રુજરાં લાગતાં હતાં! હું તે ખ્યાલજ કરી શકતી ન હતી!

એવામાં હું હતી તે ઓરડાની પેલે પારની દીવાલ તરફ કાંઇ ધીમો ખખડાત થયો ને પાછી હું ચમકી ઉઠી. ત્યાં તો દેવાલ હતી, અને ત્યારે એ શું? શું તે બાજુગી બી ઓરડામાં દાખલ થવાનો કોઇ છુપો માર્ગ હતો? શું ખુંનીઓ મને મારી નાખી શકવા એમ એ તરફનો ચોરી છુપીનો એક ધસારો લાવતાં હતાં?

બીજી એક બે પલ, ને તે દીવાલમાંનું એક છુપું બારણું ઉઘડયું! તે તરફ બારણું હતું એ તો અત્યાર સુધી મને ખબર તક ન હતી! તેના પર બી ચુનો ઢોલી તે દેવાલમાં એવી સીફતથી ચણીને મેલવી લેવામાં આવ્યું હતું કે મેં માહરી તેહકીકમાં તે પકડી કાઢયું નહી તે વાસ્તે હું ઝાઝી અજબ પણ થઇ શકી નહીં.

અને તે બારણું ખુલીને બાહેર કોણ આવ્યું? ખુશીની એક ચીસ મુશકીલથી દબાવી દેતાં મેં તે ઓરડા માંહેલી બતીના મોટા ઉજાસ વચ્ચે જોયું કે તે ઝારા હતી, જે પોતાના હોઠ પર આંગલી મુકી ચુપકીનીજ મને એસારત ને તાકીદ આપતી સંભાલથી અંદર

દાખલ થઇ હતી. તેણીએ એસારતમાંજ મને સમજાવ્યું કે માહરે તુરત માહરો સ્કાર્ફ ને ટોપી ઉપાડી તેની પુંઠે આવવું, અને ત્યારે હું થોભુંજ શું કરવા ?

એ દરમ્યાન જે એમાલમ બારણું તેણે ઉઘાડયું હતું તેની કલમાં તેણીએ એક મોટો અણીદાર જોરાવર ખીલો આરપાર ભોકી દઇ તે કલ એમનીએમ થોડીક મહેનત ને વગર ઘોંઘાટ કરવે ઉખેડીજ કાઢી, ને પછી તે તુટેલી કલ ને તે ખીલો—મેં પોતેજ કોઇ સુરતે તે ખીલો શોહોધી કાઢી તે કલ ભાંજીને માહરો રસ્તો શોહોધ્યો ને બચાવ કરયો હોય એવું બતાવા--ત્યાંજ જમીન પર નાખી મને લઇને તે પછવાડેના ઓરડામાં તેણી ઉતરી.

ત્યાં અંધારૂં કીલ હતું. મજબુત ઘેરાયલી હવાની બદબો તે પડત જગ્યામાં જાસ્તી હતી; પણ પછીથી તરતજ તેણીએ પાછલી મેરનું રસ્તા ઉપર ઉતારવાનું એક બારણું ઉઘાડયું, ને શુક્ર ખુદાના—હું છુટી હતી !

"માહરી મમાઇ ને પેલા બે આગલી બાજુએ છે," ઝારાએ ધીમે સહાદે કહયું; "તેઓ અત્યાર સુધી આએજ તરફ હતાં એટલે હું કાંઇ કરી શકી નહીં. હું તક સાંધતી બધો વખતે બેસીજ રહેલી હતી."

"પણ તમારી પર તો એ લોક સુબેહ નહીં લઇ જશે ?" મેં તેણીને વાસ્તે કાળજીવંત ફીકરથી વાહલી પડી પુછયું.

"જરા બી નહીં," ઝારાએ સધ્યારો આપ્યો; "આપણા વચ્ચે કશી બી મીલાકાત કે મોહબત હોવાનો તો એ લોકને સ્વપ્નેજ નથી. જુઓની, હું કામ એવી તરકીબથી લેઉંછ કે તમારા બચાવની કીરતી તમોનેજ મલે—મને નહીં. વારૂં, હવે અહીંથી બાહેર જવાનો રસ્તો તમને મલશે ?"

"બીલકુલજ નહીં," મેં ચીંતાતુર જવાબ કરયો. "અવલ તો આએ મકાન કાંહાં આવેલું છે તેજ હું જાંણુતી નથી."—અને પછી કાકલુદીથી વધારયું, "તમો આટલી મદદ કરોછ તો જરા મને કોઇ સરયાંમ રસ્તા પર મુકવા આવવા જેટલી વધારાની મદદ ને મેહરબાની નહીં કરશો, બેહેન ?"

"હું એ જોખમ તમારાં તેમજ માહરાં ભલાંને વાસ્તે કરવા માંગતી નથી," ઝારાએ સમજાવ્યું. "એમાં વધારે કરીને તો તમારીજ ભલાઇ છે. એ લોક તમારી પુઠ, મને લાગેછ કે, છોડવાનાં નથી, ને વખતો વખત બને તો હું તમને લાગ જોઇ મદદ કરતી રેહું તેથી એ લોકે માહરી મદદ તમને મલતી હોવાનો સનસારો જાંણવો નહીં જોઇએ. જાંણશે તે દાહાડે માહરી ને તમારી કમબખ્તીજ જાંણવી ! હાલ તો, તેથી, માહરે ઘરમાંથી પગ બાહેર કાઢવાનું જરા બી સલામતીભરયું થવાનું નથી. હવે સાંભળો :—તમે આએ ગલીમાંથી સીધાં ને સીધાં ચાલી જાઓ. ઘણી એકાંત ગલી છે, પણ તમને અત્રે કોઇ મલવાનું કે સતાવનું નથી. પછી જમના હાથ પર વળજો, ને પાએક કલાક ચાલશો તેટલાં તો "હાઇબરી"ના રસ્તા પર ઉતરશો, ને તરત તમો ત્યાં ભાડુતી ગાડી જોઇએ એટલી મલી શકશે."

"ઓ કેવી મેહરબાની !"

"હા, પણ બીજું સાંભળો! કલેર અત્રેથી ઘોડેસ્વાર થઇને કેથે ગયલો છે ને તરત પાછો આવવાનું કહી ગયલો છે, વાસ્તે બનવા જોગ છે કે તે પાછો આવતો બી હોય ને રસ્તામાં તમને મલે બી ખરો! તેથી ઘણું તપાસીનેજ આગલ વધજો. જરા બી ઘોડાનાં પગલાં આવવાનો અવાજ વાગતો સંભળાય કે કેઠે છુપાઇ જજો, નહીં તો આએ બધી જેહમતો હરામ જશે!"

' ઓ બેહેન ઝારા, તમારૂં હેસાંન——" હું કેહવા ગઇ.

"હાલ એ વાત જવા દેઓ," તે ઉતાવળે અધીરી પડીને વચ્ચે બોલી ઉઠી; "હાલ એ વાતનો આપણા હાથમાં વખતજ નથી. હાલ તો આપણને બધી કામનીજ વાત કરવી છે. હવે માહરે જલદી અંદર પેલાં લોક પાસ જતી રેહવું જોઇએ કે તેઓ માનીજ નહીં શકે કે હું તે લોકની વાતચીત દરમ્યાન નજર ચોરાવી અત્રે સટકી આવેલી છેઉં. હું તેથી વધારો ખુલાસાથી તમારી સાથે વાત કરી શકવા કાલે તમોને છુપી મલવા આવવા ધારૂંછ"

"ઓ ઘણી મોટી ખુશીથી," મેં જુસ્સાથી કહ્યું—અને હું તેને નોરમનવાલાંઓને ત્યાંજ મને મલવા આવવાનું "એપોઇન્ટમેન્ટ" આપવા જતી હતી, જ્યારે મેં જોયું કે એવી એક રખડેલ મને ત્યાં ઘરમાં મલવા આવે તો જરૂર ચકચાર થઇ પડે! એ ઉપરથી મેં જરા વિચાર કરી લઇને વધારયું, "કાલે ઠીએટરમાંજ રાત્રે દસ પછી મને સ્ટેજ પર મલજો. કાલના ખેલમાં માહરો પાર્ટ નાનલો છે ને તે દસ વાગતા સુધીમાં તો ખતમ થઇ જશે. તમે ગમે તે નામ લેયા પછીથી મને અંદર મોકલી આપજો, ને હું તરત તમોને માહરા ડ્રેસીંગ-રૂમમાં બોલાવી લેવશ. એટલુંજ કે બને તો—બને તો—"

"માહરે આએ માહરા છુપારી ડ્રેસમાં નહીં આવવું, એમ?" તે હસી; "તેની તમારે ફકર રાખવી નહીં. તમોને જરા બી માઠું નહીં લાગે તેમજ હું આવશ ને મલશ, ને હવે આપણે ત્યારે કાલે પાછાં મલ્યે ત્યાં સુધી માહરે ગઇ વખતનીજ શરત આ વખત બી પાછી મજબુતીથી કરવી પડેછ, મીસ પરસી, કે કોઇ બી રીતે આજની આએ સતાવણીની સજામાં પણ કલેરને તમે ફસાવતાં ના! આએ વખતની તમારી હલાકી બી તમારે માહરે ખાતર લોહીના ગોટ સાથ ગલી જવીજ જોઇશે!"

હું ચુપ રહી. હું કેમ હા કહું? કરપીણ કલેરને હવે જતો મેલવો બનેજ કેમ? હર વખત ઝારા થોડી મને બચાવા આવનાર હતી?

"હું મેં જે આએ તમારી થોડીક ખીદમત બજાવીછ તેનાં હેસાંનમાં એટલું એક હક તરીકે માંગી લઇ શકુંછ," તેણીએ મને હચુપચુ થતી ને આનાકાની કરતી જોઇ લગભગ એક તકાજાના તોરથી લગાર મોઢું ચઢાવીને કહ્યું—ને માહરે ત્યારે નગુણી નહીં પુરવાર થવા જવાબમાં તેને નમી જવુંજ પડયું.

"એમ છે તો આપણે કાલે રાત્રે પાછાં મલ્યે ત્યાં સુધી હું કંઇજ પગલાં નહીં લેવા તમારી સાથ વચનથી બંધાઉછ, બેહેન ઝારા," મેં નાખુશીથી કહયું; "પછી આપણે મલીને ધીરજથી એ પોઇન્ટ પર વિચાર કરશું."

આથી તે સંતોષ પામેલી લાગી, અને પછી એક દીલસોઝ શેકહેન્ડ સાથ અમો છુટાં પડયાં, કે જ્યારે ફરીફરીના એ માહરા બચાવ વાસ્તે લખ્ખો મરતબા દાદારની દરગેહ સર નમાવી હેસાંનમંદ અને શુકરગુજાર થતી હું ઉતાવળે કદમે ખુશાલ આગલ વધી.

પણ હું તે મોટી લાંબી સલંગ એકાંત ગલીને લગભગ નાકે પોંહોંચી તેવામાં તે લાંબી સાંકડી અરધી અંધારી ગલીમાં જોરથી ને ઝડપથી આવતાં ઘોડાનાં પગલાં મને સંભળાયાં, ને હું તરત ચેતી. ઘણુંજ નેક થયું હતું કે ઝારાએ મને ચેતવીજ રાખી હતી. ત્યાં કોઇ ઘરનુ બાંધકામ ચાલતું હોવાથી તેના એક મોટા બીમના અંધારા ઓથામાં હું ભરાઇ ગઇ, અને તે ઘોડેસ્વાર જે મેં તેનાં મોઢાં પર પડેલાં ગેસલાઇટનાં અજવાલાંથી બરાબર જોયું કે કોઇજ નહીં પણ ખુંની કલેર હતો તે મને જોયા વગર ધસારાબંધ આગલ નિકળી ગયો!

હવે હું ચાલી નહીં પણ ઝડપથી દોડી. તે પાછો ફરે તો? તે મને ન્હાઠેલી જોતાં માહરે દુંબાળે પેલા રફ્યનોને દોડતા મોકલીજ આપે તો?

હવે સારાં નસીબે હું જલદીજ સરયાંમ રસ્તા પર વગર અડચણે સલામત પોંહોંચી જઇ શકી, જ્યાં પાહરા પર ઉભેલા એક પોલીસમૅનને જોતાં માહરા જીવમાં જીવ આવ્યો. મેં માહરો દેખાવ ને જીવ બન્યું એમ શાંત કરીને તેની કને જઇને કોઇ નજદીકનાં "કૅબ સ્ટેન્ડ"ની ઇધાંણી વાસ્તે પુછયું, જ્યારે તેજ વખતે એક ખાલી ગાડી તેના કનેથી પસાર થયલી તેને યાદ આવી જતાં તેણે પોતેજ પુકાર મારી તે પાછી બોલાવી લીધી.

તે આવી. તે ગાડીવાલાએ તરત ઘોડો ફેરવ્યો ને તે માહરી કને આવતાં હું તેમાં ગોઠવાઇ, જ્યારે મેં તેને બને એમ જલદી મને થીએટરપર હાંકી લઇ જવાનો હુકમ આપ્યો. હાલમાં મેં જોયું કે નવ વાગી ગયલા હતા, ને બીએત્રીસ નાટક કરવા ગઇ હોય તો બેશક ત્યાંજ મને તે મલી શકે—જોકે હું તે વાસ્તે ઘણી શંકાશીળ હતી.

અને માહરા શક બીલકુલ ખરા પડયા! ગાડી મેં એટલી જોરથી દોડાવા કલા કરયું, ને હું પોતે એજ વાત વાસ્તે એટલી ઉસ્કેરાયલી રહી કે માહરાં કેદ પકડાવા ને સુભાગ્ય છુટકારાના વિચારો તો જાંણે માહરા ખ્યાલમાંથી સબરદબર નિકળીજ ગયા, જ્યારે હું એ ને એજ તરંગો પર ગુંચવાયલી થીએટર પર આવી પોંહોંચી.

મેં ગાડી જતી મુકી નહીં. મેં થીએટરનાં ડૉરપર ઉતરીને ત્યાંજ તલ્લાશ કરી કે મીસ ઍમીલી હાવર્ડ ખેલમાં નિકળી હતી કે નહીં—કેમજે ખેલ ઘણા વારનો શરૂ થઇ ચુકયો હતો.

"નહીં, મીસ ફ્રુડ. તે બાંનુ તો આજે આવીજ નહીં, ને લોક ઘણુંજ ગુસ્સે થવાથી મી. રીચર્ડસની હાલ આજે તદન બલી ગયલી છે," તે ડૉર-કીપરે કહયું, "મી. રીચર્ડસ પોતાની જાહેરખબરમાં જુઠા પડયા તેથી એવણને ઘણુંજ નરસ લાગ્યું——"

"પણ તેણીએ શું કાંઇ ખુલાસો બી નહીં લખ્યો?" મેં અરધા ગુસ્સાથી પુછયું.

"છેક સ્હાંજે છ વાગતે એક કાગળ આવ્યો, મીસ," મને જવાબ મળ્યો; "તેણીએ મી. રીચર્ડસને લખ્યું કે કાંઇ નહીં ધારેલું બની જવાથી તે પોતાનું એંનગેજમેંન્ટ અદા કરી શકશે નહીં વાસ્તે માંફ કરવું—અને મી. રીચર્ડસ તો એ વાંચીને એટલા ગભરાયા કે

તેણીનું ઘર તેવણ પોતે કે અત્રે કોઇ બી જાણતું ન હોવાથી પોતેજ મારતી ગાડીએ એકદમ તમને મલવા મી. નોરમનને બંગલે ગયા, જ્યાં તમે બી મલ્યાં નહીં. મી. ને મીસીસ નોરમને કહ્યું કે આજે રાત્રે તમારો પાર્ટ ન હોવાથી ને તમને છુટી હોવાથી તમો તેનો લાભ લઇ તમારાં સહીઓ લેડી લીલા કે લેડી સીસીલ્યા અરમનને ત્યાં ગયાં હશો, ને તે બેઉ ઠેકાણે બી તેથી તમારી તલ્લાશની તરત દોડ પોંહોંચી, પણ તમે બી મલ્યાં નહીં. અંતે નાચારીએ બોર્ડ ચઢાવ્યું કે મીસ એમીલી હાવર્ડ ચોકકસ અગતડનાં કારણથી આજે જાહેરમાં દેખાવ દઇ શકશે નહીં, પણ તેટલાં તો લોક ઠીએટરમાં આવવા લાગેલું એટલે તેઓમાં એ ખબર જાણીને મોટો ખલભલાત મચી રહયો, અને મી. રીચર્ડસને સ્ટેજપર આવી માફ માંગવી પડી. તમો હોતે ને તમારો કોઇ "પીસ" મુકી દેવાને તોબી ઘણી ગડબડ નહીં થતે, જે બધી મુસ્કેલી મી. રીચર્ડસે લોકોને ઘણી નમનતાઇથી સમજાવીને માફ માંગી, ને પૈસા જે પાછા માંગે તેને આપવાનું જાહેર કરતાં—તમો માનશો, મીસ?—અરધું અરધ હાઉસ એક તડાકામાં પાછું ખાલી થઇ ગયું!" ટુકમાં, હું આ બધા મોહકાણના સમાચાર સાંભળી ઘણી દીલગીર થઇ, ને તુરતવેળા શું કરવું તે મને કાંઇ જાણે સુઝયું બી નહીં.

---

## પ્રકરણ ૭૩ મું.

"મી. રીચર્ડસ તમોને મલવા હજી પણ ઘણાજ આતુર છે, મીસ," હયાં તે ડૉરકીપરે મને યાદ કરાવ્યું; "તમો જઇને તેવણને હમણાં જરા મલો તો વધુ સારૂં."

"હવે તે નકામું છે," મેં ચુકાદો જાહેર કરયો; "તમો મી. રીચર્ડસને ખબર આપજો કે હું આવેલી છેઉં ને મને આવતાં ઘણું લેટ થવાથી ઘણી દીલગીર છેઉં. હું હવે મીસ હાવર્ડની ખબર લેવા પાધરી તેણીનાં મકાન પરજ જાઉંછ."

"તમો તે બાઇનું ઘર જાણોછ?"

"હા. મેં બી આજેજ જોયું ને જાણ્યું," મેં જવાબ કરયો—ને હવે વધુ ખોટી ન થતાં પેલીજ ગાડીમાં તરત બેસીને હું બીએત્રીસવાલા કંગાળ મોહલ્લા તરફ હાંકી ગઇ.

ત્યાં જતાં મેં પુછપરછ કરી, જેથી માહરા બુરામાંબુરા વહેમ ખરા પડયા. તે અભાગની છોકરી માહરી વાટ જોતાં જોતાંજ તેજ સાંજે પોતાનાં બે ચાર પોટલાંઓટલાં લઇ, ઘરનું ભાડું ચુકવી આપી, કંયે જતી રહી હતી, ને કયાં ગઇ તે કોઇ જાણતું ન હતું!

આ સાંભળતાં બની શકે તો હું જાસતી નાઉમેદ અને દીલગીર થઇ. મેં વળી વધતી તેહેકીકમાં જ્યાદા એ જાણ્યું કે ગાડીભાડાંના પણ પૈસા ન હોવાથી રડતી આંખોએ તે બીચારી પાંઉપ્યાદી ચાલતી થઇ હતી, અને તે ઘરમાં રહેનારાંઓએ ઘણું બી તેને પટાવીને પુછ્યા છતાં તેણે પોતાનો ભેદ કશો કોઇને કહયો ન હતો. હવે તેથી નીરાશ થયલી હું પાછી ગાડીમાં બેઠી, અને ત્યાંથી પાધરી "મીવર્ટ હોટેલ"માં ગઇ. માહરી ખાત્રી હતી કે બીએત્રીસની બેહન મારસ્પોનેસ હજી બી ત્યાં માહરી વાટ જોતીજ હશે, અને તે કમતાલે છોકરીનાં એ દુર્ભાગ્ય ઉપર હું પોતે પણ આસુંપાત કરયા વગર રહી શકી નહીં.

સારાં નસીબે મારસ્યોનેસ તે વખતે હોટલમાંજ હતી, અને મેં નામ મોકલી આપતાં સાથે તરત મને અંદર બોલાવવામાં આવી. તે ઘણી અધીરી પડી ગએલી દેખાતી હતી.

"અંતે તમે આવ્યાં ખરાં, મીસ ત્રેફર્ડ ?" તેણીએ ઘણી અધીરતાથી કહયું; "એ શું થયું ? એટલી ઢીલ કેમ થઇ ?"

માહરૂં હૈયું ભરાઇ આવ્યું.

"ઓ, મને કેહોની, અંતે કંઇ માઠુંજ થયુંછ શું ?" તે ઉમરાવ બાંનુએ ખરાં દીલના ગભરાતથી પુછયું.

"તે આપુને બધાંને તજીને ખુદા માલમ કયાં જતી રહેલી છે, માહરાં લેડી," મેં મોટી ગમગીની વચ્ચે જવાબ કરયો.

"જતી રેહી ?" મારસ્યોનેસે મોટાં દુખ સાથે પુકારયું; "અને શું તે કાંહાં ગઇ તે કોઇને કાંઇ ખબરજ નથી !"

"બધું ઘણું કમનસીબ થયુંછ," મેં જવાબ આપ્યો; "તમારા પાસથી ગયા પછી મેં આપેલા વાયદા મુજબ હું ત્યાં જઇ શકી નહીં અને તેથી દેખીતી રીતે મનમાં ઘણું બુરૂં માનીને તે એકદમ શેહેર ઘેર તજી ગએલી માલમ પડેછ !"

મારસ્યોનેસ દબાઇ ગઇ. દેખીતી રીતે તે પોતાની બેહેનને મળવા ઘણીજ આતુર થઇ ગઇ હતી, અને તેથી આ મોહકાંણુના સમાચારે તેને પણ અત્યંત નાઉમેદ કરી મેલી.

"એ બધું કેમ બન્યું ?" તેણે આંસુઓ વચ્ચેથી પુછયું.

મેં માહરી વીટક વાત બ્યાન કરીને ટુંકમાં કહી. કેવી રીતે તેણીનાં હોટેલમાંથી બહાર પડવા પછી બે રફ્યનોને હાથ હું ફસી પડી હતી, અને કેદ પડવાથી કશું કરી શકી નહીં તે મેં સઘળું ટુંકમાં બ્યાન કરયું. મેં નામ કશાં કહયાં નહીં. કમીના કલેરની દગલબાજીની વાત મેં કહી ખરી, પણ કલેર કે લેડી લીલાનાં નામ આપ્યા વગરજ મેં ગબડાવ્યું, અને તે ઉમરાવ બાનુએ તે સંબંધમાં હું કેહવા ચાહુ તેથી જયાદા મને દબાણ કરીને કંઇજ પુછયું નહીં.

"હું છુટી થતાં સાથે પાધરી બીએત્રીસની ખબર લેવા ગઇ, અને ત્યારેજ આય જે મોટો કમનસીબ બનાવ બન્યો હતો તેની મને ખબર પડી." મેં સમજાવ્યું; "તે ઠીએટરમાં હતી નહીં; અને ત્યાંથી નીકળેલી હું તેને ઘેર ગઇ ત્યાં પણ તે મને નહીંજ મળવાથી મેં તેહેકીક કરી, જયારે આએ ખસ્તેખુહારીના સમાચાર હું મેળવી શકી !"

"એ ખરેખર ઘણુંજ બુરૂં થયું," તે મારસ્યોનેસે મોટા અતવતથી કહ્યું. "મેં ઘણી મુશ્કેલીથી મારા ધણીને સમજાવી લીધા, અને તેવણ અંતે પીગલ્યા. હું તો તેથી તરતજ મલવા જતે ને તમારી વાટ વટીક નહીં જોતે, પણ તમે મને તેનું ઠેકાણું કેહતાં ભુલી ગયલાં, અને મને બી તે પુછવાનો ખ્યાલ નહીં થયલો: પણ હવે ત્યારે કરવું શું ? એની કેમ શોધખોળ કરવી ?"

"મને તો એકજ રસ્તો સુઝે છે, અને તે એ કે આપણે પેપરમાં જાહેરખબર આપ્યે." મેં કહ્યું—અને મારસ્યોનેસ પણ તે વાતને એકમત થતાં મેં તરત ટેબલ આગલ ખુરસી ખેંચી એક ન્હાની જાહેરખબર નિચે મુજબ ઘડી કાઢી:—

"બીએત્રીસ.—તું અમોને ભુલથીજ તજી ગેઇ છે. એક ઘણોજ સખ્ખત ઘોંટાળો થવા પામ્યો છે, અને તેનો ખુલાસો સાંભળવા તરત પાછી ફરજે.

હંટર સ્ત્રીટમાં તારી સાચ્ચી ફ્રેન્ડને મલવાથી તને બધો ખુલાસો સંતોષકારક મલશે."

"આએ કાલ ને કાલ એ ત્રણ આગેવાન પેપરોમાં છપાવો," મેં સુચના કરી; "બનવા જોગ છે કે એ તેનાં વાંચવામાં આવે ને તે કદાપી હજુબી પાછી ફરે; અને તમે ખાતરી રાખજો કે જો તે મને મલવા આવશે તો તેને તમારી આગળ તાબરતોબ લઈ આવવા અને તમો બંને બેહનોનો મીલાપ કરાવા મને ઘણુંજ ગમશે."

એ પછી હું તે મારસ્યોનેસની રજા લઇ હંટર સ્ટ્રીટવાલાં અમારાં (મી૦ નોરમનનાં) મકાનમાં પાછી ફરી, જયાં મને કહેવામાં આવ્યું કે કોઇ ઇટાલ્યન ગ્રહસ્થ મને મળવા માહરે વાસ્તે માહરી ગેરહાજરી દરમ્યાન પુછતો આવી ગયો હતો, અને હું તરતજ સહમજી ગઇ કે તે કોઇજ નહીં પણ બીએત્રીસનો બનેવી મારકવીસજ હોવો જોઇએ.

એ પછી તે રાત્રે ખેલ ખતમ થયા બાદ ધારા મુજબ નોરમનવાલાં મોડેથી ઘરે આવ્યાં, પણ મેં તે લોકની આગળ બી કશો ખુલાસો હાલ તો કરયોજ નહીં. તેઓ એમજ જાણતાં હતાં કે હું તો માહરી છુટ્ટીનો લાભ લઇને માહરી મોટે ઘેરની સહીઓ લેડી લીલા અથવા તો લેડી સીસીલ્યા અરબનને ત્યાં દહાડો ગુજારવા ગએલી હતી, અને તે અનુમાનને મેં માહરી ચુપકીદીથી કાયમ રહેવા દીધું. જયાં વેર કે કમીના કલેરને ઉઘાડો પાડી હું પુલીસના સપાટામાં સોંપી શકતી ન હતી ત્યાં વેર એ માહરાં ભલાં ને ખરાં શુભેચ્છક મિત્રોને પણ માહરી એ સખ્ત હાડમારીઓ અને ત્રાસજનક સતાવણીઓની બીના ભેદ ખોલીને કહી શકતી નહી હતી તે માહરી સીર્ફ નાચારી હતી. અલબત તેઓએ મીસ એમીલી હાવર્ડને વાસ્તે મને પુછ્યું, કેમજે મેંજ તેને નાટકમાં ભલામણ કરીને રખાવી હતી તે તેઓ જાણતાં હતાં; અને મેં જવાબમાં એટલુંજ કહ્યું કે હું તેને સહવારે મલી હતી ખરી, પણ તે કેથે જતી રહી તે વાતથી હું બીલકુલ નાવાકેફ હતી, અને તેણીએ એ મુજબ રીચર્ડસ સાથનાં કંત્રાકટનો ભંગ કીધો હતો તે વાસ્તે હું ઘણી દીલગીર હતી.

તે રાત્રે એ મુજબ હું ઘણી મોડેથી સુવા ગઇ, અને ત્યારે તે આખા દીવસની અનેક પ્રકારની રંજનાં કારણથી મને ઉંઘ મુતલગ આવી શકી નહી. કલાકો નિકળી ગયા કે જે દરમ્યાન તે બે બેહેનો બીએત્રીસ ને મારસ્યોનેસનો વિચાર કરતી દોજખી કલેરને હાથથી ચાલુ થતા રહેલા માહરા સુભાગ્ય બચાવને વાસ્તે અજબ અજબ થતી હું જાગતી પડી રહી.

બીજી રાત્રે "ધી ગેમ્સટર" નામના એક જુગારીની દુખદાયક કથા રજુ કરનાર નાટકમાં "હીરોઇન" મીસીસ બીવરલી તરીકે હું રજુ થઇ, અને એ કરૂણારસ ખેલમાં પણ ખુદાની દયાથી મેં મોટી નામના કરી. હું તનમાં ને મનમાં બીએત્રીસનાં કારણથી પુરતી

કાહેલી બની ગએલી હતી, અને તેથી તે કરૂણારસ પાર્ટમાં ગોયા હું માહરાં તમામ દીલથી દાખલ થઇ શકી. લોક, તેથી, મોહીત થઇ ગયું, અને જ્યારે તાલીના ગગડાતો વચ્ચે હું માહરો પાર્ટ ખતમ કરીને સેવટની અંદર ગઇ ત્યારે મોટા ધમધમાટ વચ્ચે મને પાછી ને પાછી ફુટલાઇટ કને બોલાવામાં આવી, ને હું ઘણી ઇજ્જત પાંમી.

એ પછી પરવારેલી હું મારો ડ્રેસ બદલીને ઘેર જવાનાં માહરાં કપડાંમાં ભાગ્યેજ તૈયાર થઇ રહી કે જેવામાં માહરી મેડ (દાયાએ) આવીને કહયું કે કોઇ અબળા મને મળવા આવેલી બહાર ખોટી હતી. હું એ સાંભળી તરત સમજી ગઇ કે તે કોઇજ નહીં પણ ઝારા હતી, અને માહરાં બોલાવનાના જવાબમાં તે માહરી આગળ દાખલ થઇ ત્યારે મેં ઘણી અજાયબી વચ્ચે જોયું કે તે પોતાના એક રખડેલ જીપસીના પોશાકમાં નહી પણ એક ગ્રહસ્થ ઈંગ્રેજ બાનુના અદબવંતા તોરમાં તૈયાર થઇ આવી હતી. તેણે વળી મેહડાંપર બુરખો વટીક નાખેલો હતો, અને જોકે તેણીનો પોશાક બીલકુલ ગરીબ અને સાદો હતો, તોપણ તેને તે એક ઈજ્જતદાર અબળા તરીકેજ રજુ કરતો હતો એમાં કંઇ શક હતો નહીં.

---

## પ્રકરણ ૭૪ મું.

હવે માહરી મેડ માહરા હુકમના જવાબમાં તેણીને એ મુજબ માહરા ડ્રેસીંગરૂમમાં દાખલ કરી, અને પછી પોતે પાછું બારણું બંધ કરીને ધારા મુજબ ત્યાંથી ચાલી ગઇ, કે જ્યારે ઝારાએ બુરખો ઉંચકયો અને અમો બન્ને એકલાં પડયાં.

"કલેર ગઇ રાત્રે તમો જવા પછી જરાકજ વારમાં પાછો ફરયો હતો, મીસ પરસી," ઝારાએ મેં બતાવેલી ખુરસીપર બેઠક લેતાં મને કહયું, "તમે બેઉ રસ્તાપર એકઠાં થયલાં ખરાં?"

"હા. તમે મને ચેતાવી રાખી હતી તે ઘણુંજ સારૂં થયું, કેમજે ઘોડાનાં પગલાં વાગતાંજ હું એક બાજુમાં ભરાઇ ગઇ," મેં હસીને કહયું, અને પછી ઝારાના પોતાના જોખમની યાદ થતાં મેં ગંભીરતાથી એકદમ વધારયું, "પણ તમારૂં પોતાનું શું? તમે કાંઇ હેરાન તો નથી થયાં? મને નહસાડવા ને બચાવવા વાસ્તે તમારી પર તો કોઈ વહેમ નથી ગયો?"

"એક જરા બી નહીં," ઝારાએ ખાત્રી આપી; "માહરી પર વેહમ લાવવાને કોઇને બી કારણ મળે એવું કાંઇ મેં રાખ્યુંતુંજ નહીં. અલબત કલેર તમોને સલામતીથી છટકી ગયલાં જોઇને ગુસ્સાથી ઘેલો થયો અને બધા દાંતેદાંત કચકચાવી નાખ્યા, પણ જ્યારે શાંત થયો ત્યારે તમો આ બીજી મરતબા પણ તમારીજ કુનેહને હુશીઆરીથી તેને હાથતાલી આપી નાહસી જઇ શકયાં હતાં એમ સમજી તે તમારી ચાલાક બુધ્ધીની બાબજા તારીફમાં ઘણુંએક બોલ્યો. તેને એમજ લાગ્યું કે પેલો મોટો ખીલો કોઇ નજરચુકથી કોઇના હાથે તે ઓરડામાં રહી ગયલો તમારા હાથમાં આવી ગયો, અને પેલું બેમાલુમ બારણું તમેજ આયંદા શોધી કાઢી તેની કળ એ જોરાવર ખીલાથી ઉખેડી નાંખી નાહસી જઈ શકયાં. એમ છતાં આખી રાત તેણે અતરત કરી. તમોને અત્રે પકડાવી મંગાવવા ને કેદ રાખવાની મતલબથી તો

કેટલા કેટલા દહાડા આગમચથી ભારી જેહમત ને મોટો ખરચ કરીને એણે એ "ફાર્મ હાઉસ" સજાવ્યું અને તૈયાર કરાવ્યું હતું! બધું તૈયાર થયા પછીજ એણે માહરાં મમાઇને તો તેડાવ્યાં ને અમે તો ફકત ગેઇ પરમ દાહડેનાંજ લંડન આવેલાં છીએ. મને, અલબત, એ બુરાની મકસદ કાંઇ ખબર નહીં હતી. હું જાણતે તો કોઇ બી સુરતે તમને વેળાસર ચેતાવતે. એ તો તમોને પેલા એ બાહુતી રહ્યનો પકડી લઇ આવવા પછીજ મેં બધું જાણ્યું!"

"તમારી માહરે વાસ્તેની ભલી લાગણીની હું ઘણી કદર કરૂં છ, બેહેન ઝારા," મેં હેસાંનથી કહ્યું; "પણ હું કાઇ પુછું? એ માહરી તરફની ભલી લાગણીનુંજ પરીણામ છે કે બીજી બી કાંઇ એમ મને મદદ થવામાં તમારી મતલબ છે? તમોને જો ગમતું નથી તો ફલેર જેવા એક બદમાસનાં કામમાં શામીલગીરી તમો આપોચજ શું કામ?"

"તમારી ઘણી ભુલ છે, ઍલન," ઝારાએ જુસ્સાથી કહ્યું; "હું એ લુચ્ચાને માહરી અંગત શામીલગીરી કાંઇ બી આપતીજ નથી, અને તે શામીલગીરીની તો તે આજ્યું બી કરતો નથી. એ તો માહરાં ઘરડાં મમાઇ એ કમજાતના હાથ તળે વેચાયલાં છે, અને તેવણ જ્યાં જાય ત્યાં માહરે બી તેવણ સાથે ફરજ્યાત જવું ને રહેવું પરયું છ."

"અને ત્યારે એ બુરાની સઘળી બદ ચાલમાં તમારી પોતાની અંગત કોઇજ હીસ્સેદારી નથી?" મેં મોટી આતુરતાથી પાછું પુછ્યું.

"હું તમોને સત ધરમથી કેહુંછ કે કોઇજ નહીં," ઝારાએ જવાબ કરયો, "એનાં કોઇ કામમાં હું પોતે શરીક, શામીલ કે જવાબદાર નથી."

માહરો ચેહરો એ સાંભળતાં ખુશીમાં ખીલી રહયો. ખરૂં કેહું તો ઝારાનું માહરાં પર મોટું હેસાંન હતું, અને હું તે હેસાંનની ઘણી કદર કરતી હતી ખરી, પણ માહરાં જીગરમાં એક મજબુત ખટકો થયા કરતો હતો કે આખર પણ તેણીના હાથ બી તો ખુંનમાંજ લપેટાયલા હતા? એટલાવાસ્તે તેણીનો આ પ્રમાણીક ખુલાસો અને એકરાર મને ઘણોજ ગમ્યો.

"હું એ લોકોનાં કરતુકોને લગતી જરા એ જરા વાત જાણુંછ ખરી," ઝારાએ જારી રાખ્યું, "અને તે જાણવા છતાં એ બાબે હું અત્યાર સુધી ખામોશ મરી રહીછ ને એમનાં કાલાં કારયો પુલીસને કે કોઇને બી કહી કહયાં કે જાહેર કરયાં નથી એટલીજ માહરી એ લોકોનાં કરતુકોમાં શામીલગીરી ને હીસ્સેદારી છે."

"તે જાતની જવાબદારી તો માહરી બી કહેવાય," મેં લગાર સંતાપથી કહ્યું; "ફલેર અને લીલાનાં કરપીણુપણાંની કેટલીક વાત હું જાણુંછ છતાં હું બી ચુપ રેહીછ ખરી કેની?"

"તેમજ છે," ઝારા એકમત થઇ. "તમોને જેમ માહરાં હેસાંનની લેહાજ કરીને છેલ્લી એક બે મરતબા ચુપ રેહવું પડયુંછ તેમજ માહરે બી ચોક્કસ ફીકરો ને શરમો રાખવી પડીછ. દાખલા તરીકે માહરી ઘરડી મમાઇને હું પોતેજ આગલ રહીને બુઢાપામાં કેમ ફસાઉં? માહરી જીંદગી બધી તેવણ સાથે ગુજરેલી છે, અને જોકે તે ટુકડખોર, ઓશી-

થાળી, રખડેલપણાંનીજ એક નાચીજ જીંદગી પુરવાર થયલી છે, તોબી માહરી મરનાર માયને ખાતર અને એવણે મને જે ટુકડો રોટલી આપીને ઉગારીને આજ તક મોટી કીધી તેની તો માહરે શરમ કરવી જોઇએ કેની ?"

"બસ, ઝારા, હવે ત્યારે માહરાં મનનું ઘણું સમાધાન થયું," મેં ખુશાલીથી કહયું, "અને તાહરે ખાતર ત્યારે હજી બી હું એ જીપસીઓના સંબંધમાં ચુપકીદીજ અખત્યાર કરશ. તાહરાં હેસાંન કાંઇ કમતી નથી. બએ મરતબા તેં એ બુગના બસથી મને માહરી પાક ઇજ્જત ને જાન સાથ બચાવી લીધી છે, એટલુંજ નહીં પણ હું એંબલડનથી પાછી ફરતી હતી ત્યારે માહરી ગાડીમાં પેલી ચીઠ્ઠી નાંખીને એ લુચ્ચાને માહત કરવાની જે નવી ચાવી તેં મને મોકલી હતી તેથી બી એક કટાકડીના વખતમાં મને એક ઘણી કીંમતી મદદ થયલી છે."——અને વાંચનારને યાદ કરાવવું પડશે કે માહરા બાપને એ કરપીણ કલેર ફસાવી નાખવાની અણીપર હતો ત્યારે તેવણનો બચાવ ઝારાની મજકુર ચીઠ્ઠીનાં લખાયલા તલેસમની બરકતથી હું કરી શકી હતી તે હેસાંન હું હાલમાં પાછું યાદ કરતી હતી !

"ઘણી મેહરબાંની," ઝારાએ કહ્યું; "તમે માહરાં એ થોડાં કેહવાતાં હેસાંનોની એટલી કદર કરોછ એજ કાંઇ કમ નથી, અને તમે એવાં ભલાં છો તેથીજ હું તમારી દોસ્તીની આરજુ કરતી ખાસ કરીને આજે અહીં આવી છું. હું એ પલીદ લોકોના બધા પાપી ને ગલીચ પડોશથી કંટાલી ગઇ છું, ને હવે એ દોજખથી બચવા ને છુટવા માંગુછ. હું પોતે સુધરીને સારી રાહ અખત્યાર કરવા માંગુછ, અને આએ રખડેલ જીપસીપણાંને છેલ્લી સલાંમ કરીને તમારા જેવી એક "લેડી" થવા માંગુછ, જેમાં તમો વાહલાં બેહનની મદદની મને ઘણી જરૂર છે. તમે મને મદદ કરશો ?"

"ઓ, હજારો ખુશીથી !" મેં ખરાં દીલનાં જોશથી કહ્યું, કેમજે વાંચનારા વર્ગને રોશન છે તેમ કોઇ બી ભલું કામ કરવામાં તો મને ઘણી મોટી મોજ મળતી હતી !

"હું તો ઘણુંની માહરાં મમાઇનો પલ્લો બી પડતો મેળતે ને છુટી થઇ ગઇ હતે, પણ તેવણને અવારનવાર ઘણા મોટાં ને સખ્ખત ફીફરાના હુમલા થઇ આવવાનો મરજ છે, તેથી માહરાથી તેવણને મુકી દઇ શકાયાં નહીં, અને તેવણ માહરા વગર કેઠે જતાંજ ન હતાં; પણ હાલમાં એવણને અમારીજ જાતની એક નવી જીપસી છોકરી મળી ગેઇછ, અને તેની સાથે માય દીકરી જેવું સારૂં થઇ ગયુંછ, એટલે હું હવે એવણને કશા બી વસવસા વગર પડતાં મુકી શકશ. ખરૂં માનજો, મીસ પરસી, હું કાંઇ તમોને રાજી કરવા કે તમારી ખુશામદ કરવા કેહેતી નથી, પણ તમારી જાતનેજ મુકાબલો મળી શકે તેવી આએ નીતી નેકીના દાખલામાંથી માહરા પર ઘણીજ ઉંડી અસર થયલી છે. કલેર તમારાં કદમ પર તરફડી તરફડીને મરવા માંગેછ તેનો ખરો ભેદ બી એજ છે. તમારાં હડહડતાં શત્રુઓ વટીક તમારે વાસ્તે એટલું સારૂં બોલેછ ને એટલો ઉંચો અભિપ્રાય ધરાવેછ, અને હું જ્યાં ત્યાં તમારી આળા હુન્નરમંદીની અને ઘણી નેકીભરી જીંદગીની એટલી તારીફ થતી સાંભળુંછ કે હું પોતે બી કાંએ નહીં એવી નેક ને ભલી થઇ શકું તે વિચારથી આજે ઘણું થયું માહરૂં મગજ ચકભમ થઇ ગયું, અને તેથીજ અંતે હું તમારેથી દદ ચાહતી આજે અત્રે આવી !"

હું હરયા કીધી અને ચુપ રહી. તે છોકરીમાં આ અચમુચ ઉભરી આવેલો નેકીનો પ્રશંસાપાત્ર જુસ્સો મને ઘણોજ ગમ્યો, અને તેથી તેને જેટલું બોલવું હોય તેટલું બોલીને તે પોતાનું પેટ ખાલી કરી નાખે ત્યાં તક હું તેને ઘણી મોજથી સાંભળતી ને જોતી ચુપ બેસી રહી.

"માહરાં મમાઇનો બી, બેહન ઍલન, તમે ધારતાં હોવો તેટલો બધો અપરાધ નથી," ઝારાએ મને આગળ સમજાવ્યું; "ધારો કે આપણે એક દવાઇવાલા ગાંધીને ત્યાંથી ચોક્કસ પ્રમાણમાં દવાના ઉપયોગમાં ફાયદાકારક પુરવાર થઇ શકે એવું એક ઝેર ખરીદીએ, અને પછી તે વધતાં પ્રમાણમાં ઉપયોગમાં લઇને કોઇને મારી નાંખવામાં વાપડીએ તેથી શું તે દવા વેચનાર ગાંધીનો આપણે અપરાધ પુકારશું? હવે બરાબર તેજ માહરી આ ધરડી મમાઇનો હાલ છે! તમો સમજ્યાં?"

હું સમજી અને કમકમી! તે છોકરી દેખીતી રીતે એમ કેહવા માંગતી હતી કે ફુલોમાં જે ઝેરી તેજાબ નાંખીને સુંઘાડવામાં આવતો હતો, અને જે વડે ખુંન અથવા ખુંનો કરવામાં આવ્યાં હતાં તે તેજાબ બનાવનારી અને વેચનારી આ બુઢયા હતી, પણ સીધી રીતે ખુંન કરનાર તે પોતે નહીં હતી. એમ છતાં મને તો લાગ્યું કે તેથી તે દદાનું કરપીણપણું કોઇ રવેસે કાંઇ કમ કેહવાય નહીં, કેમજે જોકે પેહલી હરોળમાં તે તેજાબ બેહોશી લાવવાનાં એક સાધન તરીકે તેણીએ નિર્દોશતા વચ્ચેજ વેચ્યો હોય એ બનવા ને માનવા જોગ છે, તોપણ પછી તેનો એવો કાતીલ ને કરપીણ ઉપયોગ કરવામાં આવ્યો હતો એ તો તેનાથી અજાણ્યું હતુંજ નહીં, અને તે છતાં જો તે આજ તક તેઓને ઉઘાડાં પાડવાને બદલે એ કરપીણ ખુંનીઓને વળગી રહી હતી તો એ ખુંન વાસ્તેની તેણી પોતાની જવાબદારી અને હીસ્સેદારી કમ કેહવાય કેમ? મગર તે દીગર વાત હતી. મને તે બુઢયા સાથે હાલમાં હવે કાંઇ કામ ન હતું. મને હાલમાં જે મોટો સધ્યારો હતો તે એજ હતો કે ઝારા પોતે એવાં કોઇ બી દોજખી કર્તવ્યથી બીલકુલ નીરાળી હતી, અને ઘણુ પાક હાથથીજ મને મળતી હતી.

"હવે ત્યારે તેં કરવા શું ધાર્યુંછ, ઝારા?" તેને પુરતી સાંભળી લઇને મેં ઘણી નરમાશથી પુછયું.

"હું મમાઇથી આજે છુટી પડી ચુકીછ, અને અત્રે લંડનમાંજ એક ન્હાનું મકાન ભાડે રાખી ઘર પડેલી છું," તેણે સમજાવ્યું. "પૈસા માહરી પાસ ખુદાના આપેલા ઘણા પુરતા છે, એટલે પૈસાના બાબમાં હું કશીજ રીતે તમને માથે પડવા માંગતી નથી."

"એમાં માથે પડવા જેવું શું છે?" મેં નરમ ઠપકાથી કહયું; "તાહરાં માહરી પરનાં હેસાંનો કેવાં કીંમતી છે? હું પોતેજ તુંને એ બાબે તો આજે કહેવાની અને તાહરી પાસે માંગી લેવાની હતી!"

"મને તેની કશીજ જરૂર નથી, ઍલન," ઝારાએ જવાબ કર્યો; "અમે રખડેલ જીપસીઓ પૈસાની બાબદમાં લોકો ધારેછ તેવાં તંગ કે મોહતાજ થતાંજ નથી, એટલે પૈસાનો કાંઇ સવાલજ નથી. હવે માહરે તો ફકત એક "લેડી" થવાનોજ લોભ ને અભખરો છે.

તમે મને હસતાં ના, પણ આએ ઉમ્મરે હું શીખવા ભણવાનું શરૂ કરવા માગુંછ! આએ બધું માહરૂં અભણપણું અને ખરબચડાપણું જે માહરાં વર્તણમાંજ માત્ર નહીં પણ ખુદ માહરા હાથ, પગ ને ચહેરામાં વટીક છે તે ધોઇ કાઢીને સંપુર્ણ "લેડી" મને કોઇ બનાવી શકે એવા કોઇ માસ્તરનાં સ્વાધીનમાં સોંપવા હું તમોને અરજ કરૂં છું. વળી હું કશી રીતે તમોને કંટાલાભરેલી થવશ નહીં, પણ તમે બી મને રોજ અવારનવાર કલાક બે કલાક મલતાં રહેશો તો તમારી વાતચીત પરથી અને તમારી નકલ કરી કરીને બી હું ઘણું શીખી શકશ."

મેં ઘણી ખુશીથી અને ઘણી મોજથી તે ગરીબ છોકરીના એ રૂડા ઠરાવની બધી કેફીઅત સાંભળી, ને તેને દરેકેદરેક મદદ કરવાની કબુલાત આપી. મેં કોઈ બાહોશ શિક્ષક તેને માટે બે ત્રણ દિવસમાં પુરતી ખબરઅંતર મેળવીને શોધી આપવાનું બી માહરે માથે લીધું. તેની એટલી બધી ઉત્કંઠા ને ઉલટ જોતાં તેને એક "લેડી" બનાવવાનું મને કે કોઇને કશુંજ મુશકેલ થવાનું નથી એમ મને લાગ્યું, અને મેં તેને તેજ મતલબની બધી ખાત્રી ને સધ્યારાઓ આપ્યા, જે પછી અમો અરસપરસ ઘણાં હેતથી મળી ભેટી તે રાતને વાસ્તે તુરતવેળા છુટાં પડયાં.

---

## પ્રકરણ ૭૫ મું.

હવે માહરે બેવડું ચેતીને ચાલવાનું હતું! અત્યાર સુધી તો કલેરની દગાબાજીના સંબંધમાં મને ઝારાની મદદની વધતી ઓછી કુમક હતી, કે હવે તો જ્યારે તે બી મને મળવાની નહીં હતી! વળી તે ગમે એવો હારેલો મારેલો હજી બી માહરો પીછો તો મરતાં સુધી મુકવાનોજ ન હતો એ તો દેખીતું હતું, કેમજે તેઓને માહરેથી થથરેલાં રેહવાને એક નહીં પણ અનેક કારણ હતાં, અને ત્યારે મેં જે તે લુચ્ચા બાંગડને છેલ્લી ફસાવત દરમ્યાન ખાલી ડરાવા દબરાવા ધમકીનું કહયું હતું તે ખરેખરજ કરવા ને અમલમાં મેળવાનો મેં મનથી નક્કી ઠરાવ કર્યો.

એ ઉપરથી બીજે દાહડે સહવારે હું જરા પરવારતી હતી ત્યારે બેસીને કલેર ને લીલા વાસ્તે હું જે જે જાંણતી હતી તે બધું વીગતવારે મેં તરત લખી કાઢયું. તેણે કેટલી મરતબા મને દગલબાજીથી પકડાવી મંગાવી હતી અને કેઇ કેઇ હદ સુધી મને ગરીબને નાહક સતાવી ને સંતાપી હતી તે મેં બધું લખી રાખ્યું. વળી લેડી લીલાવાલી કલેર જોગી પેલી કાકલુદીની કાગળની એક કાપલી પણ એ માહરાં લેખીત "સ્ટેટમેન્ટ" જોડે મેં પીન કરી લીધી, ને તે બધું એક મોટાં એનવેલપમાં મુકીને સીલ કર્યું. હવે માહરે તે બધું ફકત કોઇ બી માહરા સાચા હિતેચ્છુને સોંપી દેવાનુંજ હતું કે કોઈબી દાહડે ચોવીસ કલાક સુધીમાં જો હું ઘરમાં પાછી નહીં ફરૂં તો તે તરત ખુલીને વાંચવામાં આવે, અને પુલીસની મદદથી ઘટતું કરવાને દેરી નહીં કરવામાં આવે.

મગર હવે એ દસ્તાવેજ સપુર્દ કરવો કોણુને એ એક ઘણો મુશ્કીલ સવાલ થઇ પડયો! મી૦ નોરમન ઘણાજ ભલા અને એક બાપ જેવા માહરા મેહરબાંન હતા, અને

માહરા પુરૂષ દોસ્તોનાં લીસ્ટમાં તેવણ એકલાજ હાવકા, બુજોર્ગ અને ભરૂસેદાર હતા; પણ તેવણને એવું એક પરબીડું જો સ્વાધીન કરવા જાઉં તો તેવણ બારીકીઓ પુછ્યા વગર રેહેજ નહીં, કે જે બધું ઝારાને આપેલાં વચનની રાહે અત્યારે કહેવા અથવા જાહેર કરવાને હું છુટીજ કયાં હતી? વળી તેવણની એ બાબેની પુછપરછના જવાબ આપવા ના કેહવું કે ઉડાવવું બી માહરા મનસે શોભાભરેલું કે મુનાસેબ થઇ પડતું ન હતું. એ ઉપરાંત ભલી ઝારાને મેં આપેલાં વચનની રાહે એટલું બી કેહવાને હું છુટી હતી કે કેમ તે પણ એક ગંભીર સવાલ હતો. અંતે, તેથી, ગુંચવાઇને તુરતવેળા તે દસ્તાવેજ સીલબંધ એમનોએમ મેં માહરી રાઇટીંગ ડેસ્કમાજ કળીકુંચી દઇને ઉંચો કરી મુકયો.

તે સાંહજે એ પછી હું પાછી બીએત્રીસના સંબંધમાં ખબર લેવા મારસ્યોનેસને મળવા ગઇ. અમોએ નકકી કરેલી જાહેરખબર આગેવાન પેપરોમાં છપાઇ ચુકી હતી, અને તેથી કદાચ તેણીએ કાંઇક નવું સાંભળ્યું બી હોય એવી કાંઇક વકીથી હું ત્યાં ગઇ; પણ મારસ્યોનેસે તો માહરા સવાલના જવાબમાં જેવી ને તેવી નાઉમેદીજ જાહેર કરી. મારકવીસ બી ત્યાં હતો. તે એક સોહામણો, દમામદાર, ઉંચો જવાંન હતો. તેણે બી ઘણી ઇજ્જતથી મને શેકહેંન્ડ કરી, અને હું બીલકુલ બીનસ્વાર્થીપણે તેઓનાં ભલાંમાં એટલી બધી કાળજી કરતી હતી તે વાસ્તે ઘણુંએક સાબાશ મને કહી સંભળાવ્યું, જ્યારે વાત પરથી વાત નીકળતાં, બીએત્રીસ એક રાત્રે થીએટરમાંથી નીકળતાં પેલા કોઇ આસામીને અચાનક મલી હતી તે મેં યાદ કરીને એ લોકોને કહ્યું, અને ત્યારે મારસ્યોનેસને નક્કી લાગ્યું કે તે કાંઉન્ટ પોતેજ હોવો જોઇએ. મેં તો ફકત અડછતોજ જોયો હતો એટલે તે જવાંન હતો, અઘોર હતો કે ઘરડો તે હું કાંઇ અત્યારે કહી શકતી ન હતી.

"પણ એ જો લંડનમાં હતો તે મને ખબર પડયા વગર નહીં રેહતે," મારકવીસે વિચારવંત કહ્યું; "કયે કોઇ દહાડે મને મલ્યો બી તો હતે? અત્રે માહરા જોવામાં તો આવ્યોજ નથી. તેને ખબર તો હોવીજ જોઇએ કે આપણે અહીં છઇએ."

"તમોને કદાચ ખામખા નહીં મલતો હશે," મેં નરમાશથી સુચવ્યું; "કદાચ તમો નહીં જાંણતાં હોવો એવો કાંઇક મોટો જુલમાત બીએત્રીસ પર એણે ગુજાર્યો હોય, અને તેથી બી તમારાથી એમ નાહસોભાગતો છુપાતો ફરતો હોય? માહરા લૉર્ડ, એ છોકરીએ એની પરના એવા મોટા કોઇ જુલમની મહીની મોઘમમાં મને કહી સંભળાવી છે કે જોકે તેની લગતી વીગતો હું હજી કાંઇજ જાણતી નથી, તોપણ, મેં મારસ્યોનેસને સમજાવ્યું છે તેમ, તેમાં ખરેખર ઘણુંજ ત્રાસજનક અને બીહીવરાવનારૂં કાંઇ ખરેખર હોવું જોઇએ, મને તો હજી બી કાંઇ એમજ ખટકો થયા કરેછે કે એ છોકરી બીલકુલ બેગુનહા છે!"

મારકવીસે જવાબમાં મુંગે મોંઢે ઘણી ગંભીરતાથી ફકત 'ના'નું માથું ધુણાવ્યું, કે જ્યારે મારસ્યોનેસ ધીમે સ્હાદે પટપટી, "ખુદા કરે ને એમજ હોય!"

એ પછી તેઓથી રૂખસદ પાંમી (મને હજી થોડીક ફુરસદ હોવાથી) હું ઝારાને મલવા ગઇ. તે મને પોતાનાં ઘરનું ઠેકાણું આગલી રાત્રે બતાવીજ ગઇ હતી. તેણે લંડન યુનીવરસીટીનીજ બાજુમાંજ એક ઇજ્જતદાર લતાનાં એક ન્હાનાં મકાનનું ભોંયતળીયું ભાડે લીધું

હતું, અને હું ગઇ ત્યારે તે આગલાજ હૉલમાં બેઠેલી કાંઇ વાંચતી હતી. તેણીએ કેટલાંક અભ્યાસ કરવા જોગ પુસ્તકો તરતનાં ખરીદી લીધેલાં હતાં, જેનો એક મોટો ઢગ હાલમાં ટેબલ પર મોજુદ હતો.

તે મને જોઇને ઘણીજ ખુશી થઇ. એટલી બધી હું તેને જલદી મલવા આવશ એમ તેણે કશી વકકી રાખી ન હતી. તે ઘરનાજ પોશાકમાં હાલમાં તો છુટા બાલે કોઇ સ્પેનીશ કે ઇટાલીઅન અબળા હોય તેમ ઘણીજ મજાહની લાગતી હતી.

અમોએ તેના અભ્યાસ ને સુધારાનેજ લગતી પેહલાં તો ઘણીએક વાતો કરી. મેં તેને એક મ્યુઝીકના પ્રોફેસરનું નામ લખાવ્યું, અને તે શુદ્ધ અને સરસ ઈંગ્રેજીમાં લખી વાંચી શકે તે વાસ્તે એક લાયક શીક્ષકનાં નામની હું જે માહીતી મેળવી લાવી હતી તે પણ મેં નોંધાવ્યું. તે શીખવાને વાસ્તે ઘણીજ ઉલટમંદ અને આશાભેર લાગતી હતી. તેને જલદીથી લાયક અને પાહવરડી બનીને સોસાયટીમાં એક "લેડી" તરીકે ભાગ લેતી થવાનો લોભ મજબુત બરપા થયો હતો.

તે પછી મેં પેલાં સીલ્ડ પૅકેટની વાત કાઢી, અને મેં બધું લખીને તે દાસ્તાને દાલ-ફ્રેમા તૈયાર કરયું હતું એમ જાણતાં તેનો ચેહરો જરા જર્દ થયો.

"તમે તો એવું કાંઇજ નહીં કરવા મને વચન આપ્યું હતું, મીસ પર્સી?" તેણીએ લગાર ઠપકાથી કહ્યું; "અલબત, એમાં તમારો બચાવ છે ખરો, પણ માહરી ઘરડી મમાઇનો તો આ ઉમ્મરે મરોજ થઇ જવાનો છે!"

"તેથીજ તો હું તુંને પુછતી આવીછ, ઝારા," મેં સમજાવ્યું; "હું-માહરા આટલા જોખમો છતાં વચનભંગ થવા ચાહતી નથી, અને તેજ કારણથી તો મેં એ પૅકેટ કોઇને હજી સોપ્યું કે આપ્યું નથી. તું જો હજી બી નાજ કહશે તો હું તે કોઇને બી નહીંજ આપશ."

તે એ સાંભળી ખુશી થઇલી દેખાઇ.

"આપણે એમ કરશું," તેણીએ જરાક વાર વિચાર કરી લઇને કહ્યું. "આપણે બીડાને આપણા વિશ્વાસમાં લઇશું, અને તેને બધી હકીકત કહીશું તો તે તમારા બચાવમાં હંમેશ માહરીજ પેઠે તતપર રહશે."

"એ બીડા કોણ છે?"

"પેલી જીપસી છોકરી જે હાલમાં માહરી જગ્ગે મમઇજી આગળ રહેલી છે તે," ઝારાએ સમજાવ્યું, "તે માહરી પર બી ઘણુંજ હેત રાખે છે, ને માહરી કહ્યાસાર છે. હું તેને આજે રાત્રે મલશ, અને બધું સમજાવી રાખશ—તે એટલે સુધી કે જો કદી તે પોતે તમને બચાવાને અશકત થઇ પડી હશે તો તાબરતોબ મને તમારી ફસાવતની તે ખબર આપશે, ને હું તમોને રીહાઇ આપવા કે અપાવા માહરો બધો જાન પટકી નાખશ! બોલો એ બસ થશે?"

"બસ થવુંજ જોઇએ," પોતાની ઘરડી મમાઇને કોઇ બી રીતે બચાવાનો તે જીપસી છોકરીનો મોટો ઉમંગ મનમાં અતી ઘણો વખાણતાં હું હસીને એકમત થઇ. "હું તને પ્રૉ-મીસ કરૂંછ ત્યારે ફરીથી કે હું કર્નેરને કે લીલાને આએ તબકકે ઉઘાડાં નહીંજ પાડશ, અને તે

સીલ્ડ પૅકેટ કોઇના બી સ્વાધીનમાં નહીંજ સોંપશ."—અને એ માહરા જવાબ ને ગોઠવણુથી તેને પુરતો સંતોષ પામેલી જોઇ, થોડીક બીજી ત્રીજી વાતચીત કરી, હું તેણીથી છુટી પડી.

ત્યાર કેડે હું ત્યાંથી બાહેર જતા આગલા વરંદામાં ગઇ ત્યારે ઓટલા પર મને એક કોઇ ગ્રહસ્થ મળ્યો, ને હું મુશ્કીલથીજ માહરી અજાયબી છુપાવી શકી. મને મજબુતીથી લાગ્યું કે નાટકશાળા આગલ મોડી રાત્રે બીએત્રીસને જે અજાણ્યો મળ્યો હતો ને મેં જેને અડછતો જોયો હતો તે એજ અને એજ આસામી હતો. વળી મારશ્યોનેસે એ કારબનીના કાંઉન્ટ (બીએત્રીસના ભરથાર) નું મને જે વર્ણન આપ્યું હતું તેને હુબહુ તે જવાબ કરતો હતો!

તે એક "ફૉરેનર" દેખાતો ને મોટી ઉમરનો લાગતો હતો. એમ છતાં, કશી રીતે કંમરમાંથી વળેલો ન હતો, કે બાલ તદન પાકીને બરફ જેવા સફેદ થયલા ન હતા. તે એક ઇટાલ્યન ચેહેરો લાગતો હતો, અને તે જર્દી પામેલા અરધા લાલ—અરધા કાલા ચેહેરા પર એક અરધી પાકેલી ભરાવદાર મુછ માત્ર હતી.

હું ઓટલાની સીડી ઉતરતી હતી ત્યારેજ તે મને સાંમેથી આવતો સાંમો થયો, ને મને જોતાં તરત માનથી ટોપી ઉંચકી, જેનો મેં સ્હેજ ડોકાના લેહકાતથી જવાબ આપ્યો, જે પછી ઝારાના આગલા હૉલની બાજુએથી કાઢેલા ઉપર જવાના દાદર પર થઇને તે બાળ ઉપર ગયો.

હું તેની ઝટ પછી અંદર ઝારા કને ગઇ.

"ઝારા," મેં કહ્યું, "આએ હમણાં જે ગ્રહસ્થ ઉપર ગયો તેને તેં જોયો?"

"હા," ઝારાએ જવાબ દીધો, "તમને ઓટલા પર સાંમો થયો તે ની?"

"હા; એ કોણ છે?"

"માહરા ઉપલા મજલાનો ભાડુત છે. કોઇ ફૉરેનર છે. હું નામ નથી જાંણતી, કેમકે તમો જાંણોછ તેમ હું બી ત્રણ દહાડાનીજ અત્રે આવેલી ને રહેલી છેઉં, પણ માહરી "મેડ" કેહતી હતી કે કોઇ ઇટાલ્યન છે. કેહજે ઘણો માલદાર છે, પણ જરા ખીસેલા જેવો છે. સાથે એક હાઉસ મેડ ને એક ખીદમતગાર છે."

"ખીસેલો કેમ?"

"હું બે રાત થઇ માંજરૂં જોતીંઇ," ઝારાએ સમજાવ્યું; "રાતના જાંણે એને ઉંઘજ નથી! એનો બૅડરૂમ માહરા બૅડરૂમને માંથેજ છે, ને હું તો જ્યારે બી જાગું ત્યારે પાંજરાંમાં પુરેલા વાઘની પેરે ઉપર નીચે એ એના ઓરડામાં ફેરા લેયા કરતો હોય એવો સણસારો મને માલમ પડેછ! કોઇ ભાડુત તો કંટાલી બી જાય—જોકે મને તો ખરેખર કંઇજ પરવાહ નથી."—અને તે હસી.—"મોડી રાતની શાંતી વચ્ચે કોઇ વખતે તો હાય મારતો હોયની તેમ "હા!" ને "હો"ના અવાજો બી અવારનવાર કાને આવ્યા કરેછ!"

"એનું નામ માહરે જાંણવુંછ," મેં ઉલટમંદ કહ્યું; "જરા તું મેલવી રાખશે! ઠેંકસ. હું કાલેજ એ ખબર લેવા પાછી અત્રે આવશ. હું માહરો ગો વારેનો સબબ તુંને

અત્યારે સમજાવી નથી શકતી તેથી બુરૂં ના માનતી. તે એક પરાગો ભેદ છે, પણ હું ઉમીદ કરૂંછ કે બધો નિર્ણય થઇ જશે પછી જરૂર હું એ વાત બધી તને કહી શકશ."

"હું તે જાંણવા માંગતીજ નથી, ઍલન," ઝારાએ ખાત્રી આપી; "મને તમારાં ડહાપણમાં ઘણો ભરૂસો છે. તમે કાલે આવજો—હું જરૂર એનાં નામની ખબર કહરાવી રાખશ."

"એ પોતે મુતલગ જાંણવા નહીં પામે તેમ જો!"

"તેમજ," ઝારાએ ખાત્રી આપી,—અને હું ગઇ.

---

## પ્રકરણ ૭૯ મું.

તેજ રાત્રે હું શેકસપીઅરના નામીચા નાટક "મરચંટ ઑફ્ વૅનીસ"માં "પૉરશીયા"નાં આગેવાન પાત્રમાં એક "બમપર હાઉસ" સાંમે રજુ થઇ, અને ત્રાંજવાંવાલો "સીન" ચાલતો હતો ત્યારે જરા નવરી પડેલી મેં ઉભી ઉભીએ તમાશગીર વર્ગમાં નજર દોડાવી તો એક સાઇડબૉક્સમાં તેજ આસામીને—જેને હું બીએત્રીસનો ભરથાર માની લેતી હતી તેને—મેં બેઠેલો જોયો. તેનો ચેહરો ઘણોજ ગંભીર હતો, ને તે શોકના શીહા પોશાકમાં હોય તેમજ ડ્રેસ કરી આવ્યો હતો. મારકવીસ કે મારસ્યોનેસ નાટક જોવા આવ્યાં નહીં હતાં. મારસ્યોનેસની ચીઠ્ઠી આવી હતી કે બીએત્રીસ બાબે તે મનથી એવી કાહેલી થઇ ગઇ હતી કે મને પોરસ્યાનાં પાત્રમાં ઍકટ કરતી જોવાનું તેણીનું ઘણું મન છતાં તેને આવવાજ ગમતું ન હતું.

તે આદમી મને ઘણાંજ ધ્યાન ને ઉત્સાહથી જોતો હતો એમ અવારનવાર બારી આંખે જોઇને હું તપાસની રહી. બનવા જોગ હતું કે મને ઝારાનાં મકાનના વરંદાપર જોયલી અત્રે પાછી જોતાં કદાપી તે ઓળખી શકયો હોય, અથવા માહરી નાટકી જાહેર જીંદગીને લીધે અમો રૂબરૂ મલયાં તે આગમચથીજ તે મને જાંણતો ને ઓળખતો હોય?

અલબત શેકસપીઅરના એ ખેલમાં ત્રાજવાંવાલા સીનમાં જ્યારે કે એક "ઍડવોકેટ" તરીકે માહરૂં આવવું થાય છે ત્યારે તેમાં નામીચાં ઍકટીંગનો પુશકલ સ્કોપ છે, ને વાંચનાર માહરી કેહવાની મગરૂરી માફ કરશે કે હું ઘણું નામીચું કરી શકેલી હોવાથી મોટી સાબાશીના પુકારો વચ્ચેજ તે 'સીન' ખતમ થયો.

બીજે દિવસે બપોર થતાં હું ઝારાને પાછી મલવા ગઇ. માહરે પેલા તેના ભાઉતનું નામ મેલવવા ઘણી જરૂર હતી. હું કાંઇ બી માહરી ખાત્રી કરી શકું તો પછી જઇને મારકવીસ ને મારસ્યોનેસને તે વાતની માહીતી આપું કેની? મેં હજી સુધી તો કાંઇ તેઓને જાંણવા દીધુંજ ન હતું, કેમજે હજી તો અત્યાર તક એ બધાં માહરાં ખાલી અટકલનાં અનુમાનો હતાં.

અને વળી એ બપોરે હું ઝારાને ત્યાં આવી ત્યારે ઓટલા પરજ મને એક કોઇ છોકરી મલી. છોકરી!—એક પુતલુંજ! ખુદાની અજબ કારીગરીથી જે લાખમાં એક મળે એવી અકસર ટીપટાપની ઘણીજ ચેહરાવંતી ને નમુનેદાર ખુબસુરતી થઇ શકે છે તે માંહેલી તે એક હતી, તેનું સીહડી ઉતરી જવું ને માહરૂં દાખલ થવું થયું હતું.

અમો બેઉ એકમેકને જોઇને જરા ખંચાયાં. મને લાગ્યું કે મને જોઇને જરા તેના હોઠ ધીમી હસીમાં મલકાયા બી ખરા. શું તે મને ઓળખતી હતી? એ કોણ હતી? પોતાની હરણી જેવી ચતુર ચશ્મોનો ડોલો ખોબી ખોબીને તેણે એકાદ બે સૅકંડ માહરામાં જોયું.

હું બી જાંણે તે ખુબરૂહ મુખડા પરથી આંખ ઉઠાવી શકી નહીં. તે પોશાકમાં સાદી પણ સુઘડ ને ગરીબ પણ ખેંચાણકારક હતી. તે એક તારૂણી હતી—કહોની જે એક હજી તો ભોંયમાંથી ફુટતી મહુકલી! ભાગ્યેજ વરસ તેરથી ચૌદ હશે. હજી સ્ત્રીવેશ જેવું તો જાંણે તેનામાં કાંઇ હતુંજ નહીં. ટુંકા સ્કર્ટ સાથે તે તેર વરસની તારૂણી હજી તો તેના જોબનના બાહારમાં એક જોવાજોગ ખીલતી મધુરી કલી હતી, અને વગર સહરાગને કહી શકાશે કે તેણીના મીઠાસભરયા ચેહરાની ચમકે માહરૂં દીલ ને મન હરી લીધું.

તે બી પાછું ને પાછું ફરીને જતી જતી મને જોતી ને હસતી રહી, ને હું તો ઘરમાં જવાને બદલે તેને જોતીજ ઉભી. એ કોણ હતી! હું અચરતું પામી ગઇ હતી ને દીલગીર થઇ ગઇ હતી. અંતે તે દેખાતી બંધ પડી ત્યારેજ હું અંદર ઝારા કને દોડી ગઈ.

"ઓ, તમોને મલી કે?" ઝારાએ મને જોતાં સાથે ઉલટમંદ પુછયું; "તમોને અત્રે આવતાંજ મલી હોશેની?"

"કોણ?"

"બીઆ; હમણાંજ અત્રે મને મલવા ને તમારા સંબંધમાં વાત કરવા આવી ગઇ."

"ઓ, તે બીઆજ હતી કેની?" મેં કહયું; "મેં ધારયુંતુંજ."—અને મને એમ કેહતાં ચેહરામાં એકદમ ઉદાસ થતી જોઇ તેણીએ અજાયબીથી વધારયું, "કેમ, શું છે, ઍલન! તમે દીલગીર કેમ થયાં?"

"દીલગીર નહીં થઇએ, ઝારા?" મેં જવાબ કરયો. "આએ છોકરી તો એક સેતારા જેવી છે, ને તે એવી એક જંગલી જીપસી જીંદગીએ પોતાનું હોઆન સદા ખોહારી, ખરાબી ને અજાણુતામાં ગુમાવે એ કંઇ જેવા તેવા અફસોસની વાત છે?"

"હું હવે તમારા એ વિચારને તદન મલતી થાઉંછ," ઝારાએ પણ એ સાંભળી એકદમ ગંભીર થતાં કહયું. "મને આજ તક કદી એ વાતનો ખ્યાલ થયો નહીં હતો, પણ હવે હું જોઉંછ કે તમારા વિચારો ને તમારી ફીકરોમાં ઘણુંજ વજુદ છે. માહરાં મમઇ કશીજ રીતે એવી એકને લાયકની કંપની નથી, ને એવી એક કલેર જેવા મુછ પાપાની અપવિત્ર આંખો હેઠળ ઉમરે આવતાં કશીજ રીતે સલામત નથી. ખચ્ચીત—ખચ્ચીત તમો કેહોછ તે તદનજ ખરૂં છે."

"એ તો એક ખરી નીતીમાન જીંદગીએ સોસાયટીનું ધ્યાન ખેંચી રહે એવું રતન પુરવાર થશે," મેં જુસ્સાથી કહયું; "મને તો કંઇ જોતાં સાથેજ એ છોકરી આજે હદ વગરની ગમી. એમ આજ સુધી કોઇ છોકરી માહરૂં મન હરી લઇ શકી નથી. આપણે એને હજી બી બચાવી નહીં લઇ શકયે, ઝારા ?"

"કઇ રીતે ?"

"હું એને માહરા બચાવ હેઠલ જેમ બને એમ જલ્દી લઇ લેવા માંગુ છું," મેં કહ્યું. "હજી તો એ તદન બચ્ચું છે—એક કુમલો ખીલતો છોડ, તેટલામાંજ ! તું ધારેછ કે એ આવશે ? "

"મેં તમારી થોડીક એની આગલ વાત કરી તેટલાં તો એ તમારા પર બધી કુરબાન કુરબાન થઇ ગઇ," ઝારાએ હસીને કહયું. "એણે તમોને હજી જોયાં નથી, પણ મેં તમારૂં વર્ણન જરા આપ્યુંતું તેથી હમણાં તમને જોતાં સાથે ઓળખી શકી હોય તો કોણ જાણે!"

"ઓલખીજ હોશે," મેં કહયું, "કેમજે મને જોઇને પોતાના લાલ પરવાલાં જેવા હોઠ મલકાવી ગાલમાં ખાડા પડે તેમ જીનું જીનું હસી. એનાં માયબાપ છે કે ?"

"માય બાપ નથી ત્યારેજ તો !" ઝારાએ સમજાવ્યું. "એનો કલાસ અમો રખડેલોથી જરા વધારે ચઢતો છે. એનાં માયબાપની તો એક મુસાફરીની મોટી બે ઘોડાની ગાડી બી હતી. તે લોક હમણાં થોડુંએક પરજ "પલો ફીવર"થી એકેક પછવાડે પટકઇ પડયાં ને મરી ગયાં. ત્યાર પછી એની એક ઘરડી સગી જે ટોટેનહેમ ખાતે જાથુકની વસતી હતી તેના જોડે રેહતી હતી, ને તે ડોસી અમારી બી દુરની સગી હોવાથી અમે એ બચ્ચાં પરના જુલમની વાત જાણતાં હતાં. એટલાવાસ્તે અંતે અમે એને અમારે આશરે લઇ લીધી, ને ત્યારેજ મમઇથી છુટી થવાની હું ગોઠવણ કરી શકી."

"હમણાં એ લોક કયાં છે જે ?"

"ત્યાંજ રેહેછ—જ્યાં પેલાં "ફાર્મ હાઉસ" માં તમને કેદ કરયાંતાંની ત્યાં," ઝારાએ જવાબ કરયો; "માહરાં મમઇની તબ્યત ઠીક નથી, ને હાલમાં તેઓ ત્યાંજ હજી બીડાની માવજત હેઠલ પડી રહેલાં છે; પણ, ઍલન ડોઅર, શું ખરેખર તમે બીડાનો હવાલો બની શકે તો લેવા ચાહોછ ?"

"ઘણીજ ખુશીથી; એ ખરૂંજ પુનતું કામ થશે," મેં મોટી ઉલટથી કહયું; "તું એ ગોઠવણ કરી શકશે ?"

ઝારા અજબજેવી અને અજબ થતી આંખોએ મને જોઇને હદ વગરના સંતોષનું હસી.

"હું મેહનત કરશ. હું ઘણીજ મોટી ખુશીથી તમોને એ તમારા નેક એરાદામાં મદદ થવાને બનતું કરશ," તેણીએ કહયું. "એથી મમઇજી પાછાં રવડી પડશે, ને કદાપી માહરા સંબંધમાં મેં કરેલા ઠરાવોમાં નહીં ધારેલી નડતર બી ઉભી થાય ખરી, પણ એ ઘણું ચાહવાજોગ ને કરવાજોગ છે એમ માહરૂં બી હૃદય સાખ પુરેછ. હું મમઇજીને બનશે એમ સમજાવી લેવશ—જો એ તમારી સાથે રેહવા ને એ નવી જીંદગીમાં દાખલ થવા કબુલ કરશે

તો. હું કાલે આએજ વખતે એને અત્રે પાછી બોલાવશ, ને તમો બેની મીલાકાત કરાવશ, ને તમો બેઉ જો એકમેકથી સંતોષ પામો ને એકમત થાઓ તો આપણે જરૂરી ગોઠવણ કરી નાખશું."

મને આ બંદોબસ્ત ઘણો પસંદ આવ્યો, ને મેં, તેથી, બીજે દિવસે એજ વખ્તે (બપોરે) ત્યાં પાછી આવવાનું પ્રૉમીસ કરયું. હું તે ચાંદના ટુકડા જેવી ચાતુરીને રૂબરૂ પાછી મલવા ને તેના જોડે એ વાત કરવા ઘણી ખુશી ને આતુર હતી.

એ પછી મેં પેલા ફૉરેનરને વાસ્તેની વાત કાઢીને પુછ્યું, અને ત્યારે ઝારાએ જવાબમાં કહયું, "હા, એનાં ઘરની "હાઉસ મેડ" (ચાકરડી)ને હું મલી, ને મેં તેને પસગવસ પુછ્યું. તેણે કહયું કે એ અત્રે જે નામ ચલાવે છે તે ખરૂં નહીં હોવું જોઇએ, કેમજે એના કાર્ડપર તો જુદુંજ નામ છે, ને મેં તે સ્હેજ પુછતી હોઉં તેમ જાંણવા માંગ્યું ત્યારે બીચારી દોડી જઇને એની ટેબલપર એનો કાર્ડકેસ પડેલો હશે તે લઇ આવી. એ વખતે એ આસામી પોતે તેમજ એનો ખીદમતગાર બેઉ બાહેર ગયલા હતા."

"ને તેં તે કાર્ડસ જોયા?"

"હા."

"શું નામ હતું?"

"કાઉન્ટ ઑફ ફ્રારબની."

"બરાબર; મેં ધારયુંતું તેજ," મેં વિચારવંત રૂપે કહયું.

"પણ આગલ તો સાંભળો?" ઝારાએ કહ્યું. "ને પોરીએ એક તો વળી એની ઘણી અજબજેવી વાત કહી કેહજે એના પાસ વૉટર-કલર ડ્રૉઇંગસનો એક મોટો પોર્ટમેન્ટો (કોથલો) છે, જેમાં મોટી મોટી તસ્વીરો છે. હવે એક દહાડે કેહજે એક મોટી તસ્વીર તેવીજ વૉટર કલર-ડ્રૉઇંગની એ પોતાની સાંમે ટેબલપર ટેકીને ધારી ધારીને જોતો હતો તેટલાં એ છોકરી કંઇ કામેકાજે અંદર જઈ લાગી, જેથી તે એવો તો ચમકયો, ને તેને એમ ઓરડામાં વગર ગરબડે ચાલી આવવા વાસ્તે એટલી તો ધમકાવી! પછી કેહજે પેલું ડ્રૉઈંગ તો વેહલા વેહલાએ કાગળમાં વીંટાલીને પેલા પોર્ટમેન્ટોમાં ઉંચુંજ કરી નાખ્યું!"

"ઘણી અજબ વાત," મેં કહ્યું; "એવું તે એ ડ્રૉઈંગમાં શું હોશે?"

"એ છોકરી બડી બકબકબોર ને ખટપટી છે," ઝારાએ હસીને કહ્યું; "બધી બકબક કરીને મનને જાણ્યું પોતેજ બધું મને કેહતી ગઇ. પોતાની તકસીર વટીક! પછી કેહજે માહરો જીવ ઘણોજ તલપાપડ થવાથી એક દાહડે નવરૂં હતું તે લાગ જોઇને હું ઓરડામાં ગઇ, ને એનાં ડ્રૉઈંગનો પેલો પૉર્ટમેન્ટો ખુલ્લીને પેલી તસ્વીર જોઇ, પણ કેહજે જોતાં સાથે માહરીથી તો બીહીકની મારી ચીસજ પડી ગઈ!"

"એવું તે શું હતું જે?"

"એક કેહજે તેમાં ઘણો ભપકાદાર ડ્રૉઈંગરૂમ ચીતારેલો, ને વચમાં જ્યાં રોશણીનું મોટું ઝુમ્મર હોય ત્યાં ભારવત્યાં સાથે એક જવાનને ગલું ફ્રાંસીને લટકતો કરેલો દેખાડેલો, કે જેની આગલ ગુંઠણ્યે પડેલી એક જવાંન ખુબસુરત છોકરીને વીલાપ કરતી દેખાડેલી. તે બી ઘણી સુંદર ને નાજવાંન ને ઘણા ભપકામાં સજ્જ થયલી. પેલો જવાન જેને ફ્રાંસી દીધેલો તે ભરાવદાર કાલા થેભ્યા ને મુછનો ઘણો દેખાવલો લાગે, પણ તેની આંખ ને જીભ બી બાહેર નિકળી પડેલી હોવાથી એવો ડરામણો લાગે કે જોવાઇજ નહીં શકાય!! પેલી ગુંઠણ્યે પડેલી છોકરી તો ફાટેલે ડોળે તે જોતી જાય ને વીલાપ કરતી દેખાય, કે જ્યારે એક અંધારાં ખુંણાંમાં ભરાઇને એક કોઇ બીજો એ દેખાવ મોજથી જોતો તેમાં ચીતારેલો. તે કેહજે એવા શેડમાં ને તેનો ચેહરો એટલો કાલો પડેલો કે ઓળખાયજ નહીં!"

"ઘણીજ અજમજેવી વાત છે," એ દેખાવ શું હોવો જોઇએ તે માહરાં મનથી તરત પાંમી જઇને મેં ઘણી મોટી ગમખ્વારીથી કહયું—અને વધારયું, "હું તાહરાથી છુપાવતી નથી, ઝારા. એ પીકચરનો ભેદ વધતો ઓછો હું જાણુંછ, પણ અત્યારે તું વાહલી બેહેનને તે કેહવા કે સમજાવાને વાસ્તે હું છુટી નથી."

"ભલે ત્યારે ના કેહો" ઝારાએ પ્રમાણીક અદાથી કહયું; "માહરી ખાત્રી છે કે મને નહીં કેહેવાને તમોને જોરાવર કારણ હોવાંજ જોઇએ, ને તેથી હું જરા બી જાણવા માંગતી નથી."

એ પછી હું ઉતાવલે ઝારાની રજા લઇ ઉઠી. હું "મીવર્ટ હોટેલ"માં મારકીસ ને મારસ્યોનેસ આગલ કાંઉન્ટ કયાં રહેલો હતો તેની અને આ ભયંકર ચિત્રને લગતી મને અચાનક મલી ગયલી છુપી બાતમીની બધી વાત કરવા ઘણી આતુર થઇ ગઇ હતી. હું, તેથી, ઝારાને ઘરથી નિકળેલી ઉતાવલમાં ભાડુતી ગાડીનાં સ્ટેંડ તરફ જતી હતી, તેવામાં અધોર ઉંમરની એક મોટી ભેંસ જેવી જાડી એબીયલ એક અબળા મને સાંમી મલી, ને મને ઓળખતી હોય તેમ ધારી ધારીને જોતી મને જોઇને ઉભી બી રહી. હું પણ જરા ઉભી. એ કોણ હતી? મને પણ લાગ્યું કે એ ચેહરો આગલ કેથે માહરો જોયલો હતો. પણ કયાં તે યાદ પડે નહીં!

"તમેજ, મીસ, માહરે ત્યાં પેલી એમીલી હાવર્ડ કરીને છોકરી રેહતીતી તેની પાસ એક બે વખત આવ્યાં હતાંની?" તેણે શંકાશીલ પુછયું—અને મને તરત યાદ થઇ. તે બીએત્રીસની ઘરવાલી હતી, જેને બીએત્રીસ ગુમ થવા પછી હું તેજ રાત્રે મલીને બધી તેહકીક કરી આવી હતી.

"હા, હવે તમો મને બી યાદ આવ્યાં," મેં કહ્યું; "મેં તમને આટલો વખત ઓળખ્યાં નહીં. છેલ્લી એ છોકરીની તલ્લાશ કરવા તમારે ઘેર આવેલી તે રાત્રે હું તમોને મલી હતી."

"બરાબર; ને પછી તે છોકરીનો પત્તો તમોને મલ્યો ખરો કે?"

"નહીં; બાઇ, કંઇજ નહીં," મેં મોટી નાઉમેદીના પ્રમાણીક દેખાવથી કહ્યું.

"ને હું તે પત્તો ત્યારે મેળવી આપું તો?" તેણીએ લુચ્ચાઇગીરીની આંખોથી હસતાં પુછ્યું.

"અમે તમારાં ઘણાંજ આભારી થઇશું."

"તેમાં માહરૂં ગરીબનું શું વળ્યું?" તેણીએ મોટેથી હસીને કહ્યું; "આભાર ઉપકાર તે કંઇ ખાઇ શકાયછે? મને તો ટકા જોઇએ!"

"અમો તમુને દામ આપશું," તેનાં એ હલકટ ભાડુતીપણાં પર મનમાં ધીક્કાર કરતાં મેં કહ્યું; "તમો શું લેશો?"

"પાંચ પાઉંડ."

"જરૂર આપશું" મેં ઉતાવળથી કહ્યું. "લેઓ, આએ બેઆનાના બે પાંઉંડ તરતજ!" કેમજે હું ધારતી હતી કે તે કમમાંકમ ૫૦ પાંઉંડ માંગવાની, જેથી તેની એ નજીવી માંગણીથી માહરા પગમાં એકદમ જાસ્તો જોર આવ્યું.

"ત્યારે એજ કલાક પછી તમે મને પાછાં મળી શકશો?"

"હા, ઘણી ખુશીથી: ક્યાં મળું?"

તેણીએ થોડીક વિચાર કરયો. "મને વાહીટ ચેપલ ચર્ચના કંપાઉંડમાં મળજો. હું ત્યાં તમોને તે બાતમી લાવી આપશ."

"પણ તમારી ખાત્રી છે કે તમને તે બાતમી મળશેજ?"

"જરૂર મળશે: મળેલીજ છે, પણ હું માહરી પાછી ખાત્રી કરીનેજ તમોને ત્યાં લઇ જવા માગુછું," તે અબળાએ જવાબ કરયો; "પણ બાકીના માહરા ત્રણ પાઉંડ મને તરતજ—— ——"

"રોકડા આપી દઇશું," મેં વળી ઓ તેણીને ખાત્રી આપી—અને પછી એકદમ મને પાછો દગાનો ડર થતાં વચારયું—કેમજે માહરે હવે તો ઘણું ચેતીનેજ ચાલવાનું હતું!—"જો હું એકલી વાહીટ ચેપલમાં નહીં આઉં ને માહરી સાથે એક બે અમારાં દોસ્તો જાસ્તી આવે તો કંઇ તમને વાંધો છે?"

"મને શું વાંધો હોવ? તમે ગમે તો દશને લાવજોની!" તે દગાને વાસ્તેની માહરી ફીકરો કાંમક પાંમા ગઇ હોય તેમ અરધા ગુસ્સાથી બોલી;—અને ત્યારે, બધું બીલકુલ પ્રમાણીક હોવાની, ને તે જે કરતી હતી તે બે પૈસા કમાઇ ખાવાના લોભ થકીજ કરતી હતી એમ ખાત્રી થતાં, મેં તેને "વાહીટ ચેપલ" દેવળમાં બે કલાક પછી મળવાની તરત કબુલાત આપી. એ પછી અમો છુટાં પડયાં. મેં તુરત એક ભાડેની ગાડી કરી લીધી, ને હું એકદમ "મીવર્ટ હોટેલ"માં મારકવીસ ને મારસ્યોનેસને મળવા, ને મેં જે બાતમીઓ પકડી હતી તે સઘળી હકીકત તેઓની આગળ બ્યાન કરવા ઉતાવળે દોડી પોહોંચી.

## પ્રકરણ ૭૭ મું.

સારાં નસીબે મારકવીસ અને મારશ્યોનેસ બન્ને એ વખતે હોટેલમાંજ હતાં, અને તેઓ બીએત્રેસનો પત્તો મલવાની વાત સમજીને ઘણાં રાજી થયાં. ખાસ કરીને મારશ્યોનેસ વધારે ખુશી થઇ. પછી મેં કાંઉન્ટ ઑફ કારબનીની વાત કાઢી, અને તે એક માહરી સહી રેહતી હતી તે મકાનને ઉપલે મજલેજ રેહતો હતો તે પણ હું કેવી રીતે શોહધી કાઢવા પામી હતી તે મેં કહી સંભળાવ્યું. વળી પેલાં ભયભીત પીકચરની મને જે માહીતી મળી હતી તે પણ મેં તેમને કહ્યું.

"ઘણો બુરો!" મારકવીસ તે સાંભળીને ગુસ્સાથી પટપટયો; "મન્યું કે બીએત્રીસ બેવફા પુરવાર થઇ, અને તેણે તેથી એક ઘણો કરપીન ફીનો લીધો; પણ તેથી તેને લગતું એવું એક નાતરસ પીકચર લઇને અથવા લેવડાવીને એ દેખાવ જો તે એમ મોજથી રોજ જોતો રહયો હોય તો તેના જેવો કીનાબાજ, કરપીણ અને કપટી બીજો કોઇ નહીં!"

એ પછી એ લોક તરત તૈયાર થઇ "વાહીટ ચૅપલ"માં પેલી ઘેરવાલીને મલવા માહરા જોડે નિકળી પડયાં. મારકવીસે પોતે પણ આવવાની ખુશી બતાવી, અને તેથી મારશ્યોનેસે તેની એ ભલાઇ માટે મુંગે મોંઢે પણ ઘણી હેસાનમંદ આંખોએ તેનો ઘણો ઉપકાર માન્યો.

"મને પછીથી લાગું, કલેરા," તેણે ખુલાસા રૂપે મનને ગણ્યું મારશ્યોનેસને કહ્યું, "કે આપણે એ ભુલેલી છોકરી સાથે જોઇએ એ કરતાં ઘણાં વધારે સખ્ખત થયાંછ. તેનો અપરાધ ઘણો ગંભીર છે ખરો—"

"અવલ તો, માહરા લૉર્ડ, અપરાધ ખરેખર થયોછ એ વાતના આપણી પાસે પુરાવાજ કયાં છે?" મેં નમનતાઇથી સુચના કરી.

"તે વિશે તો કંઇ શકજ નથી, મીસ ત્રેફર્ડ," તે ઉમરાવે દીલગીરીભર્યા અવાજે જવાબ કરતાં કહ્યું; "તમે પોતે ઘણાં ભલાં ને નેકચલણ છેઓ તેથી બધાંને વિશ્વાસથી તેમજ માનોછ એ અક્કલમાં બેસતું આવતું છે, મગર ——"

"હવે હાલ એ જીકરનો વખત નથી," મારશ્યોનેસ એવામાં અધીરાઇથી વચ્ચે પુરાઇ; "મીસ ત્રેફર્ડને એ કલાકમાં તો તે ઘરવાલીએ મળવા કહેલું છે, અને મને લાગેછ કે આપણે "વાહીટ ચૅપલ" માં પુગશું તે આગમચ બે કલાક થઇ જશે!"

અમો ગયાં. "વાહીટ ચૅપલ"થી થોડેક દુર અમે કરી લીધેલી તે ભાડેની ગાડી ઉભી કરાવીને અમે ઉતરીજ પડયાં, અને પછી ચાલતાં દેવલમાં ગયાં.

પણ ત્યાં કેથે બી તે અગળા નજરે આવી નહીં, અને અમને નજદીક પા કલાક ટપવું પડયું. મારકવીસ તો અધીરા પડી ગયા, અને મને અને મારશ્યોનેશને ઘણી અકરવકર થવા લાગી. મને ઘણી વધારે. અમોને બધાંને એમજ લાગ્યું કે મને સરયાંમ બનાવી કાઢવામાં આવી હતી, અને બે આનાંના બે પાંઉન્ડ તરતજ આંગપર આપી દઇને હું વધારે મુર્ખ બની હતી! એ રીતે નાઉમેદ થયલાં હવે અમો પાછાં ફરવાનોજ વિચાર કરતાં હતાં તેવામાં તે જાડી ભેંસાંસુર થાકના મોટા મોટા ફુંફારા મારતી ત્યાં ઉતાવલે દોડી આવી!

"તમોને મેં ઘણાં ખોટી કર્યાં, મીસ?" તેણીએ આવતાં સાથે માફ માંગી કહ્યું; "પણ મને તેનું રેહઠાણ શોધથી કાઢતાં ઘણું મુશકેલ પડયું. ગઇ રાત્રે એ રેહછ તે મોહલ્લામાં હું કાંઇ માહરે કામેકાજે ગઇ હતી, જ્યારે મેં એ છોકરીને રસ્તામાં અડછતી જોઇ હતી, જેથી મને લાગ્યું કે તે એજ તરફ રહેલી ને છુપાયલી હોવી જોઇએ, અને, પરીણામમાં, ત્યાં બધી જુસ્તેજો કરતાં ને તે મકાન શોધોધી કાઢતાં મને હાલમાં ઘણી જેહમત થઇ."

"વારૂં પણ પછી? પછી તે મકાન મલ્યું કે મલ્યુંજ નહીં?" મેં અતીઘણી આતુરતાથી પુછ્યું.

"મલે નહીં તો?" પેલીએ તુંદાઇથી કહ્યું; "પણ—પણ——"

મને તરત યાદ થઇ. આ લુચ્ચીને પાંચ પાઉન્ડ પહોંચેલા હતા, જે માંહેલા ત્રણ માહરે હજી બાકી દેવા હતા એટલે તે ખરી ખંખારીને તે ઠેકાણું બતાવી દેવા ખંચાતી હતી! મેં, તેથી, તેને તરત બાકીના તે ત્રણ પાઉન્ડ બી કાઢીજ આપ્યા, કે જે સોનેરી સીક્કાઓ જોતાં તે ગરીબીમાં અવત્યાં મેળાતી મુફલીસ ઘરવાલીની આંખો દીસ્તી રીતે ખુશીમાં ચમકી. તેણીએ તે સોવરીન સંભાલથી પોતાના મોટા ખીસાંમાં અંદરથી ઉચા કર્યા, અને પછી કહ્યું, "આવો માહરી સાથે; હું બતાઉં."

અને અમો તેની પુઠે ગયાં. તે એક એવી તો કંગાલ શેરીમાં—ગરીબી ને કંગાલ્યતનાં એવાં તો અધમ ધામમાં રસ્તો બતાવતી અમને લઇ ગઇ કે અમે દીસ્તી રીતે કમકમ્યાં. ત્યાં કાંઇજ નહીં પણ ગરીબી, કંગાલ્યત, અનીતી, છાકટપણું વિગેરે અધમપણાંનોજ વસવાત હતો. ત્યાંની હવા વટીક બધી ગલીય ને ગંધીલી હતી, અને મારસ્યોનેસ લગભગ આંસુઓ વચ્ચેથી પટપટી, "ઓ, શું તે ચાલી ચાલી છેક અહીં આવીને રેહી?"

મેં તેને હીંમ્મત આપવા જોગું થોડુંક કહ્યું, અને તે તરત ચુપ થઇ. વીશાળ લંડન શહેરમાં આવી હદતી કંગાલ્યત અને આવા મોહલ્લાઓ પણ વસ્તા ને હસ્તી ધરાવતા હતા એ અમો ત્રણેનો એક અજબજેવો અનુભવ થયો. ત્યાં ઘેરેઘેરનાં આંગણાંમાં છોકરાંઓ નગ્ન હાલતમાં રમતાં ને પીખાતાં હતાં, એટલુંજ નહીં પણ અરધાં ઉઘાડાં ઉમ્મરે પુગેલાંની પણ તેજ અવદશા ઠામઠામ જોવામાં આવતી હતી!

પણ હું ટુંકું કરશ. કેવી મુશકેલથી જે દોજખ જેવાં મકાનમાં તે એક વારની કાઉન્ટેસ જઇ વસેલી હતી તે અમે જોઇ કાઢયું અને અમો તેણીને જઇ મલ્યાં તે સઘળું કહ્યા વના ચાલશે. સાંજજ સમી ગયલી હતી અને રાત થઇ ચુકી હતી, જ્યારે એક કંગાળ મીનબતીના ઝાંખા ઉજાસમા અમે તે છોકરીને કેવી અવદશા વચ્ચે પકડી કાઢી તે વિશે હું લંબાણ કરશ નહીં.

તેણીએજ હાથમાં મીનબતી સાથે તે પોતાના નાહના સાંકડા ઓરડાનું બાગાંબસ્તાં જેવું બારણું ઉઘાડયું, અને બારણાંમાંજ મને આગળથી ઉભેલી જોતાં તે એકદમ ખુશીમાં ચમકી. તેણીએ પોતાનાં બેહન બનેવીને જોયાં નહીં, કેમકે તેઓ દીવાળના ઓઠામાં હતાં; પણ પછીથી જોયાં ત્યારે ગભરાટ અને શરમથી પોતાના હાથની હથેલીઓમાં મોઢું છુપાવી ધોધમાર આંસુઓથી તે ગરીબ બાળા રડી પડી!

તે બે ( સાવકી ) બહેનો ઘણી લાંબી મુદતે એ મુજબ એકઠી મળી, કે જ્યારે મેં જોયું કે બીએત્રીસ આગળ જે અધમુઇ જેવી હતી તેની બી બેક અરધી થઇ ગઇ હતી. તેનો ચેહેરો સીદ્દું ભુખમરાથી હોય તેમ કાહેલી અને લોહીનાં એક પણ છાંટા વગરનો દેખાતો હતો, અને પોતાની બેહનની છાતીમાં માથું ખોસી રડવા પછી જ્યારે તેની છાતી ખુલાસો પાંમી ત્યારે પોતાનાં બેહન બનેવી તરફ માથું ઉંચકીને ઘણા લાગણીભરયા સાહદે પેહલું જે તે બોલી તે એજ હતું કે "ઓ, હું નિર્દોશ છું; તમે બેઉ મને દોષીત માનોછ પણ હું તદનેતદન નિર્દોષ છું!"

"ખુદા કરેને તેમ હોય!" મારસ્યોનેસે પોતાનાં આંસુઓ વચ્ચેથી કહ્યું; "તેમ હોય તો તું મને બેવડી વાહલી લાગશે, બેહેન બી, અને તુંને અમે કીધેલા ગંભીર ગેર-ઇનસાફનો બદલો અમે હર રીતે હજી બી તને પાછો વાળી આપશું."

એ પછી તે બધાંઓએ માહરો ઉપકાર માન્યો, કેમજે તે ત્રણનાં કેહવા મુજબ એ તેમના વચ્ચેની મોટી ગંભીર ગેરસમજુતી દુર કરાવનાર અને તે અછોવછોને એકઠાં મેળવ-નાર ખરેખર તો હુંજ હતી!

---

## પ્રકરણ ૭૮ મું.

અમો બધાં હવે "મીવર્ટ હોટેલ"માં પાછાં ફરયાં, અને રસ્તામાં બીએત્રીસને મેં બધો માહરી તરફનો જરૂરી ખુલાસો કરયો. તે એમ સમજી હતી કે તેને વાસ્તે હું પોતે પણ બુરૂં માનીને અલગ થઇ ગઇ હતી તે કેટલું ભુલભરેલું હતું તે મેં તેને સમજાવ્યું, અને મારસ્યોનેસે તે માહરા ખુલાસાને ઘણો દીલોજાંન ટેકો આપ્યો.

"આપણે બધાં પાછાં મલ્યાં, અને તાહરી બોહારીનું આએ શીહા વાદલ વહી ગયું તે વાસ્તે, બેહેન બી, આપણે ભલાં મીસ ત્રેફર્ડનાંજ ખાસ કરીને આભારી છીએ," તેણીએ સમજાવ્યું, "મેં તો એવણના જેવી ભલી છોકરી માહરી આખી જીંદગીમાં જાંણીજ નથી એટલું બધું એવણે તાહરે વાસ્તે કરેલું છે! તાહરે વાસ્તેનાં અમારાં બુરાં અનુમાન એવણે તો માનવા વટીક સાફ નાંજ પાડયું હતું!"—અને બીએત્રીસે એ સાંભળતાં માહરો હાથ હેતથી અને હેસાનથી પોતાની આસુંઓથી આંધળી થઇ જતી આંખોમાં ચાંપ્યો. તે કાંઇજ બોલી શકી નહીં.

હવે હોટેલમાં જઇ લાગવા પછી બીએત્રીસને તેની બેહેને પોશાક બદલાવ્યો, અને જોકે પોતાની હદ વનાની મુફલેસીમાં વટીક તે છોકરી ઘણી સુઘડ ફરતી હતી તે છતાં હાલમાં તેની જીંદગી અને પદવીને જવાબ કરતા ઠઠેરામાં તે તૈયાર થઇ આવી ત્યારે તેણીની ઉછળતી જવાંનીની મોહક સુંદરતાએ અમો સર્વ પર ઘણી ઉંડી અસર કરી.

મેં તો હવે ચાલીજ જવા માગ્યું. તે સગાંવાહલાંઓ પોતપોતાના ખુલાસાઓની આપ-લેમાં મને પરાઇને શામીલગીરી આપવા કદાપી ચાહશે નહીં એમ જાંણી મેં તો હોટેલમાં પાછાં ફરતાં સાથે જતીજ રેહવા માંગી લીધું; પણ તેઓ ત્રણે તે સાંભળી છળણી પડયાં.

તેઓએ જાણે મને પોતાનાં કુટુંબની એકજ માની લીધી હતી, અને તેથી હાથ પકડીને બળજોરાઇથી મને અંદર ઘસડી ગયાં. સારાં નસીબે નાટકમાં તે રાત્રે માહરો પાર્ટ નહીં હતો, કેમજે આગળી રાત્રે હું "મરચંટ ઑવ વેનીસ" માં દેખાવ દઇ ચુકી હતી; અને તેથી આજે મને નોકરીની કાંઇ રોકાણ ન હોવાથી હું અંતે તેઓની જીદને તાબે થઇ તેઓની સાથે ખુશીથી જમવા થોભી.

અને જ્યારે ખાનું ખલાસ થતાં અમો અમારા ઓરડામાં પાછાં ફરયાં ત્યારે બીએત્રીસ અમને પોતા પરની ગુજરેલી હકીકત તે ને તેજ ઘડીએ કહી સંભળાવવાની ઓહસ લઇ બેઠી.

અમોએ તો ઘણુંએ ના કહ્યું કે તે ધીરે સાંસતે પછીથી થઇ રેહશે; પણ તેણીએ માન્યું નહીં, અને તે કેહવાથી તેણીની છાતી પરનો બોજ હલકો થશે એમ જોઇ અમોએ તેને તે રાતોરાતજ કેહવા દીધી.

"એનજેલો મારાનો જોકે તસ્કન લસ્કરમાં એક ઘણી સાદી પદવીનો લેફ્ટનંટ હતો, અને ઘણો ગરીબ માણસ હતો," તેણીએ શરૂ કરયું, "તોપણ તે ખરેખરો સદ્દગુણી અને બધી રીતે ચાહવા લાયકજ આસામી હતો; પણ મમાએ માન્યું નહીં, અને અંતે તેવણના કાલાવાલાને ખાતર હું એનજેલોને વાસ્તેનાં માહરાં વચનને બેવફા થઇ. જ્યાં ત્યાંથી માહરે ઘરમાંથી કંકાસનું મોંહ કાળું કરવાનું હતું, અને તેથી માહરા કરતાં ઉમ્મરમાં લગભગ ત્રણ ઘણો એવા એ કાઉન્ટને કબુલ રાખવા અંતે હું કબુલ થઇ. ખરી રીતે તો એ માહરી કમકમાતભરી સરજતને હું પોતેજ ધીક્કારતી હતી. જો એવા એક ચાહવા જોગ ખરા અસીલ જવાંનનો સવાલ વચમાં નહીં હતે તોબી એ આસામીને પરણવા માહરાં દીલની ખરી ખુશીથી હા તો હું કદી કેહતેજ નહીં; પણ એક વાર હું એ ઠરાવપર આવી એટલે એ હીણી સરજત મેં મન ઘણું મોટું કરીને કબુલજ રાખી. માહરી એ દયાનતમાં કશોજ દગો કે બેવફાઇ નહીં હતી. તમોને યાદ છે, બેહન, તમે ફ્લૉરેન્સમાં લગન વખતે આવ્યાં હતાં ત્યારે તમે મને નાંણી નાંણીને પુછ્યું, તોબી મેં જરા બી તમારી આગળ માહરાં દુઃખની ફરયાદ કરી હતી? ફકત મેં છેલ્લી વાર મમાને હા કેહવા આગમચ એનજેલોને હીમ્મતથી મળી લીધું હતું, અને માહરૂં દુઃખભરેલું સંકડામણ તેને વિનંતીથી સમજાવીને મેં માહરૂં વચન ઘણી મુસ્કેલીથી પાછું ખેંચી લીધું હતું. તેણે તો, અલબત, ઘણીએક તાણાજાંણીથી મને તે સાંભળી વીંધી નાખી, પણ મને માહરી માતાને દુઃખી અને ગુસ્સે કરવા નહીંજ ગમ્યું, એટલે તે સઘળું મેં સબુરીથી સહન કરયું, અને અમે લગભગ કજીયો કરી છુટટાં પડયાં. મેં પછીથી દીલેરીથી માહરી એ હીણી સરજતને આધીન થવાજ ઠરાવ કરયો, અને અમારાં લગન થવા પછીથી માહરો ભરથાર મને તસ્કનીથી દુર દક્ષીણ ભાગના પોતાના મેહલમાં લઇ ગયો ત્યારેજ મેં છુટકારાનો દમ ખેંચ્યો. ત્યાં ભુલેચુકે બી એનજેલો સાથે પાછું મળવાનો સંભવ નહીં હતો, અને તેથી માહરાં પરણ્યાં વચનની વફાને ઓરતવારી વાસ્તે હું વધતી ખાત્રીપુર્વક બની.

"પણ પરણવા પછી મેં માહરા જૈફ ભરથારને તેના અનેક બુરા ખવાસોમાં માહરી સાંમે તરત ઉઘાડો પડેલો જોયો. તે સ્વભાવનો ઘણો તેજ, તામસી, એકલપેટો, જરા જરામાં

ઉશ્કેરાઇ જાએ તેવો અને હદ વગરનો અદેખો માલમ પડયો! તે મને ઘણુંજ જાપતામાં રાખવા લાગ્યો, અને મેં પોતાને કેદીની હાલતથી બેહતર કોઇ કીસમે જાણી નહીં. ફક્ત માહરા જેવી એક વધતી ઓછી કેળવાયલી અને જવાંન પરણેતર પરણી આવવાનો તેનો લોભ તેને હરખાવતો રહયો, તે સિવાય અમારાં લગનથી તેને કે મને બીજો કોઇ લાભ નહી હતો! તે મને એકલીને કેહે જવા દેતો નહીં, અને જ્યાં પોતાની સાથે લઇ જતો ત્યાં ઘણુ સુંદર પોશાકો સજાવીને તથા ઘરેણુંગાઠાંમાં ગંજારાવીનેજ લઇ જતો. એમ છતાં, એવા કોઇ પણ મેલાવડામાં કોઇ પણ આસામી માહરી સાથે જરા હસીને વાત કરતો તો કાંઉન્ટનાં નેણુજ નીકળી પડતાં! એ પછી, બેહન, તમને યાદ હશે કે મમા જ્યારે ગુજર્યાં ત્યારે આપણે પાછાં સાથે મળ્યાં, અને ત્યારે બી તમોએ મને નાંખી નાંખીને પુછયું કે હું સુખી હતી કે નહીં? કે જ્યારે મેં તેનો પણ જવાબ હામાંજ આપ્યો. હું તમોને કે કોઇને બી એમ કહેવા ચાહતી હતી નહીં કે એ લગનથી હું દુઃખી હતી, અને કોઇને જરા બી એમ ખ્યાલ આપવા નહીં માંગતી હતી કે હું એનજેલોની આગથી જળતી હતી!"

"માહરી ગરીબ બેહન!" તે ભલી મારશ્યોનેશ દયાથી પટપટી–અને હું તેમજ મારક્વીસ પણ તેણીની એ દુઃખભરી કેફીઅતથી ઘણાં ગમખાર થયાં.

"અને હવે હું માહરી વારતાના તે ભાગપર આઉછ, વાહલાંઓ," બીએત્રીસે પાછું ચલાવ્યું, "કે જે બનાવની યાદ તપાવેલાં લોખંડની મીસાલે માહરાં મગજપર પોતાનો છાપ છોડી ગયલી છે, અને જેણે માહરૂં જીગર સદાનું લોહી ઝરતું બનાવેલું છે! એવાં દુઃખમાં તો લોકોના બાલ એકેક રાતમાં કાલાના ધોલા થઇ ગયલા આપણે સાંભળ્યા છે, અને માહરા બાબમાં તે નહીંજ બન્યું એ એક મોટામાંમોટી અજાએબી છે. ખરેખર તો માહરા જેવી એક નિર્દોશે એ જે જીવતું દોજખ અનુભવ્યું તે હકીકત તમોને બવાંને ખ્યાંન કરીને કહેવાને વાસ્તે આજે હું જીવતી છું તેજ એક મોટો મોજેજો છે!"

હયાં વળી એક મોટાં ઉંડાં દયકાનો સાહદ આવ્યો, અને તે ગમ ખાવા થોભી.

"એ ગયા સપ્ટેમ્બર મહીનાની વાત છે," તેણીએ જરા વારે પાછું ગબડાવ્યું. "અમે ઇટલીના અમારા ઘણા ખુશનુમાં બગીચામા એક રહાંજે ફરતાં અને વાતચીત કરતાં હતાં, કે જેવામાં અમારા એક નોકરે આવીને માહરા ઉમરાવ ભરથારના હાથમાં એક કાંઇ કાગળ આપ્યું. કાંઉન્ટે તે તરતજ ઉખેડીને વાંચ્યું, અને મને કહયું કે તે એક જમીનને લગતો કજ્યો લડતો હતો તેના સંબંધમાં તેના વકીલો તરફનો તે આવ્યો હતો, જેનો કાંઇ તાકીદનો જવાબ કરવાનો હશે તેથી મને તે ત્યાંજ થોભવા કહી તથા જલ્દી ત્યાં પાછો આવવાનું કહી પોતે અંદર બંગલામાં દોડી ગયો. એ પછી હું ઘણો વાર એકલી નહીં પડી તેટલાંમાં પાસેની ઝાડીમાં અચબુચ કાંઇ ખખડાત થયો, અને માહરા હદ વગરના ગભરાત અને અજાએબી વચ્ચે મેં બીજીજ પળે એનજેલોને ત્યાં માહરી સામે આવી ઉભેલો જોયો! વચમાં તે મને કદી બી કોઇ દાહડે મલ્યો નહીં હતો, બલ્કે કાંઉન્ટ સાથનાં માહરાં લગન આગમચ અમે બે કજ્યો કરી છુટાં પડયાં હતાં ત્યાર પછીથી આજ સુધી તેણે કોઇ દાહડે મને એક કાગલની કાપલી વકીક લખવાની હીંમત કરી હતી નહીં. હું, તેથી, તને અચ-

બુચ એમ માહરી સાંમે આવી ઉભેલો જોઇ ઘણી ગભરાઇ ગઇ; પણ તરત મને માહરી એક પાક પરણેતર તરીકેની વફાની ફરજનું ભાંન થયું, અને તેની એ ગેરસલુક બેઅદબી વાસ્તે તેના સાથે હું ઘણી ગુસ્સે થઇ. તે, એમ છતાં, માહરા પગ પાસે પડયો, અને મને તેનું થોડુંએક સાંભળવા ઘણીએક આજીજી કરી; પણ મેં સદંતર કાને હાથ મેલ્યા, અને તેને એકદમ ત્યાંથી જતો રહેવા હોકમ કર્યો. એવામાં મને તે તરફ આવતાં પગલાં સંભળાયાં, અને હું એકદમ ચમકી. મને લાગ્યું કે માહરો ખાવંદ તે તરફ આવેલો હતો, અને મેં ધમકાવીને તેમજ આજીજીથી તેને તે તરફથી તાબરતોબ નહસાડી મુકયો. તે એ મુજબ બીજીજ પલે તો બાજુમાંની ઝાડીમાં ગુમ થઇ ગયો, પણ મને ચોક્કસ ખટકો થયો કે તેને એમ અદ્રશ્ય થઇ જતો કાંઉન્ટે બગીચામાં હું હતી ત્યાં આવવાની વલાંણ લેતાં અડછતો પણ બરાબર જોયલો હોવોજ જોઇએ, અને હું તેના હંમેશના અદેખા સ્વભાવનો ડર કરીને, નિર્દોશ છતાં, પુરતી ધ્રુજી પડી!

"પણ માહરી ઘણી અજાયબી અને ખુશાલી વચ્ચે તેણે તો પાછો આવતાં સાથે માહરા સાથ સરેસ્તાના સારા સ્વભાવથી બદલે હંમેશ કરતાં જાસ્તી મીઠાસથીજ વાત કરી, અને મને ધીરજ મલી. એ દરમ્યાંન, વળી, તેણે તો એકાદ બે દિવસ ઘરથી બાહેર પેલા કજ્યાનાં કામનાં કારણસર તુરત જવું પડતું હોવાનો એરાદો મને કહી સંભળાવ્યો, અને માહરા ચેહરાપર તે સાભળતાં ખુદરતીજ ધાસ્તીનો રતાસ ચઢી આવ્યો જે, મેં જોયું કે, તેણે આબાદ જોયો—જોકે તે નહીં જોયલો હોય તેમ તેણે કાઢી નાખ્યું. તેણે કહયું કે તેના સોલીસીટરોનું જે કાગલ તેને તરતમાં મલ્યું હતું તેમાં એક તાજે કલમ હતી જે ઉતાવલમાં તેણે જોઇ ન હતી, પણ તે જવાબ લખવા ગયો ત્યારેજ તેપર તેની નજરે પડી, અને તેથી તેને એકદમ જવું પડતું હતું: પણ મને તેનું એ જવાનું ઘણું અશુભસુચક લાગ્યું. એનજેલો નહીં ધારેલો હાલમાં આએ તરફ મને મલવાની તલબગારીમાં ઉતરી આવ્યો હતો તેજ દરમ્યાંન એક ભરથારનો બચાવ ગમે એટલી ટુંક મુદદતને વાસ્તે બી હું ખોઇ બેસવા ખુશી ન હતી; અને એ ખ્યાલના માહરા ગભરાતથી હું ચેહરામાં લાલ થઇ, જે કાંઉન્ટે આબાદ જોઇ લીધું હતું.

"તે, મગર, તરતજ ગયો. ગાડીનો તાબરતોબ હુકમ આપવામાં આવ્યો, ને ગાડી તૈયાર થતાં સાથે તે મને મલી ભેટી, બેજ દિવસોમાં પાછો ફરવાની ખાત્રી આપી, થોડોક જરૂરી અસબાબ લઇ ચાલતો થયો, જે પછી હું બંગલામાંજ બેસી રહી. મને બાગમાં લટાર મારવા પાછી ઉતરવા ડર લાગતો હતો. એનજેલો જો હજી એજ તરફ ખોટી થતો છુપાઇ રહયો હોય તો? હું વગર કારણે બદનામ થવું પડે તે ફીકરથી બહુજ બીહતી હતી, જેથી જોકે હજી પુરતું ઝઝકલું હતું, ને સાંહાંજ સમી જવાને અને બતી થવાને તો ઘણો વીલંબ હતો, તોપણ હું બાગમાં ઉતરીજ નહી.

"એ પછી બતી થવા બાદ બેએક કલાક ગુજરી ગયા હશે, ને હું એકલી ડ્રોઇંગ રૂમમાં વાંચતી બેઠેલી હતી તેટલામાં કાંઉન્ટના ખાસ ખીદમતગાર નામે લુઇગીએ લાવીને માહરા હાથમાં એક ચીઠી મેળી, તે પર માહરેજ નામનું શીરનામું હતું—જોકે તે પરના હરફ મને

જરા બી જાંણીતા ન હતા. મેં, તે ઉપરથી, અજબ થતાં તે ચીઠ્ઠી ખુલી, ને અંદરના હરફ જોતાંજ હું પાછી ચમકી, કેમજે તે એનજેલો મારાનોનાજ હરફ હતા!! એમ છતાં, મેં ઉપરની ચાર છ લીટીઓ વાંચી, જે બીલકુલ બેવકુફીભરી ને બેઅદબ હતી, ને તે જોતાં ગુસ્સાથી માહરૂં લોહી ઉકળી આવ્યું. એ ઉપરથી મેં તરત તેનાં ચીરયાં ઉતારયાં, ને બાજુમાં સરદીથી બચવા વાસ્તેની જે ઢગઢગતા અંગારની સઘડી સલગાવેલી બળતી હતી તેમાં તે ટુકડાઓ બધા મેં ધીકકાર સમેત ફેંકી દીધા. એ વખતે, મેં જોયું કે, લુઇગી મને ચીઠ્ઠી આપીને અદબથી ચાલતો થવાને બદલે અકરવકર કરતો હજી બારણાંમાંજ ખોટી થતો ઉભેલો હતો, ને તેથી મેં ગુસ્સાથી તેની તરફ ફરી તે શું ચાહતો હતો તે પુછ્યું.

"તેણે જરા ઝંખવાણો પડતાં મને કહ્યું કે કદાપી કાંઇ માહરે જવાબ આપવો હોય કરીને તે ખોટી થતો હતો, ને ત્યારે તરત મને લાગ્યું કે મને લજ્જામાં ઉતરવું પડે એવું કાંઇક ખોટું કહીને બનવા જોગ હતું કે હેમક એનજેલો જે એક વાર ખરેખર ઘણો ભલો ને સદગુણી હતો તેણે બાણભુલો થઇ પૈસા બદલ કદાપી આ લુચ્ચાની ખીદમત પોતાના લાભમાં ખરીદી લીધી હોય! એ ઉપરથી એ વાતની માહરી ખાત્રી કરવા મેં તેને દમામથી પુછ્યું, "તું જાંણેછ એ ચીઠ્ઠી મને કોણે મોકલવાની સરકશી કરીછ તે?"

"હા, બાનુ," તેણે નફ્ટાઇભરી નફ્ફરાઈ ને હીંમતથી જવાબ કરયો; "સીનોર મારાનો-એ."—અને પછી વળી તરત વધતી બેહરાઇથી ઉમેરયું, "અને જો કાંઇ જવાબ જેવું હોય તો તમારા ગુલામને તે સોંપવામાં જરા બી ડર ખાતાં ના! માહરા પર વિશ્વાસ રાખજો. માહરી જબાંન કપાઇ જાય તો બલાસર, પણ તમારો ભેદ આ હોઠ બાહેર—"

"હું અત્યંત ગુસ્સે થઇ. મેં તેને એકદમ માહરી આગળથી તેનું કાલું કરવા કહ્યું, અને તેની બદચાલની કાંઉન્ટ આવતાં સાથે ફરયાદ કરવાની મેં તેને નોટીસ વટીક આપી, એટલે તે દાંયબાંય ખહલી ગયોઃ અને ખરેખરજ તેની એ બેઅદબીની માહરે કાંઉન્ટને આવતાં સાથે ફરયાદ કરવી હતી કેમજે જો તેમ હું ન કરૂં ને પછીથી કાંઉન્ટના જાંણ-વામાં એ વાત આવે તો વગર ખાધાની મોરચી! હું માહરા પર નાહકની ચોરી ચઢાઉં, ને વળી લુઇગીની માહરે પછીથી દબાયલી રહેવી પડે તે જુદું!

"એ પછીથી માહરો જીવ તદ્દન ખાત્તો મારી ગયો, ને રાત્રે મને ખાવા બી ગમ્યું નહીં. મને તો એનજેલોની ભલાઇ ને નેકીમાં ઘણોજ મોટો વિશ્વાસ હતો, જે તેનાં એમ કરવાથી પાણાંના એક કાડ઼ પેરે ભાગી પડયો. શું તે એટલો બુરો હતો? શું હું તેની નેકીમાં ઠગાઇ હતી? તેમ હોવુંજ જોઇએ, કેમકે એમ હોય નહીં ત્યાં સુધી તે મને એવાં ભયભીત સંકડાંમણમાં લાવી મેળવા જેવું અયોગ્યપણું અને અવિચારીપણું દાખવીજ કેમ શકે?

"હું જલદીજ સુવા ગઇ, અને મનમાં ઘણી ઉશ્કેરાયલી હોવાથી મેં માહરી બંને દાસીઓને વટીક માહરી આગલથી બૅડ રૂમમાં જવા પછી તરત એમ ને એમ રૂખસદ કરી નાખી. ધારા મુજબ મેં કપડાં બદલવામાં કે બાલ છુટા કરવામાં તે બે બાંહેલી એકની બી કશી મદદ લીધી નહીં, અને ખરૂં કહું તો મને મનની એવી હાલતમાં જોઇ તેઓ બી જરા અજબ થતી વગેસગે થઇ. ખરેખર તો મેં એ બધું બીલકુલ નિર્દોશતાથીજ કરયું,

પણ તમો જોશો તેમ એજ બધું પાછળથી સામું માહરી વિરૂદ્ધ ગયું, કેમજે જાણે હું માહરા બૅડ રૂમમાં જલ્દીથી એકલી પડવા અધીરી પડી હોઉં તેજ એથી સામું પુરવાર થયું! હું જમી નહીં ને જલ્દી સુવા ગઇ તેનો બી એજ ગલીચ ભાવાર્થ કરવામાં આવ્યો હતો!"

હયાં વળી એક લાંબો દમ ખાવા ગરીબ બી થોભી ગઈ, કે જ્યારે તેની બેહેન કલેરા (મારસ્યોનેસ)ની અને માહરી આંખોમાંથી આંસુ ટપકતાં હતાં, ને મારકવીસ પોતે પણ, મેં જોયું કે, હદ વનાનો ગંભીર થઇ ગયો હતો. બીએત્રીસને દોષીત માનવાવાલો અને તેજ કારણથી પોતાની મોહરેદારને તે ભુલેલી બારજાથી સદાનું સખ્ત અલગપણું સાચવવા હુકમ કરી કસમ આપનારો તેજ હતો, પણ હવે તેની તમામ ખાતરજમા થઇ ગયલી નજરે આવતી હતી કે આ દુખી બાળાએ એક જીવતું દોજખ ફોકટમાંજ ઉઠાવ્યું હતું, ને વગર તકસીરે હદ વનાનું ખમ્યું હતું. તે એ વાત કરતી હતી ત્યારે જાણે બોલે બોલની સચ્ચાઇ તે ઉશ્કેરણીથી લાલ થઇ આવેલા મુખડામાં તે ઓરડાની ભભુકદાર રોશણી વચ્ચે ઝળકી રહેલી સ્પષ્ટ નજરે આવતી હતી!

---

## પ્રકરણ ૭૯ મું.

"કેટલોક વખત સુધી તો મને સુવા જવાને વાસ્તે તૈયાર થવાનું બી ભાન રહયું નહીં, અને માહરો ખાવંદ ઘેર પાછો ફરે ત્યારે તે અદેખો નહીં બને તેમ બધી ખરેખરી વાત કેવી રીતે તેની આગળ વીસ્તારીને કેહવી તેના હું માહરાં મનમાં પ્લાન રચતી બેસી રહી," બીએત્રીસે વળી જરા વારે આગળ કઢી સંભળાવ્યું. "એ કૉન્ટીનેન્ટલ ઘેરોમાં અને અગત કરીને એ તરફનાં ગરગામડેના "વીલા"માં માળ હોતા નથી. બધા બેઠઠાજ બંગલાઓ એ તરફ ઘણું કરીને હોય છે, અને અમારો બી એક બેઠઠોજ બંગલો હતો. તે માંહેલો અમારો બૅડ રૂમ બગીચામાં ઉંઘડનો હતો, અને બગીચામાં જવા આવવા વાસ્તે ઓરડાની વચમાં એક મોટું બારણું હતું, જે હંમેશાં રહાંજવીજ બંધ કરી લેવાનો નોકરોને સખ્ખત હુકમ હતો. હવે હું, ઉપર કેહવા મુજબ વિચાર કરતી માહરી ડ્રેસીંગ ટેબલ આગળ એવી રીતે બેઠેલી હતી કે બરાબર તે બગીચામાં ઉઘડતાં મોટાં વચલાં બારણાં સાંમેજ માહરી બેધ્યાંનપણે નજર ટીકાયલી હતી, અને હું એમ પા એક કલાક વિચાર કરતી માહરા ખ્યાલોમાં ચકચુર બેઠી હોવશ તેટલાં મને અચબુચ લાગ્યું કે તે બારણું સંભાલથી કોઇએ ઉઘાડયું, તેને લગતા પરડાઓ કોઇએ બંને હાથે હટાવ્યા, અને કોઇ માહરી તે ખાબગાનાં એકાંતમાં દાખલ થયું! કોઇ! કોણ? હું ફાળ ખાઇને ચમકી ઉઠી, જ્યારે મેં જોયું કે તે કોઇજ નહીં પણ પેલો એક વારનો ભલો એનજેલો મારાનો હતો!

"એ વખતના માહરા ગુસ્સાનું હું બયાંન કરી શકતી નથી, પણ તે હદ વગરના ગુસ્સાએ મને તે છતાં તે વખતે બીલકુલ બેજબાંન કરી મેલી, અને જ્યારે કે હું તેને માહરા ગુસ્સા ને તાણુંતાણીથી વીંધી નાખવા ચાહતી હતી, ત્યારે મેં ઓચરવા ચાહેલા માહરા શબ્દો જાંણે માહરા હોઠ પરજ મરણ પામ્યા! એનજેલોએ તે માહરી ચુપકીનો તરત લાભ

કીધી. તે ઓરડાની ઝાંખી રોશણીમાં જોઇજ નહીં શકયો કે હું ઘણી ગુસ્સે થએલી હતી. તેણે મને કમ્મરમાંથી પકડી, અને મેં તેને અત્રે આવવાની રજા કહી મોકળી તે વાસ્તે તેણે માહરો જાબજા ઉપકાર માન્યો, જે અજાએબ કેરીયત સાંભળતાં હું જાંણે હોશ ફરામોશ બની ગઇ! તેણે કહયું કે કાંઉન્ટને તેની મુસાફરીની ગાડીમાં તૈયાર થઇને તેણે નીકળી જતો જોયો હતો. તેથીજ મને તેણે પેલી બેઅદબ ચીઠ્ઠી લખવાની હીંમ્મત કરી હતી, કે જે મેં આખી નહીં વાંચવાની હેમક ભુલ કરી હતી. તે ચીઠ્ઠીમાં કેહ્યું એમ હતું કે જો જવાબમાં હું મના નહીં કહી મોકળું તો તેણે એમજ સહમજવાનું કે હું કબુલ થઇ હતી, અને તે મુજબ હું સુવા જાઉં પછી માહરા બેંડ રૂમમાં દાખલ થવાની તેણે લુઇગી મારફતે ગોઠવણુ કરવાની હતી!

"હું તો એ સાંભળીને હબતીજ ગઇ, અને મોટા ધીક્કાર સાથે તેની અરધી બગલગીરીમાંથી મોકલી થતાં મેં તેને ખુબ ગુસ્સાથી જણાવ્યું કે મેં તેને જવાબ નહીં મોકલ્યો, કારણકે મેં તેની એ પાપભરી પત્રીકા બીલકુલ વાંચીજ ન હતી. તે એ સાંભળતાં જરા દબાયો, અને પછી મેં તેને એકદમ માહરો ઓરડો છોડી જવા હુકમ કરયો. મેં કહ્યું કે અગર નહીં તો માહરા નોકરનફરોને શોહોર કરી હું તરત બોલાવશ. આથી તે જરા ધચુપચુ થયો, પણ તેટલાંમાં તો બાજુમાંની એક મોટી શોભીતી બારીના અખંડ કાચનો કોઇએ ભુકો ભુકો કર્યો, અને બીજીજ પળે દોજખના એક શેહતાનનીજ સરબસર અદાથી, માહરી ભયની એક મોટી ચીસ વચ્ચે, માહરો ભરથાર અંદર ધસી આવ્યો. તેણે આવતાં સાથે એનજેલોને ગલચીમાંથી પકડયો, અને આપણે આંખ ઉંઘાડીને પાછી બંધ કરીએ તેટલાંમાં તો—તે જવાંન સાંમો થવા હીંમત એકઠી કરી શકે તે આગમચ—એક વેહતી કટારી તેણે તેની છાતીમાં આરપાર ચલાવી દીધી!"

હયાં તેણીએ પોતે, તે બનાવની યાદ તાજી થતાં, પાછા આંખે હાથ ઢાંકી દીધા, અને ટેબલ પર માથું પટકીને દુસકે દુસકે રડવા લાગી, કે જ્યારે પાછી તેને સમજાવીને શાંત કરવાને અમારાથી જે બન્યું તે અમોએ કહ્યું અને કર્યું.

"એનજેલો તો એક દચકાં સાથે તુરતજ આખર થઇ ગયો, અને એ ખુનામરકીનો દેખાવ જોતાં માહરી આંખે અંધારાં આવ્યાં, જેથી હું કાંઉન્ટના પગ પાસે બેહોસ ટુટી પડી," બીએત્રીસે પોતાની દુઃખભરી કાંહણી કેહવાનું જરા વારે પાછું ચાલું કરયું; "એ પછી હું જ્યારે પાછી હોસમાં આવી ત્યારે હું માહરાં બીછાંણાંમાં હતી, અને માહરી પાસે માહરી દાયાઓ બેઠેલી હતી. તેઓ મને દયાથી તેમજ ધીક્કારથી જોતી હતી એમજ મને લાગ્યું. દેખીતી રીતે તેઓ મને જારીની અને દોષીતજ માનતાં હતાં, અને હું માહરાં આખાં તનબદનમાં તેથી કમકમી. મેં તેઓને ખાત્રી આપી કે હું બીલકુલ બેગુનાહ હતી, પણ તેઓ જાંણે માહરૂં કેહવાનું માનતી નહીં હોય તેમ જ્યાદા કાંઇજ બોલી નહીં. ફકત તેઓમાંની એક શાંતીથી રડયા કીધી, ને મને લાગ્યું કે પેલી એક બીજી કરતાં માહરે વાસ્તે તે એક થોડુંક ભલું માનતી હતી ખરી. મેં તે ઉપરથી, સમજાવીને તેનેજ કાંઉન્ટને બોલાવી લાવવા મોકળી, પણ તેણે જવાબમાં માહરી શીહા સુરત ફરીથી કદીબી નહીં જોવાનું મોટા ગુસ્સે થઇને કહી મોકળ્યું. મેં, એ ઉપરથી, બીછાણાંમાં બેસીને બધો માહરો સાચ્ચેસાચ્ચો

હેવાલ તેને લખ્યો, અને તે સચ્ચાઇના પુરાવામાં લુઇગીનો હવાલો વકીક આપ્યો. તેણે તો મને તે ચીઠી વાંચ્યા વગર ઘણા ગુસ્સાથી સઘડીમાં બાલી નાખતાં નજરોનજર જોયલી હતી, અને તેના જવાબમાં બી તે છતાં માહરા ખાવંદે મને પોતાનો તુચ્છકારજ કહી મોકલ્યો. હવે માહરે શું કરવું? મેં બાલેબાલ પીખ્યા, અને હું ગોયા ઘેલી દીવાની થઇ ગઇ. મેં જોયું કે બધું માહરી વિરૂધ્ધજ ગયું હતું. લુઇગીમાં તો મને વિશ્વાસ હતોજ નહીં. મેં તેને સખત હડધુત કીધો હતો, તેનાં વેરમાં મને લાગ્યું કે એવી કોઇ ચીઠી માહરી કને લઇ આવ્યાની વાત યા તો તે સદ્દા નામુક્કર જવાનો, અથવા તો તે ચીઠ્ઠી બી મેં આખી વાંચી હતી, અને મરનાર એનજેલોને બોલાવવાની મતલબથીજ તેનો જવાબ આપવા ના કહયું હતું એમ તે માહરા વરને જરૂર ખોટું ને ઉલટું સમજાવવાનો!

"એ પછીની બીજી સહવારે ત્યાં એક મૅજીસ્ટ્રેટ આવીને જુબાનીઓ નોંધી ગયો. કાંઉન્ટે તેને ખુલ્લું કહયું કે તેણે પોતેજ માહરા બૅડ-રૂમમાં મરનારને પકડયો હતો, અને તેથી ઇટલીના કાયદા મુજબ એક બોહારી પામેલા ખાવંદની દુખાયલી લાગણીના જોરાવર હકથી તેણે તેને ત્યાં ને ત્યાં ઠાર મારયો હતો!

"અને પછી શું થયું? ઓ, પછી શું થયું તે કેહવાને વાસ્તે માહરી પાસ બોલોજ નથી. તે મૅજીસ્ટ્રેટના જવા પછી છેક બપોર થયા બાદ કાંઉન્ટ મને જે માહરા બડરૂમમાં કેદ રાખવામાં આવી હતી તે ઓરડામાં આવ્યો. તેની આંખમાં એક જંગલી ઝનુન અને સખ્ખતમાંસખ્ખત કીનાનીજ ઉમીદ વંચાતી હતી! તેણે માહરી પેલી ચોકીમાં રાખેલી બન્ને દાયાઓને અંદર આવતાં સાથે બાહેર મોકળી દીની, કે જ્યારે તેણે માહરા પ્રમાણીક ખુલાસાઓનો આટલો બધો અનાદર કરેલો હોવાને લીધે હું તેની સાથે ગુસ્સાથી જરા રીસાઇ રહી. હું કાંઇ બોલીજ નહીં. માહરે તો જોવું હતું કે તે મને શું કેહવા માંગતો હતો; મગર તેણે તો પાછી તાણાંજાણી ને હડધુતથીજ માહરી સાથે વાત કરવા માંડી, અને પછી પોતાના ખરા આકારમાં તે જાહેરી જાહેર થયો. તેણે મને જાં'ણ્યું પોતાના તરફના ખુલાસામાં મને કહ્યું કે 'હું જયારે ગઈ સ્હાંજે તુંને બાગમાં એકલી છોડીને વીલામાં પાછો ફર્યો ત્યારે ખરેખર તો માહરા સોલીસીટરોને જવાબ કરવાની દયાનતથીજ પાછો ફર્યો હતો; પણ તે જવાબના એક બે બોલ લખી રહીને જેવો હું તાહરી આગળ પાછો આવવા ગયો કે મેં એ માહરી ઈજ્જત લેનાર બદમાશને તાહરા પગ પર પડેલો જોયો, અને ત્યારથીજ માહરૂં માથું ફરી ગયું. તેં મહને આવતો જોઇને તેને એસારો આપ્યો અને તે ઉઠીને બાજુમાંની ઝાડીમાં ભગાઇ ગયો તે મેં બધું બરાબર જોયું. મેં, તોપણ, તે નહીં જોયલું હોય એવાંજ ચરત કર્યાં, કેમજે મેં જોયું કે તું જો નિર્દોશજ હશે તો સઘળી ખરી હકીકત મને તાબરતોબ કહ્યા વના રેહવાનીજ નથી, પણ તું તો કાંઇ બોલીજ નહીં, અને કાંઇ બન્યુંજ નહી હોય તેમ મહારી આગળ તે વાતજ ખાઇ ગઇ, એટલે માહરી આંખમાં ખુંન ચઢી આવ્યું. મેં તેથી તરત ત્યાં ને ત્યાં માહરાં મનમાં માહરા પ્લાન રચ્યા. મેં તુંને ગભરાએલી જેવી જોઇ તે વટીક મેં તુંને જાણવા દીધું નહીં, અને તુરત મુસાફરીએ નીકળી પડવાનું બાહણું બતલાવી હું ઘરમાંથી બાહેર પડયો; પણ હું કયે લાંબે ગયોજ નહીં. ફકત થોડુંક જઇ ગાડી ત્યાંજ પડતી મેલી હું તરતજ પાંઉપ્યાદો ઘર પાછો ફરયો,

અને બાગમાં સંતાઇને મેં માહરી ચોકસીઓ રાખી. મેં એ પાપી મરનારને પછીથી તાહરા સુવાના ઓરડામાં દાખલ થતો જોયો. તે બારણું કોઇ દહાડે ખુલ્લું નહી રેહતું હતું, અને આજે તે ખાસ ખુલ્લું મેલાયલું હતું તે જોતાં સાથેજ તાહરી બેવફાઇ વાસ્તે માહરી મજબુત ખાતરજમા થઇ ગઇ. મેં તાહરા પાપના એ ઉપરાંત બીજા ઘણાએક પુરાવા પકડેલા છે. તેં ગઇ રાત્રે તાહરી દાયાઓને વટીક તને મદદ થવા દાધી નહીં. તું ગુહનેગાર તેને મલવાને વાસ્તે એટલી બધી અધીરી પડી ગઇ હતી! લુઇગીએ બી બધી ખરી વાત મને કહી દીધેલી છે. તેને એ લુચ્છાએ તુંને આપવાનું જે કાગળ આપ્યું તે નિર્દોશ ભોલાઇમાં એ તાહરી પાસે લાવ્યો, અને તે વાંચતાં તું ખુશીથી ઉશ્કેરાઇને લાલ થઈ ગઇ તે, એ કહેછ કે, તેણે પોતે બરાબર જોયું હતું. તે પછી "કાંઇજ જવાબ નથી" કરીને તેં એને રૂખસદ કર્યો, અને ત્યારેજ એ કહેછ કે કાંઇ બી કાળુંઘોળું હોવાનો તેને મજબુત વેહેમ ગયો!"

"તે લુચ્છાને પકડીને ચીરી નાંખવો જોઇશે!" મારકવીસે એ સાંભળતાં ઘણા ગુસ્સાથી બખાલ્યું.

"માહરી ગરીબ બેહન! તાહરી વફા પર કેટલી બધી જફા!" મારશ્યોનેસ ઘણાં દુઃખ સાથે એકમત થઇ.

"હવે કહેવાનું થોડુજ રહેલું છે, માહરાં વહાલાંઓ," બીએત્રીસે ચાલુ રાખ્યું; "માહરા ધણીએ જે મને ખોટા આરોપોથી ગુંગલાવી તેનો મેં ખરા ખુલાસા તડ ને ફડ આપ્યા, પણ માહરૂં તો તેણે કાંઇ માન્યુંજ નહીં. તે તો ગુસ્સા અને કીનાથી બસ જાંણે ઘેલોજ થઇ ગયો હતો! છેલ્લે તેણે મને પોતાની પાછળ આવવાનો હુકમ કીધો, અને હવે વળી નવું તે શું કરવા ચાહતો હતો તે વાસ્તે અજબ થતી એક ચાવી આપેલાં પુતલાંની કીસમે ઉઠીને હું તેની પાછળ ગઇ. તે મને એક બીજા મોટા હૉલમાં લઇ ગયો, અને હું અંદર પાસ થઇ જવા પછી તેનું બારણું તરત પોતાની પુઠે બંધ કરીને કળમાં ચાવી ફેરવી લીધી. એ પછી તેણે તે ઓરડાની પોહલાઇમાં ખેંચેલો પરડો ખીસાડી નાખ્યો, અને મેં ધ્રુજતાં ને વળ ખાતાં તનબદન સાથે શું જોયું? મુવેલા એનજેલો મારાનોને તે મોટા ઓરડાની વચમાં જ્યાં એ મોટું ઝુમ્મર ટાંગેલું રેહતું હતું તે ઉતારી નાખીને ગલાંમાંથી ભારવટયા સાથે ત્યાં લટકાવી દીધેલો હતો!"

"એટલો કમીનો? એટલો કંગાલ? એવો ખવીસ?" મારકવીસ જાસ્તી ઉશ્કેરાયો; "માન્યું કે તેણે તુંને અપરાધીજ માની લીધી, તોબી તે જવાંનને તેણે જાનથીજ માર્યો હતો તે શું બસ નહીં હતું?"

"અરે એટલુંજ કયાં હતું?" બીએત્રીસે હાલ પણ વળ ખાતાં તનબદનને આગળ ચલાવ્યું; "તેણે મને કરપીણપણે ફરમાવ્યું કે "આએ તાહરા મુવેલા વાહલાની લાસ આગળ એ લાસ બધી અહીં ને અહીં સબડી જોય અને અંદરથી ગંધારા નીકળે ત્યાં સુધી તાહરે કેદ રેહવાનું અને એજ મોહતે મરવાનું છે! એજ તાહરે વાસ્તે મેં સજા નક્કી કરેલી છે! તે જોતાં જોતાં યાતો તું તરફડી તરફડીને મરી જાએ કે નહીં તો શુધ્ધબુધ્ધ સદાની

ખોદી બેસી દીવાની થઇ જાએ એ માહરો અરમાન છે! અમો ઇટાલીઅનોનો કીનો એજ જાતનો સદા બયાંગર અને ઝનુની થાય છે!"

"મેં તેના પગ પર, એ સાંભળતાં, માહરાં માંથેમાથું ફોડી નાખ્યાં ને માહરા બાલે-બાલ પીખી કાહડયા કે તમે એ ડરામણી હાલતમાં મને એકલી ના છોડી જાઓ, પણ તે માહા કરપીણે મુતલગ માહરૂં માન્યું નહીં! મેં ખોદાને કોઇ મોઅજેજાથી માહરી નિર્દોશતા પુરવાર કરવા બી પુકારીને વિનંતી કરી, પણ કોઇ મોઅજેજો બી થયો નહીં! ખુદા બી જાણે બેહરો થઇ બેઠો હતો! અંતે તે મને એમ ત્યાં એકલી મુકી, બારણું બાહરથી ચાવી લગાડી બંધ કરી, ચાલતો થયો, અને—ઓ ખુદા, હું ઘેલી દીવાની થઇ ગઇ. એવા ભયંકાર તે કાંઈ કીના થતા હશે? બારીએથી નખાવી દેવા હું બારીઓ તરફ ધસી ગઇ, પણ બારીઓ બી ચપટ બંધ કરીને રકુ કરી લેવામાં આવી હતી! મોહતમાં બી મને રાહત મળે એવું તે કરપીણ ચાહતો ન હતો. તે સીતમગાર મને જાંણે જફાનેજ વાસ્તે થોડુંક જ્યાદા જીવાડવા ચાહતો હતો. બારીઓ ચપટ બંધ કરીને રકુ કરાવી લીધેલી હતી, મગર તેનાં શીનીશન થોડાં થોડાં ખુલ્લાં રાખીને હવા ઉજાસની થોડીક આવજાની ખાસ ગોઠવણ રાખેલી જોવામાં આવતી હતી!

"અરે, એ માહરાં દુ:ખની અને માહરી પરના બેહદ સીતમની બારીકીઓ બ્યાન કરવાને માહરી પાસે શબ્દોજ નથી. ચાર દહાડા ને રાત મને એ મુજબ ત્યાં તે લાસ સાથે કેદ પુરવામાં આવી. એક પાણીનો ગોટ અને એક સુકકી રોટલીનો ટુકડો ફકત મહને અવાર-નવાર ત્યાં પોંહચાડવામાં આવતું; તેથી જ્યાદા કશુંજ નહીં. હું જીવતી તે મુવેલી લાશને સદા ભયભીત આંખોએ ટીકતી મુવેલી જેવીજ દહાડો ને રાત ત્યાં પડી રેહેતી, અને તે દેખાવ અવારનવાર જીવ ચાહે ત્યારે અંદર આવીને જોતાં તે દોજખીના જીવને ઘણી તાદક પડતી દેખાતી હતી! હું ઘણુંકરીને તો બેહોસ બી રહેતી, કેમજે એક કગરમ બી એ ચાર દહા-ડાના જુલમગાર અરસા દરમ્યાનમાં હું ખાઇ શકી ન હતી.

"અંતે છેક ચોથી રાત્રે ખોદાએ તદન નહીં ધારેલી બચાવની બારી અચબુચ મને મોકળી આપી! તે રાત્રે ધારા મુજબ કાંઉન્ટ મને સતાવા અને દુ:ખી થતી જોવા ઓરડામાં આવ્યો, પણ અંદર આવતાં સાથે એતેફાક તેને સખ્ખત ઠોકર લાગી, અને તે ઉંધે મસ્તક પડયો!! દીસતી રીતે એમ કરતાં તેનું માથું ઘણાં જોશથી થપકાયું, અને તે બેહોસ થઇ ગયો! આહા, તે વખતની માહરી ખુશાલીનું હું શું બ્યાંન કરી શકું? પેહેલાં તો મહને જરા એમ બી ડર થયો કે તે આ બધાં ચરત કરતો હતો, અને હું નાહસી જાઉંછ કે નહીં તે માજનું તપાસવા માંગતો હતો, કે જેથી મને પાછી પકડીને માહરાં એ દોજખી કેદમાં પુરવા ને મને ફરીથી નાઉમેદ કરવા તે બેવડી મોજ મેળવી શકે! પણ નહીં; હું તરત માહરી ખાત્રી કરી શકી કે તે ઓરડો રાત્રે તે ગંધાતી ભયંકર લાશ સાથે બને એટલો માહરે સારૂં ભયભીત કરવા વાસ્તે જે અતી ઝાંખી રોશની ત્યાં પુરી પાડવામાં આવતી હતી તેનો તે પો-તેજ ભોગ થઇ પડયો હતો, અને સખ્ખત ઠોકર ખાધેલી હોવાનાં પરીણામમાં તે માથામાં માર લાગવાથી ખરેખર બેહોસ થયો હતો!

"અને હવે ત્યારે હું ચોખુંજ શાની? સારાં નસીબે એ વખતે રાત ઘણી ગુજરેલી હોવાથી નોકરનફરો પણ વગેસગે થઇ ગયાં હતાં, જેથી આગળું બારણું વગર ગરબડ કરવે એક ઝપાટે ઉઘાડી નાંખી હું બાહેરની ચોખ્ખી હવામાં ઉતરી!"

"પણ ત્યારે ત્યાંથી ઉતરેલી દોડીને પાધરી અમારે ઘેરજ કાંય નહીં આવતી રહી? કાંએ તે પછી બી એટલાં જીવતાં દોજખ તેં અનુભવ્યાં અને ઉંચકયાં, છોકરી?" મારસ્યોનેસે ઠપકો આપ્યો.

"મને લાગ્યું, બેહેન, કે આખી દુન્યાજ માહરી સાંમે રૂઠેલી હતી, અને કોઇ માહરૂં ખરૂં માનવાનુંજ ન હતું!" તેણીએ જવાબ કરયો; "મને આખી દુન્યા અકારી ઝેર થઇ પડી હતી! હું કેમ તે પછી હીણાતી અફળાતી ઇગ્લાંડ આવી તે હું તમોને કહી શકતી નથી. માહરી પાસે માહરાં આંગલાંઓપર જે વીંટીઓ હતી તે પાણીને મુલે હું વેચતી ગઇ અને માહરો નીભાવ બડી મુસ્કેલથી કરતી ગઇ; અને છેલ્લે અંતે પેટપુરૂં પ્રમાણીક કમાઇ ખાવાની મતલબથી હું ભલાં મીસ ત્રેફર્ડને મલી. મને લાગ્યું કે માહરે બરનું એજ એક કામ હતું કે જેમાં હું માહરૂં પેટપુરૂં પેદા કરી શકશ; અને ભલાં મીસ ત્રેફર્ડે મને સધ્યારાથી હીમ્મતના સુખનો કહવા, કે જે માહરી પરની દીલ જખમાવનારી આફતો પછીના પેહેલાજ હતા! એમ છતાં જે રાત્રે, મીસ ત્રેફર્ડ, પેહલવેહલી હું તમોને સ્ટેજપર મળીને ઠીએટરમાંથી ઉતરી, ત્યારે તમો માનશો? મહને પેહલો જે સાંમો મળી ગયો તે ભરથારોનાં પવિત્ર નામને બી શરમાવે તેવો એ માહરો કરપીણ ભરથાર કાંઉન્ટ હતો!! મને તરત લાગ્યું કે તે મને વળી નવેસરથી પકડાવશે ને સતાવશે; પણ નહીં. તેણે એટલુંજ કહયું કે તે મને અંતકરણપુર્વક ધીક્કારતો હતો, અને મને પોતાની મોહરદાર તરીકે જાહેરમાં કે ખાનગીમાં કશીજ રીતે કબુલવાને હવે ખુશી નહી હતો. મેં પણ તેને તેજ કહયું. મેં તેને ખાત્રી આપી કે મેં તેનાં નામપર સદાનો પુરોજ મુકયો હતો, અને એ પછી અમે છુટાં પડયાં બાદ મેં આજ તક ખુદાની દયાથી તેની શીહા સુરત કદી પાછી જોઇ નથી."

આ તેણીની તે ખરેખરી દીલ ધ્રુજાવનારી કેફ્યત ને કાંહાંણી હતી કે જે સાંભળીને અમો ત્રણ જણ થથરી ગયાં. એ પછી કાંઉન્ટ કયાં રેહતો હતો તે જે હું શોહધી કાઢવા પાંમી હતી તે વાત ધીરજથી બીએત્રીસને જાહેર કરવા મેં તેની બેહન મારસ્યોનેસજ સોંપ્યું કેમકે તે બહેન બંનેવીનો નક્કી એરાદો હતો કે નિર્દોશ બીની વફા તેને તે કરપીણ ખાવંદ આગળ જરૂર કોઇપણ સુરતે ઉઘાડી અને પુરવાર કરી આપવી.

---

## પ્રકરણ ૮૦ મું.

બીજે દહાડે બપોર પછી બીડાને મળવા હું ઝારાને ઘર પાછી ગઇ. વાંચનાર યાદ કરશે કે તે સુંદર છોકરીને હું માહરી સંભાળ હેઠળ લેવા ચાહતી હતી, અને તે વાત વાસ્તે અમો આજે ઝારાને ઘર રૂબરૂ મલવાનાં હતાં. વળી આજે હું વધારે ઉતાવળમંદ થઇને ઝારાને ઘર એટલા વાસ્તે ગઇ કે કોઈ બી સુરતે બીએત્રીસની નિર્દોશતા વાસ્તેક રપીણ કાંઉન્ટની ખાત્રી

કરવામાં હું માહરી હીસ્સેદારી આપવા ઘણી આતુર થઇ રહેલી હતી. હવે તે બે કદી બી પાછાં એકઠાં મળે અને અરસપરસ નેહસ્ત ગઈ ગુજરી ભુલી જઇને ઘણી ઘણીઆણી તરીકે સુખથી ને એખલાસથી કદીબી પાછાં રહી શકે એ તો માનવું ને બનવુંજ માહલ હતું. કાઉન્ટનું કરપીણપણું એ બવાં વાસ્તે છેક છેલ્લાંમાંછેલ્લી હદ કુદાવી ગયું હતું, કેમકે અકકલ કબુલ નહીં કરે અને ઇનસાન્યત માફ વટીક નહીંજ કરી શકે એટલા બધા સીતમ પછી હવે તેઓના સબંધમાં એવી ઉમેદ કરવીજ માહાલ હતી; પણ, તેમ છતાં, તે કેટલો બુરો અને કેટલો દોજખી થયો હતો તે વાસ્તે તેની એક વખત ખાત્રી તો કરવીજ જોઇએ? પણ તે કેમ કરવું તે કાંઇ મને સમજણ પડી નહીં, અને હંમેશ મુજબ ત્યારે ખુદાની યારી ને ખુદાના બનાવો પરજ ભરૂસો રાખી હું ઝારાને મળવા ગઇ.

અને એતેફાકો આ કીસમની વારતાઓનો જરૂરી પાયો થઇ પડે છે તેમ હું ઝારાને મળવા ઓટલા પર ચઢી કે એક આદમી નીચે આવતો મને જોઇ અદબથી બાજુ થયો.

તે વરસ પાંત્રીસેકની ઉંમરનો ઝાંખા ચેહરાનો બેઠ્ઠી બાંધણીનો હતો, ને તેના ચેહરામાંજ કાંઇ એવું હતું કે જે સામાં આદમીને જોતાં સાથે નજ ગમે. મને પોતાને તો તે ચેહેરો જોતાં સાથે ખરેખર નહીંજ ગમ્યો એ તો ખરૂં. તેના પોશાક પરથી તે કોઇ ખાસ ખીદમતગાર કે હજુરયા જેવોજ મને લાગ્યો, ને મેં તરત માહરાં મનને સવાલ કરયો કે કાંઉન્ટ જે ઉપલે મજલે રહેતો હતો તેનો પેલો વિશ્વાસુ ખીદમતગાર લુઇગીજ તો એ ન હોય?

પછીથી હું અંદર જઇને ઝારાને મલી. સુંદર બીડા હજી આવેલી ન હતી પણ ઝારાએ મને જણાવ્યું કે તેણે નકકી કરીજ મેલ્યું હતું, ને જે વખત જતો હતો તેમાં તે આવવીજ જોઇએ. ઝારાની ઘરડી મમાઇને તો એમજ સમજાવામાં આવ્યું હતું કે બીડાને ઝારા પોતેજ પોતાની ખીદમતમાં રાખવા ચાહતી હતી.

મેં, તેથી, એ ગોઠવણ વાસ્તે ઝારાનો ઉપકાર માન્યો, ને પછી સ્હેજ પુછતી હોઉં તેમ વાતમાં વાત મેળવી પુછ્યું, "ને એ પેલો કોણ હતો, ઝારા, જે હું હાલમાં અત્રે આવી ત્યારે મને ઓટલાપર મળ્યો?"

"ગલાંપર લાલ રૂમાલ બાંધેલો હતો તે?"

"હા, તેજ."

ઝારા ખુશ મિજાજે હસી. એ તો કાંઉન્ટનો પરસનલ હજુરયો છે," તેણીએ કહ્યું. "બડો પતરાજખોર છે. પોતાને વાસ્તે ઘણું મોટું ધારે છે, ને મને તો જોતાં સાથે માહરી જોડે પ્યારમાં પડેલો છે!"

"શું કેહેછ!" મેં ઘણી ગમત પામી કહયું.

"હા," ઝારાએ જવાબ કરયો. "પેહેલ્લાં તો મને જતાં આવતાં, જો હું વરંડામાં ઉભી હોઉં તો, ડોલો ખોબીખોબીને જોતો હતો, ને પછીથી જરા આગલ પગલારાં લીધાં: અને બીલ્લી ટપકાવીને હસ્તે ચેહરે કાંઇ ને કાંઇ ખુશ મિજાજી વાત કશાવતો આવે ને વાત કશાવતો જાય!"

"ને તેં તેને ઉત્તેજન આપ્યું?" મેં જરા અજબ થઇને પુછયું.

"નહીરે, ઉત્તેજન શાંનું પથરાનું આપે?" ઝારા હસી; "મેં તો સાંમો ઘપેડો બનાવ્યો! મને બાજે વખત થોડી ગમત કરવા ગમેછ."

"પછી?"

"પછી તો તે એમજ સમજ્યોછ કે હું બી તેની સાથે પ્યારમાં પડેલીછું," ઝારાએ ખુબ હસતાં જવાબ કરયો, "અને તેથી હવે તે અવારનવાર માહરા ઓરડામાં બી ઘસી આવેછ. મને સહમજાવેછ કે જોકે જમાનાની ગીરદેશીથી હાલ તે કાંઉન્ટના ખાસ ખીદમતગારની નોકરી પર છે, તોબી ખરેખર તો ઘણો ખાનદાની આદમી છે, અને કાંઉન્ટની છેલ્લાં દસ વરસની નીમકહલાલીભરી નોકરીમાં અચ્છી રવેસે ખાટેલો હોવાથી પુરતો અવેજ જમા કરેલો બી છે."

"વાહ, ત્યારે તુંને તો મજાહજ મજાહ છે!" મેં મજાક કરી—અને પછી ગંભીર થતાં વધારયું, "પણ એણે વાતચીતમાં પોતાના શેઠનું ખરૂં નામ કારબનીના કાંઉન્ટ તરીકે કદી જાહેર કરયુંછ, વારૂં?"

"નહી, મુતલગજ નહીં," ઝારાએ કહયું; "તેમ તો એ જાંણતોજ નથી કે એ લોકને ત્યાં છુટક કામ કરવા આવનારી છોકરી મારફતે મેં એના શેઠનું ખરૂં નામ અને પેલાં ભયભીત પીકચરનો ભેદ મેલવેલો છે. લુઇગી હજી સુધી તો——"

"લુઇગી?" હું ચમકી; "એ ખીદમતગારનું નામ ત્યારે લુઇગી છે ખરૂં?"

"હા, પણ કાંએ, બેહેન, એ નામ સાંભળી તમે પોતે એટલાં ચોકયાં કાંય?" ઝારા અજબ ગઇ, "શું એ નામ તમને કોઇ રીતે જાણીતું છે? શું એ નામ તમે આગળ કેયે સાંભળેલું છે?

મેં થોડોક વિચાર કરયો. અત્યારવેર હું બીએત્રીસનું ભલું વાંચીને જે એ ઝારાની મદદ શોહોધતી રહી હતી તેમ કરતાં મેં તે દુખી બાળાનો ભેદ એને કશોજ કહયો ન હતો, પણ હજી શું એ ભેદ એમજ તેનાથી છુપાવી રાખવો વાજબી હતો? જ્યારે કમજાત લુઇગી એ રીતે સપાટામાં આવ્યો હતો ત્યારે તો ગરીબ બેગુન્હા બીનું નિર્દોશપણું તેના કરપીણ ભરથાર સમક્ષ પુરવાર કરવાનું કેવળ બચ્ચાંની રમત જેવું સ્હેલ હતું; પણ તે બધું ઝારાની મદદથીજ બને એમ હતું, ત્યારે ઝારાનો અવિશ્વાસ કરવો પાલવેજ કેમ? વળી, મેં જોયું કે તે તદન ભરૂસો મેળવા જોગજ એક દાનાવ છોકરી હતી, અને તે ઉપરથી મેં બન્યું એટલું ટુંકમાં પણ પુરતી વીગતો સાથ કાંઉન્ટ ઑવ કારબનીને ત્યાં ગરીબ બી પર જે દુન્યાવરણના સીતમો ગુજરયા હતા, ને તેમાં આ લુચ્છા લબાડ લુઇગીએ પોતે જે આગેવાન ભાગ લીધો હતો તે બધું પાક વિશ્વાસમાં તેણીને કહયું, ને ત્યારે તે સન્નાની ગરમ અને દીલસોઝ તબ્યતની છોકરી માહરી ભલી મુરાદમાં મને પાર ઉતારવા ઘણુંજ ખરાં દીલથી શામીલ થઇ ગઇ. તેને લુઇગીપર જે અભાવ હતો તે એ વાત સાંભળવાથી જ્યાદા મજબુત થયો, અને તેને, તેથી, પ્યારનાં નીમીતની સફતજામાં લેવાને તે સાચી જીપસી છોકરીએ ગરીબ બીના લાભમાં પોતાની દીલોજાન શામીલગીરી મને પ્રૉમીસ કરી.

અને પછી શું કરવું ને કેમ કામ લેવું તેનાં અમોએ સાથે બેસીને પાટર્યા ગોઠવ્યાં. અમો તદ્દન એકમત હતાં કે એવા એક બુરાપર થોડીક જરૂરી બુરાઈથી ફાવત મેલવવી એમાં ગુન્હા કશો ન હતો, અને તેથી ઝારા પણ તેના જોડે પ્યારમાં પડી હતી ને તેને કબુલ કરવા ચાહતી હતી એવી તે લુચ્છાને થાપ આપીને તેની શેઠાણીના સંબંધમાં તે જે ભયંકર દગો રમ્યો હતો તેનો એકરાર તે મુર્ખા પાસે કોઇ સુરતે કરાવી લેવો એ અમારો અરમાન હતો. દેખીતું હતું કે ગરીબ બીએત્રીસે જે કાંઇ ખમ્યું તેનો પણ ઘણી હદ સુધીનો ઝીમેદાર તેજ હતો. જો તે પ્રમાણીક થયો હતે ને બી તે મરનારનું કાગળ જોતાંજ ખફા થઇ હતી ને વાંચ્યા વગરજ તેણીએ તે કાગળ સઘડીને સ્વાધીન કરયું હતું તે પોતાના શેઠને ખરેખરૂં તેણે કહી દીધું હતે તો આ ભયંકર ખરાબી થતેજ નહીં; પણ તેથી ઉલટું તેણે તો પોતેજ પૈસા બદલ પોતાને એનજેલોને વેચી નાખ્યો. તેણેજ બેડ–રૂમને લગતું બગીચાનું બારણું ખસુસ ખુલ્લું રાખી મરનારને ઘરમાં રાત્રે મોડેથી દાખલ કરયો, ને તે છતાં વળી પછીથી તેણેજ છતો થઇને પોતાના શેઠને બધું જુદ્દું ને ઉલટું સમજાવ્યું, અને બીએત્રાસને તેની ખુંનખાર આંખ્યોમાં ઘણી શીહા ચીતારી, ત્યારે એવા એક નાતરસ પર અમારે શાંની દયા કરવી કે રહેમ રાખવી જોઇએ?

અને અમો એ મુજબ લુચ્ચાઇગીનો ઘાટ ઘડવાનો અમારો પ્લાન રચીને તરતનાં પરવારેલાં હતાં તેવામાં બીડા આવી. સારૂંજ થયું જે ધારવા કરતાં તે થોડીક મોડી થઇ, કેમજે તે અરસામાં અમો બીએત્રાસને નિર્દોશ ઠરાવા જેવી અમારી યોજના ઘડી શકયાં.

હવે બીડા આવી ત્યારે હું ડ્રાઈંગ રૂમમાં એકલીજ હતી, કેમજે મનેજ તેની સાથે વાત કરીને માહરી ગોઠવણો કરવાની હતી, જેથી ઝારા મને તરતની એકલી મુકીને ફરવા જવા વાસ્તે અંદર તૈયાર થવા ગયલી હતી. એ ઉપરથી તે ન્હાની મીઠી છોકરી આવી એટલે મેંજ તેને ઘણાં હેતથી માહરી પાસે બોલાવીને બેસવા કહયું, અને તે છેક માહરી લગોલગમાં એક ખુરસી ખેંચી તે પર બેઠી. તેના ભરેલા બતાસા જેવા ગાલોના મીઠા હોઠ તે વખતે ખુશીમાં મલકાતા ને હસતા હતા, ને તેથી તે જ્યાદા ખેંચાણકારક નજરે આવતી હતી. તે નીચેથી ઉંચું ન જુએ ને ભોયમાં ભરાવા માંગ્યા કરે તે જાતનું કોઇ સ્ટુપીડ શરમાલ ઝાડ ન હતું, તેમજ, વળી, નફ્ટ બની ગયલાં છટેલ ને છકેલ આવે છે તે માંહેલી પણ તે એક ન હતી. હીંમતવાન પણ મર્યાદશીલ અને થોડાક સ્વતંત્ર દેખાવ કરનારી તોપણ પુરતી અદબવંતી એક છોકરી તરીકે તે મને જોતાં સાથેજ ગમી.

તે ડ્રેસ બી આજ તો ઘણો વધારે મજાહનો કરી આવી હતી, ને હાલમાં રખડેલ જીપસીપણું તેનામાં કશીજ રીતે જોઇ શકાય એમ ન હતું. ઝારાએ તેને હું મલવા માંગતી હતી તે અને માહરી મકસદ પણ કહીજ મેલી હશે એમ મને તરત લાગ્યું, કેમજે તે એક નાઘલા "લેડી" થઇનેજ આવેલી હતી, ને તે તેના સુફેદ પોશાકમાં તે એક નાઘલી પરી જેવી—એક પુતલુંજ જાંણે—નજરે આવતી હતી. તે મને ધારીધારીને જોતી હતી—જાંણે મને પોતા કરતાં ઘણી ચઢયાતી માનતી હોય, ને હું તેના પર મેહરબાન થતી હતી તે તેને ઘણું ગમતું હોય તે કીસમે!

# પ્રકરણ ૮૧ મું.

"તું જાંણેછ, બીડા, મેં શું કરવા તુંને આજે અત્રે મને મલવા બોલાવીછ તે?" મેં અંતે નરમાસથી પુછ્યું.

"જી હા; મને ઝારા બેહને કહેલું છે કે તમે કંઇ માહરૂં ભલું કરવા માંગોછ," તેણીએ મીઠા સરોદથી કહ્યું—અને તેણીના અવાજમાં પણ ગાયન હતું! "મને પહેલ્લાં તો ઝારા બેહને કાંઇ તમારી પર મુસ્કેલી આવે તો તમને બચાવી લેવા વાસ્તે ચોક્કસ ચોક્કસ તાકીદો કહી રાખી હતી, પણ પછીથી તમે મને મલવા માંગોછ તે ગઇ કાલે કહયું, અને વળી ઘણી સખ્ખત મના કરીને ફરમાવ્યું કે મમાઇ આગલ કોઇબી વખત કોઇ બી કારણે માહરે તમારૂં નામ આપવું નહીં!!"

"તું ઘણી ડાહી ને ભલી છોકરી છે," મેં કહયું; "હા, હું તાહરાં ભલાંમાં ઘણી કાળજી કરતી થઇછ, ને તુંને તેથી માહરી નોકરીમાં ને માહરી દેખરેખ હેઠળ લેવા માગુંછ. તુંને ગમશે?"

"ઓ, ઘણુંજ ગમશે!"—અને ખુશી તેની ચતુરાઇભરેલી કાલી ભમ્મર આંખોનાં ઉંડાણમાં નાચતી થઇ હતી તે જાંણે હું જોઇ શકતી હતી!

"શા પરથી ગમશે?"

"ઝારા બેહનેં બધી તમારી વાત માહરી આગળ કરેલી છે તેથી," તેણે એક બચ્ચાંનીજ પાકીજગી ને નિર્દોષતાથી જવાબ કરયો. "મને ઝારાએ બધું કેહયુંછ કે તમે કેટલાં બધાં નેક ને કેટલાં બધાં ભલાં છેઓ, ને તેથી લોક બધું કેવી રીતે તમારી પર રીઝા રીઝા છે! ઝારા બેહને કહયું જે લોક તમોને "રાતો ગુલાબ" કહેછ, અને તમે એવાં હુસ્યાર ઍક્ટ્રેસ છો કે આખી દુન્યામાં તમારી કોઇ જોડીજ નથી. તમો સ્ટેજપર નિકળવાનાં હોવો ત્યારે સારે સારે ઘેરનાં લોકોથી નાટકશાળા બધી ખીચોખીચ ભરાઇ જાયછ, ને ઘણી વખત તો મુતલગ જગ્યા નહીં મળવાથી ઘણું લોક પુષ્કળ નાઉમેદ થઇને પાછું બી ફરેછ!"

"એમ કોણ-એ બધું શું ઝારા તને કહેછ?" મેં એક હાથ પર ભલી ઝારાની માહરે વાસ્તેની ખરી રૂડી લાગણીથી ને બીજા હાથપર તે પુતલાંની એ બચ્ચાં જેવી નિર્દોષતાથી રાજી થતાં ને ગમત પામતાં કહયું.

"જી હા, ને તેથી મને તમારી દોસ્તી કરવા ઘણુંજ ગમતુંતું," તેણીએ ઉલટમંદ જારી રાખ્યું. "કાલે બી તમે અહીં આવી ગયાં ત્યારે આપણે ઓટલા પર મળ્યાંતાં, ને હું તમોને જોઇને ઘણી ખુશી થઇ ને હસીતી બી! મેં તો તમોને મને જે કાંઇ તમારે વાસ્તે કેહવામાં આવ્યું હતું તે પરથી તરતજ ઓલખ્યાં, પણ તમે મને ઓળખી નહીં, ને જરા બી બોલાવી નહીં તેથી મને ઘણીજ નાઉમેદી થઇ."

"પણ તું જો માહરી સાથે આવશે તો તુંને માહરી સાથે પગ ઠેરવીને લંડનમાંજ રહેવું પડશે જો!" મેં તાકીદ કરી; "તો પછી તુંને ખેતરોમાં રખડવાનું ને તાહરી જાતવાલાંઓ પખીન ગામેગામ ભટકવાનું મુતલગ મલશે નહીં. તે તુંને ગમશે? તે તાહરી

જાતવાલાંઓને તાહરે તદન તરક કરવાં પડશે, ને રસ્તે સેદદે કદી તે લોક ઓલખીતાંપાલખીતાં તુંને મલે તોબી જરા બી તાહરે તે લોકનો સ્વિકાર કરવો વાજબી થશે નહીં. તે બધું તુંને કબુલ છે! એ બધાંનો તેં બરાબર વિચાર કીધોછ?"

"મને તે લોકની કોઇની જરા બી દરકાર નથી, મીસ ત્રેફર્ડ," તેણીએ પ્રમાણીક જોસથી કહ્યું. "મને એ રખડેલ જીંદગી મુતલગ ગમતીજ નથી, ને તેથી તમો સાથે સદા લંડનમાં તમારી નોકરીમાં રહેવાનું મને ઘણું—ઘણુંજ ગમશે. ખરેખર તો એ અમારી જાતવાલાંને હું કોઇને ઓલખતીજ નથી! ફકત ટોટનહેમ ખાતે છેલ્લાં છ સાત વરસોથી એક બુઢી જીપ્સીની સાથે હું રેહતી હતી, જે નજીવા જેવા વાંકને વાસ્તે મને મારીને માહરાં હાડકાં બધાં ભાંજી નાંખતી હતી, ને તેથીજ અંતે બેજાર થયલી હું તેને ત્યાંથી નહાસી આવી. એક તે અને આએ મમાહ ને ઝારા સિવાય બીજાં કોઇને બી હું ઓલખતી નથી, ને બીજાં કોઇ મને નથી ઓલખતાં. માહરાં ખરાં અંગત સગાંવાહલાં તો આએ આખી દુન્યામાં કોઇ છેજ નહીં!"

"ને તાહરાં માએ બાપ?"

"તેઓ તો છ સાત વરસ થયાં ગુજરી ગયાંછ," બીડાએ સમજાવ્યું; "અમારા જીપસી વર્ગમાં તે લોકની પૈસાટકા સંબંધી અવસ્થા, હું તો જાણુંછ ત્યાં સુધી, ઘણી સારી કેહવાય, કેમજે અમારી તો પોતાની બે ઘોડાની મોટી મુસાફરીની ઘેરની ગાડી બી હતી. એમ છતાં, તે અમારા પૈસાટકાનું બી ખુદા જાણે એ માહરાં બીચારાં માએબાપનાં મરવા પછી શું થયું તે તો કંઇ ખબરજ પડી નહીં, ને છ વરસ આએ જુલમગાર જીપસી ડોસીને ત્યાં, મેં કહ્યું તેમ, મેં હાડમાર હાડમાર થઇને ટોટેનહેમ ખાતે જેમ તેમ પુરાં કરયાં!"—અને બીડાની આંખમાં એમ કેહતાં મોતી સમાન ચકચકતાં આંસુઓ ઉભરી આવ્યાં, જે સાથે તે અરધી રડતી ને અરધી હસતી છોકરી કાંઇ અજબજેવી દીલકસ દેખાતી હતી!

"માહરાં માએ બાપ જીપસી વર્ગમાં ઘણાં પ્રમાણીક અને ઇજ્જતદાર કેહવાતાં હતાં, મીસ ત્રેફર્ડ," બીડાએ જારી રાખ્યું. "તેઓ ચોટટાઇ લુચ્છાઇનાં કશાંજ કામ કરતાંતાં નહીં, ને તે લોકની તો બાંધેલી એહડી આવક હતી. એક તો—પેલું શું કેહેછ? હા, તે લોકને વરસાનની, મેં સાંભળ્યુંતું કે, કોઇ તવંગર ઘેરથી મોટી એહડી રકમ મલતી હતી, કેમજે કોઇ મોટે ઘેરનું બચ્ચું એ અમારી જાતવાલાં કોઇ રખડેલો ચોરી ગયાં હતાં તેનો એ માહરાં માએ બાપે પત્તો મેળવી આપ્યો તેથી એ લોક જીવે જાગે ત્યાં સુધીનું તે સારાં ઘેરનાં શ્રીમંતાએ તે લોકને એક મોટું વરસાંન બાંધી આપ્યું હતું."

"ને તે લોક બેહેસ્ત પામવા પછીથી તે વરસાન મલતું બંધ થઇ ગીયુંછ?"

"મને એમજ કેહવામાં તો આવ્યુંતું."

"ને તે વરસાંન કોણ આપતુંતું તે તું કંઇ જાંણેછ? તે લોકનાં કોઇનાં નામ તને કંઇ ખબર છે?"

"નહીંજી, તે હું કાંહાંથી જાણું?" બીડાએ નિર્દોશતાથી કહ્યું.

"ને હાલમાં તાહરી ઉંમર શું છે?"

"મને આવતાં પખવાડ્યાંના સોમવારે પંદર પુરાં થઇને સોલમું વરસ બેસશે."

"સારૂં.

ત્યારે, હવે સાંભળ, બીડા," મેં સહમજાવ્યું; "આજથીજ મેં તુંને માહરી નોકરીમાં રાખી, ને હું આજથીજ તાહરો પગાર ચાલુ થયલો ગણશ. હવે આજે તો તું અત્રે ઝારા બેહેન પાસેજ રેહજે, ને કાલે આવીને હું તુંને માહરી સાથે જ્યાં હું રહેલી છેઉં તે ઘરમાં લઇ જવશ. તાહરે ફકત બધું માહરૂંજ નાધલું નાધલું કામ કરવાનું. હું ઝારાને એક રકમ આપી જવશ તેથી તેવણ તુંને તાહરે બરના થોડાક સુઘડ પોશાકો અપાવશે. હવે આ-એ ટુંકા ફ્રોક કાઢી નાખજે, ને ઝારા બેહેન ઘુંટી સુધીના નીચા અપાવશે તે પેહેડવાના કરજે, ને તાહરે જે સમાલવાનું તે એ કે માહરે ઘરનાં બીજાં નોકરનફરોમાં બેલાએ ત્યારે તાહરે તે લોક આગલ તાહરી આએ આગલી પાછલી વાત કંઇજ કરવાની નહીં. ઝારા, મમાઇ, ટોટેનહામવાલી ડોસી, તાહરાં માએબાપ, તે લોકની મુસાફરીની ગાડી કે તે લોકને મળતાં વરસાંનની બી કંઇજ વાત કદી કરવાની નહીં. જુઠું બોલવાનું મને પંસદ નથી ને હું જુઠું તાહરી પાસે બોલાવા ખુશી બી નથી; પણ જો તું કાંહાંથી આવી ને આગળ કાંહાં હતી એમ જો તને કદી પુછવામાં આવે તો એટલુંજ કેહેજે કે તું ગરીબ માએબાપની દીકરી છે, ને મને તું ગમી તેથી તાહરાં સગાંવાહલાંને ત્યાં તું રહેલી હતી ત્યાંથી હું તુંને માહરી નોકરી વાસ્તે માંગી લાવી. તાહરા ખ્યાલમાં આવ્યું?"

"ઘણુંજ સારી રીતે, મીસ ત્રેફર્ડ," તેણીએ તાબેદારીથી જવાબ કરયો. "હું તમારા હુકમ મુજબ એમજ બધું કહેવશ ને કરશ."

એ પછી એજ બધી ગોઠવણોને લગતી વાંચનારને વગર અગતની વાતચીત કરતાં અમે બેઠેલાં હતાં ત્યાં જરા વારે ઝારા તૈયાર થઇને આવી, ને મેં તેને બાજુએ લઇ જઇ તેની સાથ ખાનગીમાં થોડીક વાત કરી લીધી. મેં તેના હાથમાં એક રકમ મુકી કે જેમાંથી બીડાને બરના નવા પોશાકો ખરીદવાના હતા, અને ઝારાની સમજદારી ને ટેરટમાં મહને ઘણો વિશ્વાસ હોવાથી હું તે બાબે ઘણી નચીંત બની.

એ પછી પાછી ઘર જવા આગમચ મેં "મીવર્ટ હોટેલ"માં પણ એક ફેરો લીધો. ત્યાં કલેરા ને બીએત્રીસ એકલાંજ હતાં. મારકવીસ પોતે તો હવે એક બંગલો એ તરફ લઇને પોતાની બૈરી ને સાલી સાથે અત્રેજ થોડુંક સુધી ઠર પડવા માંગતો હોવાથી—મને કેહવામાં આવ્યું કે—એવા કોઇ બંગલાની શોહધમાં ગયો હતો.

બીએત્રીસ હવે થોડી જાસ્તી ઉલટમંદ અને સંતોષી બનેલી દેખાતી હતી. તેણીએ પોતાની નિર્દોષતા વાસ્તે અમો સર્વેની ખાત્રી કરી આપેલી હોવાથી તે મનથી હવે ઘણી નીરાંત માનતી જણાતી હતી, અને વળી રેહવાનું અને ખાવા પીવાનું તેણીની અત્યાર સુધીની સુખી જીંદગીને જવાબ કરતુંજ પાછું તેને મલતું રહેલું હોવાથી તેનાં ચેહરાપર સુર્ખીરી અને તાજગી આવી ગઇ હતી.

મેં એ દરમ્યાન એકાંતમાં મારક્વીનેસને મળીને બીની નિર્દોષતા વિશે કાંઉન્ટની ખાત્રી કરવા જોગી જે યોજના અમે હાથ ધરી હતી તે વિશેનો થોડોક ખુલાસો આપ્યો. હું શું

કરવા અને તે કેમ પાર ઉતારવા ધારતી હતી તે, અલબત, મેં તેને સમજાવ્યું નહીં. હું કાંઇ તે બાબે હજી તદનજ ખાત્રીપુર્વક હતી નહીં. વળી બીએત્રીસને પણ અત્યારથી એ વિશે કહી દહીને હું નાહક ઉલટમંદ કરી મુકવા માંગતી નહીં હતી, જેથી તેણીને તુરત વેળા તે સંબંધમાં કશુંજ જાણવા નહીં દેવા મેં મારસ્યોનેસને અરજ કરી, અને કાંઉન્ટ સાંમે ગુસ્સામાં મારકવીસ કાંઇ પગલાં નહીં લે અથવા તેને મળીને કાચે પાયે સચેત નહીં કરે તેની પણ સંભાલ કરવાનું મેં તેણીની કને માંગી લીધું.

બીજે દિવસે, એ પછી, એ મારકવીસવાલાં "મીવર્ટ હોટેલ"માંથી ખાલી કરીને પોતે જે નવું ખુશનુમા ને કુશાદે મકાન ભાડે રાખ્યું હતું તેમાં રેહવા ગયાં, અને બીડા પણ તેજ દિવસથી નોરમનવાલાંઓને ત્યાં માહરી નોકરીમાં દાખલ થઇ. મેં ભલાં નોરમનવાલાંઓને તે બાબે આગમચથી કહીજ મેલ્યું હતું. મેં કહયું હતું કે એ છોકરી ઘણીજ સુંદર હોવાથી મને અજબજેવી ગમી ગઇ હતી, અને તે ઘણાં ગરીબ બાંચરેની હોવાથી મેં તેને માહરી નોકરીમાં રાખી લીધી હતી; અને ત્યાર પછી બીડા જયારે આવી ત્યારે તેને જોઇને મી૦ અને મીસીસ નોરમન તેમજ ઘરનાં સઘળાં નોકરનફરો વટીક એટલાં ખુશી થઇ ગયાં કે એ ઘરખટલામાં તે ગરીબ છોકરી સુખીજ થશે અને સુખથીજ રહી શકશે એમ માનવાને હવે મને કશોજ સંદેહ રહયો નહીં, જેથી મને ઘણી નીરાંત વળી.

એમ એક પખવાડયું ગબડી ગયું. એ દરમ્યાન હું અવારનવાર ઝારાને મલતી અને અમારી યોજના કેમ ચાલેછ તે તપાસતી રહી હતી.

અને પંદરેક દિવસો ગુજરયા પછી એક દાહડે સહવારે મને તેણીએ (ઝારાએ) કહી મેલ્યું હતું તેમ સકાળે હું તેણીનાં ઘરમાં ગઇ. તેણીએ તરતજ મને ચુપકીથી ઘરમાં દાખલ કરી, અને પછી ડ્રોઇંગ રૂમની વચમાં પરડા મુકીને જે "ડાઇનીંગ હૉલ" બનાવ્યો હતો તેમાં તેણીએ મને છુપાવી દીધી.

"એ આવશે ખરો કે?" મેં એમ છુપાતાં તેને ઇંતેજારીથી પુછયું.

"તમે જોજો તો ખરાં! જરાવારમાં આવતો હશે!" ઝારાએ હસીને કહ્યું; "બજારમાં ગયલો છે, અને મને કેહતો ગયલો છે કે એક પા કલાક પછી પાછો આવતાં મને અત્રે મલવા આવવાનો છે."—અને હજી તો એમ કહીને તે અલગ થાય તેટલાં તો બારણું બાહરથી ટપ ટપ ઠોકીને, ઝારાએ અંદર આવવાનો હોકમ આપ્યો તેના જવાબમાં, પેલો કાંઉન્ટનો ખીદમતગાર લુઇગી અંદર આવ્યો.

"કેમ, આજે બી મને હવે હા કેહવુંછ કે હજી બી લટકાવીજ રાખવોછ?" તેણે અંદર આવીને બેઠક લેતાં ઘણા એખલાસના દેખાવથી હસીને ઝારાને પુછયું.

"હા, પણ આપણી અરસપરસની ઓલખાંણ પીછાણ એટલી ટુંક છે!" ઝારાએ હજી આનાકાંની કરતી હપે વાંધો કર્યો.

"મગર મેં તાહરાથી કાંઇજ છુપાવ્યું તો નથી, ઝારા?" લુઇગીએ કાકલુદી કરી; "માહરી ભલી નીષ્ટાની તુંને ખાત્રી આપવા મેં તુંને કેહવા જોગું માહરાં સંબંધનું બધું ખરેખરૂં કહી બી તો દીધેલું છે."

"હા, તોબી મને લાગેછ કે કાંઇ બધુંજ નથી કહયું," ઝારાએ હસીને કહ્યું; "તમે મને ખરેખર ને ખરાં દીલથીજ ચાહોછ તેની હજી થોડીક જ્યાદા પુરવારીઓ મને બા મળવી જોઇએ !"

"બેલાશક, માંગ અને પુછ," લુઇગીએ જોશથી જવાબ કર્યો. "હું માહરો જાન વટીક વેચવાનો હશે તોપણ કોઇ બી ચીજ તાહરાથી છુપાવવાનો નથી. હું તાહરાપર ઘેલોજ થયલો છું, અને તાહરૂં સારૂં મત અને પ્યાર જીતવા માહરી જીંદગીના છુપામાંછુપા ભેદ બી જાહેર કરવા, લે, એકકે પગે હું તૈયાર છું !"

"ઓ, કેવી મેહરબાની !" ઝારા હેસાંનથી બોલી હોય તેમ બોલી. "તમે મને બેવકુફ ધારશો, પણ જે કોઇ પોતાની છાતીમાં કાંઈ ભયંકર ભેદ છુપાવતો હોય તેવાને હું માહરો ભરથાર કરવાને કદી એકમત નહીં થાઉં એવી માહરાં દીલમાં કાંઇ અજબજેવી ખુન્નસ પેસી ગયલી છે, અને હું તમોને જોઉંછ ત્યારે ખુદા જાંણે કેમ પણ મને બસ કાંઇ એજ અજબ ખટકો થયા કરેછ કે તમારી છાતીમાં બી કોઇ ભયભીત ભેદ છુપાયલો છે, જે તમે મને ખુલ્લો કરી કેહતા કે કેહી શકતા નથી !"

"ઓ, તે તેં કેમ જાણ્યું ?"—અને તે ઇટાલ્યન ઘણો અજબ થતો દેખાયો.

"તમેજ મને કહ્યું !" ઝારાએ હસીને સરથાંમ તેનેજ ગળે પડતાં જવાબ કરયો. "અવારનવાર કાંઇ ને કાંઇ ધકમાં ને ધકમાં તમે એવું બોલી ગીયાછ કે કાંઇ બી એવો ભયભીત ભેદ તમારી છાતીમાં છુપ્યો હોવા વાસ્તે મને મજબુતીથી લાગ્યાજ કરેછ !"

"તું કોઇ ખરેખરી જાદુગરની છે !" લુઇગી મોટે સાહદે હસ્યો, "તમો ખુબસુરત ઓરતોની મોહીનીજ એક અજબજેવું જાદુ છે, અને એ જાદુની અસર લાગેજ ત્યારે, તું કેહછ તેમ, માહરાથી એવા સ્ટુપીડ એસારાઓ બોલાઇ ગયા હશે ! નહીં તો હું એવો ઘપેડો થાઉંજ કેમ ?"

"ત્યારે તમે તે ભેદ મને નથીજ કેહવા માંગતા, એમજ કેહોની !" ઝારાએ રીસાયલી અદાથી ગાલ ફુલાવી કહયું.

"હું કેહવશ, હું કેહવશ, તું રીસા ના, માહરા જાંન !" સીક્ર નાચારીથી હોય તેમ લુઇગી બોલ્યો—અને મેં પરડા પછવાડેથી છુપાઇને જોયું કે એમ બોલવાની અસર ને ઉશ્કેરણી હેઠળ ઉલટમંદ થયલો તે ઝારા જ્યાં બેઠી હતી ત્યાં જવાનું કરતો હતો, જ્યારે તેણીએ તેને દુરથીજ રોકયો.

"હમણાં નહીં," તેણીએ અધીરતાથી કહ્યું; "ત્યાંજ બેસો પાછા. માહરે વાસ્તેના તમારા ખરા વિશ્વાસ ને પ્યારની તમે મને ખાત્રી આપો, તમારો ભેદ જે હોય તે મને ખુલ્લાં ને ખરાં દીલથી જાહેર કરીને કેહો, અને પછીજ માહરી આગળ આવજો. હું કેટલુંક તો સમજી બી ગયલી છું. બેવોની, તમોને હીંમ્મત આપવા કેહુંછ અને કબુલ કરૂંછ કે તમારો શેઠ ખરેખરો કારબનીનો કોન્ટ છે તે હું જાણુંછ, અને એના પોર્ટમેંન્ટોમાં પેલું જે એક ફાંસી દીધેલા જવાંનનું ભયભીત પીકચર છે તે વટીક હું ચોરીછુપીથી ઉપર જઇને જોઇ આવેલી છું !"

"ઓ માઇ ગૅાડ, તું કેવી જબરી ઓરત!" લુઇગી અત્યંત હેરત રહ્યો. "એટલું બધું તે તેં કેમ જાણ્યું, ને શા ઉપરથી જઇને તું તે પીકચર જોઇ આવી?"

"તમેજ કહેલું! તમોને ધક કવાં છે!" ઝારા મોટે સાદે હસી. "તમે નહીં કહતે તો હું કેમ એ બધી વાત જાણુને? મને કોણુ કેહે?"

"મેં કહ્યું? બડી તાજુબ!" લુઇગી જાસ્તી ગુંચવાયો; "તાહરા પ્યારની અસર અને તાસીર હેઠલ હું કેટલો બધો ભાનભુલો ત્યારે થઇ ગયલો હોવો જોઇએ કે મેં બધી વાત તાહરી આગળ કહેવા કે એવા એસારાઓ વટીક તને આપેલા હોવાનો મને તો એક દુરનો સ્વપ્નો વટીક નથી!! પણ ખેર, ડારલીંગ, તું જ્યારે એટલું જાણેછ ત્યારે હવે બાકીનું બધું જાણે તેમાં કાંઇ મને હરકત નથી. એટલું કે એ ઘણી કરપીણ કેફીઅત છે, અને તે સાંભળીને તું કદાપી કમકમશે. વળી મેં તેમાં ઘણો આગેવાન ભાગ લીધેલો છે, અને તેથી તું મહને ધીકકારશે તો?"

"તમોને ધીકકારૂં!" ઝારા ઘણુાંજ હેતના દેખાવથી કાંગલીકુંગલી થઇ; "તમોને હું ઓર બી જ્યાદા ચાહવશ! કાળી કે ધોળી જે બી એ વાત હોય તે ખરેખરી મને બેલાશક કહવો. કાંઇજ છુપાવતા ના! માહરો ભવિશનો ભરથાર માહરો અવિશ્વાસ કરીને માહારાથી એક બી વાત છુપાવેછ એ વાત હું જીન્હાર ખમી શકવાની નથી. બાકી તમે ગમે એ કીધું હોય, ને તે ગમે એવું કરપીણ હોય તોબી માહરે મન તે વાત બીલકુલ તુચ્છ છે. ઉલટું જો તે કાંઇ કીનો લેવા જેવું તમોએ કીધું હોય તો હું તે સાંભળીને તેમાં તમારી મરદાંનગી ને બહાદુરીજ સમજશ, અને તમોને હાલનાં કરતાં બી હજારો દરજ્જે તેથી જ્યાદાજ ચાહવશ!"

"ઓ, ત્યારે હું તુંને કાંએ નહીં બધું ખરેખરૂં કેહું?" લુઇગી જોસથી બોલ્યો; "હા, મેં તે માહરો કીનો લેવાને વાસ્તેજ કીધેલું છે. મને એક કમીની અમળાએ હડધુત કર્યો હતો, અને મેં તેને તેનો ફેજ બતાવેલો છે!"

"શાબાસ! ત્યારે તેમાં તમારે છુપાવા ને શરમાવા જેવું છેજ શું?" ઝારાએ તે હૈમક દીવાનાને જ્યાદા ઉશ્કેર્યો; "મહને કેહોની તે તમારી દીલેરીની વાત? એમ તો કીનામાં તો હું પોતે બી કાંઇ કમ નથી, અને એવા એ મરદાંનગીભર્યા કીનાની હું આજ કાલના મર્દોમાં એટલી અછત જોઉંછ કે તમારી એ દીલેરીના ખ્યાલથીજ માહરી છાતી છક થાયછ ને માહરાથી બધું હસીહસી પડાયછ!"

"હા, તે તેવોજ એક દીલેર કીનો હતો, ડારલીંગ!" લુઇગી વધનો ફુલનજી થયો. "તેં ફાંસીમાં જે જવાંનને જોયોછ તે માહરી શેઠાણી કાંઉન્ટેસને ચાહતો હતો, અને માહરા શેઠની ગેરહાજરીમાં તેણીને તેનો લેખીત પેગાંમ પુગાડવા તેણે છુટે હાથે મને નાણું આપ્યું. એ પેગાંમ હું, તેથી, તેણીની આગળ લઇ ગયો, અને તેને દરેક રીતે મદદ થવા મેં માહરી મરજી જાહેર કીધી, જ્યારે તે દુકતીએ તો સાંમો મને તમામ હડધુત કર્યો, અને વળી પોતાની તાંણુાજાણીથી મને પાંણી કરતાં પાઠલો કરી સાંમો કાંઉન્ટ આગળ ઉઘાડો પાડ.

વાની ધમકી વટીક આપી! મેં, તેથી, માહરો મજબુત કીનો લીધો. તે જવાંનને મેંજ તેના બૅડરૂમમાં દાખલ કીધો, અને તેવામાં માહરો શેઠ આવી ગયો ને વેહમાયો ત્યારે મેંજ તેને તે અબળા સાંમે બેવડો ઉસ્કેરી મુકયો, પેલો પોરયો ઠાર થઈ ગયો!!"

"ઘણુંજ બરહક કીધું! ઘણુંજ બરહક કીધું!" ઝારાએ તાલી પાડીને પુકારયું; "મહને એવાજ ખરા દીલેર ખવાશના મર્દો ગમેછ!"

"મેંજ એણુજેલોને ઉસ્કેરીને તેણીના બૅડરૂમમાં જવાની હીંમત આપી, નહીં તો તે પોર્યો કાંઇ હીમ્મત કરતે નહીં ને જતે નહીં," લુઇગીએ જારી રાખ્યું. "પેલીએ તો ચીઠી જોતાંજ ખભડી ફફડીને તે સઘડીમાં બાળી નાખી હતી, પણુ મેં તે પોરયાને જઇને જવાબમાં કહયું કે ચીઠ્ઠી જોઇને તે ઘણીજ રાજી થઇ હતી, અને તેને એ મુજબ તેણીએ ખાસ બોલાવ્યો હતો!"

"ઘણુંજ નેક કરયું તમે! બરાબર તે તુમાખી કાંઉન્ટેસને તમે સકંજામાં લીધી! પણુ વારૂં પછી?"

"તે કાંઉન્ટેસે પોતાની નિર્દોષતાનો બધો હેવાલ પોતાના ધણીપર લખ્યો, અને તેમાં વળી માહરી સાહેદી ગુવાહીની ઉમેદ કરી!" લુઇગીએ તુચ્છકાર કરયો.

"ત્યારે તમે તો સાંખું ચાર ચાસણી વધારીને તેની વિરૂદ્ધ જુઠુંજ કહ્યું કેની?" ઝારાએ વાતમાં ઘણોજ રસ લેતી હોય તેમ પુછયું.

"ત્યારે હું વળી ચુકું શાંનો?" લુઇગીએ વધની લાહેરી મારી; "અને પછી તેં પેલાં પીકચરમાં જે જોયું તે બન્યું. એક મોટું ઝુમ્મર ઉતરાવી નાંખીને તેને બદલે તે કપાઇ મુવેલા પોર્યાની લાશ માહરા શેઠે માહરીજ પાસે બારવટ્યામાં લટકાવી દીધી, અને ત્યાં તે પોરીને ચાર દાહાડા વેર તેણે કેદ રાખી?"

"પેલા મુવેલાની લાશ સાથે?"

"હા!"—અને લુઇગી તે યાદની મોજથી હસ્યો.

"ને એ નામીચું પીકચર કોણે દોરયું હોશે?"

"મેંજ!" લુઇગીએ છાતો કાઢીને ઉકમાઇ લેતાં જવાબ કર્યો. "માહરી નાહની ઉમ્મરમાં હું એ હુન્નરમંદી શીખ્યો હતો અને એ ધંધામાં વટીક પડયો હતો, પણુ તેમાં માહરૂં તત્તું નહીં ચાલવાથી એ કાંઉન્ટની નોકરી તો છેક પાછલથીજ મેં કબુલ રાખી હતી."

"કેવો નામીચો કીનો! કેવી દીલને મજાહ આપનારી વાત!" ઝારાએ પુકારયું; "પણુ કાંઉન્ટેસ નિર્દોશ તો ખરી કેની? તદનજ નિર્દોશ કેની?"

"તદનજ નિર્દોશ! એક પાલણુંમાં હીંચ ખાતાં બાળક જેવીજ નિર્દોશ!" લુઇગીએ મજબુતીથી કહયું. "અરે નિર્દોશ હતી ત્યારેજ તો કીનો લેવાયલો કહેવાય કેની? જો તે નિર્દોશ નહી હતે તો એ જે થયું તે તો વાજબીજ કહેવાતે, અને ત્યારે તેમાં કીનાની મજાહજ શું? અરે પણુ તુંને એ એકાએક શું થયું? તું તો મહને કેહેતી હતી તેમ ખુશી થયલી હોવાને બદલે માહરી વાત સાંભળીને હવે સાંમી ખીજવાયલી દેખાયછ."

"ખીજવાયલી ?" હવે ઝારાએ એક શેરનીની દીલેરી અને દીલાવર અદાથી ગગડાટ કરયો; "લબાડ, ચંડાલ! જો માહરી આંખમાંથી આતશ ફેંકી શકાતો હતે તો તાહરાં એ બધાં નેહેસ્ત કરપીણપણાંની સજામાં તુંને આ ઘડી અહીં ને અહીં બાળીને હું ખાખ કરી નાંખતે! તેં માહરી સાથે પરણવાની ઉમેદ કીધીછ, જ્યારે દોજખી કંગાળ, તાહરા જેવો એક પલીદ આએ ધરતી પર જીવવો બી રવા નથી? પણ ફીકર નહીં, તાહરી કમબખ્તીનો ઘાટ હવે બરાબર ઘડાઇજ ચુકયોછ. જો આએ શાક્ષી. તેં જે એકરાર કીધોછ તે હરફે હરફ આએ શાક્ષીએ સાંભળેલો છે!"—અને એમ કેહતાં પેલો પરડો હઠાવી નાખી, માહરો હાથ પકડી, ઝારાએ મને ગુસ્સાનાં એક અજબ જેવાં ઝનુનથી એકદમ એક ઝટકે બાહેર ખેંચી કાઢી!

---

## પ્રકરણ ૮૨ મું.

"આહ, માહરી સાથે આવો દગો? માહરી સાથે આવો દગો?" ચંડાળ લુચ્ચી જે ચેહરામાં બદસુરત ને રાતાં સુરણ સરખો લાલ હતો તે ગુસ્સાથી હવે એકદમ કાલો ઠણક મારી જતાં બખાલીને બોલ્યો; અને કાંઇ ને કાંઇ નવું જુનું કરી નાખવા તે હીચકારો એકદમ ઝારાનાં આંગપર ધસ્યો, પણ તે તદન તૈયારજ હતી. તેણીએ તરતજ પોતાની છાતીમાં છુપાવેલી એક રીવૉલવર ખેંચી કાઢી, અને પેલાનાં કપાળ સાંમે તાંકી, જેથી હેબતાયલો તે સાંમો બે કદમ પાછળ પાછો ગબડી ગયો! "એક કદમ બી અમો બેમાંથી એકની તરફ આગલ વધ, કમીના!—અને તેજ વખતે એક બી આનાકાંની વગર ગોલી છોડી હું તુંને એક કમીનાં કુત્રાં કોહલાંની કીસમે ઠાર મારશ!" ઝારાએ તેને થથરાવ્યો—અને તે વખતે એક બાદશાહજાદીનાજ રોઆબથી સર ઉપર ખેંચી તે જે પોતાનાં રસીલાં નેણ જમાવતી હતી તે સાથનો તેણીનો ઉંચો સીધો દમામદાર આકાર હું ખરાં દીલની વખાંણથીજ જોતી ઉભી હતી! "જા, તાહરૂં કાલું કર! તાહરો શીહા ઓલો અમો પર એક મિનીટ બી વધારે પડવો સજાવાર નથી!"—— અને તેણીએ એવા રોબના છણકાથી હવે તે લુચ્ચાને બારણું બતાવ્યું કે તે હારેલો, હેરાંન પરેશાન, પાયામાલ જેવો, માથું ભોંયમાં ખોસી, અમો બેમાંથી એક તરફ ફરીને આંખ વટીક ઉઠાવાની હીંમત કરયા વના, ગુપચુપ ત્યાંથી ચાલતોજ થયો!

તે ગયો! કમાનમાંથી છુટેલા તીરની અદાથી તે ઉપર પોતાના માલીકના મજલા પર ધસી ગયો, ને હજી તો અમો આ બધી ઉશ્કેરણીઓથી ફારેગ થઈએ ને ધીરજ પાંમી થોડીક વાતચીત ચલાવ્યે તે આગમચ તેણે ઉભે દાદરે વળી પાછું નીચે નખાવી દીધું, અને અમારાં બારણાં પર થઇ, અમારાં બારણાં પર જોવાની હીંમત વટીક કરયા વના, તે જીવ સતોસત જીવ લઇને નહાઠો. તેના હાથમાં એક પોર્ટમેન્ટો હતો, જે પરથી જણાયું કે તે ઉપર પોતાનું જે કાંઇ હોય તે સ્વાધીન લેવાજ દોડયો હતો, અને શકભરેલું શું હતું કે પોતાનું લેવા ઉપરાંત તે પોતાના માલીકનાં ખીસાં પાકીટનો બોજ પણ થોડોક હલકો કરીનેજ ન્હાઠેલો હોવો જોઇએ?

તે જીવ લઇને ન્હાસતો હતો! જાંણે પછવાડેથી ઝારા, ગુસ્સે થયલી, રીવૉલવરમાંથી એકાદ ગોલી છોડે, જે જઇને પાધરી તેનાં મધરડાં જેવાં માથાંમાં મુકામ કરે તે ફીકરથી તે બીહીતો હોય તેમ વંટોળ્યાની ફીસમે તે રસ્તા પર ગબડીજ જતો હતો, જે જોઇને અમો બેથી હસ્યા વના રેહવાયું નહીં. બનવાજોગ છે કે ઝારા જો સાવચેત બનેલી પોતાની તૈયારીમાં નહીં રેહવાની ગફલત ખાઇ જતે તો કદાપી પેહલી ઉશ્કેરણીમાં એ કમજાત તેને થોડીક ઇજા બી પણ કરતે; પણ પાછલથી તે ખચ્ચીતકરીને હીંમત હારી ગયો હતો— તેની ફીસમના કરપીણો એજ જાતના કાયર બાયલાઓ થાય છે!—અને તેનો શેઠ જે બાહેર ગયો હતો તે પાછો આવી લાગે તે આગમચ તે એ મુજબ ત્યાંથી જીવ લઇને ન્હાઠો હતો. કદાપી અમો તેનું પાંખડું પોલીસને પકડાવી દઇએ, અથવા તેનો બારીલો શેઠ તેનું તરકત સઘળું પકડાઇ આવેલું હોવાથી ગુસ્સામાં ઉશ્કેરાઇને તેને જાનથી મારીજ નાખે તેનો પણ તેને ડર થયો હોય?

"માહરી વાહલી ઝારા," મેં તે પછી કહયું, "તેં થોડુંક તાહરાં તન પર ઉઠાવીને બી આજે ખરેખર એક મોટી ભલાઇ ને ખરાંજ પુનનું કામ કરયું છે, ને જે નિર્દોષ આપણી પંથનીનાં કપાલ પર બેઇજ્જતીનો શીહા કલંક નાહકનો ચોંટેલો હતો તેને ઘણી તારીફલાયક હીંમતથી દુર કરી આપ્યો છે. હવે જે રહયું છે તે તો ઘણું સેહેલ છે. હવે કાંઉન્ટને એ બધી હકીકત આપણને જાહેર કરી દેવી છે."

એ પછી અમો એજ બનાવપર ઘણીએક વાતચીત કરતાં ઘણાં ખોટી થયાં, કેમજે કાંઉન્ટને ઘર પાછો ફરતાં ઘણી દેરી થઇ. ઝારાએ મને તેટલાંમાં નાસ્તો કરાવી લીધો, ને તેના સાથે ચા પાણી કરીને હું પરવારી કે જરા વારે સીઢી પર પગલાં વાગ્યાં, ને હું તરત બાહેર ધસી ગઇ.

તે કાંઉન્ટજ હતો. તેણે તરત મને ઓળખી, ને મને જોતાં માનથી ટોપી ઉંચકી.

"સાહેબ, હું તમારી સાથે એક મીનીટ ઘણી જરૂરની વાત કરવા માંગુંછ," મેં હીંમતથી કહ્યું; "જરા આએ તરફ આવશો?"

"ઘણી ખુશીથી," તેણે જવાબ કરયો, "હું તમોને ઓળખુંછ, મીસ ત્રેફર્ડ. તે દાહડે "મરચંટ ઑવ વેનીસ"ના તમારા પોરસ્યાના પાર્ટમાં મેં તમોને મોટી ફીરતી સંપાદન કરતાં સ્ટેજ પર જોયાં હતાં. મને શું હુકમ છે?"—અને તે અંદર આવવા કરતો હતો તેટલાં કાંઇ યાદ થઇ હોય તેમ તે ખંચાયો, ને તેનો ચેહરો એકદમ ગંભીર ને જર્દ થયો.

"જો તમો મને મલવા માંગોછ તે એક નાલાયકની હીમાયતમાં હોય—" તે કેહવા જતો હતો.

"નહીંજી," મેં લગાર દુમાખથી કહયું; "હું જે તમને મલવા માગુંછ તે તમારા લુચ્છા ખીદમતગાર લુઇગીના સંબંધમાં છે."

"લુઇગી ? લુચ્ચો ?" તે અજબ થયો ને ગુંચવાયો; "ત્યારે તો બેલાશક."—અને તે માહરી પુઠે ઝારાના ઓરડામાં આવ્યો.

ઝારા જે એ દરમ્યાન બારણાંના ઓથામાં ઉભી રહી આ બધો નાટક જોતી હતી તેણે ડોકાંના લેહકાથી તે કરપીણ કાંઉન્ટને હવે પોતાનાં મકાનમાં આવકાર આપ્યો, ને ખુરસી બતાવી.

તે અજબ થતો બેઠો.

"માઇ લૉર્ડ," તે બેઠો એટલે મેં કહ્યું, ને તે દીસ્તી રીતે પોતાને ઓલખાઇ આવતો જોઇ તે ચોંકયો—"માઇ લૉર્ડ, અત્રે તમે છુપે નામે કોણ છેઓ તે તમો જુઓછ કે અમે જાણ્યેછ."

"એમ ? ત્યારે માહરા નોકર લુઇગી સાથે તમો બેને દોસ્તી ઘણી પડી હશે, અને—"

"મેહરબાની કરીને અમોને માઠું લાગે એવું બેઅદબ કશુંજ બોલતા ના; અમો તે તામોસ કરશું નહીં," મેં થથરાવ્યું—અને તે તરત ઝંખવાણો થયો. મેં, તે ઉપરથી, પાછી નરમ પડી જઇ કહયું, "અમે તમને અત્રે જે વાત કેહવા તસ્દી આપી તે એ લુચ્ચાના સંબંધમાંજ છે, ને હું તમોને ખાત્રી આપુંછ, માહરા લૉર્ડ, કે તે એક છેક હલકી પંકતીનો લબાડ ને લુચ્ચો છે!"

"હેં ?"

"હા, ને તે વાતની બધી પુરવારીઓ તમને આપવાજ અમોએ તમોને અત્રે તેડી લીધા છે," મેં ચાલુ રાખ્યું; "હું તમારી જખમાયલી લાગણીઓ જ્યાદા દુખવવા ખુશી નથી, માહરા લૉર્ડ——"

"માહરી જખમાયલી લાગણીઓ!" તેણે કહયું;—ને તે મોટા તુચ્છકારનું હસ્યો. "માહરી લાગણીઓને જ્યાદા જખમ થઇ શકે એવી તેમાં હવે કાંઇ ફાજલ જગ્યાજ નથી! ખેર, મગર કેહો હવે મને, મીસ ત્રેફર્ડ, તમારે જે કેહવું હોય તે, કેમજે તમારા અત્યાર સુધીના એસારાઓથી હું એટલું તો જોઉંછ કે હું ચાહી શકું તે કરતાં તમો ઘણું જ્યાદા માહરા ખાનગી ઘરખટલાની નામોશીને લગતું કાંઇ જાણોછ!"

"હા, મારા લૉર્ડ, હું કબુલ કરૂંછ કે એ તમારી કેહવાતી નામોશીની તમામેતમામ કેફ્યતથી હું વાકેફ છેઉં," મેં કહ્યું, "અને ખરૂં કેહું તો તમો પોતે તે બાબે જેટલું જાણોછ તે કરતાં બી જ્યાદા હું જાણુંછ, કેમજે તમો જ્યારે તમારી ખરી નેકબખ્ત ને પાક પરણેતર બીએત્રીસને ખાત્રીપુર્વક તકસીરવાર ને ગુન્હેગાર જાણોછ ત્યારે હું તેને તમારી સાંમે તમામ બેગુન્હા ઠરાવનારી બધી બેતકરાર પુરવારીઓ માહરા કબ્જામાં ધરાઉંછ!"

તે કાંઉન્ટ તેની બેઠકમાં તેની મરજી ઉપરાંત ચોંકયો.

"તે—તે બનવાજોગ નથી! તે માનવા જોગ નથી," તે ઘરડા ઉમરાવે ભારી ખોખરા અવાજે કહયું, ને તેનો ચેહરો, દર્દમંદ ને જર્દ, બને તો જ્યાદા ગમખ્વાર ને સીહા થયો; "જેમ સુરજને સીહા ચીતારવો ને પુરવાર કરવો અશકય છે તેમ"——

" ધીરે, માહરા લૉર્ડ, ધીરે !" મેં તેને તેના જુસ્સામાં નરમ પાડયો; "તમે જાણોછ કે તમારી બીએત્રીસ જોડે મને ઓળખાણ થઇ છે. મેંજ તેને નાટકની નોકરીમાં રખાવી હતી, ને તે તેણે તમોને, તમો અમારી ઠીએટર આગળ અનાયસે તેણીની સાથે એકકા મળી ગયા હતા ત્યારે, કહ્યું હતું. મેં તે ઉપરથી એક બી લાભ કે સ્વાર્થ વગર ભલાઇને ખાતર એ ગરીબ છોકરીની નિર્દોશતા વાસ્તે માહરી પક્કી ખાત્રી કરવા ને તે આયંદા પુરવાર કરવા કંમર કસી હતી, ને હું હાલમાં કહેવાને ખુશી છું કે અંતે હું તેમાં ફત્તેહ પાંમીછ!"

" પણ તે કેમ બને ? તે મનાયજ કેમ ?"

" હજારો વાર આંખે જોયલી બીનાઓ વટીક ગલત પુરવાર થયલી છે, ને તમારા હીણુ-ભાગ્ય કેસમાં તેજ બધું થયલું છે," મક્કમપણે મેં કહ્યું; "તમો આકલા, ઉતાવલા, અવિશ્વાસુ, અવિચારી ને અદેખા ખવાસના હતા, ને કમનસીબી વધારે મોટી એ હતી કે તમો લુઇગી જેવા એક ખરા ઝેરી સરપને તમારી છાતીમાં સપોવતા હતા !"

અને પછી મેં સઘળું બ્યાન કરી લંબાણથી પણ અસરકારક રીતે તેને કહ્યું, ને કેવી રીતે અમે બે જણે પ્રપંચ કરીને બુરા લુઇગીનો એકરાર હાલમાં પડાવી લીધો તે સમજાવ્યું, કે જે સાંભળતાં તેની આંખના ડોલા તેનાં ખોબલામાંથી નિકળી પડયા, તેના ગાલ ફીકકા મારી ગયા, અને તેનો દમ રૂંધાઇ ગયો એમ કહેવામાં હું એક બી સહરાગત કરતી નથી. તેના કાન જાણે બેહેર મારી જતા હતા, ને પછી તે જ્યારે બોલ્યો ત્યારે તેનો અવાજ કબરમાંથી આવતો હોય એવો મને ઉંડો ને ખોખરો સંભળાયો !

"તે એમ બોલ્યો ? તે મુજી એમ બોલ્યો ? તેણે એમ બધું કબુલ કરયું ?" તેણે ઉંઘમાં બોલતો હોય તેમ અર્ધ બેહોશીમાં પુકારયું, "ઓ, હું કેમ માનું ? મેં આએ ત્યારે શું કીધું !"

"તમે ખરૂં દોજખનુંજ કામ કીધુંછ, માહરા લૉર્ડ," મેં ખરાં દીલના ગુસ્સા ને જુસ્સાથી કહયું. "કબુલ કીધું અને હું માનુંછ કે તમો ભોલવાયા ને ઠગાયા, ને તેથી તમે એનજેલોનો જીવ લીધો, પણ પછીથી તેની લાશ સાથે આએ છોકરીને ચાર ચાર દહાડા તક કેદ પુરવાનો તમારો જુલમાત—ઓ, તે કોઇનું બી લોહી ઉસ્કેરી મુકવા બસ છે ! એ એક સેહેતાન્યત કીનો છે, ને તેવો કીનો લેનાર ઇનસાન્યતને શરમાવનારો છે. હું તો કેહુંછ કે તે સેહતાનનો સાથી બલ્કે ખુદ સેહતાનજ આદમીનાં સ્વરૂપમાં હોવો જોઇએ !"

તે કાંઉન્ટનું માથું તેની જૈફ છાતી પર ઝુમી પડયું. તે એ શબ્દપ્રહાર મુંગે મોંઢે ખમી ગયો, કેમજે તેનાં કરપીણુપણાંને મુકાબ્લે—તે જોઇ શકયો કે—તેને સખ્તમાંસખ્ત તાણાજાણીનું જે બી કેહવામાં આવે તે ઓછુંજ હતું !

"હવે બધું મને સમજ પડેછ ! હવેજ બધું હું જોઇ શકુંછ ! ઓ, જો એ લુચ્ચાએ મને તેજ રાત્રે ખરૂં કહયું હોતે તો બીએત્રીસનાં કાગળમાંની વાતોને કેવો ટેકો મળતે, ને કેવી હું માહરી ભુલ જોતે !"—અને તેણે માથું કુટયું. તેનો અવતાર ફાંસીની ટેપ સાંભળી ચુકેલા એક ભખાયલા અપરાધીથી બેહેતર કોઇ કીસમે હતો નહીં.

પણ બીજેજ પળે તે ચમકી ઉઠયો. "હું હજી માહરી ખાત્રી કરેશ," તેણે પુકારયું. "હું ઉપર જઇને જોઇને માહરી ખાત્રી કરૂં કે તે ખરેખર સદાનો કાળું કરી ગયોછ કે કેમ, ને જો તેમ હોશે તો તે મુજી માહરા કીનાથી બચવાનો નથી. હું તેને પાતાલનાં પેટાંમાંથી બી શોહધી કાઢશ, ને તેને જાનથી મારી—"

મેં ઘણી નરમાશથી તેના હાથ પર માહરો હાથ મેહલ્યો.

"હજી કીનો ? પાછી કીનાનીજ વાત ? હજી તમે ધરાયા નથી ?" મેં સમજાવ્યું. "હાથ ઉઠાવો એ જાતના બધા તમારા ઇટાલ્યન પલીદ એરાદાથી ! તમે ફકત ખાત્રી કરો આએ મેં બધું જે કહયુંછ તે વાતની સચ્ચાઇની, કેમજે માહરી તો ખાત્રી છે કે તે કમીનો નીમકહરાંમ આએ જીંદગીમાં તો ફરી કેથે બી તમારી નજરે નહીં પડવાની હવે પછી ચોક્કસ સંભાલ લેશે !"

"હવે ત્યારે ખાત્રી કરવાની બાકીજ શું હોય ?" તે ઘરડા કાંઉન્ટે મોટા હાય અફસોસથી પાછો બેસી જતાં કહયું; "તે પોતાની દોજખી સુરત સાથે અત્રેથી સદાનું કાલું કરી ગયો છે તે શાહદત શું બસ નથી ? તેના એકરારનું તમો એકેક કરતાં બન્ને જણ બ્યાન કરોછ ને મને ખાત્રી આપોછ તેજ શું પુરતું નથી ? ઓ બીએત્રીસ, બીએત્રીસ, તું મને કેમ માફ કરી શકશે ? માહરા ખુદા, તું મને કેમ એ માહરો અઝીમ ગુન્હા બખ્શી શકશે ?"

તે એક ઘણોજ અસરકારક ને હૃદયભેદક દેખાવ હતો, ને અમે તેને શાંતી સાથે કલ્પાંત કરવાજ દીધું. તેજ બેહતર હતું. તેનો ગુનાહ એજ જાતની મોટી તોજેશને કાબીલ અને સજાવાર હતો.

"કેહો મને, મીસ ત્રેફર્ડ, કે માહરે હવે શું કરવું ? કેમ કામ લેવું ? બીએત્રીસની કેમ માફ માંગવી ?" તેણે અંતે જરા શાંત થઇ પુછ્યું. "ઓ, જો જે માહરૂં છે—ને તે ખુદાનું આપેલું બીશ્યાર છે—તે બધું તેને આપી દેવાથી હું તેનું હેત તો નહીં પણ મારી બી મેલવી શકતો હોઉં તો—"

"માહરા લૉર્ડ," મેં કહયું, "એ વાતમાં હું તમોને કાંઇજ સલ્લાહ આપી શકવાની નથી. તમારે માહરી સાથે આવવું જોઇશે, ને જેની તમે એવી ગંભીર તકસીર કરેલી છે તેની અને તેનાં સગાંવહાલાંઓની તમારે માફી શોહધવી જોઇશે. તે લોક જે સુચવે તે ચુકવે તે ખરૂં."

"માહરે કબુલ છે—માહરે કબુલ છે !" તેણે જુસ્સાથી કહયું—અને તે વળી દીવાન્યત વચ્ચે ચમકી ઉઠયો; "પણ માહરે એક મિનીટ ઉપર જઇ આવવું જોઇએ."—અને તે જવા કરતો હતો.

તે શું કરવા ચાહતો હતો ?

મેં તેને પાછો બી રોકયો. શું તે મગજનો ફેરાવન મેંડ કાંઇ જીવપર કરી નાખવા ધારતો હતો ?

"તમો શું કરવા ચાહોછ ?" મેં નરમાશથી પુછ્યું.

"પેલું દોજખી પીકચર!" તેણે ધ્રૂજતા અવાજે યાદ કરાવ્યું; "માહરે તેનો તાબર-તોબ નાશ કરવો જોઇએ!"—અને અમો તેને રોકયે તે આગમચ તે છલાંગ મારીને ઉપર ચઢી ગયો.

તે ઘણોજ જલ્દી પાછો ફરયો, ને પાછો ફરયો ત્યારે હાંફતો હતો.

"કાંઇજ શક નથી," તેણે કહયું, "કાંઇજ શક નથી! તે મુજી માહરો ઘણોએક કીંમતી અવેજ બી લુટી ગીયોછ, ને બેશક, મીસ ત્રેફ્ડ, તમો કેહોછ તેમ સદાનો ગીયોછ!"

"ને પેલું પલીદ પીકચર?" મેં નરમાશથી યાદ કરાવ્યું.

"તેના મેં કટકેકટકા કરી નાખ્યા," તેણે દેખીતી દીવાન્યતનાં ઝનુનથી કહયું: "મેં તે કટકા માહરા પગ તળે ભચડયા, ને પછી સઘડીમાં બાલીને ખાખ કરી મેલ્યા!"

"અને હવે ત્યારે આપણે જઇશું?" મેં સુચવ્યું.

"હું તમારે તાબે છું, બેહેન, તમારે તાબે છું;" તેણે ઉંડી નાસીપાસી ને મોટી નાચારીના દેખાવથી કહયું—અને મેં ઝારાનો પાછો ને પાછો ઉપકાર માની માહારી ટોપી પેહડી લીધી એટલે શર્ણાંગત તાબેદારીથી કાંઉન્ટ માહરી પુઠે આવ્યો.

---

## પ્રકરણ ૯૩ મું.

અમે એક ભાડુતી ગાડીમાં બેસી ગયાં, ને હું તેને મારકવીસના નવા બંગલામાં લઇ ગઇ. તે આખો વખત ગાડીમાં ધુખરાયલો ને ચુપ બેસી રહયો. મેં જોયું કે હજી તે ઘણો ઉસ્કેરાયલો હતો, ને તેની છાતીમાં જ્વાળા જળતા થયા હતા. તેને લુઇગી પર ઘણુંજ ઝનુની વેર આવતું હતું—એવું કે તે જો સાંમો મળે તો તે તેનું ગલું ચીરીફાંસી તેનું લોહી પી જાય! તે પોતે ઘણો કસુરવાર ને ખતાવાર હતો—તેના કરપીણ ફીનાએ કાંઇ હદજ જાંણે જાંણી ન હતી—પણ તે બધાંનું કારણ એ કમીનો લુઇગી હતો. તે જો ચાહતે તો એ બધો ભયંકાર અનર્થ થવા દેતેજ નહીં એવી તેની (કાંઉન્ટની) દીલોજાન માન્યતા દેખાતી હતી.

અને જયારે અમો મારકવીસના બંગલા આગળ પોંહોચ્યાં ત્યારે ગાડી મેં જરા છેટેજ ઉભી કરાવી ને હું પોતે ઉતરી. "તમો દસ મિનીટ માહરી પછવાડે અંદર આવજો, માહરા લૉર્ડ," મેં માંગી લીધું. "તે લોકને તો આવી એક મીલાકાતનો સ્વપ્નો બી નથી, ને તેથી માહરે જરા તે લોકને આગમચથી જઇને તૈયાર કરવાં જોઇએ."

"જેવો તમારો હુકમ, બલાં મીસ ત્રેફ્ડ," તેણે તાબેદારીથી કહયું. તે તદન આજેજ થઇ ગયલો હતો. પીંછાના ફુટકાથી વટીક જમીનદોસ્ત થઇ પડે એવોજ તેનો હાલ બેહાલ હાલ હતો.

હું, તેથી, અંદર ગઇ. સારાં નસીબે બીએત્રીસ તેના ઓરડામાં હતી, અને મારકવીસ ને મારસ્યોનેસ એકલાંજ ડ્રૉઈંગ રૂમમાં વાત કરતાં બેઠાં હતાં. મેં, તે ઉપરથી, હવે બન્યું

એટલું ટુંકમાં પણ માંડી મેલીને સઘળું કહ્યું. મેં માહરી યોજના તેઓને સમજાવી દીધી, ને ઝારાની મદદથી કેવી રીતે મેં લુઇગીનો એકરાર પકડાવી લઇ કાંઉન્ટની, નિર્દોશ બીનાં નિષ્કલંકપણાં માટે, સત્તાવાર ખાત્રી કરી આપી હતી, કે જેથી તે બીની માગીની આરજુનો તલબગાર હાલમાં તેમને બારણે આવ્યો હતો તે કહ્યું; ને મારસ્યોનેસ હેસાંનથી મને વળગી પડી. મારકવીસ પર પણ ઘણીજ અસર થઇ. તેણે માહરો હાથ લઇ એક દીલસોઝ બાપ કે ભાઇનાંજ હેતથી દાબ્યો, ને તે પટપટયો, "ખરીજ નેકબખ્ત! ખરીજ કોઈ મુકાબલો નહીં મલી શકે એવી ભલી બાનું!"—અને કેહવાની જરૂર છે કે એ માહરી વખાણો માહરી બધી જેહમતનો મને ઘણો ઉદાર બદલો હતો? હું બધાંની ભલાઇમાંજ ભલું માનવા-વાલી હતી, ને એ વખાંણો સાંભળતાં માહરા રોખસારો ખરાં દીલની ઓશકથી ધમધમીને લાલ થઇ આવ્યા.

હવે મારસ્યોનેસ થોભી નહીં. તે બીએત્રીસને કાંઉન્ટ આવ્યો હતો તે બધું કેહવા અને બાહેર બોલાવી લાવવા અંદર તેના ઓરડામાં દોડી ગઇ, ને જરા વારે તે બીને લઇને પાછી આવી ત્યારે તે છોકરી એક કુદકે માહરી ગોદમાં આવી દબાઇ. "માહરી બેહેન! માહરી બેહેનથી બી આલા!" તેણીએ માહરી ખાંધ પર માંથું નાખી રડી દેતાં કહ્યું; "કોણ એટલું કરે? બીલકુલ પરાયાંઓને વાસ્તે કોણ એટલી જંજાલ ઉઠાવે?"

અને તેવામાં ખીદમતગારે બારણું ખોલી નાખીને મોટે સ્વરે "કાંઉન્ટ ઑફ કારબની"નું નામ પુકારયું, ને ઇટલીનો તે ઉમરાવ નીચી નજરે ને લથડતે પગલે અંદર આવ્યો.

તે આવ્યો તેવો ખીદમતગાર ધારા મુજબ બારણું બંધ કરી હટી ગયો, ને તે કાંઉન્ટ તરતજ બીએત્રીસના પગ પર પડયો, જ્યારે તે છોકરી પોતે ઘણી ગભરાઇ ગયલી નજરે આવતી હતી. તેના હોઠ ઉડી ઉડી જતા હતા, ને ચેહેરો ફીકકો મારી ગયલો હતો. તે પેલી નેહેસ્ત ગઇગુજરી યાદ કરતી હતી—તે જીવતું દોજખ!—કે જ્યારે ચાર ચાર દહાડા ને રાત એક મુડદાંની ભયંકર સોબતમાં તેણીએ ગુજારયાં હતાં.

"બીએત્રીસ," તે કાંઉન્ટે કહ્યું—અને તેનો અવાજ, મેં આગલ કહ્યું તેમ, તે કબર-માંથી બોલતો હોય તેમ ઘણો ઉંડો ને ખોખરો વાગતો હતો, "હું તાહરા પગ પાસ શરમીંદો પડેલો છેઉં. માહરો ગુન્હો માફ થાય તેવો નથી, પણ તું—તું મને માંફ કરી શકશે?"

"માહરા લૉર્ડ," તેણીએ મોંહ ફેરવેલું રાખીને ધીમા દબાતા સાદે કહ્યું, "હું તમોને માફ કરૂંછ, ને ખુદાબી તમોને તમારો એ દોજખી ગુન્હો માંફ કરે, પણ તેથી જયાદા કોઇ આશા તમો માહરીથી હવે રાખતા ના!"

"હું રાખતોજ નથી!" કાંઉન્ટે હવે ઉભો થતાં જુસ્સાથી કહ્યું; "હવે તુંને માહરી મોહરદાર તરીકે હું કોઇ કાલે કલેમ કરવાનો કે કરી શકવાનો નથી. હું તાહરા જેવી એક પાક પરણેતર વાસ્તે ઇંચેઇંચ નાલાયક ઠરી ચુકયોછ, ને હવે સલાનો, તેથી, તાહરા રસ્તામાંથી દુરજ થવશ! ખુદા તુંને સુખી કરે! છેલ્લી સલામ!"——અને તે આવ્યો હતો તેવોજ, એકજ છાકટ માણુસ માફક બેતાકાટ લપેડા ખાતો, બારણું ખોલી બાહેર જતો રહયો, ને બારણું પાછું બંધ થવા પછી અમારી નજરે પડતો બંધ થયો.

અને તે વખતે બધી આંખોમાંથી આંસુ ટપકતાં હતાં. હું પોતે બી તે ખતાવાર ઇનસાનની એ અજબજેવી સરજત ને ફ્રેજ વાસ્તે રડયા વગર રહી નહીં. મારકવીસ દેખીતી રીતે એક સીનેફ્રરાખ ને મજબુત મનનો માણુસ હતો, પણ તેનું બી હૈયું બહુજ ભરાઇ આવ્યું હતું.

તેણે કાંઉન્ટને ન તો જતો રોકયો, કે ન તો પોતાને ત્યાં આવતાં જરા એ આવકાર આપ્યો. તેઓ આગળ એક વાર દોસ્ત હતા, પણ હાલ તે એ ખવીસ જેવા ઇનસાન વાસ્તેનો પોતાનો મોટો તિરસ્કાર ને અણુગમો કેમે કરતાં જીતી શકયો નહીં, ને તે ઇટાલ્યન ઉમરાવ રડતી ચસ્મોએ તેનાં મકાનમાંથી બાહેર પડયો ત્યારે વટીક તેણે જરા પણ તેની દરકાર કરી નહીં.

તે પછી બીએત્રીસ વધતી હીંમત હારી ગઇ ને ઘણી બેઅખત્યાર રડી, કે જ્યારે મેં ને તેની બેહેન કલેરાએ તેને ધીરજ આપવાનું જે બી બન્યું તે કહયું. તે પછી તે લોકે મને ઘણી ખોટી કરી, અને હું કેમ એ બધું કરી શકી તે ઘણું બારીકીથી વિસ્તારીને માહરે તેઓને કહેવું પડયું. અલબત, ઝારા કોણ હતી ને કયાંથી આવી હતી તે મેં કાંઇ કહયું નહીં, તેનું નામ વટીક આપ્યું નહીં, પણ તે એક માહરી સહી હતી એટલુંજ સમજાવીને હું આગળ વધી, ને સંજોગોએ આએ મોટી ભલાઇનાં કારજમાં મને કેવી અજબ મદદો કરી હતી તેનો ખ્યાલ થતાં અમો બધાં-હું પોતે સુધ્ધાં-અક્કલથી હેરત રહ્યાં.

ખુદાના ભેદ ન્યારા છે. તે માલીક જે કરવા માંગે છે તે ચુટકીમાં કરી શકે છે. તેના ગહન ભેદને મજાલ શું માનવીની કે તે પોંહચી શકે?

બીજે દાહડે સહવારે-આગળી રાત્રે ઠીએટરમાં માહરો પાર્ટ હોવાથી—મને ઉઠતાં ને તૈયાર થતાં છેક દસ વાગ્યા, અને પછી પાછી હું ઝારાને ત્યાં કાંઉન્ટ ને લુઇગીની ખબર લેવા ગઇ.

તે મને હંમેશ મુજબ ઘણાં હેતથી મલી, અને માહરા સવાલના જવાબમાં તેણે કહ્યું કે લુઇગી તો તેનું કાલું મોઢું લઇને કાલું કરી ગયલો પાછો આવ્યોજ ન હતો, પણ કાંઉન્ટ માહરી જોડે જવા પછી કલાકેક પાછો આવ્યો. તેણે તે પછી તરતજ ઘરવાલાને બોલાવી નોટીસનાં ભાડાં સુદ્ધાં સઘળું ચુકવી આપ્યું, પોતાનો અસબાબ બધો પૅક કરાવ્યો, ને બધાંને છુટટે હાથે નાણું વેરી તે ત્યાંથી જતો રહયો. તે ફકત ઝારાને ઘણાં માનથી સલામ કરતો ગયો, કેમજે તે એ વખતે અજબ થતી વરંદામાંજ ઉભી હતી; પણ તે કયાં જતો હતો તે કાંઇ તેણે તેણીને કહ્યું કે બતાવ્યું નહીં. તે કયાં ગયો તે કોઇએ જાણ્યુંજ નહીં.

પછીથી હું પાછી બીએત્રીસની ખબર લેવા મારકવીસને બંગલે ગઇ. ત્યાં મને ખબર મલી કે આગલે દહાડે એક સોલીસીટર, કાંઉન્ટનો મોકલો, સ્હાંજ પછી આવ્યો હતો, ને તે કાંઉન્ટના હુકમથી એક કીંમતી દસ્તાવેજનામું પાકકું કરી લેતો આવ્યો હતો, જેથી કાંઉન્ટની તમામ બીસ્યાર દોલત અને અશકયામતની એકલી હકદાર માલીક બીએત્રીસ થતી હતી. ખરેખર તો તે એટલો બધો માલદાર હતો એમ બીએત્રીસે પોતે પણ પોતાની પરણી જીંદગીમાં કદી જાણ્યું ન હતું. તે દોલત લાખોની થતી હતી, કેમજે ઇટલીમાં ઘણીજ

કીંમતી તેની મીલકતો હતી તે બી તેણીની મતા તે કરી આપી ગયો હતો, ને બધો રોકડ અવેજ બેંક ઑફ ઇંગ્લાંડમાં બીએત્રીસનેજ નામે તેણે જમા આપ્યો હતો. તેણે તે આખો દાહાડો ઈંગ્લાંડ છોડી જવા આગમચ ઘણી સખ્ખત મજુરી કરેલી દેખાતી હતી, ને તે પોતે પોતાના ઉપ્યોગને વાસ્તે થોડું બી લઇ ગયો હોય એ મોટા શકનો સવાલ થઇ પડયો હતો. તે એ બધું ઇનસાફનું કામ કરી ઈંગ્લાંડ છોડી દુન્યાનાં કીયાં ખુંણાંમાં રાતોરાત રાહાત પામવા ચાલતો થયો હતો તે કોઇએ જાણ્યું નહીં.

અને વળી બીજી એક જે ખરી વાત છે તે મને અત્રે કહયા વગર ચાલતી નથી. તેજ સોલીસીટર એક માહરી ફેવરનો ચૅક દસ હજાર પાઉંડનો બીએત્રીસના હવાલામાં કાંઉન્ટ તરફનો આપી ગયો હતો, અને કેટલી કીસીસ ને કેવાં પગપાગી સાથે બીએત્રીસે મને ભચડી ભચડીને તે આપવા માંગ્યો તે માહરે કેહવું જોઇશે? મેં, મગર, બજીદ હઠીલાઇથી તે લીધોજ નહીં. મેં સફા ના કહયું જે એક નેક કાર્ય કરી શકવાની માહરી ભલાઇનો સંતોષ હું એમ વેચી નાખવા ચાહતીજ નથી. ત્યારે તો—મેં કડવાસથી તકરાર ઉઠાવી કે—એ એક બાહુતીજ કાર્ય થઇ ગયું, ને તેને લગતા જે મોટા સંતોશનાં સુખમાં હું માહાલતી હતી તે માહરૂં સુખજ લુટાઇ જાય? વળી એવી મોટી દોલતનું હું એક નાદાન છોકરી કરૂં તે બી શું? તે મને એક તમામ અયાસી જીંદગીમાં કદાપી ઉતારી નાખે, ને બનવાજોગ હતું કે માહરૂં ભવિશજ બધું ચુંથાઇ જાય! અંતે ઘણી હઠો પછી મારકવીસ ને મારસ્યોનેસ બી વચ્ચે પડતાં એજ નક્કી થયું કે માહરે એ માહરી અનામત—જે માહરીજ કેહવાય તો—હાલ તરત બીએત્રીસનાંજ સ્વાધીનમાં છોડવી, ને જો કોઇ કાલકલાંણી મને તેની જરૂરજ થઇ પડે તોજ અને ત્યારેજ તેનો માહરે લાભ લેવો. મેં, તેથી, તે ચૅક તુરત વેળા તો સહી કરીને પાછો બીએત્રીસનેજ પેએબલ કરી આપ્યો, ને હું એ રીતે તુરત વેળા એ સીતમથી બચી.

વળી માહરે અત્રે કહેવું ઘટે કે બી પોતે પણ તેના ભરથારે તેના લાભનું તે કરી મોકલેલું કીંમતી ત્રસ્ટ-ડીડ સ્વાધીન લેવા પેહલ્લાં તો જરા એ એકમત થઇ હતી નહીં. તેણીને તે જરા થઇને ગમ્યુંજ નહીં, પણ તે સોલીસીટરે બતાવ્યું ને સમજાવ્યું કે તે કરી આપીને કાંઉન્ટ પોતે તો દુન્યાનાં પેટાંમાં ગરક જાય તેમ કેથે જતોજ રહયો હતો, એટલે બીજો ઉપાયજ ન હતો. વળી મારકવીસ ને મારસ્યોનેસે પણ મોટી તકરાર ઉઠાવી કે કાંય નહીં! તે તેના ધણીની હકદાર પરણેતર ને ધણીઆણી હતી, ને તેનું જે કાંઇ હતું તે સર્વસ્વ પર તેણીનોજ પુરો હક પોંહોંચતો હતો. વળી તે (કાંઉન્ટ) જો એ રીતે પોતાનાં દાઘેલ દુખી દીલને થોડી ઘણી રાહત ને ઇનસાફ આપવા ચાહતો હોય તો તેને પોતાના હોઠોથી આંરીના સુખનો કહી સંભળાવ્યા પછી તે તેને મલવા દેવાને તેણીએ તંગદસ્ત શું કરવા થવું જોઇએ! —અને કહેવાની જરૂર નથી કે હું પોતે બી એજ બધા વિચારોને બોલેબોલ એકમત થઇ.

---

## પ્રકરણ ૮૪ મું.

હવે તુરત વેળા એ વાત અહીંજ બંધ કરી માહરી બેહેન સરખી સખી જુલીયતની આપણે થોડીક ખબર લઇએ. વાંચનારાં સાહેબો સમજી શકશે કે કાઉન્ટેસ બીએત્રીસને લગતા ઉશકેરણીભરયા બનાવોનો સીલસીલો નહીં તોડવા સારૂ ડુઇમાય મીસીસ ઓલ્ડકાસલ સાથે એ વાહલી એક અઠવાડયું ગુજારવા ડોવર ખાતેના તેમના બંગલામાં જઇ રહી ત્યાં આપણે તેણીને પડતી મેળી હતી. તે ડુઇ સાથે આંઠ દાહડા ગુજારવા ગયલી પોતાની શી હકીકત લખશે તે જાંણવાને અમોને અતીઘણી આતુરતા થતી રહી હતી. ડુઇ તેનો ભેદ પકડી કાઢશે કે કેમ અને પકડી કાઢે તો પછી મેં આપેલી ખાત્રીને આધારે તેણીને વાસ્તે સારૂંજ માનીને તેઓ તેણીનું ભલુંજ કરશે કે તે ગરીબ છોકરીને હાંકી કાઢશે તે જોવાનું રહયું હતું.

અને અમો ઇંતેજારીથી તેણીનાં પત્રની રાહ જોતાં હતાં, તેટલાં અંતે જુલીનો કાગળ આવ્યો. તે ઘણીજ ધીરજ માનાવનારો હતો. ડુઇમાય મીસીસ ઓલ્ડકાસલ સાથે તે એક અઠવાડયું ગુજારવા ડોવર ખાતેના તેમના બંગલામાં ગઇ હતી, અને તેણીની લખાવત મુજબ ત્યાં તે હાલમાં હવે પુરતી સુખી ને ઘણી મોજમાં રેહેલી હતી. ડોસાં વિચીત્ર અને ફાંટાબાજ હદ સુધીનાં ચક્રમ હતાં ખરાં, પણ એ જાતનાં લોક જે અગતકરીને દીલનાં ભોલાં, ભલાં, સાચ્ચાં ને ખરાં માયાલુ થાય છે તેનો આ બાઇ એક ખાસ નમુનો હતાં. તેઓ ડોવર ખુદમાં નહીં પણ ડોવર ને "રીવર" નદીની વચમાંનાં એક એકાંત પણ રમણ્ય ગામમાં રહેતાં હતાં. બંગલો ન્હાનો રમકડાં જેવો તોબી ઘણો દીલપસંદ હતો, ને આમપાસની "સીનરી" પણ ઘણી આંખને રાહત આપનારી હતી. જુલીનાં લખવા મુજબ ડોસાંને તેણીનાં માબાપ ધારતાં હતાં તેથી પણ તેઓ જાસ્તી ગભ્ભર હોવાં જોઇએ, કેમજે નોકર નફરોનો રસાલો વટીક ખાસ્સો મોટો હતો. ફરનીચર બધું જુના જમાનાનું પણ વજન તેમજ કીંમતમાં હાલનાં નવાં ફુકારયાં જેવાં જોવાનાં કરકટી રાચરચીલાંથી વધારે ભારી હતું.

તેવણે જુલીને ત્યાં પુરતાં હેતથી રાખી હતી. જાણે મરતી વેળા એવા કોઇ સહવાસ ને સમાગમની તેમને એક અજબ તલબ થઇ આવી હોય તેમ, એક આખી જીંદગીનો જમાનો એકલાં એકાંતની એકલવાઇ જીંદગીએ જોગવ્યા બાદ, એ અજબ ફીફરાંના જવાબમાં તેવણે તેણીને પોતાની સાથે પોતાને ઘર લઇ જઇ પોતાને ઓથે રાખી! એ પછી જ્યારે એક અઠવાડયું ખલાસ થયું, ને જુલીએ બાપીકે ઘેર પાછું ફરવા માંગ્યું ત્યારે તેવણે ભડકો ફોડીને ખરી વાત કહી દીધી. તેવણે તે છોકરીને જાહેર કરી દીધું કે તેવણ બધુંજ જાંણી ગયાં હતાં! જુલી એક વખત બીમાર થયાની વાત આવતાં હું તેવણ સાથ વાત કરતી કરતી ઉપર દોડી ગઇ ને તેવણ માહરી પુઠે સટકી આવ્યાં હતાં ત્યારે, વાંચનાર યાદ કરશે કે, જુલી એક વેરવાર પોશાકમાં બેદાદ કીસમે પોતાના પલંગ પર લાંબી છર થઇ પડેલી હતી. તેજ વખતથી તેણીની નાજુક સ્થિતીની તે અનુભવી અને બુજોર્ગ બાંનુને મજબુત માહીતી મળી ગઇ હતી એમ તેમણે તેણીને ખાત્રી આપી. વળી મેં એ ગરીબ છોકરીની નિર્દોશતા

ને ફસાવત બાબે તેઓને ઘણીજ ખાતરજમા આપેલી, એટલે તેઓ તેણીને માટે બુરૂં નહીંજ માનતાં હતાં એમ પણ ડોસાંએ તેણીને તરત સધ્યારો આપ્યો. જુલીએ એથી હીંમત પામીને પછીથી સઘળી પોતાની વીટક વાત તેવણને ખરેખરી કહી, ને તે લૉર્ડ ફ્રૅડીક રેવન્સકલીફ જેવા એક પ્રપંચી લુચ્છાની જાલમાં લાઇલાજ શીકાર થઇ હતી તેની વીગતવારે સમજ પડતાં તે ભોલી ભલી જૈફ બાંનુ દયાથી દાઝી ગઇ. તેવણે તે પછીથી તરતજ જુવાંને પોતાના માવીતર આશરામાં લીધી, ને તેણીની માતા થવાની સ્થિતીથી તે ફારેગ થાય ત્યાં તુલક તેઓએ તે કમનસીબ બાળાને પોતાનાં ઘરનાં એકાંતમાંજ બાખુશી રાખી. ત્યાંનાં નોકરનફરો કોઇ ખરી હકીકત કાંઇ જાણતાંજ ન હતાં, એટલે એ ભેદ તેઓને હાથ પણ તેટલોજ સલામત હતો. ડોસાં પોતે એટલાં ખરાંનાં ખાં હતાં કે તેવણ કદી કાંઇ બી ગેરસલુક લઇ ચલાવેજ નહીં, ને તેમ હોવાથી કશું પણ ગેરકાયદે કે ગેરસલુક હોવાનો તો જાણે તે ન્હાના 'વીલા'માં એક દુરનો સ્વપ્નો વટીક કોઇને થયો નહીં.

અને એમ બધું હાલમાં તો થર પડયું. દયાવંત દાદાર સદા નિર્દોષોનો નિઘેહબાન થાય છે, ને ગરીબ જુલીના પાક હકમાં એવોજ એ એક ઇનસાફી મોજેજો થયો. તે "હનીમુન" પર ગઇ ત્યારે જે બાપનાં ફુઇને ઘર તે ગયલી હોવાનું નાલ્યું ફેંકવામાં આવ્યું હતું તે ફુઇ કદી બી તેઓને શોહોધતી આવે ને જુલીને આવીને લઇ જાય એ તો કશી રીતે સંભવીત હતુંજ નહીં, ને તે છતાં આયંદા તેજ વાણી સવાણી થઇ, ને જ્યારે કે જુલીને તેની પાક ઇજ્જતની પાસબાની માટે એવાં કોઇ નીમીતની ખરેખરી જરૂર હતી ત્યારે તેજ આગલ આવ્યું! એમ થવાથી ભલાં નોરમનવાલાંઓને બી ઘણી ધીરજ મલી ને હું પોતે બી ખુશીજ થઇ. હું અજાબ જરા બી થઇ નહીં. મેં એ ફુઇમાયને જોયાં ને જોયાં સૌ સારાંજ વાણાં થવાને હું મનથી ગાંઠ વાલી બેઠી હતી—બલ્કે એ મતલબનું હીંમત આપવાનું ખુદ જુલીને મેં કહ્યું વટીક હતું તે સ્હેજ યાદ કરી લઈ શકાશે.

હવે એ બનાવો પછી થોડાક મહીના ગબડી ગયા, અને ૧૮૪૧નાં સાલના જુન મહીનામાં મેં ૧૯ વરસ પુરાં કીધાં. જુલ્યટનાં હમારાં લગનને એ વખતે લગભગ દસ મહીના પુરા થવા આવ્યા હતા, અને તે હવે જલદીજ માતા થવાની વકકી હતી. એજ વખતે વરસના એજ મહીનાઓ પર લંડનમાંથી આગેવાન લોક બધું બાહેર નીકળી જાય છે, અને નાટકશાળાઓ છુટીનો વખત ભોગવે છે તે તકનો લાભ લઇ મને ઘરડાં ફુઇમાય મીસીસ ઓલ્ડકાસલે પોતાનાં "રીવર હાઉસ"માં મેહમાન આવવાનું મેહરબાનીભરેલું ઇજન લખી મોકલ્યું. તેવણની મતલબ કે મને થોડો ચેન્જ અને આસાએસ મલે, અને વળી જુલીનો વખત પણ કટોકટ હોવાથી હું એવે વખતે માહરી તે બેહેન જેવી સખીની આગળ ને આગળ હોઉં તો સારૂં. તેવણે જુલ્યટના માબાપને ખાખસુસ તેડયાં નહીં. તે લોક આવ્યાથી તે ગરીબ છોકરીનું પોગળ કદાપી ઉઘાડું પડી જાએ તેની ફકર તેવણને લાગી. એ ઉપરથી મા૦ અને મીસીસ નોરમન હવા ખાવા રેમ્સગેટ ખાતે જવા તૈયાર થયાં, જ્યારે મેં "રીવર હાઉસ"માં જુલ્યટ આગળ જવાનું નક્કી કરયું. મુશ્કેલી ફકત બીડાની હતી. હું તેને અમારાં હંટર સ્ટ્રીટનાં ઘરમાં નોકરનફરો સાથે એકલી મુકવા માંગતી નહીં હતી. વળી તેને ઝારા સાથે બી છોડી જવાનું એટલાવાસ્તે સલાહકારક નહીં હતું કે ત્યાં તેનાં

કોઇ જાતવાળાં કે પેલી ધરતી મમાઇજ કાંઇ કોઇ દાહડે અનાયસે આવી લાગે ને તેને જુવે તો પાછી લઇ જવાને લલચાય. તેણીને માહરી સાથે લઇ જવાનું બી તેટલુંજ માહલ હતું. જોકે તે છોકરી ઘણી કહ્યાસાર અને શ્યાંણી હતી, તોપણ જુલ્યટના ભેદની નાજુક વાત હું તેના કાન પર લાવવા ચાહતી નહીં હતી: તેવામાં ભલાં મી. અને મીસીસ નોરમને પોતાની સાથે તેને લઇ જવા માંગ્યું, અને તેથી મને એકદમ નીરાંત થઇ.

પણ બીડા ભડકી. તેનાં મનમાં તેથી ઘણું ઓછું આવ્યું, અને તેણીએ જરા મોંઢું ચઢાવ્યું. લગભગ રડી દઇને તેણે મને પુછ્યું કે "મેં એવી રીતે તમોને એટલાં નારાજ શું કીધાં કે તમે મને બીજાંને સોંપી દેઓછ, ભલાં મીસ ત્રેફર્ડ?"

મેં તેને સમજાવી. મેં તેને ખાત્રી આપી કે તે ઘણી ભલી હતી, અને મને તેણીએ જરા બી નારાજ નહીં કરી હતી; પણ હું એવાં એક ચક્રમ ડોસાંને ત્યાં મહેમાન જતી હતી કે જેઓને ત્યાં વગર તેડે માહરી સાથે તેને લઇ જવાનું ઘણું નામુનાસેબ થઈ પડે; અને એ વાત તરત તેનાં ધ્યાનમાં ઉતરી. તે એ પછી પુરતી ધીરજ પાંમેલી પાછી ખુશાલ થઇ ગઇ, અને નોરમનવાલાઓ સાથે રોમ્સગેટ જવા ખુશીથી તૈયાર થઇ.

પણ હજી એક બીજી બી મુશ્કેલ માહરા રસ્તામાં હતી. તેજ વખતે મને માહરા વાહલા હેંનરી તરફથી એક ઘણો હેતવંતો કાગળ મળ્યો હતો. તે પોતાના શેઠ મી૰ મેકડોનેલ્ડનાં કામે અમેરીકા ગયો હતો તે કામ ઘણું સંતોષકારક રીતે હવે આટોપી રહયો હતો, અને પેઝલી ખાતે તે પાછો ફરનાર હતો. વળી તે લખતો હતો કે લીવરપુલ આવીને તે પેઝલી પેહલાં તો જશે, અને મી૰ મેકડોનેલ્ડને પોતે અમેરીકામાં વસુલ કરેલા તેના સઘળા અવેજો ત્યાં સ્વાધીન કરીને તે એક મોટી રજા પર મને મળવા લંડન આવશે. તે આખો કાગળ એટલાં બધાં હેતથી અને સાચ્ચા પ્યારની એવી પવિત્ર લાગણીઓથી ભરપુર હતો કે તે વાંચીને હું ગોયા હરખથી આજેજ થઇ ગઇ!

પણ હવે કરવું કેમ? જો હેંનરી લંડનમાં આવે અને હું તે વખતે ત્યાં નહીં હોઉં તો તે માહરી પુઠે "રીવર હાઉસ"માં દોડી આવ્યા વગર રેહેજ નહીં, અને જોકે તે અને હું જુદાં નહીં હતાં તોપણ ગરીબ જુલીનો ભેદ તેનાથી બી માહરે સાચવવો તો જોઇએ? તેને માહરાથી ત્યાં કેમ આવવા દેવાય? અંતે મેં ઘણોએક વિચાર કરીને પેઝલી ખાતે મી. મેકડોનેલ્ડની કેરમાં હેંનરીને અત્યારથીજ એક કાગળ લખ્યો. મેં તેને જણાવ્યું કે પેઝલી આવ્યા બાદ લંડન ઉપડવા પેહલાં મને તેણે ખબર આપવી, કે જેથી હું કંઠે જો ગયલી કે રોકાયલી હોઉ તોબી તાબરતોબ લંડન તેને મળવા સવેળા પાછી આવી શકું. વળી હંટર સ્ટ્રીટમાંનાં અમારાં મકાનમાંનાં નોકરોને મેં તાકીદ કરી કે માહરે નામે માહરાં ત્યાં જવા બાદ જે બી કાંઇ કાગળપત્ર આવે તે તાબરતોબ મને ડોવર ખાતે "રીવર હાઉસ"માં તેઓએ પાસ કરવાં. તે લોકો, અલબત, જાણતાં હતાં કે જુલ્યટ હાલમાં ત્યાંજ રહેલી હતી, પણ તેની નાજુક હાલત વિશે તેઓ કોઇને સારાં નસીબે કાંઇજ માલમ હતું નહીં.

વળી હવેજ વખત આવ્યો હતો કે જ્યારે માહરા હેંરીની ઍલન તેજ જાણીતી નાટક-કાર મીસ ત્રેફર્ડ હતી એ વાતનો બી બધો ખુલાસો તેની આગલ થવો હતો! છેલ્લા નવ મહીના

સુધી એ માહરો વાહલો અમેરીકામાં રહેલો હતો તે દરમ્યાન જોકે અમારા વચ્ચે કાગળપત્રો જાથુક આવતાં જતાં હતાં, તેમ છતાં ખુદા જાણે કેમ પણ મને નાટકના માહરા ધંધાની તેને માહીતી આપવાને કદી હીંમતજ થઇ નહીં હતી! તેનાં મરનાર માતા—માહરાં ફુઇ—મીસીસ વેકફીલ્ડને નાટકનો કેવો સખ્ખત ધીક્કાર હતો, અને મોહોતનાં બીછાંણાં પરથી વટીક તેવણે લંડનના નાટકોની મોહીનીમાં હું નહીં પડું તે વાસ્તે હૅરીને તપાસ રાખવાની તાકીદ ફરમાવી હતી તે સઘળું યાદ કરતાં મને ઘણી બીહીક લાગ્યા કરતી હતી કે ઘણું બનવાજોગ હોવું જોઇએ કે હૅરીના વિચારો બી એ સંબંધમાં છેક તેવા નહીં તો લગભગ તેવાજ હશે, અને તેથી હું તેજ ધંધામાં પડેલી હતી એ વાત હીંમતથી જાહેર કરવાને વાસ્તે આજ તક માહરા હાથ કદી બી ચાલ્યાજ ન હતા. અવારનવાર, એમ છતાં, હું નાટકના નાદર હુન્નરની વખાણમાં કાંઇ ને કાંઇ વાતમાં વાત કાઢીને તેનું મન ફેરવવા જોગું માહરાં કાગળોમાં તેને લખતી રહી હતી, અને તેજ મુજબ આ છેલ્લાં કાગળમાં બી મેં તેવું થોડુંક પીરસ્યું. લંડનનાં સૌથી આગેવાન પેપરોએ માહરી તારીફમાં જે અનેક મરતબા લખ્યું હતું તેમાંથી થોડાક ફકરાઓ કાપી લીધેલા મેં આએ કાગળમાં બીડયા, અને મીસ ત્રેફર્ડને વાસ્તે આખું લંડન શું ધારતું હતું તે જાણે હું તેને સેહજ જાણવા દેવા માંગતી હોઉં તેમ નાટકની વાત તે કાગળમાં ઘુસાડીને મેં તેને જાણવા દીધું "ફકત ચહેરાની ખુબસુરતી અને સૌથી ઉંચી પંકતીનાં નાદર ઍકટીંગમાંજ એ જવાંન બાનુંએ નામના કરી છે એમ નહીં પણ એ બાઇની ઉંચી નિતીરીતિ, રેહણીકરણી અને ઘણીજ પવિત્ર ચાલચલણે બી લંડનનાં લોકોનાં તન મન બધાં તમામ હરી લીધાં છે." એ મકસદનું ઘણુંએક સુપ્રસિધ્ધ પેપરોમાં આવેલું હતું, અને તે બધું માહરા વાહલા હૅરીને વંચાવા તે એમના એમ કાપી લીધેલા કટીંગ્સ રૂપે મેં તેને મોકળી આપ્યું. વળી મેં તેને જાણવા દીધું કે માહરાં કામકાજમાં ખોદાની આપેલી માહરી આવક દર વરસે હજાર પાંઉન્ડથી બી જાસ્તી થવા જતી હતી, અને તેથી અત્યાર સુધીમાં હું એક નાની જેવી દોલત જમા કરી શકી હતી. હવે તેથી મેં—લખ્યું કે—હું હૅરીને બનતાં સુધી પાછો પેઝલી મોકળવા ચાહતીજ નહીં હતી, ને તેને અત્રે કોઇ બીજી નોકરી મલે ત્યાં વેર અથવા નહીં બી મલે તોપણ માહરી પોતાની કમાઇ અને બચાવેલું જોઇએ તે કરતાં ખોદાનું આપેલું ઘણું જ્યાદા હોવાથી એ મુજબ અમારે જુદાં અને છુટાં રેહવા જેવી કોઇ હવે જરૂરજ ન હતી. કાંએ નહીં અમો પરણીને એકઠાં રહીએ અને લંડનમાંજ ઠર પડીએ? ટુંકમાં, હૅનરી જોગું એ માહરૂં છેલ્લું કાગળ ઘણું ખુલાસેવાર ને ઘણું લંબાણ હતું—એવું કે તે ઘણો ચતુર હોવાથી સઘળી ખરી હકીકત કદાપી પાંમી બી જાએ; અને તે ઉપર તુરત વેળા સબર માનીને હું મીસીસ ઓલ્ડકેસલને ત્યાં ડોવર ખાતે જુલીને મલવા નીકલી પડી.

## પ્રકરણ ૮૫ મું.

હું એક મોટી "સ્ટેજ કોચ" (મુસાફરીની ગાડી) માં ડોવ આવી પોંહચી ત્યારે બપોર થયલી હતી, પણ ઠંડીના દિવસો હોવાથી તડકું ઘણું કુમળું હતું, એટલે "કોચ" માંથી ઉતરયા પછી મેં "રીવર હાઉસ" તક ચાલીજ જવાનું મન કર્યું. મને કેહવામાં

આવ્યું હતું કે મુસાફરીની ગાડી જે સ્ટેશન આગળ ઉતારૂઓને ઉતારે છે ત્યાંથી લગભગ એકજ સીધી સડક મીસીસ ઓલ્ડકાસલનાં એ ઘર ("રીવર હાઉસ") પર લઇ જાએ છે, અને તે મકાન ત્યાંથી ફક્ત દોઢેક માઇલના ઘણા નજીવા ફાસલા પર આવેલું છે. એટલાવારને માહરો ઝુડી "લગેજ" (અસબાબ) કુલીઓ પાસે આગમચથી રવાના કરી દઇ હું પોતે એકલીજ ફરતી ફરતી અને તે તરફની "સીનરી" મોજથી જોતી આગળ વધી.

એ મુજબ હું ડોવરનું શેહર છોડીને હવે ગામમાં દાખલ થઇ, અને માઇલેક ચાલવા પછીથી "રીવર હાઉસ" હજી કેટલું દુર હતું અને કયાં આવેલું હતું તે ચોક્કસ તલ્લાશ કરી લેવાનું મને મન થયું. એ ઉપરથી હું જ્યાં આવી લાગી હતી તે બાજુએ જમણા હાથ પરનાં ઘણાં સુઘડ દેખાતાં "રોઝ કૉટેજ" નામનાં એક નાહના "કૉટેજ"માં હું ઘુસી, કે જેના બગીચામાં રાતા ગુલાબો જાણે એકેક સાથે હરીફાઇમાં ઉતરેલા ને ઉગેલા બીસ્યાર ઉભાઇ જતા હતા. માહરાં મનમાં કે આગળજ કોઇ માલી મલી જાય તો હું તેને પુછી લઉં; પણ જરા આંખ દોડાવતાં અંદરથી એક નાહના મંડપ જેવા શોભીતાં છાપરાંમાં એક કોઇ સકુમારી સીવતી બેઠેલી હતી તેની પર માહરૂં ધ્યાન ખેંચાયું.

તેણીએ કાંઇ મને જોઈ નહીં, પણ તેને એકલી બેઠેલી જોઇને હું પોતેજ પાધરી તેની આગળ ગઇ. તે કોઇ દેખીતી રીતે માહરીજ ઉંમરની નૌજુવાન નાજનીન હતી, કે જે પેહરવેશમાં સાદી પણ અજબજેવી હદ સુધીની સુઘડ ને સુંદર હતી. તેના બાલ છુટા હતા જે ખભાં પર વેરવાર પડેલા હતા, ને તેનો ચેહરો પણ ખેંચાણકારક અને મોહક હતો. કદમાં તે મધ્યમ ઉંચાઇની અને મજબુત બાંધાની દેખાતી હતી. સામટી રીતે, તે એક "બામરેની ગોરી" હતી.

તેણીએ માહરા પગ તળે દબાતાં આવતાં સુકકાં પાત્રાંનાં ખખડાટથી એવામાં લગાર ચમકીને ઉંચું જોયું, જ્યારે મને લાગ્યું કે તે આંખ્યો વટીક ખસુસ મીઠાસથી ભરેલી હતી! તે લીલી દરાખ જેવી ઘણીજ ચતુર ચશ્મો હતી, અને મને જોઇને તે કામ ફેંકી દઇ ખુશાલ તબ્યતથી એકદમ ને તાબડતોબ ઉભી થઇ.

"માફ કરજોજી, હું જો તમોને કાંઇ બી અગવડ કરતી હોઉં તો," મેં સભ્યતાથી કહ્યું; "હું તો માલીનેજ પુછીને આગળ વધવાની હતી, પણ તમોને જોઇને મને જરા અંદર આવવાનું મન થયું!"

"અને ખચ્ચીતજ તમે હજારો આવકારથી અમો ગરીબને ત્યાં ભલે આવ્યાં. તમો આવ્યાં તે મને ઘણુંજ ગમ્યું," તે દેખીતા પ્રમાણીક હાવભાવની કોઇ અજબજેવી ઉલટમંદ છોકરીએ મોટા ઉત્સાહથી જવાબ કર્યો, "આવો, આવો, તડકાંમાં ના ઉભાં રેહો. અહીં આવીને બેસો."—ને તેણે પોતાની પાસે એક "ગારડન ચૅર" ખેંચવાની ધામધુમ કરી મેલી. "શું તમો કાંઇ ઘણે લાંબેથી ચાલી આવ્યાંછ?"

"હું ડોવર ઉતરી," મેં હસ્તે ચેહરે તે ખુરસી પર એકાદ પળ બેસતાં જવાબ કર્યો.

"કાંહાં જાઓછ જે?"

"મને "રીવર હાઉસ"માં જવુંછ."

"ઓ, મીસીસ ઓલ્ડકેસલને ત્યાં? ત્યારે તે તો કાંઇ અહીંથી ઘણું દુર નથી," તે છોકરીએ મધુરતાથી કહ્યું; "ફકત અહીંથી અરધા માઇલ પર હશે."—અને તરત વધાર્યું, "પણ કાંઈ લેશો? તમે તરસાં થયાં હોશો?"

"કાંઇજ નહી, મને જરા બી તરસ નથી, થેંક્સ," મેં માંગી લેતાં કહ્યું; "હવે માહરૂં મકાન કેટલું દુર છે જે તેની વાત?"

"પણ થોડાં અમારા આએ નાંખેલા બગીચાનાં તાજાં સ્ટ્રૉબેરીઝ તો જરા ચાખો?" તે છોકરી બજીદ થઇ—અને હું તેને રોકું તેટલાંમાં તો એક બે કુદકા સાથે તે બગીચાને બીજે છેડે પોંહચી ગઇ. તે ત્યાં માલીને કાંઇ હુકમો આપવા લાગી, અને તે દરમ્યાન જે નાહની ટેબલ આગળ તે સીવવા બેઠેલી હતી તે ટેબલ પર તેની વાંચવાની કાંઇ ચોપડી પડેલી હતી તે મેં સેહજ ઉંચકીને જોઇ.

તે શેકસપીઅર હતી, અને મેં અજાએબી વચ્ચે પાણાં ફેરવતાં જોયું કે તેમાંના ઘણા ખરા નામીચા નાટકોમાંનાં ઘણાંએક જોરાવર અને અભ્યાસ કરવા જોગ વાકયો બ્લુ પેન-સીલના લીસોટાઓથી ખાસ માર્ક કરેલાં હતાં. ટુંકમાં, એ શાહદતો તે છોકરીના ઉંચા ટેસ્ત ને અચ્છા અભ્યાસનીજ પુરવારીઓ હતી, અને ચોપડીનાં કવરની પાસેનાં પાણાં પર ઘણા સુંદર લેડી લાઇક મરોડદાર હરફે "મેરી ગ્રેન્ટવર્થ" કરીને નામ લખેલું હતું.

અને તે વૉલ્યુમ જોઇને હું હજી તો પાછું તેની જગાપર મુકું તેટલાંમાં તે છોકરી હસતી હસતી તે તરફ પાછી આવી. તેના હાથમાં તાજાં તોડેલાં સ્ટ્રૉબેરીઝનો એક વાઇનનાં પાત્રાંઓની ખાસ બનાવેલી પ્લેતમાં એક મોટો ઢગલો હતો.

"જરા આએ લેશોજી?" તેણીએ તે પ્લેત ટેબલ પર મુકતાં ઘણીજ ખુશાલીથી કહ્યું. તે કોણ હતી ને વગેરે હું હજી જાણતી ન હતી ને તે મને મુતલગ હજી પીછાણતી ન હતી તેટલામાં તો માહરી આગતસ્વાગતા ને મહારાત કરવામાં તે બધી થોડી થોડી થઇને ઉછલાઈ પુછલાઈ જતી હતી!! એ, મેં જોયું કે, તેના અતીઘણા મીઠા સ્વભાવનીજ તાસીર હતી. તેણીનો સ્વભાવજ એટલો બધો મીઠો, રમતીયાળ, એકદમ મલતાવડો અને પરોપકારી નજરે આવતો હતો.

મેં, તેણીને ખુશી કરવા, થોડાંક સ્ટ્રૉબેરીઝ દપાટયાં. તે ખરેખર ઘણાં તાજાં, મીઠાં અને તરસ છીપાવે તેવાંજ હતાં.

"તમો માહરી શેકસપીઅર જોતાંતાં?" તેણીએ પછાથી સહેજ હસીને કહયું; "જયારે એકલી એકલી કામ કરતાં કંટાળી જાઉંછ ત્યારે એ વાંચીને હું માહરાં મનને મોજ આપુંછ! એ માહરૂં ઘણું પ્યારૂં વાંચણ છે."

"ખરેખર?" હું હસી.

"હું નાટકી ઢપથી કેહું તો એ માહરો 'સદાનો સાથી' છે!" મેરી ગ્રેન્ટવર્થ હસી. "હું જેમ જેમ એ ઉંડા અભ્યાસથી વાંચુંછ તેમ તેમ મને તો એમાં કાંઇ ને કાંઇ નવુંજ મલ્યા કરેછ, ને ખરૂં કેહું—તમે મહને હસસો તો નહી? એ વાંચતાં વાંચતાં હંમેશ હું એક જણની ખાસ અદેખાઇ કરૂંછ!"

"કોણુની ?"

"રાતા ગુલાબની—મીસ ત્રેફર્ડની !" મેરીએ દીલખુશ તન્મયતથી મોટે સાહદે હસી દેતાં કહયું, "મેં તો એ એકટ્રેસની તારીફમાં ન્યુસપેપરોમાં ને લીટરરી રીવ્યુઝમાં કાંઇ એટલું બધું વાંચ્યુંછ કે હું તો જાંણે તેની પર મોહીજ પડેલી છું ! કમનસીબે મેં તેને કોઇ દાહડે જોઇ નથી; પણ તમે ! તમે તો લંડનનાંજ રહેવાસી, એટલે તમે તો તેને જોઇજ હશે ?"—અને ભડભડબોલી મેરી ગ્રેન્ટવર્થ આ બધું ઉપરાઉપરી કેહતી ને બોલતી હતી ત્યારે તેનાં દીલની સાદાઇ અને પ્રમાણીકપણુંજ જાંણે હું તો અજાયબીથી જોયા કરતી હતી !

પણ મેં ભડકો ફોડયો નહીં. હું મુસ્કેલથીજ માહરી ગંભીરતા સાચવી શકી, અને મેં તેને ખુલ્લું કરીને કહયુંજ નહીં કે હુંજ "રાતો ગુલાબ" (મીસ ત્રેફર્ડ) હતી. હું "રીવર હાઉસ"માં ઘણી શાંતીથી રહેવા ચાહતી હતી. માહરાં પોતાનાં મગજની રાહત અને શાંતી વાસ્તેજ નહીં, પણ જુલીને ખાતર બી. તેણીનો ભેદ સચવાવો જોઇએ, અને હું માહરાં સંબંધમાં તે નાહનાં ગામડામાં મીસ ત્રેફર્ડ તરીકે ઘોંઘાટ થવા દેઉં તો, મને લાગ્યું કે, તે ખરેખર ઘણું ભુલભરેલું થઇ પડે !

"હા, મેં તેને કોઇ કોઇ વખત જોયલી છે ખરી," મેં હસીને તેના છેલ્લા પાધરા સવાલના જવાબમાં ઉડાવાતું કહયું;—અને પછી તરત ઉઠીને ઉભી થતાં વધારયું, "હવે મને રજા આપશો ?"

"ઓ, જરા તો બેસો !" તેણીએ નાઉમેદીના દેખાવથી કાકલુદી કરી; "તમે તેને જોઇ આયાંછ ત્યારે તો એ મીસ ત્રેફર્ડને વાસ્તે મને થોડુંક જ્યાદા જાંણવા ને પુછવા ગમેછ. શું તેની વખાણ થાયછ તેમ તે ખરેખર એટલી બધી સુંદર, નેક અને હુન્નરમંદ છે !"

હું હસી. "આપણે બીજી કોઇ વખતે નીરાંતે મળીને એ વિશે ધીરજથી ને લંબાણથી વાત કરશું," મેં કહયું. "તમે આટલી બધી માહરી ખાતર કીધીછ ત્યારે તો ફરીથી માહરે મલવા આવવુંજ જોઇશે કેની ? નહિ તો તમે આવજો. તમો બી "રીવર હાઉસ"માં ઘરડાં મીસીસ ઓલ્ડકાસલને મલવા અવારનવાર જતાં આવતાં તો હોશોજ કેની ?"

પણ એ પુછતાં સાથે મને તરત ખ્યાલ થયો કે એમ નહીંજ હોવું જોઇએ, કેમકે એ છોકરી જો ત્યાં જતી આવતી હતે તો જુલી સાથે પીછાંણ પડીજ હોને, ને જુલી અમો જોગાં કાગળમાં તે બાબે કોઇ દહાડે કાંઇ લખતે તો ખરી ?

"અમે મીસીસ ઓલ્ડકાસલને ફકત નજરેજ પીછાણીએછ," તેણીએ માહરા છેલ્લા સવાલના જવાબમાં સાદાઇથી કહયું; "માહરાં મમાને કોઇ જવા આવવા ગમતું નથી. તેવણુને ઘણુંજ એકાંત ગમેછ, ને તેથી મને બી માહરૂં ઘેર ભલું કે માહરૂં કામ ભલું !"

"વારૂં, ત્યારે કાંઇ નહિ, હું પોતેજ આવશ," મેં હીંમત આપતી કીસમે કહયું; "મમા હમણાં નથી ઘરમાં ?"

"નહીંજી, કાંઇ ખરીદીએ ગયલાં છે," મેરીએ જવાબ કરયો; "પણ તમે તો જરા બી જ્યાદા બેસતાંજ નહીં કે ! વારૂં ચાલો, તમે પ્રૉમીસ કરોછ તેમ બીજી વખત જરૂર આવજો."—અને તે મને બાહેરના દરવાજા સુધી મુકવા વડીક આવી.

તેણીએ તો મને સાથે રસ્તો બતાવા માણસ બી આપવા કહયું, પણ મેંજ ના કહયું, અને તેણીએ પોતાના દરવાજા પરથી હાથ કરીને મને "રીવર હાઉસ" પર બાજુમાંનાં ખેતરમાંથી જવાનો જે ટુંકો રસ્તો બતાવ્યો તે ધખાંણીબંધ હું એ એકાંતમાં રહેલી સુંદર છોકરી વાસ્તે મનથી કાંઇક અજબ થતી આગળ વધી. મેં જોયું કે તેણીએ પોતાની મા વિશે મને કહયું, પણ બાપ વિષે તો કાંઇ બોલીજ નહીં ? ત્યારે શું તે ગુજરી ગયો હશે? વળી તે મા એટલું બધું એકાંત સાંધીને કેમ ને કાંએ રહી હશે કે આવી દાહડેવારેની છોકરી કેડે જતી આવતી કે કોઇને મળતી ભેટતી વટીક ન હતી ! તેઓ મુફલીસ હોય એવું તો કાંઇ દેખાતુંજ ન હતું. ખુદ મકાનજ ઘણું સુખકારક અને ખુશનુમા હતું, અને મેરીનો પોશાક પણ સાધારણ સુખી સ્થિતીનોજ અભ્યાસ કરાવતો હતો.

હું એ પછી જલદીજ "રીવર હાઉસ" માં આવી પોંહોંચી. તે અસલી ઢપનું એક મોટું મકાન હતું, અને તેમાંનું ફરનીચર પણ સઘળું અસલવારેનું પણ જોઇએ એટલું ટકાઉ, મજબુત, અને સંગીન હતું. એ "હાઉસ"ને બી લગનો એક ન્હાનો બગીચો હતો, અને સુખ અને શાંતીનું ત્યાં રાજ હોય એમ જાંણે ઝટ જણાઇ આવતું હતું !

મને મીસીસ ઓલ્ડકાસલે તેમજ જુલ્યટે બહુજ હરખભેર આવકાર આપ્યો. જુલીને તો હું છેક કેટલે મહીને પાછી જોતી અને મળતી હતી, અને જોકે તે નિર્દોશ છોકરીને મનનું દુ:ખ ખરેખર ઘણું મોટું હતું, તોપણ હું જોઇ શકી કે તે તનદરોસ્ત ગામડાંની તાજી અને દીલખુશ હવાથી તેના રોખસારો, એમ છતાં, ગોલાબી ગોલાબી થયા હતા, અને તે પોતાની હાલની નાજુક સ્થિતી વચ્ચે જોગાજોગ હદ સુધી સુંદર દેખાતી હતી.

---

## પ્રકરણ ૮૬ મું.

એ પછી જ્યારે અમો નવરાં થયાં, અને હું મીસીસ ઓલ્ડકાસલ સાથે તાહેલાં મારતી બેઠી હતી ત્યારે મેં મેરી ગ્રેન્ટવર્થની વાત કાઢી; અને હું જોઇને ઘણી અજબ થઇ કે ડોસાં એ નામ સાંભળતાંજ ઘણાં ગંભીર થઇ ગયાં !

"હા, છોકરી તો ઘણી ભલી કેહવાછ, પણ—પણ—" અને ડોસાં અચકયાં કીધાં.

"પણ શું, ફુઇમાય ?" મેં અજાએબી ને ઈંતેજારીથી પુછયું.

"તેની માએને લગતો મને વાંધો છે," ડોસાંએ ખુલાસો કર્યો. "તાહરા જેવી નેક છોકરીએ સાંભળવા જેવી એ વાત નથી, અને તેથી હું તાહરી આગળ તે કરતી નથી."

"પણ છોકરી પોતે તો ભલીજ છે કેની ?" મેં હેબત ખાઇને પુછયું, કારણ કે તે છોકરી મને જોતાં સાથે ઘણી ગમી ગઇ હતી.

"હા, છોકરી તો ખરેખર ઘણીજ ભલી ને સાચ્ચી છે," ફુઇમાએ દીલસોજીથી જવાબ કર્યો.

"અને છોકરી માએની નામોશીથી વાકેફ હશે ?" મેં તાજુબીમાં સવાલ કરયો.

"હું નથીજ ધારતી," ફુઇમાયે જવાબ આપ્યો ; "હું પોતે ખરેખર તો તે માએની વિરૂદ્ધ ખાત્રીપુર્વક કાંઇજ જાંણુતી નથી, પણ વરસોથી આએ તરફ રહેતાં છતાં કદી એ

કોઇને મળવા માંગતીજ નથી. અને આએ તરફનું લોક, તેથી, તેને વાસ્તે ઘણું બુરૂં બોલેછ. કેહછ કે કોઇ શખ્સ વખતોવખત આવેછ અને એ ઘરમાં એક બે દહાડા રહી જાયછ, અને તેજ એ મા દીકરીનું પુરૂં બી કરેછ એવી વાત છે."

" પણ બીચારી બાઇ જુઠી બદનામ થતી હોય તો? એ બી બનવાજોગ છે કે નહીં, ફુઇમાએ ?" મેં શંકાશીલ મત આપ્યું; " હું આએનું તો નહીં જાંણુતી, પણ મેં મેરીને જે થોડોક વખત જોઇ અને તેની રીતભાત ને આચારવિચાર જાંણી લેવાનો મને જે પ્રસંગ થયો તે ઉપરથી હું તો હીંમ્મતથી કહી શકુંછ કે તે બચ્ચું ખરેખર નેકીમાંજ ઉછરેલું હોવું જોઇએ."

"હોય બી," ડોસાં શાંતીથી ને નાખુશીથી એકમત થયાં. "વાત તો એમ છે કે થોડાં વરસની વાત પર—એટલે કે જ્યારે મેરી પાંચ છ વરસનું નાઘલું બચ્ચું હશે ત્યારે એ બાઇ હેસ્ટીંગ્સ ખાતે રહેતી હતી. તે વખતે એ વીધવા કેહવાતી હતી, અને ત્યાંની ઘણી સારી સોસાયટીમાં ફરતી હરતી હતી. એમ છતાં એક દાહડે, કેહજે, કોઇએ તેને ભર મેળાવડામાં ઉંઘાડી પાડી કે તે કાંઇ સારી ચાલની નહીં હતી, અને તે વાતના તેની કને બેતકરાર પુરાવા હતા; અને એ ગડબડ થવા પછીથી તે ત્યાંથી અચબુચ ગાંસડા પોટલા બાંધીને નાહસીને અહીંના આ એકાંતમાં આવીને ગગડી તે છેક આજના દાહડા સુધી!"

"ત્યારે તો એ અહીં તમો કેહોછ તેમ કોઇને મલતી નથી તે વાત એ કાંઇ આગલી હીણપસ્તીને ટેકો આપેછ?" મેં ચીંતાથી કહ્યું.

"એમજ," ફુઇમાયે જવાબ કરયો; "મગર ચાલ, હવે એ વાત જવા દે, અને બીજી વાત કરયે. માહરૂં તને ચેતાવવાનું એટલુંજ કે ચાલી ચલાવીને તે લોકને ઘેર તું મુતલગ જતીજ ના. તે આપણને સારૂં નહીં લાગશે."

"તો હું નહીજ જવશ," મેં તાબેદારીથી ખાત્રી આપી, જોકે ખરેખર તો હવે પછી મેરી ગ્રેન્ટવર્થને નહીં મળી શકવા વાસ્તે મને મનથી પુશકળ ખેદ ને ખરખરો થતો રહયો.

હવે "રીવર હાઉસ"માં હું આવી લાગી તે પછીનાં અઠવાડયાંની આખેરીમાં જુલ્યટ નોરમને એક બેટાનો જન્મ આપ્યો, અને કેવા હીણનસીબ સંજોગમાં અને ભયંકર દગાબાજી વચ્ચે તે ગરીબ કુમારીકાની આ ફસાવત થઇ હતી તેનો ખ્યાલ થતાં હું મ્હારાં આખાં તન બદનમાં ધ્રુજી. સારાં નસીબે બંને—મા દીકરો—સારી પેઠે હતાં, અને, તેથી, મેં પછી તરતજ ભલાં મી૦ ને મીસીસ નોરમનને એ બનાવની સઘળી હકીકત લંબાણથી લખી. મેં તેઓને જુલી તદન સારી પેઠે હોવાની ખાત્રી આપી, અને વૃદ્ધ ફુઇમાયે એ બાપડીની આ નામોશીમાં ઉંડી સમજદારી બદલે ફરેસ્તાઇ સદગુણોથી કેવી કટોકટ અને કીંમતી મદદ આપી હતી તે વાત પર મેં ઘણો ભાર મેલ્યો. હું પોતે, એ પછી, તે કાગળ ડોવરની મોટી પોસ્ટઑફીસમાં નાખી આવવા ચાલતી ઘરથી નીકળી. વાંચનાર જાંણે છે કે મને ચાલવાનો શોખ હતો, અને હું અત્રે આવ્યા પછી એ મુજબ સહવાર સાંજ લાંબી લાંબી લટારો કસરત અર્થે લઇ આવતી હતી, એટલે એમાં માહરે માટે નવું કાંઇ ન હતું. જુલી, મેં જોયું કે, ઘણી સારી પેઠે હતી, એટલે એકાદ કલાક એમ જઇ આવવાને મને કાંઇજ

અડચણ કે અગવડ જેવું બી લાગ્યું નહીં. વળી ખાસ કરીને હું એટલા માટે ગઇ કે મીસીસ નોરમનનાં શિરનામાંનું તે કાગળ અમારી તરફના થાંભલાઓમાં નાખવા નોકરોને સપુર્દ કરવા મને ગમ્યું નહીં—તે ઘણું ગેરસલામતીભરયું થને. તેથી કોઇને કદાપી કાંઇ ને કંઇ વહેમ પડે, અને ઘાંણુ બીગડે !

હું ગઇ. તે કાગળ ડોવરની પોસ્ટઑફીસમાં થાવું માહરે હાથે પોસ્ટ કરી, લાંબો ચકરાવો લઇ બજારને રસ્તે હું ઘર તરફ પાછી વળતી હતી, જેવામાં સાંમેથી આવતી બે અબળાઓનું માહરી પર ધ્યાંન ખેંચાયું, અને તેમાંની એક છોકરી તો અતીઘણી ઉલટમંદ માહરી ભણી કુદકા મારતી દોડીજ આવી ! તે મેરી ગ્લેન્ટવર્થ હતી. મેં અલબત ઘણીજ દીલસોઝીથી તેને શેકહેન્ડ કરી, અને તેટલાં તો પછવાડે આવતી પેલી બીજી બાંનુ પણ આગળ આવી લાગી.

"ઓ મમા, આપણે ત્યાં આવી ગયાં હતાંની, મેં તમારી આગળ વાત કીધીતીની, તે આએ જવાંન બાંનુ છે !"—અને માહરી તરફ ફરીને વધાર્યું, "આએ માહરાં મમા થાયછ."—અને માહરે કબુલ કરવું જોઇએ કે તે મીસીસ ગ્લેન્ટવર્થ હતી એમ જાણતાં હું જરા દબાઈ અને ખંચાઇ. મને આએ અબળાના અપજશની ફુઇમાએ કહેલી બધી નરસ વાત તરત યાદ આવી ગઇ, અને તેવણે એની સાથે પીછાંણ કરવાની મને મના ફરમાવેલી હોવાથી હું શેકહેન્ડમાં તેણીને માહરો હાથ વટીક આપવાનું મન કરી શકી નહીં. હું ફકત દુરથી ઠંડું નમી, અને ઉલટમંદ મેરી તો મને મલવાની હદ વગરની ઉલટ ને ખુશાલી વચ્ચે તે કાંઇ જોઇ કે સમજી વટીક શકી નહીં, જ્યારે મીસીસ ગ્લેન્ટવર્થ એ માહરો અણગમો મનથી તરત પામી ગઇ. એમ છતાં, તે જરા ડોકું ફફડાવીને દમામથીજ વરતી, જે બતાવતું હતું કે યાતો તે જુઠી નીંદાથી વગોવાયલી હતી, કાં તો એ જાતની લુચ્ચાઇમાં ઘણી પ્રવીણ થઇ ચુકી હતી. તે વરસ ચાલીસેકની ઉમ્મરની હશે. તે કદમાં ઉંચી હતી, અને ચેહરામાં જવાંનીની ખુબસુરતીની ઘણીએક શાહદતો હજી આજ પણ મોજુદ હતી. તે ઘણા ટેસ્ટથી તૈયાર થયલી હતી, અને આવી એકની દોસ્તી મને આવા સંજોગોમાં પડતી મેળવાનું થયું હતું તે વાસ્તે હું ખરાં મને દલગીર થઇ—ખાસ કરીને નિર્દોશ ન્હાની મેરીને ખાતર વધારે.

"તમે તો મને પાછાં મળવા આવવાનાં હતાંની ?" મેરીએ કાંઇક ઠપકાના તોરથી તોપણ પુરતાં હેતથી કહયું; "ભુલીજ ગયાં શું ?"

"મને–મને જોઇએ એટલી ફુરસદ નથી મલતી, મીસ ગ્લેન્ટવર્થ," મેં જરા અચકી અચકીને કહયું. હું ગભરાઇ ગઇ.

"ફુરસદ નહીં હોય તો કેમ આવે ?" તે માતાએ હયાં વચ્ચે પડવાની જરૂર જોઇ; "કાંય કોઇને અમથી તસ્દી ને કંટાલો આપ્યા કરેછ ?"

હું, અલબત, તેણીના એ પરચારાનો ભાવાર્થ સમજી ગઈ, પણ ભડભડબોલી મેરી તો હજી એ જરા પણ સમજેલી લાગી નહીં !

"વારૂં, પણ હવે તો આવશો કેની ?" તેણીએ પાછો આગ્રહ કર્યો ને માંગી લીધું; અને પોતાની માતાને ચેહરામાં નારાજ થતી જોઇ ઉતાવળે વધાર્યું, "કાંઇ નહીં, જ્યારે પુરતી ફુરસદ મળે ત્યારે આવજો, પણ આવજો જરૂર !"

"હા, હા, હું માહરૂં બનતું કરશ," મેં ફીકકું હસીને કહયું—અને પછી મેરીને શેકહેન્ડ કરી, પેલી બાઇને જરા દુરથીજ નમીને હું માહરે રસ્તે આગળ વધી.

તે પછીથી એક જુદેજ રસ્તેથી જતાં પીકચરોની ફ્રેમ બનાવનારની એક ભપકાદાર દુકાંણુ બાહેર જે મોટાં કદની ધ્યાંન ખેંચનારી તસવીરો ટાંગેલી હતી તેમાં હું જોઇને ગભરાઇજ ગઇ કે એક માહરી પોતાની હતી, જેની નીચે, "નામાંકીત એકટ્રેસ 'રાતો ગુલાબ'—મીસ ત્રેફર્ડ" એવી ફુલ રેકા હરફોમાં લખાવત હતી ! હું ઘણીજ અજબ થઇ. રાજા રાણી અને પ્રધાનો જેવાં માન પામેલાંઓની સબીઓની વચ્ચે માહરી પોતાની સબીને એટલી અગત અપાયલી જોઇને હું ખરેખર માહરા જીવથી શરમાઇજ ગઇ. વધારે અજાએબ કરનારૂં તો એ હતું કે મેં કોઇ બી દાહડે કોઇ બી સબીવાલાને માહરી તસ્વીર લેવાની મતલબથી અત્યાર તક સીટીંગ આપી નહીં હતી, અને ત્યારે આએ તરફ માહરી એક તસ્વીર આવીજ કેમ શકી તે હું સમજી શકું તેથી ઘણું જ્યાદા હતું ! દીસ્તુંજ હતું કે આ કાંઇ એકજ નમુનો નહીં હોવો જોઇએ. જ્યારે આ ગરગામડેનાં એકાંતમાં આવી એક તસ્વીર અગત પાંમતી ઘુસી જઇ શકી હતી તો બનવાજોગ હતું કે તે લંડનમાં અને બીજાં ઘણાંએક શેહેરોમાં પ્રવેશ પાંમી ચુકેલીજ હોય !

હું આગળ વધી. મને થોડીક રમુજ બી મળી. પેલી ગામરેની ગોરી મીસ ગ્રેન્ટવર્થ જે મીસ ત્રેફર્ડને જોવા હદથી જ્યાદા આતુર હતી તે જો કદી આ રસ્તે જવા ને એ તસ્વીર જોવા પાંમે તો જરૂરેજ મને ઓળખી કાઢવાની, અને ઘણી અજબ થવાની !

ત્યારબાદ હું મીસીસ ગ્રેન્ટવર્થવાલા "રોઝ કૉટેજ" આગળ થઇને અમારાં ઘરપર ("રીવર હાઉસ" ભણી) જતી હતી, તેવામાં મેં જોયું કે એક "સ્ટેજ કોચ" (મુસાફરીની ખાસ મોટી ગાડી) તે કૉટેજના દરવાજા આગલ થોભી, જેમાંથી ધામધુમી અદાએ એક ગ્રહસ્થ ઉતરયો, અને ઘેરીતોઅરીતો હોવાના દેખાવથી સીધો અંદર ચાલ્યો ગયો, જે બાદ તે "કોચ" ત્યાંથી ઉપડી ગઇ.

એ કોણ હતો ? હું તેનો ચેહરો મુતગલ જોઇ શકી નહીં. તે સરખો ઉતરતે તો હું તેનો ચેહરો ખચ્ચીત બરાબર જોઇ શકતે, પણ તે ગાડીમાંથી લગાર કોરવાકો ઉતરયો, અને વળી ઉતરયો તેવો સીધો અંદર ચાલીજ ગયો, એટલે હું તેને પીઠેથીજ જોઇ શકી. તેના હાથમાં એક નહાનો ઘણો સુંદર દેખાતો બૅગ હતો, જે તે પોતેજ હાથમાં ઉંચકીને અંદર લઇ ગયો, અને તે જોતાં તરત મને પુઇમાએ કહેલી વાત યાદ આવી. તેવણે મને કહેલું હતું કે એક કોઇ સખ્શ અવારનવાર એ લોકોને ત્યાં આવતો ને એક બે દિવસ રેહતો સંભળાયછ, અને તેજ એ મા બેટીનું પુરૂં કરેછ એવી વાત છે; ત્યારે શું બનવાજોગ નહીં હતું કે એજ તે આસામી હોવો જોઇએ ? આ તો ત્યારે એક ઓર બી પુરવારી હતી કે માહરે એવાંઓથી તદન અગલ રહેવું જોઈએ, અને ત્યારે ફરીથી નિર્દોષ મેરીને વાસ્તે મેં અફસોસની

એક હાય ખેંચી. આ તેની માતાને એ જાતના અપજશ ને ગલીચીમાં જીવવાજ કેમ ગમતું હશે એ માહરી મ્સ મોટી અજાએબી થઇ પડી, અને દુન્યા જોકે મેં હજી સુધી કાંઇજ જાંણી કે ઓળખી ન હતી તોપણ મને લાગ્યું કે દુન્યા જેમ તેની નેકી અને નીતીથી ખાલી નહીંજ હોવી જોઇએ, તેમજ વળી આ જાતની ગલીચી અને અનીતી પણ તેમાં મોટા પ્રમાણમાં આમેજ હોવી જોઇએ. એટલામાટે માહરે જ્યારે માહરા સમાગમમાં આવતી સઘળી બીનાઓ આ માહરી મોટી વારતાના વીસ્તારમાં બ્યાન કરવાની છે ત્યારે દુન્યાનું જેમ સઘળું તેમજ નબળું પાસું પણ માહરી એ નિષ્કલંક વારતાના સફા ઉપર પ્રમાણીકપણે રજુ કરવાને માહરે આંચકો ખાવો ઘટતો નથી, કારણ ખરેખર તો એ જાતના સફાઓ વટીક, પુરતી સંભાલને અદબથી બ્યાંન કરેલાં, તેની નસીહત અને ચાનકમાં ખાલી કદી પુરવાર થતા નથી.

હું "રીવર હાઉસ"માં પાછી ફરી. જુલ્યટ સારી પેઠે હતી, અને બચ્ચું બી જોઇએ એટલું તંદરોસ્ત દેખાતું હતું. મેં, તેથી, તેનાં માબાપ જોગાં લખેલાં કાગળની તેની આગળ વાત કહીને તેને સધ્યારો આપ્યો, અને તેથી તે બાળા કેટલીક ધીરજ પામેલી દેખાઇ.

વળી બીજા ચાર પાંચ દિવસો ગબડી જવા પછી હું ફરવા નીકળેલી હતી ત્યારે મને મેરી ગ્રેન્ટવર્થ અચબુચ પાછી મળી ગઇ. આ વખત તે એકલીજ હતી, જેથી હું વધારે ખુશી થઈ; પણ આ વખત મને જોઇને તે જરા દબાયલી જેવીજ દેખાઇ, અને જોઇએ એટલી ખુશાલ કે ઉલટમંદ નજરે આવી નહીં. તેણીએ તુરત વેળા મેં શેકહેન્ડમાં આપવા કાઢેલો હાથ વટીક લીધો નહીં, અને ટગર ટગર એકાદ બે મિનીટ તક માહરા ચેહરામાંજ જોયા કીધું, જ્યારે પછી ખાત્રી થઇ હોય તે મીસાલે અરધી રીસાયલી અદાથી કહયું, "હા, તમેજ છેઓની? તમેજ મીસ ગ્રેફર્ડ છેઓની? ઓ, કેટલી દલગીરીની વાત કે તમે માહરેથી એ છુપાવ્યું!"

હું હસ્યા વગર રહી શકી નહીં, અને મને હસ્તી જોઇ તે પોતે પણ સંપુર્ણ નિર્દોષતા અને ભારી ખુશાલીથી હવે મોટે રહાદે ખડખડ હસી પડી. તેણીએ મને ચાંપીને એક કોટી વટીક કરી—એટલી બધી મને જાણવા ને ઓળખવા પછી તે ખુશાલીથી ઉસ્કેરાઇ!!

"મને એ જાતનો "ફસ" ગમતો નથી, બેહેન, તેથીજ મેં તુંને નહીં કહયું," મેં નરમાશથી સમજાવ્યું; "ખાસ કરીને તાહરાથી છુપાવવા જેવું એમાં કાંઇ હતુંજ નહીં."

"આપણે છેલ્લાં મલ્યાંતાં તેજ દાહાડે મેં તો તમારૂં તરકટ પકડી કાઢ્યું હતું," મેરી ગ્રેન્ટવર્થે હસીને કહયું; "તમારાથી છુત્તાં પડયા પછી અમે બજારમાં ગયાં, અને ત્યાં મમાને કાંઇ ખરીદીઓ કરવાની હતી તે કરીને અમે બાજુમાંની એક ગલીમાંથી ઘર તરફ પાછાં આવતાં હતાં ત્યારે એક ફ્રેમવાલાની દુકાણમાં બાહેર જાણીતાં આસામીઓની મોટી લાઇફ—લાઇક તસ્વીરો હતી તેમાં મેં તમારી સબી જોઇ, ને તમે માનશો? માહરી તો જાંણે અક્કલજ નહીં કબુલ કરે! મમા બી ઘણાંજ—ઘણાંજ અજબ થયાં. પછી મેં મમાને ઘણાજ કાલા વાલા કીધા તેથી તેવણે તે સબી ખરીદી લીધી, પણ તે દુકાંણદારે તેની કીંમ્મતની અમારી પાસે એક એવી તો મોટી રૂમડી મુકાવી કે તમે જાંણો તો અજબ અજબ થાઓ!"

મેં તે કીંમ્મત પુછી નહીં. મને તે ઘણું અસભ્ય લાગ્યું. હું ફકત હસ્યાજ કીધી.

"અમે પછી ઘર ગયાં ને જોઇએછ તો મ્હારા કાકાજી કેથા આવીને અમારી વાટ જોતા બેઠેલા," તે બડબડબોલીએ બોલાઇમાં ગાડું ગબડાવાનું ચાલુજ રાખ્યું; "ને તેની ગડબડમાં તરત વેળા તો સખી માહરે બાજુ મુકીજ દેવી પડી! એવણુ એમ અનારનવાર અમારે ત્યાં આવેછ, અને આવેછ ત્યારે માહરી દુન્યા સુખી સુખી થઇ જાએછ! એવણુનું માહરી પર એટલું બધું હેત છે કે હું તો કાંઇ તમોને ખ્યાલજ નહીં આપી શકતી! હું તો તેવણુને બી કહીજ દેવાની હતી કે તમારી મીલાકાત થઇ અને તમારી સખી પણ અમે લાવેલાં છઇએ, પણ મમાએ ના કહ્યું કે કદાચ એવણુને એ વાત નહીં ગમશે. એવણુને બી મમાની કાંની એકાંતજ કાંઇ ઘણું ગમેછ અને અમો કોઇને મળવે ભેટવે તે ઝાઝું પસંદ કરતા નથી."

"ત્યારે માહરી સખીનું શું આથરૂમીથું કીધું!" મેં હસીને પુછ્યું.

"હાલ તો હજી તે મેં છુપાવી રાખેલી છે," મેરીએ સાદાઇથી જવાબ કર્યો.

"કાંએ, તેવણુ હજી અહીંજ છે શું?"

"હા, આએ વખતે જરા જ્યાદા રહેલા છે. હવે કાલ પરમ જવાના છે," મેરીએ સમજાવ્યું.

"ત્યારે તેવણુ કેથે લાંબે રેહતા હશે?"

"હા, એવણુતો લંડનમાં રેહેછ," તેણીએ નિર્દોશતાથી તરત જવાબ કર્યો; "મમા કેહેછ કે માહરા બાવા હું જ્યારે ધાવતું બચ્ચું હતી ત્યારે ગુજરી જવા પછી એ કાકાજી અમારી પર ઘણાજ મેહરબાન છે."—અને જરા થોભીને વધારયું, "ઓ મીસ ત્રેફર્ડ, હવે કોઇ વખત જરા તો માહરે ઘેર આવો? હું એક કલાક ધીરજથી બેસીને તમારી સાથે વાત કરવા માંગુંછ. તમારા નાટકોને લગતી બધી વાત મને ઘણીજ ઘણીજ સાંભળવા ગમશે."

"આપણે મળશું, બેહન, અવારનવાર મળતાં રહીશું," મેં ઉડાવનારો જવાબ આપ્યો;—અને પછી હું તેને પાછી શેકહેન્ડ કરીને આગળ વધી.

---

## પ્રકરણ ૮૭ મું.

પછીથી પાછી ઘર તરફ જતાં "રોઝ કૉટેજ" આગળ થઇનેજ હું જતી હતી ત્યારે મેં જોયું કે મીસીસ ગ્રેન્ટવર્થ પોતે—મેરીની માતા—દરવાજા પર ઉભેલી હતી, જે મને જોઇને માહરી ઘણી અજાએબી વચ્ચે માહરી તરફ દોડી આવી.

હું ઠંડું નમી, અને ખામોશ ઉભી.

"આપણે છેલ્લાં મલ્યાં હતાં, મીસ ત્રેફર્ડ," તેણીએ લગાર ઉશ્કેરાતથી કહયું, "તે દાહડે તમે એક ગ્રહસ્થને આએ તરફ ગાડીમાંથી ઉતરતા જોવા હતા, અને તેવણુને તમો ઓળખોછો તેની એક મેહરબાની તરીકે ખાસ તમો કને માંગી લેઉંછ કે તે વાત અત્યાર સુધીમાં તમો "રીવર હાઉસ" માં જાહેર કરી નહીં ચુકયાં હોવો તો હવે પછી બી જાહેર કરતાંજ ના!"

"તમારી ઘણી ભુલ છે, મીસીસ ગ્રેન્ટવર્થ," મેં અત્યંત અજબ થતાં કહયું; "મેં કોઈ ગ્રહસ્થને આએ તમારા દરવાજા આગળ ગાડીમાંથી ઉતરતાં જોયા હતા ખરા, પણ તેવણ કોરવાંકા ઉતરયા અને ઉતરીને સીધા બંગલામાં ચાલી ગયા. મેં તો, તેથી, તેવણને ફકત પીઠેથીજ જોયલા છે, અને તેવણ કોણ છે તે અત્યાર તક હું પોતેજ કાંઇ જાંણતી નથી!"

"ખરેખર?"—અને મીસીસ ગ્રેન્ટવર્થ દીસ્તી રીતે ચેહરામાં એ સાંભળી રાજી થયલી દેખાઇ. "ઓ, એ ખુલાસો થઇ જવાથી હું કેટલી બધી ખુશી થઇ! હું તમોને મલી લેવાની તકજ શોહધ્યા કરતી હતી. તમે ખરેખર ઘણાં સાચ્ચાં ને ભલાં છેઓ, મીસ ત્રેફર્ડ, અને તમારી વખાંણમાં અમોએ અત્યાર તક આએ તરફ જે સાંભળ્યુંછ તે આએ રૂબરૂ મુલાકાતમાં તદન ખરૂં આવેલું જોઇને હું ઘણી ખુશી થઇ. તમે જાંણોછ—માહરી મેરી તો તમારી પર જાંણે સરબસર ઘેલીજ થઇ ગેઇછ!"

"ઘણી મજાહની નિર્દોશ ને સાચ્ચી છોકરી છે એ," મેં ખરાં દીલનાં જોશથી કહયું.

"ઘણીજ ભલી, ઘણીજ સાચ્ચી અને ઘણીજ હેતવંતી!" તે માતાએ મગરૂરીથી કહયું; "એના વરે તો આએ માહરૂં એકાંત સચવાયછ. માહરાં ઘેરનો વાજતો ગુંગરો એજ છે, ને માહરી પર તો કાંઇ એટલું હેત ધરાવેછ કે કોઇ દીકરી કોઇ માય પર એટલું હેત નહીં ધરાવે!"—મગર એમ કહેતાં તેનું હૈયું ભરાઇ આવ્યું. તેની આંખમાં પાણી આવી ગયાં, અને ત્યારે મુંગે મોંઢે, મને શેકહેન્ડમાં હાથ આપી, ઉતાવલથી પીઠ ફેરવી તે અંદર ચાલી ગઇ. તેનાથી આગલ કાંઇ બોલી શકાયુંજ નહીં.

હું અજબ થતી ઘર પાછી ફરી. એ કોણ આસામી હોવો જોઇએ કે જેને પેલીએ કહયું કે હું ઓળખતી હતી? ગરીબ મેરી તેને "કાકા" કેહતી અને જાંણતી હતી, પણ આ તો નિશંશય હતું કે તે કાકો હોવો જોઇએજ નહીં. કાકોજ હતે અને સઘળું પ્રમાણીકજ હતે તો હું તેને ઓળખીને તે વાત કેઠે જાહેર કરૂં તે વાસ્તે તેઓને ડરવાનું અને માહરૂં ઓસયાળું કરવાનું હોયજ શાનું?

હવે રાત્રે જમીને હું ધારા મુજબ અમારાં "રીવર હાઉસ"ના બગીચામાં ઉતરી, અને દરવાજા પર આવી. નવેક વાગવા આવેલા હતા. ખુશનુમા ચંદણી પડતી હતી, અને "ડોવર કાસલ"ના ઉંચા બુરજો અમારા દરવાજાપરથી દેખાતા હતા, જે ચંદણીમાં મોજથી જોતી હું ઉભી હતી એવામાં અચપ્પુચ એક છોકરી (ચાકરડી જેવી) માહરી પાસ સાંમી બાજુએથી ધસી આવી.

"તમે મીસ ત્રેફર્ડ છેઓ, બાઇ?" તેણીએ ઉતાવળા ગભરાતમાં પુછયું.

"હા, કેમ વારૂ? શું છે?" મેં તેને એટલી બધી હાંફતી જોઇને અજાએબીમાં સવાલ કરયો.

"જરા આવો તો! જરા જલદી આવો તો!" તેણીએ કાકલુદીથી માંગી લીધું. "તમોને "રોઝ કૉટેજ"માં એકદમ માહરાં જાંન શેઠાંણી બોલાવેછ. માહરાં મોટાં બાઇ બીચારાં મરી જાએછ, અને મીસ ગ્રેન્ટવર્થે તમોને એકદમ તેડી લાવવા મને મોકલીછ."

હું થોભી નહીં. આવા સંજોગમાં કેમ થોભાય કે ના કહેવાય ? મેં પાછા ફરીને બંગલામાં કહી આવવા જેટલો બી વખત વ્યર્થ ગુમાવ્યો નહીં, અને એકદમ હું "રોઝ કૉટેજ" તરફ દોડી. એ મને લાગ્યું કે એક માહરી માણુસાઇ ફરજ હતી.

અમોને રોઝ કૉટેજનાં બારણાંમાં બીજી એક ગભરાયલી જેવી 'મેડ' મલી.

"કેમ છે તાહરાં બાઇ ?" મેં તેને આતુરતાભરયો સવાલ કરયો.

"હજી તો જીવેછ, પણ બચે એમ લાગતું નથી, અને મીસ તો ઘેલીજ થઇ ગયલી છે !" તેણીએ દુઃખી દીલે જવાબ કરયો.

"પણ કોઇ ડાકટરને બોલવ્યો કે નહીં ?"

"મી૰ ગ્રેન્ટવર્થ પોતે ડાકટરને તેડી લાવવા દોડી ગયા છે, મીસ."

હું અંદર ગઇ. તે દાયાઓ મને લઇ ગઇ. ત્યાં મીસીસ ગ્રેન્ટવર્થ તમામ બેહોસ પલંગ પર પટકાઇ પડેલી હતી, અને મેરી દીલમાં ચુંથાઇ આવે એટલું ચીસેચીસ પાડીને કલ્પાંત કરતી હતી. તે બીમાર મુશકેલીથી દમ ખેંચતી હતી, અને મને પણ જોતાં સાથેજ લાગ્યું કે મામલો ખરેખર બીકટ અને જોખમનો હતો.

મેરી મને જોતાં ચમકી ઉઠી.

"ઓ મીસ ત્રેફર્ડ, જોવો રે જોવો, માહરાં મમા બીચારાં મરી જાએછ !" તેણીએ આંસુઓના ધોધ વચ્ચેથી કહ્યું; "ઓ બચાવો રે, માહરાં મમાને કોઇ બચાવો !"

મેં તેને પસવારીને પેટમાં દાબી દીલાસો આપ્યો, અને ગભરાત કમ કરવા સમજાવી. મેં જોયું કે ડાકટર આવે તે પેહલાં જેટલું ને જે કાંઇ એવા સંજોગમાં કરવું જોઇએ તે સઘળું કરવામાં આવેલું હતું. તે બીમારનાં કપડાં છાતી આગલથી ઢીલાં કરી નાખવામાં આવ્યાં હતાં, માથું ટકયાઓ પર ઉંચું ટેકાવવામાં આવ્યું હતું, સરકા અને કોલનનો છુટથી ઉપયોગ કરવામાં આવ્યો હતો, અને ગરમ પાણીની બાટલીના સેક વગેરે ચાલુ કરવામાં આવ્યા હતા.

હું તેમાં મદદ થઇ, અને મેરીને શાંત કરીને તેને પણ મેં મદદ લાગવા બોલાવી. એવામાં તો બાહેર ઉતાવલે અંદર આવતાં પગલાં વાગ્યાં, અને મેરી પુકારી ઉઠી, "ઓ ખુદાની મેહરબાંનીથી કાકાજી ડાકટરને લઇને આવ્યા !"

તે બે ગ્રહસ્થો અંદર આવ્યા, અને મેરીના "કાકા"ને જોતાં સાથે મેં મોટા ગભરાત ને અજાયબી વચ્ચે તેને તરત પીછાણ્યો. તે પેલો ડયુક ઑફ આર્ની હતો !!

તેણે બી મને તરત ત્યાં જોઇ અને પુશકળ તરખાયો, અને ડાકટર બીમારને તપાસવા વાંકો વલ્યો હતો અને બધાંનું ધ્યાન તે તરફજ ખેંચાયલું હતું તે દરમ્યાન તે તકનો લાભ લઇ માહરા કાન પર પડીને તેણે કાકલુદીથી માંગી લીધું, "મીસ, ત્રેફર્ડ એક ખાસ મેહરબાંનીઃ મને ઉઘાડો પાડતાં ના !"

મેં કાંઇ જવાબ કર્યો નહીં, અને પછી તો માહરૂં બી ધ્યાન તે બીમાર તરફજ ખેંચાયું, કેમકે ડાકટરે તેણીને તપાસીને ઘણી ગંભીરાઇથી માથું ધુંણાવ્યું.

"અરધો કલાક બી જવાનો નથી," તેણે કહ્યું;—મેરીએ તે સાંભળીને વળી પાછી એક મોટી ચીસ મુકી.

"આએ બચ્ચાંને અહીંથાં બાહાર લઇ જાઓ," તેણે કહ્યું; "એની માતા જે વખત જાએછે તેમાં દમ મુકી દેશે, અને તેરે વખતે તેને આએ ઓરડામાં રાખતાં ના."

ડાકટર આ ઘણી સંભાલથી ને ખરેખર તો ઘણું આસ્તેથીજ બોલ્યો, પણ મેરીએ તે કસારીના કનીથ તરત સાંભળી લીધું, અને તે દુખી બાળા અત્યંત હીંમત હારી ગઇ. તે કલાપીત કરતી તે માતાનાં દીલપર પડી, કે જે બીચારી આ જેહાનમાં હોવા કરતાં પેલીમાંજ હવે વધારે હતી. તે તેણીને કાકલુદીથી આંખ ઉઘાડવા ને કાંઇ બી બોલવા—"એક બોલ તક તો બોલો?"—આજુજીથી કહેતી ફોકેફોક રડતી હતી. તે સાજીતાજી મા એટલી અચબુચ બીમાર થઇ હતી, ને જોતાંજોતાંમાં જાનથી જતી હતી કે મેરી તદન ફાટીજ ગઇ! મોહોત તેનાં દરેક સ્વરૂપમાં જાલીમ અને ડહામણું છે, પણ આવું જવાંન, આવું અચબુચ, આવું ઉતાવલું મોહત, ને તેબી એક વ્હાલથી વ્હીલી પડતી અતી ઘણી કાલજીવંત માતાનું મોહોત—એ મોહતના ગજબનું તો કોઇ બ્યાનજ કરી શકશે નહીં

પુરવાર થયું હતું કે તે મા બેટી વચ્ચે ઘણો ઘાડો સ્નેહ હતો. મા દીકરીને છેટુંજ હોયછ ક્યારે? પણ એકમેક પર મરીજ પીટે એવાં અચુક અને અસાધારણ હેતથી ચાહનાર મા બેટી અપવાદ જેવાં જે થાય છે તે માંહેલી આ એક જોડી હતી, ને તેથી મેરીનાં હૃદયભેદક કલ્પાંતમાં સહરાગત એકે ન હતી.

તેણીએ માન્યુંજ નહીં. મેં તેને જરા અલગ થવા ને તે માતાને શાંતીમાં મરવા દેવા ઘણી સમજાવી, પણ તે બિછાણાં આગળ ગુડણે પડેલી તે ઉઠીજ નહીં; અને તેવામાં એક ડચકાંથી સઘળું આખર થઇ ગયું, એટલે તે ઓરડાની દીવાલ વટીક ફાટી જાય એવી એક છાતી ધ્રુજાવનારી ચીસ સાથે તે દુખી છોકરી બેહોસ પટકાઇ પડી.

બધાંની આંખમાં આંસુ હતાં. હું બી દુસ્કે દુસ્કે રડતી હતી. મને તો આ લોકનો ખરેખર કશોજ એવો પરીચય કે પડોશ પડેલો ન હતો, પણ કોઇને બી રડાવી દીએ એવુંજ ન્હાની મેરીનું તે કલ્પાંત હતું. ડયુક પણ આંસુઓ તપકાવતો હતો, ને નોકરનફરો ડઘાયલાં એક ખુણાંમાં દબાઇને ઉભેલાં રડયા કરતાં હતાં. "મેડસ" (દાસીઓ) તો ઘણીજ રડતી હતી, કે જ્યારે ડાકટર કે જેણે તો આવા દેખાવો ઘણા જોયા હશે ને જેનું દીલ તો પથ્થર થઇ ગયલું હોવું જોઇએ તેનાપર વટીક ગમગીની ગાલેબ આવેલી પ્રગટ જોઇ શકાતી હતી.

મેરીને હવે ઉંચકીને બીજા ઓરડામાં લઇ જવામાં આવી, જ્યાં એક પલંગપર તેને સુવાડયા પછી નજદીક અરધા કલાકે તે હોસમાં આવી. ડાકટર એ વખતે આગલજ હતો, ને તે હોસમાં આવી પછીજ—ડાકટરનાં કેહેવાથી—માહરા એકલીના હવાલામાં તેને સોંપી બધાં બાહેર ગયાં.

અને હોસમાં આવ્યા પછી બી ગરીબ મેરી કેટલોક વખત તો યાદ બી ન કરી શકી કે એ શું થઇ ગયું હતું! તે મુશ્કીલથી પોતાના ખ્યાલો એકઠા કરતી ગઇ, અને જેવી

માતાનાં મોહોત બાબે તેની યાદ પાછી તાજી થઇ કે તે કુદકો મારી ત્યાં દોડવા ઉઠવા જતી હતી, જ્યારે બડી મુશ્કીલથીજ હું તેને પકડી ને રોકી શકી. મેં તેને બહુજ સમજાવી, અને અંતે ત્યારે તે નીશોશ ઉંધે મસ્તક પડી ખામોશ રડયા કરતી હતી—થાકની એક શાંતી કે જે એવી વખતે ખુદાની મોકળેલી એક આશીરવાદરૂપ મરનારનાં વ્હાલાંઓને મદદ થવા આવતી રહે છે; અગર નહીં તો આદમી મગજથી બેમગ્જ બની જાય એમાં સંદેહ શો?

હવે એ ગરીબ બાળાને મનની આવી અસ્વસ્થ હાલત વચ્ચે હું એકલી છોડીને "રીવરહાઉસ"માં પાછી ફરી બી કેમ શકું? મેં, તેથી, ડુઇમાયને એક ટુંક ચીઠી લખી વાલી. કેવી રીતે માહરે દરવાજા પરથીજ બાહરોબાહર અત્રે આવતી રેહવું પડયું હતું, ને છેલ્લા એક કલાકથી હું અત્રે આવેલી રોકાઇ રહી હતી તે મેં લખ્યું. મેરી કાલાવાલાથી રાત ભર ત્યાંજ રેહવા માહરી પાસ માંગી લેતી હતી, અને હું તેને ના કહી શકી નહીં.

મેં તે ચીઠી "મેડ" સાથે મીસીસ ઓલ્ડકાસલ પર મોકલી આપી, ને હું પછી પાછી મેરી પર ધ્યાન આપતી થઇ, જેવાંમાં ડયુક તે ઓરડામાં આવ્યો. તે ઘણો દુખી ને કાહેલી દેખાતો હતો. તેણે "માહરાં બચ્ચાં! માહરાં બચ્ચાં!" કરીને હેતથી મેરીનું માથું પસવારયું, કે જ્યારે તે છોકરીએ જરા માથું ઉંચું કરીને ટકટક તેના ભણી અરધી બેખુદીમાં ડોલા ફાડી જોયું. તેની છાતી અંદરખાંને પાછી ગુંગલાતી દેખાતી હતી, ને મે ચાહયું કે એક ચીસ મુકીને તે પાછી રડી પડે! પણ તેમ નહીં થવાથી મેં ડયુકને તુરતવેળા તો ત્યાંથી ખસી જવાનીજ એસારત આપી. એમ કરતાં ત્યાંથી જતાં જતાં માહરી જોડે કાંઇ જરૂરની વાત કરવાની હોય તેમ જવાબમાં તે મને પોતાની તરફની પણ કાકલુદીની એક એસારત આપતો ગયો.

એ પછી મેં મેરીનું માથું પસવારી તેને સુઇ જવા આગ્રહ કર્યો, અને તેણે એક તાબેદાર બચ્ચાંની મીસાલે આંખ મીચી દીધી, જ્યારે જરા વારમાં તો દયાળુ ખુદાની મહેરથી તે તનમનમાં ડાકેલી અને બીમાર થયલી ખરેખર નીરાંત કરીને ઉંઘઇજ ગઇ. એત્રામાં તે બે માહેલી એક "મેડ" ત્યાં પછી ફરી, અને તેને ઉંઘતી મેરીનો હવાલો સોંપી હું ડયુક શું કેહવા માંગતો હતો તે સાંભળવા આગળી મેર ગઈ.

ત્યાં ડ્રાઇંગરૂમમાં ડયુક, એક પાંજરાંમાં પુરેલા જંગલી જાનવરની અદાથી, બંને હાથ પછવાડે કરીને વિચારવંત અને ગમખ્વાર ઉપર નીચે ફેરા લેતો હતો. તે એટલો બધો પોતાના દુઃખી વિચારોમાં ગરકાવ હતો કે તેણે મને જોઇ વટીક નહીં, અને માહરે ત્યારે ખંખાર મારીને તેને ચેતાવવો પડયો, જ્યારે મને જોઇને ઉલટમંદ તે માહરી તરફ દોડી આવ્યો.

"તમે માહરી સાથે હદ વગરની ભલાઇની નરમાશથી વરત્યાંછ, મીસ ત્રેફર્ડ," તેણે હું રોકી શકું તે આગમચ માહરા બન્ને હાથ પોતાના હાથમાં પકડી લઇને દેખીતાં ઘણાં હેસાંનથી કહ્યું.

મને, અલબત, એ આદમીને વાસ્તે કશું માન નહીં હતું. પેહલી પદવીનો અને છેક આગેવાન હરોલનો એક ઉમરાવ જોકે તે હતો, અને તેનો દરજ્જો આલા હતો, તોપણ માહરે

મન તે તુચ્છ અને કમીનો હતો. એ તેજ આદમી હતો કે જેણે પોતાના પૈસાની મુસ્તાકી પર પેલા તેના અગરગચ્ચા અને હેમક દોસ્ત મી૦ પીસબ્લૉસમ મારફતે એક અમર્યાદશીલ માંગણી મને કહી મોકળાવી હતી. વાંચનારને તે સઘળું પાછું અત્રે યાદ કરાવવા જરૂર છે? હું ભરમમાં કુટાયલી એ તકસીર માટે ડયુકના લાયકીવાલા બેટા મારકવીસ હરબર્ટને ગળે પડી હતી, પણ પછીથી સઘળો ખુલાસો થતાં અમો ખરાં ભાઇ બેહનનાં હેત અને એખલાસથી દોસ્તો થયાં હતાં. એટલાવારતે મને એ આસામી ગમતો ન હતો, પણ તે છતાં અણગમો જાહેર કરવા કે વેર વાળવા જેવો આએ સમોજ કયાં હતો?

"તમે હું કોણ છેઉં તે માહરી મેરીને કોઇ દાહડો કહયું તો નથીની, મીસ ત્રેફર્ડ?" મેં તેના ઉપકારના ઉદગારોને નોકોહાં કર્યા અને માહરા હાથ તેના હાથમાંથી તરત પાછા છોડવી લીધા, એટલે જરા દીસતી રીતે ખરચાંનું લાગવાનું ખમી જઇને તેણે આગળ ચલાવ્યું.

"મેં હજી તો કહયું નથી, માહરા લૉર્ડ," મેં હીંમતથી જવાબ કર્યો, "પણ હું જે પામી ગઇછ તેજ જો ખરૂં હોય અને તમોજ એ નમાયાં બચ્ચાંનાં બાપ હોવો તો હું એ દગાને વધારે વાર ચાલવા દઇ શકવાની નથી."

"તમે ઘેલાં તો નથી થયાં, મીસ ત્રેફર્ડ?" તેણે ગભરાત કર્યો; "એ દાહડે વારેનું બચ્યું—એને એની મરનાર માતાની નામોશી જાહેર કરીજ કેમ શકાય? એ મને અત્યાર સધી પોતાનો કાકો જાંણેછ, અને હું કીએ મોઢે હવે કહી શકું કે હું એનો બાપ છું?"

"એ નજીસ વાત હું આપણા વચ્ચે લંબાવવા કે સાંભળવા માંગતીજ નથી," મેં થરસાથી કહયું; "તમારી એ પાપી કરણીનાં ફળ જે હોય તે તમારે ભોગવવાં જોઇશે, અને એ બચ્ચાંને તમે અનાથ છોડી જઇ શકશો નહીં."—અને પછી વળી મેં જરા નરમ થતાં વધાર્યું, "પણ એ એકાએક થયું શું? સ્હાંજે છ વાગતે તો મરનાર મને સાજીંતાજી આએ બંગલાની બહારના દરવાજા પર મલ્યાં હતાં?"

"બધી અચબુચજ ધાડ વળી ગઇ," ડયુક ખરાં દીલના ખેદથી બોલતો સંભળાયો; "તમારી પાસેથી તો કેવી ખુશી થઇને અંદર આવી, અને તમારી ભલાઇની કેવી તારીફ કરતી હતી! આએજ ઓરડામાં તેજ વાત કરતાં અમે પછી બી બેઠેલાં હતાં તેટલાં એકાએક ચમકી, ઉછળી અને ઢગલોપુંજે થઇને પડી!"

"શું કાંઇ લકવાની કસર હશે?"

"નહીં; ડાકટર કેહછ કે અચબુચ ભેજાંની એક નેસ તુટી ગઇ," તેણે દુઃખી દીલે જવાબ કર્યો, "અને તે રોજના બળાપા ને ઝુરાપાનું એક આફતકારક પરીણામ થયું."

"અને હવે ત્યારે તમે મેરીનું શું કરવા ધાર્યુંછ?"

"તેજ મને ઘણું ગુંચવાવેછ!" તેણે ચીંતાથી કહયું; "મને કાંઈ સુઝ પડતું નથી કે માહરે શું કરવું ને કેમ કામ લેવું. કોઇ બી સુરતે જો માહરી બૈરી ને છોકરો એ માહરી મોટી નામોશીની વાત જાંણુશે તો અમારો બધાંનો નાશજ થઇ જશે! હું ગમે એટલા પૈસા ખરચવા તૈયાર છું, અને કોઇ એ માહરાં ગરીબ બચ્ચાંને પોતાને આશરે

રાખે તો હું તેને નીહાળ કરી શકશ. તમે કાંઇ નહીં કરી શકો, ભલાં મીસ ત્રેફ્ડ ? તમે હંમેશ સર્વનાં ભલાંમાં છો, ને આમાં ઘણાંનું ભલું સચવાયછ, તો તમે મને થોડી મદદ નહીં કરશો ? હું તમારો જાવેદાંન તક આભારી રહેવશ."

મેં થોડોક વિચાર કર્યો. મને લાગ્યું કે કદાચ ઘરડાં ડુઇમાય ઓલ્ડકાસલ જેઓ ચક્રમ છતાં દીલનાં ખરેખર ઘણાં ઉદાર અને દયાળુ હતાં તેવણુ આ નિર્દોશ ગરીબ બચ્ચાંને આ મોટી મુશકેલીમાં મદદ કરે બી ખરાં ! અને એ માહરો ખ્યાલ, તેથી, મેં ડયુકને કહી સંભળાવ્યો, અને વળી મેં રોકડું પરખાવ્યું કે હંમેશને માટે તો નહીં પણુ તે એક બાપ તરીકે પોતાનાં ઠગાયલાં બચ્ચાંની બેહેતરી વાસ્તે કાંઇ બેહેતર બંદોબસ્ત કરી શકે ત્યાં સુધીજ તેને ભલાં મીસીસ ઓલ્ડકાસલને આશરે રાખવાનું હું કદાપી કરી શકશ."

"તાહરાં ધ્યાનમાં આવે તે કર, બેટા," ડયુકે બીલકુલ નાચારીના દેખાવથી વિનંતી કરી. "મને કાંઇ સુજતુંજ નથી. માહરી તો જાંણે અક્કલ પર પથ્થર પડી ગયોછ, અને તેથી હું કાંઇ ખ્યાલ કરીને બંદોબસ્ત કરૂં તેટલાં તો કાંઇ કર ! હું તો બડી મુશકેલમાં ફસેલો છું. આવતી કાલે સહવારે ડચેસ આએ તરફ આવવાની છે. અમે ડોવરમાં એકઠાં થઇને કૉન્તીનંટ ઉપડી જવાનાં છીએ. તે તો એમજ જાંણેછ કે હેસતીંગસમાં અમારાં દોસ્તો રેહછે ત્યાંજ હું છું, અને ત્યાંથી ડોવર આવવાનો છું. કદાપી તે ડોવર આજ સાંહજની આવી બી ગઇ હોય, જોકે અમારી મોટી "ત્રેવેલીંગ કેરેજ" ડોવર જવા અત્રેથીજ પસાર થાય તે મને ખબર પડયા વગર તો રેહજ નહીં, ને મેં તે ગાડી હજી આએ તરફથી જતી જાણી નથી."

"એટલે—શું તમે કાલે સહવાર ને સહવાર ત્યારે અહીંથી જતા રેહશો, મારા લૉર્ડ ! તે ખરેખર ઘણું બેહુદું થશે," મેં ઠપકાથી અને ગુસ્સાથી કહ્યું. "અવ્વલ તો મીસીસ ઓલ્ડકાસલ મેરીને રાખવા કબુલ થાયછ કે નહીં તે જોવાનું છે. ધારો કે તેવણે નાજ કહ્યું તો ? વળી આએ મરનારની પાએદસ્તનો બધો બંદોબસ્ત કરનાર બી અહીં બીજું કોણુ છે !"

"પણુ ત્યારે હું શું કરૂં ? હું તો મોટી ફીકરમાં આવી ગયો !"—અને તેણે નીરાશાથી કપાલ કુટયું. "જો ડચેસ જાણવા પામે કે અમારી પરણી જીંદગીની શરૂઆતથીજ આએ મોહકાંણમાં હું ફસેલો હતો તો માહરો નાશજ થઇ જવાનો ! તમે તેને ઓળખતાં નથી. તમે તેનો આકરો સ્વભાવ જાણતાંજ નથી !"

"તે ગમે તે હોય," મેં તીખાસથી કહયું, "પણુ તમારી ફરજ—"

પણ હયાં હું અચકી ગઇ. દરવાજાપર તેવામાં કાંઇ મોટી ગડબડ થઇ રહી હતી તેના અવાજો અમારે કાને આવ્યા, અને અમે બેઉ ચોંકયાં. એક મોટી "પોરટ ચેઝ" (મુસાફરીની ગાડી) ને કાંઇક અકસમાત થયો હોય તેવો તો અવાજ હતો, અને પછી ઘોડા ઘણુા ઉછલવા લાગ્યા તેમના પગલાંના અવાજ સાથે એક બે અબળાઓની ચીસના અવાજો પણુ કાને આવ્યા.

અમે બન્ને જીવ નાખતાં બાહેર દોડયાં. એ વખતે રાત્રે અગ્યારેક વાગવા આવેલા હશે, અને બાહેર ચંદણી જે ઘોળા દીસ પડતી હતી તેમાં મેં જોયું કે તે ગાડીમાંથી ઉતરીને

બે અબળાઓ હવે અમારી મદદ માંગતી અમારીજ ભણી આવતી હતી. તેમાં એક દમામદાર શેઠાંણી જેવી હતી, અને બીજી પાછલ ઘસડાતી તેની "મેડ" જેવી લાગતી હતી.

"નખ્ખોદ પર નખ્ખોદ!" ડયુકે હાથ પર હાથ અફાલીને માહરી પીઠે ભરાઇ જતાં પોકારયું; "આએ શું કાંટાનું કટેસર! આએ તો ડચેસ પોતેજ છે! ખચ્ચીત, ખચ્ચીત, લોક કેહેછ ખરૂંજ હોશે કે ખોદાની લાકડીને અવાજ નથી. એ મુસાફરીની ગાડી આએજ મકાન આગલ કાંએ ભાંગી ગઇ હશે?"

હું પોતે બી ગભરાઇ ગઇ. મે જોયું કે માહરી પોતાની ઇજ્જત જોખમમાં હતી!! બધા ખરા ખુલાસા જો એકદમ નહીં થાએ તો ડચેસ માહરે વિશે શું ધારે? આએ ગામડેના એકાંત બંગલામાં મોડી રાત્રે તેના ધણી સાથે હું એકલી—ઓ, તે વિચારજ હું પુરો કરી શકી નહીં!

ડચેસ આગળ આવી.

તેણે તરત ચાંદરણાંમાં મને જોઇ અને ઓળખી. "ઓ મીસ ત્રેફર્ડ, શું તમે અહીં છો? આએ તમારૂં મકાન છે? ઓ, કેવી ખુશાલી!" તેણે ખુશાલીથી પુકારયું;—પણ હું બીજીજ પલે બાજુ થઇ ગઇ એટલે પોતાના વરને માહરી પીઠ પછવાડે સંતાયલો જોઇને તે હેબત અને અજાયબીથી બીલકુલ ફાટીજ ગઇ!!

"માહરા ખુદા, આએ શું બનવાજોગ છે?" તેણે ગુસ્સાનાં દમામથી સર ઉપર ખેંચીને મોટા તુચ્છકારથી વધારયું; "ઘણીજ નીતીમાનમાં ખપતી નાટકકાર મીસ ત્રેફર્ડ શું આએ રીતે ગરગામડે પોતાની છુત્તીનો વખત ગુજારેછ?"

"ખબરદાર, મૅડમ!" મેં મોટા ગુસ્સાથી પુકારયું; "વગર જાંણ્વે જોવે માહરે વાસ્તે પુરો એક બોલ બી બોલતાં ના અથવા એક ખ્યાલ બી વમાસતાં ના! તમારા ખાવંદને કેહો કે જે હોય તે એકદમ ખુલાસો કરે."

ડચેસ તો એ સાંભળી થથરીજ ગઇ. તે ગમે એવી દમામદાર અને ગુસ્સાબાજ હતી, પણ માહરા ગુસ્સામાં પ્રમાણીકપણાંનો જોશ પ્રગટ પડતો જોઇ તે એકદમ ચાંઇ પડી ગઇ, અને હવે પોતાના વર તરફ ફરી.

"તમે શું કેહોછ, માહરા લૉર્ડ?" તેણે તે લબાડ આદમીને દડરાવ્યો; "તમારી પાસે આએ કોઇ તમારી નામોશીનો ખુલાસો બચ્યોછ?"

"હું શું કેહું?" ડયુક ગભરાતથી તોતરો બોબરો થઇ ગયો; "પણ તું અંદર તો આવ. અહીં તે કાંઇ એ ગરબડ કરવાની છે? નોકરનફરોની સાંમે ના માહરો ફજેતવાડો થવા દે!"

"તમે ટોપી વગર છેઓ એટલે તમે અત્રે રહેલા હોવાજ જોઇએ," ડચેસે તતરાવ્યું; "અને જ્યાં માહરો ધણી હોય ત્યાં માહરે જવાનું કશીજ રીતે નામુનાસેબ થવાનું નથી."

"માઇ લૉર્ડ," મેં ડયુક તરફ ફરીને કહયું, "તમારી ખીદમત કરવા જતાં માહરી ઇજજતને તમારે જરા બી આંચકો આવવા દેવો જોઇએ નહીં. આએ નહી નક્કી રાખેલા

સંજોગમાં તમારે હર ગ્રેસ (ડચેસ)ને ખરેખરૂં બધું કહી દેવુંજ જોઇશે." અને ડચેસની પોતાની તરફ ફરીને મેં વધારયું, "મૅડમ, આએ ઘરમાં મોહોત થયલું હોવાથી હું તો પાસેના બંગલામાં જ્યાં રહું છ ત્યાંથી ફક્ત અત્રે એ સંકટમાં મદદ થવાજ આવેલી છું. તરતનુંજ મોહોત થયલું છે, અને લાશ હજી અંદર છે."

"લાશ હજી અંદર છે? કોણુની?" ડચેસે દબાઇને પુછયું.

"તે બધું હીઝ લૉર્ડશીપ પોતેજ તમને સમજાવશે," મેં ટણકાથી જવાબ કરયો,—અને એ સાંભળીને ઘણી અજબ થયલી ડચેસ અમો બંનેની પુઠે હવે ગુપચુપ અંદર આવી.

તે ડ્રૉઇંગરૂમમાં આવીને બેઠી, અને પોતાની આસપાસ નજર દોડાવતાં જે સુઘડ ટેસ્ટથી તે કમરો આરાસ્તા કરવામાં આવ્યો હતો તે જોઇ તે કડવાસથી પોતાના ખાવંદ તરફ ફરીને બોલી, "હં: આએ ત્યારે તમારૂં બીજું ઘેર હોશે! ઘણું સારી રીતે સમજાવેલું છે!"

ડયુક તો તેને ફાંસી દેવા કાઢયો હોય એટલો બધો કંગાલ દેખાતો હતો! તે હસનોજ મુળે ચેહરામાં ને બદનમાં હમેંશનો કાવલો અને કંગાલ, અને હાલમાં તે તેવો ઘણો વધારો દીસ્તો હતો! ખરેખર, જે દમામદાર બાનું, જાણે પોતાનુંજ ઘેર હોય એટલા બધા નકફરા દોર દમામથી, ત્યાં ઘેરીતી બારીતી થયલી, હાલમાં સોફાપર તે ડ્રૉઇંગરૂમમાં બીરાજેલી હતી તેનો તે માલીક અને ભરથાર હતો એમ તો કોઇ જાંણે માનેજ નહીં! માલીક અને ભરથાર કરતાં તેણીનો કોઇ નોકર અથવા ખીદમતગાર તે હોય એમજ વધારે કરીને લાગતું હતું!

હું બી બેઠી. માહરે તો માહરે પોતાને ખાતર ડયુક પાસે હવે બધી ખરીજ વાત જાહેર કરાવીને લટકોફટકો કરી નખાવાનો હતો. નહીં કે હું આવા સંજોગમાં તે કમીના ડયુકપર તેણે આગલ મને કરેલાં અપમાનનાં અવેજમાં જરા એ વેર વાળવા ચાહતી હતી. મને તો ઉલટી તે વાંદરની હાલમાં દયાજ આવતી હતી, પણ માહરે માહરી પોતાની સમાલ તો કરવી જોઇએ?

"હવે માહરા લૉર્ડ, ડચેસે દમામથી કહયું, "તમારે શું ખુલાસો કરવો છે?"

"માહરી વહાલી," ડયુકે હસવું આવી જાએ એવી અકડવકડ વચ્ચે કહયું, "હું ધારૂંછ કે આપણે હવે તો નાખતીજ કરયે? આપણે ભુલીજ જઇએ. એ તો ફક્ત વખત બેવખતની નાદાંની છે."

"તમારે બધો ખરો ખુલાસો કરીને ખરેખરૂં બધું મને એકદમ કેહવુંછ કે નહીં?" ડચેસે ગુસ્સાથી ઉછળીને ઉભી થતાં ગગડાત કરયો, "મીસ ત્રેફર્ડ, તમે કાંએ નથી બોલતાં? આએ ઘેર કોણુતું છે? અહીં હાલમાં કોણુ મરણુ પામેલું છે?"

"જો એમ મને ફરજજ પડશે તો માહરે નાચારીથી, અલબત, બધો ખરો ખુલાસો કરવોજ પડશે," મેં હીંમતથી જવાબ કરયો.

"નહીં, નહીં, ત્યારે તો હુંજ કેહુ!" ડયુક તરત બીહીને વચ્ચે પુરાયો. "મેં કહયું તેમ ફક્ત દમ વગરની વાત છે, ડીઅર. હું તો હેસ્ટીંગસથી બે કલાકપરજ આવ્યો. નાકા-પરથી ઉતરીને પોસ્ટચેઝ મોકલી દીધી, કારણુ કે મને ચાલવાનું મન થયું. હું જાણું જે

ડોવર ચાલીનેજ જાત, પણ તેટલાં આએ મકાનની માલીકને બીચારીને એક મસ્તાન ઘોધાએ પાડું મારીને ફેંકી દીધી અને સીંગડાં ભોકીને જીવથી મારી નાંખી, જેથી હું તેને ઉંચકીને અંદર લઇ આવ્યો અને પાસેના બંગલામાંથી મીસ ત્રેફ્ડ બી મદદ કરવા દોડી આવ્યાં. બસ એટલીજ વાત છે! હવે, કેહની, એમાં તે શું દમ છે!"

"આએ બોલબોલ જુઠું છે!" મેં તે લુચ્ચાની એટલી બધી પાક બેહાઇપર સખ્ત હેરત થતાં ઘણા ગુસ્સાથી કહયું. હું તો હદ વગરની અજબ થઇ. તેને એ બનાવતી વાત એકદમ જોડી કાઢવાનું હાલના દુખદ સંજોગમાં સુઝયુંજ કેમ તેજ મને તો સમજ નહીં પડી. તેણે મને, ડચેસ નહીં જુએ તેમ, ચુપ રેહવા ને નાખતી કરવા એસારતથી ઘણીએક કાકલુદી કરી, પણ મેં તે ઉપર કશુંજ ધ્યાન આપવાની દરકાર બતાવી નહીં.

"કાંઇ નહીં, કાંઇ નહીં, મીસ ત્રેફ્ડ, તમે તમારે એવણને બકવાજ દેઓની? એવણ મને એટલી બધી ગમાર સમજેછ તો સમજવાજ દેઓની?" ડચેસે તુચ્છકારથી અનકા કરયા.

"આએ ઘેરમાં મોહત થયલું છે, અને ત્યાં આવી જાતનું શરમભરેલું જુઠું ખરેખર કમકમાતભરેલું છે," મેં ગુસ્સાથી જારી રાખ્યું; "હું બાજુમાંનાં "રીવર હાઉસ"માં મીસીસ ઓલ્ડકાસલ નામનાં એક ઘણાં ઇજ્જતદાર જૈફ બાંનુ સાથે અત્રે રહેલી છું. મને આએ મકાનમાં મીસ ગ્લેન્ટવર્થ કરીને એક જવાંન બાંનુ પોતાની માતા સાથે રહે છે તેની સાથે અનાયસે ઓલખાંણ થઇ હતી, અને હમણાં બે કલાક પર મને માહરે બંગલેથી તેડી મંગાવવામાં આવી, કેમજે અચબુચ મીસીસ ગ્લેન્ટવર્થ બીમાર થયાં અને મરી જતાં હતાં. હું તે ઉપરથી અત્રે આવી ત્યારે હીઝ ગ્રેસ હયાંજ હતા. હું તો તરતજ એવણને અત્રે જોઇને પાછી ચાલી જતે, પણ તેવામાં બાઈ હક થઇ, અને છોકરી એટલું બધું કલ્પાંત કરીને બીમાર થયલી છે કે મને તેને એકલી મુકીને એમ જતી રેહવા ગમ્યું નહીં; અને તેટલાંમાં તમારૂં અત્રે આવવું થયું. હવે એ મીસ ને મીસીસ ગ્લેન્ટવર્થ કોણ છે તે કેહવાનું માહરૂં કામ નથી. તે કેહવાની મને પરવાહ બી નથી. હીઝ ગ્રેસ પોતેજ તે તમોને સમજાવશે."

"હવે મને ત્યારે તે ખુલાસો કરીને સમજાવવાની જરૂર બી નથી, મીસ ત્રેફ્ડ," ડચેસે કાંઇક ગમગીનીથી જવાબ કરતાં કહયું—અને તેણીએ તરત ઘણાં માનથી પોતાનો હાથ મને આપ્યો. "મેં પેહલી હરોલમાં તમારે વાસ્તે વગર તેહકીકે ઘણું અપજશનું ધારયું અને કહયું, અને તેને વાસ્તે હું ખરાં દીલથી માફ માગુંછ. બેશક, તમારા બોલેબોલમાં સચ્ચાઇ સમજાએછ. તમારી નીતી નેકીને વાસ્તે લોકમત જે ઘણુંજ ઉંચું છે તેમાં હવે માહરી પુરીજ ખાત્રી થાએછ, મીસ ત્રેફ્ડ, કે એક બી સહરાગત નથી."

મેં તેણીનો તેનાં માહરે વાસ્તેનાં રૂડાં મત માટે ઉપકાર માન્યો, અને તેજ વખતે મીસ ગ્લેન્ટવર્થની "મેડ" અમો હતાં ત્યાં દોડી આવી.

"ઓ મીસ ત્રેફ્ડ," તેણે વિનંતીની ઢપે કહ્યું, "મીસ ગ્લેન્ટવર્થ જાગ્યાં છે, અને તમોને જોવાની ને મળવાની ઢગર કરેછ."

હું, તે ઉપરથી, ડચેસને નમીને તરતજ ઘરના અંદરના ભાગમાં સટ્ટી ગઇ. મને એજ જોઇતું હતું. એમ એ કટોકટ ઐયામમાં ત્યાંથી છટકી જવાનો પ્રસંગ થયો તેથી હું ઘણીજ ખુશી થઇ. વર બૈયર પોતાનાં જમે ઉધાર પાસાં ચુકતે કરે તે ધરતીકંપનાં દરમ્યાનમાં ત્યાં બેસી રેહવાનું માહરે વાસ્તે ઘણું નાજુક ને નમોજુજ થઇ પડતે!

હું ત્યાંથી ઉઠીને હવે પાછી મેરી આગળ ગઇ. તે હજી રડયાજ કરતી હતી. તેણીએ પોતાની માનાં રવાંન આગળ ઘણી કાકલુદીથી જવા માંગ્યું, પણ મેં તેને ના કહી ને સમજાવીને શાંત કરી. મેં સહવારેજ ત્યાં જવા તેને મનાવી લીધી, ને માહરૂં દરેક કહ્યું તે ગરીબ છોકરી હવે ઘણી ખુશીની તાબેદારીથી કરતી જણાઇ.

---

## પ્રકરણ ૮૮ મું.

તે રાત્રે હું મેરીનાજ ઓરડામાં બેસી રહી. તેની પાસેની એક ધ્રઝીર્ચરમાં હું ભાગ્યેજ એક બે કલાક ઉંઘાઇ હોવશ. મેં તેવામાં અમારાં ઘર આગળથી એક ગાડી ઉપડી જવાનો અવાજ સાંભળ્યો હતો, અને તેથી મને લાગ્યું કે ડચેસ તેમાં પાછી રવાના થયલી હશે. બીચારી મેરીએ તો ઘરમાં શું નું શું થઇ ગયું હતું તે કાંઇ જાણ્યુંજ નહીં.

ડયુક હજી ઘરમાંજ હતો અને ડચેસ સાથે ગયો ન હતો. એ તો મેં એટલા પરથી અનુમાન કરી લીધું કે તે ડ્રાઇંગરૂમમાં ખંખારતો અને ગડબડ કર્યા કરતો ઉશ્કેરાયલો જેવો આખી રાત ફેરા ફર્યા કરતો સંભળાતો હતો. એ વાતની તેની એ હીલચાલો પરથી મને પુરતી માહીતી મળતી રહી હતી. તે આખી રાત એક જપ પણ સુતો હોય તે વાસ્તે હું શકમંદ છું.

સહવારે હવે સાતેકને શુમારે હું હાથ મોંહ ધોઇને બાહાર આવી ત્યારે તેના જોડે માહરી ત્યાંજ મીલાકાત થઇ.

"હં: મીસ ત્રેફર્ડ, તમે છેઓ કે? લેઓ, ચાલો, રાજી થાઓ! તમારી મેહરબાંનીની બરકતે ડચેસને માહરે ખરેખરૂં બધું કહીજ દેવું પડયું!" તેણે માહરા ચેષ્ટા કરયા.

"અને તમારી દીકરીને વાસ્તે તમે શું કરવા ધારયુંછ, માહરા લૉર્ડ?" મેં તેના માહરે લગતા તે ગેરવાજબી ટીકા ઉપર જરા એ ધ્યાન ન આપતાં તુચ્કારથી સવાલ કરયો.

"ધુલ ને ધેફ્ર!" તેણે ફ્ફડેલો જવાબ કર્યો. "પેલી કમજાત જરા બી સમજે ને માને ત્યારે કેની? તે તો ઝેર ફાકતીજ અહીંથી ગયલી છે. તે તો છુટા છેડા ને તલાક ને હાઉસ ઑફ લૉર્ડસમાંથી મને હાંકી મેળાવવાનું જે ભેજાંમાં આયું તે બધું બકબક કરી માહરૂં ભેજું ખાઇ ખાઇને ગઇ!"

"પણ ત્યારે મેરીનું!"

"તે તો તાહરેજ હાથ વાત છે, મીસ ત્રેફર્ડ," તે કપાત્ર આદમીએ પાછા ગરજે માહારાજ કાલાવાલા કર્યા. "થોડુંક સુધી તો કાંઇ કરી આપ, ભલાં માનખ! મને સમજ

પડે અને કાંઇક મને ધીરજ મળે એટલું તો માહરૂં કામ કર, માહરી માય કરૂં! હમણાંજ જા, ને મીસીસ ઓલ્ડકાસલનો મને જવાબ લાવી આપ. તે ડોસાં તાહરૂં તો માનશેજ!"

"કેટલા અફસોસની વાત," મેં કહ્યું, "કે આએ કમતાલે બચ્ચાંને તેનો કરોડપતી બાપ વટીક મદદ કરવાની સ્થિતીમાં નથી!"

"અરે પણ તે કોણ કમબખ્ત ના કેહછ જે?" ડયુકે જીવ ઠીકાટયો; "હું વરસના લેની, તું કહે તો, ત્રણસો પાંઉન્ડ એની સંભાલ ને ગુજારા વાસ્તે આપવા એકકે પગે તૈયાર છું! તું કેહ તો દશ વરસનો સામટો ચૅક અગાઉડી આંગપર ભરી આપું?"

"અને તમે શું એ બાહુતી તત્વમાંજ તમારી એ બચ્ચાં તરફની એક બાપ તરીકેની ગંભીર ફરજ અદા કરેલી ને પુરી થયલી સમજોછ?" ઘણો ધીક્કાર બતાવતાં મોટા ગુસ્સા અને તુચ્છકાર સાથે વળી મેં કહ્યું, "ખેર, હું જોઉંછ, માહરા લૉર્ડ, કે તમારી સાથે એ વિશે તકરાર કરવી બી બીલકુલ ફુજુલ છે. એમ છતાં મને એ ગરીબ છોકરીની ઘણી દયા આવેછ, અને તેથી હું મીસીસ ઓલ્ડકાસલને મલીને તેવણુનો જે તે જવાબ પછીથી એક ફેરો ખાઇ જઇને લઇ આવશ."

અને એમ નક્કી કરી તુરત વેળા તો હું મેરી આગળજ પાછી ફરી. તે એ વખતે તરતની પાછી જાગેલી હતી, અને મેં તેને પાસાંમાં લઇને એ ગોઠવણ વાસ્તે તેની પોતાની બાહલી પુછી. મેં તેને કહ્યું કે તેનો કાકો ગ્લેન્ટવર્થ—મેં, અલબત, હજી તેને તેમજ સમજવા દીધું—તેને પોતાની સાથે કેઠે બી રાખી શકવાનો કેવળ અશક્ત હતો, જેથી હું તેને મીસીસ ઓલ્ડકાસલને ત્યાં રાખવાની ગોઠવણ કરવા માંગતી હતી;—અને મેરી, એ સાંભળતાં, માહરાં પાસાંમાં ભરાઇને પોતાનું હૈસાંન બેઅખત્યાર રડી.

"આએ આખી દુન્યામાં ત્યારે તો તમેજ માહરાં એકલાં ને ખરાં દોસ્ત છો." તે બબડી; ને હું તેને બન્યું એટલી શાંત કરીને "રીવર હાઉસ" માં દોડી પોહોંચી.

હું મીસીસ ઓલ્ડકાસલને ખાનગીમાં મળી, અને મી૦ ગ્લેન્ટવર્થની મુશકેલીઓ તથા તેની બૅરી રાતોરાત, ખુદા તરફની તેને વાસ્તે સજામાં હોય તેમ, ત્યાં આવી લાગવાની ખેજાલત વિગેરે તેવણુને મેં બધું બયાન કરીને કહયું, જે ડોસાંએ ગંભીર ધ્યાનથી સાંભળ્યું. મેં જે નહીં કહયું તે ફક્ત એટલુંજ હતું કે મી૦ ગ્લેન્ટવર્થ કોઇજ નહીં પણ એ છુપાં નામે ઈંગ્લાંડનો એક આગેવાન અને કરોડપતી ડયુક હતો. મને લાગ્યું કે એ ભડકો ફોડી આપવો સજાવાર નહીંજ હતો. એમ છતાં મેં એમ તો કહયું કે મી૦ ગ્લેન્ટવર્થ પૈસા સંબંધી ઘણીજ સુખી સ્થિતીમાં હતો, અને ત્રણસો પાંઉન્ડનું એક બાહદશાહી વર્ષાણુ એક અથવા દસ વરસનું આંગપર ભરી આપવા બી તૈયાર હતો.

ડોસાંએ તે સાંભળી, ઘણો વિચાર કરયો, અને પછી માહરૂં માથું પસવારીને કહયું, "તું ઘણી ભલી છે, દીકરી, અને ભલી છે તેથીજ બધાંનાં એકલાં ભલાંમાં છે; પણ તેં દુન્યદારી હજી કાંઇ જોઇજ નથી, અને તેથી ઠગારી આલમના કાવાદાવાથી તું હજી બીલકુલ બીનવાકેફ ને બેખબર છે. હવે ત્યારે, મને એમ લાગેછ કે આ આસામીનું ગ્લેનટવર્થ નામ

'બી ખરું નહીજ હોવું જોઇએ તે કોઇ એ છુપા ને જુઠાં નામે લખપતી અથવા કરોડપતી ઉમરાવ હોવો જોઇએ અને તુંને એ કીસમે હજી ઠગેછ!"

પણ ત્યારે હું તમો તરફના જવાબમાં તે લોકોને ના કેહું, એમ ફુઇમાય!" મેં ઘણી નાઉમેદ થઇને ફકરમંદ સવાલ કરયો.

"નહીં; એકદમ ના બી નહીં," ડોસાંએ ચુકાદો આપ્યો. "હું પોતેજ એ બાપ દીકરીને બેઉને નજરે જોવાં ને મળવા માગુંછ, ને પછીજ હું જે તે નકકી ચુકાદાપર આવશ. તું તાહરે નીરાંત કર. તું રાતભરની ઉજાગરી છે. હવે, તેથી, નાસ્તો કરીને જરા નીરાંત કરીને સુઇ ઉઠ. હું ત્યાં જાઉંછ. હું મેરી ગ્રેનટવર્થને બી સમાલશ ને પાયદસ્તની બી ગોઠવણ આગળ રહીને કરાવશ."—અને કેહવાની જરૂર છે કે તે દુરઅંદેશ ડોસાંનો એ ચુકાદો મને ઘણોજ ગમ્યો. તેઓ ચકમ છતાં દીલગુરદાનાં ખરાં દયાળુ હતાં, અને માહરી ખાત્રીજ હતી કે મેરી ગ્રેન્ટવર્થ તેવણનું દીલ જરૂર જીતી લેશે. તે હતીજ એવી ચાહવજોગ સાચ્ચી અને ભલી એક છોકરી!

ડોસાંએ તો મને ના કહેવા અને ત્યાં પાછી ફરવાની જીદ કરવાની એકે તક બી પણ આપીજ નહીં. તેવણે ઉપલું કહીને માહરા ગાલપર એક ચુંમી લીધી, અને પછી એક નરમ હડસેલો મારીને મને પાસેના એક ઓરડામાં ઢકેલી દીધી, જયારે ખરેખર તો મને બી એજ જોઇતું હતું! હું આખી રાતની ઉજાગરી હતી, અને ઉશ્કેરણીભરયા એ ઉપરા-સાપરી બનેલા બનાવોથી તનમનમાં ઘણી થાકેલી હતી. હું તેથી, ફુઇમાવની સલાહ મુજબ કોકોનું એક કપ લઇને પાધરી સુવાજ ગઇ, અને જયારે જાગી તૈયાર થઇને પાછી બાહર આવી ત્યારે ઘડીઆળમાં દોઢ થયલો હતો.

હું ડોસાંની વાર જોતી બેઠી. તેવણે કહયું હતું તેમ થોડાક વખતમાં તેવણ પાછાં આવશે એ વાતની મને ખાત્રી હતી. તેવણ કહે તે કરનારાં, એકજ બોલનાં, ઘણાંજ નીય-મીત વર્તણવાળાં હતાં. હવે, તેથી તેવણ આવે તેટલાં હું જુલીના ઓરડામાં ગઇ, અને મેં બધી વાત તેની આગળ બ્યાન કરી—અલબત, જેવી રીતે મીસીસ ઓલ્ડકાસલ આગળ કરી હતી તેજ રીતે. મેં ડયુકનું નામ દીધુંજ નહીં.

એ પછી જુલીના દીકરાને જરા હાથમાં લઇ રમાડતી રમાડતી હું બાહેર આવી, અને બગીચામાં એક મોટાં ઝાડની નીચેના છાંયાવાલા બાંક પર બેઠી. મને તે બાળકડાં પર આ વખતે કાંઇક અજબજેવી રેહમ આવતી હતી, કેમકે મેં જોયું કે તે બી એક ઠગારા બાપની ભયંકર બદમાશી ને દગાબાજીનો મેરી ગ્રેટવર્થ જેવોજ એક નિર્દોશ ભોગ હતો.

"ગરીબ બાળકડાં!" એ ઉપરથી એ ખ્યાલ થતાં તે બાળકને માહરાં ખોલામાં રમાડતાં હું માહરી મરજી ઉપરાંત બેઅખ્તયાર એકલી એકલી મોટેથી પટપટી; "તુંને કેટલી થોડી ખબર છે તાહરાં ને તાહરી હીણનસીબ માયનાં દુઃખની! તેં બીચારાંએ એવો તે શું ગુનાહ કરયો હશે કે એમ નામોશીમાંજ તાહરે જનમ લેવો પડયો? તાહરી માય બીચારી સ્ટેજ પરની પોતાની નોકરીમાંજ તાહરા વગર પુરતી સુખી હતી તેને એમ જાહેરમાં બેઇજ્જત કરવા ને

સતાવવા તું કાંએ દોડી આવ્યો? તાહરી દીલુનસીબ માએ આએ ગરગામડેનાં એકાંતમાં પોતાની નામોશી છુપાવવા તુંને છુપો જન્મ આપીને—"

"માહરા ખુદા! માહરા ખુદા! મેં આએ બધું શું સાંભળ્યું? ઓ, શું હું એ કમબખ્તીને ખાતરજ ઉલટભેર ઘસડાતો અહીં તક આવ્યો?" એમ બોલતો એવામાં પછવાડેથી અચબુચ એક જાણીતો અવાજ માહરા કાનપર પડયો, અને હું ભય અને અસહય દુઃખની એક કારમી ચીસ સમેત એકદમ ચમકી ઉઠી. તે અવાજ તો માહરા વાહલામાં-વાહલા હૅનરીનો પોતાનો હતો!

ખચ્ચીત, માહરા મોટા ગમરાત વચ્ચે મેં તે બચ્ચાંને માહરા હાથમાંથી ફેંકી નહીં દીધું એજ એક મોટો મોજેજો થયો! ત્યાં હેનરી ઉભેગો હતો, અને હું જે ભોલાઇમાં તે બચ્ચાંને રમાડતાં જુલીને વાસ્તે બોલી ગઇ હતી તે બધું માહરેજ વાસ્તે માહરાં મુખથી માહરા પોતાના બળાપાતું બોલાયલું સમજી તે વાહલો મોહોત જેવો ફીકકો પડયો હતો!! તે જોશથી કપાલ દાબતો હતો, અને એક છાકટની કાંની લપેડા ખાતો હતો!

"હૅનરી, વાહલા હૅનરી, એ શું તું ભયંકર ભુલ કરેછ!" મેં ફીકરમંદ ચીસ પાડી; "જરા માહરૂં સાંભળ તો ખરો?"

પણ સાંભળે કોણ અને સાંભળે શું? તે તો દીસ્તી રીતે દીવાનોજ થઇ ગયો હોય તેમ માથું કુટી ઝપાટાબંધ તે બગીચામાંથી બાહેર નીકળી ગયો, ને કમાનમાંથી છુટેલા એક તીરની અદાથી બીજીજ પળે તો માહરી નજરે પડતો બંધ થયો! એ દરમ્યાન, એ જોતાં માહરી જબાંન માહરાં તાલવાં સાથે જાણે મજબુત ચોંટી બેઠી, એટલુંજ નહીં પણ જે વખતે મહારે તેની પુઠે દોડીને તેને પકડવો ને થોભાડવો હતો ત્યારેજ માહરા દરેકે દરેક અવયવો લકવાની અસરથી હોય તેમ બીલકુલ બેતાકાત બની ગયા! માહરૂં ભેજું ચક્કર ચક્કર ફરવા લાગ્યું, અને હું ફક્ત એટલુંજ સાવધપણે અને તાજ્જુબીભરી સમયસુચતાથી કરી શકી કે મને માહરો જીવ ફરતો લાગવા સાથે મેં માહરા હાથમાંના તે નાજુક બોજને હું બેઠેલી હતી તે બાજટ પર તરત મેળી દીધો, અને બીજીજ પળે હું બેભાન થઇ ત્યાં પછડાઇ પડી!!

એ પછી જ્યારે હું પાછી હોસમાં આવી ત્યારે તે એવું ધીમું હતું કે એક શીહા ગારમાં જાણે રોશનીનું એકજ નબલું કીરણ એકાદ ફાટ કે આંધરાંમાંથી ઘણીજ મુશકેલથી પ્રવેશ પામી શકતું હોય! હું તે વખતે બીછાણામાં પડેલી હતી, અને બે અબળાઓ ઘણાંજ કાળજીવંત હેતથી માહરા પર વાંકી વળેલી હતી; પણ ન તો તે અવાજે હું પીછાણી શકી કે ન તો હું તે ચેહરાઓ ઓળખી શકી! તે પછી હું પાછી તરત બેખુદીમાં પડી, અને હું જ્યારે પુરતી હુશીઆર થવા પામી ત્યારેજ હું જાસ્તી ખબરદારી પાંમેલી હતી. હવે મેં તે અબળાઓને તરત ઓળખી. એક ઘરડાં ફુઇમાય પોતે હતાં, અને બીજી મેરી ગ્લેન્ટવર્થ હતી.

હવે ધીમે ધીમે બધું મને પાછું યાદ આવતું ગયું. મેરી સોગના શીહા પોશાકમાં મારી સામે ઉભેલી હતી અને માહરી પર હેત કરતી હતી. તે ઉપરથી મને તેની માતાનાં મરણની ઝટ યાદ થઇ. મીસીસ ઓલ્ડકાસલ તેને અત્રે રેહવા આવવાની રજા આપવા આગ-

મય પોતાની પતીજ કરવા તેને ઘર મળવા ગયાં હતાં તેઓ પાછાં આવ્યાં હશે ત્યારે પોતાની સાથે તે છોકરીને અત્રે રેહવા લાવ્યાં હશે એમ પણ મેં હવે બનાવો સાથ બનાવો જોડીને માની લીધું.

અને તેમજ હતું. હું મોહોત જીવતની પાંચ દાહડાની ભયંકર બીમારી અને એભાંની પછીજ અતી ઘણી મુશકેલથી આજે હોસમાં આવી હતી! માહરાં મગજ પરજ એકદમ બધી અસર પોંહોચી ગઇ હતી, અને એ બીમારીમાં ઘણું લવતી બકતી થઇ હતી, છતાં હું હુશ્યારીમાં આવી શકી ન હતી. મને એ બીમારી કેમ લાગુ થઇ અને હું શા સબબથી બેહોસ થઇ તે દીસ્તી રીતે હજી કોઇ જાણતુંજ ન હતું. બચ્ચાં આગળ રહેલી નર્સે આપેલા ખુલાસા મુજબ તેણે કાંઇ મોટે સ્હાદે ઘણા ગુસ્સાથી મને બોલતી સાંભળી, અને હું કોણ સાથે કજ્યો કરતી હતી તે જોવા તે ગભરાઇને બાહેર દોડી આવી ત્યારે હું બેહોસ બગીચામાં પડેલી હતી, અને બચ્ચું બાંકપર કળ ખાઇને રડતું હતું.

મને તે પછી ઉંચકીને અંદર લઇ આવવામાં આવી, અને મીસીસ ઓલ્ડકાસલે આવતાં સાથે તરત ડાકટરો બોલાવ્યા. તેઓના કહેવા મુજબ મને એકદમ ઘણી સખ્ત બોખાર થઇ હતી, અને તેની અસર ભેજાંપર થવાથી હું એમ લવારો બકારો કરતી હતી. નસીબવાન માત્ર એ હતું કે એ લવારા બકારા દરમ્યાન ન તો હું માહરા હૅનરીનું નામ બોલી હતી, કે ન તો જે શૉકથી તેની અને માહરી આ મોટી દુર્દશા થવા પામી હતી તે મે બેખુદીમાં કાંઇ જાહેર કરી દીધું હતું! તેઓનાં કહેવા મુજબ હું જે લવતી બકતી હતી તે કશું એ સહમજ ન પડે એવું એક "બેબલ" હતું. તેઓ તો એમજ સહમજતાં હતાં કે હું દીલની ઘણી નરમ હોવાથી ગરીબ મેરી ગ્રેન્ટવર્થ રખડી ગઇ હતી તે વાતની માહરાં તન મનની ઉસ્કેરણીજ આ માહરી મોટી ભયભીત બીમારીનું કારણ હતી!

માહરી જીવવાની આશાજ ન હતી. "પહેલી રાત્રે તું માહરી ભલી ને ગરીબ દીકરી જીવવાની આશાજ કોણુને હતી?" ડુઇમાય આંખમાં પાણી લાવી કેહતાં હતાં; "ડાકટરો તો નાજ કેહતા ગયા. તું ફાટેલે ડોળે તદન બેહોસીમાં બી ટક ટક બધાને જોએ, ને દીલમાં જોતાં ચુંથાઇ આવે એવી તાહરી કંઇ દુખકારક દશા હતી; પણ આએ છોકરીએ"—મેરી ગ્રેન્ટવર્થને બતાવીને—"તાહરી નોકરીમાં માહરી ગમે એટલી મના છતાં રાત ને દીસ એક કરી છે. મને તો બીહીક લાગેછ કે હવે એ પોતે જરૂરજ પટકાઇ પડવાની છે. તાહરી બીમારીમાં એ પોતાની માતાનાં મોહેતનો મોટો ગમ ને કલ્પાંત વટીક ભુલી ગયલી છે. તે બીચારીને ઠેકાણે પાડ્યા પછીથી એ ખડે પગે અહીંની અહીં તાહરી નોકરીમાં છે."

મેં તે બંને મહેરબાનો—મીસીસ ઓલ્ડકાસલ અને મેરી—ના હાથ માહરા ધ્રુજતા ફીક્કા નબલા હાથોમાં લઇ હેતથી ને હેસાનથી દાબ્યા.

"હા, માહરાં વ્હાલાં ઍલન," મેરીએ મને ઘણાંજ હેતથી કીસ કરતાં કહ્યું, "તમે માહરે ખાતર કેટલી હદ સુધીનું ખમ્યું! દુન્યામાં કોણ એવાં ભલાં થઇ શકે? મેં તમારી એટલી કાલજીથી ખીદમત કીધી તેમાં ઉપકાર શું કીધો? ઓ, જો તમોને બી માહરાં વાહલાં

મમા પછવાડે ખુદાએ તેડીજ લીધાં હતે તો યાતો હું જીંદગી ભરની દીવાની થઇ જતે, અથવા નહીં તો દીવાલ સાથે માથું ફોડી આપઘાત કરીને મરીજ જતે!"

એ પછી જ્યારે પાછી મને શાંત પડી રેહવાની તાકીદથી તે વાહલાંઓ જરા અલગ થયાં ત્યારે તે કારમો બનાવ ધીરજથી યાદ કરતાં બી હું માહરાં આખાં તન બદનમાં થરથર ધ્રુજી! બાજે વખત નિર્દોષો નાહક સંજોગોનાં ભોગ થઇ જુઠી જુબાનીઓના દબાંણ ને બોજા હેઠળ ફાંસી વટીક જાય છે તેનો એથી બેહતર પુરાવો બીજો શો થઇ શકે?

મુઇ હું અભાગની! મને એ શું સુઝયું હશે કે જુલીનાં બાળને રમાડતાં હું એ બધો ઘેલો ગાંડો બકવાત મોટે સ્હાદે કરતી ગઇ? હું શું બોલી તે બોલે બોલ મને પાછું યાદ તો આવી શકયું નહીં, પણ હવે ખ્યાલ કરતાં મને તરત લાગ્યું કે તે કાતીલ શબ્દો કોઇ બી સાંભળનાર આબાદ હરફેહરફ માહરાં ગલાંમાં ઓલવી દઇ શકે એવાજ તે હતા!!

અને અરે, એ શું જેવી તેવી આફત હતી કે આટલું સમજાવીને લખવા છતાં હૅરી મને જરા બી ચેતાવ્યા વગર પાધરો આએ તરફજ નિકળી આવ્યો? તે શું મને અજબ કરી નાખવા ને હરખાવાની મતલબથી એમ આવ્યો હશે? હું તો રોજ દહાડો ઉગે ને તેનાં પ્યારાં કાગળની વાટ જોતી હતી! હું તો તેનું કાગળ આવે તો બધું બોળી બાલી લંડન તેને મલવા તરતજ ઉડીને જતી રેહવાની ગણત્રી કરતી હતી, ને આ કેવું કાંટાનું કટેસર! તેને માહરો પત્તોજ કોણે આપ્યો હશે? તે આહગો આહગો અહીંજ કેમ આવી લાગ્યો હશે? તે એજ કાળ ચોગડયે કેમ આવ્યો હોશે? તે શું બાગમાં દાખલ થતાંજ મને આ બાંક પર બેઠેલી જોઇને પીઠેથી એમ ચોરની માફક આવી લાગ્યો, ને માહરી બધી બકબક સાંભળતો ઉભો હશે?

માહરો ગરીબ ભોલો હૅરી! તેને માહરામાં આ બનાવ બનવા પછી બધું ઠગાઇજ લાગ્યું ને દેખાયું હશે! વરસો તક હું નાટકનો ધંધો કરતી હતી છતાં મેં તે વાત તેની મરનાર માતાને કે માતાનાં મરણ પછી તેને વટીક જાહેર કરવાના અખાડા કરયા હતા તેજ દર્શાવતું શું હતું? મેં તેને હું અત્રે "રીવર હાઉસ"માં હોવાની માહીતી મલવા ન દીધી હતી તેજ શું બતાવતું હતું? મેં તેને લંડનમાંજ મલવાની તલબ ને તાકીદ લખી હતી તેજ શું પુરવાર કરતું હતું?

પણ હવે માહરે શું કરવું? માહરે કેમ કામ લેવું? મને કંઇ સુઝયું નહીં! હમણાં વાહલો હૅરી હશે કયાં તે બી મને તો સહમજાતું ન હતું. હું હજી તો મોહોતમાંથી જેમ તેમ માંદમાં આવી હતી! હજી તો હું પુશકલ નબલી હતી, અને ફરતી હરતી થાઉં તેને કમમાંકમ આઠ દીવસ તો જોઇએ? ઓ ખુદા, અને ત્યારે શું નજદીક એક આખું પખવાડયું—બલ્કે જ્યાદા—હૅરી માહરે માટે ગલીચમાં ગલીચ અનુમાનોમાં ગુંગલાતો ને દુખી થતો રહે? તે મને પોતાના જાનથી જ્યાદા જાંણતો હતો તે હું જાણુતી હતી, અને, તેથી, હાલમાં તેનાં મનની કેવી અવદશા હશે તેનો હું અચ્છી રવેસે ખ્યાલ કરી શકતી હતી!

વળી બીજી બી એક મુશકીલ વચમાં હતી. તે બચ્ચું માહરૂં નહીં ને જુલીનું હતું, ને હું હેમક જેવી જે બબડી ગઇ હતી તે જુલીના સંબંધમાં હતું એમ હૅરીની ખાત્રી તો

થવી જોઇએ ? ને તે કઇ રવેસે થાય—સિવાય કે જુલીનો ભેદ હું તેની આગલ ફોડી આપું ? માહરે પુરવારી રજુ કરવી જોઇએ, ને તે તો માહરાં વચનને ખોટી પુરવાર થઈ હું તેની તમામ હકીકત, અથ ઇતી, હેરી આગલ બ્યાન કરી શકું ત્યારેજ થાયની ?

મેં લખવા માંગ્યું. માહરા મનમાં કે હું જરા ઉઠીને બેસું તો હૅરી પર એટલું તો લખું કે તેણે ભુલાવો ખાધેલો છે, ને હું તદન નિર્દોશ હોવાનું ખાત્રીપુર્વક પુરવાર કરવાની હાલતમાં છું? પણ હું ઉઠીજ ન શકી તો લખું તે શું ? મને બીજા કોઇ પાસ લખાવવા બી ગમ્યું નહીં. એ ભેદ કાંઇ જેવો તેવો હતો ? લાચાર ! અંતે જરા મને વધુ શકતી આવતાં સુધી માહરે, તેથી, લાચારી સાથે એ કારજ ફરજ્યાત મુલતવીજ રાખવું પડયું.

પણ માહરો જીવ કાંઇ થોભે? ત્રીજેજ દહાડે મેં સુતી સુતીએ તે કાગળ લખ્યો. તે ટુંક હતો. મેં હૅરીને એટલુંજ જાણવા દેવા જોગું લખ્યું કે તે એક ભયંકર ભુલ ખાઇને મને ઘણોજ ગેરઇનસાફ કરી ગયો હતો, ને હું માહરૂં નિર્દોશપણું ઈંચે ઈંચ પુરવાર કરી આપવાની સ્થિતીમાં હતી. વળી મેં જણાવ્યું કે હું તો તેની પુઠે તુરતજ આવતે, પણ મને તેની એ અજબ જેવી ચાલથી નીપજેલી આ ભયભીત બીમારીએ રોકી રાખી હતી અને એ કાગળ મેં પેલઝી ખાતે તેના શેઠ મી૦ મેકડોનેલ્ડની "માયાલુ કૅરમાં" પોસ્ટ કરયું, એટલે મને તુરત વેળા થોડી ઘણી બી શાંતી થઇ. માહરી ખાત્રી હતી કે જ્યાં બી તે હશે ત્યાં મી૦ મેકડોનેલ્ડ માહરા હરફ પીછાંણી તે કાગળ તરત તેને પાસ કરયા વિના રહેનાર નથી.

મેરી ગ્રેન્ટવર્થ, એ દરમ્યાંન, અમારેજ ત્યાં રેહતી હતી. મીસીસ ઓલ્ડકાસલ જેવણ આદમી પીછાંણી લેવામાં ઘણાં કુશળ હતાં, તેવણ તેનાપર ઘણાં ખુશી અને કુરબાન થયા. તેવણના કેહવા મુજબ તેવણે તો તેને જોઇ ને જોઇ તેની નિર્દોશતા અને દીલની સાદાઇથી તેવણ મોહીત થયાં, ને તેનો બાપ કોઈ બેહેતર બંદોબસ્તી એ રવડી પડેલાં બચ્ચાંના બાબમાં કરી શકે તેટલાં તરતજ તેણીને તેવણે પોતાને આશરે લીધી. તેવણ તેના બાપને પણ મલ્યાં હતાં, પણ તે ડયુક હતો એવો તેઓને કોઇ દુરનો સ્વપ્નો એ ન હતો. તેવણે તો તેને એક શ્રીમંત મી૦ ગ્રેન્ટવર્થ નામનો ઓછી નીતીનો ખાનગીજ આસામી જાણતાં હતાં. તેવણને તે કોઇ ઉમરાવ હોય એવી શંકા હતી ખરી, પણ ખાત્રી કશી ન હતી. એમ છતાં કોઇ બી સુરતે તે તેવણને મુતલગ ગમ્યોજ નહીં હતો. એવાં માણસો એ જાતનાં નેકી ને નીતીને ચાહનારાંઓને કદી ગમતાં થતાંજ નથી.

તેણે મેરીના નીભાવ ખરચ અર્થે ત્રણસો પાંઉન્ડનું એક વારસીક સાલીયાણું આપવાનું એકકે બોલે કબુલ કરયું હતું, અને જોકે ડોસાંએ કાંઇ એવી ભાડુતી મતલબથી આએ ગાએ જેવાં ગરીબ બચ્ચાંને પોતાને સ્વાધીન લીધું ન હતું, તોપણ, તેવણે મને કહ્યું તેમ, પેહલાં એક આખાં વરસનો અવેજ તરતજ તેની પાસેથી તેવણે પડાવી લીધો એટલાવાસ્તે કે એ પરાએ આશરે ઉધરનારી છોકરી પોતાનાં જીવખરચને વાસ્તે કશીજ રીતે તંગ, ઓશીઆળી કે મેહતાજ રહી ઓશકાયા નહીં કરે; અને ખાતાં ખરચતાં જે બચે તે તેને નામે બેંકમાં જમા આપી શકાય.

ડયુક તો જતોજ રહયો. મેરીને એ રીતે ઠર પાડીને અને ડોવરના એક પાદરીને બધી પાયદસ્ત ક્રીયા માટે એક મોટી રકમ માટે જોખમદાર કરીને તે લુચ્ચો તો ત્યાંથી વટીજ ગયો હતો. તે ગરીબ મરનારને જમીનમાં ગારવામાં આવી ત્યાં તક બી થોભવાનું તેણે સલુક બતાવ્યું ન હતું. ડચેસ ફ્રકડેવી લંડન પાછી ફરી હતી, તેથી તેનો જીવજાંન બધો ત્યાં ભરી મુકેલો હોવો જોઇએ એમ હું અનુમાનથી એ સાંભળી તરત સમજી જઇ શકી, અને મને તે આદમી પર જાસ્તી ધીક્કાર આવ્યો. એવો આ કપાત્ર આદમી આ ગરીબ બચ્ચાંનો બાપ હતો—એક આદમી કે જેનામાં સ્વમાન, વફા, બલ્કે કશી ઇનસાન્યત વટીક નહીં હતી!

મેરી પોતાની માની ખોટ હવે સબુરી ને સહનશીલતાથી ઉપાડતાં શીખી ગઇ હતી. તેને જુલ્યટ સાથે ઘણું સારૂં થઇ ગયું હતું, અને જુલીને "મીસીસ હૉલ"ને નામે ડોસાંએ પોતાની સગી તરીકે તે તરફ ઓળખાવી હતી તેજ બધું સાચ્ચું હોવાનું તે સાદાઇથી માનતી હતી. તેને બીજો ખ્યાલજ શાંનો થાય?

મુંઇમાયે માહરી બીમારીની વાત રામ્સગેટ ખાતે નોરમનવાલાંઓને લખી વાલી હતી, પણ હું જોખમમાં હોવાનો તેવણે તેઓને કશોજ સંસારો મળવા દીધો નહીં. તેવણને બીહીક લાગી કે તેમ જો તે લોક જાણવા પામે તો મારી તરફનાં હેતને લીધે "રીવર હાઉસ"માં એકદમ દોડી આવે, અને જુલ્યટના સંબંધમાં તે ઘણું ખરાબી કરનારૂં થઇ જાએ! એટલા માટે હૅરોને લખ્યા પછીથી બીજેજ દાહડે મેં બી તેઓને ધીરજ મનાવા ઘોલ્યા પર બેસીને એક ટુંક કાગળ લખી નાખ્યું, અને માહરી તબ્યત સારી ને સુધરતી હોવાની તેમાં તેમને ખાત્રીઓ લખી વાલી.

એ પછી બીજા ત્રણેક દાહડા જતા બાદ હું ખુદાવંદ પાકની મેહરથી ઘરમાં ફરતી હરતી થઇ, અને મેરીનો ટેકો લઇને જરા જરા બગીચામાં પણ ઉતરીને બેસવા લાગી; અને બીજા બે ચાર દહાડામાં તો હવે જેમ બને એમ જલદી માહરા હૅરીને મલવાની મતલબમાં હું તણાઇ ગઇ. તેણે માહરાં કાગળનો કશોજ જવાબ અત્યાર સુધી કરયો ન હતો, અને તેથી માહરો જીવ તદન ઉચ્ચર પડી ગયો હતો. શું તે મને જવાબ કરવા માંગતોજ ન હતો? શું તે માહરૂં કાંઇ માનવાનોજ નહી હતો?

મેં ડાકટરનું ખાનગીમાં મત લીધું. મેં કોઇ નીમીત હેઠળ ત્યાંથી મને જવા દેવાની તેના કને રજા માંગી. મેં તેને સમજાવ્યું કે તે એકમત નહીં થાએ તો મીસીસ ઓલ્ડ-કૅસલ મને જવા દેજ નહીં. તે મી૦ સીંગલટન નામનો તે બાજુનો પંકાયલો એક તબીબ હતો, અને જુલીના પ્રસવ વખતે તેમજ મેરીની માતાનાં મરણ વખતે પણ તેજ હોવાથી તેની સાથે મને ઘણું સારૂં થઇ ગયું હતું. મેં તેને, તેથી, માહરા વિશ્વાસમાં લેવા ઓશ-કથી ધમધમીને ગુલાબી થતા રોખસારો સાથે માહરી હાલની મુશકેલીને લગતી થોડીક ખરી હકીકતજ કહી. મેં કહ્યું કે જુલીનાં બાળકને હું રમાડતી હતી તે વખતે એક એવી ભયંકર ગેરસમજુત થવા પાંમી કે એક માહરો અંગત સગો, ખાસ મને અહડાં સુધી મલવા આવેલો,

માહરે માટે ઘણાં ગરીબ ને ઘાટકી અનુમાનોથી એકદમ પાછો જતો રહેલો છે, અને મને માહરી પાક ઇજ્જત ખાતર એ ભુલ સુધારવા તાકીદની જરૂર હતી."

ડા૦ રીંગલટન ઘણો ગંભીર બનેલો દેખાયો.

"ત્યારે શું તમારી મોટી ભયભીત બીમારીનું કારણ એજ હતું, મીસ ત્રેફર્ડ?" તેણે મોટી અજાએબીમાં આંખો ખુલી પુછયું; "ત્યારે તો એવી તમારી પ્રમાણીક લાગણીઓને હજારો શાબાસ છે! હું ખચ્ચીત તમોને રજા આપશ. ખુદાની બખ્શેશથી તમારો બાંધો મજબુત છે, અને મને લાગેછ કે તમારામાં આટલી બધી એ વાતની ઉલટ છે ત્યારે તો તમે મુસાફરીની થાક સેહવી તેમજ ઉપાડી શકશો."

"ત્યારે તમે મને લંડનજ મોકલી દેવાની ભલામણ કરશો?"

"હા, પણ લંડનમાં તમોને ચેન્જ જેવું શું મલવાનું છે? આવી ચોખ્ખી હવામાંથી લંડનમાં ચેન્જ પર મોકલવાની હું કેમ ભલામણ કરી શકું?" તેણે ચીંતાથી જવાબ કરયો.

હું "વૅસ્ટ ઍન્ડ"માં માહરાં ઘણાંએક ઉમરાવ દોસ્તોના નામીચા બંગલાઓ છે ત્યાં જઇને રહેવશ," મેં વિનંતીથી સમજાવ્યું;—અને હું ખરૂંજ કેહતી હતી. હંટર સ્ટ્રીટમાં નોરમનવાલાંઓને ત્યાં અત્યારથી એકલી જઇ રેહવાનો માહરો ઇરાદો હતોજ નહીં. મને લાગ્યું કે હું તો હૅરીને મલવા જાયશ તેટલાં લંડનનાં કેરે બી સમાઇ જાયશ, અને કોઇબી મને સાચ્ચાં દીલનાં હેતથી ઘણી ખુશીનો આવકાર આપશે. લેડી સીસીલ્યાને ત્યાં અથવા કાંઉન્ટેસ બીએત્રીસ અને તેની મારસ્યોનેસ બેહેનને ત્યાં જો હું આઠ પંદર દાહાડા ચાહીને રેહવા જાઉંતો તે લોક માહરી પરથી થોડાં થોડાં થઇ જાય એ વાતની મને સંપુર્ણ માહીતી અને ખાત્રી હતી.

ટુંકમાં, હું બીજેજ દાહડે નીકળી પડી. ડાક્ટરે માહરી વિનંતીની ઘણી ઇજ્જત કરી. તેણે મને અત્રેથી લંડન જેમ બને એમ જલદી ચેનજ પર મોકળી દેવાની મીસીસ ઓલ્ડકાસલને ભલાંમણ કરી, અને તેવણ, જુલી, તેમજ મેરી માહરાથી છુટાં પડતાં મને પેટમાં ચાંપીને રડયાં પણ ખરાં; તોપણ મેં તે બધાંને સમજાવી લીધાં. માહરી ઇજ્જતના બચાવનો જરૂરી સવાલ, અને તે બી વાહલા હૅનરીને સમજાવવાનાજ સંબંધમાં, તો તે બીજા બધા સવાલો કરતાં હજારો ઘણો વધારે સર્વોપરી હતો એમ મને ખાસ કરીને લાગ્યું.

એ પછી જયારે હું માહરી પોસ્ત ચેઝમાંથી લંડન ઉતરી ત્યારે બપોર થવા આવેલી હતી, અને હું પેહલાં પાધરી અમારાં હન્ટર સ્ટ્રીટવાલાં ઘરમાંજ ગઇ. ત્યાં તલાશ કરતાં નોકર નફરોએ મને ખબર કરી કે મી૦ હૅનરી વેકફીલ્ડ નામનો એક જવાંન ગ્રહસ્થ ત્રણેક અઠવાડયાંની વાત પર ત્યાં મને મળવા આવ્યો હતો, અને હું લંડનમાં નહીં હતી એમ જાણવાથી ઘણો નાઉમેદ થયલો દેખાયો. તેઓએ તેને કહયું કે ઘરનાં માલેક મી૦ ને મીસીસ નોરમન તો હવા ખાવા માટે રૅમ્સગેટ ખાતે ગયલાં હતાં, પણ હું ડોવર ખાતે મીસીસ ઓલ્ડકાસલ નામનાં તેમનાં જૈફ સગાંને ત્યાં હવા ખાવા ગયલી હતી. હવે ત્યારે દેખઇતુંજ હતું કે હૅનરી,

તેને મળેલી એ ઇત્તાંણીબંધ, મને મળવાને વાસ્તે આકળો ઉતાવળો બનીને ડોવર ખાતે દોડી આવ્યો હતો!

હું, હવે, અત્રે આવેલી, મારકવીસ ઑફ્ કેમપેનનાં વૅસ્ટ ઍન્ડ ખાતેનાં બંગલામાં તુરત વેળા ઉતારો લેવા ગઇ, અને હું ત્યાંજ રેહવાની હતી એમ હંટર સ્ટ્રીટમાં નોકર નફરોને ચેતાવતી પણ ગઇ, કે જેથી કરીને જરૂર પડે તો તેઓ ત્યાં મને ખબર કરી શકે.

મને તે બે બેહનો-બીએત્રીસ અને મારસ્યોનેસે-ખરાં દીલની ખુશીની બગલગીરીઓ સાથનો પોતાને ત્યાં દીલોજાન આવકાર આપ્યો, અને હું બેચાર દહાડા વગર બોલાવ્યે તે લોકને ત્યાં રેહવા આવી હતી એમ જાંણતાં તો તેઓની ખુશાલીનો પારજ રહયો નહીં. તેઓએ માહરી એક રાણી જેવી ઇજ્જત કરી. તેઓની દીલગીરી એ હતી કે હું ત્યાં મહીનો બે મહીના જીવ ઠેરવીને રહી શકવાની નહીં હતી. મેં તેઓને ફક્ત એટલુંજ કહયું કે લંડનમાં હું હાલ માહરાં કાંઇ જરૂરી કામ આવેલી હતી, અને નોરમનવાલાંઓ રૅમ્સગેટ હતાં એટલે મને એકલીને ત્યાં રેહવા ગમ્યું નહીં તેથી એક બે દિવસની તેમને તસ્દી આપતી આવી હતી.

બીએત્રીસ હવે હાલનાં સુખમાં ઘણી મજાહની થઇ હતી અને ઘણી સુંદર દેખાતી હતી. માહરા સવાલના જવાબમાં તેણીએ કહયું કે કાઉન્ટ તેની જોડેની છેલ્લી મુલાકાત પછી કયાં ગયો અને તેનું શું થયું તે કાંઇ પણ સાંભળવામાં આવ્યુંજ હતું નહીં.

બીજી સહવારે, હજી હું ઉઠીને તૈયાર થાઉં તેટલાં, એક દાયાએ આવીને મને ખબર આપી કે હન્ટર સ્ટ્રીટમાંથી કોઇ છોકરી મને પુછતી અત્રે મલવા આવી હતી. હું જાણું કે નોરમનવાલાંઓની કોઇ "મેડ" હશે, અને મેં તેને તેથી તરત અંદર લાવવા કહયું; પણ જ્યારે તે છોકરી અંદર આવી ત્યારે ઘણી અજાએબી વચ્ચે જોઉંછ તો તે બીડા હતી!

"ઓ, તું કયાંથી નીકળી આવી!" મેં અજબ થતાં હસીને પુછયું—ને તેને જોઇને હું ઘણીજ ખુશી થઇ.

તે ન્હાની છોકરીએ માહરા હાથપર ઘણાં હેતથી ચુમી લીધી.

"હું તો ત્રણ ત્રણ અઠવાડયાં થયાં તમો વાહલાંને મળવા ટીંગાઇ રહેલી છઉં," તેણે કહયું; "મને જેવી ખબર પડી કે તમે ઘણાં બીમાર થયાં હતાં તેવીજ તમારી ચાકરી કરવા ડોવર દોડી આવવા મેં મી૦ અને મીસીસ નોરમન પાસે રડીને કાકલુદીથી રજા માંગી, પણ તે લોકોએ સફા નાજ કહ્યું. પછી ગઇ કાલે સહવારે તમે ડોવરથી ઉપડવા આગમચ લખેલું કાગળ મીસીસ નોરમનને મલ્યું, અને તેવણે તે પોતાના ધણીને વાંચી સંભળાવ્યું તે મેં સાંભળ્યું ત્યારે મેં પાછી કાકલુદીથી લંડન તમોને મલવા આવવા દેવાની તે લોકો પાસે રજા માંગી."

"અને તે લોકોએ ખુશીથી રજા આપીછ, બીડા, કે તે લોકને નારાજ કરીને તું આવીછ?" મેં લગાર ઠપકાથી પુછયું.

"હું તે લોકને નારાજ કરીને તે લોકની રજા વગર આઉં બી, મીસ પર્સી?" તેણીએ જવાબમાં અરધું રડી દઇને કહ્યું; "વાંચો આએ."

તે મીસીસ નોરમનનું માહરા જોગું એક કાગળ હતું. તેમાં લખેલું હતું કે "અમે તો એને નહીંજ મોકળવાનાં હતાં, પણ અમારા ના કહેવાથી એ આખો દાહડો રડયા કીધી—ડોવર નહીં મોકળી હતી ત્યારે બી ઘણુીજ રડી હતી, અને તેથી અમારો જીવ બલ્યો. એ ઘણીજ મજાહની રાંક છોકરી છે—તાહરા જેવીજ ઇજ્જતદાર ને પ્રમાણીક બી, અને એનું તાહરી પર ઘણુંજ હેત છે તેથી અમે એને તુંને મલવા આવવાની રજા આપેલી છે."

"ચાલ સારૂંજ થયું—તું આવી તો," મેં નરમાશથી તે પછી કહ્યું. "મને માહરી મોટી મુસાફરીમાં તું કંપની થશે. કોઇને કેહતી ના. મેં તદન ખાનગીજ રાખેલું છે, પણ મને માહરાં એક જરૂરનાં કામે એક લાંબી મુસાફરીએ નીકળવાનું છે, અને તું આવીછ ત્યારે તો હું તુંને સાથેજ લેવશ."

બીડીએ એ સાંભળી ખુશાલીથી તાલી પાડી, અને એક નાઘલાં નીરદોશ બચ્ચાંની અદાથી તેણીએ કુદકા ભુસકા મારયા ! તે લંડન ઉતરી તેવી પાધરી હંન્ટર સ્ટ્રીટમાંજ ગઇ હતી, અને હું શીરનામું આપી આવી હતી તેમ તે પછીથી ત્યાંથી મોકળેલી અત્રે આવી હતી.

હું ત્રીજે દાહાડે પેઝલી જવા નિકળી. વાંચનાર સમજી શકશે તેમ એ એક ઘણી મોટી મુસાફરી હતી, અને માહરે તેની બંદોબસ્તીઓમાં લંડન ધારવા કરતાં એકાદ દિવસ જાસ્તીજ રોકાવું પડયું હતું.

---

## પ્રકરણ ૮૯ મું.

હું નજદીક એક વરસે પેઝલી પાછી ફરતી હતી. છેલ્લી માહરા ફુઇમાય ગુજર્યાં ત્યારે હું એ તરફ આવી ગઇ હતી.

સ્હાંજે પાંચ વાગે અમો પેઝલી પોંહચ્યાં, અને હું પાધરી ત્યાંનાં પહેલાં નંબરના એક હોટેલમાંજ ગઇ. સારૂંજ થયું કે માહરી સાથે બીડી હતી. મને તે ઘણુંજ ગમ્યું. તે હેતવંતી અને ખરી નીખાલેશ તેમજ નીમકહલાલ છોકરીની મદદ અને કુમક એ વખતે મને ઘણીજ કીંમતી થઇ પડી.

મેં, તરતજ, હોટેલમાં આવીને જરા બી દમ ખાયા વગર, હૅનરી પર એક ચીઠી મોકળી. મેં તેને સમજાવ્યું કે હું ઘણી બીમાર છતાં ફકત તેનાં મનનું સમાધાન કરવા છેક ડોવરથી અહીં સુધી એક સો માઇલની થાકવી નાંખનારી મુસાફરી કરતી આવી લાગી હતી. મેં માહરો હક માંગ્યો. મેં લખ્યું કે તેણે મને અપજશ આપ્યો હતો એટલે માહરો ખુલાસો સાંભળવાને તે પાક ફરજથી બંધાયલો હતો; અને તે મેં ચીઠ્ઠી હોટેલના એક કુલી સાથે મી૦ મેકડોનલ્ડનાં તે તરફનાં મોટાં, ધીકતાં ને જાણીતાં કારખાનામાં મોકળી આપી. મેં તેને કહ્યું કે હેનરી જો કારખાનામાં નહીંજ મળે તો મી૦ મેકડોનેલ્ડને બંગલે બી તે લઇ જવી, અને કોઇ બી રીતે ચીઠી હાથોહાથ પુગાડીનેજ આવવું;—અને એક મોટાં ઇનામની લાલચ પર એ બધું કામ પાકકું કરી આવવાનીજ ખાત્રી આપતો તે ગયો.

અને તે જવાબ લઇ આવ્યો તે અરધો કલાક મેં મનની કેટલી બધી અધીરાઇ, ઉઠલપાઠલ અને અકડવકડમાં ગુજાર્યો તે વાતની વાંચનારને ખાત્રી આપવી જોઇશે? એ પ્યારનું સ્વરૂપ હતું! હું માહરા હેંરીને ઘણુંજ અથાગ હેતથી અને જાનોનીસાર ચાહતી હતી તેની એ બધી તાસીર હતી. એની કદર તો જેઓએ માહરી પેઠે પવિત્ર પ્રમાણમાં ચાહી જાણ્યું હશે તેઓજ માત્ર કરી શકશે.

તે જવાબ લાવ્યો. તેણે કહ્યું કે "મી૦ મેકડોનલ્ડનાં કારખાનાંમાં તો નહીંજ, પણ તેવણને બંગલે તે ગ્રહસ્થ મને મલ્યા, અને તેવણે જવાબમાં કેહવારયું છે કે હું તમોને થોડીક મિનીટમાં અત્રે આવી મળી જવશ."

તે ઘણી ઉશ્કેરણીની માહરે માટે પળો હતી. બીડાને મેં બૅડરૂમમાં મોકળી દીધી, અને હું તે વાહલાની વાટ જોતી બેઠી, કે જ્યારે, એક મોટી બીમારીમાંથી તરતનીજ ફારેગ થયલી હોવાને લીધે, તેમજ વળી તે વખતે ટ્રેનોની સગવડ નહીં હોવાથી ઘોડાની ગાડીમાં મેં કરેલી એ મોટી મુસાફરીની થાકનાં કારણથી બી હું ઘણી નબલી પડી ગયલી આવા સંજોગમાં જારતી બેચેન થઇ. મને ફેર આવતા હોય એમ પણ લાગ્યું, અને તેવામાંજ વેટરે બારણું ઉઘાડીને સારાં નસીબે મોટે રહાદે "મી૦ વેકફીલ્ડ"નું નામ પોકાર્યું, એટલે હું જોરાવરીથી સચેત અને સાવધ થઈ.

હું એક ખુરસી પર નીસોસ બેસી ગઇ. માહરાથી કાંઇ તરત ને તરત બોલાયું બી નહીં, કે જ્યારે હેનરી હંમેશ જેવોજ ખુબસુરત પણ હાલમાં ફીકકો અને કરડો માહરી સાંમે આવી ઉભો, અને તે ઉંચા સોહામના જવાંનને જોતાં હું તરેહવાર લાગણીઓથી આજેજ થઇ ગઇ.

"તમે મને કાંઇ કેહવા માંગોછ?" તેણે બેસવાની અથવા મને મળવાની દરકાર કર્યા વગર વચમાંની ગોળ ટેબલ આગળ દમામદાર પરાયાપણાંથી ઉભો રહીને મને પાધરો સવાલ કરયો.

મેં માહરી જબાંન પર કાબુ મેળવ્યો.

"ઓ હૅનરી વાહલા, તમે કાંઇ દીવાના તો નથી થઇ ગયા?" મેં ઠપકાથી કહયું; "તમે શું ખરેખર મને એવી નીચ ને નાચીઝ માની લીધી? શું તમે માનીજ નથી શકતા કે હું ખરેખર બીલકુલ બેગુન્હા છું?"

"ખુદા કરે ને તેમ હોય, એલન," તેણે લાગણીથી ને ગમખ્વારીથી કહયું—અને એકાદ પળ તેનો અવાજ ધ્રુજતો સમજાયો—બલ્કે તેની છાતીમાંથી એક ગુંગલાયલું દુઃખનું દચકું બાહાર પડયું તે વટીક મેં સાંભળ્યું! એ સઘળું બતાવતું હતું કે તે મને કેટલો ચાહતો હતો અને કેટલું મનનું દુઃખ સેહવતો હતો!

"ઓ હૅનરી, તમે મને ઘણો ભયંકાર ગેરઇનસાફ કીધોછ," મેં ઠપકાની કાકલુદીથી કહયું, "અને મને તો હજી બી સમજજ નહીં પડતું કે તેમ કરવાની તમારી છાતીજ કેમ ચાલી હશે! તમારી જગ્યે જો હું હોતે કે મને જો તમારે વાસ્તે એમ ઓછું માનવાનું કારણ

મલતે તો હું તો પેહલાં હીંમતથી ખુલાસો માંગતે અને ખુલાસો સાંભળતે! હું તો મેં તમોને લખ્યું તેવું સાચ્ચું અને ખાત્રીનું કાગળ મને મળવા પછી તમારી પેઠે દયાહીણુ કીસમે 'ડોન્ટ કૅર' કરીને એક પખવાડયાં તક ચુપ બેસી રહી નહીંજ શકતે!"

"તેમાં તાહરી ભુલ છે, ઍલન," તેણે લગાર નરમ થતાં કહયું, "તે કાગળ તો મને છેક ગઇ કાલેજ મલ્યુંછ. હું તો એ બધો વખત લીવરપુલ હતો, અને કાલે હું અત્રે આવ્યો ત્યારે મને તે હાથોહાથ સ્વાધીન કરવામાં આવ્યું, પોસ્ટીંગ કલાર્કની કાંઇક નજરચુકથી તે મને ત્યાં રીડીરેકટ કરવાનું આટલા દીવસ સુધી રહી ગયલું, અને તે વાસ્તે મી૦ મેકડોનલ્ડે પોતે તે કલાર્કને દંડ કરીને બીચારાએ માહરી પાસે માફ માંગી!"—જરા થોભીને—"પણ મને તો કાંઇ સમજજ નથી પડતું. હું તો જાણે ખ્યાલ કરૂંછ ત્યારે બીલકુલ દીવાનોજ બની જાઉંછ! શું ત્યારે મેં માહરા કાંનોકાન સાંભળેલી વાત ખોટી? શું ત્યારે માહરે માહરા કાંનોનો વટીક એતબાર નહી કરવો—એમ?"

"એક હજાર વખત એમ!" મેં જુસ્સાથી જવાબ કરયો; "તમે એટલુંજ નહીં જોઇ શકયા કે તે માહરા હાથમાંનું બચ્ચું તો ફકત પાંચ દસ દિવસોનું દુધમળ હતું? તે તો એક માહરી હીણનસીબ ને ખરી નિર્દોશ ફ્રેન્ડનું બચ્ચું હતું, ને તે વિશે તમારે ખાત્રીજ કરવી હોય તો ડોવર ખાતેના ડૉકટર સીંગલટન જેવણ એક બાપ જેવા બુજોર્ગ અને બાહોશ તબીબ છે તેવણને લખીને કે મળીને તમારી ગમે એમ ખાત્રી કરી લેઓ!"

"પણ એ એકજ વાત કાંહીં બળીછ, ઍલન?" હૅનરીએ દર પલે જાસ્તી નરમ થતો જતાં કહયું; "મને આવા એક કમકમાટભરેલા સવાલ પર તાહરી સાથે વાદવીવાદ ચલાવતાં બી હદ વગરનું દુઃખ થાયછ, પણ કોઇ બી ભોગે માહરાં મનનું તમામ સમાધાન તો થવુંજ જોઇએ?"

"નાટકના ધંધામાં હું પડેલી હોવાની વાત તમો વાહલાથી મેં છુપાવી તેને વાસ્તે તમો કેહોછ?" મેં કહયું; "વૅલ, ત્યારે તે બી સાંભળો!"—અને હું કેવી રીતે નાટકના ધંધામાં દાખલ થવા પામી હતી તે બધી વીગતો હવે પ્રમાણીક હીંમતથી મેં તેને જાહેર કીધી. શેફીલ્ડથી નીકળેલી હું નોકરીની તલબમાં એક લુચ્છા ને ઠગારાની જાહેર ખબરના જવાબમાં બોહલાં લંડન શેહેરમાં આવીને નીરાધાર રવડી પડી હતી, ત્યારે માહરાં નસીબે જોર કરવાથી મને માહરી એક વારની સહી ને સ્કુલફ્રેન્ડ મીસ જુલ્યટ નોરમન મળી ગઇ, કે જેણે તારીફલાયક ઉદારતાથી મને પોતાનાં નેક માતપીતાનાં મુબારક છાપડાંનો આશરો આપ્યો. હવે તે લોકો નાટકવાલાં હતાં, જેથી સ્વભાવિક રીતે હું બી તે લોકોનાજ ધંધામાં દાખલ થઇ તે સઘળું મેં તેને લંબાણથી અને અસરકાર રીતે સમજાવ્યું, અને તે ખુલાસાઓ સાંભળતાં તે વાહલા જવાંનના ચેહરામાં જે અસરકારક ફેરફાર થતા રહયા તે એક આયના પેરે એ દરમ્યાન હું ધ્યાનથી જોતી અને તપાસતી રહી હતી.

પછીથી મેં કાંય એ વાત તેનાથી છુપાવી તે બધું સમજાવ્યું. બીચારાં ફુઇમાયને નાટકનાં નામ વિશે મોટો ધીક્કાર બેસી ગયલો, અને હું છેલ્લી પેઝરી આવી ત્યારે બી લંડનની એ મોઢીનીથી મને સમાલવાની મરતે દમે તેને તેઓની તાકીદ આપતાં મેં સાંભળેલાં, ત્યારે

હું કેમ તેને એવા સંજોગમાં ખરી હકીકત કેહવાની હીંમત એકઠી કરી શકું તે મેં તેને કહી સંભળાવ્યું. "મેં જોયું હતું," મેં કહયું, "કે તમોને બી નાટકને વાસ્તે તમારા મરનાર માતાજીની માફક સારૂં મત નહીંજ હતું, ને હું ત્યારે એ ધંધામાં માહરી નેકનાંમીથી એ આલા હુન્નરને મલતો રહેલો કલંક સદંતર ધોઇ કાઢી શકું, અને માહરાં છેલ્લાં કાગળમાં મેં તમોને લખ્યું તેમ એવાં એક લલચાવનારાં ધામમાં પણ માહરી પાક ઇજ્જતની સાચવતની બુલંદી વાસ્તે તમારી તમામ ખાત્રી કરી શકું ત્યાં વેર થોભવાની મેં થોડીક સરકશી કરી તેમાં ગુનાહ શું છે?"

"તે હું ના પાડતો નથી," હેંનરી ગગગી પડયો; "તેં મને તાહરી વખાણમાં છપાયલાં આગેવાન પેપરોનાં કટીંગ્સ મોકલ્યા તે વાંચતાં હું હરખથી રડી પડયો, અને ખરેખર તો એવી એક નામાંકીત મોહરદારના હાથને વાસ્તે હું પોતાને ઘણો નાલાયકજ માની લેવા લાગ્યો હતો. પછી હું તુંને ચેતાવ્યા વગર લંડન આવ્યો, અને હું કબુલ કરૂંછ કે હજી બી માહરી સંપુર્ણ ખાત્રી કરવા મેં હજારો રીતે તાહરી ખબરો કાઢી, કે જ્યારે નાચલાં કે મોટાં, અદના કે આલા, ગરીબ કે તવંગર સૌનેજ તાહરી તારીફનાં જોશમાં ઉશ્કેરાતાં મેં જોયાં ત્યારે હું બધો હરખાઇ હરખાઇ ગયો! તે પછી હું તુંને મલવા હંન્ટર સ્ત્રીટમાં ઉલટભેર દોડયો, પણ મને ત્યાંથી તો તાહરૂં ડોવરનું શરનામું મલ્યું, અને જો કે હું ઘણો નાઉમેદ થયો, તોપણ માહરી ઉલટ નહીજ સમી શકવાથી હું ઘસડાતો તણાતો ડોવર વટીક દોડી આવ્યો! ત્યાં "રીવર હાઉસ" પુછતો હું તું હતી તે બંગલામાં આવ્યો, અને દરવાજામાં દાખલ થતાંજ મેં બગીચામાં તુંને બેઠેલી જોઇ ત્યારે શું માહરી ખુશાલી! હું ધીમે પગલે તાહરી પુઠે આવીને ઉભો કે તુંને હેરત અને છક કરી નાખું, જ્યારે, ઓ ખુદા, મેં પેલો પલીદ એકરાર સાંભળ્યો!"

"હવે તે એકરારના બોલેબોલ તમે પાછા યાદ કરો ને બધા સંજોગો તપાસો," મેં સહમજાવ્યું. "હું તે વખતે સાજી તાજી ત્યાં બેઠેલી હતી તેનો ખ્યાલ કરો, અને પછી હું તે શબ્દો બીજી એક હીણનસીબનીને વાસ્તેજ બોલી હતી એમ મને કહો કે તમે હજી બી માની શકોછ કે નહીં?"

"વારૂં, પણ ત્યારે તું "રીવર હાઉસ"માં જવાની ને રેહવાની હતી એ વાત વટીક તેં માહરાથી એટલી બધી છુપાવી કાંએ?" તેણે હજી માહરી ક્રૉસ એકઝામીનેશન જારીજ રાખી, "તેં મને આગલાં કાગળમાં એમ કાંએ સમજવા દીધું હતું કે તું લંડનમાંજ હતી, અને લંડનમાંજ મને મલવાની હતી?"

"ફકત તે એ માહરી વાહલી સહીનો ભેદ સાચવવા," મેં જોશથી જવાબ કર્યો; "માહરૂં પ્રમાણીક જીગર કબુલ કરી શકયું નહીં, હૅરી ડીઅર, કે તે બીચારીની એ નામોશીનો ભેદ તમો વાહલાને કેહવાને વટીક હું છુટી હોઉં! મગર હવે તો તમે જાંણી શકોછ કે તે કોણ હોવી જોઇએ. હવે માહરે વધારે, તેથી, કાંઇજ કેહવું નથી. મેં માહરા ખુલાસા જે કરવા હતા તે કીધેલા છે, અને એ બધી વાતોની સચ્ચાઇની તમો ચાહો તેમ ખાત્રી કરી લેવાને તમો બેશક મુખત્યાર છો."—અને હું રીસાયલી અદાથી હયાં લગાર ચુપ બેઠી.

બસ એટલુંજ! હેનરી હવે થોભ્યો નહીં. તે તરત આવીને ગુડણ્યે માહરા પગ પાસ બેઠો, અને પોતાને હજારો કદુવા માંગીને પોતાના એ અંધાપાને વાસ્તે માહરી ઉપરાસાપરી માંફ માંગવા લાગ્યો. મેં તેને, મગર, તરતજ હાથ આપી ઉઠાડયો અને ઘણી ધીરજ આપી, જે પછીની અમારી સુખકર મીલાકાતનું બયાંન કરવા માહરે શું થોભવું જોઇશે? બે ચાહતાં જીગરોને થોડાક મતફેર પછી દોસ્તીમાં એકઠાં થવાનું હંમેશ ઘણું પ્રિય થાય છે, અને તેવોજ આ એક ખરો સુખી મામલો હતો.

"તું જાણતી નથી, વાહલી," બધા અરસપરસના ખુલાસાઓ થવા ને આગલી પાછલી વાતચીતો થઇ રહેવા પછી હેનરીએ મોટા બળાપાથી કહ્યું, "કે મેં એ માહરા હેમક અંધાપા દરમ્યાંન શું કરી નાંખેલું છે!"

"ઓ શું?" મેં ગભરાતથી પુછ્યું.

"મને તું વાહલીથી હવે ફરજયાત પાછો જુદો પડવાનું થવાનું છે," તેણે જવાબ કર્યો. "હું તાહરી પાસથી દીવાના જેવો આવ્યો તેવો પાધરો મી૦ મેકડોનલ્ડ આગળ ગયો, અને મને ચોકકસ કારણથી દુન્યા અકારી પડેલી હોવાનું કહીને યુનાઇટેડ સ્ટેટસમાંનાં અમારાં કારખાનામાં મને પાછો ફરવા દેવા વાસ્તે મેં કાકલુદીથી તેવણ કને રજા માંગી લીધી, જે તેવણે ઘણી ખુશીથી એકકે બોલે આપી. તેવણને તો તે જોઇતુંજ હતું, કેમજે હું ત્યાં વડો નેમાયા પછી ત્યાંનું કામ ખુદાની મદદથી એટલું ધીકતું ને આબાદ બનાવી શકયો કે તેવણ મને પાછો અત્રે આવવા દેવાને ખરેખર તો રાજીજ ન હતા!"

"ઓ, તેમાં તે શું મોટી વાત?" મેં ધીરજ પામીને કહ્યું; "આપણે એ ગોઠવણ હવે પાછી ખેંચી લઇશું, કેમજે હવે હું તમોને હજારો માઇલ પર પાછા જવા દેવાનીજ નથી. ખુદાનું આપેલું માહરી પાસે જોઇએ તે કરતાં ઘણું બીશીઆર છે, અને—

"તે નહી બને, ડારલીંગ," હેનરીએ ઘણી ગંભીરતાથી કહ્યું; "અરસપરસનાં લખનો સહી થઇ ચુકયાંછ, અને તેની નકલો યુનાઇટેડ સ્ટેટસમાં મોકળી પણ આપવામાં આવીછ, એટલે હવે પતરી જવાનું ઘણું અગ્રહરથી અને હીચકારૂંજ કહેવાય. એ કાંઇ બીઝનેસલાઇક કહેવાયજ નહીં."

"ખેર, ત્યારે હું ઓહસ કરવાની નથી," મેં હીંમતવી અને નાંખતીથી કહ્યું—અને માહરા ગાલોપર ઓશકના ગુલાબો ઝલકતા હતા, જયારે કે મેં કહ્યું કે "આપણે બે વરસ હજી બી થોભી જઇશું. આપણી બેઉની કાંઇ ઉમર એટલી બધી ભરાઇ તો નથી ગઇ કે તેની વાત?"

મગર હેનરી એ નવેસરની જુદાઇના ખ્યાલથી હદ વનાનું દુઃખ પાંમ્યો, અને પોતાને હજારો કદુવા દેવા લાગ્યો, એટલે માહરે તેનેજ સાંમી હીંમત આપીને શાંત કરવો પડયો. એ પછી અમે બેસીને ભવિષની ઘણીએક વાતો કરી. એ યુનાઇટેડ સ્ટેટસનાં કારખાનાંમાં મી૦ મેકડોનલ્ડે મોટા પગાર ઉપરાંત હેરીને બેઆનીનો ભાગ બી કરી આપ્યો હતો, એટલે એક બે વરસમાં તો તે પોતાની સકમાઇથી ઘણો માલદાર થઇ પડે એવોજ ખુદાની બક્ષેશથી સઘળો હીંગાંમ દેખાતો હતો, અને તે બી અમારે શું થોડું રાજી થવા જેવું હતું?

તે પછી બી અમોએ ઘણો વાર સુધી તરેહવાર વાતચીત કર્યા કીધી. હૅરીએ પોતાના જીવને હજારો કડુવા માંગી કે તે અત્રે માહરી જોડે પરણીને ઘર પડવાની ઉમીદથી આવેલો તેને એ પોતાના એક ભુલભરેલા અંધાપાનાં પરીણામમાં ઉચાઉચ પાછું જવું પડતું હતું, અને એક અથવા બે વરસનો નવેસરનો વિયોગ અમો વચ્ચે થનાર હતો; પણ, ઉપર કહયું તેમ, મેંજ તેને હીંમત ને ધીરજ આપ્યા કીધી. હાલ બી તે એક નાધણી જેવી પુંજી જમા કરી ચુકયો હતો. તેનો પગાર ઘણો સારો હતો, જે છેલ્લાં બે વરસથી મીન મેકડો-નેલ્ડને ત્યાં બે આનીના ભાગ સુધ્ધાં બધો એમ ને એમ અનામત હતો, એટલે માહરી ને તેની સકમાઇથી અમો ઘણી મોજથી રહી શકતે એમ હતું; પણ કરમમાંજ નહીં તે કયાંથી થવા પામે?

મેં તેને તેજ દહાડે વળી ખરી ખંખારીને પુછયું કે માહરે નાટકમાં જારી રેહવા વાસ્તે હવે તેને જરા બી વાંધો કે અણગમો છે?—ને હૅનરીએ જવાબમાં મોટા ભારથી નાજ કહી. મેં સ્ટેજ ઉપર આટલી મોટી નામના કરી હતી, ને આખાં યુરોપમાં માહરં ગરીબડું ધારણ કરેલું નામ મશહુર હતું—અમીર ઉમરાવોમાં વટીક હું માનપાન પામતી થઇ હતી તેથી હવે તો તેણે મને કહયું કે હજારો હર્ષીત જીગરે સામું તેણે મગરૂર થવાનું છે!

એ પછી મેં માહરા પીતા હૈયાત હોવાની તેના કને બધી વાત કરી—તે ને હું કાંઇ જુદાં હતાં?—ને તે ઘણોજ અજબ થયો. તેણે માહરા બાપની નામોશી ને દુખની તે મોટી કેફયત ઘણીજ દીલસોઝીથી સાંભળી ને મને ઘણીક ધીરજ આપી. એ પોતાના મામાની કલંકીત જીંદગી ને તેમને હાલમાં નામોશી વચ્ચે પોતાની સલાંમતી વાસ્તે ફ્રાન્સમાં ભરાઈ રેહવું પડતું હતું તે બધી વાતથી તે પુશકલ રંજ પામ્યો ખરો, પણ શરમાયો જરા એ નહીં. ઉલટું, મેં કહયું તેમ, માહરૂં માથું પસવારી મને તેણે અત્યંત દીલાસોજ આપ્યો.

મેં કલેરની માહરા જોગી ભયંકર સતાવણીઓની વાત તેને કહી નહીં. મેં જોયું કે બધું કેહવશ તો તે જવાજ નહીં માંગશે, ને જશે તો કદી સુખથી ત્યાં જંપીને રેહનાર નથી. મેં, તેથી, ફકત એટલુંજ કહયું કે ઍડવીન સેંટ કલેર નામના એક લખોપતી શ્રીમંતે મને પોતાના હાથની ઘણીજ કાકલુદીથી ઑફર કરી, ને મેં તે ના કહી તેથી તે માહરો વેરસી મુદ્દઇ થઇ લાગ્યો છે. વળી મેં ડયુક ઑફ આરલીના નેકબખ્ત બેટા મારકવીસ હર-બર્ટની પણ વાત કરી. કેવી આજરખ્વાહીથી તેણે માહરા હાથની માંગણી કીધી હતી, ને તે ઠરાવથી ના પાડયાથી તે ભવિષનો ડયુક જે એક શુધ્ધો અદસ્થ હતો તે કેવી રીતે માહરો બાઇજ થઇ રહયો હતો તે પણ મેં તેને તેની હજારો અજાયબી વચ્ચે કહયું. "એ બધું, વાહલા હૅરી," મેં સહમજાવ્યું, "હું કાંઇ માહરી આપવડાઇની પતરાજીમાં તમોને કેહતી નથી. હું બતાવવા એ ને એટલુંજ માંગુંછ કે માહરા તમો વાસ્તેના સાચા પ્યારમાં પાક વફા અને આખર સુધીની બળવાન રીદીગીરીથી કમતી તમો કદી કાંઇ જાંણવાનાજ નથી!"

"અને તેજ તો તાહરી લખ્ખો આફરીન છે, લવ," હૅરીએ હર્ષનાં આંસુઓ વચ્ચેથી કહયું; "માહરા જેવા એક ન્હાના પગારના મુફલીસ કલાર્કને આવી એક ડચેસ થવાની પેહલી પંકતીના લોભને વટીક ઠોકડે મારી તું આજ તક વલગી રહી એજ શું બતાવે છે?"—

અને જરા થોભીને—"અને દુખ તો એ છે કે એવી વક્તને મેં હીચકારાએ ઉતાવલા ગેર-ઇનસાફથી આવો મોટો અપજશ આપ્યો! અજબ છે, ઍલન ડારલીંગ, કે તું મને મોટાં મનથી તે છતાં બી માફ કરી શકે છે!"

હું મીઠાસથી હસી.

"મેં ના કહયુંની કે હવે એ નજીવી વાત આપણુને હાલનાં ને હવે પછીનાં આપણાં મોટાં સુખમાં કદી પાછી યાદ કરવીજ નથી?" મેં ઠપકાનાં હેતનો એક નરમ તમાચો તેના ગાલપર પસવારીને કહયું. "કોણુ જાંણેછ—એમાં બી માહાનામી ખુદાનો હાથ હશે! એમાં બી તે સર્વજ્ઞાનીનો કાંઇ મોટો મોતેબર ભેદ હશે!"

ટુંકમાં, અમો એકમેકથી ઘણાંજ સંતોષ પામેલાં, ઘણાંજ સુખી ને ખુશી તે રાત્રે છુટાં પડયાં, ને હૅરીને અમેરીકા વાસ્તે ઉપડી જવાને હજી ત્રણુ દિવસનો વીલંબ હતો તેટલાં મેં પેઝલી ખાતેજ રહી જવાનું નક્કી કરયું. તેને મુકીને જવા માહરૂં મન માન્યું નહીં, ને તે બીજે દિવસે સહવારે મને વેહેલોજ પાછો મલવા આવવાનું કહીને સિધારયો.

પણુ બીજે દાહડે તે પોતે આવ્યો નહીં. હું પેઝલીમાં આવી હતી એમ જાણુતાં સાથે ભલા મી૰ મેકડોનેલ્ડે એક આખો દિવસ પોતાને ત્યાં મને બીડા સાથે મેહમાન નોતરી, અને મને તેડું કરવા બી તે મેહરબાન મુરબ્બીએ કોણુને મોકલ્યાં? પોતાનાં ધણ્યાંણી ને બેટીનેજ. તે બે અસીલ બાંનુઓ પોતે પોતાની જોડીની ગાડીમાં આવીને મને સાથે તેડી ગઇ. કેહવાની જરૂર છે કે હું ઘણીજ ખુશીથી ગઇ? માહરો જાન ત્યાં હતો, ને જયાં જાન ત્યાં તનને જવા આનાકાનીજ કેમ હોય?

મી૰ મેકડોનેલ્ડે માહરો બાપીકા હેતથી ભારે આદરસત્કાર કરયો, ને બપોરે જમતાં જમતાં બી બધી માહરા નાટકોની ને નાટકના ધંધામાં મેં કરેલી મોટી નેકીભરી નામના-નીજ વાતો કરયા કરીને માહરી તેવણે બહુજ ઇજ્જત કરી. તેવણે મને સ્ટેજપર કદી જોઇ ન હતી, પણુ માહરે વાસ્તે પેપરોમાં પુશકલ વાંચ્યું હતું, જેથી માહરે વાસ્તે સારાંમાંસારૂંજ બધું તેવણુ ભલાઇથી જાણુતા ને માનતા હતા.

મીસીસ ને મીસ મેકડોનેલ્ડ બી થોડાં થોડાં થયાં. જયાં મુળ મેહરબાન હોય ત્યાં ડાળ પાખડાં કેમ ન તેવાં થાએ? તેઓએ બજીદ થઇને માહરો અસબાબ હોટેલમાંથી મંગાવી લીધો, બીલ વટીક પોતેજ બાહારોબાહાર ચુકતે કરયું, અને બજીદ માયાળુપણાંથી મને બાકીના ત્રણે દિવસ તેઓએ પોતાનેજ બંગલે ઉતારો આપ્યો.

મી૰ મેકડોનેલ્ડ બહુજ ભલા થયા. તેવણે પ્રમાણીકપણે હૅરીના દેખતાંજ મને કહી દીધું કે "હૅરી જો અત્યાર સુધી પોતાનાં કામકાજમાં ફત્તેહમંદ થયોછ તેવીજ બાહોશી, પ્રમાણીકપણાં ને નિમકહલાલીથી એ બીજું એક વરસ ખેંચી કાઢશે તો હું જરૂર એને માહરાં એ ધીકતાં મોટાં બીઝનેસમાં સરખેસરખો ભાગ્યો બનાવશ, અને ઘણું બનવાજોગ છે કે એ માહરા દીકરા જેવાને માહરા ભામમાં હું લઇને માહરી જૈરી ને નાતવાનીના કારણુથી બધું એનેજ સપુર્દ કરી હું વધતો ઓછો રીટાયર બી થવશ."—અને કેહવાની જરૂર છે કે એ હજારોની વારસીક પેદાસ કરાવનાર લખ્ખો ને કરોડોના મોટા ધીકતા ધંધાની માલેકી

મલવાની ખાત્રીની ખુશાલીમાં એક હાથપર જેમ હૅરી પોતે જોવા જોગ હદ સુધી લાલ થયો, તેમજ ખુશાલીને મારયું માહરૂં પોતાનું હૈયું પણ જાણે ઉછાળો મારીને માહરાં ગલાંમાં આવીને ખુટયું !

અંતે તે દિવસ અને ઘડી આવી કે જ્યારે અમોએ છુટાં પડવાનું હતું. તે એક કસોટી હતી. તે એક ઘણી ગમખ્વાર ઘડી હતી, કે જયારે અમો મોહત સુધીની વફાદારીનાં વચનો વચ્ચે ઘણાં હેતથી અરસપરસ મલી ભેટીને છુટાં પડયાં. જે ત્રણ દાહડા અમોએ મી૦ મેકડોનલ્ડનાં મુબારક છાપડાં હેઠળ ગુજારયા હતા તે સઘળો વખત હેરી છુટી પર હતો, અને તેને માહરે વાસ્તે ફાજલ પાડવા ને ફાજલ રાખવા, અને અમોને પોતપોતાની કંપનીમાં મજાહ લેવાને એકલાં છોડવા વાસ્તે તે ખરાં નેકબખ્તોએ અંતકરણપુર્વક દરેક કાલજી કરી હતી. એમ છતાં, છુટાં પડવાનો વખત એક એવો અસહય ચમટો થઇ પડયો કે જે અમો બન્નેનાં દીલો નીચવોવી નાંખતો હતો; પણ બાતેનમાં રડતાં જીગર છતાં બાહેરથી તો હૅરીને હીંમત આપવાંની મકસદથી મેં ઘણી મજબુતીથી મોંહ હસ્તુંજ રાખ્યું.

અને તે સધાવ્યા પછી હું હોટેલમાં પાછી ફરી. ખરી વાત છે કે તે દાહડાનો બાકીનો ભાગ મેં ઘણો કંગાલ અને સુસ્ત ગુજારયો, પણ આખી રાતની શાંત ઉંઘ પછી જ્યારે હું બીજી સહવારે જાગી ત્યારે માહરામાં મનની મજબુતી ખરેખર ઘણાં વધતાં પ્રમાણમાં મેં પાછી ફરેલી જોઇ, અને હું ખુશી થઇ. હું ખુદામાં ઘણું માનનારી હતી, અને તેથી આ જે જુદાં પડવાનું થયું હતું તે તુરત વેલા અમો બેઉની બેહતરી—ભવિષના વધારા સુધારાની આબાદી—માટે ઘણુંજ ચાહવા જોગ અને બરહક થયું હતું એમ માનીને મેં મન મોટું કરયું.

---

## પ્રકરણ ૯૦ મું.

બીજે દાહડે બરમીંગહામ ઘણાં સુખ સગવડથી મુસાફરી કરતાં અમો પાછાં ફરયાં, અને ત્યાં મને રાતવાસો રહેવાનું હતું. એ વખતે ડૉકટર સીંગલટને મને જે તાકાત ને તબીઅતના સુધારાની ગોળીઓ આપેલી હતી તે પુરી થયલી હોવાથી મેં બીડાને પ્રીસ્કીપશન આપીને કોઇ કૅમીસ્ટને ત્યાંથી તે નવી બનવાવી લાવવા મોકળી. તે વખતે રાતના આંઠેક વાગેલા હતા. અમોએ હોટેલમાં આવ્યા પછી તરતજ જમી લીધેલું હતું, અને રાતના સુવા આગમચ ગળવાની ગોળી ન હતી તે યાદ થવાથી મેં બીડાને એ મુજબ મોકળી હતી. નજીકમાંજ એક કૅમીસ્ટની મોટી દુકાણ હતી તે મને ખબર હતું, એટલે એ ન્હાની છોકરીને મોકળી આપતાં મને જરા એ શંકા થઇ નહીં.

એ પછી તો હું વાંચવા પડી, કેમજે કેટલાક દિવસનાં ન્યુસપેપરો માહરાથી વંચાયાં ન હતાં; અને જ્યારે બીડા પાછી નહીં ફરેલી હોવાનું પાછું મને ધ્યાન થયું ત્યારે મેં કાંઇક અજાએબી ને ગભરાત વચ્ચે જોયું કે છેક સાડા નવ થઇ ગયલાં હતા ! હું તો તદન ભુલીજ ગયલી ! એમ કેમ ? બીડા આવી માહરા સુવાના ઓરડામાં દવા મુકીને સુઇ તો નહીં ગઇ હોય ?

મેં ત્યાં જઇને તપાસ કરી, ને તે ત્યાં ન હોવાથી હું નીચે ઉતરી. મેં હોટેલમાં જુસ્તેજો કરી. મને, અલબત, ગભરાત કરવાનું ગમ્યું નહીં. સાધારણ પુછતી હોઉં તેમજ એક બે વેટરોને મેં પુછ્યું, અને તેઓએ જોઇ આવીને ના કહયું કે બીડા કેથે પણ હોટેલમાં હતી નહીં, એટલે હું માહરા માળપર પાછી ફરી. મેં ફકત તે નોકરોને એટલુંજ કહયું કે તે આવે તેવી તેને ઉપર માહરી કને મોકળી આપવી.

મને એ છોકરીમાં ઘણો વિશ્વાસ બેસી ગયો હતો. તે ભલી, સાચ્ચી ને વફાદાર હતી. માહરાં ભલામાં તે અજબજેવી હદ સુધીની કાલજી કરતી થઈ હતી, અને, તેથી, બનવા જોગ હતું કે બરમીંગહામ જે પેલી ઝારાની કંગાલ મમઇનું મથક હતું તેજ તેને કદાપી અનાયસે મલી ગઇ હોય, અને તેથી કાંઇ તેને લગતીજ તેણીને રોકાણ થઇ ગઇ હોય? જુલીનાં ઢોંગી લગનના ભેદનો નીરણય કરવા હું જ્યારે પાદરી મી૦ કૅાફ્ટ (માહરા પીતા) ને મલવા ગઇ હતી ત્યારે એ બરમીંગહામમાંથીજ પસાર થતાં તે દોજખી દદ્દાને ત્યાં હું બુરા કલેરને હાથ ફસી પડી હતી તે વાંચનાર યાદ કરી શકશે. એટલામાટે મને કોઇ તેવાજ દગાનો ખ્યાલ થયો, અને તેથી બીડા નહી આવવા વાસ્તે હાટેલમાં મને ગરબડ કરવા ગમ્યું નહીં.

અરધો કલાક, એક કલાક, બે કલાક! અગ્યાર વાગી ગયા પણ બીડાનું ઠેકાણું આવ્યું નહીં! અંતે મેં થાકીથાકીને ઘંટ વગાડયો, અને પેલાજ બે વેટરોમાંનો એક દોડી આવ્યો. તેણે માહરી પુછપરછના જવાબમાં હજી બી નાજ કહી કે તે છોકરી હજી પણ હૅાટેલમાં પાછી ફરીજ નથી. એ વાત વાસ્તે તે ચોકસ હતો, અને તેણે પોતેજ સુચના કરી કે કદાપી તેને કોઇ પોતાનાં અત્રે રેહતાં સગાં વાહલાંઓ મલી ગયાં હોય, અને તેઓ લઇ ગયાં હોય તેથી તે રોકાઇ ગઇ હોએ? અને ઉપર કહેલા સબબોને લીધે મને એ તેનું અનુમાન ફરજયાત મંજુર રાખવુંજ પડયું! બીજું હું શું કરી શકું?

પણ હું આતુરતાથી તેની વાટ જોતાં જાંણે પાછી બીમાર થઇ ગઇ. મને કાંઇ સુઝયું કે ગમ્યુંજ નહીં. તે ગઇ કાંહાં? તે જાએજ કેમ! મને લાગ્યું કે તે જુવાંન દેખાવલાં બચ્ચાંને આંઠ વાગતે મેં એકલી એમ કામે મોકળવામાં ઘણી ગંભીર ગફલત ખાધી હતી.

મને જાંણે કપડાં ઉતારવા કે સુવા ગમ્યું નહીં. હું દંઝીયૅરમાંજ એમની એમ મધરાત થતાં પણ પડીજ રહી ને હજારો યોજના એક પછી એક ઘડી કાઢી ને રદ કરી. એક વખત હું હોટેલના મેનેજરને તેડીને કેહવા માંગતી તો બીજી વખત, પાધરી પોતેજ પોલીસ પર જવાનું મન કરતી. વળી એમ બી મન થયું કે ગાડી કરીને એંબલડન જવાના રસ્તા પર (જ્યાં પેલી દદ્દાનું ઝુપડું હતું ત્યાં) એક બે વેટરોને લઇને તલાસ કરવા ફેરો મારી આઉં, અને એ બધા વિચારો કરતાં કરતાંજ ઘડીઆળમાં દોઢનો ટકોરો થવા પછી મને ઝુકણ આવવા લાગી, જે ખંખેરી કાઢવાની માહરી ઘણીએક કોશેશો છતાં હું માહરી મરજી ઉપરાત ફરજ્યાત, તન મનમાં થાકેલી, ઉંઘાઇ ગઇ.

## પ્રકરણ ૯૧ મું.

તે નીરાંતની ઉંઘ નહીં હતી. મને ખબર છે કે હું ઉંઘમાં બી ચમકયા કરતી હતી, અને મને ભયભીત સ્વપ્નાઓ આવ્યા કરતા હતા. એમ છતાં, હું જાગી ત્યારે પાછલી રાતનો ઝાંખો ઉજાસ બારીઓમાંથી ઓરડામાં આવતો હતો, અને હું એમ ને એમ ડૂંસ ગયલી બુટ સુધ્ધાંજ ખુરસીમાં ઉંઘાઇ ગયલી હોવાથી માહરા સાંધેસાંધા અકડી ગયા હતા.

હું ચમકી ઉઠી. જાગતાં સાથે મને ગરીબડી બીડાનીજ યાદ થઇ, અને હું ફાળ ખાતી એકદમ ઉઠીને ઉભી થઇ. એ વખતે મેં જોયું કે માહરા ડ્રેસીંગરૂમનું બારણું જે બીડાને જોઇ આવી રાત્રે મેં પાછું બંધ કરેલું હતું તે હાલમાં પોળપખાળ ખુલ્લું હતું! એ શું? શું બીડા માહરા ઉંઘવા પછી પાછી ફરી હશે?

હું ત્યાં ધસી ગઇ, અને જોઉં છું તો માહરી ફકરનું મુળ કપડાં ઉતારી ખરેખર નીરાંતથી પોતાનાં બીછાંણાંમાં ઉંઘતી હતી!! મગર મને તેને જોઇને એટલી બધી ખુશાલી લાગી કે મેં વાંકી વળી તેના ગાલ પર એક ચુમી લીધી, જયારે તે તરત ચમકી ઉઠી. મેં, તોપણ, તેને ઉઠવા દીધી નહીં. હુંજ તેની બાજુમાં બેસી ગઇ.

"ઓ માહરાં વાહલાં શેઠાંણી," તેણે માહરો હાથ હેતથી પોતાનાં હાથમાં લઇને કહયું "તમો માહરે લીધે કેટલાં બધાં બીહીધાં ને ફકરમંદ થયાં હશો! મને આખો વખત તમારોજ વિચાર આવ્યા કરતો હતો, અને આવીને જયારે મેં તમોને કપડાં ઉતારયા વગર ઇઝીચૅરમાંજ ઉંઘાયલાં જોયાં ત્યારે તે વાતની માહરી પકકી ખાત્રી થઇ. એ ઉપરથી હું નજદીક એક કલાક તક જરા બી તમો જાગવાની વાટ જોતી તમારી પાસે બેઠી, પણ પછી જયારે માહરો બરડો નહીંજ કબુલ કરી શકયો ને મને બી ઘણાજ ઝોંકા આવ્યા ત્યારે વચમાંનું બારણું આખું ઉંઘાડી નાંખીને હું અહીં આવી સુઇ ગઇ. મેં જોયું કે તમો જાગશો તો બારણું ઉંઘાડું જોઇને તરત તમો સમજી શકશો."

"હા, પણ મને કેહ તો ખરી તું કાંહાં ગઇતી? મને ખરેખર તેં ઘણીજ ફકરમંદ કરી મેળી!" મેં કહ્યું; "અલબત અત્યારે બી તું નહીંજ આવેલી હતે તો હું એક ઘડી બી નહીં થોભતે, ને કોઇ બી જોખમે તાહરી તલ્લાસમાં બાહેર પડતે. તું કેટલે વાગે આવી જે?"

"નજદીક અઢી થવા આવ્યા હશે હું આવી ત્યારે," બીડાએ જવાબ કર્યો; "પણ તમે સમજીજ નહીં ગયાં કે હું કેમ રોકાઇ ગઇ હોવશ? પેલો પેપરમીટનો દાબડો જુઓ!" અને તે કુદકો મારીને ઉઠીને તે બાજુમાંની ટેબલ પરનો તે એક નાધલો દબ્બો ઉંચકી લાવી.

"એ શું છે?" મેં ઘણીજ અજબ થતાં પુછયું.

"ઝેર!" બીડાએ ગંભીર થતાં કહ્યું.

"ઝેર?" મેં ગભરાતથી પોકાર્યું; "કોણુને વાસ્તે? તુને કોણે આપ્યું?"

"તમારે વાસ્તે! તમારા દુશ્મનોએ આપ્યું!" બીડાએ જવાબ દીધો.

"ઓ, શું હજી બી એ મુજીઓ માહરા જવાંન જાન પર ત્યારે ટાંપ્યાંજ કરેછ?" મેં આખાં તનબદનમાં કાંપતાં ને કમકમતાં કહ્યું—અને તરત વધાર્યું, "હું તો સમજીજ ગઇતી. મને તો એ વેહેમ પડીજ ચુકયો હતો કે તું એ માહરાં હેરેમંદ શત્રુઓની કોઇ ફસાવતમાં આવી ગયલીજ હોવી જોઇએ."

"અને તેમજ હતું, બાઇ," બીડાએ કહ્યું; "હું તો અહીંથી જતાં જે કૅમીસ્ટની પેહલી દુકાંણ આવેછ તેને ત્યાંથી ગોળીઓ બનવાવી લઇને ઝપાટામાં અત્રે પાછી ચાલી આવતી હતી, એટલાં મને પેલી દાકણ મલી!"

"કોણ—ઝારાની મમઇ?"

"તેજ!" બીડાએ જવાબ કરયો; "અમારી જાતવાલાં તેને "ધરડી ઍંટી"ને નામે ઓળખે છે. તે મને જોઇને ઘણી ખુશી થયલી જણાઇ, એટલે તરત માહરૂં માથું ટણકયું, અને જેવું મને તેણે પુછયું કે હું તમારી નોકરીમાં હજી બી હતી કે નહીં તેવું મેં હાજ કહયું. હું તેનીજ તાંઇની થઇ ગઇ. મને જાંણે તમારી નોકરીમાં કંટાલો આવી ગયો હોય તેવુંજ મેં કહયું ને તેવોજ મેં બધો દેખાવ કરયો. "મને તો લાગેછ," મેં કહયું, "કે એ છોકરી પર ખાસ ચોકી રાખવાજ મને તમારી ઝારાએ એની નોકરીમાં રાખેલી છે."

"એમજ! એમજ!" તે ડોસીએ ખુશી થતાં કહયું; "ઝારા ઘણીજ શ્યાણી છે. એ દુકતી અમારા ઘણાએક ભેદો જાંણેછ તેથી કોઇ બી દહાડે અમોને સપડાવી દીએ તે ખ્યાલથી ઝારા ધ્રુજ્યાજ કરતી હતી!"

"પણ ત્યારે તમો લોક તેનો વચમાંથી કાંટોજ કાંઓ નહીં કાઢી નાખતાં?" હું વાહલી થઇ—અને તેથી તે દદાને માહરીપર એકદમ ઘણો જાસ્તી વિશ્વાસ આવી ગયલો જણાયો. તેણે, અલબત, પેહલાં તો બાજુમાંની મોટી દુકાણોની રોશણીના ઉજાસમાં માહરી આંખમાં ટીકી ટીકીને જોયું, અને પછી તે સંતોષ પાંમેલી દેખાઇ.

"અમે તો તેનાં આંડરાંમીઠાંમાંજ છઇએ, પણ કથી તક નથી મલતી!" તેણે જવાબ કરયો;—અને તે એક સરપના સણસણાત માફક છેક માહરા કાન પર પડીને એવી રીતે ધીમે સાહદે બોલી કે હું ફરજયાત કમકમીને એક બે કદમ પાછળ હઠી.

"તું અમોને મદદ કરશે?" તેણે જરા વારે પાછું કહયું; "કૅપટન કલેર તુંને નીહાલ કરી નાંખશે!"

"પણ હું ફસી તો નહીં જાઉં?" હું ઘણીજ બીહીતી હોઉં તેમ મેં નિર્દોષતાના દેખાવથી કાંગલકુંગલ કરયું.

"હું તુંને એવું કાંઇ આપું," તેણીએ જવાબ કર્યો, "કે કોઇનાં રૂવાંને બી ખબર નહીં પડે. તું હમણાંજ માહરી સાથે આવી શકશે? માહરૂં મકાન કાંઇ ઘણું દુર નથી, તે તો તું જાણેછ."

"હા, ખુશીથી," મેં કહ્યું. "બાઇ તો હું જવશ તેટલાં ઉંઘાઇ બી ગઇ હશે. મુસાફરીમાં થાકી ગઇછ, કારણ કે આજેજ અમો લોકો બરમીંગહામ આવ્યાંછ."

"મેં તમોને ગાડીમાંથી ઉતરતાં જોયાં," ઘરડી બૅટીએ જવાબ કર્યો; "અને તેથીજ તો હું આએ તરફ ક્યારની ભમ્યા કરૂંછ. મને તુંને મળવાજ ગમતું'તું."

"પછી? પછી?" મેં વાતમાં ઘણો રસ લઇને પુછ્યું.

"પછી હુ તે દદા સાથે તેના ઝુપડામાં ગઇ," બીડાએ જવાબ હવે પોતે વાળ્યો; "કેથું ઘણુંજ દુર. ગાડીમાં ગયાં તોબી બે કલાક લાગ્યા! માહરે તો બધું જાણવુંજ હતું કે એ કમજાતોની દયાનત શું છે, અને કેટલી હદ સુધી તે લોક તમારા સંબંધમાં આગળ વધેલાં છે. માહરે તો નક્કી કરવાનુંજ હતું."

"તું ખરીજ ભલી છે, બીડા! હું તાહરો શું ઉપકાર માની શકશ!" મેં હેસાંનથી કહ્યું.

"હવે હું ટુકું કરશ," બીડાએ ઉતાવલથી જવાબ આપ્યો. "મેં ગાડીમાં તેમજ ત્યાં ગયા પછી એ હેમક ડોસીને કસી જોતાં ખાત્રીપુર્વક જોઇ લીધું કે ઍડવીન કલેર અને તેની એક કોઇ મલત્યન અબળા તમારા જીવપરજ ટાંપેલા છે, અને તે લોક એક મોટી પાદશાહી રકમ બદલ, જાહેરમાં કાંઇજ ગડબડ નહીં થવા પાંમે તેમ, એ દદા મારફતે તમારૂં કાટલું કાઢવા માંગેછ!"

"અને તેણેજ તુંને આએ લોઝેનઝીસ આપ્યાં?"

"હા; ખુલ્લું કહીને કે એ ઘણું ધીમું ઝેર છે! તેણે કહ્યું કે એ જો હું તમારી કૉફી, કોકો કે ચાએમાં રોજ એકેક મેલવીને તમોને પાઉં તો તમો જલદીજ નખાતાં ને સુકાતાં જાઓ! કોઇ બાહોશમાંબાહોશ તબીબ બી તેનો ભેદ પારખી શકેજ નહીં, અને બે ત્રણ મહીનામાં તો બધો નીકાળ પટી જાએ! એ સાંભળીને જાંણે હું ઘણીજ ખુશીથી લેતી હોઉં તેમ તે દાબડો મેં સ્વાધીન લીધો, અને તેથી તે ખુંની બુઢવા ઘણીજ ખુશી થઇ. તેણે મને પછીથી નીહાલ કરી નાખવાનું ઘણુંજ ગંભીર વચન આપ્યુંછ, અને વળી ખાસ હીંમત આપી કે માહરે કોઇ વાતે જરા થઇને બીહીવું નહીં. એ માહરે કૉફી કે કોકોમાં નાખવાં કે તરતજ પીગલીને બેમાલમ થાય, અને તે પીનારના ટેસ્ટમાં વટીક એક કગરસ માત્ર બી ફેર પડે નહી."

"કેવી ખુની કસાઇ!" મેં કમકમીને કહ્યું; "એ હિસાબે એ કેટલી જુદી જુદી જાતનાં ઝેરો અને ઝેરના ઉતારો જાંણતી હોવી જોઇએ! પણ પછી? તેજ તુંને અંહી ઉતારી ગઇ કે?"

"તેજ તો, મીસ ઍલન! હું એવી અંધારી રાત્રે છેક એંબલડનથી અહીં સુધી એકલી કેમ આઉં?" બીડા જવાબમાં બોલી; "વળી ઘોડો બી એટલી બધી લાંબી મુસાફરીએ જવાથી દાકી ગયલો એટલે પાછાં આવતી વખતે એવો ધીમો ચાલ્યો કે અહીં સુધી આવતાં બેને બદલે ત્રણ કલાક થયા!"

હું સાચાં દીલનાં હેસાનથી બીડાને બગલગીર થઇ. તેણે માહરે ખાતર કેટલું ખેડયું અને કેવો મોટો જોખમ કર્યો હતો! તે આવી એક ખુંની ખવીસને વટીક એ રીતે અંધારી

ચાદર ઓઢાડી માહત કરી આવી હતી તે એ છોકરીનાં જાતવંતપણાં ને બાહોશીના બાબમાં પુસ્તકો તુલ્ય બોલી બતાવતું હતું!

"મને લાગ્યું તો ખરૂં કે તમો વાર જોયા કરશો ને ઘણાં ફીકરમંદ થશો" બીડાએ સમજાવ્યું, "તોબી એ તક મને ગુમાવવા ગમીજ નહીં. ઝારાએ મને જ્યારે તમારી નોકરીમાં રાખી ને તમારી હંમેશ સમાલ કરવા મને તાકીદ કીધી હતી, ત્યારેજ તેણે મને વિશ્વાસમાં એ ત્રણ જણાંઓની તમારે વાસ્તેની હદ વગરની બદમાશી બાબે થોડુંએક ખુલાસો કરીને કહ્યું હતું, અને તેથી એ દહાને આએ તરફ જોતાંજ હું ચોંકી ગઇ!"

"વળી એથી એટલું તો થશે, બીડા ડીઅર, કે માહરાં મોહોતની ગણત્રી ને વકીમાં બે ત્રણ મહીના એ ખુંનીઓ હવે તદન દપટ પડશે, અને ઠેકાંણે મરી રેહશે!"

"હા, તેજ તો મને બી લાગ્યું!" બીડાએ જોશથી કહયું; "અને તેથીજ તો એ લૉઝેનઝીસ હું લઇ આવી."

"પણ ત્યારે હવે માહરે એ માંજનું એમને એમ આગલ ચાલવા દેવું નહીંજ જોઇએ," મેં જુસ્સાથી ઉભી થતાં કહયું. "હવે તો ખચ્ચીતજ એકદમ પુલીસમાં બધી ખબર આપીને ત્રણે ખુંનીઓને—"

પણ મેં જોયું કે બીડા માહરો એ ગુસ્સો ને ઠરાવ સાંભળતાંજ ફીક્કી પડી, અને ઘણી ગમગીન થઇ.

"મને ઝારાએ કસમ આપેલા છે, વાહલાં મીસ પર્સી, "તેણીએ ઘણીજ ગમગીનીથી કહયું, "અને મેં તેને ખાત્રી આપેલી છે કે હું કોઇબી દાહડે એ તેની મમાઇને તેની આએ ઉંમરે પોલીસમાં ફસવા દેનશ નહીં. અમે લોક તમારા બચાવમાં ને ભલાંમાંજ છઇએ, અને તેથી એટલી નાંખતી જો તમો અમારી પર દયા કરીને નહીં કરી શકો તો——"

હું પાછી નાચાર થઇ! હું કેમ બજીદ થાઉં? ભલી ઝારા ને બીડા જેવીઓનેજ હું કેમ નારાજ કરૂં? હું એ બન્નેનાં કાંઇ કમ હેસાંનમાં હતી? ટુંકમાં, કેટલીક તકરાર પછી, હું અંતે એ જોખમની વાતમાં હજી બી નાખતીથીજ કામ લેવા કબુલ અને એકમત થઇ.

એ પછી અમોએ તે ઝેરી લૉઝેન્ઝીસ બધાં સઘડીમાં નાંખી બાળી નાખ્યાં, અને હવે સહવાર ઘણી આગળ વધેલી હોવાથી અમો બન્ને ઉઠીને તૈયાર થયાં. અલબત આ માહરી પરની ચાલુ ખુંની કોશેશો મને ઘણું ડરાવતી હતી, પણ મેં માહરી હંમેશની હીંમતથી તે વાત મનમાંથી કાઢીજ નાંખી. મેં જોયું કે ખુદા રાખે તેને કોણ ચાખે? માથાંના બાલ જેટલી સંખ્યામાં શત્રુઓ હોય પણ જો તે એકલા એક હકતાલાના રેહમી બચાવની મેહર હોય તો તે કરોડો શત્રુઓ પણ જખ મારેછ!

મેં પેલા વેટરોને હસ્તે મોંઢે પછીથી જાંણવાજ દીધું કે તેઓનું અનુમાન ખરૂં હતું, અને માહરી બીડાને તો તેની માસી મલી જવાથી તે બજીદ થઇને તેને સાથે લઇ ગયલી મોડી રાત્રે પોતેજ આવીને સુકી ગઇ હતી, અને તેઓ સંતોષ પાંમેલા દેખાયા. માહરી મતલબ કે તે નિર્દોષ બચ્ચાંને વાસ્તે કોઇ કશું બુરૂં અનુમાન કરે નહીં.

એ પછી નાસ્તો કરીને અમો તરત લંડન આવવા ઉપડયાં. મેં સ્ટેશનપર આવીને ફસ્ટ કલાસની બે ટીકીટો કરાવી લીધી, અને અમો એક કંપાર્ટમેન્ટમાં ચઢીને બેઠાં (કેમકે ત્રેન ઉપાડવાની લગોલગ તૈયારી હતી) ત્યારે મેં જોયું કે અમો બે ઉપરાંત તેમાં એક ત્રીજો ઉતારૂ પણ હતો. તે દેખીતો કોઇ થરસાઆજ, પાકેલા બાલનો જેફ ઉમરાવ હતો. તેનો તુમાખ ઘણો મોટો હતો. તે ગાડીની પેલે નાકેની બારી આગળ દમામથી વાંચતો બેઠેલો હતો, અને ગાડી ઉપડવાની એક મિનીટ આગમચ એક ભપકાભરેલી "લીવરી"નો ખીદમતગાર હું પ્લૅટફૉર્મની બાજુમાંની બારી આગળ બેઠી હતી તે તરફ આવીને મોટે સાહદે બોલ્યો, "ત્રેન ઉપડેછ; કાંઇ હુકમ છે, માહરા લૉર્ડ ?"

તેણે જવાબમાં ના કહયું, પણ એ એટલું પુરવાર કરવાને બસ હતું કે તે ઇંગ્લાંડનો કોઇ આગેવાન ઉમરાવજ હતો. તે વરસ સાઠેકની ભરતીમાં આવેલો, કદાવર બાંધાનો, ટુંકી ગરદનનો એક ડોસો હતો, અને તેનો ચેહેરો ઘણો લાલ હતો. તેની અદામાંજ સઘળું ઉમરાવી હતું.

તેણે અમારી તરફ ઝાઝુ જોવાની દરકાર વટીક કરી નહિ, અને જો તે મને જોતે તોપણ પીછાંણી શકતે નહીં, કેમકે માહરાં મોઢાં પર તો જાડો બુરખો હતો.

હવે ત્રેન ઘણા વારની ઉપડી ચુકેલી ધમધમાત સાથે આગળ વધતી જતી હતી, જે દરમ્યાન તેણે તો વાંચ્યાંજ કીધું. ઘણું થતું તો તે બીડાને અવારનવાર જરા નજર ફેરવીને જોતો ને ટીકયા કરતો હોય એમ મને લાગ્યું.

અમો એમ ઘણા માઇલ નીકળી ગયાં, અને રગબીનું સ્ટેશન ઝાઝું દુર નહીં હશે તેવામાં મેં જોયું કે તે જેફ ઉમરાવના હાથમાંથી પેપર સરીને નીચે પડયું, અને માથું પાછળી પીઠપર અઢેલી પડયું ! વળી તેનાં ગળાંમાંથી કાંઇક ઘુંઘવાતો અવાજ બી પણ બાહેર પડયો ! ! એ શું ? તે ઉંઘાઇ ગયો હતો કે બેહોશ થઇ ગયો હતો !

મેં થોડોક વખત તો બેસીને જોયા કરયું, પણ પછી માહરો જીવ નહીં માનવાથી હું મોઢાં પરથી બુરખો ઉંચકીને તેની આગળ ધસી ગઇ, અને ત્યારે મને તરત લાગ્યું કે તેને માથે એકદમ લોહીનો જુસ્સો ચઢી જતો હતો !

"માહરા લૉર્ડ," મેં તે ઉપરથી તેનો હાથ મારા હાથમાં લઇ તેને હીલવી નાંખીને પુછયું, "તમે શું બીમાર થયાછ ?"

તેણે જવાબ કરયો નહિ, અને બીજીજ પળે તો તે ઢગલો થઇ જમીન પર ઉંધે મસ્તક પડયો !

અમે બંને તદન ધ્રુજી પડયાં. મેં તેને તરત વાહલી બીડાની મદદથી મુશ્કેલે ઉંચકીને પાછો સીટપર સુવાડયો, અને પછી હું પોતે ઉતાવળા ગભરાતમાં જ્યારે તેના પર ધ્યાન આપતી થઇ ત્યારે મેં બીડાને કોઇ બી રીતે ત્રેન થોભાવવા તાકીદ કરી. "બારીની બાહેર ટીંગાઇને ચીચારી પાડ, રૂમાલ હીલવ, કાંઇ બી કર," મેં ગભરાતમાં કહયું, "મને લાગેછ કે આએ જેફ ઉમરાવ મરી જાએછ !" અને બીડા જ્યારે ત્રેનમાંથી અરધી બાહેર

નખાવી દઇને આસપાસના ઉતારૂઓની મદદ માટે તેમજ ગાર્ડનું ધ્યાન ખેંચવા ચીસો પાડતી હતી ત્યારે મેં તે બુઢ્ઢાને પાછો હોસમાં લાવવા ને જીવાડવા જે બન્યાં તે ફાંફાં મારયાં. મેં તેનું ગળું ખુલ્લું કરી નાખ્યું, મોંઢાં પર ઠંડાં પાણીના ફટકા મારયા, વિગેરે; કેમકે મને ખચ્ચીત કરીને લાગ્યું કે તે મરી જતો હતો!—મગર ઓ પરવરદીગાર, એ રીતે બીચારો મુસાફરીએ નીકળેલો માહરા હાથોમાં અચમુચ મરવા સુતેલો એ જૈફ ઉમરાવ કોણ હશે? મને ઘણું અજબ લાગ્યું.

## પ્રકરણ ૯૨ મું.

વળી કમનસીબે બીડા કોઇનું ધ્યાન ખેંચી શકે તે આગમચ અમારી ત્રેન મોટા ધમધમાટ સાથે એક લાંબી ને ઉંડી અંધારી ટનલમાં ધુસી ગઇ, કે જે બંધ્યાર જગ્યામાં એનજીનના ધુંધવાટાનો અવાજ અને તે ત્રેનની બાજુમાંની ટનલની દીવાલો પરથી પાછો આવતો તે આખી ગાડીના ધમધમાતનો પડઘા એટલો ઘોંઘાટ કરતો રહયો કે અમારી પાસેના કંમપાર્ટમેન્ટમાં વટીક બીડાની ચીસ સંભળાઇ નહીં! મેં, એમ છતાં, ઉપર મુજબ મને જે આવડયું ને સુજયું તે સઘળું માહરૂં બનતું કર્યું. મેં તેનો નૅકકલૉથ છોડી નાખ્યો, અને માથું માહરા ખોળામાં લઇને તે અરધું ઉંચે માહરી છાતીપર ટેકવ્યું, કે જ્યારે તે ઠંડાં પાણીથી મેં ચાલુ ભીજવ્યાજ કીધું. એથી થયું એમ કે માથાંપર લોહીનો જુસ્સો જોઇએ એટલું જોર કરી શકયો નહીં, અને બીજે હાથે મેં ગાડી માંહેલી બારીનું અમારી સાઇડનું ફડકું ઉંધાડી નાંખી ચોખ્ખી હવાનો એક સુસવાટો પાધરો તેનાં માથાંપર આવવા દીધો. એટલામાં તો તે ટનલ બી પુરી થઇ ગઇ, અને બીડાની જેહમતનાં પરીણામમાં પાસેના કમપાર્ટમેન્ટવાલા ઉતારૂઓનું ધ્યાન ખેંચાયું. તેઓએ, તેથી, તરત ઘણી કીંમતી મદદ કરી, જે બધા સામટા ઘોંઘાટનાં પરીણામમાં—મેં ઘણી ખુશાલી વચ્ચે જોયું કે—ત્રેન જલદીજ ધીમી પડી ગઇ અને થોભી.

એ પછી બીજીજ પળે તો ઢપોઢપ બારણાં ઉંઘડયાં, અને એ શું થયું હતું તેની તલાસ કરવા ગાર્ડ ઉપરાંત બીજી ગાડીઓમાનાં સંખ્યાબંધ ઉતારૂ પણ અમારા કંપાર્ટમેન્ટમાં ધસારો લઇ આવ્યાં. તેઓમાં સારાં નસીબે એક ડાકટર હતો, અને તેણે તરત પેલા દર્દી ઉમરાવનો હવાલો લઇ ઘટતું કરવા માંડયું. એ વખતે મેં માહરો બુરખો ઉંચકી નાંખેલો હોવાથી મને તે ધસારો લાવેલાં ઘણાંએક લોકોએ જોઇને તરત ઓળખી, જોકે મને પોતાને તો તે બધાં બીલકુલ અંજાણ્યાં ને પરાયાંજ હતાં.

તે બધાંઓએ મેં કરેલી મદદ અને બતાવેલી સમયસુચકતાની ઘણીએક તારીફો કરી, અને મને "મીસ ત્રેફર્ડ"ને નામેજ બોલાવતાં હતાં. એજ વખતે સરજ્યને પણ મેં જે ઉપાયો લીધા હતા તે વાસ્તે પોતાની ખુશાલી જાહેર કરી. તેણે અમને બધાંને ખાત્રી આપી કે દર્દીનો જોખમ કેટલેક અંશે મટી ગયો હતો, અને તેણે ગાર્ડને વગર ઢીલે ત્રેન હાંકવાનો હુકમ આપવાનીજ સુચના કરી, કેમકે રગબીનું સ્ટેશન આવી જાએ તો દર્દીને ત્યાંજ ઉતારીને તે વધારે મજબુત પાયાપર તાકીદના ઉપાયો ચાલુ કરવા ચાહતો હતો.

એ વખતે પેલો એ ઉમરાવનો નોકર બી પોતાના શેઠની સાહરવારમાં ઘણો કાળજીવંત અને આગેવાનીભર્યો ભાગ લેતો હતો, અને ત્રેન ઉપડવા આગમચ કોઇએ તેને પુછ્યું કે એ તેનો શેઠ કોણ હતો, જ્યારે તેણે જે નામ કહ્યું તે સાંભળીને હું કેટલેક દરજજે અજબ થયા વના રહી નહીં. તે અર્લ ઑફ કારશલટન—લુચ્છા ને હમારા લૉર્ડ ફ્રૅડ્રીક રેવન્સફલીનો ઘરડો બાપ હતો!

હવે ત્રેન પાછી ઉપડી. તે ડાકટર અને તે ખીદમતગાર બન્ને એ દરમ્યાન અમારી રજા લઇને અમારાજ કમપાર્ટમેન્ટમાં રહયા, અને ખરેખર તો મેં જે ઉપાયો કીધા હતા તેજ ઘણાખરા ડાકટરે પછીથી ચાલુ રાખ્યા. હવે તે બે જણાએ અર્લનો હવાલો લીધો હતો, અને હું તેથી માહરાં ભીજાઇ ગયલાં કપડાં સાથે અલગ થઇ શકી હતી—જોકે રખે તે ડોસો હજી બી પ્રાણ મુકી દે તે વાસ્તેની માહરી સ્વભાવિક ફીકર ને અકડવકડ તો જેવી ને તેવી ચાલુજ હતી.

"હું એક બી સહરાગાત વગર કહી શકું છ, મીસ ત્રેફર્ડ, કે આએ ઘરડા ઉમરાવનો જાન બચાવવાનું પુણ અને માન તમનેજ ઘટે છે," તે ભલો ડકટર સચ્ચાઇનાં જોશથી મને કેહવા લાગ્યો; "હું ધારૂંછ કે હવે જલદીજ એવણ હોસમાં આવશે, અને જોખમ બધો મટી ગયલો છે; પણ જો તમે નબરવસ રેહતે અને કટોકટ વખતે આટલી બધી મદદ કીધી તે નહીં કરતે તો નીચે પટકાઇ પડવા પછી બીજી બે ચાર મિનીટમાં તો એવણનો જાન આખર થઇ જતે!"

"મને રજા આપો, સાહેબ, કહેવાને," અહીં પેલો ખીદમતગાર વચ્ચે હોમાયો, કે જે ઘણો સભ્ય, અદબવંતો અને ચતુર આદમી નજરે આવતો હતો, "કે અમારા લૉર્ડ-શીપના બચવાથી એવણનું આખું કુટુંબ ભલાં મીસ ત્રેફર્ડનો હજારોહજાર ઉપકાર માનશે. માહરૂં તો માથુંજ ઠણકેલું હતું! એંગલંડનમાં લૉર્ડશીપની મીલકતો છે ત્યાં અમે જઇ આવ્યા, જ્યાં હું આજે સહવારથીજ માંજનુ જોતો હતો કે માહરા લૉર્ડનો ચહેરો હદ વગરનો લાલ થઇ આવ્યો હતો."

તે ડાકટરે મત આપ્યું કે રગબીથી આગળ લૉર્ડને મુસાફરી કરાવવી સલાહકારક થવાનું નથી, અને તેથી તે ખીદમતગાર સાથે મત કરીને રગબીનાં સ્ટેશન પાસેનાં એક હોટેલમાંજ તે બીમાર ઉમરાવને ઉતારવા ને લઇ જવાનું તેણે નક્કી કર્યું, જ્યારે તે ખીદમત-ગારની અરજ ઉપરથી જ્યાં સુધી લંડનથી કાંઉન્ટેસ અને તેઓના ફેમીલી ડાકટરની મદદ આવી પુગે ત્યાં સુધી તે ડાકટરે તે બીમારની ખીદમતમાં રગબી ખાતે પોતે થોભી જવાનું પણ કબુલ કરયું.

"એજ ઘણું બેહતર થશે," હું એકમત થઇ—અને તે નોકર તરફ ફરીને મેં વધાર્યું, "તમે બેફીકર રેહજો. અમે લંડન પુગતાં સાથે હું "કારશલટન હૉલ"માં દોડી જવશ, અને કાંઉન્ટેસને એ બુરા બનાવથી વાકેફ કરી સ્પેસ્યલમાં તેવણને હું અત્રે મોકલી આપશ."

એ પછી જરા વારમાં રગબીનું સ્ટેશન આવ્યું, અને અર્લને ઉંચકીને ત્યાંજ ઉતાર-વામાં આવ્યો, કે જે હજી બેહોસીમાંજ હતો; અને જ્યારે ત્રેન અમોને લઇને ધમધમાટ

સાથે આગગ઼ વધી ત્યારે તે અજબ જેવા બની ગયલા બનાવ ઉપર મને ગોર કરવાની ઘણી અવકાશ મળી. એ ખુદાનો કેવો એક અજબજેવો નીર્માણ કરેલો સંજોગ હતો કે એનીજ સહીની ફૉરજરી કરવા વાસ્તે કમબખ્ત માહરા પીતાને દેશનીકાળની સજા થઈ હતી, અને તેજ ઉમરાવનો જાન બચાવી શકવાનું પુણ હું આજે હાંસલ કરી શકી હતી !! અલબત, માહરા કમનસીબ બાપના સંબંધમાં જે બન્યું હતું તેમાં એ અમીરનો કાંઈજ અપરાધ નહીં હતો. ઉલટું. મેં આગળા સફાઓમાં બ્યાંન કર્યું છે તેમ, માહરા કમબખ્ત પીતાને એક નેહરત ચોઘડીએ એ લાલચ થઈ તે આગમચ તો એ તેવણનો એક મેહરબાંન મુરબ્બીજ હતો, અને માહરા પીતા ઉપર ફોજદારી ચલાવનાર ખરેખર તો એ ઉમરાવ પોતે નહીં પણ પેલો દુષ્ટ બ્યાજખાઉ હતો. વળી એ તેજ આસામીનો બાપ હતો કે જેના છોકરાએ એક ભયંકાર દગાબાજીથી માહરી બેહન જેવી ગરીબ સખી જુલ્યટની આટલી હદ સુધીની ખરાબી કરી નાખી હતી—એક નાલાયક જવાંન કે જેને હું માહરાં ખરાં જીગરથી ધીક્કારતી થઈ હતી.

અને અમો જ્યારે લંડન પુગ્યાં ત્યારે સ્ટેશનપરથી ઉતરીને તરતજ એક તેજી ઘોડાની ગાડી મેં ભાડે કરી લીધી, અને બીડાને લઇ પહેલે મેં વૅસ્ટ ઍન્ડ માંહેલા "કારશલતન હૉલ"વાલા ભવ્ય મહેલ તરફજ ઝોકાવ્યું. એમ કરતાં મેં ઉમીદ કરી કે ખોદા કરે ને એ વખતે લુચ્છો લૉર્ડ ફ્રેડરીક ઘેરમાં નહીં હોયા મેં તેના પર તેની દગલબાજીથી એટલો બધો અભાવ લઇ લીધો હતો કે તેનું મોંહું વટીક જોવાને હું રાજી નહીં હતી, ને સારાં નસીબે હું ત્યાં ગઇ ત્યારે તે ઘરમાં હતોજ નહીં.

મને તરતજ લેડી કારશલતન આગળ દાખલ કરવા ને લઇ જવામાં આવી. તે આશરે પચાસેક વરસની કોઇ કાહેલી જેવી બાનું હતી—દેખીતી મગરૂર, તુમાખી અને ટીચકાંબાજ! મેં માહરૂં નામ મોકલ્યું હતું અને ઘણું તાકીદનું મલવા માંગ્યું હતું—ખુલ્લું એમ કેહવાડીનેજ કે કામ માહરે લગતું નહીં પણ તેણીને પોતાનેજ લગતું હતું, કેમકે મને બીહીક લાગી કે એ મોટાં ઘરમાં મને કાંઇ ઓશીઆળાંપણાંથી આવેલી સમજીને કદાપી "નો કોઠાં" કરવામાં પણ વખત કાઢી નાખવામાં આવે, જ્યારે પેલી તરફ રગબી ખાતે દારવાટલો વળી જાએ!

મને, તેથી, તરતજ તેણીએ પોતાની પાસે બોલાવી લીધી, જ્યારે કે તેણીનું નસકોરૂં તો ચઢેલુંજ હતું. મને બેસવા વટીક તેણીએ કહયું નહીં; પણ આ વખતે માહરે એવી ન્હાની વાતોની દરકાર કેવી કરવાની હોય? માહરે તો માહરી એક પાક ફરજ અદા કરવાની હતી, જેથી તે અબળા ગભરાઇ નહીં જાએ તેમ મેં ધીરજ આપીને જે બન્યું હતું તે ટુંકમાં કહી દીધું: અને ત્યાર પછી જોઇ લ્યો! ડોસાંએ તો પોતાના સવાલો પર સવાલોથી જાંણે મહને ચુંથી પીખીજ નાખી! તેનું નસકોરૂં માહરી વાત સાંભળીને એકદમ તુરત નીચું પાછું નમી ગયું. તે દેખીતી ઘણી બીહી ગયલી હતી, અને તેના ફીકકા હોઠો દીસ્તી રીતે ઘણા ધ્રુજતા હતા. એમ છતાં મેં ધીરજ આપી કે ડાકટરની મદદ ઘણી સવેળાની મલી ગઇ હતી, અને તે જોખમ મટી ગયલો હોવાની ખાત્રી આપી ચુકયો હતો.

મને, અલબત, માંડી મેલીનેજ બધા ઉપરાછાપરી રજુ થતા રહેલા સવાલોના જવાબમાં વાત કેહવી પડી, અને તે રોસાનો પ્રાણ બચાવવા મેં યથા શકતી જે કાંઇ કરયું હતું તે પ્રમાણીકપણે મેં કહ્યું ત્યારે પેલીનું ટીચકું કોણ જાણે બારી વાટેથી કયાં નાહસી ગયું! તે મને હેતથી વળગી પડીને રડી પડી. ત્યાર કેડે તરતજ બીજી કોઇ ત્રેન નહીં હોવાનાં કારણથી કાઉન્ટેસે સ્પેશીઅલ મુકાવવાનીજ ધામધુમ કરાવી, અને થોડા વારમાં તો એક બે કાબેલમાં કાબેલ ડાક્ટરોની મદદ લઇ તે રગબી જવા ઉપડી બી ગઇ.

એ પછી હું મારકવીસ ઑફ કેમપેનના મેહલમાં પાછી ફરી. હું બરાબર એક અઠવાડયે પાછી આવી હતી, અને એ દરમ્યાન તેઓની કૅરમાં માહરે નામનાં કાગળો મીસીસ નોરમન, ફુઇમાય મીસીસ ઓલ્ડકાસલ, જુલ્યટ અને મેરી ગ્રેન્ટવર્થ વિગેરેનાં આવેલાં હતાં, કે જે બધાં સારા સમાચારનાં હતાં.

મારકવીસ, મારશ્યોનેશ અને બીએત્રીસે મને ઘણાંજ હેતનો આવકાર આપ્યો, અને કાંઇ નહીં તો હવે એક મહીનો બી તેઓ સાથે લંડનમાંજ રહી જવા તેમણે મને ઘણી મમતાલુ વીનંતી કરી, જે મને પણ ઠીકજ થઇ પડયું. હું ડોવરનાં મીસીસ ઓલ્ડકાસલવાલાં "રીવર હાઉસ"માંથી ચેન્જને મસેજ લંડન આવતી રહી હતી, અને તેથી ત્યાં પાછી જવા આગમચ હવે કાંઇ નહીં તો એકાદ અઠવાડયું લંડનમાં થોભી જવાનુંજ મેં વધારે મુનાસેબ માન્યું. મેં, તેથી, ત્યાંજ રહીને બીજે દાહડે રેમ્સગેટ અને રીવર હાઉસનાં આવેલાં કાગળોના જવાબો કરયા, અને પછી કારશલટન હૉલમાંથી તે બીમાર અર્લની ખબર મંગાવી.

ખબર સારીજ આવી. ત્યાં સમાચાર આવી ગયા હતા કે રગબી ખાતે અર્લ હુસ્યાર થયા હતા, સારીપેઠે હતા, અને બધો જોખમ હવે બીલકુલ મટી ગયો હતો.

હવે એ વાતને બીજા ચારેક દિવસ ગયા પછી મને રીવર હાઉસથી બીજું એક કાગળ મલ્યું. તે ઘરડાં ફુઇમાયનું પોતાનું લખેલું હતું, અને તેમાં માઠા સમાચાર હતા. ગરીબ જુલીનું બચ્ચું ફુઇમાય લખતાં હતાં કે તેજ સવારે ઉપલ્યાંના એક અચાનુચ હુમલાથી આખર થઇ ગયું હતું, અને જુલી તેથી ઘણીજ દુઃખ પામેલી રડયા કરતી હતી.

મને બી ઘણુંજ લાગ્યું. તે ગલગોટાને ગયેજ મહીને અત્યારે તો મેં માહરા ખોલામાં રમાડયો હતો, જ્યારે તે દુઃખી માને પોતાને વાસ્તે તો તે એક રમકડુંજ હતું; મગર ખોદાના એ જાતના હુકમોને નમવા સિવાય આપણે ખાકી માનવીઓનો એમાં બીજો ઉપાયજ શો છે?

મેં જુલી આગળ તરતજ પાછી ફરવાનો એરાદો કર્યો, પણ બીજે દાહાડેનો ટપાલ શું નવા વર્તમાન લાવેછ તે જોઇનેજ જવું કે નહીં તે મેં નકકી કરવા ઠરાવ્યું; અને બીજે દાહડેનાં કાગળમાં મીસીસ ઓલ્ડકાસલે મને "રીવર હાઉસ"માં જલદીજ પાછી ફરવાનો આગ્રહ કર્યો હતો, કારણ જુલી ખાતી પીતી વટીક ન હતી અને રડયાજ કરતી હતી. મેં, તેથી, મારકવીસ, મારશ્યોનેસ ને બીએટ્રીસની માહરા જોગી માયા મેહરબાંની વાસ્તે ઘણોઘણો ઉપકાર માનીને તેઓની રજા લીધી, અને પછી 'રીવર હાઉસ' જવા હું ઉપડી. એમ છતાં માહરે અત્રે કેહવાને ભુલવું નહીં જોઇએ કે હું ચારેક દિવસ એમ લંડનમાં થોભી હતી તે દરમ્યાન ઝારા અને લેડી સીસીલ્યા અરબનને પણ મેં મલી લીધું હતું, અને તે

બન્ને માહરીપરથી થોડાં થોડાં થઇ ગયાં હતાં. ફલેર અને લેડી લીલાની શીકલ સુરત તો હું કેથે એટલાંમાં સારાં નસીબે જોવા પાંમીજ નહીં, પણ પેલાં લુચ્છાં પાર્કસવાલાંઓને તેઓની ગાડીમાં ધમધમ કરતાં જતાં એક દાહડો પાંછપ્યાદી ફરવા જતાં મેં અડછતાં જોયાં હતાં ખરાં.

મેં રેમ્સગેટને રસ્તેજ ડોવર જવાનું ઠરાવ્યું, કેમજે મી૦ ને મીસીસને નોરમન ચેન્જને વાસ્તે તે તરફ ગયલાં હજી ત્યાંજ રહેલાં હતાં, અને બીડાને માહરે ત્યાં પાછી મુકવાની હતી. તેને માહરી સાથે "રીવર હાઉસ" માં કેમ લઇ જવાય! તે ઘણી સાચ્ચી, ભલી ને વિસ્વાસુ હતી, તોપણ ગરીબ જુલીનો ભયંકર ભેદ તેને જાહેર થવા દેવાનો મને લાગ્યું કે મને ખરેખર કાંઇ હકજ નહીં હતો!

ત્યાં બીચારાં મી૦ ને મીસીસ નોરમન બી મેં જોયું કે તે બચ્ચું ફુલગુજાર થવાના સમાચારથી ઘણું દુઃખ પામેલાં હતાં. નહીં કે તેઓને તે બચ્ચાંનો કાંઇ પડોશ કે મોહોબત હતી; તેઓએ તો કોઇ દાહાડે તેને જોયું પણ ન હતું. ઉલટું, તે બેહસ્ત પામ્યું એ જુલ્યટની ઇજ્જત ને ભવિશને વાસ્તે એક લેખે જોઇએ તો સારૂંજ હતું; પણ તેઓ જુલીને વાસ્તે ઘણું ફકરમંદ થઇ ગયલાં ને ગમ કરતાં દેખાયાં.

અને હયાં એક માતાના પ્યારનાં પ્રૌઢપણું અને અજબજેવા મહીમા માટે એકાદ પળ રોકાઇને મને જરા બોલ્યા વગર ચાલતું નથી. બાપ કરતાં બી માના પ્યારમાં કાંઇ અજાએબ મહત્વ હોય છે. બાપ તો પોતાનું બચ્ચું હકદાર હોય તોજ તેને ચાહી શકે છે, અને તે બી તે જરા ઠરકું થયા વગર તેના પર તેને ઝાઝું હેત આવી શકતુંજ નથી, જ્યારે એક મા તો ગમે એવી નામોશીમાં પણ તેનાં તરતનાં જન્મેલાં બચ્ચાં પર મરીજ ફીટે છે, અને જુલ્યટનો ખરેખર તેવોજ હાલ હતો.



## પ્રકરણ ૯૩ મું.

હું "રીવર હાઉસ" જઇ પોહચી ત્યારે રહાંજ થઇ ગઇ હતી, અને ફુઇમાય તેમજ મેરી ગ્રેન્ટવર્થ મને જોઇને ઘણુંજ ખુશી થયાં ને ઘણુંજ હેતથી ભેટયાં. જુલ્યટ બી કાંઇ ઓછી ખુશી થઇ એમ નહીં. એટલુંજ કે તે દુઃખમાં ઘણી ગરકાવ હતી, અને મને જોતાં સાથે માહરી ખાંધ પર માથું નાખીને આંસુઓનો તે એક દરયાવ રડી.

મેં તેને ઘણી ધીરજ આપી ને ઘણી સમજાવી, અને તે બી પછીથી તે એકાંતમાં અમો વાત કરતાં હતાં ત્યારે મને મોકળાં મને એકમતજ થઇ કે ખુદાનું કીધેલું એજ બરહક હતું. તે બચ્ચાંને લઇને બધાંજ દાહડા તે અત્રે થોડીજ રહી શકવાની હતી જે તેની વાત? તે નમાયાં બાળને કોઇ ભાડુતી પરાયા હાથોને સોંપી દેવુંજ પડતે, અને તે કરતાં તે હાલ ખુદાનેજ પાછું સપુર્દ થયલું વધારે બેહતર હતું.

એમ એક પખવાડયું વહી ગયું, અને પછી માહરી સ્ટેજની છુટી પુરી થતી આવતી હોવાથી મેં અને જુલ્યટે ઘર પાછા ફરવાનો એરાદો કરયો. નોરમનવાલાંઓ બી હવે રેમ્સગેટથી ઘર પાછાં ફરવાની તૈયારીમાં હતાં. મેં, તેથી, ઘરડાં ફુઇમાયને મેરી ગ્રેન્ટવર્થને વાસ્તે

એકાંતમાં એક વખત પુછી લીધું, અને તેવણે પોતાની પુર ખુશી જાહેર કરી તે છોકરીને તો તેવણુ હવે પછી પોતાની સાથેજ રાખવા ચાહતાં હતાં. "એ પોરી મને ઘણી ગમેછ," તેવણે કહયું, "ઘણી ગરીબ, અસીલ ને તાબેદાર છે, અને તેથી હાલમાં તો હું એને માહરી પાસેજ રાખવા માંગુછ. તમારા લોકનો મને એટલો બધો પડોસ પડેલો છે કે મને હવે તદન એકલી પડવા જાંણે ગમતુંજ નથી!"

મેં મેરીને બી એકાંતમાં મળીને પુછયું, અને તે પણ તુરત વેળા તો એજ ગોઠવણુ વારતે રાજી થઇ. તે વરસોથી એજ લત્તામાં ઉધરીને મોટી થઇ હતી, અને તેને પણ પુઇ-માય મીસીસ ઓલડકાસલ ઘણાં ગમી ગયાં હતાં, જેથી તેણીએ બી હાલ તરત તો ત્યાંજ રેહવા માંગ્યું, અને મને તેથી ધીરજ મલી. આ એક પરાયો હવાલો જાંણે ઘણા અજમજેવાં સંજોગો વચ્ચે નહીં માંગેલો માહરે ગળે બંધાયો હતો, ને હું, તેને વરે ઘણી કાલજી કરતી થઇ હતી. મેં તેને, એટલા માટે, છુટાં પડવા આગમચ તાકીદ કરી કે મને ઉપરાસાપરી કાગળો લખ્યા કરે.

ત્યારબાદ અમો લોક લંડન આવવા નીકળ્યાં. જુલ્યટેકઘરડાં પુઇમાયનો પગે લાગીને ઉપકાર માન્યો. તેણીની નામોશીમાં તેને માથેવાસે થઇને તે જૈફ બાંનુએ જે નેકબખ્તીભરયો હાથ આપ્યો હતો તેથી તે પોતાની ઇજ્જત સાથે સલામત બચી ગઇ હતી, અને તેથી તે હજારોહજાર હેસાંનમંદ થઇ. તે પોતાનાં બચ્ચાંને યાદ કરીને જતી વખત બી કકલાટનું પાછું ઘણું રડી, અને અમે લોકો પછીથી ત્યાંથી રેમ્સગેટ જવા નીકળ્યાં.

જુલ્યટ હવે પાછી ઘણી તંદરોસ્ત બનેલી દેખાતી હતી. ગરગામડેની તરોતાજગીભરી તાજી હવામાંજ કાંઇ એ બરકત હોય છે. કોઇ જાંણે જાણે બી નહીં કે તે એક માતા થઇને હાલમાં પોતાનાં શેહેર ઘેર પાછી ફરતી હરતી હતી! તેના ગાલ પાછા ગોલાબી બન્યા હતા, અને જુવાંનીના જોમ સાથે તેનું ખીલતું સૌંદર્ય ઘણુંજ સુંદર દેખાતું હતું.

તેણીએ ખુશાલ દેખાવનો પરીશ્રમ કરયો. તેનાં ભલાં ને વાહલાં માબાપને ખાતર તે દલગીર, દુ:ખી અને કાહેલી દેખાવા માંગતી ન હતી, અને તેથી પોતાની શોકાતુર અદા-ઓને પ્યારના એક પરીશ્રમથી સંપુર્ણ રીતે જીતવાનીજ તેણીએ કોશેશ કરી.

તે માબાપ પોતાની બેટીને ઘણે મહીને ઘણાં હેતથી પાછાં મલ્યાં, અને બીડા પણ મને પાછી જલ્દીજ મલવાથી ઘણી ખુશી થઇ. એમ ત્રણ ચાર દાહડા રેમ્સગેટમાંજ અમો બધાંએ સાથે ગુજારયા, અને પછી લંડનમાં હંટર સ્ટ્રીટ ખાનેનાં અમારાં મકાનમાં અમો બધાં સાથે પાછાં ફરયા.

ત્યાં અમારી ગેરહાજરીમાં ઘણાંક અમને મલવા આવી ગયલાંઓ પોતપોતાના કાર્ડસ છોડી ગયાં હતાં, અને બે તેમાં માહરે વાસ્તે જે ખાસ હતા તે પર અર્લ અને કાંઉન્ટેસ ઑફ કારશલટનનાં નામો હતાં. એ જોઇને, અલબત, નોરમનવાલાંઓ ઘણાં અજબ થયાં ને ગભરાઇ ગયાં. તેઓને સમજ નહીં પડયું કે જુલી સાથ દગો કરનાર લૉર્ડ ફ્રેડરીકનાં માત-પીતા તેમનું ઘેર શોહધતાં ને મને મલવાની તલબ કરતાં એ મુજબ શું કામ આવી ગયાં હશે, પણ ઘરડા મી૦ નોરમને દાનાઇથી ચુકાદો આપ્યો કે મોટે ખાંચરેના બધાંજ મને

આહતાં ને માન આપતાં હતાં, એટલે માહરાં ઍકટીંગની વખાણુમાંજ એ ડોસો ડોસી બી મને માન આપતાં કદાપી આવી ગયાં હોય એમાં અજબ થવાનું કશું ન હતું.

હું માત્ર હસ્યા કીધી. મેં ખુલાસો કરીજ કરયો નહીં. અત્યારે હું તેઓને કંઇ બી કેહવા માંગતીજ નહીં હતી, અને હું હસ્યા કીધી તેથી તેઓને એજ અનુમાન ખરૂં લાગ્યું કે ધરડા મી૦ નોરમન કેહતા હતા એજ એ અત્રેની તે મોટાં માણસોની મીલાકાતનો બાએસ હોવો જોઇએ. હું કેમ તે લોકને કહી શકું? હું માહરા હૅરીને મળવા પેઝલી ખાને જઇ આવી હતી તે તો માહરી એક બીલકુલ ખાનગી મીરાસ હતી, અને જો હું એ ઉમરાવ સાથ મને કયાં મીલાકાત ને ઓળખાંણુ થઇ હતી તે જાહેર કરૂં તો મને માહરી મુસાફરીની બધી વાત બી માંડી મેલીને તેઓને કેહવીજ પડે કેની?

પણ હવે એ લોક મને એમ અહીં સુધી મલવા આવી ગયલાં હોવાથી સભ્યતાને ખાતર માહરે તે લોકોને વળતા જવાબમાં પાછું મલવા જવુંજ પડયું. મેં તેઓને બંગલે જઇને માહરૂં નામ, તેથી, અંદર મોકલ્યું, ને મને તાબરતોબ તે લોક જ્યાં ડ્રૉઇંગરૂમમાં બેઠેલાં હતાં ત્યાં બોલાવી લેવામાં આવી.

અર્લ એ વખતે, મેં જોયું કે, તદન પાછા તંદરોસ્ત બનેલા દેખાતા હતા. તેવણે મને જોતાં સાથે ઉઠી આવીને—બલ્કે માહરી તરફ દોડી આવીને--માહરા બન્ને હાથો ઘણુંજ હેતથી પોતાના હાથમાં પકડી લીધા, અને પછી મને લઇ જઇને ઘણુંજ હેસાંનથી પોતાની બાજુમાંજ સોફા પર બેસાડી. કાઉન્ટેસ બી તેટલીજ મેહરબાંન થઇ. તે બન્ને ઘણાં તુમાખી માલેતુજાર કેહવાતાં હતાં, પણ હાલ તો તે તુમાખનો એક કટરો વટીક તેઓમાં જોવામાં આવ્યો નહીં. તે બેની વચમાં હું બેઠેલી હતી.

"ભલાં મીસ ત્રેફર્ડ," અર્લે અમો બેઠા પછી કહયું; "તમે માહરો જેફ જાન બચાવ્યોછ. જે ડાકટરે ત્રેનમાં માહરી પર ધ્યાંન આપ્યું તેણે તેમજ માહરા ખીદમતગારે બધી હકીકત મહને કહેલી છે. તમે કાંઉન્ટેસને જે થોડું ઘણું ઉપરટપકેનું સાદાઇથી કહી ગયાં તે કરતાં સેંહકડો ઘણું જયાદા તે લોકોએ મને કહેલું છે. ડાકટરો બધા તદન એકમત છે કે જ્યારે હું માહરી બેહોસીમાં બેઠક પરથી ઉઠલાઇ પડયો ત્યારે જો બેદરકારીથી મને નાખી મેલવામાં આવ્યો હતે તો હું બે ચાર મિનીટમાંજ ખલાસ થઇ જતે; પણ તમોએ મને ઉપાડીને બેઠક પર લીધો, એટલુંજ નહીં પણ તમારી છાતી પર માહરૂં જેફ માથું ટેકવીને તમારાં પોતાનાં કપડાં પાણીથી ભીંજવાઇને તર થઇ ગયાં તે છતાં માહરૂં માથું ઠંડાં પાણીથી તમે ભીજવ્યાજ કીધું એ બધું હેસાંન ને એ બધી ભલાઇ કાંઇ જેવાં તેવાં કીંમતી કેહવાવાનાં નથી. હું તેથીજ કાંઉન્ટેસ સાથે ખાસ તમોને મલવા તમારાં મકાંન પર આવ્યો હતો. મેં તમારે વાસ્તે ઘણુંજ જાણ્યુંછ ને ઘણું સાંભળ્યુંછ. હું જાણુંછ કે તમે કંઇ પૈસા બદલ માહરી પરતું એ હેસાંન વેચી નાખવા રાજી થવાનાં નથી, કારણ મને ખબર બી છે કે પૈસાનાં તમો કાંઇ તંગ કે મોહતાજ નથી; પણ જો કોઇ બી બીજી રવેસે હું કાંઇ બી તમારી ખીદમત કરી શકતો હોવઉ તો તે ફરમાવો; હું હજારો ખુશીથી તે કરશ. તમે જાંણોછ કે સરકારમાં ખુદાનો બક્ષેલો માહરો ઘણો મોટો લાગવગ છે, અને તેથી—"

માહરો ચેહરો એ સાંભળતાં ઉશ્કેરણીથી એકદમ લાલ થઇ ગયો, અને એક ઘણી મોતેબર ઉમેદ માહરાં દીલમાં એકાએક ઉછળી આવી !

"ઓ, આએ શું! મીસ ત્રેફર્ડ, તમારો ચહેરોજ ચુગલી ખાએછ ને કહી આપેછ કે અમે કાંઇ તમારી ખીદમત કરી શકશું ખરાં!" કાંઉન્ટેસ હવાં વચ્ચે પુરાયાં; "બેલાશક બોલો જે હોય તે. અમો તો વિચારજ કરયા કરતાં હતાં કે એનાં હેસાનમાં અમારે તમારે વાસ્તે હવે કરવું તે શું?"

"માહરા લૉર્ડ," મેં કહયું, "મેં તમારી જે નજીવી ખીદમત કીધીછ તે તો એક ઇનસાનની ઇનસાન તરફની ફરજથી જ્યાદા કાંઇજ નથી; પણ તમે જો તે મેં ગરીબે તમો ઉપર કાંઈ હેસાંન કીધેલુંજ માનતા હોવો, તો ખરેખર તમારા લાગવગથી માહરી એક મોટામાંમોટી મુરાદ તમોને પગે લાગીને માંગી લેવાની મને લાલચ થાયછ!"

"બેલાશક, કહી દો," અર્લે ઘણી મુરબ્બીગીથી અને ઘણી માયાથી મને હીંમત આપતાં કહયું.

"હું કેમ માહરી તે વીનંતી તમને સમજાવી શકું તેજ મુશ્કેલી થઇ પડીછ," મેં ફીકકું હસીને કહયું. "શું તમો ઘણાં અજબ થશો, માહરાં મહેરબાનો, કે જ્યારે હું તમને કહેવશ કે માહરૂં ખરૂં નામ કાંઇ મીસ ત્રેફર્ડ નથી?"

"તે તો અમે સમજી શકયેછ," અર્લે હસીને જવાબમાં કહયું. "નાટકવાલાંઓ પોતાનાં ખરાં નામ પડતાં મુકીને એમ બદલતાં નામો શું કરવા ધારણ કરેછ તે હું કાંઇ સમજી શકતો નથી, પણ તે એક ફૅશન છે એ વાત મને ખબર છે."

"ત્યારે તમારૂં ખરૂં નામ શું છે?" કાંઉન્ટેસે માયાથી પુછયું.

"માહરૂં ખરૂં નામ મીસ ઍલન પર્સી છે." મેં નમ્રતાથી કહયું.

"પર્સી? પર્સી?" અર્લે યાદ કરતી ઢપે પાછું ને પાછું પોકારયું. "એ નામ મને કાંઇ ઘણું જાણીતું છે. એ નામ મને કંઈ કેથે સમાગમમાં આવેલું યાદ આવેછ ખરૂં!"

"માહરા લૉર્ડ," મેં નમનતાઇથી કહયું, "આગલાં વરસોમાં એ નામવાલા એક આદમીને તમે ઘણો પીછાણેલો છે."

"હેં, શું, પેલો પાદરી પર્સી?" એકદમ યાદ આવી ગયું હોય તેમ અર્લ બોલી પડયો.

"તેજ," મેં ગરીબાઇથી કહયું—અને ઓશકથી માહરા ગાલ લાલ થઇને ધમધમી આવ્યા.

"હા, પણ તે કમબખ્ત આદમી તમારો કોણ થાય, મીસ પર્સી?" અર્લે લગાર ઉશ્કેરણીથી સવાલ કરયો.

"માહરા બાપ!" મેં ધીમે સ્વરે ને નીચી નજરે કહયું, કે જ્યારે માહરી મરજી ઉપરાંત દુઃખનું એક દચકું મારી છાતીમાંથી અવાજ કરતું બાહેર પડયું.

"તાહરા બાપ?" અર્લ ને કાંઉન્ટેસ બન્ને એકજ અવાજમાં અજાએબીથી પોકારી ઉઠયાં.

"જી, હા," મેં કહયું. "તેવણની કમનસીબી તમે બધી જાંણોછ. તેવણ હજી હૈયાત છે, અને બીચારા જેલમાંથી નાહસી આવેલા હોવાને લીધે ભરાતા છુપાતા ને નાહસતા ભાગતા છે."

"હા, એવી કાંઇ વાત મેં સાંભળી હતી ખરી; પણ મને પોતાને તેની સાથે કાંઇજ અદાવત નથી," અર્લે મમતાથી સમજાવ્યું. "વારૂં હવે કેહે મને—તેના સંબંધમાં તું શું કેહવા માંગેછ, બાઇ?"

"તેવણને બચાવો? તેવણને વાસ્તે માફીનો મને એક સરકારમાંથી પરવાનો મેળવી અપાવો!" મેં બંને હાથ જોડીને વિનંતીની કાકલુદીથી કહયું; "જો તમો મુરબ્બીનો એટલો લાગવગ પુગેછ તો અમો બાપ દીકરી પર એ જાવેદાનનું હેસાંન કરો. તેવણ બીચારા પાછા પકડાઇ ધરાઇ જવાની ફીકરથી તમામ ભરાતા છુપાતા હાલ એકલા વાએજાહાંન ફ્રાન્સમાં રહેલા છે, અને તમો મેહેરબાંન એટલો અમોને મદદનો હાથ આપો!"

"હું ઘણીજ ખુશીથી તે કરશ," અર્લે માહરા બાપ તરફના એ માહરા મોટા ને ખરાં દીલના ભકતીભાવથી રાજી થતાં માહરૂં માથું પસવારીને કહ્યું, "પણ મને લાગેછ, બેટી, કે તે તું ધારેછ એટલું કાંઇ સહેલ કામ થવાનું નથી. મુસ્કેલ એ છે કે એને દેશતરીપારની સજા થયલી ત્યાંથી એ નાહસી આવેલો છે, અને તે વાત એની સખ્ખત વિરૂધ જશે. સૅક્રેટરી ઑફ સ્ટેટને એમ તો હું ખાનગીમાં તે છતાં સમજાવી લઈ શકું, પણ એ વાત જો કોઇ રીતે જાહેર થાએ તો લીબરલ પક્ષના પેપરવાલાઓ ઘણું ગોંધ્યારૂં કરી મુકશે, અને અમો બધા બડી મુશકેલમાં આવી જઇશું."

"પણ અમે તેવું કાંઇજ થવા નહીં દઇશું, માહરા લૉર્ડ," મેં કરગરીને પાછી વિનંતી કરી; "અમે ફકત જરૂરની વખતના અમારા બચાવની એક ઢાળ તરીકે તે દસ્તાવેજ અમારી પાસે તદ્દન ખાનગીમાંજ રહેવા દઇશું, અને અમોને માફી મળી ચુકેલી હોવાની વાત અમે બેજરૂર કેથે કોઇને જાહેર થવા દઇશુંજ નહીં."

"વૅલ, ત્યારે તો બની શકશે," અર્લે વિચારવંત અદાથી દાઢી પસવારતાં કહયું, અને જરા વારે નકકી ઠરાવપર આવી ચુકયો હોય તેમ વધાર્યું, "જા, તાહરૂં કામ થયલું સમજ, બેટા. એક થોડાજ દાહડામાં હું એ માફીપત્રનો સત્તાવાર દસ્તાવેજ તુંને તેડીને તાહરે સ્વાધીન કરી શકશ."—અને કેહવાની જરૂર છે, વાંચનાર ડીઅર, કે એ સાંભળતાં ખુશાલીથી માહરો બધો આત્મા ભરાઇ ગયો?

હું એ પછી હજારો હેસાંન માનીને તેઓની રૂખસદ ચાહતી ત્યાંથી જવા નીકળી, પણ તે બન્ને ભલાં આદમીઓએ મને જવાજ નહીં દીધી. "લંચ"નો વખત થયલો હતો—ઘંટ વાગી ચુકયો હતો, અને તેઓ માહરો હાથ પકડીને, બન્નેની વચમાં મને ચલાવતાં, પાધરાં ત્યાંથી પોતાની સાથે ટેબલપર ધસડી ગયાં.

ત્યાં જમતાં જમતાં બી અમે તહરેવાર વાતચીતો કીધી, અને તેવામાં અર્લીને સ્હેજ યાદ થતાં તેવણે પુછ્યું, "બાઇ ધી બાઇ, તાહરી સાથે ટ્રેનમાં તાહરી કોઇ "મેડ" જેવી પેલી એક છોકરી હતી તે કોણ હતી? ઘણીજ દેખાવલી ને સુંદર હતી. મને કાંઇ એ ચેહરો ઘણો ધ્યાનમાં આવ્યા કીધો, ને હું તેથી તેનીપરથી જાંણે માહરી આંખો ઉઠાવીજ નહીં શકયો. તમો બેઉનાં મનમાં કાંઇ બુરૂં બી આવ્યું હશે! એ કાંઇ અસલમાં જીપસી જાતની છોકરી હતી વારૂં?"

"જી, હા," મેં અજબ થતાં કહયું.

"ત્યારે તો તેજ!" કાંઉન્ટેસ તરત બોલી. "એ જીપસી જાતમાં બી ભલાં તેમજ બુરાં બેઉ વર્ગનાં લોકો થાએછ, અને અમે તો એ જીપસી જાતવાલાઓનાં ઘણાં ઉપકારી છીએ."

"તે કેમ?"—અને હું જરતી અજબ થઇ.

"અસલ વાત એમ છે કે જ્યારે અમારો ફ્રેડ્રીક હાથમાંનું બચ્ચું હતો ત્યારે એની નર્સના હાથમાંથી કોઇ તેને એક દહાડો ચોરી ગયું હતું. તે વખતે અમો એંબલડન ખાતે રહેતાં હતાં."

"ઓ, હવે ત્યારે મને સમજ પડી," મેં પુકારયું; "એ છોકરીએ માહરી આગળ પોતાની વાત કીધી તેમાં એવું કાંઇ મેં સાંભળેલું છે. તે બચ્ચાંને એ જીપસીવાલાંઓએ શોહોધી લાવીને તમોને સપુર્દ કરયું ને તમોએ તેથી તે લોકોને એક મોટું બેઠું વરસાંણુ બાંધી આપ્યું હતું, એમજ વારૂં?"

"એમજ," અર્લે વાતમાં ઘણો રસ લઇને કહયું; "જેને અમે એમ વરસાંણુ આપતું કીધેલું હતું તેનું નામ રૅાબીન્સન હતું."

"બરાબર," મેં કહયું; "એ છોકરીનું નામ બીડા રૅાબીન્સન છે. એ તમારાં વરસાં-ણુંથી એનાં માયબાપ જીપસી વર્ગમાં ઘણાં ઇજ્જતમાં આવ્યાં હતાં, અને ઘણા સુખથી રહેલાં હતાં."

"પણ એ છોકરી ત્યારે પછીથી તે વરસાંણુ લેવા આવીજ કેમ નહીં?" અર્લ અજબ થયા; "છ સાત વરસ થયાં તે વરસાણુ આપવાનું બંધ પડી ગયુંછ, કેમજે તે લેવા અમારે બાર કોઇ આવ્યુંજ નહીં, અને અમે ધારયું કે બધાં મરીજ ગયાં હશે."

"તે વરૅઅર બીચારાં ઝેરી તાવથી થોડે થોડે દીવસને અંતરે અચબુચ મરણ પામ્યાં," મેં ખુલાસો કરયો, "પણ એ બચ્ચું તો બીચારૂં બચ્યું. તેને, અલબત, કાંઇ ખબર નહીં. તેને તો પછીથી બીજાંઓ પોતાનાં સ્વાધીનમાં લઇ ગયાં. તે તો ફકત એટ-લુંજ જાંણુતી હતી કે એ રીતે વરસાંણુ કોઇ તેનાં માયબાપને જાથુક પોંહચાડતાં હતાં."

"અમે એ છોકરીનાં માયબાપનાં બી ખરેખર ઘણાં હેસાંનમાં છીએ," અર્લે ઘણી દીલસોજીથી કહ્યું, "અને રોબીનસન એ વરસાણુ લેવા આવતો બંધ થયો ત્યારે મને ખરે-ખર ઘણી દલગીરી થઇ. મેં, તેથી, માહરા સ્ટુઅર્ડ મારફતે તેની કેટલીક પછીથી જુસ્તેજો

બી કરાવી, પણ કશોજ પત્તો મળી શકયો નહી. હવે ખેર, એની દીકરી મળી આવીછ એ બી ઘણું ગનીમત છે. હું ઘણી મોટી ખુશીની સાથે એ બચ્ચાંને વાસ્તે આજથી ત્યારે પાછું વરસાંણુ આપવા ને ચાલુ કરવાનો હુકમ આપુંછ."

"તેની હવે કાંઇજ જરૂર નથી, માહરા લૉર્ડ," મેં હસીને કહ્યું; "એ હવે માહરા હાથ તળે પુરતી સુખી છે, અને કશી બી રીતે મોહતાજ નથી. ઘણીજ ભલી, સાચી ને હેતવંતી છોકરી છે, અને મને એનાં ભલાંની દરેક કાળજી છે."

"ઑલ રાઇટ, ત્યારે, હું બીજે કાંઇ રસ્તે એ બચ્ચાંનું ભલું કરશ—તમે ખાત્રી રાખજો, મીસ પર્સી," તે ભલા ઉમરાવે કહયું; અને હું પછી (જમી રહયા બાદ) તે નેક-બખ્ત વરજીઅરની રજા લઇને ત્યાંથી પાછી બાહેર પડી. મને એમ કરતાં, છુટાં પડતી વખતે પણ, તે માયાળુ ઉમરાવે મનને જાણ્યું પાછી ખાત્રી આપી કે માહરા બાપને વાસ્તેની મારીનો સરકારી દસ્તાવેજ બે ચાર દાહાડામાંજ તેવણ મેળવી શકશે અને મને ખબર આપશે, અને કેવાં ખુશાલ જીગરે, ત્યારે, હું તે ભવ્ય મકાનમાંથી પાછી બાહેર પડી તે માહરે વીસ્તારીને કહેવું જોઇશે?

---

## પ્રકરણ ૯૪ મું.

ત્યાંથી નીકળેલી હું પાધરી ઝારાને લંડન યુનીવરસીટીની બાજુમાંનાં તેનાં મકાનમાં મલવા ગઇ. તે સારાં નસીબે એ વખતે ઘરમાંજ હતી, અને મને સરેસ્તાનાં હેતથીજ મળી. તે પોતાની ઘરડી મમાઇથી છુટી પડી ને પોતે જુદી રહી હતી તેને હાલમાં આંઠ મહીના પુરા થઇ ગયા હતા, અને એ આંઠ મહીનાનાં દરમ્યાનમાં તે જેમ ચાહતી અને ઉમેદ કરતી હતી તેમ જાતી ખંત અને હદવનાની ઉલટથી શીખીને તે એક ખરેખરી "લેડી"જ બની ગઇ હતી. તેણે પોતે પોતાને કેળવી હતી, અને તેનામાં જે સેતાબીથી જીપસી જંગલીપણું તમામ હઠી ગયું અને એક ખરી "લેડી"ની લાયકાતોએ જગ્યાઓ લીધી હતી તે કોઇને બી તાજુબ કરે એવું હતું!

"તાહરાં મમાઇ તુંને મળેછ કે, ઝારા?" મેં તેના જોડે બીજી ત્રીજી વાતો થઇ રેહવા પછી સ્હેજ પુછતી હોય તેમ પુછ્યું.

"મેં તો તેવણને છુટી પડયા પછીનાં આજ તક પાછાં કોઇ દાહડે જોયાંજ નથી." ઝારાએ સાદાઇથી જવાબ કર્યો; "માહરી ખાત્રી થઇછ કે હવે એવણ પોતાની બદ ચાલથી બાઝ આવેલાં એંબલડન ખાતેનાં પોતાનાં ઝુપડામાં શાંતીથીજ રહેલાં છે."

"તું એમ શા પરથી ધારેછ?"

"કારણ તેવણ કાંઇ નવાં કોહતાંકારત્રાંમાં ફરતાં હતે તો જે અમારી જાતવાલીને બીડાની જગ્યાએ એવણની નોકરી ને સંભાલમાં મેં હાલ રાખેલી છે તે મને, તેને મેં આપેલા હુકમો મુજબ, ચેતાવ્યા વગર રેહનેજ નહીં;" ઝારાએ જવાબમાં સમજાવ્યું; "પણ તમે મને કાંઇ ખાસ મતલબથી એ સવાલ પુછોછ?"

"હા, મતલબથીજ!" મેં ગુસ્સાથી બબડ્યું, "કારણ જે વાતો તેં તે ડોસીની નોકરીમાં રાખેલી છોકરી તુંને જુદી થાયછ, અથવા તો ડોસી પોતે એવી કુનેહથી કોહતાં કાવત્રાં ચાલુ રાખેછ કે તે પોરીને તેની કશી ખબર પડી શકતી નહીં હશે."

"ઓ બાપ! વળી કાંઇ ત્યારે હજી છે ખરૂં કે?" ઝારાએ ગભરાઇને પુછ્યું.

મેં, તે ઉપરથી માહરા સંબંધમાં બરમીંગહામ ખાતે તરતનું જે બન્યું હતું, અને બીડાને એ દુષ્ટ ડોસીએ માહરો જાન લેવા વાસ્તે જે ઝેરી લૉઝેનઝીસ આપ્યાં હતાં તે બધી વાત કહી સંભળાવી; અને ગરીબ ઝારાએ તે કેવી નામોશી, કેટલા ગુસ્સા, કેટલા ફુમફમાત સાથે સાંભળી તે બ્યાંન કરીને કહયા વગર ચાલશે.

"દેખીતુંજ છે ત્યારે," તેણીએ દુઃખ પાંમીને કહયું, "કે ફલેર"—અને એ નામ દેતાં તેણીનો અવાજ જરા ધ્રુજ્યો!—"અને લેડી લીલા તે હેમક ડોસીને મરતે દાહડે બી સખફરારથી રેહવા દેતાં નહીંજ હશે."

"તે ગમે તે હોય," મેં ગુસ્સાથી કહયું, "પણ તું ખરૂં માનજે કે તાહરૂં દીલ નહીં દુઃખવવાને વાસ્તેજ મેં બીડાની સમજાવત પર અમલ કીધોછ, અને હજી એ નાપેકારોને ધારાની ચુંગાળમાં સપડાવ્યાં નથી."

"હું તમારૂં કેમ હેસાંન માનું, વાહલાં ઍલન!" ઝારા કગલી પડી; "હું એ તમારી પાસે મેહરબાંનીની જાચુક માંગી લેતી આવીછ તેમાં મરતે દાહડે એ ઘરડી મમાઇને બચાવવા ઉપરાંત માહરી બીજી બી એક ખાસ મતલબ છે. જો એ ફટકો પડે તો માહરી એક ઘણી માનીતી ધારેલી ધારણા ધુલ વળે, અને આએ માહરી આંઠ આંઠ મહીનાની મુસ્કેલીભરી જેહમત બધી હરાંમ જાએ!"

"એટલે તે શું?" મેં અજાએબીથી પુછ્યું; "તું એ શું કેહવા માંગેછ? મને કાંઇ સમજ નહી પડી!"

"અને હું તે અત્યારે સમજાવવા માંગતી બી નથી," ઝારા હસી. "માહરે તો કહી દેવા કરતાં તમોને કરીજ દેખાડવાનું છે, અને તમે સત કરીને માનજો, ઍલન, કે જો હું ઉમેદ કરૂંછ તેમ માહરી એ ધારણામાં ફાવશ તો પછી તમોને ઍડનીન સેન્ટ ક્લેરથી કોઇ દાહડે બી બીહવાનું રેહશે નહીં!"

માહરી તો અજાએબીજ નહીં ભાગી! એ છોકરી ભેદમાં ને ભેદમાં એ શું ગોળ ગોળ બોલ્યા બકયા કરતી હતી?

"તમે તે લૉઝેનઝીસનો નાશ કર્યો તે ઘણું નેક કર્યું," ઝારાએ સફાઇથી વાત ફેરવાવી. "એવણ એ હુન્નરમાં અજબજેવી હદ સુધી પુરાં છે. એવણે ઇટલી ને ઇજીપ્તમાં ઘણાં વરસ કાઢયાતાં, અને ત્યાં એ બધી પાપી આવડ એવણે મેળવેલી છે. એ ઝેરની વાત ઘણી વખત માહરી આગળ કીધેલી છે; પણ હવે એ વાત બાળી મુકો!"

"અને તાહરો અભ્યાસ કેમ ચાલેછ?" મેં નાખતીથી પુછ્યું.

ઝારા મીઠાસથી હસી. તે જઇને તરત પ્યાના પર બેઠી, અને એવું તો સરસ વગાડીને ગાયું કે હું તો બધી છક થઇ ગઇ. હીરતરી, જયોગ્રાફી, સાયન્સ અને લિટરેચર એ બધી બાબદોમાં મેં જોયું કે, જાંણે અલાદીનનાં જાદુઈ ફાનસની બરકતથી હોય તેમ, તે અજબજેવી હદ સુધીની પાહવરદી થઇ ગઇ હતી !! તે ખરૂં ઇંગ્લીશ લખતી અને બોલતી હતી, અને પોતાના દસ્તખત વટીક એ કોઇ અજબ જેવી મહેનતુ અને અથાગ ઉદ્યોગી અબળાએ સંતોષકારક હદ સુધી લેડીલાઇક બનાવ્યા હતા ! અરે, શું તેણે અભ્યાસ કીધો હશે ! શું એ તેજ છોકરી હતી કે જેને દસ મહીનાની વાતપર, એબલડન ખાતેથી હું પાછી ફરતી હતી ત્યારે, રખડેલ જીપસી પોશાકમાં ઉઘાડે પગે એક ઝાડને અઢેલીને ઉભેલી મેં જોઇ હતી !

મેં તેને ઘણી સાબાશી આપી. "તુંને હજારો સાબાશ છે, ઝારા ડીઅર," મેં હસીને કહયું; "તાહરો આએ અભ્યાસ ને સુધારો તો કાંહાંણીઓ-ક્ષીરસાઓને બી ભુલાવે તેવો છે."

"અને હવે હું તમારી કને કબુલ કરૂંછ, વાહલાં ઍલન, કે એ બધું મેં તનપર ખેડયુંછ તે વગર મતલબનું કીધું નથી," તેણીએ સમજાવ્યું. "હું આજે તો તમોને કાંઇ કહી નથી શકતી, પણ એક ફક્ત ત્રણ દાહડા થોભી જાઓ. એ ત્રણ દાહડા પછી હું જ્યાં તમોને ચીઠી લખીને મળવા બોલાઉં ત્યાં તમે મહેરબાંની કરીને આવજો, અને હું તમોને ત્યાં એક નાટક દેખડાવશ."—અને તે વળી પાછી ઘણા મીઠાસથી હસી.

ટુંકમાં, એ મુજમ એ દાહડે તો અમો છુટાં પડયાં. ઝારાએ મને પોતાનો ભેદ કશો કહયો નહીં, અને મેં તે દબાણ કરીને તેને તે ઘડીએ તેને પુછયો નહીં. એ હવે બે ત્રણ દિવસમાં તે જાહેર તો કરવાનીજ હતી, ત્યારે માહરે ઉતાવળી ને હદ વગરની જીજ્ઞાસુ શું કામ થવું જોઇએ ?



## પ્રકરણ ૯૫ મું.

જુલ્યટ સ્ટેજપર પાછી ફરી. તેને પોતાને કાંઇ એ ઘણું ગમતું નહીં હતું; પણ તેમ કરવા વાસ્તેના સબબો બેશક ઘણા જોરાવર હતા. પહેલ્લી વાત તો એ કે તે લોકોને એમજ સમજવા દેવા માંગતી હતી કે ડોવરમાં રહેતાં તેનાં બાપનાં ફુઇએ તેને કરી લીધેલી હોવાથી તે થોડાક મહિના તેમના જોડે રહી આવવાને વાસ્તેજ લંડનથી અલગ થઇ હતી. બીજું કારણ એ હેતું કે નોરમનવાલાં બીચારાં ગરીબ હતાં—લાવે, ખરચે ને ખાએ એમ સુખથી રહે તેવાં; અને તેથી જુલ્યટના મોટા પગારની આવક તેઓનાં ગરીબ ઘરમાં એક હાથ્થીનો પગ થઇ પડતો હતો. હું પોતે એમ તો તેઓને જોઇતી મદદ કરી શકવાની હાલતમાં હતી, પણ માહરી મદદ તે લોક કબુલજ રાખતાં નહી હતાં. માહરી પાસે રહેવાનો અને ખાવાનો યોગ્ય ખરચ લીધા ઉપરાંત હું જો કાંઇ બી જાસ્તી આપવા બજીદ થતી તો તે લોકો બુરૂં માનતાં. વળી જુલ્યટ લુચ્ચા લૉર્ડ રેનન્સકલીફને દેખાડવા માહતી હતી કે તેણે કરેલી ખસબી છતાં તે તો પોતાની નેકી અને નીતીમાં આગળ જેવીજ ઓરતગાર પાછી પોતાને ધંધેધાપે

લાગેલી હતી, અને, તેથી, એ સામટા વિચારોને લીધે સ્ટેજપર પાછી ફરવાની નોકરીની તેણીએ અરજી આપી.

અને મી૰ રીચર્ડસને તો તે ગમ્યું. "બાલે-ડાન્સર" છોકરીઓમાં જુલી સૌથી આગેવાન હતી, અને તેના નાચપર શ્રીમંત જુવાંન્યાઓનો એક મોટો વર્ગ ખાસ કુરબાન હતો, એટલે જુલીનો પગાર મી૰ રીચર્ડસને કોઇ રીતે મોંઘો નહીં હતો. મી૰ રીચર્ડસે, તેથી, સાંમો થોડોક જાસ્તી બી દરમાયો આપવાજ કબુલ થઇને જુલ્યટને પોતાની નોકરીમાં તરત પાછી દાખલ કરી. અત્યાર સુધી મેલીસા હેરીસન એ અમારે ત્યાંની "બાલે-ડાનસર્સ"માં આગેવાન હરોળમાં હતી, જે જુલ્યટનાં આવવાથી હવે બીજા નંબરપર ઉતરી ગઇ, તોપણ મને લાગ્યું કે તે છોકરી કશી રીતે અદેખી પડી નહીં. બધાંજ ભલી જુલીને પોતાના વચ્ચે પાછી ફરેલી જોઈ ખુશી થયાં, કારણ કે તે ખરેખરા મીઠા અને નમાના સ્વભાવની છોકરીનાં અમારી કંપનીમાં દુશમન કોઇ હતાંજ નહીં.

હવે તે જે દાહડે જાહેરમાં રજુ થઈ તે દાહડે મોટે ખાંચરેના જુવાંન્યાઓની જાંણે નાટકશાળામાં ધમાલ વરસી. તે તેણીની લાઇનમાં તમાસગીર વર્ગની એક "સ્પૅશીઅલ ફેવરીટ" કેહવાતી હતી. તેણીનો ચેહરો એટલી બધી મોહકતા રજુ કરતો હતો, શરીરમાં તે એટલી બધી સરલ ને સીધી હતી, અને એક ખરી "લેડી"ને જવાબ કરતી ગ્રેસ તેનાં નાચવામાં બી એટલી હદસુધીની સદા સામીલ રેહતી કે જોનારાંઓ કુદરતીજ રીઝા થઇ જતાં.

તે દાહડે હું "મેકબેથ"માં ફત્તેહમંદ દેખાવ કરીને અંદર આવી, અને માહરો પાર્ટ ખતમ થયલો હોવાથી માહરાં સાદાં કપડાં પાછાં પેહરતી હતી તેવામાં જુલી તેના "પરી"ના પોશાકમાં તૈયાર થયલી માહરા ડ્રૅસરૂમમાં આવી. તેણીના પાર્ટપર હજી ડ્રૉપ પાછો ઉંચકાવાનો હતો, અને માહરે કબુલ કરવું જોઇએ કે તે અરધો ઉંધાડો ડ્રૅસ જોકે માહરા પોતાના ટેસ્ટ અને નજરને કોઇ રીતે પેશ આવતો મને નહીં જણાતો હતો તોપણ તે એ પોશાકમાં એટલી બધી ખેંચાણકારક ને ખુબસુરત દેખાતી હતી કે તે એક "સ્પૅશ્યલ ફેવરીટ" કેહવાતી હતી તેમાં હું કાંઇ ઝાઝી અજબ થઇ શકી નહીં.

એ મુજબ અમે લોકો વાત કરતાં ડ્રૅસરૂમમાં ઉભેલાં હતાં તેવામાં મેલીસા પણ ત્યાં આવી. તે બી સ્ટેજપર ઉતરવા તૈયાર થઇનેજ આવી હતી. તે બી ઘણી મજાહની દેખાતી હતી, પણ અલબત જુલ્યટ જેવી તો નહીંજ; અને છેલ્લો ઘંટ થતાં સુધી અમે ત્રણેએ માહરા ઓરડામાં વાતચીત કર્યા કીધી.

અને પછીથી પરડો પાછો ઉપાડતાં જુલ્યટને તેના પેહલા દેખાવમાં લોકોએ ઘણોજ હર્ષીત આવકાર આપ્યો—એટલે સુધી કે જ્યારે ખેલ ખતમ થયો અને પરડો સેવટનો ઉતર્યો ત્યારે તેનાં નામની બુમોથી ઠીએટરમાં એક જીવતું દેવસ્થાનજ ઝપકી ઉઠયું! અંતે, તેથી, પરડો પાછો ઉંચકવોજ પડયો અને મી૰ રીચર્ડસ પોતે જુલ્યટનો હાથ પકડીને તેણીને પાછી ફુટ લાઇટ કને લઇ ગયો, કે જ્યારે લોકોએ તાલીઓની ગજ નાના એક વરસાદથી તેને પાછી ને પાછી વધાવી લીધી!

---

## પ્રકરણ ૯૬ મું.

હવે ઝારાને મળી આવ્યાને એ દરમ્યાંન ત્રણ દિવસો ગુજરી ગયા હતા, અને તેનું કાગળ તોપણ હજી સુધી મને કાંઇજ આવ્યું નહીં. મને એ ઉપરથી ભય થયો કે તેણે તે પોસ્ટમાં મોકલ્યું હોય તો કદાપી તે ગેરવલ્લે બી ગયું હોય? હું, તેથી, તેને પાછી મળવા ગઇ, કે જ્યારે મેં ઘણી અજાએબી વચ્ચે જાણ્યું કે તો આગળેજ દિવસે ત્યાંથી ઘર ખાલી કરી ગઈ હતી, અને કયાં ગઇ તે એ તરફ કોઈ જાંણતું હતું નહીં! તે ઉપરથી હું નાઉમેદ ઘેર પાછી ફરી, અને હજી બી તેણીનાં કાગળની હું વાટ જોતી બેઠી. તે રાત્રે માહરો પાર્ટ નહીં હતો અને હું ઘરમાંજ રેહવાની હતી, જેથી નોરમનવાલાંઓ ઠીએટરમાં જવા પછી હું ઘરમાંજ એકલી પડેલી તેણીની કે તેણીનાં કાગળની વાટ જોતી બેઠી. અંતે આઠ વાગતે એક ગાડી અમારાં ઘર આગળ આવી, અને એક નોકર મને પછીથી તરત ખબર કરતો આવ્યો કે એક કોઇ બાઇ મને મળવા આવેલી નીચે ગાડીમાં બોલાવતી હતી. એ ઉપરથી હું તરત સમજી ગઇ, અને ઉતાવલે માહરી ટોપી પેહડી લઇ ગાડી આગળ ગઇ. તેમાં ઝારા હતી.

"માહરે વાસ્તે એક કલાક તમો ફાજલ પાડશો, ઍલન બેહન! આજે તમારો પાર્ટ તો નથીની?" તેણીએ ઘણી આતુરતાથી પુછ્યું—અને હું હા કહીને તરત ગાડીમાં બેસી ગઇ. મહને એ કેસમાં થોડીક અજબ જેવી જીજ્ઞાસા થતી રહી હતી ખરી. આ છોકરી શું કરવા માંગતી હતી? તે શું કહેવા ચાહતી હતી?

"તમે માહરાં કાગલની વાટ તો ઘણી જોઇ હશે," ઝારાએ ગાડી ઉપડી જવા પછી મને કહ્યું.

"ઘણીજ," મેં જવાબ કરયો; "હું તો થોડી ફકરમંદ બી થઇ. હું તાહરે ઘરેબી જઇ આવી, અને તુંને ત્યાંથી અચબુચ ખાલી કરી ગયલી જોઇને હું તો હબની ગઈ!"

ઝારા હસી.

"મેં ખામખા એ બધું કરેલું છે, બેહેન ઍલન." તેણીએ જવાબ કરયો; "મેં તમોને લખ્યું નહીં તેનું કારણ એટલુંજ કે જે નાટક માહરે તમારી આગળ કરવાનો છે તેમાં બીજા જે આસામીની જરૂર છે તે મને મલ્યો હતો નહીં. તે છેક આજેજ મલ્યો, અને ત્યારે તરતજ મેં તેને આજે રાતના સાડાઆંઠ વાગતેનું "ઍપોંઇન્ટમેન્ટ" આપેલું છે, એટલે તમોને તેડવા મને પોતાનેજ ઉતાવલે દોડી આવવું પડયું. હવે વખત ઘણોજ થોડો છે, અને તે ઘરમાં આવી લાગે તે આગમચ તો આપણે ત્યાં પોંહોંચી જવું જોઇએ."

"પણ કોણ?" મેં અજાએબીથી પાછું પુછ્યું.

"ખરૂં કેહી દેઉં!" ઝારા હસી; "તમારો વેરસી મુદ્દઇ કૅપટન ફ્લેર."

"ફ્લેર!" મેં અજાએબી અને ભયમાં બુમ પાડી. "પણ હું તે ખુંનીને મળવા ખુશીજ ક્યારે હતી?"

"હું તમોને તેની સાથે રૂબરૂ મેળવવાની નથી," ઝારાએ માહરો ગુસ્સો ને ગભરાટ જોઇને તરત મને ધીરજ આપવાની ઉતાવળ કરી; "તમારે તો પરડા પછવાડે ભરાઇનેજ અમારો નાટક જોવાનો છે."—અને ત્યારેજ હું એકમત થઇ. ઝારા શું થોડી ભલી અને થોડી વફાદાર હતી? તે માહરાં માથાંના એક બાલને અલગ આવવા દેવા આગમચ પોતાનો પ્યારો જાન પટકી નાંખે એ વાતની મને સંપુર્ણ ખાત્રી મળેલી હતી. હું, તેથી, લુચ્ચા કલેરની વર્તણુંકપર કાંઇ નવુંજ અજવાળું પડતું જોવાની ઉમેદથી ઉલટમંદ બની.

વળી છેક તેજ વખતે માહરૂં ધ્યાંન ખેંચાયું. અમારી ગાડી મોટી દુકાણો આગળથી પસાર થઇ જતી ત્યારે તે માંહેલી તેજસ્વિ રોશણીનો અવારનવારનો જે રેલો અમારી ગાડીમાં ધસી આવ્યા કરતો હતો તેથી મેં જોયું કે ઝારા આજે ઘણીજ સંભાલથી અને કાંઇ ઘણાજ કીંમતી પોશાકમાં સજ્જ થયલી હતી, કે જેમાં ટેસ્ટ બેશક સર્વોપરી હતો. વળી તે ઘણી ઉશ્કેરાયલી અને લાલ થયલીબી નજરે આવતી હતી!

અમો આવી પોંહચ્યાં. મેં જોયું કે "વૅસ્ટ ઍન્ડ"ના ફેશનેબલ લત્તાનાં એક ઘણાં સુંદર મકાન આગળ અમારી ગાડી જઇને ઉભી, અને તેની જરા આગળ બે ઘોડાની એક વીકટોરીઆ ઉભેલી હતી, જેણે આગળ વધીને વરંદા આગળ પોંહોંચી શકવા અમારી ભાડુતી ગાડીની જગ્યા કીધી; અને ત્યારે તે જોઇને ઝારા માહરે કાંને લાગીને થોડાક ગભરાતમાં બોલી, "કલેર તો આપણી આગળ આવી બી લાગ્યો દેખું."

"ત્યારે હવે?" મેં વધતી ગભરાઇને પુછ્યું.

"તેની કાંઇજ ચીંતા નથી," તેણીએ સધ્યારો આપ્યો;—અને ગાડીવાલાને ભાડું ચુકવી તે મને ગરબડ કરયા વના માળ ઉપર લઇ ગઇ, જ્યાં એક બારણું ઉઘાડી, અને એક અંધારા ઓરડામાં દાખલ કરી, તેણીએ રોશણી કીધી.

તે મેં જોયું કે ભપકામાં સજ કરેલો એક આરાસ્તા ડ્રૉઈંગરૂમ હતો, અને લેડી સીસીલ્યા અરબને લૉર્ડ ફ્રેડરીક રેન્સકલીફને માહત કરવા જે નાટક કરયો હતો તે વખતે તે ઓરડો જેમ બે ભાગમાં વેંહેચાયલો મેં જોયો હતો તેમજ આ ડ્રૉઈંગરૂમ પણ બે ભાગમાં વેંહેચેલો હતો. તરત પાછલા ભાગમાં મને છુપાવીને કેદ કરવામાં અને બારણું ખેંચીને બંધ કરી લેવામાં આવ્યું.

એ પછી ઝારાએ જોરથી ઘંટ વગાડયો, જેના જવાબમાં કોઇ "મેડ" દોડી આવી તેને તેણીએ પુછ્યું, "પેલા ગ્રહસ્થ આવ્યાછ ખરા કે? કયાં છે?"

"નીચેના ડ્રૉઇંગરૂમમાં છે, મીસ. મેં તમારા હુકમ મુજબ ત્યાં લઇ જઇને તેઓને બેસાડયા છે," મેડે જવાબ દીધો.

"તેવણને ત્યારે હવે ઉપર મોકલી દે," ઝારાએ હુકમ આપ્યો;—અને બીજીજ પળે તો દાદારપર જોશથી કોઇનાં ઉપર આવવાનાં પગલાં વાગ્યાં, જ્યારે એડવીન સેન્ટ કલેર, મેં છુપાઇને જોયું કે, તે ઓરડામાં દાખલ થયો.

"તું ઉપર ક્યારે આવી ગઇ?" ક્લેર અજબ થયો. "મને તો નીચે ખબર બી પડી નહીં! મગર ચાલ હવે બેસ ને મને કેહ કે એ શું છે? છેલ્લા છ સાત મહીનાથી તું એકદમ કાંહાં ગુમ થઇ ગઇતી, ને આએ શું બધો ભપકો ને ઠઠેરો છે. વાહરે, તું તો એક લેડીજ બની ગઇ દેખું! તુંને આવા ઠઠેરામાં મેં આગળ કદી જોયલી નહીં, એટલે હું તો જાંણે આજે હાલમાં એક સ્વપ્નો જોતો હોઉં એમજ મને લાગેછ!"

"તમે બેસો તો ખરા?" ઝારાએ તેને સોફાપર જગ્યા આપતાં શાંતીથી જવાબ કર્યો, અને તેણીએ પોતે પણ બેસવા વાસ્તે હું ઉભી હતી તે પાર્ટીશન આગળથી એક ખુરસી ઉંચકી, કે જેથી તેને લગતું બારણું એક ઇંચ અલગું થયું, અને હું ખુણાંમાં ભરાયલી બધું આબાદ સાંભળી તેમજ જોઇ શકી હતી.

"વૅલ, વૅલ, હું બેસુંછ; તું ચલાવ," કલેરે ઘણાં ઘરવટના તોરથી એક સોફાપર અરડાઇ પડતાં કહયું; "અલબત આએ પોશાક તો તુંને ઘણોજ શોભેછ, પણ, દીકરા, અમથાં સોજાં કપડાં પહેડવાથીજ કાંઇ લેડી થવાતું નથી હો! તેને વાસ્તે તો ઘણી ઉંચી લાયકાતો ને કેળવણી બી જોઇએ!"

ઝારા તુચ્છકારનું હસી.

"અને તમે કેમ જાણ્યું કે તે લાયકાતો માહરામાં નથીજ?" તેણીએ તકાજો કરયો.

"એ તું શું કહેછ, છોકરી? તું ઘેલી તો નથી થઇ?" કલેર અજબ થયો. "જાંણે હું છાકટ હોઉં ને દારૂની ઝુમમાં હોઉં તેવોજ બધો મને હાલ લાગેછ! ખચ્ચીત, હું તાહરામાં એક અજબ ફેરફાર થઇ ગયલો તો જોઇ શકુંછ ખરોજ!"—અને તે હસ્યો.

"અને એ ફેરફાર બધો મેંજ માહરામાં કીધોછ, એડવીન," ઝારાએ નરમાસથી સમજાવ્યું. "એ તમારાજ પૈસાના પ્રતાપ છે. તમોને યાદ છે—તમે મને આંઠેક મહીનાની વાત પર એક મોટી રકમની નોટ ભેટ કીધી હતી તે?"

"હા, પાંચસો પાંઉન્ડની" કલેરે બેપરવાહીથી કહયું. "મને તે બરાબર યાદ છે, પણ તેનું શું? શું તે પૈસાથી આએ બધી ડ્રેસ અને બધી કેળવણી બી એટલા વારમાં તેં સંપાદન કરી લીધી એમ તું મને સમજાવા માંગેછ? ને પેલો પ્યાંનો શાંનો છે? શું મ્યુઝીક બી શીખી ગઇ?"

ઝારા જવાબમાં ઉઠી, અને તેણીએ પ્યાના પર બેસીને કાંઇ એટલું ઉમદા વગાડયું અને એટલા સુંદર સરોદે ગાયું કે હું ખરૂંજ લખુંછું કે હું પોતે વટીક હેરત અને છક થઇ; કે જ્યારે ક્લેર તો જાંણે પોતાની સુદબુદ ખોહી બેઠેલો દેખાયો!

"ખુદાના કસમ," તે મ્યુઝીક પુરૂં થતાં કલેર પુકારી ઉઠયો, "આએ તો એક તલેસમ છે! આએ તો એક જાદુજ છે! ફાટાંતુટાં ચીંદડાંઓમાં અરધાં ઉઘાડાં બદન સાથ રસ્તે ભટકયા કરનારી જંગલી જીપસી ઝારા તે તુંજ છે કે કોઇ બીજી? હું જાગુંછ કે ઉંઘાઉંછ? પણ તેં એ જેહમત તાહરા નાખલા જીવ પર ખેંચીજ શું કામ? કંઇજ સમજ મને નથી પડતું!"

"દરેકને કાંઇને કાંઇ લોભ તો હોયજ," ઝારાએ હસી હસીને કહયું, "અને મને બી માહરી એક ચોકકસ મતલબસર એક "લેડી" બનવાનો લોભ બરપા થયો!"

"એક લેડી?" અને વળી પાછું સેન્ટ કલેર મોટા તુચ્છકારનું હસ્યો. "છોકરી, તું એકદમ અતેરૂં ના કર. આએ ઘણું રમુજી ને ઘણું ગમત આપનારૂં છે ખરૂં, ને હું કબુલ કરૂંછ કે પોશાકના ટેસ્ટમાં અને મ્યુઝીકની આવડમાં તેં એકદમ અવધી કરી નાખેલી છે, પણ તેટલાંથીજ કાંઇ "લેડી" થવાનું નથી. તેને વાસ્તે તો બીજી આસપાસની કેળવણી ઘણી મોટી જોઇએ. દાખલા તરીકે તુંને તો લખતાંજ નથી આવડતું. મને તાહરા હરફના છબરડા ગબરડા બધા ઘણા યાદ છે! તું એટલું બધું તો અશુદ્ધ લખેછ કે હું તો તાહરાં કાગલો વાંચતાં શરમાઇ જતો હતો!"

"તે રાઇના પાર રાતે વહી ગયાં, એડ્વીન સેન્ટ કલેર," ઝારાએ મોટી મગરૂરી ને ઉકમાઇથી જવાબ કરતાં કહ્યું.

"એટલે, તે શું તું ઘણું નામીચું લખતાં વાંચતાં બી શીખી ગઇ, એમ?"

ઝારા કાંઇ બોલી નહીં. તે ટેબલ આગળ પાછી બેઠી, જ્યાં તેણીએ ચરચર થોડું લખવા ને ચીતરવા માંડયું, જ્યારે કલેર સુખકારક સોફામાં અરડાઇ પડેલો તુચ્છકારતુંજ હસતો તેના ભણી જોયા કરતો હતો. તેણીએ તે પછી તે લખાયલો "શીટ" જરા વારે તેના હાથમાં મુકયો.

"માઇ ગૉડ, આએ હરફ શું તાહરાજ, ઝારા?" કલેરે મોટી તાજુબીમાં પુકારયું; "હું કદી બી માની શકને નહીં! પણ વારૂં, સ્પેલીંગનું કેમ છે?"

એ પછી તે ઓરડામાં થોડોવાર ચુપકી પસરી રહી, કે જયારે મેં જોયું કે કલેર તે કાગળ ઘણુંજ ધ્યાનથી વાંચતો અને ચીપી ચીપીને તપાસતો હતો.

"ઝારા, તેં મને છક કીધોછ," તેણે ઉશ્કેરાઇને કહ્યું; "આએ તાહરી લખાવતમાં એક બી ભુલ નથી, અને ખરેખર તો એ એક "લેડી"ને શોભા આપે તેવુંજ છે!"

"અને હાલમાં હવે વળી મેં ડરૉઇંગ હાથ ધરયું છે," ઝારાએ હસીને કહયું; "આએ પૉરટફુલ્યો જોવો! એમાં માહરાં ડરૉઇંગ્સ છે, પણ હું તે તમોને હજી બતાવવાની હીંમત નથી કરતી, કારણ કે એમાં હજી હું થોડીક કાચી છું."

"તે દમ વગરની વાત છે," કલેરે નાખતીથી કહ્યું. "તું આએ બધું એટલી બધી તારીફલાયક સંપુર્ણતાથી ઉપાડી શકીછ કે તું કોઇબી "એકોમપ્લીશમેન્ટ" અધુરૂં છોડે એ હવે હું જાંણે માનીજ નથી શકતો! મેં તાહરેથી એવી કાંઇ દાહડે ઉમેદ રાખેલી નહીં; અને તેથી હું જાંણે માનીજ નહીં શકતો કે આએ બધો ખરો ને જીવતો જાગતો બનાવ છે! મને તો હજી બી એ એક સ્વપ્નોજ લાગેછ! આએ તાહરો બુકકેસ જોની! ઇંગ્લાંડ, ફ્રાન્સ, રોમ, અને ગ્રીસની તવારીખ, જયોગ્રાફી, ગેઝેટીયર, સાયન્સ, પોએટ્રી, નૉવેલ્સ, ટ્રેવલ્સ, લૉગ્એજીસ, બાયોગ્રાફી!! ખરેખર, છોકરી, તેં કીધુંછ શું?" તે એ બધાં નામો વાંચતાં અચકી જઇને બોલ્યો; "માહરે ત્યાં બી આવું કલેકશન તો નથીંજ, અને માહરી ખાત્રી છે કે જેઓ

પોતાને "લેડી" કહેછ ને ઓળખાવેછ તેઓમાંની અરધીઅરધને ત્યાં બી નહીંજ હશે! પણ વારૂં, હવે એ બધાંનો અંજામ શું? એ બધી જેહમત તેં તાહરાં તનપર કાંએ ઉઠાવી તે તો સમજાવ! સબબ હું જો અટકલ કરૂં તો———"

"હા, તમેજ અટકલ કરો," ઝારાએ ગમત પામીને પકડી પાડયું.

"હું અટકલ કરૂં?" કલેર હસ્યો. "લે, હું તો એમ ધારૂંછ કે તું પરણવા તૈયાર થઇછ, અને આએ રીતે "લેડી" બની જઇને કોઇ સધ્ધર બીલુંને ફાંદામાં ફસાવી દેવાની તાહરી દયાનત હોવી જોઇએ—ખરી વાત!"

"અને એ તમારી અટકલ ખરી હોય તો તમે કાંઇ તેથી ઘણા અજબ થાઓછ?"

"એક જરા બી નહીં," કલેરે જોશથી કહયું. "ઉલટો હું ખુશીજ થાઉંછ, ને તાહરી હજારો તારીફ કરૂંછ. તાહરી રખડેલ ને ભમાતું જીંદગી તજીને તેં આએ જે કીસબ કરી બતાવ્યોછ તેથી હું દાંતમાં આંગલાં પકડુંછ અને તુંને હજારો સાબાશી આપુંછ, ઝારા ડીઅર!"

"ત્યારે તમે મને માહરા એ લોભમાં મદદ કરશો?"

"દીલોજાનથી," કલેરે ખાત્રી આપી. "હું તુંને માહરાં ફેશનેબલ ફ્રેન્ડઝ વચ્ચે રજુ કરશ ને ઓળખાવશ, અને માહરી ખાત્રી છે કે કોઇ ને કોઇ બીલ્લુ તાહરા ફાંદામાં ફસ્યા વગર રેહવાનોજ નથી!"—અને તે હસ્યો. "એમ તો તું પરણવાની વાતને જો ઘણું વજન નહીં આપતી હોય તો આએ એકજ અઠવાડયાંમાં કોઇ બેરોનેટ કે ઘરડા મારકવીસની———"

"કેપટન સેન્ટ કલેર," ઝારાએ એકદમ ગંભીરાઇથી કહયું, અને મને લાગ્યું કે તેણીના અવાજમાં ઘણો જુસ્સો અને ગુસ્સો હતો. "ફરીથી એવું કાંઇબી ગલીચ બોલીને મને ઇનસલ્ટ કરવાની મેહરબાની કરીને હીંમત કરતા ના! આએ જે માહરાં તન પર મેં હદ વગરની જેહમત ઉઠાવીછ તે કાંઇ એવી એક ગલીચીને વાસ્તે નથી!"

"વૅલ, વૅલ, જીંજર ના થા," કલેરે હસીને કહ્યું; "ત્યારે ટુંકમાં, તુંને કોઇ સારે ઠેકાણે પરણવુંછ—એમજ કેની?"

"હા, તેજ માહરો એરાદો છે, અને તેમાંજ તમારી મદદ મને જોઇશે," ઝારાએ ચરસાથી કહયું.

"વૅલ, હું ધારૂંછ કે માહરા લાગવગથી તેમાં બી તુંને મદદ તો હું કરીજ શકશ," કલેરે વિચારવંત જવાબ આપ્યો; "પણ તેં કોઇને ધારી મુકયોતો નથી?"

"મેં ધારીજ મુકયોછ!"—અને ઝારા મીઠાશથી હસી.

"ખરેખર? અને તેને હું ઓળખુંછ એમ?"

"તેને તમારા જેટલું બીજું કોઇજ ઓળખતું નથી," ઝારાએ શાંતીથી જવાબ કરયો.

"એમ? ત્યારે બેલાશક નામ કહે; હું તાહરે વાસ્તે હજારો ખુશીથી માહરૂં બનતું કરશ."

"તેનું નામ કેપટન સેન્ટ કલેર છે," ઝારાએ હરેક બોલપર ભાર નાખીને કહયું,—અને મેં હદ વગરની અજબ થતાં અજાબ જોયું કે કલેર સરપે દંખ માર્યો હોય તેમ એ સાંભળતાં સાથે જોશથી ઉછળ્યો. "મેં તેને માહરો ભરથાર ધારી મેલ્યોછ, એટલુંજ નહીં પણ કદી નહીં ફરે એવા ઠરાવ સાથે તેને મેં માહરે વાસ્તે નક્કી બી કરી મુકયોછ!"

"તું કંઇ દીવાની થઇ ગેઇછ, ઓરત!" કલેરે તરત તરયાપાવ ફૂંકીને મોટાં ઝનુનથી બબાળ્યું. "દીવાની થઇ નહીં હોય ત્યાં વેર તું એવું ધારવા કે કેહવાની હીંમત કદી કરી શકેજ નહીં!"

"હું માહરી પુર સુધ્ધીમાં છું," ઝારાએ કહયું, "અને જો તમે કજ્યો નહીં થયલો જોવા ચાહતા હોવો તો—"

"કજ્યો! તું તાહરાં મનમાં ચાહે શું પીએછ?" કલેરે જાસ્તી બખાલા કાઢયા—અને પછી તરત મોટે સાહદે તે હસી પડયો. "હવે હું સમજ્યો! તું એમ કરીને માહરી મજાક કરેછ-તું માહરૂં પારખું લીએછ! લુચ્છી, તું એમ કરીને માહરીપર એક નવી ફમરી મુકાવા તૈયાર થઇછ! મગર તેમ હોય તો મને વાંધો નથી. મેં તુંને છેલ્લો ચૅક આપ્યો તેથી બેવડી રકમનો બી જો તુંને હાલમાં જરૂર હોય ને તું માંગતી હોય તો તાહરી આએ રટડીમાં તુંને મદદ કરવા હું ઘણીજ મોટી ખુશીની સાથે—"

"એ ભટાઇ બંધ કરો," ઝારાએ કંટાલાથી કહયું, "માહરા એ મનથી નકકી કાયેલા મોટા લોભ આગળ પૈસાનો સવાલ હું બીલકુલ બેહીસાબ જાણુંછ. હું તમારી ધણ્યાંણી થવાની—"

"માહરી ધણ્યાંણી?" તેણે પુકાર્યું; અને કલેરના અવાજમાં, મેં જોઇ લીધું કે, તે પુરતો તરખાયલો હતો!

"હા; કાંએ નહિ?" ઝારા ટેબલપર હાથ થોકીને બજીદ થઇ. "જયારે હું રખડેલ, અભણ, જંગલી, ભીક્ષુકની સ્થિતીમાં હતી ત્યારે તમારી લટરાજપર લોભાઇને મેં માહરી ઇજ્જત ગુમાવી તેનો માહરે હવે આજે બદલો લેવાનો છે. અમો ઓરતોને વાસ્તે તમો મનથી ફાંકો શું રાખતા હોશો? તમે પૈસાવાલા બદમાશો તમારે મનથી ગરીબ, લાચાર, લાઇલાજ મુફલીસ છોકરીઓની ઇજ્જતને વાસ્તે ધારતાજ શું હોશો? માહરાં ફાટાંતુટાં ચીંદડાં ને અભણુ જંગલીપણાં વચ્ચે હું જો તમોને પુરતી ગમતી પુરવાર થઇ હતી તો હાલમાં માહરા આએ દાવાને વાસ્તે વધારે લાયક ને વધારે ગમતી થવાને ખાતર મેં આએ બધી જેહમત માહરાં તનપર ઉઠાવી છે! માહરી આખી જીંદગીમાં માહરી ગરીબની ખરાબી શોધનાર ને કરનાર તમે એકલા ને એકલા છો, એટલે સાર અસાર જાંણુતી થવા પછી હવે હું તમારો દુંબાલો કદી કોઇ કાલે મુકવાની નથી!"

"હું એટલુંજ કેહુંછ, છોકરી, કે તું મગજથી તદન ખીસી ગયલી છે," કલેરે મોટા તીખાસથી કહયું; "માહરા જાનપર બની આવે તો બરજાહનમ, પણ તું કોઇ જમાને બી એ ઉમેદ ના કરતી કે તાહરા જેવી એક બામટી બમાતુને સોસાયટીમાં રજુ કરીને હું માહરો જગજાહેર હુરયો ને ફેસ્તો થવા દેવશ!"

"તમે જહનમમાં જાઓ તેની મને પરવાહ નથી," ઝારાએ પણ હવે તેટલાંજ ઝનુન ને તીખાસથી તેજ જવાબ કરતાં કહયું; "પણ માહરી ઇજ્જત લીધા પછી તમોને માહરા બરથાર તરીકેનું નામ મને આપવુંજ પરશે ને ફર આપવું પરશે !"

"અને નહીં તો ?" અને તેની આંખમાં ગુસ્સાના અંગારા ધગધગતા જોઇ શકાતા હતા.

"અને નહીં તો ખરાબી ઘણી ગંભીર અને તમો ખ્યાલ બી નહીં કરી શકો એટલી બધી જાલેમ થશે, કેમકે તમે જાંણોછ, એડવીન સેન્ટ કલેર, કે એક જીપસી ઓરતનો કીનો કેટલો કાટીલ ને જબુન થઇ શકેછ !" અને ઝારા પણ એમ કહેતાં ઉશ્કેરણીથી ચહેરામાં હદ વગરની લાલ થયલી દેખાઇ !

"તું મને એમ બીહીધરાવી ડમરાવીને ફાવી જવા માંગેછ ?" કલેરે વધતા તુચ્છકારથી કહ્યું; "જા, કમીની, તાહરેથી થાએ તે કર ! એક કીડાને ભચડી નાખ્યે તે રવેસે એક લેહજામાં હું તુંને માહરા પગ તળે ભચડી નાખી શકશ !"—અને તે ગુસ્સાથી આખાં તનબદનમાં હીલતો ને ધ્રુજતો હતો !

"તમારાથી બને તે તમે કરજો ને માહરાથી બનશે તે હું કરી બતાવશ," ઝારાએ તેટલાંજ જોશથી કહયું; "તમારી ખુંની કારકીરદીઓ—"

"ચુપ કર !" કલેરે એક સરપના સણસણાતથી ગભરાઇને પોકારયું.

"હું ચુપ કરશ, પણ તે જો હું માહરી મકસદને પોંહોંચશ તોજ," ઝારાએ પાછો પગ ઠોકીને કહયું. "હું કબુલ કરૂંછ કે વરસોથી તમારા જેવા એક નાલાયક ખુંનીને, તેની તમામ નાલાયકાતો ને પાપો પુરાવા સીકકે જાણવા છતાં, મેં સદા છુપા ચાહેલા છે; પણ એ માહરો બધો પ્યાર કીનાના કડવાસમાં ઉલટાઇ જશે, અને જે આદમી મને પોતાની મોહરદાર તરીકે જાહેરમાં રજુ કરતાં શરમાયછ તે, ખુદાનાં નામના કસમથી કેહુંછ કે, પુરા બે કલાક નહીં જશે તેટલાં ફજેતીના પારાવાર વચ્ચે પોતાને જીવતાંજીવત જાંહનમના ઉંડા ગારમાં ગરક ગયલો જોશે !"

"અને તેવું તું કાંઇ કરે તો મને કેહની—તાહરી ધરડી મમાઇ બચવાની છે કે ?" અને એ બોલ્યો ત્યારે તેનો અવાજ ખોખરો વાગતો હતો !

"નહીંજ, પણ હું તદન જીવ પર આવેલી છું," ઝારાએ જવાબ કરયો; "માહરી મમાઇની ખોહારી કરનાર બી તમેજ પલીદો છેઓ, અને તમારો નાશ થતાં તે બુઢયા બચવાની તો નથીજ, તોપણ મને સંતોષ તો રેહશે કે જે લોકો આએ ધરતી પર જીવવાને લાયકજ નથી તેવાં કરપીણોને તેઓનાં મોટાં નામની ઠગાઇ વચ્ચે પકડી આપી મેં તેમને લાયક ફજે પુગાડયાં !"

"ઝારા," કલેર હવે એ સાંભળી અંતે હીંમત હારી કગળી પડયો, "તું અતેરૂં ના કર ! તું કાંઇ અકલમાં બેસતું આવતું માંગ ? તું મને પરણીને કદી સુખી થઇ શકવાની નથી, કારણ હું તુંને કદી ચાહવાનો નથી. સોસાયટીમાં માહરૂં એટલું મોટું નામ છે, અને

પાર્લમેંટના મેમ્બર તરીકે માહરો એટલો બધો જાહેરમાં વક્કર છે કે હું જો તુંને પરણુંશ તો લોક તુંને ને મને બેઉને ધીક્કારશે, અને આખું ગામ આપણુંને હસ્તું ને થુકતું થશે ?"

"હું તમારી એ કહેવાતી સોસાયટીને ઠોકડે મારૂંછ," ઝારાએ સર ઉપર ખેંચીને મોટા તુચ્છકારથી કહ્યું; "મને તમારાં એ મોટે ખાંચરેનાં લોકોની કોઇ પરવાહજ નથી. મને તો માહરી પોતાની પરવાહ છે ને માહરે માહરૂં પોતાનું ભલું કરવાનું છે !"

"એ બધી દીવાનગત છે," કલેરે પાછી ધીરજ ખોહી દઇ ગુસ્સાથી ઉકળતી છાતીએ બબડ્યું: "એ કારણોથી હું તુંને પરણું ? જેને અરધી ઉઘાડી, જંગલી, અભણ, ઉઘાડે પગે ને ઉઘાડે માથે જંગલે જંગલ ભટકતી મેં જોયલી—"

"હા, તેજ તો માહરી તકરાર છે, કલેર !" ઝારા બેવડી બગ્ડીદ થઇ. "ત્યારે જો હું તમોને તે છતાં ગમતી માલમ પડી તો આએ માહરાં કહેવાતાં લેડીપણાં સાથે હજારોઘણી વધતી ગમતી થવાનો હું પુર હીંમતથી દાવો રજુ કરી શકું ! તે વખતે તમે મને બોલવીને સમજાવી હતી કે તમો મને ઘણીજ ચાહોછ, અને મેં ભોલી મુખખે તે ખરૂં માન્યું હતું. ત્યારે હવે અત્યારે તે બધો માહરે વાસ્તેનો તમારો પ્યાર કયાં જતો રહયો ને કેમ ગુમ થયો ?"

"માહરૂં તો માથું બી ફરી આવ્યું, ઝારા, એ બધી બેહુદી તાહરી તકરારો સાંભળ્યા કરતાં !" કલેરે મોટા કંટાલાથી કહ્યું—અને તે હવે ટોપી લઇને જતો રહેવા ઉઠયો. તે જ્યાં ત્યાંથી સરી જવા માંગતો હતો.

"હું તમોને રોકવાની જરા બી દરકાર કરતી નથી," ઝારાએ તેને ઉઠી જતો જોઇ ઠંડે કલેજે કહ્યું; "હું પોતે બી એજ મતની છેઉ કે આપણે બેકાર તકરારમાં ઘણો વખત બરબાદ કીધો. હવે, તેથી, તમારે ગમે તે કરો, પણ યાદ રાખજો કે તમો અહીંથી મને કબુલ થયા વગર જશો તો પુરો કલાક નથી જવાનો કે જેની આગમચ તમે તમારા હાથમાં બેડી થોકાયલી જોશો ! તમો જઇ જઇને જવાના કયાં છો !"

"કર તાહરૂં કાલું—જે કરવું હોય તે !" કલેરે મોટા કંટાળા ને ધીક્કાર સમેત ઝનુનથી કહયું—અને બારણું અફાળી તે દીવાના તોરથી ચાલીજ ગયો.

---

## પ્રકરણ ૯૭ મું.

હું, એ ઉપરથી, ઘણી બીહીબેલી માહરી ભરાવાની જગ્યાએથી બાહેર નીકળવા જતી હતી, પણ ઝારાએ દોડી આવીને મને રોકી નાખી.

"બીલકુલ બાહાર ના આવતાં; એ બોય પાછો આવશે," તેણીએ માહરા કાન પર પડીને ઉતાવલે કહયું.

"તું એમ શા પરથી ધારેછ ?" મેં ઘણું અજાબ થઇને પુછયું.

"હું એને વરસોથી ઓળખુંછ, ને એ કેટલી હદ સુધીનો હીચકારો છે તે હું બરાબર જાણુંછ," ઝારાએ ઉતાવળે જવાબ કરયો; "એ બધો એનો સુકકો દમ છે, કારણ કે બાતેનમાં

એ મજબુત બીહીધેલો છે, તમે જરા જોજો તો ખરાં!"—અને એમ કહી ઝારા માહરૂં ભરાવાનું બારણું પાછું બંધ કરીને ભાગ્યેજ અલગ થઇ હશે તેટલામાં તો દાદરપર પાછાં પગલાં વાગ્યાં, અને તે હીચકારો ઓરડામાં પાછો ધસી આવ્યો.

"જો આપણે હજી બી સમજુતથીજ એ વાતનો નીવેડો લાવ્યે," તે કાલાવાલાના તોરથી કહેવા ને બોલવા લાગ્યો, "હું કબુલ કરૂંછ કે તેં એક લેડી થવાને વાસ્તે ઘણી જેહમત ઉઠાવીછ, અને તેના બદલામાં પુરતી હીંમત સાથે હું તુંને માહરા આશરામાં લેવા ને રાખવા કબુલ થાઉંછ. હું દર વરસનું બે હજાર ગીનીનું એક મોટું વરસાંણુ અબધડી તુંને બાંધી ને લખી આપુંછ—"

"તમારી કરોડોની દોલત બધી આખી તમે માહરા પગ પાસ રેડી મુકશો તોબી હું તેને ને તમોને બેઉને ઠોકરેજ મારશ!" ઝારાએ મોટા કડવાસ ને મગરૂરીથી કહયું; "એ આગળની હું ઝારાજ નથી! મગર હવે માહરે એ તકરાર વધારે લંબાવવીજ નથી. હવે મને એકજ બોલમાં સાંભળોઃ હું તમોને કાલે સહવારે અગ્યાર વાગતાં સુધીની મેહતલ આપુંછ. તેટલાં જોઇએ તો ને જોઇએ ત્યાં નાહસી જજો ને ભરાઇ બેસજો. મને તેની પરવાહ નથી. કાલે સહવારે અગ્યાર વાગતે, જો તમોને બચવું હોય ને માહરી દરખાસ્ત કબુલ હોય તો, તમારે અતરે પાછું આવવું પડશે. તેટલાં આપણાં લગનને વાસ્તેનું કાયદાસરનું "સ્પૅશ્યલ લાઇસન્સ" મેળવીને અત્રે કાલે પાછા આવો ત્યારે તમારી સાથે લેતાજ આવજો, અને પાદરી અને સાક્ષીઓને બી સાથે લાવવાજ જોઇશે! લગનમાં કાંઇ બી ઠગાઇ નહીં ચાલશે. તેને વાસ્તેની સંભાળની માહરી જોખમદારી હું સાચવી લઇ શકશ; અને હવે તમે સધાવો. તમે તમારી મરજીના માલેક છો! હું તમોને દરેક પવિત્ર ખરા ઝનુની કસમથી કેહુંછ કે કાલે અગ્યાર સુધીમાં મેં તમોને કહયુંછ તેમ તૈયાર થઇને અત્રે તમો નહીંજ હાજર થશો તો પાંચ મિનીટ જાસ્તી થતાં હું પાધરી કોઇ બી મેજીસ્ટ્રેટ પાસ જઇને ઉભી રેહવશ."

"જા, જુલમગાર, એજ તાહરો જુલમ ને ચુકાદો છે તો હું કબુલ થાઉંછ," કલેર અંતે હારીને ગદગદ કંઠે નાચારીનું બોલ્યો, "પણ તું ખાતરજમા રાખજે કે પરણીને હું તુંને કોઇ દાહડો બી ચાહી શકવાનો નથી! તાહરી શીકલ સુરત બી આપણે બેમાંથી એક મરશું ત્યાં સુધી મને અકારી ઝેર જેવી લાગવાની છે."—અને એમ કહી ઝારાએ આપેલાં "અલ્ટીમેટમ" પ્રમાણે કામ લેવાનું કબુલ થઇ તે જુઠાં જીવતરે જીવનારો લુચ્ચો લબાડ દેખીતા દુઃખ પામેલા દેમાગ સાથે તે મકાન છોડી ગયો.

એ પછી તરત મને ઝારાએ બાહેર બોલાવી. તે ઘણીજ ખુશાલ બનેલી નજરે આવતી હતી!

"હવે વાહલાં ઍલન, તમે માહરી જીંદગીનો એક મોટો ભેદ આજે જાંણ્યો છે," તેણીએ ઓશકથી લાલ થતાં કહયું; "આએ આદમીએ માહરી ખરાબી કીધા પછી હું સદાની ઘણી ગમગીન થઇ ગઇ હતી, અને કેવી રીતે એનો બદલો લેવો તથા કેવી રીતે એને એના પાપનાં દરરોજ આગળ અને આગળ કદમ લંબાવતો રોકવો તે માહરી રોજની મુંજવણ થઇ પડેલી હતી. એ દરમ્યાન એને વાસ્તેના એક ખરાં દીલના મોટા પ્યારે માહરાં

દીલમાં મજબુત ઘર કરયું, અને એણે બેદરકારી વચ્ચે માહરાં માબિતા સાથે જે પાંચસો પાંઉન્ડની મોટી નાદર રકમની મને ભેટ કરી દીધી તેથી મને માહરૂં જીવન સુધારવા અને બની શકે તો એક જાતની નવીજ જીંદગીએ જીવવાનો લોભ બરપા થયો. હું, તેથી, તમારી મદદ શોધવતી તમારી આગળ આવી. મને તમારોજ ખ્યાલ થયો. ખરૂંજ માનજો, એલન ઍલન, હું એક બી સહરાગાત વગર કેહુંછ, કે તમારી આટલી ઉંચ નીતી નેકીએ માહરાં મનપર ઘણીજ ઉંડી અસર કરી મેલી હતી!"

"પણ તું આવા એક નાલાયકને હજી ખરાં દીલથી ચાહેછ?" મેં માહરાં દીલથી કમકમતાંને અજબ થતાં પુછયું; "તું શું એવા એક ખુંનીને પરણી શકશે?"

"મેં કહયું, ઍલન ડીયર, કે માહરૂં એ એક ઘેલાંપણું છે, જેને હું જીતી શકતી નથી," તેણીએ જવાબમાં કહયું; "કવીઓ કહેછ કે પ્યાર આંધળો છે, પણ હું તો કેહુંછ કે આંધળો ઉપરાંત તે ઘેલો બી છે! એમ છતાં એટલી તો ખાત્રી રાખજો કે એ મને પરણ્યા પછી ઠોકડે મારતો રેહવાનું કેહછ તેમ એ કદી કરવાનો નથી. તે વાત હું માનતીજ નથી. હું તો પરણીને એને જીતવાનીજ નહી પણ સુધારવાની બી ઘણી પગભર ઉમેદ રાખુંછ! હું એને સુધારશ અને સુખીજ કરશ!"

"પણ તુંને લાગતું નથી કે એ તુંને પરણવાને એટલો નારાજ છે તો એ પાખંડી હજી બી કાંઇ નવો ફેરબ કે ફંદો કરશે?" મેં બીહી જતાં પુછયું.

"લેશ નહી," ઝારાએ સમજાવ્યું, "મેં એને નસેનસ ઓળખેલો છે, અને એનાં ભયંકાર તરકટો હું જાણુંછ એ વાતની એની માહીતીજ એને માહરી આગળ ગરીબ બોકરૂં કરી નાંખશે. એમ તો એ ફંદો જરૂરજ કરતે. એમ તો મને પકડીને એના બેશુમાર પૈસાને જોરે કાંઇ નહીં તો કોઇ ખાનગી દીવાનાશાળામાં મને એ કેદ બી કરાવી મુકતે; પણ એ જાણેછ ને સમજેછ કે તેમાંથી જો હું બચવા પામું તો એની કોઇ પછી તો સલામતીજ નથી, અને એ પોતે એક ઘણાંજ નામોશીભરયાં મોહતે પુરો થઇ જાએ!"

પણ હવે હું ટુકું કરશ. બીજે દિવસે, મેં પછીથી જાણ્યું તેમ, માહરી ઘણી અજાએબી અને ખુશાલી વચ્ચે કલેર ઠરાવેલે વખતે રામબાણુ પાછો આવ્યો! તેની પાસે કાયદાસરનું લગનનું "સ્પેસ્યલ લાઇસન્સ" મોજુદ હતું, અને સેન્ટ મેરીનાં જાણીતાં દેવળનો અમારો ઓળખાતો એક ઘરડો પાદરી પોતેજ લગન કરવા આવેલો હતો. બે શાક્ષીઓ પણ સાથે મોજુદ હતા. ટુંકમાં, એ ફરેજયાત લગનની કાયદાપુર્વક ક્રિયા થઇ, અને ગણત્રીબાજ ઝારાનો લોભ અંતે આબાદ બર આવ્યો!!

લગન, અલબત, બીલકુલ ધામધુમ વગરનાં થયાં. ન તો કોઇ મેહમાન કે પહરોણું હતાં, ન તો પરણતી છોકરીના વાગા વસાવવામાં આવ્યા હતા, કે ન તો કોઇ "બ્રાઇડસ મેડસ" હાજર હતી! ફક્ત ઝારાને મદદ થવા મેં તેણીની ફરમાશ મુજબ ન્હાની બીડાને મોકળી હતી. તેને કલેર ઓળખતો હતો અને તે મદદ થવા આવે તેમાં તેને કાંઇ અજબ થવા જેવું હતું નહીં. તેજ માહરી પાસે એ લગન થઇ ચુકવા પછી ઉપલી બધી હકીકત રજુ કરતી પાછી આવી હતી.

તેણીનાં કેહવા મુજબ લગન થવા પછી સરટીફીકેટપર સહીઓ થઇ, જે પછી તે ઝારાએ પોતાને સ્વાધીન લીધી; અને ત્યાર કેડે જ્યારે પાદરી વિગેરે બધા વગેસગે થયા ત્યારે કલેરે દમામથી પુછ્યું, "કેહેવો, બાઇ સાહેબ, હવે તમારો શું હોકમ છે? તમોને અહીંજ રહેવુંછ કે માહરી સાથે માહરે ઘેર આવવુંછ?"

"અલબત તમારે ઘેર," ઝારાએ જોશથી જવાબ કરયો; "હવે માહરા ધણીનું ઘેર તેજ માહરૂં ઘેર. આએ ઘેર તો કાલ પરમ હું અત્રે પાછી આવી ઉંચકી નાખવાની છેઉં, અને અસબાબ બધો તમારે ઘેર મોકલી આપવાની છું."

કલેર કાંઇ બોલ્યો નહીં. ઝારાએ ટોપી પેહરી લીધી, અને આઇસ જેવી ઠંડી નફ્રતાઇથી કલેરે તેણીને પોતાનો હાથ આપ્યો, જે પછી જે ભાડુતી ગાડીમાં તે અત્રે પરણવા આવ્યો હતો તેજ ગાડીમાં બેસીને તે નવાં પરણેલાં ધણીધણયાંણી પોતાને ઘેરબારે વીદાય થયાં.

કમબખ્ત કલેરે જાણે એ આપઘાતજ કરયો! તેને ઝારા પર ખાર તો ખરેખર ઘણો આવતો હતો, પણ તેનો કાંઇ ઉપાયજ ચાલતો નહીં હતો. તે ગણત્રીબાજ અબળાએ રફતે રફતે કામ લઇ તેને મજબુત કબસમાં ઘેરી લીધો હતો!

અને એ સઘળું બનવા પછી ચોઠે દહાડે મને "કારશલટન હૉલ"માંથી પાછું તેડું આવ્યું, જયારે હું તરત ઉલટમંદ દોડી ગઇ. વ્હાલાં વાચનારાં યાદ કરશે કે ઘરડા અર્લનો મેં જાન બચાવેલો હોવાથી તેણે માહરા કમનસીબ બાપને વરે સરકારમાંથી માફી મેળવી આપવાનું માથે લીધું હતું, અને આ તેડું આવ્યું તે એજ સંબંધમાં હતું એમ માનીને હું સાચ્ચાં દીલથી હર્ષ પાંમી.

હું ગઇ. મને તરતજ અર્લ અને કાંઉન્ટેસની હજુરમાં દાખલ કરવામાં આવી, કે જેઓ મને પાછાં ખરેખરાં હેતથીજ મળ્યાં, જ્યારે મેં તેઓના ચેહરાપરથીજ જોઇ લીધું કે માહરી તે મોટી માનીતી ઉમીદ ફલીભુત થનાર હતી!

"લે આએ, ઍલન," અમો બેઠા અને ગોઠવાયા પછી અર્લે હસ્તે ચેહરે તે ઓફીશીઅલ ઢપનું એક મોટું સીલ્ડ પૅકેટ માહરે સ્વાધીન કરતાં કહ્યું. "આએ તાહરા પીતાની માફીનો સરકારી સહી સાથનો સત્તાવાર દસ્તાવેજ છે."

હું ઉઠીને તે લોકોને બન્નેને તરત પગે લાગવા ગઇ, પણ તે ભલાં આદમીઓએ માહરા હાથ પકડી લીધા, અને કાંઉન્ટેસે એ માહરી સાચ્ચાં દીલની ખુશાલી અને માહરા બાપ તરફનો એટલો ભક્તિભાવ જોઇ ખુશી થતાં માહરાં બન્ને ગાલો પર એકેક ચુમી લીધી.

"તું સમજી નથી શકવાની, ઍલન," તે ઘરડા ઉમરાવે તે પછી કહયું, "કે એટલી તાહરી ખીદમત કરી શકવાથી અમોને કેટલી બધી ખરાં દીલની ખુશાલી પેદા થયલી છે! એ એક બી શરત વગરની તમામ માફીનોજ દસ્તાવેજ છે, પણ બનતાં સુધી એ વાત ઘણી જાહેર નહીં થઇ જાએ એવી સૅક્રેટરી ઑફ સ્ટેટની ખાસ ખ્વાહીશ ને તાકીદ છે."

"હું તે ઘણુંજ ધ્યાનમાં રાખશ, માહરા લૉર્ડ," મેં ઘણી ઓજારખ્વાહી ને મોટી નમનતાઇથી કહ્યું.

"મતલબ કે તાહરા બાપ અહીં પાછા આવે ને વસે તે દરમ્યાન જો કોઇ બી શત્રુ તેવણને સતાવવા કે પાછા ફસાવા માંગે તો એ દસ્તાવેજ બતાવતાં સાથે કોઇબી કોનસ્ટેબલ તેવણને કદી ગીરફતાર કરી શકવાનો નથી, અને ઘણાં માનથી તરતજ છોડી દઇને ચાંઇ પડેલો ચાલીજ જશે. એ દસ્તાવેજ, તેથી, ઘણો સાચવજો, અને જરૂર પડે તોજ અને ત્યારેજ તેનો ઉપયોગ કરજો."

મેં પાછો ને પાછો તે ભલાં વર ઍયરનો ઘણો ઘણો ઉપકાર માન્યો, કે જ્યારે વળી વાત ફેરવાવા અર્થે તરત બીડાની વાત કાઢી.

"એ છોકરીનાં નામપર મેં બૅંક ઑફ ઇંગ્લાંડમાં એક હજાર પાંઉન્ડ જમે કરાવ્યાછ," તે આભારી લાગણીના નેકબખ્ત ડોસાજીએ કહ્યું, "અને તુંનેજ એ અવેજની મેં ટ્રસ્ટી ઠરાવેલી છે. એ દસ્તાવેજો પણ મેં માહરા સોલીસીટરો માન્ફતે પાક્કા કરાવેલા છે, અને આએ તેની તાહરે નામની રસીદ છે. એ છોકરી જ્યારે બી પરણે અથવા જ્યારે તાહરી નોકરીમાંથી ફારેગ થાય કે જ્યારે બી તુંને ગમે ત્યારે એ રસીદ પર તાહરી સહી કરીને તું એને સ્વાધીન કરી શકશે, એટલે એ મોટી રકમ એ બચ્ચાંને કામ આવશે."

આ બી એક નમુનેદાર ભલાઇ હતી! વરસોપર ફ્રેડરીકને બચાવીને શોહરી આપનાર બીડાનાં ગરીબ મા બાપનો તેઓ આજ તક એટલી બધી નેકીથી ગુણ જાણતાં હતાં તેઓ, એટલા વાસ્તે, માહરાં મનમાં ને માનમાં ઘણાંજ ઉંચે આવ્યાં, ને મેં તેઓનો બીડા તરફથી તેમજ માહરી તરફથી પણ એ વાત વાસ્તે બી પાછો ને પાછો ઘણો ઘણો ઉપકાર માન્યો, જે પછી તેઓની મોહબતમય રૂખસદ લઇ હું માહરે ઘરે પાછી ફરી.

અને એમ છતાં ઘરે જતાં મેં મનથી ઠરાવ કીધો કે બીડાને હાલ એ અવેજની વાતથી બને તો બીનવાકેફજ રાખવી. એ છોકરી વીલ્યમ નામના એક સેલર છોકરાને ચાહતાં શીખી હતી તે મને ખબર હતું. કેવા સંજોગમાં તે એ ન્હાનકડા જવાંનને મલવા પાંમી ને તેમના વચ્ચે પીછાણ પડી હતી તે બધું તેણે પ્રમાણીકપણે તેજ દહાડે મને કહી દીધું હતું. મને તેની સાથે તેણીએ વળી પછીથી ખાસ મેલવી પણ હતી, અને માહરે કહેવું ઘટે કે મને પણ તે છોકરો ખરેખર ઘણો ગમ્યો હતો. ઘણોજ ગરીબ, નમાનો, અસીલ અને ગ્રદસ્થ દેખાવનો તે એક ચબરાક જવાંન હતો. મેં, તેથી, તેઓની એ ઉધરતી મોહબતમાં કશી ખલલ થવા દીધી નહીં. મેં ફકત એટલું તેઓને સમજાવ્યું કે તે બેઉ હાલ પરણવાનો વિચાર કરવાને વાસ્તે હજી ઘણાંજ નાદાન કહેવાય, વાસ્તે બેઉએ હાલ તો એકમેકને પુરતાં ફસવાં ને અજમાવવાં, અને પછી ચાર પાંચ વરસો બાદ જે હશે તે થઇ રહેશે.

તેઓ કાંઇ જાથુક મલતાં બી નહીં હતાં. વીલ્યમ તો વાહણપર લાંબી મુસાફરીએ જતો હતો, જેથી જ્યારે વહાણ ઘણે મહીને ઇંગ્લાંડ પાછું ફરે ત્યારેજ તેઓની ઘડી ચપ-કાની થોડાક દીવસો સુધી મીલાકાતો થઇ શકતી હતી. મેં તેઓને, તેથી, એ સંજોગમાં પત્ર વહેવારની રજા આપી હતી, અને કાગળપત્રો આવતાં જતાં હતાં.

મને જોતાંની સાથેજ તે છોકરો ગમી ગયો હતો અને તોપણ મ્હારી બીડાનાં ભલાંમાં મેં ચલાવેલી જુક્તેજેથી મેં મ્હારી પુરતી ખાત્રી કરી લીધી હતી કે તે પોતાના એ ધંધામાં જલદીજ આગળ વધવા ને આબાદ થવાનો પણ તેને ઘણો મોટો ચાન્સ હતો. એટલા માટે એ મોટી રકમની કુમકપર રખે તરત પરણી જવાની એ ઉલટમંદ છોકરાંઓ નાદાની અથવા ભુલ કરી દે તે ફીકરથી અર્લ ઑફ કારશલટનની એ એક હજાર પાઉન્ડની નાદર બક્ષેશની વાત મેં તુરત વેળા બીડાને કાને જવા નહીં દીધી. હજી તો તે ફક્ત સોલ વરસની એક કુમળી કળી હતી, અને દુન્યાદારી એ કોમળાંગીએ હજી ઘણી જોવાની અને અનુભવવાની હતી!

અને એ ઠરાવપર આવવા બાદ મેં ઘર જઇને તરત મ્હારા પપાને તુરત ઇંગ્લાંડ ચાલી આવવાનું એક દીલસોઝ કાગળ લખ્યું. મેં ફક્ત તેમાં એટલુંજ લખ્યું કે એક ઘણી ખુશાલીની વાત બની ગઇ હતી. શું તે કાંઇ મેં લખ્યું કે સમજાવ્યું નહીં. તે વાત એ કાગળમાં લખવાનો જોખમ કરવાનું મને ગમ્યુંજ નહીં. વળી રૂબરૂ મ્હારા બાપને એ વધાઇ હું કહું એ લોભ મને જાસ્તી વહાલો લાગ્યો.

હવે એ વાતને બીજા બે ચાર દહાડા ગુજરી ગયા. એટલાંમાં તો કેપટન કલેરનાં નવાઇજેવાં લગન વાસ્તે આખું લંડન ચકચરી રહયું! એક પેપરવાલાએ એક "રોમેન્સ" તરીકે ભટ દઇને તે લગનની વાત ઘણી મોટી ઉકમાઇથી છાપી મારી, અને ત્યારે બીજા પેપરવાલાઓએ તે ઉપાડી લીધી. "કેપટન કલેર જેવો એક કરોડપતી, સોસાયટીનો આગેવાન ને પાર્લામેંટનો મેમ્બર, કે જે એક ડયુકની છોકરી સાથે પરણવો જોઇતો હતો તે, એક રખડતા વર્ગની જીપસી છોકરીપર મોહીત થયો, અને તેણીની નેકીભરેલી ચાલચલણ વિશે ખાનગીમાં પુશકલ તેહકીક કરતાં પોતાની ખાત્રી થવે બેધડક પરણી ગયો" એ તે પેપરવાલાઓની લખાવતનો મજમુન હતો! પેપરવાલાઓને કોણ પોંહચે? પોતાની મતલબસર તેઓ રજનો ગજ કરી શકેછ, અને પોતાને તલમાં તસુ ઓછું પડયું હોય તો ખરી નામનાને વાસ્તે પણ તેઓ અંધારી પહેડી લઇ શકે છે!! એક પેપરવાલાએ તો લખ્યું કે "કેપટન કલેર એક એવાં નામાંકીત ગ્રહસ્થ છે કે જેવણ દરજ્જાની નડતળમાં બીલકુલ માનવાવાલાજ નથી! તેવણ એટલા ભલા ને નેક છે કે તેવણ ગરીબ ને ગદાને એકજ પંક્તીનાં જાણેછ. તેવણે, તેથી, આએ જીપસી ઝારાને પોતે ખાસ કેળવીને સામટી રીતે સોસાયટીને લાયક કરી અને પછી તેના જોડે પરણી ગયા!" એ રીતે વારાફરતી બધા પેપરવાલાઓએ આ લગનપર રોગાન ચઢાવ્યું, અને જોકે સોસાયટીએ તો કલેરના એ કેસનો મોટો જાહેર તુચ્છકાર કરયો, તોપણ કલેર જે ફરજનો મારેલો એ શાદી વાસ્તે એકમત થયો હતો તે ભેદ કોઇએ કદી જાંણ્યોજ નહીં અને તેને વાસ્તે કોઇને દુરનો એક સ્વપનો વટીક થયો નહીં.

મ્હારી તો, એમ છતાં, પકી ખાત્રી થઇ કે પેપરોમાં એ લખનાર કોઇંજ નહીં પણ લુચ્ચો કલેર પોતેજ હતો! તે પોતાની મોટી નામોશી ને હીણપસ્તીપર ઢાંકપીછોડો કરાવતો હતો, જેથી જુદાં જુદાં પેપરોમાં એ જાતના પેરેગ્રાફો આપવવા વાસ્તે એ કળાબાજ લુચ્ચાએ પૈસા વટીક વેરયા હોય એ હું માની શકી. તે જાંણે સોસાયટીને એમજ કહેવા ને

સમજાવા માંગતો હતો કે સોસાયટી જો તેની દરકાર નહિ કરવા માંગતી હોય તો તેને સોસાયટીની પણ કોઇજ તુંબા નહિ હતી, અને તે એકમેકની પસંદગીથી વરેલાં વરઐયર એકમેકનાં સુખમાંજ પુરતાં સુખી હતાં !

"ઘણુંજ અજબ જેવું !" અમો બધાં નારતાપર બેઠેલાં હતાં ત્યારે મી૦ નોરમને પેપરમાં એ હેવાલ વાંચીને ચશમો આંખ પરથી કપાલ પર ઉંચે ચઢાવતાં કહયું; "કલેર એક રખડતી જીપસીને પરણે એ કેટલું અજબ જેવું કહેવાય ! હું તો ધારતો હતો કે તેના ટેસ્ટ ઘણાજ ઉંચા છે !"

"મને તો તે આપણાં ઘરમાં આવતો જતો હતો તે જરા થઇને ગમતુંજ નહિ. એનામાં હલકત મને ઘણી દેખાતી હતી," હયાં મીસીસ નોરમને અભિપ્રાય જાહેર કરયો.

ઠીએટરમાં બી એ લગનની ચકચાર ઍકટરો ને ઍકટ્રેસીસ વચ્ચે ઘણી હતી, કારણ કે વાંચનાર યાદ કરશે કે આગળ કલેરની અમારાં સ્ટેજપર આવન જાવન ઝાઝી હતી.

"એ હતોજ એવો અજબજેવો !" મેલીસા હેરીસન કહેતી સંભળાઇ "હંમેશનો નકકરો, બધાંને ડોન્ટ કૅર કરવાવાલો, અને વિચારોનો ઉતાવલો ?"

"અરે તમે જોજોની—જરા જુનું થશે તો એજ જીપસીની એના વરને લીધે સૌ કોઇ ખુશામદ કરતાં જશે," મી૦ રીચર્ડસ કહેતો હતો. "લોકો અજાએબી ને જીજ્ઞાસાથી એ જીપસીને જોવા ને મળવા ચાહશે !"—અને તેટલાં તો વળી વાત આવી કે તે રાત્રે નાટક જોવા કલેર પોતાની મોહરદાર સાથે ઉપર બૉક્ષમાં આવ્યો ને ગોઠવાયો હતો, એટલે પછી જોઇ લેવો ઍકટરો ને ઍકટ્રેસીસની "વીંગ"માંથી ભરાઇને તમાસગીર વર્ગને ટીકવા માટે પરડાઓમાં ખાસ પાડેલાં બાકોરાં પર દોડાદોડી ને ધામાધામી ! બધાં ઝારાને જોવા ઉલટમંદ દોડયાં અને અજબ અજબ થાય કે મને કેમ નહિ તે જીજ્ઞાસા થતી હતી ? હું ફકત જવાબમાં હસ્યા કીધી. હું કેમ તે લોકોને કહી શકું કે એ લગન અને નાટકમાં માહરો તો આગેવાન હીસ્સો હતો ?

જરા વારમાં એ પછી ડ્રૉપ ઉંચકાયો. તે દાહડે પહેલાજ સીનમાં માહરો પાર્ટ હોવાથી હું સ્ટેજ પર નીકળી, જ્યારે બીજાંઓ બોલ્ટે તે દરમ્યાંન મને જરા થોડી ફુરસદ થઇ એટલે મેં કલેરવાલા બૉક્ષપર નજર દોડાવી, અને હું માહરાં મનથી હસ્યા વગર રહી નહિ. તે લુચ્ચો લોકોને કેવી અંધારી ચાદર ઓઢાડતો હતો ? તે ઝારા પરથી બધો થોડો થોડો થઇ જતો દેખાતો હતો ! જાંણે ખરેખર પ્યારને ખાતરજ તે તેણીને પરણ્યો હોય તેમ તેની પર ઘરાંપરાં કરતો અને ઓઢાઇ પંથરાઇ જતો, અને તેણીને વાત કરાવતો ને હસાવતો બોલાવતો હતો ! તેનાં ભીતરે કોયલા ઢગઢગતા હોવા જોઇએ તે લોકો શું જાંણે ! હું બરાબર સમજી. પેપરમાં આવેલા ઓરંગાઓને સચ્ચાઇનુંજ સ્વરૂપ આપવા વાસ્તે તે આજે એમ ઘણુંએ ધકેલા ખાતો ઝારાને લઇને ઠીએટરમાં ખાસ આવ્યો હતો એ હું પોતે તો તરતજ સમજી ગઇ.

એ બી એક નાટક હતો ! અમે સ્ટેજ પર નાચતાં હતાં, જ્યારે તે બૉક્ષમાં નાચતો હતો ! ફરક કશો એ હતો નહિ. અમે જેમ નહિ હોતું કરી બતાવતાં હતાં, તેમજ તે બી લોકોને જે ખરેખર નહિ હતું તેજ બતાવતો હતો !

હવે જ્યારે ખેલ ખતમ થયો, અને હું અંદર ગઇ ત્યારે મેલીસા હેરીસનને કાંઇ અગતનું કેહવાનું મને યાદ આવી જવાથી હું તેણીને ગ્રીન રૂમમાં તે કેહવા ગઇ. જુલી બી એ વખતે ત્યાંજ હતી. તેઓ બન્ને બાહેર જવાના ડ્રેસમાં નાચવાને વાસ્તે તદન તૈયાર થયલી હતી. એ ઉપરાંત બીજાં બી થોડાંક ઍક્ટર ને ઍક્ટ્રેસીસ ત્યાં હતાં.

હું હવે મેલીસાને જે કેહવાનું હતું તે કહીને માહરો ડ્રેસ બદલવા માહરા ડ્રેસરૂમમાં જવા પાછી ફરતી હતી તેવામાં મેં જોયું કે બે જણાઓ બારણું ઉઘાડી અમારા ગ્રીન રૂમમાં દાખલ થયા. તે બન્ને લુચ્ચાઓ હતા, અને મેં તે બન્નેને જોતાંજ કરાજીથી મોંહું મરડયું. તેઓમાં એક પેલો મેલીસાની ખરાબી કરનાર કમીનો કરનલ બૅલ હતો અને બીજો તેવોજ બદમાશ લૉર્ડ ફ્રેડ્રીક રેવન્સકલીફ હતો. બેઉ છાંટાની બાહરમાં લીંગેલ બનેલા દેખાતા હતા!

તેઓને જોતાંજ જેમ હું ભડકી તેમ, વળી મેં જોયું કે, મેલીસા ને જુલ્યા પણ ભડકી; અને તેઓ બી બન્ને તે ઓરડો છોડી જવાનુંજ કરતી હતી, જેવામાં રેવન્સકલીફ બેઅદબ થયો. તેણે જુલ્યાનો હાથ પકડયો અને તેણીના ગાલપર આંગલાં અફાડી કહયું, "આજે વળી પાછી તું કેટલી બધી સુંદર દેખાયછ, જુલી! આવ, એક કીસ લેવા દે?"

માહરાં બી ભીણુ ફરી ગયાં, અને જુલ્યરે તો ગુસ્સાનાં નેણુ એટલાં બધાં ફડકાવ્યાં કે હું તો તેનો થસ્સોજ જોયા કરૂં! ખરેખર તે કેટલી હદ સુધીનો કમીનો હોવો જોઇએ કે તે એ છોકરીની આટલી ખરાબી કરવા વાસ્તે મોટી હડધુત સાથેજ અલગ થયલો છતાં આ વખતે તેણીને પાછું એટલું બધું અપમાન કરવાની હીંમત કરી શકયો! એ તેની પાક બેહ્યાઇ જોઈ હું તો અકકલથી હેરત રહી.

"માહરો કોઇ ભાઇ હતે કે માહરા પપા બી હમણાં આએ ઓરડામાં હાજર હતે," જુલ્યરે મોટા ગુરસામાં નેણુ ફડકાવી જોસથી કહયું, "તો તમારી આએ શરમભરેલી ચાલને વાસ્તે કુત્રાના ચાબક ચાબકે તમોને ફટકાવી કાઢતે!"

લૉર્ડ ફ્રેડરીક રેવન્સકલીફ એ સાંભળીને—જુલ્યાને ખીજવાઇ ઉઠેલી જોઇ—તદન ચાંઇ પડી ગયો, જ્યારે તે બંને છોકરીઓ ગુસ્સાભેર ગ્રીન રૂમમાંથી બાહેર ચાલી ગઇ. મેલીસાએ બી લુચ્છા કરનલ બૅલ તરફ આડી નજરે જોયું વગીક નહીં, અને એ ચકચાર અમો વચ્ચે ચાલતી હતી તેટલાંમાં તો મી૦ રીચર્ડસને કાને તે વાત ગઇ હશે એટલે તે તેની પરપુછ કરતો ગુસ્સાભેર ગ્રીન રૂમમાં ધસી આવ્યો.

"એ શું છે? કોણે માહરાં સ્ટેજ પર મીસ નોરમનને એમ અપમાન કરવાની હીંમત કીધી?" તેણે ગગડાત કરયો.

"આએ સખ્શે!" મેં તે કમીનાની પરવાહ કીધા વગર ગુસ્સામાં એકદમ આગળ ધસી આવી, લૉર્ડ રેવન્સકલીફ તરફ આંગલી બતાવી કહયું. મેં તેનો કશોજ સરોપરો રાખ્યો નહીં. તેને "માઈ લૉર્ડ" બી બીલકુલ કીધુંજ નહીં. "જો તમે, મી૦ રીચર્ડસ, આવા પરાયા બેઅદબોને તમારાં સ્ટેજપર આવવાની અને અહીં લેડીઝને ગમે એમ અપમાન થવા દેવાની ધીલી દોરી મુકવા માંગતાં હોવો તો કાલ ને કાલ હું માહરૂં રાજીનામું મોકલી

આપશ".—અને કેહવાની જરૂર છે કે બધાં, મી૰ રીચર્ડ સુદ્ધાં, માહરો એ જુસ્સો જોતાં થથરીજ ગયાં !

બધાં ઍકટરોએ મને તરતજ ટેકો આપ્યો. જે ઍકટર ને ઍકટ્રેસીસ તે ઓરડામાં તે વખતે હાજર હતાં તે એકકે એક ઘણાં ઉશ્કેરાઇ ગયલાં દેખાયાં, અને ત્યારે મી૰ રીચર્ડસે પણ એ પોતાના જાથુકના ઘરાકોનો જરા બી સરોપરો રાખ્યો નહીં. તેણે તેઓને બેઉને હડધુત કરીને પાણીઉતાર કરી નાખતાં સ્ટેજપરથી નીચે ઉતારવા માંડ્યા. તે તો એટલે સુધી ફ્રાસ્ટ ગયો કે ખુલ્લું બખાલીને કહ્યું વટીક કે "અત્તર ઘડી માહરાં સ્ટેજપરથી બાહર નહીં જશો તો માહરા ઍકતરો તમો બેઉ છોકટાઓને લાત મારીને હાંકી કાઢશે, અને પોલીસને બોલાવી સાંમું હું તમારૂં બેઉનું પાખડું પકડાવી દેવશ."

એ વખતે પેલા બન્નેનો ફીગરફેસ ચીત્રી લેવા જોગજ થયો હતો. તેઓનો દારૂ બીલકુલ ઉતરી ગયો, અને બેઉ હદ વગરના ફીક્કા પડયા. લૉર્ડ રેવન્સકલીફ તો "માહરી ભુલ થઇ," "માહરેથી દારૂની ઝુમમાં જરા થઇ ગયું," "મને માફ કરો," વિગેરે ઘણુંક બબડવા લાગ્યો, પણ મી૰ રીચર્ડસ તેને સાંભળવાજ સાફ ના પાડી બેઠો. એ પરથી કરનલ બૅલ હવે જરા દમ કસવા ગયો.

"તમે પોતે પોતાને ભુલી જાઓછ, મી૰ રીચર્ડસ !" તેણે બખાલ્યું; "તમે આદમી જોયા વગર જે મોંહામાં આવેછ તે બકી જાઓછ તે સારી વાત નથીજ."

પણ તે આગલ બોલી શકયોજ નહીં. તેટલાં તો ઍકટરોમાં ઉશ્કેરણી એટલાં બધાં જોશથી વધી પડી કે એ ચાર જણાઓ ધીરજ ખોહી દઇ તે બન્ને છાકટાઓના આંગપર ધસી ગયા, અને કોઇ વચ્ચે પડવાનો હજી તો વિચાર વટીક કરે તે આગમચ તેઓને ગલીચીમાંથી પકડીને ધકકા મારતા મારતા બાહેર લઈ ગયા ! ! ખચ્ચીત, તે એક ઘણોજ જોવાજોગ તોપણ મોટી હીણુપસ્તીભરયો દેખાવ હતો. તે મોટા માણસના એશકાટાટ કૉલરો બધા પીખાઇ ગયા, શર્ટ ફાટી ગયાં, અને વેરવાર ને છોડછંછોર હાલે તેઓ રડમાસ રસ્તાપર ઉતર્યા !

મગર હું એ જોઇને પુરતી રાજી થયલી ને સંતોષ પાંમેલી હવે જુલ્યટ પાસે દોડી. ત્યાં તે છોકરી બેસીને રડતી હતી, અને તેનાં માબાપ અને મેલીસા તેણીને દીલાસો દેતાં હતાં. અલબત, મેલીસા જુલીને વાસ્તે કાંઇજ જાંણતી નહીં હતી. તે તો એમજ સમજતી હતી કે જુલીને પરણવા એ છોકરાએ ના કહેલું હોવાથી તેઓ વચ્ચે ઘણા લાંબા વખતનો કચવાટ બરપા થયલો હતો, અને તેવામાં તેણીને એમ અપમાન કરવાની તે જવાંન ઉમરાવે હીંમત કરવાથી તે છોકરી એટલી બધી ઉશ્કેરાઇ ગઇ હતી. મેં, તેથી, તેવામાં જઇને તે પુરાઓની ફેજની તેઓ કને વાત કરી, અને ત્યારે બધાં જરા ધીરજ પાંમેલાં લાગ્યાં. એવામાં તો પરડો પાછો ઉંચકાયો, અને જુલી પાછી સ્ટેજપર ગઇ ખરી, પણ, મેં જોયું કે, તે રાતે તે મુતલગ પોતાના ખરા બાહારમાં પાછી આવી શકીજ નહીં.

અને રાત્રે ઘર જવા પછી સુવા જવા આગમચ અમો બન્ને જ્યારે માહરા ઓરડામાં એકલાં પડયાં ત્યારે જુલ્યા પાછી માહરી ખાંધપર માંથું નાખીને ધ્રુસાંધ્રુસ રડી.

"એક એવા વંઠેલ નાલાયકથી બીજી સારી આશા કઇ રાખી શકાય, વાહલી જુલી ?" મેં તેને પેટમાં ચાંપીને સમજાવ્યું.

"નાલાયક તે કેવો!" જુલીએ આંસુ ખંચાવીને જરા શાંત થતાં કહયું; "માહરી તો અજાએબીજ નહીં ભાગતી! એને શરમ બી નહીં આવી હોશે માહરી સાથે એ રીતે વરતતાં ?"

"તાહરે એ વાતની જરા બી દરકાર કરવી જોઇએ નહીં," મેં દીલાસો આપ્યો; "તું ઘણું ફીલ કરેછ એમ વટીક જો તું એને કદી જોવા દેશે તો એ લુચ્ચાનું ઘણું ચઢી વાગશે."

એ પછી બીજે દાહડે બપોરે મને માહરા વાહલા પપાનું કાગળ મલ્યું. તેવણ લંડન આવી ચુકયા હતા, અને રહાંજે જરા ઓજપ થતાં સેન્ત જેમસીસ પાર્કના એક ચોકકસ બાંકની ઇધાંણી આપીને મને તેવણે ત્યાં મલવા બોલાવી હતી. એ તેજ જગ્યા હતી કે જ્યાં અમો છેલ્લાં બી મલ્યાં હતાં, કે જ્યારે બુરા કલેરે ધસી આવીને માહરા બાપને પકડાવા કાઢયા હતા.

હવે હું પાર્કમાં દાખલ થઇ ત્યારે એ લુચ્ચા કલેરનોજ વિચાર કરતી ચાલતી હતી, અને કેટલું અજાયબજેવું કે તેવાંમા તેજ બુરો સાંમેથી આવતો દેખાયો! તે મને જોઇને એકદમ થંભ થઇ ગયો.

"ઓ તું ?" તેણે મને જોઇને મોટા તુચ્છકારથી કહ્યું; "આએ માહરે ગળે જે તોક ઓળવાઇછ તેમાં તાહરોજ હાથ છેની ?"

"હું તમારા જેવા પાપી આદમી સાથે વાત કરવા બી ખુશી નથી," મેં ગુસ્સાનાં તેણુ જમાવી હીંમતથી કહયું. "મને રોકો ના. એકદમ ખસી જાઓ ને મને જવા દેઓ."

"અરે, જવા દેશે તે કેમ ?" તે પાછો તરત જાતપર ગયો; "તું શું એમ સમજેછ કે ઝારા જેવી એક રખડેલ ગુન્હેગારની જુસરી માહરે ગલે ઓળવાને——"

"કોણ કહેછ કે મેં તે તમારે ગલે ઓળવી ?" મેં તકાજો કરયો; "કોણ એમ કેહવા ને પુરવાર કરવાની હીંમત કરેછ ?"

"હું! તું શું મને કાંઇ છેકજ હેમક ઘધેડો સમજેછ ?" તેણે તુચ્છકારથી જવાબ કરયો; "તુંને એ જીપસી સાથ ઘણું સારૂં થઇ ગયુંછ તે હું નથી જાણતો એમ તું શું સમજેછ? લગનને દહાડે પેલી બીડાને તેંજ અમારો તમાસો જોવા ને તુંને રીપોર્ટ કરવા ત્યાં મોકળી આપી હતીની? પણ તું એમ ના સમજતી કે હું કીનો નહીં લેવશ. બે નાપેકાર બી એમ ને એમ જોરજુલમથી પરણીને શું નતીજો મેળવેછ? તે દહાડે રાત્રે નાટકશાળામાં બધાંઓએ માહરો નાટક જોયો તેમ તેં બી જોયો ને બીજાં કોઇ તો નહીં સમજ્યાં પણ તું પોતે તો ખરો ભેદ સમજતી કેની? મેં તેને પરણીને માહરાં પગમાનાં પેજારને ઠેકાંણેજ રાખેલી છે, અને તું યાદ રાખજેજ—યાદ રાખજે, ઍલન, કે તાહરી કમબખ્તી બી કાંઇ દુર નથીજ! તાહરા બાપને લગતો ભેદ જે હું જાણુંછ તેજ જો હું ફક્ત જાહેર કરી દેઉં તો આએ તાહરી બધી તકોબરી ખાકમાં મલશે, અને——"

"તમારેથી થાએ તે કરજો!" મેં ગુસ્સાથી બખાળ્યું; "તમારાં પાપ એટલાં બધાં હું જાણુંછ કે તમારી ડોકી મરડી મુકવાનું માહરે વાસ્તે બચ્ચાંની રમત જેવું સેહલ છે! હું તો આએ આગમચજ ધણુંની તમારો રસ્તો કરતે, પણ શું કરૂં? આસપાસના સંજોગોએ અત્યાર સુધી મને તેમ કરતાં રોકેલી છે."—અને પછી હું ધસારાથી ચાલીજ ગઇ.

મેં પાછું ફરીને એક પણ વાર જોયું વટીક નહીં. મને ખુદરતીજ કાંઇ દેહેસ્ત લાગવા લાગી. એમ તો પાર્કમાં હજી બી સેહલાંણીઓ છુટાં છવાયાં ફરતાં હતાં, અને માહરા પીતા પોતે પણ એટલા નજીકમાંજ હતા તે વાતથી મને જરા હીંમત આવી, ને હું જરા વારમાં તો તેઓનેજ જઇ મળી.

"ઘણું સમાલજો, પપા" મેં માંગી લીધું, "ચાલો, આપણે પેલી ઝાડીઓમાંજ જતાં રહીએ, કેમજે ગઇ વખતે જે થયું હતું તેજ પાછું થવાની મને બીહીક લાગ્યા કરેછ!"

"પણ શું છે, માહરી દીકરી? કાંએ તું એટલી બીહીયા કરેછ?" અમો સાથે ચાલતાં હતાં ત્યારે માહરા પપાએ મને ઘણાંજ હેતથી પુછ્યું; "મને તેં કાંએ બોલાવી લીધો?"

"મેં તમોને સદાનાજ લંડન બોલાવી લીધાછ!" મેં મોટી ખુશાલીથી જવાબ કરયો. "હવે તમોને કાંઇજ બીહીવાનું નથી!"

"હેં! ઓ, તું એ શું કહેછ, માહરી દીકરી?" માહરા પપાએ લગભગ ઉશ્કેરણીથી ધ્રુજતાં પુછ્યું; "એ શું બનવાજોગ છે? એ શું માનવાજોગ છે કે તું માહરે વાસ્તે તાહરા એવા મોટા લાગવગથી કોઇ રસ્તે સરકારી માફીનો પરવાનો મેળવી લાવીછ?"

"ખરેખર તેમજ છે, પીતા!" મેં હર્ષિત જીગરે કહ્યું, "જોવો આએ! એ તમારી માફીનોજ દસ્તાવેજ છે!"—પણ ઓ ખુદા તેજ વખતે પછવાડેથી કોઇએ લુટ મારીને તે કાગળ માહરા હાથમાંથી કરપીણપણે ઝુતવી લીધું, અને મેં મોટા ગભરાતની એક ચીસ સમેત પાછું ફરી જોયું તો તે દોજખી ફ્લેર હતો!! તે કયો માહરા ઓળાની પેઠે માહરી પુઠેપુઠ માહરી વાતચીત વટીક સાંભળતો ચાલ્યો હતો, અને ખરેખર તે માહ બુરો તે કીંમતી દસ્તાવેજ ફાડીજ નાખતે અથવા તે લઇને નાહસીજ જતે, પણ તેવામાં પાસેની ઝાડીમાંથી એક આકાર વળી તેટલોજ અચબુચ ધસી આવ્યો! તે મેં જોયું કે ઝારા હતી, એટલે અસહય દુ:ખની એક કાર્મિ ચીસ જે માહરાં હોઠપર ઉભરી નીકળેલી તે જાંણે તેને જોતાં ત્યાંજ થંબ થઇ ગઇ. મને તરત પાછી હીંમત આવી. એકજ પલ—અને ઝારાએ કમીના ફ્લેરના હાથમાંથી થસ્સા વચ્ચે તે દસ્તાવેજ પાછો ઝુટવી લીધો, અને તે એમનો એમ અખંડ માહરે સ્વાધીન કરયો!!

અરે અરે, હું તો જાંણે એ અમારૂં મોટું સુભાગ્ય માંની બી નહીં શકી! એ બધો જાંણે એકજ પલમાં બની ગયલો એક ન્હાનો "પેન્તોમાઇમ" (મુંગો નાટક) હતો! કોઇ કાંઇજ બોલ્યુંજ નહિ. વાતચીત કશી થઇ નહિ—અને બીજીજ પળે તો ઝારા ફ્લેરને લઇને ત્યાંથી ચુપચુપ ચાલતીજ થઇ, જે બધું એટલું જલદી થઇ ગયું કે બ્યાન કરવાને વટીક મેં ચાર ઘણો વધારે વખત લીધેલો છે.

મેં પછીથી બધી માહરા બાપને સમજ આપી. તેવણુ તો ઉતાવલા ગભરાતમાં ક્લેરને પુરો ઓળખી વરીક નહિ શક્યા હતા. મેં, તેથી, ટુંકમાં સઘળી હકીકત તેઓને કહી, અને પછીથી માહરા બાપે તે મારીનો એમુલ દસ્તાવેજ માહરે હાથ કેમ આવ્યો હતો તે હેસાંનમંદ લાગણીઓથી પુછ્યું.

મેં સઘળો ખુલાસો કર્યો. કેવા સંજોગમાં તે કીંમતી દસ્તાવેજ માહરે હાથ આવ્યો હતો તે તેમજ હું અત્રે આવતી હતી ત્યારે કમીનો ક્લેર મને રસ્તામાં મલ્યો હતો તે પણ મેં કહી સંભળાવ્યું, અને માહરા પીતાએ તે બધું હદ વગરનાં હેસાંન, અજાએબી અને ગુસ્સાની ભેગી લાગણીઓ વચ્ચેજ સાંભળ્યું.

"માહરી શ્યાંણી દીકરી," માહરા બાપે મને પછીથી હેતથી પેટમાં ચાંપીને કહયું, "દીકરીઓ હોય તો તાહરા જેવીજ હોજો ને થજો! માહરા ગુન્હાનાં કારણથી તાહરી પોતાની કંઇ થોડી ખરાબી થઇ નથી. પેલાં લુચ્ચાં પાર્કસવાલાંઓએ તાહરી દોલત બધી લુટી લીધીછ, અને તે છતાં એજ માહરી પરની આફતનાં કારણથી હું તેઓને અત્યાર સુધી પુછી નથી શકયો એ બધી હીણુપરતી માહરે વાસ્તે શું કાંઇ કામ કહેવાય? હું એક તું જેવી નેકબખ્ત બેટીનો બાપ કહેવાવાને વાસ્તે બી બીલકુલ નાલાયક છું!"

'હવે એ બધી દુઃખની વાતો જવા દેઓ. હવે તમે સુખી થાઓ, પપા, તમારો બુઢાપો મને સુખી કરવા દેઓ!" મેં લાગણીથી ધુજતા અવાજે માંગી લીધું. "હવે તમે કેથે અહીંજ મજાહતું નાધલું મકાન લઇને સુખથી ને આરામથી રેહો, કે જ્યાં હું તમોને રોજ આવીને મળી જઇ શકું. પૈસા માહરી પાસે ખુદાના આપેલા પુરતા છે, વાસ્તે હવે તમોને પોતાને કશીજ હલાંમણુ કે જંજાલ કરવાની જરૂર નથી."

"તે બધું થઇ રહેશે," માહરા બાપે ઉતાવળની ઉશ્કેરણીથી કહયું; "માહરી હાલમાં અત્રે રહેવાની કે ખાવાની કશી જંજાલ કરતી ના. માહરી પાસે ખુદાનો આપેલો અને તાહરી દયાથી હાથ આવેલો આએ મારીનો દસ્તાવેજ છે, એટલે હવે માહરી છાતીપરથી એક મોટો બોજ ઉંચકાઇ ગયોછ. હું તો હવે કેથે બી જઇને રહી શકશ, મગર હાલમાં તો હવે જેમ બને એમ જલદી માહરે બે સૌથી અગતની ફરજો પહેલાં બજાવવાની છે."

"તે શું છે, વાહલા પપા?" મેં અજાયબીથી પુછ્યું.

"એક તો એ કે પેલા કમીના પાર્કસની સખત ખબર લઇને તે પચાવી બેઠેલો તાહરો તમામ વારસો માહરે તુંને પાછો સ્વાધીન કરાવવો છે," માહરા પીતાએ લાગણીભર સમજાવ્યું, "અને બીજું એ કે લુચ્ચા લૉર્ડ ફ્રેડરીક રેવન્સકલીફને જુલ્યટને પોતાની ખરી મોહરદાર તરીકે કબુલ રાખવાની માહરે ફરજ પાડવાની છે!"

"ઓ, જો એ છેલ્લું બની શકે તો હું કેટલી બધી ખુશી થાઉ!" મેં ખરાં દીલની ખુશાલીથી કહયું. "અલબત ધરડા અર્લે આપણુને મેળવી આપેલાં આએ મારીપત્રકનો આપણે એવો ઉપયોગ કરયે તે કેટલીક હદ સુધી તેઓના સંબંધમાં નગુણું કહેવાશે, કેમકે તેઓનો ઉમરાવ બેટો એવી એક નાટકવાળી સાથે પરણે તે એ ધરડા અર્લને કે કાંઉન્ટેસને કદી બોજવાનું કે ગમવાનું નથી; પણ જુલ્યટની આવી ગંભીર ખરાબી થયલી હોવાથી એ

ફક્ત ઇનમાફનુંજ કામ થશે, અને તેથી, વહાલા પપા, થનું હોય તો ખચ્ચીતકરીને એ કરવા જોગજ છે."

"હા, પણ તોબી તે પછી," માહરા બાપ બબ્બડ થયા. "કાલ ને કાલ આપણે પહેલાં તો કમીનાં પાર્કસવાલાંઓનેજ મળવા જઇશું ને તે લોકની ગલચી ભચડશું."

"તેમાં શું આપણું વળવાનું છે?" મેં ફીકરમંદ કહ્યું. "તમે એકલા કશી બી મદદ કરનારી જુબાની વગર શું કરી શકવાના છેઓ? એવો એક લુચ્છો કે જેણે વરસો સુધી આપણો અવેજ વાપડયો છ તે શું એવો સુમારો થશે કે એમ તમે જશો તેથી બીહીધુજીને તમોને પૈસા કાઢી આપવાનો છે?"

"તાહરી ભુલ છે, બેટા," માહરા બાપે હેતથી સમજાવ્યું. "એ મોટા લુટારાઓ બાજે વખત હીંમત હારીને ઘણા હીચકારાઓ થઇ જાયછ. આપણે જઇશું તો ખરાંજ અને જોઇશું. હું તુંને એકમત છેઉં કે આએ મારી છતાં માહરી મોટી નામોશીની વાત લોકોમાં જાહેર નહીં થાએ, અને તુંને માહરી દીકરી તરીકે જાહેરમાં શરમાવું નહીં પડે તેજ રીતે આપણુને કામ લેવું જોઇશે, પણ તેથી આપણા હકનો ફાયદો મેળવવા આપણે કાંઇ કરીએજ નહીં તે વાજબી થવાતું નથી. હવે તું ધ્યાંન રાખશે કે? હું તુરત વેળા માહરાં ખરાં નામે બી હજી ઓળખાવા ચાહનો નથી. હું તાહરા બપાવાનુંજ ખરૂં નામ મી૰ ફેરરસી છે તેજ ધારણ કરૂંછ—એટલા વાસ્તે કે આગલી વાત કોઇનાં બી મનમાં પાછી તાજી થવા પાંમે નહીં."

છેલ્લે અમો છુટાં પડયાં. અમો ચાલતાં ચાલતાં પીકેડીલી સુધી આવી ગયાં હતાં, એટલે પપાએ ત્યાંથી મને એક ભાડેની ગાડી કરાવી આપી, અને પોતે ચાલતાજ ગયા. અલબત, છુટાં પડવા આગમચ બીજે દાહડેજ લુચ્છા પાર્કસની ખબર લેવા જવાનું અમો બાપ બેટી નક્કી કરીજ ચુકયાં હતાં.

એ મુજબ બીજે દહાડે અગ્યાર વાગતે અમો પાછાં મલ્યાં અને એક ગાડીમાં "વેસ્ત એન્ડ" ખાતેના ફેશનેબલ લતામાં પાર્કસ જ્યાં ઘણા ભપકામાં રહેલો હતો તે મકાનમાં હંકારી ગયાં.

અમોને તરતજ ડ્રોઇંગરૂમમાં દાખલ કરવામાં આવ્યાં, અને આગળ હું મકાનમાં જવી ગયલી હોવાથી ફુટમેને મને તરત ઓળખી. એમ છતાં માહરી સાથે માહરા પીતાને જોઇને તેણે પુછ્યું, "હું તમારા ઉપરાંત બીજું શું નામ કેહું, મીસ?"

"બીજા કોઇ નામની કંઇજ જરૂર નથી," મેં કહયું; "મીસ પર્સી અને એક ગ્રહસ્થ મળવા માંગેછ એટલુંજ કેહો."—અને તે ગયો, જે પછી બીજીજ પલે તો તે પાર્કસ અમો હતાં ત્યાં આવ્યો. તે દેખાતો ઘણો અજબ થતોજ આવ્યો હતો.

"ઓ, ઘણું ઘણુંએ આજે માહરાં ગરીબ ઘેરને તમારાં પણોનાં પગલાંથી તમે કાંઇ અચબુચ સરફરાજ બનાવ્યું!" તેણે અંદર ધસી આવતાં સાથે ઉતાવલથી કહયું—અને શેકહેન્ડને વાસ્તે હાથ લંબાવ્યો, જે મેં નહીં જોયલો હોવાના ઢોંગ કર્યા. "આએ તો દોસ્તીનીજ એક મીલાકાત છે કે કાંઇ—"

પણ તે અચકી ગયો. તેણે અત્યાર સુધી માહરા બાપને ત્યાં આવેલા જોયલા નહીં હતા. તેવણ તે અંદર આવ્યો ત્યારે બારી અગાડી ઉભેલા હતા, અને ત્યાંથી જેવા ફર્યાં તેવા તેવણને જોતાં ને ઓળખતાં તે દીસ્તી રીતે ડર ખાઇ ગયો અને ફીકકો પડયો!

"ઓ, આઇ સી," તેમ છતાં તેણે તરત હીંમત જમા કરીને નફકરો દેખાતાં દમામથી કહયું; "તમે બે સાહેબો એકઠાં થયાંછ, અને માહરાં ઘર પર આવો અચણુચો ઘસારો લઇ આયાંછ એટલે માહરે શું સમજવું!"

"તમારે સમજવાનું એટલુંજ છે, મી૦ પાર્કસ," માહરા પીતાએ હવે ઘણા થરસા અને હીંમતથી બાહેર આવીને તેને થથરાવી નાખતાં કહયું, "કે તમારૂં તમામ તરકટ ઉંઘાડું પડવાનો વખત એકદમ પાસે આવેલો છે! આએ માહરી દીકરી છે તે તમો જાંણોછ, અને એને મલવો જોઇતો મોરો વારસો તમે શરમભરેલી ઠગાઇથી પચાવી બેહેલા છેઓ તે પણ તમોને સારી રીતે રોશણ છે!"

પાર્કસ ફીકકો પડયો, અને તે એકાદ પળ જોરથી દમ ખેંચતો દેખાયો. તે પછી માહરી તરફ ફર્યો અને બોલ્યો, "અને તમો આએ તમારા નેકનામ બાવાજીની નેકનામીની વાત કાંઇ જાંણોછ કે, મીસ પર્સી?"

"હા, હું જરા એ જરા જાણુંછ," મેં તેની એ પાક બેહયાઇથી ગુસ્સામાં ઉશ્કેરાઇને લાલ થતાં કહ્યું.

"હો, જાંણોછ? ત્યારે તો બહેતર છે"—અને તે ચંગ વગાડવા જતો હતો; "ફકત પુલીસને બોલાવીને દેશનીકાળની સજામાંથી નાહસી આવનારા એ તમારા નેકનામ બાવાજીને પુલીસમાં પકડાવી દેવાનીજ ખોટી જાંણુજો!"

"કમીના; તું ગમે એટલી પુલીસ બોલાવ!" માહરા બાપે તપી આવતાં કહયું; "હું જ્યારે માહરી સલામતીને વાસ્તે તમામ મુસ્તાક છેઉં ત્યારેજ તો તાહરાં પલીદ મુકામમાં હીંમતથી આવેલો છું."

"એટલે? એટલે?" પાર્કસ વધતો ગભરાયો; "શું તમો લોક એમ કેહવા માંગોછ કે——"

"હા, હું એમ કેહવા માગુંછ કે સરકારી માફીનો આએ સત્તાવાર દસ્તાવેજ હાલ માહરા કબજામાં છે! બેલાશક બોલાવ, તેથી, પુલીસને—જો તાહરે બોલાવવીજ હોય તો, અને પછી આપણે જોઇએ કે પુલીસ અત્રેથી તુંને લઇ જાએછ કે મને!"

"પણ-પણ તમે લોક કેહવા શું માંગોછ?"

"જો તાહરે બેઇજ્જત અને જગમાં રૂસવા નહીં થવું હોય અને જેલમાં નહી જવું હોય," માહરા બાપે મોટા તોરથી કહયું, "તો હું હજી બી તાહરી સાથ શાંતીથી ને નાંખતીથી કામ લેવા તૈયાર છું. આએ માહરાં બચ્ચાંને તેં લુટયુંછ, તેનો અવેજ પૈએપૈ તું પાછો અમોને ભરપાઇ કરી આપ; અને અમે તુંને છોડી દઇશું."

"અને હું એ માશી છતાં મીસ ત્રેફર્ડના કીર્તીવંત બાપની આગલી બધી કારકીર્દી જાહેર કરશ તો તેમ કરતાં મને કોણ રોકી શકવાનું છે?" તેણે હજી મરતાં મરતાં બી તુંદી કરી જોઇ.

"બેલાશક જાહેર કરજે," મ્હારા બાપે જવાબ કર્યો, "પણ તેથી તું પોતે કદી બી બચવાનો નથી તે ખુબ યાદ રાખજે! મ્હારી દીકરી ઘણું થશે તો સ્તેજથી રીટાયર થશે અને પોતાનો કીંમતી વારસો હાથ આવવાથી ઘણી શાંતી સાથે રહી શકશે. કોઇ બી સુરતે, તું યાદ રાખ કે તું બચવાનો નથીજ, અને તું અમારી રકમ ચક્રવર્તી વ્યાજ સાથે ગણી ગોણીને અમને પાછી સ્વાધીન કરવા કબુલ થતો નહીંજ હોય તો અબ ઘડી હું આ એ બારીએથી "પુલીસ!" પોકારશ."—અને એમ કહેતાં તેઓ અંતે ખરેખર બારી આગળ ગયા.

"અરે એઇ," પાર્કસે ગભરાઇને પોકારયું, "હવે ધી લગાડીને ઘણા ગોરા ના થાઓની! ચાલો આવો, પાસેના ઓરડામાં આવો, આપણે ત્યાં ધીરજથી બેસીને બે જણા એકલા બે વાત કરીએ અને કંઇ સમજુતી પર આવ્યે. તેટલાં મીસ પર્સી અહીંજ બેસશે."

"કોઇ કાલે બી નહીં!" મ્હારા પીતાએ જુસ્સાથી કહયું; "તાહરે જે બી કાંઇ કરવું ને કહેવું હોય તે મ્હારી દીકરીનીજ રૂબરૂ કેહવું ને કરવું પડશે, અને ખોટી સહી, વીશ્વાસઘાત અને એક મોટી ચોરીના સામટા વાંકોની જાલેમ સજાથી તાહરી આએ ઉંમરે જો તું બચવા માંગતો હોય તો આએજ તાહરો વખત છે!"

"હવે ઘણું ચીકણું ના કરોની?" પાર્કસ હજી લટરપટર થયો; "ઍલન દીકરા, તું કાંઇ—"

"ખબરદાર!" મેં થથરાઇને કહયું; "મ્હારી સાથે અદબથી વાત કરજો. તમારા જેવા એક બદમાશને મ્હારી સાથે એમ ઘેરવટથી વાત કરવાનો હકજ શું છે?"

"બોલ, હવે શું કેહછ?" મારા બાપે પાછો જોશથી તકાજો કીધો.

"હું કબુલ થાઉંછ," અંતે મરતે દમે લુચ્ચા પાર્કસે હવે એકદમ લટીને નમી જતાં એક મરતાં આદમીનાજ તોરથી કહયું,—અને તે બાજુમાંની ખુરસીમાં ફસડાઇ પડયો, જ્યારે હું પોતે એ મ્હારી અજબજેવી ફત્તેહનાં નહીં ધારેલાં સુભાગ્ય પર ઘણીજ અજબ થઇ.

"હવે સાંભળો ત્યારે, મી૦ પાર્કસ" મ્હારા પપાએ અંકે કરાવ્યું; "દેખાતું છે કે મરનારનું મ્હારી દીકરીના લાભનું વીલ તમે લોકોએ ગડાવેલું હોવાથી તે આજે હસ્તીમાં નહીં હોવું જોઇએ, પણ તેને બદલે તમે લોકે ફૉરજરી કરીને તમારા લાભનું તેટલીજ રકમનું જે નવું વીલ કીધું હશે તે મ્હારે જોવું જોઇશે. હું જાણુંછ કે ત્રીસ હજાર પાઉંન્ડ (સાડાચાર લાખ રૂપીઆ મરનાર મ્હારી ઍલનને વારસે તમારી મરનાર માતાને સ્વાધીન કરી ગયા હતા, પણ મ્હારે દસ્તાવેજ જોઇને નક્કી કરવું જોઇશે કે તે ત્રીસજ છે કે વધારે."

"ત્રીસજ હજાર છે—વધારે કાંઇ નથી," પાર્કસ મુશ્કીલથી બોલતો હોય તેમ બોલ્યો, અને તેનો અવાજ જાણે તે ઘોરમાંથી બોલતો હોય તેમ ઉંડો આવતો હતો!

"વૅલ વૅલ, ત્રીસ હજાર પાઉન્ડ." માહરા બાપે નાખતી કરી. "તે તમારી કુનેહથી તમે તો વધારીને અત્યારે બેવડા ને ત્રેવડા કીધા હોશે, એટલે અમોને અમારો અસલ અવેજજ ફક્ત સરેસ્તાનાં બ્યાજ સાથે આપી દેવાને તમોને કાંઇજ મુશકેલ થવાનું નથી. હવે, તેથી, તમો મને કેહો—કીએ દાહડે તમો એ રકમ અમોને ભરપાઇ આપી શકોછ? થોડાક દિવસોની તમને જરૂર હોય તો હું તે મેહતલ આપવા ખુશી છું."

અંતે એક અઠવાડયાં પછી તેજ દાહડે અને તેજ વખતે અમોએ તેને બંગલે અમારો અવેજ સ્વાધીન લેવા પાછું આવવું એમ નક્કી થયું, અને પછી અમો ત્યાં વધારે થોભ્યા વગર ચાલીજ ગયાં.

અને આખે રસ્તે શું માહરા પપાની ખુશાલી! શું માહરી પોતાની બી ખુશાલી! અમે આવાં સેહેલ અને સમાધાનીભરેલાં સેવટની કશીજ વકકી રાખીને અત્રે આવ્યાં નહીં હતાં, પણ ખરેખર ગુનેહગારોને તેઓનું દીલ જેટલું હીચકારૂં બનાવી મુકેછ તેટલું બીજું કોઇ કરી શકતું નથી. પાર્કસ હીંમત હારી ગયો, કેમજે તેણે પોતાને આબાદ ફસાવતમાં આવી ગયલો જોયો, અને તેનું દીલ તેણે ઘણું દંખતું હતું.

હવે ફક્ત આંઠજ દિવસ—ઓ પરવરદીગાર!—અને હું પછી સાહેબ સોખ માહરા ધંધાથી રીટાયર થઇને એ માહરી મોટી દોલતની બરકતે અમનચમનમાં રહી શકવાની હતી, અને માહરા વાહલા હૅરીને બી અમેરીકાથી પાછો તેડી લેવાની હતી!

---

## પ્રકરણ ૯૮ મું.

મગર હું માહરા એ ખુશીના ખ્યાલોથી હવે જરા જુદી પડવા માંગતી હતી. એના એ ખુશાલીભરયા વિચારો કરતા કરતાં હું કંટાલી ગઇ, અને તેથી સ્હાંજે હું મારકવીસ ઑફ કેમપેનને ત્યાં માહરી સહીઓ—તે બન્ને બેહેનો મારસ્યોનેસ અને કાંઉન્ટેસ—ને જરા મળવા ગઇ. ત્યાં જતાં જણાયું કે મારકવીસ અને મારસ્યોનેસ તો વીંડઝર કેસલમાંથી તે લોકોને તેડું આવેલું હોવાથી ત્યાં ગયાં હતાં, જ્યારે બીએત્રીસ એકલી પડેલી હોવાથી પોતાની સાથે સ્હાંજ ગુજારવા મને તેડવાને ચીઠ્ઠી લખવાજ બેસતી હતી, જેવામાં હું જઇ લાગી.

તે સ્હાંજે એ પછી અમે ગાડી જોડાવીને "હાઇડ પાર્ક"માં ફરવા નીકળ્યાં. માહરે જણાવવું જોઇએ કે માહરી મદદથી બીએત્રીસનું નિર્દોશપણું પુરવાર થયું, અને કાંઉન્ટ તેને સદાની છોડી ગયો તે વાતને છ મહીના ઉપર થઇ ગયા હતા. એ દરમ્યાંન કાંઉન્ટની કશીજ ખબર તેની પરણેતરને મળી શકી ન હતી, જે ઉપરથી એજ અનુમાન થતું હતું કે પોતાની બૈરીને પોતાનું સર્વસ્ત્ર સપુર્દ કરી તે પોતાના નજીસ સાહસ માટે પસ્તાતો અને લજવાતો દુન્યાનાં કોઇ એકાંત ખુણાંનાં સન્યાસમાંજ ચાલી ગયો હોએ.

અમે પહેલે તો પાર્કમાં ઘણાએક આંટા ગાડીમાંજ ફર્યા, અને પછી ઉતરીને ચાલ્યાં. તે સપ્ટેંબર મહીનો હોવાથી મોટે ઘેરનાં ફૅશનેબલ લોકો તો ઘણુંખરાં લંડન છોડી ગયલાં

હતાં, તો પણ મેં જોયું કે પાર્કમાં ગાડીઓમાં, ઘોડાઓપર અને પાઉપ્યાદાં ફરવા આવેલાં શોખીન સેહલાંણીઓની સંખ્યા આજ પણ કાંઇ ન્હાની સુની નહીંજ હતી.

અને અમે એ રીતે કાંઇ ઘણું ચાલ્યાં નહીં હોઇશું તેટલાં હું એક આદમીને જોઇને ચોંકી. તે કોઇજ નહીં પણ કાંકિન્ટનો પેલો લુચ્છો ખીદમતગાર લુઇગી હતો. તે લંડન છોડી ગયલો અત્રે પાછો કેમ આવ્યો? તેણે અમોને જોયાં, અને તેથી અમોને નહીં જોવાના ઢોંગ કરીને તે ઘણીજ ઝપાટામાં અમારી આગળથી પસાર થઇ ગયો. સારાં નસીબે બીએત્રીસે તેને જોયો હતો નહિ. તેણીનું ધ્યાંન તો તેજ વખતે એક ઘોડેસ્વાર ટોલકી બાંનુઓ અને ગ્રહસ્થોની પસાર થઇ જતી હતી તેના પર હતું, અને બીએત્રીસની દુખ ભરી આગલી પાછલી પાછી નાહક તાજી કરવી પડે તે ફીકરથી તેને તે વાત મેં કહી નહીં.

વળી આગળ ચાલતાં જ્યારે અમો એકીલીઝનાં સ્ટેચ્યુ આગળ આવી લાગ્યાં, ત્યારે મેં થોડે છેટેથી હાથમાં હાથ લઇને એક જોડાંને અમારી તરફ આવતું જોયું, તે તેઓનું ધ્યાંન માહરી ભણી નહીં છતાં મેં તો તરતજ જોયું કે તે કૅપટન અને મીસીસ સેંટ કલેર હતાં.

તે લુચ્ચો જાંણે આ જોડાંણથી કેવો સુખી અને કેટલોક મગરૂર હોય તેમ પોતાની બગલાં જેવી સુંદર બૈરીનો હાથ બગલમાં લઇને દમામથી ચાલતો આવતો હતો, અને હું તરત સમજી કે આ પણ પોતાની શીકસ્ત ને નામોશી પર રોગાંણુ ચઢાવવાનોજ તે લુચ્છા ઠગારાનો એક પ્રયાસ હતો.

"કૅપટન સેન્ટ કલેર નામનો સોસાયટીનો એક આગેવાન જવાંન એક જીપસી છોકરી સાથે પરણ્યો તે તમો જાંણોછ કે, બીએત્રીસ," મેં તેઓ અમારી આગળ આવી લાગે તેટલાં બીને કાને લાગીને પુછ્યું.

"હા, હું તો તે લોકને ઓળખતી નથી, પણ મેં એ બીના પેપરમાં વાંચી હતી ખરી," બીએ જવાબ કરયો; "માહરા બંધેવી એ કોઇ કલેરને સારી રીતે ઓળખેછ, અને તેવણ તો કાંઇ એટલા હદ વગરના અજબ થયા!"

"પેલાં તે લોકો સાંમેથી આપણીજ બાજુએ આવેછ," મેં તેને ચેતાવી—જોકે મેં ખુલ્લું કરીને એમ તો નહીંજ કહયું કે લુઇગીની લુચ્ચાઇ પકડી આપવા અને તેણીનું પોતાનું નિર્દોશપણું પુરવાર કરવામાં મને મદદ થનાર એજ માહરી ભલી સહી જીપસી ઝારા હતી.

વળી એજ વખતે ઘણા ખુબસુરત ઘોડાઓ પર સ્વાર થયલી બાંનુઓ અને ગ્રહસ્થોની એક બીજી ટોલકી અમો હતાં ત્યાં લગોલગ આવી, જેના ઘોડા ઘણાજ ધીમા ચાલતા હતા; અને મેં ઉચી થઇને જોયું કે એ ટોલકીમાં પેલો લુચ્ચો કરનલ બૅલ—કલેરનો સદાનો સાથી—અને લેડી લીલા હતાં. તેઓ માહરી પાડેથી આવેલાં હોવાને લીધે મને તેમણે જોઇ નહીં, પણ મને જોવાની ઘણી જીજ્ઞાસા થઇ કે હવે એ લોકો કેમ પોતાના માનીતા કલેર સાથે વર્તે છે, અને હું, તેથી, જરા કદમ ઉઠાવી આગળ વધી.

લેડી લીલા ઘોડાપર ઘણીજ સુંદર દેખાતી હતી. જે ઘોડેસ્વારીનો સરેસ્તાનો પોશાક તેણીએ સજ્યો હતો તે દીલેમેસ્તો અને તેણીનો જવાંનીનો બહાર વધારે દીસ્તો ને દીપતો કરે

એવોજ હતો. તેણીના ગાલ દીલખુશ કસરતનાં કારણથી ગોલાબ્યા બન્યા હતા, અને ઘોડો દેખાતો તેજી છતાં તે ધણીજ હીંમતથી તેને મેનેજ કરતી તે ઉપર સીધી સરોવર જેવી બેઠી હતી. ખચ્ચીત, તેના હૃદયમાં જે સીહાઇ હતી તે તો જે જાંણે તેજ જાંણે. તેને આ મુજબ જોવાથી તેનું અંતર એટલું કાળું હતું એમ તો જાંણે કોઇને ખ્યાલ વટીક થાય નહીં !

"આહ, દોસ્ત સેન્ટ કલેર !" તેઓ લગોલગ થતાંજ કરનલ બૅલે તરત ઘોડો ખેંચીને ઉભો રાખ્યો—અને તે એમ બોલતાં ટકોરથી હસ્યો. "એક સુખી વરરાજાનોજ આએ તો બધો દેખાવ છે !"—અને તે પાછું હસ્યો.

"ઓ, આય તમારાં પેલાં જીપસી ધણીઆંણી કે ?" લેડી લીલાંએ મોટે સહરે કહ્યું—અને તે પણ વળી ધણાજ મોટા તુચ્છકારનું હસી.

કલેરે કાંઇજ જવાબ કરયો નહીં. તેણે તેઓ તરફ એકાદ પળ ઘણા મોટા ધીક્કારની આંખે જોયું, અને તેઓની એવી વળાંણુ જોતાં સાથે તરત ત્યાંથી ગુપચુપ ચાલુજ મુકયું. એ પછી પેલી પાર્ટી પણ મોટે મોટે આપસઆપસમાં હસતી અને તેજ રીતે વાતચીત કરતી ઘોડા ડપટાવી આગળ વધી. નસીબવાન સંજોગ એ હતો કે ઝારાએ કે કલેરે પણ મને જોઇજ નહીં. ઝારાને એ બનાવથી કેવી લાગણી થયલી હોવી જોઇએ તે હું કહી શકતી નથી. તે બધું આ જાંણીનેજ બુરા કલેર જોડે પરણી હતી, જેવી ફેશનેબલ દુન્યાની એ જાતની હડધુતને ઠોકડે મારવા, મને લાગ્યું કે, તે તૈયાર થઈ રહેલી હોવીજ જોઇએ.

એ મુજબ ફરીહરીને અમો પાછાં ગાડીમાં બેઠાં, અને બીએત્રીસ મને હંમેશની મેહરબાનીથી હંટર સ્ત્રીટમાં ઉતારતી ગઇ, જ્યારે માહરા ઓરડામાં એકલી પડવા સાથે પાછી મને લુચ્ચા લુઇગીની વાત યાદ આવી ગઇ. તે હારેલો મારેલો લંડનથી નાહસી ભાગી ગયો હતો, અને અત્રે એટલો જલદી પાછો શું કરવા આવ્યો હતો ? શું તે કરપીણ કાંઇ કીનો લેવાનું કરતો કે ધારતો હતો ? તેણે ગરીબ બીએત્રીસ પર છટકીમાં પોતાનાં જુઠાંણાંથી શું કાંઇ થોડો કીનો લીધો હતો ? વળી ઝારાને વટીક, તેણીની ઠગાઇ પકડાઇ આપતાં, તે શું મારી નાખ્વા ધસ્યો નહીં હતો ? કોઇ બી રીતે, તેથી, તેનું આ તરફનું આગમન મને ગમ્યું નહીં. મને લાગ્યું કે માહરે કાંઉન્ટેસને તે કહી દેવુંજ હતું, અને વળી ઝારાને પણ માહરે ચેતાવી રાખવું જોઇએ. મેં, તે ઉપરથી બીજી સહવારે બીએત્રીસને તો લખીને જણાવી દીધું. મેં કહયું કે મેં તેને જોયો તેજ વખતે હું તેણીને તે વિષે કહી દેવાની હતી, પણ વાતમાં ભુલી ગઇ. તે પછી ઝારાને પણ એ હકીકત લખવાનો હું વિચાર કરતી હતી તેટલાં તેનીજ મને ચીઠી આવી હતી. તેણીએ "રીજંટ પાર્ક"માં તે રહાંજે મને મળવા બોલાવી હતી. કલેર બાહેર જવાનો હતો, ને તેથી તે એકલી પડેલી નવરાસમાં હતી, જ્યારે હું પણ તેને મલવા ખરેખર ખુશી હોવાથી બાજે દહાડે ઠરાવેલે વખતે અને જગ્યે તેને મળવા ગઇ ત્યારે મને સરેરતાનાં સાચ્ચાં હેતથીજ તે મળી. તે જેવી ને તેવી ખુશાલ અને ઉલટમંદ હતી. મેં તેણીએ સેન્ટ જેમસીસ પાર્કમાં મને જે છેલ્લી મદદ કરી હતી, અને મારા પીતાનો મારીનો દસ્તાવેજ તેણીના ભરથારને હાથ લુટાતો બચાવ્યો હતો તે વાસ્તે તેનો ઘણો ઘણો ઉપકાર માન્યો, પણ ઝારાએ ઉતાવળથી તે વાતજ ફેરવી નાખી.

"અને તું એ લગન વાસ્તે જરા બી દીલગીર થતી કે પસ્તાતી નથી, ઝારા!" મેં પછીથી પુછ્યું.

"પસ્તાઉં ને દલગીર થાઉં?" ઝારા મોટે સ્હાદે હસી; "કાંએ, એટલું બધું શું થઇ ગયું? એ તો માહરો એક મોટો અરમાન હતો! એમ તો થોડાંક એનાં તુમાખી દોસ્તો અમારો તુચ્છકાર કરેછ ખરાં, પણ હું તે લોકોનો ડબલ તુચ્છકાર કરૂંછ. વળી ખરેખર તો બધાંજ કાંઇ અમોને એ રીતે તુચ્છકારતાં નથી. ગઇ રાત્રે કેબીનેટ મીનીસ્ટરને ત્યાં અમોને બેઉને જમવાનું તેડું હતું. કેટલાક મોટાં મોટાં તો ચાહીને ખાસ બોલાવેછ ને મલેછ, અને તમો જોજોની, વાહલાં ઍલન, એમ કરતાં કરતાં બધાં ઠેકાંણે આવી જવાનાં. મને જે ઘણો ગુસ્સો આવેછ તે પેલી હદ વગરની કમીની લેડી લીલા પર આવેછ. તે મને જોઇને ઘણાંજ ઠીસણાં કરેછ, પણ જાંણતી નથી કે માહરી તરફનાં એકજ ફુંફાડામાં હું ચાહવશ તો તેની તમામ પાયામાલી કરી નાંખશ!"

"મેં તે બધું નજરેનજર જોયું," મેં હસીને કહયું—અને ગઇ કાલે પાર્કસમાં લીલા તેઓને મળી ત્યારે હું બાજુમાંજ હતી તે સાંભળીને ઝારા અતી ઘણી અજબએબ થઇ.

"મને તો તેનો એ તુચ્છકાર જરા બી શરમાવી શકયો નથી," ઝારાએ ગુસ્સાથી જારી રાખ્યું; "સાથે વળી એક કરનલ બૅલ નામનો કોઇ બીજો કમીનો હતો. એડવીન કેહછ કે આગલા વખતમાં તે એવણનો એક ટુકડખોર ને ઓશીયાળો સાથી હતો, અને ઘણી વખત તેને પૈસાની બી એવણે મદદો કરેલી છે."

અલબત હું તો એ બધું જાંણતીજ હતી, પણ તે મેં બધું ઝારાને કહયું નહીં.

"પણ તાહરૂં ખાંનગીમાં ટકુ કેમ ચાલેછ, ઝારા?" મેં પુછ્યું.

"ખાંનગીમાં તો પુછતાંજ ના!" ઝારા હસી. "ખાનગીમાં તો અમો બે વચ્ચે ઉંદર બીલાડીનોજ મામલો છે! પણ હું કાંઇ તેની દરકાર કરતી નથી. જાહેરમાં લોકોમાં ઘરાંપરાં બતાવીને એ જે ઠગારો દેખાવ કરેછ તેજ માહરે વાસ્તે હાલ બસ છે. હું એને એટલાપરથીજ અંતે ઠેકાણે લાવી શકશ."

"હું તાહરી એ અજબજેવી હીંમત ઘણી વખાણુંછ, ઝારા," મેં કહયું; "કેબીનેટના પ્રધાન જેવાઓ જયારે તુંને જમવા તેડે ત્યારે તો હું ધારૂંછ કે આસ્તે આસ્તે મામલો બધોજ રાહપર આવશે. અલબત, એ પ્રધાનો કલેર જેવા બોલીદરાજની મદદ ખોહી દેવા નહીં માંગતા હોશે તેથીજ એમ કરતા હોશે, કેમજે પાર્લામેંટમાં એ તાહરો ભરથાર ઘણો અગતનો ને આગેવાન ભાગ લેછ એમ મને ખબર છે; પણ તોબી સામટી રીતે જોતાં એ મુજબ મામલો જરૂર હાથ આવશે. હવે મને કહેની, ઝારા, તે દહાડે તેં માહરા પપાનું મારીનાખ બચાવ્યું તેથી તાહરી સાથે એ તાહરો વર પછીથી ઘણો મરાયો કે?"

"એક બોલ વાત વટીક તે વિશે પછીથી માહરી સાથે એણે કીધી નથી!" ઝારાએ કહ્યું. "એવી તો અમારી લડાલડી ને કાપાકાપી રોજની છે, પણ પછી તે વાત પાછી એ કદી કાહડતોજ નથી."—પણ વળી મેં જોયું કે એ વાત કરતાં ઝારા વધારે ખુલીજ નહીં હતી

એટલે તે વાત જવા દઇને મેં લુઇગીને આએ તરફ પાછો ભટકતો જોયો હતો તે વાત તેને કહી.

"સારૂં થયું તમે મને ચેતાવી તો, વાહલાં ઍલન," તેણીએ કહ્યું. "હવે હું માહરી સંભાળમાં રેહવશ, કેમજે એ ઇટાલ્યન ખરેખર ઘણો ઝનુની ને ખારીલો છે એ તો હું ખાત્રીથી માનુંછ."

ટુંકમાં, એ મુજબ ઘણો વાર સુધી અમે સાથે બેસીને એલાર પેલારની ઘણીએક વાતચીતો કરી, જે પછી હેતથી મલી ભેટીને અમો છુટાં પડયાં, અને અમારે ઘરેબારે ગયાં.

એ દરમ્યાંન અમારી ઠીએટરમાં "એન્થની એન્ડ કલીઓપેત્રા"નો શેકસપીઅર કૃત મોટો હીસ્ટૉરીકલ ડ્રામા તૈયાર થતો હતો. અલબત, કલીઓપેટ્રાનો આગેવાન પાર્ટ માહરોજ હતો, અને એ રાણીનો પોશાક મને ગમે એટલા ખરચે માહરે મનગમતો કરવા માલેક મી૦ રીચર્ડસે, મને તેને હસાબે, રજા આપી હતી. એ પોશાક હું ઝારાને મળી આવી ત્યારે તૈયાર થયલો માહરે ઘેર તરતનોજ આવી ચુકયો હતો, અને તે માહરે ફીટ કરી જોવો હતો. હું તેથી બીડા અને જુલીને લઇને માહરા ઓરડામાં ગઇ, અને બારણું બંધ કરી તે મેં પેહરી જોયો. પરડો ઉંચકાતાં માહરેજ એ ખેલમાં પેહલી રજુ થવાનું હતું, અને એ દુરાચારી રાણીનો પાર્ટ તેમજ તેને અનુસરતો એ વેરવાર ને અરધો બેમહલાજે પોશાક જે સજવો જરૂરનો હતો તે ખરૂં કહું તો માહરા પ્રમાણીક સ્વભાવને કશીજ રીતે અનુકુળ થતું નહીં હતું. એમ છતાં તે પોશાક એ બન્ને માહરી સખીઓએ તો કહયું કે મને ઘણોજ ફીટ થતો હતો, અને હું તેમાં ઘણીજ શોભતી હતી, જે માહરે કબુલ કરવુંજ પડયું.

બીજી રાત્રે તે નાટક હતો અને હું એ ઇજીપસીઅન રાણીના પાર્ટમાં દેખાવ દેવાની હોવાથી ઠીએટર બધું ખીચોખીચ ચીકાર હતું. ખરેખર તો કેહજે સેંહકડો આસામીઓને જગ્યા નહીં મલવાથી નાઉમેદ થઇને પાછું ફરવું પડયું હતું. એ નાટક પરના પોશાકો વિગેરે પર મી૦ રીચર્ડસે પાપરીની પેરે પૈસો વેર્યો હતો, અને અંદર સ્ટેજપર તેમજ બાહેર લોકોમાં ઉલટ ઘણી અસાધારણ મોટી થઇ પડેલી માલુમ પડતી હતી.

એકલી હુંજ તે રાત્રે ઉલટ વગરની હતી! મને એ ખરાબ ચાલની રાણીનો પાર્ટ કે જેમાં માહરે થોડીક અનીતીમાન ખસુસકરીને દેખાવાનું હતું તે મુતલગ ગમતો નહીં હતો; પણ હું મી૦ રીચર્ડસ સાથનાં માહરાં લખતથી બંધાયલી હતી, અને વળી વધારે તો એ કે એ પાર્ટમાં એવું બધું વાંધાભરેલું તત્વ છે એ જાંણ્યા વગરજ મેં તે માહરે સ્વાધીન લઇ લીધો હતો!

હવે પરડો ઉંચકાતાંજ માહરે ગાદીઓનાં એક તખ્તમાં અરધી અલેટાયલી દેખાવાનું હતું. માહરાં માથાંપર તાજ ને હાથમાં રાજદંડ હતો. પોશાક ઢીલો, હલકો ફુલ જેવો અને ગલાં ઉપરથી છેક નીચે ઉતરતો પેહડવાની મને ફરજ થઈ પડી હતી. બાલ બી છુટા હતા; અને બાહીઘેલાંને બધુંજ બીહીકરાવે તેમ અનાયસે બન્યું એમ કે પરડો ઉંચકતાંજ તે કમબખ્ત પોશાક માહરાં ગલાં આગળથી ઢીલો હોવાથી એક હીલચાલ કરવા જતાં કાંઇ એવી રીતે જરા વધતો નીચે ઉતર્યો કે હું અમકીને એકદમ સમી થઈ; મગર મેં તેજ પલે જોયું

કે સૌથી નજદીકના સ્ટેજબૉક્ષમાં બેઠેલા એક આદમીએ ઑપેરા ગ્લાસથી મને છેક બેઅદબ હદ સુધી જોઇ લીધી હતી. તે કોઇ નવાજ હતો, પણ તેનો એ કામાતુર હાવભાવ જોઇને મને એવડી ખીજ ચહડી, અને હું ખરાં જીગરથી માનુંછ કે હું એ પાર્ટને તે રાત્રે જોઇએ તેવો કશોજ ઇનસાફ આપી શકી નહીં. માહરૂં દીલજ બધું ખાટું મારી ગયું. એમ છતાં નાટક તો ધારા પ્રમાણે પુરો થયો, અને લોકોને માહરો પાર્ટ ગમેલો હોવોજ જોઇએ, કેમકે હંમેશ મુજબ ઘણુંજ જોશથી મને સ્ટેજ પર પાછી બોલાવવામાં આવી.

અને બીજે દાહડે ન્યુસપેપરોએ મને ઇનસાફ આપ્યો. ખુલ્લું તે લોકોએ જાહેર કર્યું કે એ પાર્ટ માહરા સભ્ય સ્વભાવને દેખીતી રીતે જરા એ રૂચતો નહીં હતો, અને હું દીસ્તી રીતે માહરી મરજી ઉપરાંતનું સઘળું કરતી હતી, જેથી જોઇએ એટલું તે કુદરતી નહીંજ દેખાતું હતું.

હવે ન્યુસપેપરો જોઇને મેં બાજુ મુકયાં તેવામાં બીડા માહરે નામનું તરતનું આવેલું એક કાગળ મને આપી ગઇ, જેનાં કવરપરના હરફ મને બીલકુલ અંજાણ્યા હતા, અને તેથી હું કાંઇક અજબ થઇ.

મેં તે કાગળ, એમ છતાં, ખોલ્યું, અને હું કાગળ ઉખેડું તેટલાં તે માંહેલું એક બીજું કાગળયું નીચે જમીનપર માહરા પગ પાસે સરી પડયું, જે ઉંચકીને જોઉંછ તો તે પાંચ હજાર ગીનીની એક મોટી ગંજાવર રકમનો માહરી ફેવરનો ચૅક હતો !!

હું તરત સમજી ગઇ, અને ઘણા ગુસ્સામાં તે ચૅક અને તે કાગળ બન્ને ફાડીજ નાખવા જતી હતી, જ્યારે મેં માહરો ગુસ્સો થાભ્યો, અને કાંઇ નહીં તો એ શું હતું તે જાંણવા મેં તે કાગળ વાંચ્યું. તે કેનસીંગટનથી "ટાઇનેડેલ મૅનશન"માંથી મારકવીસ ઑફ ટાઇનેડેલનો લખેલો હતો, કે જેને હું મુતલગ પીછાંણતી નહીં હતી; પણ મને તાબરતોબ ખ્યાલ થયો કે એ તેજ બેઅદબ આદમી હોવો જોઇએ કે જે સ્ટેજના સૌથી નજદીકના સ્ટેજબૉક્ષમાં બેઠેલો હતો, અને જેને માહરો પોશાક જરા હટી ગયો હતો ત્યારે મને ઘણીજ બેઅદબ ક્રાસમે ઑપેરા ગ્લાસથી ટીકતો મેં પકડી પાડયો હતો.

પણ તે શું કેહવા માંગતો હતો? તેણે શું સમજીને પાંચ હજાર ગીનીની મોટી ગંજાવર રકમનો એ ચૅક મને મોકળી આપવાની હીંમત ને સરકશી કરી હતી? મેં તે કાગળ, માહરા જીવપર જોરાવરી કરીને, ખરેખર એક જેહમતથીજ વાંચ્યો.

તે કાગળ આ મુજબ હતોઃ —

"ટાઇનેડેલ મૅનશન, કેનસીંગટન.

તા૦ ૧૮ મી સપટેંબર ૧૮૪૧.

"હું કોન્ટીનંટપર ફરવા ગયલો ત્રણ વરસ આએ ઇગ્રેજી રાજધાની ભુમીપર પાછો ફર્યો છું, ને મેં મીસ ત્રેફર્ડનાં ઍકટીંગની ઘણી વખાંણ ઇટલીમાં સાંભળી હતી. એ પછીથી જ્યાં બી વળી હું જતો ત્યાં અત્રેનાં ઇગ્રેજી પેપરોમાં એ નવી નામાંકીત ઍકટ્રેસ વાસ્તે એટલું બધું લખાયલું હું વાંચતો હતો કે તેને જોવા હું ઘણો તલ્પી રહેલો હતો, અને ગઇ રાત્રે મેં તેને ઇજીપ્શ્યન રાણી કલીઓપેત્રાના પાર્ટમાં પહેલ્લીજ જોઇ. માહરે કબુલ કરવું જોઇએ કે પેપરોની

વખાણુમાં હું ઝાઝું માનવાવાળો નથી. પેપરવાળાઓ હાસ્તી અથવા વગવસીલાને આધીન થઇને કચરાકુટાને પણ ઘણીજ શરમભરેલી હદ સુધી બાજે વખત ચઢાવી આપે છે તે આલમ જાંણે છે, પણ ભલાં મીસ ત્રેફુડ, તમારા કેસમાં, મેં તો જોયું છે કે પેપરવાલાઓએ જેટલાં પ્રમાણીક જોરાથી લખવું જોઇએ તેટલાં જોરાથી સામું લખ્યુંજ નથી ! હું તમારાં એક્ટીંગથીજ માત્ર હદ વગરનો હેરત અને છક થયોછ એમ નહીં, પણ તમારી હદ વનાની સોબર ખુબસુરતીએ પણ માહરાં મનપર ઘણોજ ઉંડો છાપ મારયો છે, અને હું અફસોસ કરૂંછ કે હું તમોને પરણવાને છુટો નથી. મને મારશ્યોનેસ સાથે બનાવ નથી, પણ તે જીવતી છે ત્યાં સુધી હું તમોને લગનની પ્રમાણીક ઑફર તો કરી શકતોજ નથી. તોબી હું તમોને બાકી બીજી બધી રીતે પુરતાં સુખી કરવા ને અમનચમનમાં રાખવા માગું છું. ખુદાનું આપેલું માહરી પાસ એટલું બધું બીસ્યાર છે કે હું જીવતાંજીવત કે માહરા મુવા બાદ તમોને કશીજ રીતે હવે પછી માટે કદી મોહતાજ રાખશ કે છોડશ નહીં.

"મેં તમારી નેકી નીતીની ઘણી બાબજ તારીફો થતી સાંભળેલી છે, અને તેથી મને બીહીક લાગેછ કે આએ કાગળ ગુસ્સા અથવા કમકમાત વગર તમો કદાપી વાંચી શકવાનાં નથી, પણ હું અરજ કરૂંછ કે આ વાત પર તમો થોડોક ગંભીરાઇથી દરયાફત કરજો. માહરી ઉંમર થોડીક મોટી થયલી છે ખરી, પણ ખુબસુરતીનો તે છતાં આ ઉંમરે પણ, હું ઘણો વખાંણનાર ને દીલસોઝ હીમાયતી છું.

"તમે મને કદાપી ઓળખશો નહીં, પણ માહરે માહરી ઓળખમાં એટલું કેહવાનું છે, કે ગઇ રાત્રે સ્ટેજપર પરડો ઉચકાતાં તમારો પોશાક ગલાં આગળથી જરા હેઠે ઉતરતો જેણે આપેરાગ્લાસમાંથી જોયું હતું, અને જેના ઉપર તમે કાંઇક ગુસ્સાની નજર વટીક ફેંકી હતી તે હુંજ તમારો તાબેદાર છું! એટલાવાસ્તે જો તમો ચાહશો તો તમો માંગશો એવી રીતે આપણી મીલાકાતો બીલકુલ ખાંનગી રહી શકશે, અને એ સઘળી માહરી લખાવતમાં તમામ સચ્ચાઇ અને ખરાંપણાંનો જોરા છે તેની પુરવારીમાં, એક નજીવાં બેઆનાં તરીકે, આએ એક ન્હાની રકમનો ચૅક જે મોકલી આપુછું તે મેહેરબાનીની રાહે કબુલ રાખીને મને આભારી કરશો. એ કોઇનાં બી નાંમ નિશાંન વગર "payable to bearer" છે, એટલે માહરા બેન્કર કને જઇને તે રજુ કરશો કે કાંઇ બી પુછયા પરછયા વગર તરત તે પગાર કરવામાં આવશે તેની સંપુર્ણ ખાત્રી રાખજો.

લી૦ તમારો દીલસોઝ વખાંણનાર
ટાઇનેડેલ."

કમીનો તે! આ નજીસમાંનજીસ માંગણીનું કરપીણ કાગળ વાંચીને હું કેટલી ગુસ્સે થઇ તે જાહેર કરવાને માહરી કને જાંણે શબ્દોજ નથી! તે હેમકને કેટલી થોડી ખબર હોવી જોઇએ કે હું ચાહતે તો ભલા હરબર્ટને પરણીને મોટી ઇજ્જત સાથે એક ડચેસ પણ થઇ શકતે!

પણ હવે માહરે કરવું શું ? ચૅક અને કાગળ બન્ને બાલીજ નાખવાં કે તે એક કવરમાં એમનુંએમ મુકીને તેને શિરનામે પાછું ધકેલી દેવું, અથવા થથસવીને એક કાગળ બી તેની સાથે લખવું ? અને એ બધાં વમાસનોમાં હું હતી તેટલાં મેલીસા હેરીસન મને મલવા આવી. એ છોકરીની ભયભીત બીમારીમાં મેં પૈસાની એને ઘણી કીંમતી મદદો કરી હતી, અને ખરી રીતે તો ખોદાની બખશેશથી હું જે એ પરમાર્થી મદદ કરી શકી હતી અને

ચેન્જપંર પણુ મેં માહરે ખર્ચે એને મોકળી આપી હતી તેથીજ તેનો જાન ઉગરયો હતો. એ વાસ્તે તે માહરી ઘણીજ હેસાંનમંદ હતી. તે ઘણી ખતાવાર હતી. તે કાંઇ જુલીની માફક નિર્દોશતા વચ્ચે ફસી ગયલી છોકરી નહીં હતી, અને તેથી પેહલી હરોલમાં તે મને મુશકેલથીજ ગમી હતી, પણુ તે પોતાની ભુલ અથવા પાપોને વાસ્તે પાછલથી પુરતી પસ્તાતી હતી, એટલે મેં પછીથી તેની પર મન મુકીને પુરતી દયા રાખી હતી. વાંચનાર યાદ કરશે કે નાટકમાં પણ મેંજ તેને પાછી રખાવી હતી, જેથી માહરે ઘરનીજ એક હોય તેમ તે ગમે ત્યારે અને ગમે તેમ મને મલવા આવતી જતી હતી, અને બાહેરથી નામ મોકળી આપીને થોભ્યા વગર બેધડક હું માહરા ઓરડામાં જ્યાં બી હોઉં ત્યાં ચાલી આવવાની તેને તએહ થઇ રહી હતી, અને તે મુજબ હમણાં પણ તે મને મલવા આવી.

"માહરાં વાહલાં ઍલન," તે કેહતી આવી, "ગઇ રાત્રે તમારા પાર્ટમાં તમે નવી મેળવેલી ફતેહ વાસ્તે—પણ એ શું છે?" તે થોભીને અચકી ગઇ; "તમે કાંઇ ઘણાં ગભરાયલાં અને રંજ પામેલાં દેખાવોછ? એ કાગળ શાનું છે? કાંઇ કેથેથી માઠા સમાચાર તો આવ્યા નથીની?"

ખરેખર તો હમણાં મેલીસા એમ ધસી આવી તે મને ગમ્યું નહીં હતું. મને કાગળ અને ચૅક છુપાવવાનો કાંઇ વખતજ નહીં મલ્યો હતો, અને હવે જો હું તેમ કરવા જાઉં તો એ છોકરીની ચૅક પર નજર પડી ચુકેલી હોવાને લીધે સામો તેને કાંઈ અવટીત સુબેહ ઉભો થાય, અને તે માહરે વાસ્તે કાંઇ અપજશભર્યુંજ માની લે!

"હા, હું ઘણી ગુસ્સે થયલી છું, મેલીસા," તે ઉપરથી ખરૂંજ કેહવાની મને ફરજ થઇ પડી; "વાંચ આઓ કમીના પૈસાવાલાઓ ગરીબ નાટકવાલીઓની નીતીને વાસ્તે કેટલું ઓછું ધારતા હોવા જોઇએ તેનો એથી બેહતર પુરાવો બીજો શું થઇ શકે?"—અને એમ કેહતાં માહરા ગાલ ગુસ્સામાં ધમધમીને એવા લાલ થઇ આવ્યા હતા કે મેલીસાએ હમતીને બે ઘડી માહરા ચેહરા સામું જોયા કીધું, અને પછી હું જે સોફાપર બેઠેલી હતી તે પર માહરી બાજુમાં બેસીને તેણીએ તે નાલાયક મારકવીસનો મજકુર માહરા જોગો કાગળ વાંચ્યો.

અને તે વાંચતાં વાંચતાં તે ઘણી ઉશ્કેરાતી દેખાઇ. "એક ગરીબડાં બેઆનાં" તરીકે પાંચ હજાર ગીની વાંચતાં તો તે એટલી હેરત થઇ કે જાણે તે વાત તેના માનસામાંજ નહીં આવી હોય તેમ તેણીએ માહરા હાથમાંથી ચૅક વટીક બેઅદબીથી ખુંચવી લઇને નીકળી પડતી આંખોએ જોયો, અને પછી એકાદ પળ તે ઘણાં ગંભીર વમાસનમાં ઉતરી ગયલી દેખાઇ.

"કાંએ, શું ધાર્યું?" તે વાંચી રહી એટલે મેં પુછ્યું.

"એ તો તમોજ એમ નારાજ થાઓ, ઍલન! હું તો કેહુંછ કે આવી પાદશાહી ઑફરથી બીજી તો કોઇ બી છોકરી કદી એમ———"

"ચુપ કર, મેલીસા!" મેં ખરાં દીલના ગુસ્સા અને કમકમાતથી કહ્યું; "હું તો તાહરા તરફથી કાંઇ વધારે સારા ને અક્કલમંદ જવાબનીજ વકી રાખતી હતી!"

"વાહલાં ઍલન, હું કાંઇ તમોને માઠું લગાડવાનું નથી કેહતી," તેણીએ બચાવ કર્યો; "હું કેહુંછની કે એ તમોને તો મોટાંમાંમોટું અપમાન કરવા જેવુંજ છે! આખી આલમ

જાણુંછ કે તમે કેવાં નેકચલણુ છો. હું તમારે વાસ્તે તો, તેથી, ખરાં દીલથી દલગીર અને ગુસ્સેજ છું."

"વારૂં, ત્યારે હવે માહરે એ સંજોગોમાં કરવું શું?"

"હું તો ધારૂંછ કે એનો ચૅક અને એનો કાગળ બેઉ ધીક્કાર સાથે એ ઉમરાવ પર તમો પાછાંજ મોકળો! ત્યારેજ એને ખબર પડશે કે એ તો કેથો આગ સાથે રમત કરવા ગયો હતો!"

"હા, માહરો બી એજ વિચાર છે," હું તેણીની સાથે એકમત થઇ; "હું જો હમણાં એ બાળી નાખું તો કદાપી તે એમ સમજે કે મને એ કાગળ મલ્યુંજ નથી, અને પાછો બી મને સતાવે!"

"અને તેજ મુજબ તમો જો તેની પર કંઈ ગુસ્સાનું લખો," મેલીસાએ સુચવ્યુ, "તો તે લખીને તેનો જવાબ કરે ને બચાવ કરે, અને તમારૂં લોહી વધતું ઉકળાવે! સૌથી બેહતર, તેથી, એજ છે કે તમે એ એને પાછુંજ મોકળી આપો!"

"પણ એ મોકળું કોણ પાસે? રેજીસ્તર તો કરવુંજ નથી, ને એમ ને એમ પોસ્તમાં મોકળવાનું તો સલામતીભરયું થવાનું નથી. તે તો પોતાને નહી મલવાનું એ નામુકર બી જઇ શકે!" મેં ફકરમંદ કહ્યું.

"મને આપો; હું હાથોહાથ એ પોંહચાડતી જવશ," મેલીસાએ દીલસોજીથી કહયું. "મને એ રસ્તે જવાનુંજ છે. માહરાં બચ્ચાંને મેં એજ તરફ એક ઘણાં લાયક ફેમીલીમાં રાખેલું છે, ને હું તેને મલવા જવાનીજ છું, તે હું એ "ટાઇનેડેલ મેનશન"માં હાથોહાથ પોંહચાડતીજ જવશ."

મને, અલબત, એ વિચાર ઘણોજ ગમ્યો. મેં, તેથી, તરતજ એક એનવેલપમાં તે ચૅક અને કાગળ મુકીને તે એનવેલપ બંધ કરયું, અને તે ઉપર તે લુચ્છા મારકવીસનું શીરનામું કરીને મેલીસાને સપુર્દ કરયું. એ પછી થોડીક બીજી ત્રીજી વાત કરીને થોડે વારે તે માહરી રજા ચાહતી ઉઠી ગઇ, અને હું માહરા વિચારો સાથ એકલી પડી. હું એ કમીના મારકવીસની વાત તો એ પછી તરતજ પાછી ભુલી બી ગઇ. લુચ્છો પાર્કસ માહરા મમાવાજીનો માહરા જોગો મોટો કીંમતી વારસો જમી ગયો હતો તેને માહરા પપાએ માહરી સાથે જઇને થથરાવ્યો હતો, અને તેણે આંક દાહડામાં એ ત્રીસ હજાર પાંઉન્ડની મોટી પાદશાહી અનામત અમને ભરપાઇ કરી આપવાનું વચન આપ્યું હતું તે આપણે ગયા અંકમાં વાંચ્યું. માહરા પપાને સરકારી મારીનો પરવાનો મલ્યા પછી એ છુટાંપણાંનો તેવણે જે પહેલો ઉપયોગ કર્યો તે એ પાર્કસપર ધસારો લઇ જવાનોજ હતો. એ વખતે, વાંચનાર યાદ કરશે કે, તેવણ મને બી સાથે લઇ ગયા હતા. ખરી રીતે તો મને કે માહરા પીતાને એક કગરસ બી વકી નહીં હતી કે કશા બી પુરાવાની ગેરહાજરીમાં એ બદમાશ એમ પાધરો ઉતરે, અને એવી મોટી રકમ પાછી ભરપાઇ કરી આપવા સેહલસુજે કબુલ કરે! અમે તો માત્ર એક પાસો અજમાવ્યો, અને તે ખુદાની દયાથી સવળો પડયો હતો. માહરા પપાએ મને સમજાવ્યું હતું તેમ એવી જાતના દાઘેલ દીલના બદમાશો બાતેનમાં ઘણા હીચકારા થાય છે, અને

અમે લુમ્બ્છ પાર્કસના સંબંધમાં માત્ર દમસમથીજ ફાવી ગયાં હતાં; મગર એ બધી બીના આગળ એટલી બધી વીસ્તારીને લખેલી ને સમજાવેલી છે કે તે વિશે અત્રે નવેસરથી પાછું કાંઇ પણ લંબાણ કરયા વગર ચાલશે. હાલ તો એટલુંજ કેહવાનું કે આંઠ દહાડા મુદતના તેણે જે માંગી લીધેલા તે મેલીસા મને મળી ગઇ તે પછીના બીજેજ દિવસે પુરા થતા હતા, ને તેથી સાડાચાર લાખ રૂપ્યાની મોટી રકમની કાને અત્યારે હું ધણીયાંણી થનાર હતી તે ખ્યાલ મને તે આખો દિવસ હરખાવતો ને ખુશાલ બનાવતો રહયો. એ પૈસાને જોરે હું હવે સ્વતંત્ર થનાર હતી, અને નોકરીથી ફારેગ થઇને માહરા હૅરી જોડે પોતાનું ઘરબાર માંડીને ઠર પડવાની હતી; અને કદાચ નોકરીમાં ચાલુ બી રેહું તો કલીઓપેત્રા જેવા ન છાજતા પાર્ટમાં જાહેરમાં દેખાવ નહીં કરવા હું કંપનીના માલેક અને મેનેજર મી૦ રીચર્ડસ પાસે કબુલાત લખાવી લેવાની હતી. ગરજુ થઇને તાબેદારીની નોકરી કરવી એક વાત છે, અને બીનગરજાઉ નોકરી કરવાની વાત બીજીજ છે.

---

## પ્રકરણ ૧૦૦ મું.

એમ છતાં એ અવેજ આવતાં સુધી અને પૈસાદાર થતાં સુધી બી એ વાતમાં તો હું થોભી નહીં. ગઇ રાતના પાર્ટની નામોશી અને ચકુનમ મને ઘણીજ લાગી ગઇ હતી, અને તેથી એ ધોરણના પાર્ટસમાં હવે પછી હું કદી સ્ટેજપર ઉતરવાની નથી એમ મેં મી૦ રીચર્ડસને પુરતી નમનતાઇથી તોપણ ઘણી મજબુતાઇથી તરત ને તરત લખી નાખ્યું.

એ પછી બપોરે બે વાગે લંચ લઇને હું જરા અસેટ્રાઇ ઉડવાનો વિચાર કરતી હતી તેવામાં મને માહરા પપાની એક ચીઠી મળી. તેવણે અરધા કલાકમાં તૈયાર થઇને બને તો યુસતન સ્કવૅરમાં તેવણને જઇ મલવાની તેમાં મને ફરમાસ લખી હતી. તેવણ લખતા હતા કે કાંઇ અગતની વાત કરવાની છે. હું તે ઉપરથી તરતજ તૈયાર થઇને ઘરમાંથી બાહાર પડી. યુસતન સ્કવેર અમારા હંટર સ્ટ્રીટથી કાંઇ ઘણો લાંબે નથી, અને તેથી હું ત્યાં ચાલતીજ જઇ પોંહચી; પણ જે જગ્યાએ માહરા પપાએ મલવાનું લખ્યું હતું ત્યાં તેવણ હતા નહીં. હું તેવણને, તેથી, આસપાસ શોહધતી હતી તેટલામાં માહરી આગળથી એક આદમી પસાર થઇ ગયો. તેનામાં કાંઇક ઘણું અજબ જેવું હતું, અને તેથી મેં તેને ધારીધારીને જોયો. તેને માથે કાંઇ અજબજેવી ટોપી હતી, અને પછવાડેના બાલ લાંબા વધવા દીધા હતા. વળી ભરાવદાર મુછ અને મોટ નીચે સુધી ઉતરતા થોભ્યા હતા, આંખમાં આઇગ્લાસ લટકાવેલો હતો, અને હાથમાં એક નેતર રોકી લાકડી હતી. સામટી રીતે તે કોઇ પરદેશી જેવોજ લાગતો હતો. તેણે બી મને ધારી ધારીને જોઇ, અને હું તો તેથી તરત નજર ફેરવી નાંખીને ત્યાંથી આગલ ચાલતીજ થઇ, પણ જરા વારમાં માહરી પુઠે પગલાં પાછાં વાગ્યાં, અને જોઉંછ તો પેલો લગોલગ માહરી પુઠે હતો!

"તેં મને ઓળખ્યો નહીં, ઍલન, ત્યારે તો માહરી ખાત્રી થાયછ કે મને કોઇજ ઓળખી શકશે નહીં!" તેણે કહયું—અને તે અવાજ આબાદ માહારા પીતાનો હતો એમ પીછાણતાં હું હદ વગરની અજબ થઇ. પહેલાં તો મને એ તેવણનાં "ચેડાં" જરા થઇને

ગમ્યાંજ નહીં. પેલો માળીનો પરવાંનો એવણુના કબ્જામાં હતો ત્યારે એવણુને એવાં ઘેલાં ઘેડાંનાં ફાંફાં મારવાની જરૂરજ શું હતી?

"નારાજ ના થા, ઍલન દીકરા," તેવણે હુસ્યારીથી માહરા એ વિચારો તરતજ પાંમી જઈને હસતાં કહયું; "મેં કાંઈ એ સોંગ અમથો નથી સજ્યો. તું જાંણુશે ત્યારે કબુલ કરશે."—અને એ રીતે વાતચીત કરતાં અમો યુસતન સ્કવૅરની પગઠી જે બપોરની વખતે ઘણું કરીને નવરીનીછત થઇ જાયછ ત્યાં ધીમે કદમે ચાલવા લાગ્યાં. "સૌથી પહેલે તો પેલા પાર્કસની મોહકાંન છે!"

"કાંએ, તે દગો કરેછ શું?" મેં ગભરાઇને પુછયું; "કાલે વાયદા મુજબ રૂપ્યા આપશે કે નહીં?"

"સાંભળ તો ખરી!" માહરા પપાએ કાંઇક અધીરાઇથી કહયું. "એ લુચ્ચાને આપણે છેલ્લાં મળી આવ્યા પછી એનાપર મને જરા બી ઇતબાર આવ્યો નહીં, જેથી તેની હીલચાલપર એક છુપી તકેદારી રાખવાનું મેં માહરાં મનથી ઠરાવ્યું. એવા એક બાંગડ ને બદમાશનો ઇતબારજ શું? તેણે આંઠ દાહડાનો ટાઇમ લીધેલો, ને મેં જોયું કે તે દરમ્યાંન તેની દયાનત બીગડે તો કાંએ નહીં તે બધું વેચીસાટી, રોકડ જમા કરી લઇ, દુર દેશાવર કેયે તીરી જાએ? એ ઉપરથી મેં આએ સોંગ સજ્યો, અને તેની ઉપર તે દાહડેથી મેં ઘણીજ પક્કી ચોકી રાખેલી છે!"

"અને કાંઇ પકડાયું?"

"અત્યાર સુધી તો તેવું કાંઇ નથી દેખાતું," માહરા પપાએ મને ઉતાવલે સધ્યારો આપ્યો; "હવે તો કાલ છે ને સાહેબ છે. વળી એકલા એ પાર્કસ પરજ હું ચોકી રાખુંછ એમ બી નથી, પણ પેલી તાહરી સખી જુલીને દગો કરનાર લૉર્ડ રેવન્સક્લીફ પર બી માહરે નજર રાખવી પડેલી છે."

"ને તેને તમો મલ્યા વારૂં?" મેં આતુરતાથી પુછયું. વાંચનાર યાદ કરશે કે જુલીનાં ઠગારાં લગનમાં માહરા પીતાએજ આગેવાન ભાગ લીધેલો હોવાથી, અને તેણીની જે ખરાબી થઇ હતી તે બધી વાતની પછીથી માહીતી થતાં તેની અગનથી જગીને માહરા પીતાએ પોતાનાં છુટાપણાંને બીજો લાભ જે લેવા ધાર્યો હતો તે એજ હતો કે કોઇ સુરતે તે લુચ્ચાને જુલી સાથે ખરાં હકદાર લગનથી પરણવાની ફરજ પાડવી. એ તેમનો એરાદો ઘણો નેક હતો, ને તે મને એટલો બધો ગમતો હતો કે એ વાતમાં હું ઘણીજ આતુર બની હતી.

"હું હજી તેને મલ્યો નથી," માહરા બાપે જવાબ કર્યો; "મેં તેની હીલચાલો પર પણ ફક્ત દુરથી છુપી નીગાહ રાખેલી છે. માહરો તો ઠરાવજ છે કે જુલ્યટને ખરાં હકદાર લગનથી તેને પોતાની કરવાની માહરે ફરજ પાડવી, પણ હું સમો સમાલી સમાલીને આગળ વધવા માગુંછ. મુશકેલ એ છે કે એ ઠગાઇમાં માહરો બી આગેવાન ભાગ છે, એટલે હું જોર શોરથી કામ લઇ શકું એમ નથી. એ છોકરો તદન રદબાતલ છે, અને હું જોઉંછ કે એની આલચલણપર નીઘાહ રાખતાં એની વંઠેલ અને રખડેલ જીંદગીના કારણથી એવું

કાંઇ બીજું પકડાય કે જેથી એની સુદ્ધ આપણે ઠેકાંણે લાવી શકયે તો બેશક તે ઘણું ચાહવા જોગ છે."

"તમોને જેમ સારૂં લાગે એમ કરો, પપા; મને તમારાંમાં વિશ્વાસ છે," મેં તાબેદારીથી કહ્યું.

"હવે આજે રહાંજે હું પાર્કસને પાછો મલવા જવાનો છું," માહરા બાપે પાછું તે વાતપર આવતાં કહ્યું; "હું તેને કાલનું ઍપોંઇન્ટમેન્ટ યાદ કરાવી આવશ, જેથી થશે એમ કે તે જો આપણને કાંઇ વહાતો ઠગતો હોય તો જરા વધારે ચકુનમ પકડશે કે આપણે તો આદુ ખાઇને તેની પુઠે મંડેલાંજ છીએ!"

"મને બી એ વિચાર ગમેછ," મેં તરત એકમત થતાં કહ્યું, જે પછી બીજી ત્રીજી કેટલીંક વાતચીતો કરીને અમે છુટાં પડયાં અને હું માહરે ઘરેબારે ગઇ.

બીજી સહવારે હું નાસ્તો કરીને પરવાડી એટલે મને પપાનું કાગળ મલ્યું. તેમાં લખેલું હતું કે પાર્કસે તો બીજા આંઠ દહાડાની મહેતલ માંગી લીધી હતી! તે કહેતો હતો કે તેણે બધો અવેજ રોકી નાખેલો હોવાથી રોકડ તેના કને કાંઇ નહીં હતું, અને ત્રીસ હજાર પાઉન્ડ જેવી મોટી રકમ એક અઠવાડયાંની ટુંક નોટીસમાં તેને માટે ઉભી કરવાનું ઘણું મુશ્કેલ થઇ પડયું હતું. વળી તેવણ લખતા હતા કે તેણે વેચવા કાઢેલી જમીનગીરીઓ બી મને બતાલાવેલી છે, અને બીજા આંઠ દહાડામાં કાંઇ ખાટું મોડું થવાનું નથી, વિગેરે.

અલબત મને પોતાને આ નવી ઢીલ મુતલગ ગમી નહીં, પણ પપા પોતેજ એ કામ મેનેજ કરતા હતા એટલે મને તેમાં કશી બી નડતળ નાખવાનું દુરસ્ત લાગ્યું નહીં. તેવણે એ ચાઠામાં વળી બી ખાત્રી આપી હતી કે એવણ છુપા લેબાશમાં તેની પર ચોકી રાખવાનું તો ચાલુજ રાખવાના હતા, એટલે તે હાપ આપીને કેડે ચાલી જાય એમ તો હતુંજ નહીં.

એ પછી તે રાત્રે હું થીએટરમાં ગઇ ત્યારે મી૦ રીચર્ડસ જોગી માહરી પેલી ચીઠીના જવાબમાં તે માહરી ઉપર ખુબ છેડાયો. તેણે કહ્યું કે હું માહરાં લખતથી ઘણી ઉલટી ચાલતી હતી, અને ધારાથી તે એ પાર્ટ કરવાને વાસ્તે મને ફરજ પાડી શકશે! મેં તો તેને તેમ છતાં મજબુતીથી નાજ કહ્યું. મેં તેને કહ્યું કે તમોને નહીં પાલવતું હોય તો ભલે મને રજા આપો, પણ માહરી તનમનની નીતી, પાકીજગી અને અદબને આંચકો આપે એવો એ પાર્ટ હતો, અને તેથી એમાં હું ફરીથી ઉતરવાની નથી. મી૦ રીચર્ડસ ઘણો અજબ થયો. તેણે પહેલાં તો ઉપર મુજબ દમ કરી જોયો અને પછી તરત નરમ પડી ગયો. પછી તો એ પોતાની "ભુલ"ને વાસ્તે તેણે માફ વટીક માંગી, અને કાલાવાલા પણ કરી જોયા, અને જયારે હું એકની બે નહિજ થઇ ત્યારે "એનથની અને કલીઓપેત્રા"નો નાટક જે બીજી વાર રજુ થવાનું જાહેર થઇ ચુકયું હતું તેની જાહેરખબર બીજે દિવસે પાછી ખેંચી લેવામાં આવી. હું એ રીતે કામાતુર ઇજીપશ્યન રાણીના ગલીચ પાર્ટની બલાગતથી બચી ગઇ, ને તેને બદલે "ઑથેલો" મુકાયો.

એ "ઑથેલો" નો નાટક થયો તે દહાડે બી પેલો માર્કવીસ પેલોજ બૉક્સ રીઝર્વ કરીને આવીને તેમાં બેઠેલો હતો, અને મને તેની પર એટલો કેહેર આવતો હતો કે તેને આડી નજરે અડછતો એક વખત શરૂઆતમાં જોઇ લેવા પછી મેં માહરી નજર તરત ખેંચી લીધી, અને તે પછી આખા ખેલનાં દરમ્યાન મેં એક બી વખત તેની તરફ ધુરીને જોયું નહિ! એમ છતાં એક વખત હું વીંગમાં ઉભેલી હતી ત્યારે મેલીસા માહરી આગળ આવી, અને મેં તેના કાનપર પડીને કહયું, "પેલો કાફરડો આજે પાછો આવેલો છે!"

"હા, મેં જોયો," મેલીસાએ તેવાજ ધીમે સાહદે મને જવાબ કરયો; "સ્ટેજ-બૉક્સ-માંજ છે; પણ તમે એને એવી રીતે હડધુત કીધોછ કે તમોને એ પાછું લખે અને કાંઇબી અપમાન કરે એ હવે હું માનતીજ નથી. તમોને એના હરફ ને એનો મોનોગ્રામ તો ધ્યાનમાં હશે કેની?"

"હા, નહીં કાંએ?" મેં કહયું; "અને હવે ફરી મને એ કાંઇ બી લખવાની સરકશી કરશે તો—"

"તો એ કમીનાનું કાગળ ઉખેડતાં બી ના ને વાંચતાં બી ના!" મેલીસાએ ઉતાવળે સલ્લાહ આપી; "એમનું એમ તરત તે સઘડીમાં જલાવીજ નાખજો!"

"ખચીતજ!" હું એકમત થઇ—અને તેટલાં માહરો પાર્ટ આવ્યો એટલે હું સ્ટેજપર પાછી નીકળી.

વળી એ વાતને બે ત્રણ દિવસ જવા પછી મને લેડી સીસીલ્યા અરમનની ચીઠી આવી. હું ઘણી મોટાસોક થઇ હતી અને તેને મલવા નહીં જતી હતી એવો તેમાં પહરીઆરો હતો, કેમજે ખરેખર ઘણા લાંબા વખતથી હું તેને મળેલી નહીં હતી. તેણે એક નવો બંગલો ખરીદયો હતો, અને ત્યાં હાલમાં તે રેહવા ગઇ હતી, જે "રટલેંડ ગેટ" આગળના રમણ્ય રસ્તાપર આવેલો હતો, અને મને તે જોઇ જવાનું તે માયાથી ઇજન લખતી હતી.

એ ઉપરથી તેજ સ્હાંજે ત્રણેક વાગે હું તેને મલવા ગઇ. નોરમનવાલાંઓની ગાડી તો કારખાને ગયલી હોવાથી મેં એક ભાડુતી ગાડીમાંજ તે તરફ ઝોંકાવ્યું. ત્યાં લેડી સીસીલ્યા ઘણાં હેતથી મને મળી, અને તેણે માહરી ઘણી ખાતર કરી. તેણે આખો બંગલો ફેરવીને મને બતાવ્યો, અને તે મને ઘણો ગમ્યો. તે તેણીનાં આગલાં મકાન કરતાં વધારે ભવ્ય અને નામાંકીત હતો.

એ મુજબ બે અઢી કલાક તેને ત્યાં ઘણા ખુશાલ ગુજારીને હું ઘર પાછી ફરવા નીકળી. સ્હાંજનો સમો હતો, અને મેં ચાલતીજ જવા ચાહયું. "હાઇડ પાર્ક"માં થઇને ટુંકે રસ્તે, તેથી, હું ફરતી ફરતી ઘર જવા નિકળી.

પણ પાર્કમાં હું અરધે રસ્તે પોંહચી હોવશ તેટલાં તો સાંમેથી મેં એક આસામીને ચાલતો આવતો જોયો, અને મેં તરતજ જોયું કે તે પેલો મારકવીસ ટાઇનેડેલ હતો. મેં, તેથી, ઝટ નજર ફેરવી નાખી. એમ છતાં મેં જોયું કે તેણે મને જોઇ લીધી હતી, અને ઘણી ઉતાવળમાં, જાંણે મને વાત કરાવવા માંગતો હોય તેમ, તે માહરી તરફ ધસી આવતો

હતો. આ કેટલી પાક બેહયાઇ! હું સાંમી હાર પર આવી ગઇ, અને માહરા ગાલ ગુસ્સામાં ધમધમી આવ્યા. આ પૈસાવાલા લોકરો અમો ગરીબ છોકરીઓની ઇજ્જત વાસ્તે કેટલું ઓછું માનતા હતા તેનો ખ્યાલ થતાં ગુસ્સામાં માહરૂં લોહી બધું ઉકળી આવ્યું.

તે, એમ છતાં, હવે સાંમી હાર પર પણ આવ્યો, અને થોડી ઘણી આનાકાંનીથી હોય તેમ માહરી આગલ આવીને તે માહરી સાથેજ ચાલવાની કોશેશ કરવા લાગ્યો. હું, તેથી, એકદમ ઉભી રહી ગઈ, અને મેં તેની પર એવાં તો ગુસ્સાનાં નેણ ફરકાવ્યાં કે તે દબાઇજ ગયો, અને ઘણો અજબ થયલો દેખાયો.

"કાંએ, એટલું બધું શું થઇ ગયું, ઍલન? છેક એમ કાંએ કરેછ?" તેણે ઘણો અજબ થઇને પુછયું—અને એ તે શું બકી મરતો હતો તે મને કાંઇ સમજ પડી નહીં.

"માહરા લૉર્ડ," મેં તેથી થરસાથી કહયું, "એકદમ માહરી આગળથી ખીસી જાઓ! મેં તમોને જે રીતે હડધુટ કીધાછ તે પછી તો——"

"હડધુત કીધો? કયારે?" અને તે તુચ્છકારનું હસ્યો; "ત્યારે તેં જે મને લખ્યું તે ભુલી જવાજ માંગેછ શું?"

હું ધ્રુજી પડી! આ દીવાનો શું કેહવા માંગતો હતો?

"અલબત હું જાહેરમાં તુંને વાત કરાઉં એ તને નહીં ગમે તે એક જુદી વાત છે, પણ તેથી તું કંઇ તાહરાં લેખીત વચનથી ફરી શકવાની નથી! માહરા પૈસા તે કાંઇ કાંકરા છે?" તેણે કહયું—અને તેના એવા બોલોથી માહરો ગભરાટ દરેક પળે વધતોજ ગયો.

"તમે શું બકોછ તે હું કાંઇજ સમજી શકતી નથી," મેં મોટા ગુસ્સાથી કહયું, "અને મને લાગેછ કે તમે કોઈ ખરેખરા દીવાના છો. હવે તમે ચાલી જશો? હવે તમારૂં કાલું કરશો? નહીં તો પેલો પુલીસ ઑફીસર જાએછ તેને માહરી મદદે હું બોલાવવા માંગુછ!"

અને હવે તે ચાલી ગયો ખરો, પણ તેના દેખાવમાં જાંણે કે તે કાંઇ ફરયાદ કરતો હોય, કાંઇ મોટો ગેરઇનસાફ પુકારતો હોય, માહરૂં એ વરતણ તેની વકી ઉપરાંતનુંજ હોય એવું બધું લાગતું હતું, અને તેથી જ્યારે તેને મુકીને હું આગળ વધી ત્યારે માહરી અજાએબી અને ગભરાતનો શુમારજ નહી હતો! એ એમ શું બકી ગયો હતો કે હું માહરાં લેખીત વચનથી બંધાયલી હતી? ખરેખર, મને હવે પસ્તાવો થયો કે મેં માહરા ગભરાત અને ગુસ્સામાં ઘણું દોહરૂં કરયું. મેં ઉચકાચુંચકી એ જે સાંભળી હતી તે તો વધારે કારણ હતું કે તેની કેંટ પકડીને માહરે બધો ખુલાસો પુછવોજ હતો! તે પોતે કાંઇ ભેદ ભરમની ભુલભુલામરીમાં કુટાતો હતો કે શું?

---

## પ્રકરણ ૧૦૧.

હવે જુઓની ખોદાના કરેલા સંજોગો બાજે વખતે એવા થાયછ કે હું એજ વાતનો વિચાર કરતી ને વમાસણમાં પડેલી હાઇડ પાર્કને નાકે નહીં પોંહચી તેટલાં તો મને મેલીસા હેરીસનજ સાંમેથી આવતી મળી ગઇ! એ ઘણો નસીબવાન સંજોગ થયો, કારણ-

જે તે કદાપી મારકવીસની આએ ચાલચલણ પર, મને લાગ્યું કે, કાંઇ નવું અજવાળું ફેંકી બી શકે? તેને બી તો બધી ખબર હતી?

"ઓ મેલીસા, સારૂંજ થયું તું મલી ગઇ તે," મેં ઉશ્કેરાયલીએ કહ્યું.

"કાંએ, વળી શું છે?" મેલીસા અજબ થઈ; "વળી કાંઇ તમે ઘણાં ઉશ્કેરાયલાં દેખાઓછ, ઍલન?"

"હા, મને હમણાંજ પેલો કાફરડો મળ્યો!"

"કોણ, ટાઇનેડેલ?"—અને મને લાગ્યું કે મેલીસા માહરાં ભલાંમાં એ સંદેહ થતાં સાથે ઘણી ગભરાઇ ગઇ અને ખરાં દીલથી બોહીધી.

"હા, તેજ; મેં તો તેને ઘણો બી નોકોહાં કર્યો, પણ તે તો અકેકું કાંઇ એવું બોલી બકી ગયોછ કે માહરાં ધ્રુજરાંજ નથી ભાંગતાં!"

"ઓ, શું બોલ્યો તે?" મેલીસાએ પણ જાસ્તી ગભરાત કરયો.

"તે તો જાંણે હું તેની કેવીક મોટી દોસ્તદાર હોઉં તેમ ઘેરીતે.બારીતો થઇને મને વાત કરાવતો આવ્યો હતો, અને કોઇ લેખીત કબુલાતની બી મને યાદ કરાવતો હતો!" મેં અજબ થતાં કહ્યું.

"ત્યારે તો બીચારો ઘેલોજ હોશે," મેલીસાએ ઉતાવળથી જવાબ કર્યો; "મને લાગતું-તુંજ કે જરા ધસેલા જેવો કોઇ છે!"

"પણ તેં માહરૂં પેલું કવર તો એને થાવું પોંહચાડેલું કેની? એનો ચૅક ને એનું કાગળ તો એને પાછાં મળ્યાંતાં કેની?"

"તે ને તેજ દહાડે!" મેલીસાએ ખાત્રી આપી. "તમારા પાસથી ગઇ તેવુંજ જઇને એને બધું હાથોહાથ આપી દાધુંતું! ઓ ઍલન, નહીં તો શું તમો એમ કંઇ ધારોછ કે—"

"તું બુરૂં ના માન," મેં શરમાઇને માંગી લીધું, "પણ મને એની એ બધી ઘેલી-ગાંડી વાતથી કાંઇ એટલો તો ગભરાત થાયછ કે કાંઇ સમજજ નહીં પડતી."

મેલીસાએ જવાબમાં, અલબત, જે બન્યું હતું તે વાસ્તે પાછો મને સધ્યારો આપ્યો, પણ તેના એ સધ્યારામાં માહરાં મનનું સમાધાન થઇ જાય કે કાંઇ મને સંતોષકારક ખુલાસો મલે એવું બેશક કાંઇજ નહીં હતું, અને તેથી ભારી દીલેજ હું ઘેર જવા તેને મુકીને આગળ વધીઃ પણ વળી થોડુંક આગળ હું નહીં ગઇ હોવશ એટલામાં તો મને માહરા પપાજ મળ્યા.

તેવણ પેલાજ છુપા લેબાશમાં હાલ પણ હતા, કે જે લેબાશમાં મને બુસટન સ્કવૅરમાં તેવણ છેલ્લા મલ્યા હતા.

"કાંઇ પાર્કસને વાસ્તે નવું?" મેં મલતાં સાથે તેવણને પુછયું.

"નવું તો કાંઇજ નથી," માહરા પપાએ જવાબ કરયો.

"પણ તમે ધારોછ કે આપણને એ ઠગતો કે વાહતો નથી?"

"એવું કાંઇ લાગતું તો નથી," તેવણે કહ્યું; "મને જે દસ્તાવેજ અને ઓચરયાં-ઓ એણે બતાવ્યાં તે પરથી તો મને બધું સાચ્ચુંજ લાગું. લોક વળી કહેછ કે એની પાસે પૈસા તો ઘણા છે, અને એ આપણા ત્રીસ હજાર પાંઉન્ડ આપણને પાછા આપી દેશે તોબી પોતે ગરીબ તો કાંઇ થવાનોજ નથી !"

"અને લૉર્ડ રેવન્સકલીફને લગતા કાંઇ સમાચાર ?"

"તે વાત પછી," માહરા પીતાએ કહ્યું; "પહેલાં તો તું મને એ બતાવ કે મેં તુંને હમણાં દુરથી પેલી માઇ છોકરી સાથે વાત કરતાં જોઇ તે છોકરી કોણ છે ?"

"ઓ, તે તો મીસ હેરીસન કરીને એક છે. અમારા નાટકમાં બાલે ડાન્સર છે," મેં બેદરકારીથી કહયું.

"હા, પણ એ તો ત્યારે ઘણું ખરાબ માણુસ છે!" માહરા બાપે જરા ગુસ્સાથી કહ્યું; "એની તાહરે મુતલગ દોસ્તી રાખવી નહીં જોઇએ, દીકરા!"

"ઓ, કેમ ? તમે શું જાંણોછ જે ?" મેં ગભરાઇને પુછ્યું—કેમજે મેલીસા આગળ ઘણી ખતાવાર ને ખરાબ હતી તે કદાચ મેં જોયું કે એવણની જાંણમાં આવ્યું હોય, પણ પછીથી તે ઠેકરાઇને ઠેકાંણે આવી ગઇ હતી, અને હવે તદ્દન સુધરીને સારી ચાલની થઇ ગઇ હતી તે વાતથી એવણ હજી નાવાકેફજ હોય!

"મેં એ છોકરીને લૉર્ડ ફ્રેડરીક રેવન્સકલીફ સાથે હમણાં હમણાં ઘણી બેમહલાજે વરતતાં ઘણી જોયલી છે," માહરા પપાએ ગુસ્સાથી કહયું.

"હમણાં હમણાં નહીં હોય, પપા; તમારી કાંઇ ભુલ હોશે," મેં જુસ્સાથી કહયું; "આએ થોડાજ દાહડાની વાત છે. લૉર્ડ રેવન્સકલીફ અને તેના બીજા છાકટા દોસ્તે અમારાં સ્ટેજપર આવીને જુલીને કાંઇ અપમાન કીધું હતું ત્યારે બધાં ઍકટર્સ ને ઍકટ્રેસીસ એ એઉને હડધુત કરવા એકઠાં થઇ ગયાં હતાં, અને તેમાં એ મેલીસા તો મોટી આગેવાન હતી!

"ત્યારે એ મોટી ઠગારી ને ધુતારીજ છે," માહરા પપાએ બેવડાં જોશથી કહયું. "હું હમણાં કેટલા દાહડા થયા એને રેવન્સકલીફ સાથે ફરતાં હરતાં જોઉંછ. મેં એ લોકને "સ્ટાર અને ગારટર"વાલાં રીચમંડ ખાતેનાં મોટાં ખરચાલુ હોટેલમાં સાથે જમવા ગયલાં વટીક જોયલાં છે!"

"શું કેહોછ પપા, તમે ?" હું ઘણીજ અજબ થઇ; "હું તો એને તદ્દન સુધરેલી અને સારીજ રાહો અખત્યાર કરી ચુકેલી જાંણુતી હતી!"

"અરે બેની, આએ પરમદાહડેનીજ વાત છે!" માહરા પપાએ કહયું; "હું સ્ટ્રેન્ડ પરથી જતો હતો. હું તો પાર્કસની પુઠે જતો હતો, અને એ લૉર્ડ ફ્રેડરીકનો તો તે વખતે મને કાંઇ વિચાર બી નહીં હતો, તેટલામાં તેજ એક દુકાંણ આગળ એક સોહામણી ઓછ-મમાંથી ઉતર્યો. એટલા વાસ્તે મેં પાર્કસને તુરતવેળા પડતો મેલ્યો, અને તેના પરજ નીગાહ રાખી. તે જરા વારમાં તે મોટી દુકાણમાંથી પાછો બાહેર આવ્યો, અને સોહામનાં બારણાં

આગળ જઇ બોલ્યો, " હવે એ તો બધું પકકું થયું, વાહલી મેલીસા. હવે આપણે "સ્ટાર અને ગારટર"માં જમવા જઇએ."

"તમે પોતે એ નામ બી સાંભળ્યું હતું, પપા ?" મેં ગભરાઇને પુછ્યું.

"અને એ છોકરીને બી પાછી જોઇ. નામ તો મેં તે દાહડેજ પેહલુંજ સાંભળ્યું. હું નામ નહીં જાંણુતો હતો, પણ એ આગમચ બી મેં એ બેને માહરી જુસ્તેજોમાં સાથે અનેક મરતબા જોયલાં હતાં."

હું હેરત થઇ ગઇ. આટલી દગાબાજી—આટલી ઠગાઇ એક આટલી સરખી છોકરી ચલાવી શકે એ માહરી મસ મોટી અજાએબી થઇ પડી ! એટલું ખરૂં કે જુલી તરફનો રેવન્સકલીફ્નો ભયંકાર દગો મેલીસા જાંણતી નહીં હતી, પણ તેથી શું થયું ? એક વારની પોતાની ભયંકાર છકકડથી બી તે સુહફુટેલીની સુધ્ધી હજી ઠેકાણે આવીજ નહીં હતી !

"હું હવે ત્યારે એની સાથે દોસ્તી રાખતાં ઘણી સંભાળ રાખશ, પપા," મેં કહયું, —અને હું ખરે મને મેં એ જે કાંઇ બાતમીઓ મેલવી હતી તેથી ઘણીજ દલગીર થઇ.

"જરૂરજ એની દોસ્તીથી દુર રહેજે," માહરા પપાએ મને પાછું તાકીદ કરીને કહયું; "આએ દુકતોજ એની ખરાબી કરેછ. કોણ જાંણે કોણ કોણને ચીરતો હશે ! તે દાહડે કુટસને ત્યાં મેં એને એક મોટી રકમનો ચૅક વટાવતો બી જોયો હતો !"

"કુટસને ત્યાં ?" મેં પાછો ગભરાત અને ગગડાત કરયો.

"હા," માહરા પપાએ કહયું; "એ કુટસવાલાઓ મોટું બેંકીંગ બીઝનેસ કરેછ, અને ત્યાં એણે પાંચ હજાર ગીનીનો એક મોટો ચૅક વટાવ્યો તે મેં માહરી આંખેઆંખ તેની પુઠેની માહરી એ તલાસ દરમ્યાન જોઇ લીધું."

"કુટસને ત્યાં પાંચ હજાર ગીનીનો ચૅક ?" મેં વધતી ફાળ ખાઇને પાછું પોકાર્યું; અને—હું ખરેખર બીમાર વટીક થઇ ગઈ.

"હા, પણ તુંને શું છે, છોકરી ? તું કાંએ એમ ગભરાયછ ?" માહરા પપા વધતા ગભરાયા અને ઘણા અજબ થયા.

"કાંઇ નહીં, કાંઇ નહીં, મને કેહો—મને બધું બરાબર કેહો !" મેં જાસ્તી ગભરાત કર્યો; "તે ચૅક કોણનો હતો તે કાંઇ તમે જાંણોછ ?"

"હા, બૅરર જોગો તે એક ચૅક હતો એટલે રસ્તેનો ચાલતો બી તે લઇ જાય તો તેને નાણું મળે, અને કોઇ લૉર્ડ ટાઇનડેલનો લખેલો હતો. કૅસ્યરે તેની રીત પ્રમાણે ચૅક પગાર કરતાં તે ડ્રૉ કરનારનું નામ મોટે સાદે વાંચ્યું કે "લૉર્ડ ટાઇનેડેલ" ત્યારે હું આગળ ઉભેલો હતો, ને ત્યારે એ છોકરી બી એની સાથે હતી."

બસ, થઇ ચુકયું ! હું એક પીછના ફટકાથી બી પછડાઇને જમીનદોસ્ત થઇ જાઉં એવી એ સઘળું સાંભળીને માહરી હાલત થઇ ! હવે સઘળું મને દીવા જેવું સમજ પડી ગયું. લૉર્ડ ટાઇનડેલ આજે મને મળ્યો ત્યારે જે ઘેલોગાંડો બકવાત કરી ગયો હતો તેનો પણ

ભાવાર્થ હવે થોડોઘણો માહરી સમજમાં આવ્યો. દગો–કમજાત કમબખ્ત મેલીસાએ માહરી સાથે ઘણોજ ભયંકાર દગો કર્યો હતો!!

"પણ મને કેહ તો ખરી, ઍલન, કાંયે તું એટલી ગભરાયછ! એ શું બીના છે?" માહરા પીતા ઘણાજ ચીંતાતુર થયા—અને ત્યારેજ હું પાછી સચેત થઇ. દગો–ઘણો નીચ ને કરપીણ દગો માહરી સાથ થયો હતો ખરો, પણ મેં જોયું કે તે છતાં માહરે એમાં બીહવાનું કે લજવવાનું હતું શું? એક ઘડીમાં બધો ખુલાસો થઇ શકે ને માહરી પાકીજગી પુરવાર થઇ શકે એવી સાંમી એ તો બધી વાત હતી! ઉલટું, મેં વિજળીના એક ઝટકાની ઝડપથી જોઇ લીધું કે, આ તો એક એવો બનાવ બન્યો હતો કે જેથી કમીની મેલીસા હેરીસન ઉપરાંત દોજખી રેવન્સકલીફ પોતે બી અમો બાપ બેટીના સપાટામાં આબાદ ને મજબુત આવી ગયો હતો, અને હવે અમો જેમ ચાહીએ તેમ તેની ડોકી ભચડી મેળવાનું અને તેની પાસે અમારી મરજી પ્રમાણે રૂમડી મુકાવી કામ લેવાનું અમારા હાથમાં હતું! હું, તેથી, ઘણી હીંમત પાંમી અને ઘણી ખુશી થઇ.

માહરા બાપ મને ટીકી ટીકીને જોવા લાગ્યા! તેવણને કાંઇ સમજજ પડયું નહીં. તેવણ થોડાક બીહીધા પણ ખરા! શું હું ઘેલી થઈ જતી હતી!

"માહરા વાહલા પપા, એક ભયંકર તરકટ થયલું છે," મેં એ મામલો જોઇ લાગણીભેર કહ્યું; "એ તરકટથી માહરી પાક ઇજ્જતને ઘણો આંચકો આવે એમ છે, પણ એ થયુંછ તે એટલાવાસ્તે સારૂં થયુંછ, કે લુચ્ચો ફ્રેડ્રીક રેવન્સકલીફ આબાદ હવે એથી આપણા સપાટામાં આવી ગયોછ, અને તેને માહરી બેહેન સરખી ગરીબ સખી જુલ્યટને પરણવાની આપણે હવે ચાહીશું તેમ ફરજ પાડી શકશું!"

"ઓ, શું ખરેખર?" માહરા બાપ ઘણાજ અજબ થયા.

"હા," મેં જવાબ કર્યો; "તમારો આએ કદરબીહામણો પોશાક જોઇને તે સજી નીકળવાની તમારી ઘેલચ્છા મને પેહલી હરોલમાં ગમી નહીં હતી, પણ હવે હું માહરી એ ભુલ કબુલ કરૂંછ. હું જોઉંછ કે તમોને એ ઘણું સારૂંજ સુઝયું! એ છુપા લેબાસની મદદથી તમે એ બે બુરાંઓપર હું ઉમીદ કરી શકું તેથી બી ઘણી વધારે નજર રાખી શકયાછ, અને તેથી આએ ભયંકર તરકટ માહરા હકમાં ઘણું વધારે ને ગંભીર બુરૂં થાય તે આગમચ આપણે પકડી કાઢી શકયાં!"

"પણ બધું તું મને ભેદ ખોલીને સમજાવ તો ખરી?" માહરા બાપે એ માહરાં બધાં જુઠાં તાહેલાંથી કંટાલીને લગાર ગુસ્સાભરયો તકાજો કરયો.

"સાંભળો! એ વાત મેં અત્યાર સુધી તમોને કહીતી નહીં, કારણ જે વગર કારણે હું તમારૂં દીલ દુઃખવવા ખુશી નહીં હતી, પણ હવે સંજોગો એવા બરાબ થયલા છે કે માહરે તમોને બધું ખરેખરૂં કેહવુંજ જોઇશે," મેં કહયું. "ટાઇનેડેલના મારકવીસે મને સ્ટેજપર જોઇ, અને તે હેમકે માહરે વાસ્તે ઘણું બુરૂં માનીને બીજેજ દહાડે માહરી પર એક કાગળ મોકલ્યું, જેની સાથે પાંચ હજાર ગીનીની મોટી રકમનો ચૅક હતો. હું ઘણી ઘણી ગુસ્સે થઇ, અને તેજ ઘડીએ મને અચાનક મેલીસા હેરીસન મળવા આવી. તેણે માહરો

ગુસ્સો, ચૅક અને કાગળ એ સઘળું આવતાં સાથે જોઇ લીધું, જેથી ખરી હકીકત હું તેનાથી છુપાવી શકી નહીં. એ પછી તેણેજ મને સલ્લાહ આપી, અને હું તે વાતને એકમત થઇ કે તે ચૅક અને કાગળ એમનાં એમ માહરે એક એનવેલપમાં બીડીને તે બદચલણુ મારકવીસને પાછાં મોકળી આપવાં."

"અને તેં તેમ કીધું, દીકરા?" માહરા પપાએ દેખીતી રીતે તે કુકર્મી કમીનાપર મનથી ઘણા ખીજવાતાં પુછ્યું.

"હા," મેં જવાબ કર્યો; "મેલીસાએ પોતેજ માંગી લેવાથી મેં તે કામ તેનેજ સોંપ્યું. તેની આગલી જીંદગી ઘણી ખતાવાર હતી, અને તેને ત્યાં એક બચ્ચું છે, જે તેણે કેનસીંગટન તરફ કોઇના આશરામાં રાખેલું છે, અને તે બચ્ચાંને તે એ વખતે મલવા જતી હતી તેથી "ટાઇનેડેલ મેનશન"માં મારકવીસ જોગો તે કાગળ બી આપતીજ જવાનું તેણે માથે લીધું અને મને બી તે વિચાર ઘણો ગમ્યો."

"હવે ત્યારે હું સમજ્યો," માહરા બાપે કહયું; "એ કંગાળ છોકરીએ તે કવર તે પાપી ઉમરાવને પાછું આપેલુંજ નહીં હોવું જોઇએ, અને તે અવેજ ફ્રેડરીક રેવન્સકલીફની મદદથી ખાઇ ગયલી હોવી જોઇએ!"

"હા, તેમજ; પણ મને જે ગુંચવાવેછ તે તો બીજીજ વાત છે," મેં હજી એ મનથી ઘણી ગુંચવાતાં કહ્યું; "હમણાં મને મારકવીસ પોતેજ અચાનક મલ્યો અને તે કાંઇ એવું અગરમ બગરમ બોલી ગયો કે જે મને સમજ નથી પડતું! તે તો કાંઇ એમ બોલ્યો કે મેં લેખીત કબુલાત આપેલી છે!"

માહરા પીતા એકદમ ગંભીર થયા. તેવણ દેખીતી રીતે કાંઇ સમજી ગયા, પણ મને તે વાત ખુલ્લાસો કરીને કેહવાને ખુશી જણાવી નહીં, જેથી મેં તુરત તે વગી દબાણ કરીને તેવણને પુછ્યુંજ નહી.

"માહરાં ગરીબ બચ્ચાં!" માહરા બાપે તે પછી ગંભીરાઇથી કહયું, "બીજાંનાં પાપને લીધે તાહરી પાક ઇજ્જતને ત્યારે તો બેશક ઘણોજ આંચકો આવેલો છે; પણ તે બધું જલદીજ સમું કરી શકાશે. તાહરી ચાલચલગુ તો કાચના એક સ્વચ્છ આએના જેવી છે, કે જેપર કોઇના પાપી દમના પરસેવાનું એકાદ ધાબું પડી શકે ખરું, પણ તે કાચ સફા કરયે તો પાછો જેવો ને તેવો સ્વચ્છ અને નીર્મળ નજરે આવી શકે! હવે ત્યારે તેં શું કરવા ધારયુંછ?"

"હું ધારૂંછ કે હું એ લુચ્છી મેલીસાને મલું અને તેની પાસે તેનાં પાપનો દમસમથી બધો એકરાર કરાવી લઉં," મેં જવાબ કર્યો; "એથી થશે એમ કે લૉર્ડ રેવન્સકલીફ કેટલી હદ સુધી આપણા પગતળે દબાયલો છે તેનું પ્રમાણ આપણે નક્કી કરી લઇ શકશું."

"ઘણોજ નેક વિચાર!" માહરા પપા એકમત થયા; "તેને તું પોલીસનો દમ ભરાવશે તો તે બધું એકદમ કબુલ કરશે. તું બધું ખરેખરું કબુલ કરવાની તેને ફરજજ પાડજે. હાલ તો તું એકલીજ તેને મળી આવ, અને પછી તું પાછું મને લખી જણાવશે ત્યારે આપણે પાછાં કેથે સાથે મલીને આગળ શું કરવું તે નક્કી કરશું."

એ પછી હું માહરે ઘર પાછી ફરી. મેલીસા તો કેનસીંગટન તરફજ કેડે ગયલી હતી, જેથી તે હમણાં ઘરમાં મળે એમ નહીં હતું, અને રાત્રે ઠીએટરમાં તે દહાડે માહરો પાર્ટ નહીં હતો એટલે હું સારાં નસીબે ત્યાં જવાની નહી હતી. હું તેને ઠીએટરમાં મલવા ચાહતીતીજ નહીં. માહરે તો તેનાં ઘરમાંજ તે એકલી હોય ત્યારે ધસારો લઇ જવાનો હતો, તેથી બીજે દાહડે સહવાર પર એ મીલાકાત મેં ફરજયાત મુલતવી રાખી.

---

## પ્રકરણ ૧૦૨.

મને તે આખી રાત ઘણી અકરવકર થઇ. આદમીઓ ભયંકર છક્કડ ખાવાં છતાં સુધરે નહીં એ મને ઘણુંજ અજબ જેવું લાગ્યું. મેલીસાની આગળી જીંદગી ઘણી શીહા હતી; પણ તેણે પુરતું ખમ્યું હતું અને તે પુરતી પસ્તાઇ હતી, વાસ્તેજ હું તેની મિત્ર થઇ હતી. મેં તેને માહરી ગરીબ ગીરોથી ઘણી મોટી મદદો કરેલી હતી, અને તે બધાં માહરાં કીંમતી હેસાંનોનો એ નાચીજ કમીનીએ આયંદા મને એવો નાકદર નતીજો આપ્યો તેથી મને ઘણુંજ દુઃખ લાગ્યું હતું.

બીજી સહવારે, તેથી, હું તાતરવીખી જેવી જેમ તેમ નવ વાગવા દઇને મેલીસાને ઘર દોડી. સારાં નસીબે તે ઘરમાંજ હતી એમ મને એક નોકર છોકરીએ કહયું, અને હું નામ મોકળ્યા વગર ધસીને તેના ઓરડામાં ગઇ ત્યારે માહરૂં દીલ ઘણાં જોશથી ધપકતું હતું. બારણું અગણુંજ બંધ કરેલું હતું, કે જે મેં નરમ હડસેલાથી ઉઘાડી નાંખ્યું, અને હું અંદર જઇને જોઉંછ તો પલંગપર બધા નવા નવા ડ્રેસીસ પડેલા હતા! તે કાપડયાઓને ત્યાંથી તરતના આવેલા હોય એમ તેની બાજુમાં પડેલા તેને લગતા બૉક્ષીસથી જણાઇ આવતું હતું, અને મેલીસા તે પોશાકો ધ્યાંનથી તપાસવામાં પડેલી હોવાથી તેણે મને અંદર દાખલ થતી જોઇ વટીક નહીં. તે સીલ્ક, સેટીન ને મખમલના તેની ગરીબ સ્થિતી કબુલ રાખી કે રજા આપી શકે તે કરતાં ઘણા વધારે કીંમતી પોશાકો હતા, અને એ પેલા માર્કવીસના અવેજનીજ બોલબાલા હતી એમ એક નજરે જોઇ લેતાં માહરી આંખમાં ખુન આવ્યું!

તે તેવામાં કાંઇ લેવા જરા પાછળ હઠીને ફરી, અને ત્યારે મને ઓરડામાં પોતાની લગોલગ ગુપચુપ આવી ઉભેલી જોઇને હબતીને લાકડું થઇ ગઇ! પોતાનાં દાધેલ દીલ સાથે દીસ્તી રીતે મને જોઇને તે ઘણીજ ચોંકી અને ફીક્કી પડી, પણ તરત પછી સમયસુચકતાથી પોતાનાં મનનું પાછું સમાધાન કરી લઇને તેણે પોતાનો ગભરાત છુપાવતાં મને કહ્યું, "ઓ ઍલન, સહવારને પોહોર તમે કયાંથી નીકળી આવ્યાં? અંદર કહારેકનાં આવ્યાંછ જે? મેં તો જોયાં બી નહીં! કેવાં ચોરની માફક આવ્યાં?" અને તે જુઠું જુઠું હસી: "પણ બેસોની, ઉભાં કાંએ રહયાં?"—અને તેણે મને ખુરસી આપવાની ધામધુમ કરી. "હું તો હજી બધી મેલી ઘેલી અવરદશા જેવી છેઉ—હજુર તો મેં બાથ નથી લીધો, અને રાતનો પેન્ટ બી ગાલપર ને હોઠપર એમનો એમ છે!"—અને તે પાછું હસી, પણ મને ઘણીજ

ગંભીર અને ઠસ્સે ને ઠસ્સે જોઇ તે પોતાના બધા એ જુઠા બકબકારા વચ્ચે દબાઇને પાછી ચુપ થઇ ગઇ.

"પણ શું છે, ઍલન? તમે આજે એવાં કેમ છેઓ? તમે કાંઇ માહરીપર ગુસ્સે છેઓ?" તેણીએ ફાલ ખાધેલી જેવીએ કાકલુદીથી પુછ્યું.

"હા, ઠગારી છોકરી!" મેં મોટા ગુસ્સાના દેખાવથી કહ્યું—અને મને ઢોંગ કશા કરવા પડયાજ નહીં, કેમકે હું ખરાં દિલથી ઘણી ગુસ્સે હતી; "તાહરૂં તમામ તરકટ મેં પકડી કાઢેલું છે, અને તે હું તને તાહરાં મોહનાંપર કહેવા આવેલી છેઉં!"

મેલીસા, બીહીકની એક ચીસ સમેત એ સાંભળતાં, પોતાના પલંગની કીનારી પર બેસી ગઇ, અને મોંઢાંપર હાથ ઢાંકીને રડી પડી, કે જ્યારે માહરે કહેવું જોઇએ કે તે નાલાયકનાં રડવાથી આ વખતે મને એક કગરસ બી દયા આવી નહીં.

"એ તાહરા બધા ઢોંગ મુકી દે!" મેં વધતા ઠસ્સાથી કહ્યું; "તું એટલી બધી નાલાયક, નફટ અને નાપાક હોય એમ કદી મેં સ્વપ્ને બી ધાર્યું નહીં!"

તે ઉઠીને માહરા પગ પાસે ફસડાઇ પડી. "ઓ ઍલન, મને માફ કરો!" તેણીએ માહરા પગપર માથું નમાવીને ફોકેફોક રડતાં કહ્યું; "બીજી કોઈ હતે તો હું નફટ થઇ શકતે, પણ તમારી આગળ માહરાથી નફટ થવાતું નથી. તમે માહરે વાસ્તે એટલું એટલું કીધું, ને તે છતાં મેં તમારીજ ચોરી કીધી તે નીમકહરામીથી હું તમારી સાંમે લજવાઇને મરી જાંઉછ! હું કદી એમ કરતે નહીં, પણ મને તો એક બીજા જુઠાંએ ભોલવીને ભમાવી!"

"તું શું આગલની તાહરી ખરાબીઓથી હજી પુરતી ધરાઇતી નહીં?" મેં ખરાં દીલના કમકમાતથી પુછ્યું.

"મુઇ હું અભાગની!" તેણે માથું કુટીને કહ્યું; "માહરો અંત એબાંજ આવવાનો છે!"

"હવે એ બધું નાટકી છોડી દે, ને બેસ માહરી સાંમે," મેં મેલીસાને ધમકાવીને કહ્યું—અને તે રડતી રડતી તરત ઉઠીને માહરી સાંમે પલંગ પર પાછી બેઠી. "જો હજી બી તું બચવા માંગતી હોય તો માહરી આગળ બધું બોલેબોલ સાચેસાચું કબુલ કર. હું બધું જરા એ જરા જાંણી આવેલી છું તે ઘણું ધ્યાંન રાખજે. તાહરી આએ મોટી ઠગાઇમાં તાહરો સાથી કોણ છે તે વકીક હું જાંણુંછ, કારણ બેંકર કુટસને ત્યાં મારકવીસનો ચૅક તમો બેમરવતોએ વટાવ્યો ત્યારે જે ધણીએ તે આંખોઆંખ જોયું તે મને મલેલો છે, અને તેણે જરા એ જરા મને બધું કહેલું છે."

"ઍલન, હવે હું ત્યારે તમારેથી કંઇજ છુપાવવાની નથી," તેણે બન્ને હાથ જોડીને મોટી કાકલુદીથી કહ્યું. "મેં તમારો ઘણોજ નાશ કીધેલો છે, પણ હુંજ તમોને ઇનસાફ અપાવશ, પછી માહરૂં ગમે તે થાય! માનતાં હોવો તો માનજો, ઍલન, કે એ કરતાં તો બધું થઇ ગયું, પણ ત્યાર પછીથી માહરા જીવને એક ઘડીની જપ કે નીરાંત નથી. તમારે વાસ્તે હું ઘણીજ ધુજ્યા કરતીતી. મેં જે કીધુંછ તે એક ખુંનથી બી જ્યાદા છે, ને મને લાગેછ કે તમે બધું જાંણુશો તો મને કદી માફ કરી શકવાનાં નથી!"

"ઓ, એટલું બધું તે શું છે? મને કેહની? બોલની?" મેં અધીરાઇથી પુછ્યું.

"મેં એ મારક્વીસના ચૅકની ચોરી કીધીછ એટલુંજ નથી, પણ એ રકમ પચાવી પાડવા મેં તમારાં નેક નામને બી ઘણી મોટી નામોશીમાં ગીરફતાર કીધેલું છે, ઍલન!" તે દુષ્ટાએ પસતાવાનાં ઘણાં અતવત સાથે કહયું.

"પણ તું શું કરી મુઇછિ?"

"મેં તમારી ફૉરજરી કરેલી છે," તેણીએ નીચી નજરથી ધ્રુજતા અવાજે કહયું, "મેં તમારે નામે ને તમારી સહીથી—તમે પોતેજ લખતાં હોવો તેમ—મારક્વીસને લખી વાલ્યું કે હું તમારી માંગણી કબુલ રાખુંછ, પણ હું તુરત તમારા આશરામાં આવી શકતી નથી. મેં લખ્યું કે હું એક બે મહીનામાં સ્ટેજની માહરી નોકરી છોડી દઇને જાથુકની આવતી રેહવશ, ને તેનાં બંધણુ તરીકે મેં તમારો પાંચ હજાર ગીનીની મોટી રકમનો ચૅક માહરા ઉપ્યોગમાં લીધેલો છે."

મેં દુઃખની એક ચીસ પાડી, અને હું ખરાં દીલના મોટા ગભરાત ને કમકમાટ સાથે માહરી બેઠકમાંથી ચમકી ઉઠી.

"મેં કેવી રીતે એ કાવત્રું રચ્યું, ને જાહેરમાં તે તમોને કેથે મલે તોબી મુતલગ બોલાવે નહીં, કે પરબાડું તમોને તમારે શીરનામે કશુંજ લખે નહીં તેને વાસ્તે મેં કેવી કેવી તેની સાથે શરતો કીધી તે બધું જો તમો સંભાળવા માંગતાં હોવો તો—"

"તાહરૂં મોંહું બાળ! ચુપ કર! માહરે તે હવે સાંભળવુંજ નથી!" મેં ઘણાજ ગુસ્સાથી રગેરગ ધ્રુજતાં બખાલ્યું, અને તે એક ઝેરી અજદહા હોય તેમ હું ખરેખરાં દીલથી તેના સ્પર્ષથી વટીક કમકમાંને તરત અલગ થઈ.

"ઓ ખુદા!" મેં મોટેથી પોકાર્યું, "આદમીઓમાં આટલી હદ સુધીનું કરપીણુપણું છે, અને તે બી એક નાજુક પંથનીમાં!"

ખરેખર આ એક એવી દેહેસ્તનાક ઠગાઇ હતી કે જે ગલીચી માહરી નિષકલંક વારતાના સફાઓ પર રજુ કરવા બી હું ખુશી નથી, પણ હવેના ઘણાએક અગતના બનાવો એ એક વાત પર આધાર રાખે છે તેથી, તેમજ વળી મેં અનેક મરતબા આગલ બી કહયું છે તેમ આવી વારતાઓ ખરી જીંદગીનાજ આયના હોવાથી તેમાં બધું સારૂંજ બતાવવું ઘટતું નથી, પણ ખતાવાર બનાવો પણ પુરતી સંભાલ ને અદબ સાથે પ્રમાણીકપણે રજુ થયલા તેની નસીહતથી ખાલી હોતા નથી.

"માહરી ઈજ્જત તેં ગુનેહગારે એકદમ એક પ્રમાણીક એકરારથી મારક્વીસ આગળ ચોખ્ખી કરી નાંખવા પડશે!" મેં અંતે પાછું ગુસ્સાથી કહયું.

"ઓ, પણ મને બચાવજો! મારક્વીસના ગુસ્સાથી મને રક્ષણ આપજો!" તે પીશાચણીએ માંગી લીધું. "તમે જે કહેશો તે હું કરશ. તમે જેમ હુકમ કરશો તેમ હું કામ લેવશ. તમે દયાના ફીરેસ્તા છેઓ તો આય બીજી વખતના માહરા છેલ્લામાંછેલ્લા પસ્તાવા પર ધ્યાંન આપીને મને જતી મુકજો! હું કેવી ખરી રાહે ચાલવા માંગતી હતી! તમારી પાક

સોહબતે કેવી સુધારીને મને ખરે રસ્તે મુકી હતી! જે બન્યું છે તે ફક્ત છેલ્લાં બે ત્રણ અઠવાડયાંનીજ રમત છે. મને લૉર્ડ ફ્રેડરીક રેવન્સકલીફે લલચાવી ને ફસાવી. મને એ છોકરો ગમતો હતો, અને તેનાં ઉમરાવપદની કોઇ દહાડો ધણીઆણી થવાની માહરાંમાં એક હેમક ઉમેદ સજીવન થઇ હતી. એમ છતાં, મને લાગ્યું કે તે જુલીપર ઘણું ધ્યાંન આપતો હતો એટલે મેં માહરી લાગણીની કોઇને પણ કશી ખબર પડવા દીધી નહીં. ત્યાર પછી મેં જોયું કે જુલી તો અચણુચ તેનાથી અલગ થઇ ગઇ, અને તોબી હું તો તેને એકાંતમાં કોઇ દહાડે મલેલી બી નહીં, એટલે માહરી ઉમેદ માહરાં મનમાંજ રહી ગઈ હતી. એ પછી સ્ટેજપર તમોને યાદ છે કે એક રાત્રે ગ્રીનરૂમમાં પેલો બનાવ બન્યો. ત્યાં આવીને રેવનસકલીફ અને તેના છાકટા દોસ્તદારે આપણી જુલીને અપમાન કરયું, અને જેમ બધાં ઉશ્કેરાયાં તેમ ખરાં દીલથી હું બી ઉશ્કેરાઇ.

હયાં મેલીસા જરા દમ ખાવા થોબી જ્યારે હું બી ચુપજ રહી.

ત્યાર પછીની એ બધી વાત છે. મેલીસાએ આગળ ચલાવ્યું બીજેજ દાહડે બપોરે રીહઅરસલ પછી હું ઠીએટર આગળથી જતી હતી ત્યારે મને એ પહેલવહેલો મલ્યો, અને પોતાની સાથે વાતમાં થોડોક વખત મને રોકી રાખી. તે મને પુછવા લાગ્યો કે નોરમનવાલાંઓ તેની ગઇ રાતની ચાલથી ઘણાં ખીજવાયાં હતાં કે નહીં? અને મેં તેને ખરેખરૂં કહી દીધું કે આખું સ્ટેજ ઘણું ખફા થયલું હતું. એ સાંભળીને તે જરા મહોગમનું કાંઈ હસ્યો, અને તે શું કહેવા માંગનો હતો તે કાંઇ મને સમજ પડી નહીં. ત્યારથી અમારા વચ્ચે દોસ્તી પડી, અને એ મને અવારનવાર મળતો ભેટતો રહયો. તે દરમ્યાંન તમોને મારકવીસે પેલું અપમાનનું કાગળ લખ્યું, અને તેજ નેહેરત ચોઘડયે, માહરાં હીણ નસીબે, હું તમોને મલવા આવી, જ્યારે તમે તે કાગળ મારકવીસને પુગાડવાનું મનેજ સોંપ્યું. માહરા મનમાં તે વખતે કશું બી પાપ નહીં હતું. મેં તો ખરેખર તે કાગળ મારકવીસને પોંહચાડવાની સાચ્ચી દયાનતથીજ સ્વાધીન લીધું હતું, પણ સરજતના ખેલ બાજે વખત ઘણા ન્યારા થાય છે! પછી રસ્તામાં જતાં મને પેહેલવહેલો તે પાદશાહી રકમ ગડાવી નાંખવાનો લોભ થયો, અને તેથી પાધરી કેનસીંગટન તરફ જવાને બદલે હું પેહલાં માહરે ઘેરજ ગઇ. માઠાં ભાગ્યે ત્યાં રેવન્સકલીફ મને મળવા આવેલો માહરી વાટ જોતો બેટી હતો. તેણે માહરા ચેહરાપરનો ગભરાત જોયો, અને એ શું હતું તે મને પટાવી પટાવીને પુછ્યું, અને મેં તેને ત્યારે સઘળું ખરેખરૂં કહ્યું. મને કોઇ બીજાંની મદદ જોઇતીતી. મને એ ચૅકની બાબદમાં કાંઇ ઝાઝી સમજ નહીં હતી. મારકવીસનાં તમો જોગાં કાગળમાં તો જોકે ખુલ્લું હતું કે નામનીશાંન વગર ફક્ત "બૅરરનો" તે ચૅક હોવાથી બેંકર કુટસને ત્યાં આપતાં સાથે તે પગાર થઇ શકશે, પણ તોબી મને બીક લાગી. એટલાવાસ્તે મેં રેવન્સકલીફને માહરા વિશ્વાસમાં લીધો, અને તે તો બધું સાંભળીને કુદીજ પડયો. હું તેની પાસે માહરા જીવખરચનું થોડુંક માંગ્યાજ કરતી હતી, અને તે મને તહરેવાર હીલ્લાં બાહણાંથી ટાલ્યા કરનો હતો, વાસ્તે આએ તકનો લાભ લઇ તેણે મને પોતાનાં ખાખાવરખાંપણાંની ખાત્રી આપી, અને પછી પેકેટ ખોલી નાખીને તે કાગળ વાંચ્યું અને ચૅક તપાસ્યો. એ પછી તેણે માહરી પાસે તમારે નામની સહી કરાવીને તે કાગળનો મારકવીસને જવાબ લખાવ્યો, અને તેમાં એવી શરતો લખાવી કે જેથી અમારી

ચોરી પકડાય નહીં. તે શરતો તમો સાંભળવા માંગતાં નથી અને તે હું તમારી પાકીજગી કમકમાવા કેહવા બી ચાહતીજ નથી. હું હવે એ પાપી કેરીઅતનો છેડોજ લાવવા માંગુછ!"

"બસ હવે, માહરે વધારે કાંઇ સાંભળવું બી નથી," મેં ઘણા તીખાસથી કહયું; "બાકીનું હું સમજી ગેઇછ. તે લુચ્ચા ગુનેહગારની મદદથી તેં એ ચેક વટાવી લીધો એમજ કેની?"

"હા, બેહેન, એમજ," મેલીસા રડતાં રડતાં બોલી.

"તાહરાં પાપી કારયોની કાંઇ હદજ નથી, મેલીસા!" મેં મોટા ધીકકારથી કહયું; "ઓરતોમાં બદકારી ઘણી હોય એ હું સમજી શકુંછ, પણ તાહરી શેહતાન્યત તો "ઓરત" નાં નામને બી લજવાવે તેવી છે!"—અને જવાબમાં કાંઇ પણ કહેવાને બદલે તે કંગાળ કમીની ધસાંધસ રડયાજ કીધી!

## પ્રકરણ ૧૦૩.

"તેં એ તરકટ કીધું અને માહરાં ઇજ્જતદાર નામને કલંકીત કીધું તે એટલા વાસ્તેજ કેની કે મારકવીસની રકમ તું આસાનીથી બે મહીના દબાવી લઇ શકે? મને ખરે-ખરૂં કેહજે!" મેં પાછું પુછયું.

"હા, બેહેન ઍલન," તે લુચ્ચીએ કબુલ કરયું; "મને એ સલ્લાહ રેવન્સકલીફ્જ આપી! કેહ જે બે મહિનામાં તો આપણે કંઇનું કંઇ કરી નાખશું, ને પછી કૉન્ટીનંટ પર નાહસી જઇશું."

"અને તે દાહડે રાત્રે ઠીએટરમાં તું મને સલ્લાહ આપતી હતી કે એનું કાંઇ કાગળ પત્ર આવે તે માહરે બાલીજ નાખવું તે એજ ફીકરથી કે હું એનું કાગળ કાંઇ વાચું તો તાહરૂં તરકટ ઉઘાડું પડે?"

"હા, બેહેન. મેં તમારી સહીથી કાગળ લખ્યો હતો ખરો, પણ શીરનામું માહરૂંજ આપીને બધાં કાગળો માહરીજ કૅરમાં મંગાવ્યાં હતાં. મેં લખ્યું હતું કે નોરમનવાલાંઓને જરા બી વહેમ પડવો નહીં જોઇએ," તેણીએ નીચી નજરે ખુલાસો કરયો.

"ઓ બુરૂં, ઘણુંજ બુરૂં!" મેં મોટા કમકમાતથી કહયું; "વારૂં, જુલ્યટને વાસ્તે એ લુચ્ચો કોઇ દહાડે તાહરી આગળ કાંઇ બેઅદબીભરયું બોલ્યોછ?"

"તે તો કોઇ દાહડે બી નહીં," મેલીસાએ દીસ્તી રીતે પ્રમાણીકપણે કહ્યું. "અમારી વચ્ચે જુલીને લગતી વાત તો કાંઇ કોઇ દહાડે થઇજ નથી—સિવાય કે તેણીને એણે સ્ટેજ પર અપમાન કીધું હતું તેની બીજે દહાડે રસ્તામાં મળીને મેં તમોને કહયું તેમ, એણે મને તે બાબે પુછયું હતું."

"પણ તુંને એટલી બધીક એ મોટી રકમનું શું કામ પડયું?"

"મેં કહયું તેમ રેવન્સકલીફ્જ મને વધતી લલચાવી," તેણીએ પાછું રડીને કહયું; ચેક તેણે પોતે પોતાને સ્વાધીન લીધો—એમ કહીને કે સારૂં થયું જે તું એકલી એ ચેક વટાવા નહીં ગઇ! તેણે મને સમજાવ્યું કે ચેક "બૅરર" જોગો એટલે એક રસ્તેનો ચાલતો

બી તે વટાવી લઇ શકે એવો હતો ખરો, પણ તેણી તે રજુ કરતાં ચોક્કસ બારીકીઓ બેંકવાલાઓ સમાલેછ, અને તેથી તું જરૂર ફસી જતે!"

"એ તો તેણે તુંને તદન જુઠુંજ કહયું," મેં ગુસ્સાથી બખાળ્યું; "પણ વારૂં પછી? અવેજ બધો એણે રાખ્યો કે તુંને આપ્યો?"

"મને તો ફક્ત પાંચસો ગીની આપી કે તુરત વેજા પીસ્તાલીસસો ગીની માહરી પાસેજ રેહવા દે," મેલીસાએ ખુલ્લાસો કરયો. "તેણે કહયું કે બે ત્રણ અઠવાડયાંમાં હું ગોઠવણ કરી લેઉં, જે પછી આપણે કૉન્ટીનંટ પર નાહસી જઇશું, અને ત્યાં કેથે જઇને છુપાછુપ પરણીને ઘણી મોટી મોજથી રહીશું!"

"અને તુંને હેમકને એમ નહીં લાગયું કે એ મસે એ મોટી રકમ જમી જવા તે લુચ્છો તુંને શીકૅ બનાવતો અને ઠગતોજ હતો?"

"અરે, તેવી જો માહરી ખાત્રી થાય તો હું એનો જીવ બી લઇ લેઉં!" તે લુચ્ચી એ અસાધારણ ગુસ્સાથી લાલ થતાં ને ઉશ્કેરાતાં કહ્યું.

"એવી જુઠી બકવાતથી બાઝ આવ," મેં ધમકાવી, "ને આગળ ચાલ! કેહે મને, એ પાંચસો પાઉન્ડમાંથી અત્યાર સુધીમાં તું કેટલાક ખરચી ચુકીછ?"

"બધા એમના એમ છે, ઍલન!" મને રાજી કરવા ને માહરી માફી મેળવી લેવાની દેખીતી તલબગારીમાં તેણીએ ઉતાવળે કહયું; "ફકત દસ બાર મેં ખરચેલા છે તે તો હું માહરા પગારમાંથી તમોને અબઘડી પાછા ભરી આપી શકશ!"

"હવે ત્યારે લે તે બધા બાકીના પાંઉન્ડ," મેં હુકમ કરયો, "અને ચાલ અબઘડી મારકવીસને ત્યાં કેનસીંગટન ખાતે માહરી સાથે!"

"ઓ ઍલન," તે નાલાયક છોકરી માહરા પગ પાસે ફસડાઇ પડી, "મને માફ કરો? મને જતી મેલો? મને મારકવીસ આગળ લઇ જશો ને તે જો માહરી ઠગાઇ જાંણશે તો ઘણા ગુસ્સાનો માંરયો માહરૂં પાખડું જરૂર પુલીસને પકડાવી દેશે!"—અને દીલ તુટી જતું હોય તેમ ધસાંધસ તે રડી!

"એ બધા જોખમોનો ને પરીણામોનો તાહરે પેહલાંથીજ ખ્યાલ કરવો હતો," મેં મોટા થરસાથી કહયું; "પણ મારકવીસની પોતાની એમાં ઘણી હસી અને હુરયો થાય તેથી મને લાગેછ કે ખેજાલતનો મારયો તે તુંને જતી મુકશે. વળી શું કરૂં જે પેહલે ધડથી તુને બચાવાનું ને માફ કરવાનુંજ પ્રૉમીસ હું પોતે પણ તુંને આપી ચુકીછ!"—અને ત્યારે તે રડતી ગઇ અને મુશ્કીલથી હાલહવાલ કીસમે તૈયાર થતી ગઇ. જે પછીથી અમો સાથે ઘરમાંથી બાહેર પડયાં, અને નીચે ઉતરીને મેં તરત એક ગાડી ભાડે કરી લીધી, જેમાં મારકવીસના કેનસીંગટન ખાતેના મેહલ તરફ અમો હંકારી ગયાં; મગર એ આખે રસ્તે ગાડીમાં હવે હું કાંઇજ બોલી નહીં, અને પેલી બી ગાડીનાં એક ખુણાંમાં દબાઇને મરી રહેલી ચુપચુપ રડયા કરતી હતી. ખરી રીતે તો હું તેણીના પલીદ સ્પર્શથી બી કમકમતી હતી. તેણીએ એટલી હદ સુધીનું અતેરૂં કીધું હતું અને માહરી બધી ભલાઇઓનો મને

એવો નીચમાંનીચ બદલો આપ્યો હતો કે આટલો વખત તેની પાસે એક ગાડીમાં બેસવાને બી હું માહરાં મનથી રાજી નહીં થઇ શકતી હતી!

અંતે "ટારનેડેલ મૅનશન"માં અમો પોંહચ્યાં, જયારે તપાસ કરતાં જણાયું કે મારકવીસ તે વખતે સારાં નસીબે ઘરમાંજ હતો. મેં, તેથી, નામ મોકળ્યા વગરજ તેને મળવા માંગ્યું, અને એક ફુટમેને અમોને લઇ જઇને એક ઘણાજ ભપકાથી આરાસ્તા કરેલા ડ્રૉઇંગરૂમમાં બેસાડયાં, કે જ્યાં, મારકવીસને ખબર થતાં, બીજીજ પળે તે ઘણો અજબ થતો અમને મળવા આવ્યો.

અને તે મને જોઇને ઘણો અજબ થયલો અને ખુશી થયલો દેખાયો, પણ માહરી સાથે મેલીસાને જોઇને તે જરા દબાયો.

"માહરા લૉર્ડ," તે કાંઇ બી બોલે તે આગમચ મેં ઉઠીને મોટા રોબથી કહયું, "હું ફકત એક ઘણો અગતનો ખુલાસો કરવા વાસ્તેજ જીંદગીમાં આએ પેહલી તેમજ છેલ્લીવાર તમારો ઉંબર ઓળંગીને આએ ઘરમાં આવી છું. માહરી સાંમે માહરાં પાક નામને ઘણી ભયંકાર નામોશી પોંહચે એવું એક શરમભરેલું તરકટ થયલું મેં પકડી કાઢેલું છે, અને તેથીજ હું પુરતી હીંમત સાથે તમારે ત્યાં તે વાતનો ખુલાસો કરવા આવેલી છું."—અને પછી મેં ટુંકમાં જે બન્યું હતું તે બધી વાતનો ખુલાસો કરીને મેલીસાએ આપેલા પાંનસો પાઉન્ડ ઘણા ધીક્કાર સાથે ટેબલપર ફેંકયા. "તમારી માહરી તરફની આએ વર્તણુંક ઘણીજ હદ વગરની શરમભરેલી અને ધીક્કારભરેલી હતી," મેં ચાલુ રાખ્યું, "પણ તે છતાં બી આએ લુચ્ચી છોકરીના એક કમીના સાથી પાસેથી તમારી બાકીની રકમ અથવા તેનો એક મોટો હીસ્સો પણ પાછો મેળવવા અને તમને મોકળી આપવાની હું હજી બી ઉમેદ રાખુંછ."

અને વાહલાં વાંચનારાંઓ, મારકવીસની તે વખતની અજાયબી, ગુસ્સા અને ફજેતપણાંનું બ્યાન હું કઇ કીસમે તમારી આગળ કરી શકું? તે મેલીસાનાં આંગપર ધસ્યો અને ખોખરે અવાજે કહયું, "કમીની છોકરી, શું આએ બધી વાત ખરી છે?"

"ઓ મને માફ કરો—મને માફ કરો!" મેલીસાએ તેનો પગ પકડીને કાકલુદી કરી; "માહરાથી એ થતાં થઇ ગયું!"

"એક લેખે તમે એમ લુટાયા તે ખરેખર ઘણું વાજબી થયુંછ," મેં ગુસ્સાનાં નેણ જમાવીને તે મોટા લૉર્ડને મોટા તીરસ્કારથી કહયું; "મુફલીસો બધાં બેઇજ્જત ને કમીનાં થાયછ એમ તમો સરકસ શ્રીમંતોને માનવાનો હકજ શું છે? તમે શું જોઇને એવી એક મોટી રકમથી માહરા જેવી એક મુફલીસને લલચાવવા ને તેનો નાશ શોહોવવાની હીંમત કીધી? તમારે ત્યાં પૈસા કાંકરાને ઠેકાંણે વપડાતા હોય તો સરસખાવત કરો, ખરખેરાતમાં નાણું આપવાનું પુંણ હાંસલ કરો! શું આએ જાતની શરમભરેલી હેરેમંદી ને પલીદીમાંજ તમારી દુન્યા ને તમારા જાનનો સમાવેશ છે?"—અને એટલું બોલતાં હું એટલી ઉશ્કેરાઇને ગરમ થઇ કે માહરા જેવી એક ગરીબ છોકરીને તે મોટા માણસને એટલું બધું

બોલવા ને કેહવાની તે વખતે હીંમત કેમ થઇ શકી હશે તે વાસ્તે હું આજે બી યાદ કરૂંછ ત્યારે ઘણી અજબ થાઉંછ!

"ખરેખર, છોકરી, એ એટલું એટલું તાણાજાણીતું તું કોણને બોલેછ તેની કાંઇ તુંને સુધ્ધી છે? પાંચ હજાર ગીની તે કાંઇ તાહરે મન કાંકરા છે?" તે મારકવીસે ઘણાજ મોટા ગુસ્સામાં બખાળ્યું; "તું મને દુઃખ પર ડામ દેછ? તું એવું એવું સંભળાવીને માહરાં ચચરતાં તન બદન પર કકડતાં તેલના ચોબા દેછ? પણ હું એ ચાલવા દેવાનો નથી. હું આએ કામાને હમણાંજ પોલીસને બોલાવીને પકડાવશ!"—અને તે તરત ઘંટની દોરી ખેંચવા ઘેલા દીવાના જેવો દોડયો, કે જ્યારે મેલીસાએ મોટી ફીકર ને મોટાં દુઃખની એક કારમી ચીસ પાડી.

મેં ચેતવણીની એક આંગળી તેવાંમાં ઉંચે ઉંચકીને તેને થોભાવ્યો.

"તમારે ગમે એ કરો તેની એક તચાકડી ભાર બી મને પોતાને તો દરકાર નથી," મેં મોટા તુમાખથી કહયું, "કેમજે સઘળું જાહેર થશે ત્યારે લોકો ખરી વાત એક આયના પેરે જોઇ લેશે, અને માહરી તો કીર્તીજ બોલાશે. વળી આએ નાલાયકનો બચાવ કરવા બી હું જોઇએ એટલી ખુશી નથીજ, પણ, માહરા લૉર્ડ, તમે તમારી પોતાની બેઇજ્જતી જે એ વાતમાં થશે તેનો કાંઇ વિચાર કીધોછ? તમારો જે હુરયો અને ફ્રેનો થશે, અને તમામ મોટે ખાંચરે—કલબે કલબ અને ઘેરેઘેર તમારી પોતાની જે હસી થશે તેનો ખ્યાલ રાખ્યોછ? આખી નીતીમાન દુન્યા તમારે વાસ્તે ગુસ્સાથી ઉશ્કેરાશે, અને તમારા જેવા હૈવાંસુનાઓ વટીક તમારી ઠીઠી ઠાઠા કરશે!"—અને એ માહરાં કેહવાની મેં જોયું કે તે ખરાબ આદમી પર ખરેખર વિજળીક અસર થઇ. તે કમતાકત જેવો હારેલો મારેલો બાજુમાંની એક ખુરસી-પર બેસી ગયો. એક હાથ પર મેલીસા, જોડેલા હાથોની કાકલુદી સાથે, ખરી કંગાલ્યતનું એક પીકચરજ ઉભી હતી, જ્યારે બીજા હાથપર પૈસાને પૈસો નહીં ગણનાર તે શ્રીમંત હેમક પોતાને આબાદ ને મજબુત વેચાયલો જોઇને જે ખસ્યાણો પડી ગયો હતો તે પણ તેટલુંજ જોવાજોગ હતું! અંતે ચુપકીદી તેણેજ પાછી તોડી.

"તમો કેહોછ તે ખરૂં છે, મીસ ત્રેફર્ડ," તેણે બોખરે સાહદે કહયું; "માહરે માહરી બેઇજ્જતીનો ખ્યાલ રાખવો અને કરવોજ પડેછ!"

"ત્યારે હવે માહરે અહીં એક ઘડી બી જ્યાદા થોભવામાં શોભા નથી," મેં તુમા-ખથી કહયું, અને માહરો બુરખો મોંઢાપર પાછો ઉતારીને હું જેવી બાહેર નીકળી કે માહરી કઢણે કઢણ ભરાતી માહરી પુઠે મેલીસા બી સટકીજ આવી, કે જ્યારે તેને રોકવાને તે ઉમરાવે જાસ્તી કશીજ હીંમત કીધી નહીં! ખચ્ચીત, એજ તેને તેની છચ્છીત ગલીચીની પુરતી સજા હતી, કેમકે અમો જ્યારે તેનો મેહલ છોડી ગયાં ત્યારે તેને તન મનની કેવી હાલતમાં છોડી આવ્યાં હોઇશું તે સુજ્ઞ વાંચનારો વર્ગ ઘણી સ્હેલથી કલ્પી લઇ શકશે.

હવે અમારી ગાડી બાહેર ખોટીજ હતી તેમાં અમે પાછાં બેઠાં. બદકાર મેલીસાને તો હજુ માહરે માહરી ચોકી પોહરામાંજ રાખવી હતી. મેં જોયું કે હું જો એને હવે જરા

બી વીહલી મુકશ તો તે જરૂર રેવન્સકલીફ્ને તરતજ ફુંક મારવા દોડી જશે, અને તે કેડે પણ કૉન્ટીનંટ પર ન્હાસી જવાનોજ!

"હવે તું પાછી લૉર્ડ રેવન્સકલીફ્ને કયારે મળવાની છે?" મેં ગાડીમાં તેણીને ઠકરાવીને પુછયું.

"આજે રાત્રે નાટકમાં તે આવવાનો છે," મેલીસાએ તાબેદારીથી કહયું; "ખરૂંજ માનજો, ઍલન, કે હું જરા બી તમારી સાથે દગાથી વરતતી નથી, પણ ખરાં દીલના પસ્તાવાથીજ કામ લેઉંછ. મને એ કેહતો હતો કે આજે તો સહવારથી એને કોઇ બીજે ઠેકાંણેનું તેડું છે, અને રાત્રે તે પાર્ટી સાથે આપણે ત્યાં નાટકમાં એ આવવાનો છે. તેણે એક બૉકસ રીઝર્વ કીધોછ તે પણ મને ખબર છે."

"વૅલ, એ ગમે તે હોય, પણ હું તુંને આજે માહરેથી બીલકુલ વીહળી મુકવા ચાહતી નથી," મેં મજબુતીથી કહયું; "તાહરેથી આજે તાહરે ઘેર નહીં જવાશે. રાત્રે આપણે સાથેજ નાટકમાં જઇશું, અને ત્યાંથી માહરે તુંને માહરે ઘેર માહરી પાસે નજરકેદ રાખવી પડશે."

"ઓ ઍલન, જો એમ ના કરો? નોરમનવાળાં કાંઇ બી ખોટારૂં સમજી જશે!" તેણે પાછું રડી દઇને કહયું; "માહરા ચેહરા પરથીજ હું પકડાઈ આવશ!"

"તે ગમે તે હોય ને થાય, પણ મને માહરી મરજી મુજબજ કામ લેવાનું છે," મેં વધતી મજબુતીથી કહયું, કેમજે રેવન્સકલીફ જે અમારા સપાટામાં આ પોતાનાં ગલીચ ને પાપી કાર્યથી મજબુત રીતે આવી ગયો હતો તેને હવે છટકવા કે બચવાનો એક બી ચાન્સ મળવા દેવા હું ખુશીજ નહીં હતી. અલબત મને બી મેલીસાને અરધો દાહડો માહરે ત્યાં માહરા રૂમમાં ચાંપી રાખવાનું ઘણું નમોગું લાગતું હતું, કેમજે તેની સાથે ગમે એવું સારૂં હતું એમ છતાં હું તેનું ને માહરૂં ભોણું માહરા ઓરડામાં મંગાઉ તેથી નોરમનવાળાં, મેં જોયું કે, અજબ થયા વના રેહવાનાં નથી. વળી મને એવી એક કપાત્રની કંપની પણ જરા થઇને ગમતી નહીંજ હતી, પણ તોબી એક હક ઇનસાફનું રૂડું કામ કરવાની તક અને મોજ હું ખોહવા માંગતી નહીં હતી, એટલે મેં માહરૂં મન મારયું, અને હું તેને માહરી સાથેજ લઇ ગઇ.

અને, સારાં નસીબે, નોરમનવાળાંઓએ મેં ધારયું તેટલું તે વાતપર કશું ધ્યાંન વટીક આપ્યું નહીં. મેં જરા માથું દુઃખતું હોવાનું બાહણું કહી મોકળીને જમવાનું માહરા ઓરડામાંજ મંગાવ્યું, અને જુલી જે કાળજીવંત ધીકરથી માહરી ખબર લેવા તરત માહરા ઓરડામાં દોડી આવી તેણે જયારે જોયું કે મેલીસા કંપની આપવા માહરી આગલ હતી ત્યારે તે સાંમી નબરવસ બનેલી ને વગતી નીરાંત પાંમેલી જરા વારમાં માહરી પાસથી ઉઠી ગઇ. એ પછી મેં માહરૂં વાંચ્યા કીધું, કે જ્યારે મેલીસા એક ખુંણાંમાં ચુપચુપ પડેલી મરી રહી.

તે પછી રાત્રે વખત થતાં અમો ઠીએટરમાં ગયાં. એ રાત્રે પણ માહરો પાર્ટ નહીં હતો, અને મેલીસા, ડ્રેસ કરવા ગઇ ત્યારે હું પોતે માહરા ડ્રૅસરૂમમાં જતી રહી, જ્યાં જઇને માહરા પપાને મેં એક ટુંક ચીઠી લખી. તે ચીઠી મેં મી૦ ફ્રારસીથને નામેજ લખી,

કે જે નામ —વાંચનાર યાદ કરશે કે—તેવણે લંડનમાં વસવાત કીધા પછી ધારણ કરયું હતું. એ પછી મેં તલાસ કરી કે રેવન્સકલીફે કયો બૉકસ રીઝર્વ કરયો હતો, અને તે નક્કી કરી લઇ હું ગુપચુપ મી૦ રીચર્ડસનો સ્ટેજબૉકસ જે મને વાપરવાનો હુકમ હતો ત્યાં જઇને સંતાઇ બેઠી. અલબત, હવે મેલીસાપર તે હું કેટલીક ચોકી રાખું? બીજી બાલે ગર્લ્સ સાથે તે ડ્રેસ કરતી હતી તેવામાં ત્યાં જઇને હું તેની પુઠેપુઠ ભમ્યા કરૂં તો કોઇને બી વહેમ પડી જાય! એટલાવાસ્તે મેં આ રસ્તો શોધ્યો, અને હવે જે થાય તે માંજણું એ બૉકસમાં છુપાઇને જોયા કરવાનોજ મેં માહરાં મનથી ઠરાવ કર્યો.

---

## પ્રકરણ ૧૦૪.

મેં એ બૉકસમાં બેસીને માહરી નજર રેવન્સકલીફવાલા બૉકસપર ચોટકેલી રાખેલી હતી, કે જ્યારે લોક કોઇ મને જુએ નહીં તે વાસ્તે મેં આગમચથી ચીક ઉતરાવવાની સંભાળ લીધી હતી. હવે મેં જોયું કે તે લુચ્ચાએ જે બૉકસ રીઝર્વ કરયો હતો તેમાં તેના ઉપરાંત બીજી ચાર છોકરીઓ બેઠેલી હતી, જે બધી જુવાન અને શોહામણી હતી, પણ જેનાપર તે સૌથી વધતો ઉલટપુલટ થતો દેખાતો હતો તે કોઇ મોટે ઘરની અને દેખીતી જાસ્તીજ દેખાવલી હતી. તે સભ્ય, નાજુક, અને ઘણી સારી રીતભાતવાલી એક છોકરી નજરે આવતી હતી. એક નિર્દોશ બચ્ચાં જેવી; અને મને જોતાં સાથે લાગ્યું કે આ દુરાચારી છોકરો હવે વળી આ કોઇ નવી બાજી રમતો હતો! મને, તેથી, તો તે છોકરીની ઘણી દયા લાગી. તે આ બાહેરથી ઘોત્તાવાત્તા દેખાતા બદમાશથી ઘણી અંજાઇ ગયલી ને રાજી થયલી દેખાતી હતી. તે બીચારી શું જાંણે તે બદકારનાં હૈયાંની ગલીચી વાતો? પણ મેં જેમ લેડી રીસીલ્યા અરબનને ચેતાવીને એની સાથનાં લગન ભાંજી પડાવ્યાં હતાં તેમજ આ કોઇ નિર્દોશ બાળકને બચાવવાનો પણ મેં ત્યાં ને ત્યાં મનથી મુસ્તકીમ એરાદો કરયો.

એવામાં જુલ્યટ માહરી પાસે બૉકસમાં આવીને બેઠી. તેને ખબર પડી ગઇ હતી કે માહરો પાર્ટ નહી હોવા છતાં હું મેલીસા સાથે આજે થીએટરમાં આવી હતી, અને એમ માહરી બાજુમાં બેઠા પછી જેવી તેની નજર રેવન્સકલીફવાલા બૉકસપર ખેંચાઇ એટલે તે કમકમીને બોલી, "પેલો દગલબાજ જોયો કે, ઍલન? એને કાંઇ શરમ બી નહીં હોશે? એ જાંણેછ કે હું સ્ટેજપર છું ને જોઇ શકશ તોબી બીજી કોઇ સાથ નાચવા નદરવા માહરી નજરોબાર ખોદા જાંણે એ હીંમતજ કેમ કરી શકતો હશે!"

મેં કાંઇ જવાબ દીધો નહીં. હું શું કહું તે બીચારીને એના જવાબમાં?

"એ મીસ ફેલીસા ગાવર કરીને એક છોકરી છે," જુલ્યટે જારી રાખ્યું; "હમણાંજ મેં તેહકીક કરીને એ નામ જાણ્યું. કહેજે માય વગરની છે, અને બાપની પાસે પૈસા ઘણા છે, અને એકપુરી હોવાથી રીતમાં ઘણો મોટો દલ્લો લાવે એમ છે; પણ આપણે કાંએ એ બીચારીને ફસવા દઇએ?"

"આપણે ફસવા દઇશુંજ નહીં, જુલી, તું તાહરે નીરાંત માન!" મેં ઠાવથી ને ગુસ્સાથી કહ્યું—અને જુલીના ચહેરાપર એ સાંભળી ખુશાલીનો રતાસ દોડી આવ્યો. તે ખરેખરજ નીરાંત પાંમી.

"તું એમ કહેછ, વાહલી, તેથી મને પુરતી નીરાંત આવી ગઇ," તેણીએ સાહાઇથી કહ્યું; હું ભુલી કેમ જાઉં, બેહેન, કે લેડી સીસીલ્યા અરબનને બી તેંજ બચાવીતી? હવે ત્યારે હું ડ્રૅસ કરવા જાઉં? માહરો પાર્ટ આવશે. હવે મહને ઘણીજ નીરાંત થઇ."—અને તે માહરો હાથ હેતથી દાબીને માહરી પાસેથી ઉઠી ગઇ.

હવે જુલ્યટ ઉઠી ગયા પછી પણ મેં તો માહરી આંખ તે લોકના બૉક્સ પરજ ચોંટેલી રાખેલી હતી તેવામાં તેઓની પીઠ પાછળનું તે બૉક્સનું બારણું મેં જોયું કે ઉઘડયું, અને એક ચીઠ્ઠી એક ડૉરકીપરે લાવીને લૉર્ડ ફ્રેડરીક રેવન્સકલીફના હાથમાં આપી.

'માહરા પપા તરફનીજ એ ચીઠી હશે,' હું તે જોતાં મનથી પટપટી; પણ પછીથી તરતજ મને લાગ્યું કે નહીં હોય. તે બનીજ કેમ શકે? મેં ઠીએતરમાં આવીને, એને અત્રે આવેલો જોવાની માહરી ખાત્રી કીધા પછીજ, તેવણ પર ચીઠ્ઠી મોકળી હતી તો એટલા વારમાં તે તેવણને પુગે, ને મેં એવણને સુચવ્યું હતું તે મુજબ એની ઉપર તેના જવાબમાં પરભાડું લખી મોકળી શકે એ બધું માહરાં ધ્યાનમાં બેસતું આવ્યું નહીં: અને ત્યારે મને તરત લાગ્યું કે મેલીસા તરફની ચેતવણીનીજ એ ચીઠી હોવી જોઇએ! 'ઓ ખુદા, કેટલું અજબ!' હું પાછું મનથી પટપટી; 'કેટલી હાથથી ગયલી ખરાબ દુકની હોવી જોઇએ, કે જેણે આવી રીતે ફસાવીને બયંકર ઠગાઇ અને ફૉરજરી વટીક કરાવી તેની બધી ખરી વર્તણુંક જાણવા છતાં બી તેની હજી એ હીમાયતી થઇ શકતી હતી!' માહરી નજર તો, એમ છતાં, એ બધો વખત તે લુચ્ચાપરજ ટીકાયલી હતી. મેં, તેથી, જોયું કે તે ડૉરકીપર પાસથી તેણે એક "ઠેંક યુ"નું ડોકું નમાવીને તે ચીઠ્ઠી લીધી, અને પછી હસીને મીસ ફ્લીસા ગાવરની ખુરસી પછવાડે જ્યાં તે ઉભો હતો ત્યાંથી વાંકા વળી તેણે સભ્યતાને ખાતર તે ચીઠી વાંચવાની તેણીની રજા માંગી, કે જ્યારે પેલીએ જવાબમાં એવા તો મીઠાસથી આંખ ઉંચકીને તેના ભણી જોયું, અને હસીને તેને તે રજા આપી કે તે જોતાં તે ભોળી કુમારીકા વાસ્તે માહરા દીલમાં જાણે દયાનું ચુંઠાઇ આવ્યું!

એ પછી તે લુચ્ચાએ તે ચીઠી ખોલી અને વાંચી, અને વાંચતાં સાથે તે હદ વગરનો ફીકકો પડયો! તેનો હાથ ધ્રુજ્યો, અને પેલી ચીઠી નસીબસંજોગે છટકીને ફ્લીસાનાજ ખોલામાં પડી, જે તેણીએ તરત ઉંચકી લીધી. દીસ્તી રીતે તે તો એમજ સમજેલી લાગી કે રેવન્સ-કલીફે રમતયાલ ઢબે તેણીને તે વંચાવવાજ તેણીના ખોલમાં નાંખી હતી, જેથી તેણીએ તે પોતાના હાથમાં લઇને થોડાક ઉપરના શબ્દો વાંચ્યા, તેટલાં તો તે લુચ્ચાએ અધીરો પડીને એક તડાપ મારી તે તેણીના હાથમાંથી ખેંચી લીધી! પણ તેટલાં જોઇએ તે કરતાં ઘણું મોડું થયલું હોવું જોઇએ, કેમજે મેં જોયું કે પેલીએ તરતજ ખુરસીપર ધડ નાખી દીધું, અને બીજીજ પળે તો તે બેહોસ થઇ ગઇ!!

એ બધું જે થયું તે થોડીક મિનીટનોજ ખેલ જાણુવો, કે જ્યારે ખેલ ચાલતો હોવાથી લોકોનું ધ્યાન તો, અલબત, સ્ટેજપર હોવાને લીધે મેં જે જોયું તેમાંનું પામાંનું પા પણુ તેઓએ કોઇએ તો કાંઇ જોયું નહીં હતું. તેઓ તો કોઇ કાંઇ ખરી હકીકત સમજીજ શકયાં નહીં, અને જ્યારે ગડબડ કીધા વગર ફ્લીસાને ઉંચકીને બાહેર લઇ જવામાં આવી ત્યારે લોકો એમજ સમજતાં દેખાયાં કે, હંમેશ જેમ ઠીએટરમાં અવારનવાર બનતું આવતું હતું તેમ, કોઇ નબલાં મગજની છોકરીનો ગીરદી કે ગરમીથી જીવ ફરી આવેલો હોવો જોઇએ!

હવે માહરે શું કરવું? એ કોણુની ચીઠ્ઠી હશે કે જેથી એ રીતે રેવન્સકલીફ ધ્રુજી પડયો હતો? માહરા પપાની હશે કે મેલીસાનીજ? ગમે તે હોય પણુ તે ધ્રુજી પડયો હતો એ તો ખરૂં, અને ત્યારે તે કેઠે રાતોરાત પોબાર થઇ જાય તો?

હું તેથી તરત વેળા શું કરવું તે ન સુઝવાથી ઉઠીને ઠીએટરમાં દાખલ થવાના આગલા હૉલમાં દોડી, અને સારાં નસીબે તેજ વખતે માહરા પપા પણુ ત્યાં આવી લાગ્યા.

"ઓ તુંજ છે કે, ઍલન!" તેવણે મને જોતાં સાથે ખુશી થઇને કહયું; "લે આએ ચીઠ્ઠી તેં મંગાવી તેમ હું લખી લાવ્યોછ. મોકળાવ એ હવે તે જે બૉકસમાં ગગડી મુવો હોય ત્યાં."

"હવે એની જરૂર નથી, પપા," મેં જવાબ કર્યો, કેમકે હવે માહરી પકકી ખાત્રી થઇ કે પેલી ચીઠ્ઠી, ચેતવણીની, મેલીસા તરફનીજ હોવી જોઇએ. "કાંઇ બીજોજ ઘાંણુ બગડયોછ. જલદી કરો ને માહરી પુઠે આવો."—અને એ પછી હું પપાને લઇને મોટા આગલા દાદરપર દોડી, જ્યાં તે લોકો ઉતરતાં નહીં દેખાયાં ત્યારે મેં કહયું, "એ હજી ઉપરજ હોવો જોઇએ."

પણુ હું હજી તો એમ બોલું તેટલાં તો તે આખી પાર્ટી દાદરને મથાલે આવી. મીસ ગાવર હુસ્યાર થયલી હતી, અને લૉર્ડ રેવન્સકલીફના હાથનો ટેકો લઇ તે નીચે ઉતરતી હતી. સાથે પેલી બીજીઓ બી ત્રણુ હતી. તેઓ બધાં ઘેર જતાં રેહતાં હતાં. મીસ ગાવર તદન ફીકી પડેલી દેખાતી હતી, અને પેલો પેલી ચીઠ્ઠી વિશે દેખીતી રીતે તેના કાનમાં ઉંધુંચતું સમજાવતો તેની લગોલગ ઉતરતો હતો. તે એટલો તો તેણીની ઉપર એ રીતે ધ્યાંન આપવામાં મશગુલ થઇ ગયો હતો કે અમારી પાસે થઇને ઉતરી જવા છતાં તેણે ન તો મને જોઇ કે ન તો માહરા પપાને! માહરા પપા કાંઇ છુપા લેબાશમાં હાલમાં આવ્યા નહીં હતા, એટલે તેવણુને બી તે જોતાં સાથે ઓળખતે!

અંતે મેં ઇસારત કરવાથી માહરા પપાજ હવે તેની પુઠે ગયા, અને નરમાશથી તેની ખાંધપર તેવણે પોતાનો હાથ મુકયો, એટલે લૉર્ડ રેવન્સકલીફે પાછું ફરીને જોયું, અને માહરા પપાને ઓળખીને તે હબતીજ ગયો!

"મને કાંઇ કેહવા માંગોછ તમો?" તેણે, એમ છતાં, મગજપર ઘણોજ કાબુ રાખી, અંજાણ્યો થઇ સવાલ કરયો.

"હા, માહરા લૉર્ડ," માહરા પપાએ જવાબ કર્યો; "માહરે તમારી સાથે કાંઇક અગતની ને તાકીદની વાત કરવાની છે. આટલી આએ ચીઠ્ઠી જરા વાંચી લેશો?"—અને મેં

તેઓને મોકલેલી લખાવતના જવાબમાં તેવણુ પોતે જે ચીઠ્ઠી પોતાની સાથે લખી લઇ આવ્યા હતા તે તેવણે તેના હાથમાં આપી.

હવે હું આગળ ગઇ.

"આએ લેડી," મેં મીસ ગવારને બતાવીને માહરા બાપને કહ્યું, "હમણાંજ બૉક્સમાં બીમાર થઇ ગયાં હતાં, અને તેથી લૉર્ડશીપ એ બાઇને ગાડીમાં રવાના કરી શકે, અને પછી આપણી સાથે વાત કરવા થોડોક વખત ફાજલ કરે તો તે બેહતર થશે."

"હા, હા, તેજ બેહેતર થશે," તે જવાંન ઉમરાવે ઉતાવલથી કહ્યું, કેમજે તે મને બી જોઇને વધતો ફુગલાઇ તેમજ દબાઇ ગયો, અને પોતાની સત્યાનાશી નક્કી બની આવેલી દીસ્તી રીતે સમજી ગયો હતો!

પેલી બાઇઓ પણ, પેલા હાથ પર, કાંઇ ઓછી અજબ થતી દેખાઇ નહીં. મીસ ગાવર સૌથી વધારે. કોઇને કાંઇ સમજજ નહીં પડે કે એ શું હશે. તેઓએ મને ઓલખેલા તો હોવીજ જોઇએ, અને મને એ જમેલામાં ભાગ લેતી જોઇને તેઓ સૌથી વધારે અજબ થયલી લાગી!!

એ પછી બધો સાહજન સાહબોલો વરંડા પર આવ્યો કે જેની પછવાડે અમે બી ધસડાયાં. રેવન્સકલીફ્ રખે અમોને સ્લીપ આપીને છટકી જાએ તેથી અમારે ઘણું હુસ્યારીમાં રેહવું પડતું હતું, પણ નહીં; તેણે બારણાં પર જે કસ્ટોડીઅન ઉભો હતો તેની પાસે તરત મીસ ગાવરની ગાડી પોકરાવી, અને ગાડી આવે તેટલાં કાનપર પડીને તે તેણીને (ફ્લીસાને) કાંઇક કહયા કરતો હતો; પણ તે છોકરી પુશકળ ડર ખાઇ ગયલી દેખાઇ. તે તેને હવે મુતલગ કોહું આપતી નહીં હતી, અને પોતાનો હાથ તેના હાથમાંથી ખેંચી લઇને અલગ વટીક થઈ ગઇ હતી! તે અવારનવાર આતુરતાભરી આંખોથી મને અને માહરા પપાને ટીકયા કરતી હતી. રેવન્સકલીફનાં સંબંધમાં કાંઇ બી ઘણું મોટું ખોટાઇં હતું એ તો હવે તે પાંમીજ ગઇ હતી!

એવાંમાં મીસ ગાવરની ગાડી અમો ઉભાં હતાં ત્યાં વરંદામાં આવી. તે એકજ ઘોડાની એક ઘણી ફાંકડી લેંડો હતી, ને ઘોડો ઘણો દેખાવલો અને તેજી નજરે આવતો હતો.

હવે તરતજ રેવન્સકલીફે છોકરીઓને અકેક પછી હાથ આપ્યો એટલે તે લોક ગાડીમાં ગોઠવાઈ, અને તેણે માનથી ટોપી ઉચકી એટલે બીજી પળે તે ગાડી ઉપડી ગઇ.

"માહરા લૉર્ડ," મેં હવે અમો એકલાં પડતાં આગળ પડીને કહ્યું, "તમારે અબઘડી અમારી સાથે આવવું પડશે!"—અને જવાબમાં તે કાંઇ બોલી શકયો નહીં. તે પુશકળ ડર ખાઇ ગયલો દેખાતો હતો. મને જોઇ ને જોઇ તે વધતો થથરીજ ગયો હતો. કોઇ બી શક વગર લુચ્ચી મેલીસાએ તેને લખીને ચેતાવી દીધો હતો કે લૉર્ડ ટાઇનેડેલના ચૅકને લગતું તેમનું તરકટ હું પકડી કાઢી ચુકી હતી!

"પણુ આએ ચીઠી? તમારા પપાએ મને આપેલી છે તે વાંચું કે નહીં?"

"હવે એ વાંચવાની જરૂરજ નથી," મેં દમામથી કહયું; "હાલમાં તમોએ અમારી સાથે હંટર સ્ટ્રીટમાં મં૦ નોરમનવાળાં ઘેરમાં જ્યાં હું રહું છ ત્યાં આવવું પડશે."

એ પછી તરતજ લૉર્ડ કારસલટનની ગાડી પોકારાવવામાં આવી, અને તેનીજ ગાડીમાં બેસીને અમે બેઉ જયાં હું રહેલી હતી તે ઘેરમાં આવ્યાં. આખે રસ્તે, એમ છતાં, અમો કોઇ કાંઇ બોલ્યાંજ નહીં, અને એક ખુંનીને ફાંસી દેવા લઇ જવામાં આવનો હોય તે વખતે તેની જે અવદશા હોય તેવીજ તન મનની કાહેલી અને અસ્વસ્થ હાલતમાં તે જવાંન ઉમરાવ ધુખરાયલો જેવો બધો વખત ગાડીમાં ગુપચુપ બેસી રહેલો હતો.

હવે માહરા પપાએ એને જે ચીઠ્ઠી આપી હતી તે વિશે થોડોક અત્રે ખુલાસો થવો જોઇએ. એ ચીઠ્ઠીમાં ફકત એટલુંજ હતું કે 'તમારે પોતાને લગતાં એક જરૂરી કામસર જરા મને બાહેર વરંદાપર તરત આવીને મળી જાઓ,' અને એ ચીઠ્ઠીના જવાબમાં જો તે બૉકસમાંથી ઉઠીને બાહેર આવતે તો હું બી માહરા બૉકસમાંથી તરત ઉઠી આવતે, અને તેને હંટર સ્ટ્રીટમાં એજ મુજબ અમારી સાથે લાવવાનો એ તાગડો હતો; પણ એ સઘળું થઇ શકે તેટલાં તો મેલીસાની ચેતવણીએ ઘાંણુ બગાડયો—જોકે, એમ છતાં, પરીણામ તો જે અમે ચાહતાંતાં ને માંગતાં હતાં તેજ થયું હતું.

અને અમો જ્યારે એ પછી ઘર પોંહચ્યાં ત્યારે નોરમનવાલાંઓ હજી આવેલાં નહીં હતાં. મેં જોયું કે ખેલ ખતમ થવાને તો હજી એકાદ કલાકનો વીલંબ હતો, જેથી હું ખુશી થઇ, કેમકે નોરમનવાલાંઓ ઘર પાછાં ફરે તે આગમચ વાહલી જુલીને નેકામાં કબુલ રાખવાનું અમારે એ લુચ્ચા પાસ આજે જોરજુલમથી અંકે કરાવી લેવાનું હતું!

"હવે ખોદાને ખાતર મહને કહો, મીસ પરસી, કે આએ બધો શું ઝમેલો છે!" ઘર પોંહચતાં અને ડ્રૉઈંગરૂમમાં અમો જતાં સાથે લૉર્ડ ફ્રેડરીકે ઉતાવલો અધીરો પડીને કાલાવાલાની ઢપે પુછ્યું; "હું જાણુંછ કે તમે માહરૂં તરકટ જાંણી ચુકેલાં છો!"

"હા," મેં થરસાથી કહયું; "મને ખબર છે કે લુચ્ચી મેલીસાએ સ્ટેજપરથી તમારા બૉકસમાં તમોને ચીઠ્ઠી લખી મોકળીને ચેતાવેલા છે અને તે ચીઠ્ઠી મીસ ગાવરે વાંચી તે બી મેં જોયલું છે."

"માહરા ખોદા, માહરા ખોદા, હું ઘેલો થઇ જવશ! તે જવાંન ઉમરાવે જોશથી માથું દાબીને પોકારયું. "તેણે કોણ જાણે માહરે વાસ્તે શું ધાર્યું હશે! પણ બાઇ મીસ પરસી, ખોદાયને ખાતર મને બચાવો! એ માહરૂં તરકટ જો જાહેર થશે તો હું જીવવાનોજ નથી. માહરાં માયબાપનાં કલેજાંજ ફાટી જશે, અને હું—"

"મેલીસાએ તમોને શું લખી મોકલ્યુંછ તે પેહલે મને જાંણવા દેઓ," મેં તેની એ બકબકપર કશું એ ધ્યાન આપ્યા વના એક સત્તાધીશ અવાજે તકાજો કર્યો, અને તાબેદારીથી ત્યારે જરા એ આનાકાની કર્યા વગર તે લુચ્છાએ મેલીસાની મજકુર ચીઠ્ઠી પોતાનાં ગજવાંમાંથી મને કાઢી આપી, જે મેં વાંચીને માહરા પપાને પાસ કરી. તે ધ્રુજતા ને ઉતાવલા હાથે લખાયલી હતી, અને તેમાં સહી નહી કરેલી હોવાથી તેમજ દસકત બી બધા અગરમ-

બગરમ હોવાને લીધે તે કોઇ અબળાએ લખેલી હતી કે મરદે તે બી જાંણે જાંણી નહી શકાય તેમ હતું! તે ચીઠ્ઠી આ મુજબ હતીઃ—

"એલન બધું જાંણી ગયલી છે, અને ઘણી મોટી ખરાબી થવાની છે. સંભાલમાં રેહજો. આજેજ રાત્રે કૉન્ટીનંટપર નાહસી જવાની ગોઠવણ રાખજો. હું કેલેનાં બંદરપર વખતસર તમોને આવી મળશ."

"પપા, તમોને હજી એ સંબંધમાં ઘણું નવું જાણવાનું છે," તેવણ તે ચીઠ્ઠી વાંચી રહયા પછી મેં કહયું.

"ઓ, જો એવણ કાંઇ નહીંજ જાંણતા હોય તો શું કરવા બધું એવણને જણાવોછ, મીસ પરસી?" લૉર્ડ ફ્રેડરીકે કાકલુદીથી કહયું.

"એવણ માહરા પીતા ને મુરબી થાયછ, ને એવણને બધું જાણવાનો હક છે," મેં તોરથી કહયું; "તમો એની ચાલ એટલી ધીટકારભરેલી છે કે હું ખરાં દીલથી કેહું છ, માહરા લૉર્ડ; કે માહરી આખી જીંદગીમાં હું કોઇ બી દાહડો એવી ગુસ્સે થઇ નહીં હતી."—અને પછી માહરા બાપ તરફ ફરીને મેં વધાર્યું, "પપા ડીઅર, એ બે જણાંઓએ સાથે મળીને મારકવીસના ચૅકની ચોરી કીધી એટલુંજ નહીં પણ માહરી સહીની ફૉર્જરી કરીને મારકવીસને માહરે નામે એક જુઠો જવાબ લખ્યો, જેમાં તેની ગલીચ માંગણી મને એ કરપીણીએ કબુલ કરતી ચીતારી, અને પોતે સલામત બચી જઇ શકે તેનો વખત મેલવવા જુઠાં હીલ્લાંબાહણાંથી તેના આશરામાં રહેવા જવા માહરે નામે બે મહીનાની મુદત માંગી લીધી! જાંણે તેની પાંચ હજાર ગીની હું માહરી રાજી ખુશીથી રાખી બેઠી હોઉં તેવીજ માહરી પર એ દોજખીઓએ તોહમત કલંક ચઢાવ્યો!"

"દોજખી, લબાડ, ઠગારા!" માહરા પપા ઉશ્કેરાયા; "એટલી હદ સુધીનો તું નાપાક? —અને તેઓએ જઇને તરત તેને ગળચીમાંથી પકડયો, કે જ્યારે ફરજ્યાત મને વચ્ચે પડી તેને છોડવવો ને છુટો કરવો પડયો!

"છોડી દેઓ એ કમીનાને, પપા ડીઅર," મેં વિનંતીથી માંગી લીધું. "તમે ભુલી ના જાઓ કે આપણે સમજુતીથી અને નાખતીથી એના સાથે વરતવૈછ, કારણ કે આપણે એને આજે ખરા હક્ક ઇનસાફનું એક કામ લેવાની ફરજ પાડવાનાં છીએ. ખુદાની બક્ષેશથી લૉર્ડ ટાઇનેડેલ આગલ બધો ખરો ખુલાસો થઇ ગયોછ, અને માહરી નેકી તેને પુરતી જાહેર થઇ ચુકીછ તેજ બસ છે."

"ઓ, ત્યારે શું તે બી જાંણી ગીયોછ? ત્યારે તો જરૂર તે મને પકડાવાનો ને પોલીસને સપુર્દ કરવાનો!" તે લુચ્ચાએ હદ વગરનો હમતી જતાં કહ્યું.

"હજી મેં તેને તમારૂં નામ લુચ્ચી મેલીસાના પાપી હમશરીક તરીકે આપ્યું નથી, માહરા લૉર્ડ," મેં કહ્યું, "પણ જો તમે બચવાના હોવો તો તે ફકત એકજ સરતથી થશે, અને તે શરત એ છે કે જે નેકબખ્ત છોકરીની ઇજ્જતની તમે બેશરમીપણાંથી અને વગર દયાએ ખરાબી કરી છે તેને પરણીને તમોએ કાલ ને કાલ તમારી હકદાર ધણીઆંણી બનાવવી પડશે!"

"ઓ ખુદા, તે કેમ બને ?" લૉર્ડ ફ્રેડરીકે હબત ખાઇને દીસ્તી રીતે એક લપેડો ખાતાં કહ્યું.

"બનવુંજ જોઇશે!" મેં ગુસ્સાથી બખાલ્યું; "તમે એમ ઘડી ભર બી ધારતા ના કે આ કોઇ ગરીબડી મીસ ગાવરને તમારે હાથ હું ફસવા દેવશ. તમે જો અમારા સપાટામાં આવ્યા છો તેમ નહી બી આવ્યા હતે, અને જો મને તમારાં એ છોકરી સાથનાં નક્કી થયલાં કારજની ખબર પડી હતે તો છેલ્લી ઘડીએ બી દોડી આવીને હું તે ભાંગી પડાવતે, અને તે નિર્દોશ બચ્ચાંને બચાવતે ?"

"પણ હું જુલી સાથ કેમ પરણી શકું, મીસ પરસી ?" તેણે કાકલુદીની ઢપે ફર્યાદ કીધી; "માહરી આવક ઉપરાંતના ખરચો રાખી રાખીને હું કરજોમાં તદન ડુબી ગયલો છું, અને જો એ નાલાયક લગનની વાત માહરાં તુમાખી માય બાપ જાંણશે તો તે લોક મને તરતજ ઓવારનીવાર કરશે, ને હું તદન ભીખ માંગતો થાશ!"

"એ બધાંનો તે ગરીબ નિર્દોશ છોકરીને ફસાવવા આગમચ તમારે વિચાર કરવો જોઇતોતો," મેં મોટા તુચ્છકારથી કહ્યું; "એક ઇજ્જતદાર છોકરીને દગલબાજીભરયાં લગનની ઠગાઇથી વટીક ફસાવતાં તમોને શરમ નહીં આવી? હવે પરીણામ ગમે તે થાય, પણ તમારૂં કીધેલું તમોને ભોગવવુંજ પડશે, અને તે બાઇને પરણીને લગનના પાક હકથી તમારે તમારી મોહરદાર કરવીજ પડશે."

"બેશક, બેશક," માહરા પપાએ મને ટેકો આપ્યો. "કમીના, તેં ડરાવી દબરાવીને માહરી નાચાર હાલતનો લાભ લીધો, અને તાહરી એ મોટી ઠગાઇનાં પાપમાં મહને સંદોવ્યો ને શરીક બનાવ્યો તેનો અમો બાપ બેટીએ બદલો લેવાનો છે, અને તાહરી પાસે એ ઇનસાફનું કામ ફરજ્યાત કરાવી લેવાનું છે! તું ના કહે, અને એક બી આનાકાંની વગર અમો અબઘડી તુંને પોલીસને સપુર્દ કરશું! બોલ, તું શું કેહછ?"

"હું કબુલ થાઉંછ!" તેણે મોડોત જેવો ફીકો પડતાં મરતે દમેજ કહ્યું.

"એ ઘણી સારી વાત છે," મેં રાજી થઇને કહ્યું; "હવે કેહો મને કે તમારી પાસે મારકવીસની પીસતાલીસ સો ગીની જે છે તેમાંથી કેટલી બચેલી છે? મારકવીસને ઠંડો મીઠો રાખવા તમારે તેનો લુટેલો અવેજ જેટલો બની શકે એટલો પાછો તરત ભરપાઇ કરી આપવોજ પડશે; અને તેથી ખરૂંજ કેહજો!"

"હું પાનસો ગીની તો ખરચી ચુકયોછ," તેણે ગદગદ કંઠે જવાબ કરયો, "અને ચાર હજાર માહરા બેંકરને ત્યાં હજુર અનામત છે, જે હું તમોને બધા પાછા આપી દેવા તમે કેહો તો અત્યારે ચેક લખી આપું ?"

"હા, લખ!" માહરા બાપે ગગડાત કર્યો;—અને ત્યારે ટેબલ આગળ બેસીને તાબેદારીથી ચાર હજાર ગીનીનો એક ચેક ધ્રુજતે હાથે તેણે પોતાના બેંકરો જોગો ભરી આપ્યો, જે માહરા બાપે જોઇ તપાસીને પોતાને સ્વાધીન લીધો.

"માર્કવીસને એ મુજબ ફક્ત પાંનસો ગીનીનું નુકશાન છે," મેં કહયું, "અને તે એ લુચ્છાને તેની ગલીચી વાસ્તે ઘણી ઘટારત સજા થશે, કેમજે મેલીસાએ પોતે લીધેલી પાંનસો ગીનીમાંથી તેણે બી ઘણી થોડી ખરચેલી હતી, એટલે તે પાંનસો હું તેનાં માથામાં પાછી મારી આવેલી છું."

"પણ કોઇ બી રીતે મને બચાવજો! માહરૂં નામ કોઇ બી રીતે જાહેર થવા દેતાં ના! આએ નોરમનવાલાંઓ આગળ બી મને બચાવજો!" લૉર્ડ ફ્રેડરીકે પાછી ને પાછી વીનંતી કરી.

"અમે એમજ કરશું," મેં લગાર નરમાસથી ખાત્રી આપી. "હું નોરમનવાલાંઓને બી એમજ જાંણવા દેવશ કે ચોક્કસ સંજોગોમાં પાદરીનો ઠગારો ભાગ ભજવવા એ ઠગાઇનાં લગનમાં માહરાં ગરીબ બાપને તમે ફરજ પાડી હતી, અને તેથી હવે તે ભયના સંજોગો દુર થઇ ગયલા હોવાથી માહરા બાપે એ ઠગાઇ જાહેર કરી દેવાનો તમોને દમ ભરાવીને આએ ઇનસાફનું કામ કરવા ફરજ પાડી છે."

અને એ પછી બીજે દહાડેનાં તે લગનને લગની બધી ગોઠવણો અમે ધીરજથી સઘળી વાત કરીને નકકી કરી લીધી. રેવન્સક્રોફ્ટ અમને સ્લીપ નહીં આપે અને નાહસી નહીં જાય તેથી માહરા બાપે તેને રાતવાસો તેઓની સાથેજ સુવાનું કબુલ કરાવ્યું, અને બીજે દહાડે અગ્યાર વાગતે લગનનું સ્પેશીયલ લાઇસન્સ મેળવીને તે લોક પાછા અમારે ત્યાં હાજર થાય તેવી ગોઠવણ સાથે મેં તેઓને વિદાય કરયા.

અને એ પછી હું કાંઇ ઘણો વાર એકલી પડી નહીં. ભાગ્યેજ દસ મિનીટ થઇ હશે તેટલાં નોરમનવાલાંઓ પાછાં ફરયાં.

"ઓ, કાંએ, ઍલન, ઠીએટરમાંથી અમોને મલ્યા કે કહયા વગર ઘેર એકલી ચાલી કાંએ આવી?" જુલ્યેટે આવતાં સાથે પહરીઆરો કર્યો, કે જ્યારે એક નવું ભલું કામ કરી શકવાની ઉમીદથી હવે ખુશાલીમાં માહરી છાતી જોરથી ધડકતી હતી! તે જવાંન લૉર્ડે કરેલા દગાની વાતથી તે નાહનું ઇજ્જતદાર કુટુંબ હંમેશ ઘણું કકલતું ને દુઃખ પાંમતું હતું. "જો ખરાં હકદાર લગનથી પરણી મુવો હતે ને પરણીને એની ઓવારનીવાર કરીને એમ પડતી મુકી હતે તોબી અમોને એટલું દુઃખ નહીં લાગતે, ઍલન," ઘરડા મી૦ નોરમન અવારનવાર માહરી કને બીચારા બળાપો કરતા હતા, અને જુલીનો બી કકલાત હંમેશનો તેજ મતલબનો હતો. એટલાવાસ્તે તેઓ બધાં માહરી આ બંદોબસ્તીથી હદ વગરનાં રાજી થવાનાં ને સંધ્યારો માનવાનાં એ વાતમાં મને કશીજ સંદેહ હતો નહીં.

"હું કાંઇ તમો લોકોનેજ લગતાં ભલાઇનાં કારજમાં રોકાયલી અત્રે વેહલી ઘેર ચાલી આવી હતી, જુલી," મેં હસીને કહયું.

"ઓ, તે શું?"—અને તે બન્ને ઘણી અજાયબી અને બસ મોટી જીગ્નાસાથી માહરી આસપાસ ફરી વળ્યાં.

"મને કેહ, જુલી ડીઅર," મેં પુછયું, "કે જે બન્યું છ તે છતાં હવે જો લૉર્ડ ફ્રેડરીક રેવન્સકલીફ તાહરી સાથે આવતી કાલે પોતાની મરજી ઉપરાંતનું ને ફરજ્યાત બી પરણવા કબુલ થાય તો તું તેને કબુલ રાખવા ખુશી થાય કે નહીં ?"

"ઓ ખુદા, તું એમ કાંએ પુછેછ ?" જુલ્યટે મોટી આતુરતા વચ્ચે પોતાના બેઉ હાથ જોડીને કહયું.

"બીજું કોઇ એવો સવાલ એને કરતે તો અમો તે અપમાનજ માની લેતે, ઍલન દીકરા, પણ તું તો એવી અસરાફ ને નેક છે કે કાંઇ ખાસ મતલબ અને ગણત્રી વગર હું જાણુંછ કે તું એવો સવાલ કદી કરેજ નહીં," હયાં મી૦ નોરમને ભલાઇથી ને સાફાઇથી કહ્યું.

"ઓ કેહની, માહરી માય, શું છે ?" મીસીસ નોરમને પણ તેટલીજ ઉલટથી ને કાલાવાલાથી પુછયું.

"માહરાં વાહલાંઓ," મેં તે ઉપરથી તેઓને ધીરજ અને હીંમત આપવાની ઉતાવળ કરી, "ખુશી થાઓ ! મેં ઘણુંજ મજબુત હાથે અને પકકે પાયે કામ લીધેલું છે, અને હું કેહવાને ઘણી ખુશી છું કે કાલે અગ્યાર વાગે સહવારે વાહલી જુલી લેડી ફ્રેડરીક રેવન્સ-કલીફ થશે !"

જુલ્યટે, એ સાંભળીને, ખુશીનો એક ચીસ પાડી, અને માહરી ગોદમાં ધસી આવીને માહરાં ગળામાં તેણીએ હાથ નાખ્યા.

"ઓ, એ શું ખરી વાત છે, માહરી વાહલી ઍલન ?" તેણીએ હવે લગભગ રડી દઇને પુછયું—અને મી૦ ને મીસીસ નોરમને પણ મને પોતાંનાં હેસાંનોની કીસ કોડીમાં જાણે બધી ચુંદી ચબડી નાખી !

"ખોદાએ માહરે ઘેર તાહરાં સ્વરૂપમાં એક નેકીનો ફીરેસ્તોજ મોકલી આપ્યોછ," મી૦ નોરમને મોટાં હેસાંનથી કહ્યું; "પણ એ બધું કેમ બની શકયું દીકરા ? કાંઇ વાત તો કર ?"

એ પછી, છેક ઘણી મોડી રાત સુધી, અમોએ બેસીને એ બધી વાત કર્યા કીધી. અલબત લૉર્ડ ટાઇનેડેલની માહરા જોગી બદદીયાનત કે તેને પેલાં બે તરફથી લુટવામાં આવ્યો હતો તે કશું હું કહી શકી નહીં, પણ મેં માહરા વાહલા બાપ પરજ બધું ઘોલવ્યું. મેં તેઓની માફ માંગી કે પાદરી ક્રૉફ્ટ જે જુલીનાં ઢોંગી લગન કરી ગયો હતો તે માહરો બાપ પોતે હતો તે વાત મેં મહીનાઓ આગમચથી જાણવા છતાં અત્યાર સુધી તેઓથી છુપાવી હતી, અને તેઓએ મને ને માહરા બાપને હજારો ખુશીથી માફ કીધું, જ્યારે કે તેઓએ જાણ્યું કે માહરા બાપ બીચારા તે વખતે એ લુચ્ચાના હાથ તળે ચોક્કસ સંજોગમાં ઘણા દબાયલા હતા: અને હવે તે સંજોગ દુર થયલા હોવાથી મેં અને માહરા બાપે મલીને એ જવાંન ઉમરાવને આએ ઇનસાફનું કામ કરવા ફરજ પાડી હતી એમ મેં તેઓને સમજાવ્યું. તેઓ આવાચીરી કરે તેવાં તો આદમીજ નહીં હતાં એ વાંચનારને અત્યાર આગમચનું સારી રવેસે રોશણ છે. માહરા પપા કવી રીતે તેના હાથ તલે દબાયલા હતા તે એ લોકોએ મુતલગ પુછયું નહીં, ને માહરે કશું કેહવું પડયુંજ નહીં.

લગનનું લાઇસન્સ તો માહરા બાપ અને લૉર્ડ પોતે લઇ આવવાના હતા, એટલે મી૦ નોરમને સહવારના જે એ ક્રિયાના સંબંધમાં કરવાનું હતું તે એ કે ફક્ત લગન કરવા કોઇ ઇજ્જતદાર પાદરીને વખતસર લાવવો અને તૈયાર રાખવાનું હતું, અને લૉર્ડ દગો નહીં કરે તે વાસ્તે તે માહરા પપાના ચોકી પેહરા હેઠળ હતો એ સઘળું જાંણવાથી તે ત્રણેને હદ વનાની ધીરજ મળી. એ રીતે છેક ઘણી મોડી રાત્રેજ અમો સુવા જવાને વગેસગે થઇ શકયાં, કે જ્યારે જુલીની તબીઅત કેટલી બધી ઉશ્કેરાયલી હતી, અને ચીંતા અને આતુરતાથી તે કેટલી બધી નરવસ થઇ હતી તે સઘળું વાંચનારને વિસ્તારીને કહયા કરતાં કલ્પી લેવા દેવાનુંજ વધારે ઠીક થઇ પડશે.

---

## પ્રકરણ ૧૦૫.

હવે સહવારે હું ઉઠી ત્યારે બીડા માહરે વાસ્તે બે કાગળ લઇને માહરા ઓરડામાં દાખલ થઇ. એક તો તરતનો ટપાળમાં આવેલો હતો, અને બીજો એક હાથોહાથ આવ્યો હતો. ટપાલમાં આવેલો કાગળ સોગની કાળી ઓરડરનાં એનવેલપમાં હતો, પણ તે જોઇને હું કાંઇ ભડકી નહીં, કાંરણ કે તે ઉપરનાં શીરનામાંના હરફ ન્હાની મેરી ગ્રેન્ટવર્થના હતા, કે જે પોતાની મરનાર માતાના સોગમાં એ જાતનાં કાગળ કવરો વાપડતી હતી તે મને ખબર હતું. વાંચનાર યાદ કરશે કે એ છોકરી ભલાં પ્રુમાય ઘરડાં મીસીસ ઓલ્ડકાસલને આશરે તેની માતાનાં મરણ પછી ઘણી મજાહની ગોઠવાયલી અને ઠર પડેલી હતી.

એટલાવાસ્તે મેરીનું કાગળ તો ફુરસદે અને ધીરજથીજ વાંચવા મેં બાજુ મેલી દીધું. હું છેક મોડી રાત્રે સુતેલી હોવાથી આજે ઉઠતાં મને ઘણું મોડું થયું હતું, અને વાહલી જુલીનાં લગનના કારભારને વાસ્તે જલદીથી તૈયાર થઇને નીચે ઉતરી જવા હું ઘણી આતુર થઇ રહી હતી. મેં તેથી, તુરતવેળા પેલું હાથોહાથ આવેલું કાગળજ ઉખેડયું અને વાંચ્યું કે, જેના કવરપરના હરફ મને બીલકુલ અજાણ્યા હતા. તે આ મુજબ હતું:—

"તા૦ ૨૫ સપટેંબર ૧૮૪૧.

"૬. સ્ટેટન સ્ટ્રીટ, પીકાડીલી.

મી૦ ગાવર મીસ ત્રેફર્ડને ઘણી સલાંમ સાથે લખીને માનપુર્વક અરજ કરે છે કે ગઇ રાત્રે ઠીએટરમાં બનેલા ચોકકસ બનાવના સંબંધમાં થોડીક તાકીદની વાતચીત કરવી છે, વાસ્તે તેવણને મલવાની જો મીસ ત્રેફર્ડ કાંઇ ગોઠવણ કરી શકશે તો તેવણપર અતી ઘણું હેસાંન થશે. જો મીસ ત્રેફર્ડ ચાહતાં હશે તો વખત નકકી કરીને લખી જણાવાથી મી૦ ગાવર પોતે એવણનાં ઘરમાં એવણને ઘણી ખુશીથી મળવા આવશે, અથવા જો નહીં તો મીસ ત્રેફર્ડ આજે બપોરે બે ને ત્રણની વચ્ચે મી૦ ગાવરને પોતાને બંગલે આવીને જરા મળી જવા તસ્દી લેશે તો મી૦ અને મીસ ગાવર તેઓનાં ઘણાં ઘણાં આભારી થશે.

"સહવારને પોહર આ કાગળ મોકળી આપવાની બેઅદબી વાસ્તે મીસ ત્રેફર્ડની ઘણી ઘણી માફી ચાહવામાં આવે છે, પણ ઘણી જરૂરની વાત કરવાની છે, તેથી તેવણ પોતાનાં આખાં

દિવસનાં એંગેજમેંન્ટસ નક્કી કરે તે આગમચ આ મીલકાતની ગોઠવણ કરી શકાય તે મતલબથી આ કાગળ એટલો વેહલો મોકળવાનું જરૂરનું થઇ પડયું છે."

આ તે કાગળ હતો, અને તે બાપ બેટી લૉર્ડ રેવન્સક્લીફની વર્તણુંક વિશે માહરેથી કાંઇ ખાત્રીપુર્વક ખુલાસો મેળવવાજ મને એટલી તાકીદથી મલવા અધીરાં પડયાં હતાં એમ હું તરત મનથી સમજી જઇ શકી. ઘણું બનવાજોગ હતું કે એ લુચ્ચાનાં ફેલીસા સાથનાં લગન ગોઠવાઇ પણ ચુકયાં હોય, અને તેથી બને તો આજેજ જઇને તેઓને મળી આવવાનો મેં માહરાં મનથી વિચાર કર્યો. તુરત વેળા તો, એમ છતાં, તેને જવાબ મોકલવાનો માહરી કને વખતજ નહીં હતો. છેક આંઠ વાગવા આવ્યા હતા, અને હજી તો માહરે તૈયાર થવાનું હતું. હું, તેથી, ઉતાવળે બાથ લઇને તૈયાર થઇ ગઇ, અને જલદીથી નીચે જવા ઉતરી.

"તમે તમારાં કાગળો ભુલી જાઓછ, મીસ પર્સી," બીડાએ તેવાંમાં યાદ કરાવ્યું—અને મેં તરતજ હસીને મી૦ ગાવરનું વાંચેલું કાગળ તેમજ મેરીનું વાંચ્યા વગરનું કાગળ માહરા ખીસામાં ઠેસવી દીધાં, અને હું નીચે ગઇ.

ત્યાં ડાઇનીંગ રૂમમાં મીસીસ નોરમન ને જુલ્યટ ચા પીતાં બેઠેલાં હતાં. મી૦ નોરમન પોતે તો પાદરીને બોલાવી લાવવા ને લગનને લગતી બીજી જરૂરી તૈયારીઓ કરવા કામેકાજે બાહેર ગયલા હતા.

જુલ્યટ હજી બી ઘણી નરવસ દેખાતી હતી, અને તેની માતા તેને હીંમત આપવા જોગું કહયા કરતી હતી. તેની માતા અગતકરીને ખુશી હતી એટલા વાસ્તે કે તે ગરીબ નાટકવાલાંઓની છોકરી ભવિષના એક મોટા અર્લની ધણીઆંણી થવાની હતી, અને એક કાઉન્ટેસનું તાજ માથે પેહડવાની હતી!

અને અગ્યારમાં દસેક મિનીટ કમ હોશે તેમ મી૦ નોરમન પાદરી સાથે આવી લાગ્યા. તેટલાંમાં તો અમે ઘરમાં પણ લગનને બરની સઘળી તૈયારીઓ કરી ચુકયાં હતાં. બધું ઘણુંજ ચુપચાપ કામ લેવાનું હતું, અને નોકરનફરોને ખરી વાત ખબર નહીં હોવાથી તેઓ ઘણાં અજબ થતાં લાગતાં હતાં. વેહાવાજણનું ભરયુંભાદરયું ઘેર હોય એવું કાંઇ જરા બી લાગતુંજ નહીં હતું, પણ આ તો ઇજ્જત ને ઇનસાફનો સવાલ હતો, એટલે અમો બીજતરે બધાં ખુશીજ હતાં, અને પાદરીનાં આવ્યા પછી જુલ્યટ તૈયાર થઇ એટલે વળી જરા વારમાં તો માહરા પીતા લૉર્ડ રેવન્સક્લીફને લઇને આવી લાગ્યા, અને ત્યારે મને ઘણી ધીરજ મળી. મને તો હજી બી થોડોક ડર ને વસવસો થયાજ કરતો હતો કે રખે તે માહરા પીતાને બી ઉલગબરડીનો કોઇ દાવ બતાવે અને છટકી જઇને અમોને બધાંને છેલ્લી ઘડીએ બી ઠાપ આપે! પણ માહરા બાપ ઘણા પોંહચેલબુદ્ધી હતા, અને તેવણને હરતક કશું તેવું થવા પામ્યું નહીં હતું. બેશક, ખરીજ વાત છે કે જો તેને છુટો મુકયો હતે અને ઘર જવા દીધો હતે તો તે જરૂર કેડે ને કેડે નાહસી જતે, પણ પપાએ તેને રાતવાસો પોતાની સાથેજ રાખવાની દુરઅંદેશી કરી તેમાં એ અચ્છી ફાવત થઇ શકી હતી.

હવે તેઓ પાધરા માહરી સાથે ડાઇનીંગ રૂમમાં આવ્યા, અને લૉર્ડ ફ્રેડરીક તે ત્રણેને દુરનું ઘણો મિજાસથીજ નમ્યો. તે જાંણે એક મોટી કમનસીબીને બીલકુલ નાચારીનું અને

ઘણુંજ ફરજીયાત તાબે થતો હોય તેવોજ હાલ હતો. મી૦ નોરમન, એમ છતાં, પોતેજ આગલ ગયા, અને બધું તેને માફ કરતા હોય તે ઢપે તેવણે તેને શેકહેન્ડ કરી. તે પછી તેવણે માહરા પીતાને પણ ઘણુંજ ખરાં દીલથી આવકાર આપ્યો ને શેકહેંન્ડ કરી—એવુ બતાવા કે આગળનાં ઢોંગી લગનમાં તેવણે આગેવાનીભર્યો ન છાજતો ભાગ જે લીધો હતો તે વાસ્તે તેઓએ તેવણુને ઘણાં મોકલાં મને માફ કરયું હતું: અને એ જોઇને મીસીસ નોરમન અને જુલી પણ તેવણુ સાથે તેમજ વરત્યાં, જેથી માહરા પપાને પેહલી હરોલમાં જે ખેજાલત લાગતી હતી તે દુર થઇ ગઇ.

પણ મને ફ્રેડરીક રેવન્સકલીફનું એ તુમાખ અને અલગપણું ઝાઝાં ગમ્યાં નહીં, જેથી મેં તેના કાનપર પડીને જરા વારે કહયું, "માહારા લૉર્ડ, તમારે જરા સારો ફેસ બતાવવો જોઇએ. અગર પાદરી, તેનો કલાર્ક કે નોકર નફરોનાં દેખતાં તમો જેમ વરતોછ તેમ પાસેના ઓરડામાં બી વરતશો તો એ બીચારાંઓને તેમજ તમોને તે સારૂં લગાડવાનું નથી!

"હું પોતે બી હમણાં એજ કેહવાનો હતો," માહરા પપાએ એ સાંભળી તરત મને ટેકો આપ્યો.

"ઓ એમ છે? માહરે એક ઘણા સુખી વરરાજાનોજ ભાગ ભજવવાનો છે?" લૉર્ડ ફ્રેડરીક રેવન્સકલીફે એ ઉપરથી ખોટું હીસ્ટેરીકલ હસીને મોટે સાહદે ઠઠા કર્યા, અને જુલ્યટ તરફ ફરીને મજાકમાં વધાર્યું, "જુલ્યટ–માહરા લવ, આવની, હું તુંને હાથ આપું, અને પાસેના ઓરડામાં આપણે પરણવા જઇએ? મીસ પરસી ને તેવણના પીતા તો કેહછ કે પાસેના ઓરડામાં પાદરીને નોકર નફરાનાં દેખતાં માહરે એક સુખી વરરાજાનોજ ભાગ ભજાવવો જોઇશે!"—અને તે પાછું તુચ્છકારતું હસ્યો.

જુલ્યટ ફીકકી પડી, અને આ અપમાનથી તેણીને જે ગુસ્સો ઉભરી આવ્યો તે સમાવા ને દાબવા તેણીએ પોતાનો હોઠ કરડયો.

તેણીની છાતી જુસ્સાથી ઉંચકાઇ ઉંચકાઇ જતી હતી, અને તેણીની આંખમાં આંસુ ઉભરી આવ્યાં, પણ તેણીએ એક અછાતથી તે આંસુઓ ખંખેરી નાખ્યાં. એ પછી ઉઠીને તરત તેણીએ તે નાલાયકને હાથ આપ્યો, કે જે પોતે બોલી ગયો હતો તે વાસ્તે હવે ઘણો શરમાતો દેખાતો હતો! તે માહરી સાથે તો આંખસે આંખ મેલવવા હીમતજ કરી શકતો ન હતો, કારણ કે તે સમજીજ ગયો હતો કે તેણે એ જે ડીસણું કરયાં હતાં તેથી મને તેના સાંમે અત્યંત ધીક્કાર અને ક્રોધ ઉપજ્યો હતો.

હવે અમે બધાં ડ્રૉઇંગરૂમમાં આવ્યાં કે જ્યાં લગનની ગોઠવણ કરી હતી, અને પાદરી ખોટી થતો. હતો. ત્યાં પાદરી ઉપરાંત તેનો કલાર્ક અને બે સાક્ષીઓ પણ મોજુદ હતા, અને લગન વખતે પરણતો છોકરો છોકરી જેવી રીતે ગંભીર રહેવાં જોઇએ તેમ ફ્રેડરીક અને જુલી ગંભીર અને ચુપ હતાં, એટલે એ લગન કશી બી જોરાવરીનાં થતાં હતાં એમ તે પરાયાંઓને કશો એ વહેમ પડયો નહીં.

ઠરાવ મુજબ માહરા પીતા લગન વિશેનું સ્પેશીયલ લાઇસન્સ મેળવીને સાથે લાવ્યા હતા, જે તેવણે પાદરીને સ્વાધીન કરયું, અને પછી જરા વારમાં ક્રિયા ચાલુ થઇ, જે ખતમ

થતાં અમો સર્વની ઘણી ઘણી ખુશાલી વચ્ચે માહરી બેહની ને ગરીબ સખી કદી નહીં તુટે અને કદી નહીં છુટે એવા એક પવિત્ર ગાંઠનાં બંધનથી લેડી ફ્રેડરીક રેવન્સકલીફ બની!

ખોદાના ભેદ ન્યારા છે! એક વખતે એજ આસામી સાથે જુલ્યટ પરણેલી હતી, પણ લગનની ક્રિયા બીલકુલ જુઠી અને ઠગાઇભરેલી થઇ હતી, જે કરાવતાં એ ઠગારા ઉમરાવે સ્વપને બી વકકી નહીં રાખી હશે કે ભવીષમાં એજ મોહોરદાર સાથે તેનાં ખરેખરાં લગન થનાર હતાં! તે એક નાલાયક કે જેણે પોતાનાં ગેરહકનાં બચ્ચાંનાં જનમ અને મરણની વટીક એક તચાકડીભાર પરવાહ ધરાવી નહીં હતી, અને તેજ દરમ્યાંનમાં લેડી સીસીલ્યા અરબનને સીસાંમાં ઉતારવાના પછાડામાં પુરો થતો! વળી જે આગળીજ રાત્રે તો ફેલીસા ગાવરને ફસાવાના રસ્તા પર નક્કરો અને આશાંન કદમ દર કદમ આગળ વધતો હતો, અને ત્યારે બી તેને કેટલી થોડી ખબર હતી કે તેનાં હાથનાં કીધાં જલદીજ હૈયે વાગવાનાં હતાં, અને બીજા થોડા કલાકમાં તો પૈસા પછવાડે ધસડાવાના તેના એ સુખરૂપ સ્વપ્નાઓ વેરવાર થઇ જતાં જુલીનેજ પરણીને તેને ઇનસાફ આપવો પડવાનો હતો? એવા ખોદાના ભેદ થાય છે! તે આલમપનાહની લાકડી બેઅવાજ કેહવાય છે, અને તે કેવળ ખરૂંજ છે. આ કેસમાં તો ખરેખર તેમજ પુરવાર થતું હતું. કેવી અજબ જેવી રીતે સરજતે રસ્તો લીધો તે વાસ્તેની માહરી તો જાંણે અજાયબી ભાંગતીજ ન હતી. બાજે વખત માઠું થાય છે તે સારાંનેજ કાજે થાય છે, તેમ ટાઇનેડેલના મારકવીસની માહરે વાસ્તેની ગલીચ તૃષ્ણાએ આયંદા આએ બધાં નહીં ધારેલાં રૂડાંજ પરીણામ નીપજાવ્યાં હતાં, જે સઘળાં સારાં વાણાં માહરીજ મારફતે થઇ શકયાં હતાં તે વાસ્તે પાક પરવરદેગારની મેં ઘણી ઘણી શુકરગુજારી કરી.

હવે ક્રિયા ખતમ થતાં ધારા પ્રમાણે લૉર્ડ રેવન્સકલીફ જુલીના ગાલ પર એક વગર મનની પણ ફરજયાત ચુમી લેવા વાંકો વલ્યો, અને તેણીએ તરત ગાલ આગળ કીધો—જાંણે બધું સરખેસરખું ને સીધેસીધું હોય તેમજ; અલબત પાદરી, કલાર્કને શાક્ષીઓ વટીક એમજ સમજતા લાગતા હતા કે લગન ચુપચાપ થતાં હતાં, કારણ કે વરરાજો મોટે ઘેરનો ને ઉમરાવપદનો હતો, કે જ્યારે કન્યા ગરીબ વર્ગની નાટકમાં એક બાલેડાનસર હતી; અને તેથી છોકરાનાં માબાપની હરૂસેજ આ ક્રિયા થતી હોવી જોઇએ. પરીણામમાં, જેવી સહીપત્રીઓ થઇ ચુકી કે તે પરાયાઓ ચાલીજ ગયા, અને માહરા પપાએ ત્યારે ટેબલપરથી તે દસ્તાવેજો અને કાગળ્યાંઓ એકઠાં કરીને મી૦ નોરમનને સ્વાધીન કર્યાં—એમ કહીને કે "તમારી બેટીનાં આએ ખરાં હકદાર લગનના સતાવાર પુરાવાઓ એ બચ્ચાંના મુરબ્બી તરીકે તમો સાહેબનાંજ સ્વાધીનમાં રેહલા ઘણા ઘટારત થશે."

---

## પ્રકરણ ૧૦૬.

હવેજ બધાંને વસમું લાગવા માંડયું! કોઇને તુરત ને તુરત શું બોલવું, શું કહેવું, શું કરવું ને કેમ કામ લેવું તે જાંણે સુઝેજ નહિ! લૉર્ડ રેવન્સકલીફ એકલો એક બાજુમાંના સોફાપર બેસી ગયલો વિચારમાં તદન ગરકાવ થયો હતો. દેખીતી રીતે હવે તેણે

જુલી સાથે કેમ વરતવું તે ખ્યાલમાં તે ઉતરી ગયો હતો. એમ છતાં, મીસીસ નોરમન તો હજી બી ઘણાં ખુશાલ હતાં, અને જુલીનાં એ ધારવામાં આવતાં સુભાગ્ય વાસ્તે તેવણ તેને ચાંપી ચાંપીને કોટીઓ કરીને એક માતાના પ્યારથી ધીમે સાહદે મુબારકબાદીઓ પર મુબારકબાદી કહી સંભળાવ્યા કરતાં હતાં. મી૦ નોરમન પણ તેઓની આગલજ હતા, કે જ્યારે હું અને માહરા પપા બારી આગળ ઉભાં રહીને ધીમે ધીમે એજ બનાવ વિશે વાત કરતાં હતા.

એ પછી હું માહરા પપાથી જરા અલગ થઇ ત્યારે મને મેરી ગ્રેન્ટવર્થનાં પેલાં સહવારે આવેલાં કાગળની યાદ થઇ, અને મેં બાજુએના એક સોફાપર બેસી તે ખોલીને વાંચ્યું, કે જ્યારે તેમાં તો કેથા એવા અજબ જેવા સમાચાર હતા કે તેની થોડીક લીટીઓ વાંચતાંજ હું ઘણી ગમખાર થઇ ગઇ. એમ છતાં મેં આગળ વાંચ્યું, અને તેમાં કાંઇ જુલીને લગતું બી જાંણવાજોગ લખાયલું હતું તે વાંચીને મેં તે નવાં પરણેલાં વરબૈયર તરફ જોયું, અને હું તે સંબંધમાં તેણીને કાંઇ હજી તો કેહવા જાઉં તેટલાં લૉર્ડ ફ્રેડરીક રેવન્સકલીફ પોતે પોતાના વિચારો વચ્ચેથી ચમકી ઉઠયો.

"વૅલ, જે બની તે તો બની!" જાંણે છેલ્લે અંતે કોઇ નકકી ઠરાવ પર આવી ચુકયો હોય તેમ તે મોટેથી બોલ્યો; "મને માહરી સરજતને તાબે થવુંજ જોઇશે! જુલી, તું લેડી ફ્રેડરીક રેવન્સકલીફ થયલી છે, અને હું તુંને માહરી પરણી મોહરદાર તરીકે હવે ખુશીથી બાહલ રાખુંછ, પણ મને કેહે કે જો હું સુધારવાના કસમ લેઉં, અને તાહરી સાથે હવે પછી સારી રીતે ચાલું કે આએ જોર જુલમનાં લગનનો ખ્યાલજ હું ભુલી જાઉં તો તું મને ખરાં દીલથી ચાહી શકશે? તું માહરી સાથે સુખ સંપજમાં રેહી શકશે?"

સુંદર જુલીપર આ બોલોની ઘણીજ અસર થઇ. તે તરતજ ઉઠીને ચેહરામાં લાલ થયલી તેનાં પાસાંમાં જઇને બેઠી, અને નીચી નજરે ને ધીમે સાહદે બોલી, "તો અમો બધાં હજી બી બધી ગઇગુજરી ભુલી જઇશું, ને હું તમોને ખરાં દીલથીજ ચાહવશ, ફ્રેડરીક!"

"પણ ધ્યાંન રાખજે કે પૈસાથી આપણે ઘણાં મોહતાજ રહીશું," તેણે ચેતવણી રૂપે પાછું યાદ કરાવ્યું. "માહરા પપા ખરેખર ખાન્દાંની તુમાખમાં ઘણું માનવાવાલા છે, અને તેવણ જીવતા છે ત્યાં સુધી આએ તાહરી સાથનાં લગનને કદી તેવણ પોતાની બાહલી આપી શકવાના નથી! તેવણ જરૂરજ મને પોતાની પંએ પૈથી પોતાની જીંદગી દરમ્યાંન ઓવાર-નીવાર કરશે, અને હું કરજોમાં માથાં સુધી દુબી ગયલો હોવાને લીધે આપણે ઘણાં મોહતાજ—"

"ગરીબીમાં પણ સંપમેલનાં ઘણાં સુખમાંજ રહી શકશું," જુલીએ જુસ્સાથી પુરૂં કરતાં કહયું—અને તેનો એ જવાબ તે જવાંન ઉમરાવને ઘણોજ ગમેલો લાગ્યો.

"વૅલ, ત્યારે મને કોઇ હરકત નથી," રેવન્સકલીફ દાનાઇથી એકમત થયો, અને જે વારયા નહીં વળે તે હારયા વળે તેનો એ એક મુસ્તકીમ પુરાવો હતો! "અત્યાર સુધીની માહરી જીંદગી ઘણીજ નીચ અને નજીસ હતી એ વાત હું કબુલ રાખુંછ, અને અહીં જે લોકો હાજર છે તે લોકોની રૂબરૂ સુધરવાના અને તુંને ચાહવાની હું કસમ પુર્વક પ્રમાણીક-પણે કબુલાત આપુંછ!"—ને એમ કેહતાં જુલીને તેણે તરત પોતાનાં પાસાંમાં ખેંચી લીધી.

અમો બધાં ઘણાં અજબ થયાં. આ કેટલો જલદી અને ન ધારેલો સુધારો! રખે તે હજી બી બધાંને અંધારી ચાદર ઓઢાડતો હોય? પણ નહીં! મને તરતજ લાગ્યું કે તેના હરેક શબ્દમાં હવે પ્રમાણીકપણાંનોજ જોશ હતો, અને દુન્યાના વંઠેલ આદમીઓ એક ચોક્કસ તબકકે એક બી સુભાગ્ય તક હાથ આવી જતાં સુધરીને સમા થઇ શકે છે એ દુન્યાઇ સીદ્ધાંત રજુ અને પુરવાર કરનાર આ તો એક ખરેખરો ખરી જીંદગીનો બનાવ હતો. વળી જુલી ખરેખર હતીજ એવી કે જે કોઇનું બી દીલ જીતી લે. તે પોતે ઘણી નેકચલણ અને શુદ્ધ હતી, અને તેની સુંદરતામાં કશીજ મના નહીં હતી, એટલે હવે તેને લૉર્ડ ફ્રેડરીક રેવન્સકલીફ ખરી આંખે જોઇ અને પીછાંણી શકતો હતો તેમાં અજબ થવાનું કશુંજ ન હતું. તેણે ઘણો દાનાઇથી પુખ્ત વિચાર કરી લીધેલો લાગતો હતો. લગન પછી તે જો જુલીને તોડબોડ કરે તો—તેણે વિચાર કરેલો હોવો જોઇએ કે—તેનાં મા બાપ તેમજ તેના દોસ્તો એ વિચિત્ર લગન વાસ્તે ધારીજ શું શકે? એથી ઉલટું, તે જુલી સાથે જો દોસ્તીથીજ કામ લે અને સંપમેલથી રહી શકે તો એમજ લોકે તો માને કેની કે આ જવાંન ઉમરાવે પ્યારને ખાતર સર્વ પરહરયું, અને પોતાના બધા લોભો ઉપર પવિત્ર પ્યારનેજ સર્વોપરીપણું બખશયું? ગમે તે હોય પણ એટલું તો ખરૂં કે એ તેના રૂડા ઠરાવથી સઘળાંનાં મન ઉપર ઘણીજ ઉંડી અસર થઇ, અને જ્યારે જુલી પોતાના ભરથારની છાતીમાં માથું છુપાવીને રડતી હતી ત્યારે તેનાં ઘરડાં માબાપની આંખો પણ આંસુઓથી ભરાઇ ગઇ હતી, અને હું પણ માહરી આંખમાં ધસી આવતાં આંસુઓ મુશ્કેલાઇથીજ અટકાવી શકતી હતી!

"ખુદાનો કેવો ઉપકાર! આપણી આએ પ્રમાણીક જેહમતોનું આએ કેવું નહીં ધારેલું સુખી સેવટ!" અહીં માહરો વાહલા પપાએ માહરે કાને લાગીને મને કહ્યું.

"હા, ને કાંઇ વધારે સારૂં તો માહરે એ લોકને કહેવાનું હજી બાકી છે!"—અને હું એ મોટે સાહદે બોલીને ઉઠીને ઉભી થઇ એટલે વળી બધાં નવીન અજાયબીમાં મને ટીકવા લાગ્યાં! જુલી પણ તે પોતાના ભરથારનાં પાસાંમાં બેઠેલી ઘણી અજાયબીથી મને જોતી હતી.

"માહરા લૉર્ડ," મેં તેપરથી તે જવાંન ઉમરાવની આગળ જઇને કહયું, "તમારો આજનો આ ઘણો રૂડો ઠરાવ જો ખરાં દીલનો હોય તો તે તમારી આગળી બધી બદ ચાલોને ધોઈ કાઢે છે!"

"અને તે તદન ખરાં દીલનો છે, મીસ પરસી," તેણે ખાત્રી આવે તે રીતે ઉઠીને ઉભો થતાં મને જવાબ કર્યો; "જુલી હવે સ્ટેજ છોડી દેશે, અને અમો તુરતવેળા તો કૉન્ટીનંટ પર કેડે જતાં રહીશું. તે પછી હું માહરા પપાને સમજાવી જોવશ, અને જો નહીંજ સમજશે તો કાંઇ ને કાંઇ નોકરી મેળવીને બી અમે અમારૂં પુરૂં કરશું."

"નહીં, તેવી બી કાંઇ જરૂર નથી!" મેં હસીને કહયું; "ખોદાને બાર કોઇ બી ખરાં દીલની નેકી ખાલી કદી જતીજ નથી. જુલી ડીઅર," મેં હવે તેણીની તરફ ફરીને વધારયું "એક ઘણો અજબ બનાવ બનેલો છે, અને તેના સમાચારનું કાગળ મેં નબરવસપણે છેક હમણાંજ વાંચ્યું. ફુઇમાવ મીસીસ ઓલ્ડફાસલ ગુજરી ગયાં છે, અને તેવણુની

વરસ દહાડે આંઠસો પાંઉડની ઉપજ કરાવનારી સઘળી કીંમતી મીલકત તેવણુ કેડાં તાહરાંજ નામપર કરી ગયાંછ !"

"શું ફુઇમાય ગુજરી ગયાં ?" જુલ્યટ તેમજ મી૦ અને મીસીસ નોરમન પોતાની બેઠકમાંથી એ સાંભળતાં સાથે ચમકી ઉઠયાં, અને એક અવાજે અજબ થતાં તેઓ સઘળાં એ સવાલ સાથે માહરી ભણી ધસી આવ્યાં.

"હા," મેં કહયું. "મેરી ગ્લેન્ટવર્થનું કાગળ આજે સહવારની પેહલી ટપાલમાં માહરી પર આવેલું છે તે પરથી જણાયછ કે ગઇ કાલે બપોર પછી તેવણ બીચારાં બુઢાપાની નાતવાનીથી અચબુચ ને અચાનક ગુજરી ગયાં. આએ તે કાગળ છે."—અને એમ કહીને મેં તે મોટે સાહદે બધાંને વાંચી સંભળાવ્યું.

"રીવર હાઉસ,"
ડોવર, તા૦ ૨૪ મી સપટેંમબર ૧૮૪૧.

"માહરાં વાહલાં ઍલન,

"માહરે આએ કાગળમાં તમોને ઘણી ઉતાવલથી એક ઘણી માઠી ખબર આપવાની છે. ફુઇમાય બીચારાં આજે ખુરસીમાં બેઠાં બેઠાં માહરી સાથે વાત કરતાં કરતાં અચબુચ અજબજેવી રીતે બીમાર થઇ ગયાં. તેવણે ખુરસીની પીઠ પર માથું નાંખી દીધું, અને છાતી દુઃખી આવવાની ફરયાદ કીધી. મેં તરતજ, તેથી, નોકરનફરોને બોલાવ્યાં, અને ડાકટર આવે તેટલાંમે ભરચોપડના જે આવડયા તે ઉપાયો કરી જોયા, તેવામાં તો મેં બોલાવેલા ડાકટર સીંગલટન બી આવીજ લાગ્યા, અને પછીથી ફુઇમાય હુશીઆરીમાં આવ્યાં ખરાં, પણ તે દાહડો કાઢે તેવું કાંઇ કોઇને લાગ્યું નહીં. તેવણે પછી બધાંને ઓરડામાંથી બાહેર કાઢીને મને એકલીને એકાંતમાં એટલુંજ કહયું કે ડોવરથી વકીલને બોલાવીને મેં છેલ્લાંજ અઠવાડીઆંમાં માહરૂં વીલ કરી લીધેલું છે. તેવણે મને કહયું કે જે છોકરીને હું મીસીસ હૉલ તરીકે જાણતી હતી તે ખરેખર તો મીસ નોરમન હે, ને તેવણે મરતે દમે તે બીચારીને થયલા દગાની બધી વાત માહરી આગળ કરી પોતે કરેલાં વીલની મતલબ બી મને ટુંકમાં પોતેજ કહી સંભળાવી. જુલ્યટને તેવણ "રીવર હાઉસ" અને આસપાસની તમામ જગા કે જેની વારસીક ઉપજ આંઠસો પાંઉન્ડની છે તે આપી ગયાંછ, ને પોતાના ભત્રીજા મી૦ નોરમનને તેવણે એક હજાર પાંઉન્ડ રોકડા આપેલા છે. વળી વાહલાં ઍલન, તમારી નેકીથી તમારી પર ઘણાંજ ખુશ ખુશ થઇને તેવણ તમોને ત્રણ હજાર પાંઉન્ડ રોકડા આપી ગયલાં છે, ને બીચારાંએ માહરાં નામ પર બી પાંનસો પાંઉન્ડ કાઢેલા છે ! ખરેખર એ બધું ખાનગીમાં મને કેહવાને વાસ્તેજ જાણે ખુદાની દયાથી તેવણ એમ થોડોક વખત પાછાં હુશ્યાર થયાં હતાં, કેમકે પછી જરા વારે મને ડાકટર સીંગલટનને પાછા ઓરડામાં બોલાવવાજ પડયા. મને લાગ્યું કે તેવણ ગુજરી જતાં હતાં, અને ખરેખર ડાકટર અંદર પાછાઆવ્યા પછીની પાંચ મિનીટમાં તો બીચારાંએ જીવ મુકી બી દીધો !

"અને. વાહલાં ઍલન, તેથી, હવે તમે ઘણાં જલદી અત્રે દોડી આવજો. નોરમનવાલાંઓને બી લેતાંજ આવજો. હું તો એવણનાં મોહોતથી પાછી તદન રવડી પડેલી છઉં, અને એવણની લાશની વ્યવસથા બી કરવાનું મને તો કાંઇ આવડવાનું નથી, વાસ્તે તમે બધાં જલદીજ આવજો. હું લખવાં ભુલી જાઉંછ કે મી૦ નોરમનને તેવણે પોતાનાં વીલના એક ટ્રસ્ટી ઠેરવ્યાછ, જ્યારે બીજા ટ્રસ્ટી જે સોલીસીટરે વીલ કીધું તેવણ છે એમ કેહતાં હતાં.

લી૦ તમારી સદાની આભારી અને તમોને ખરાં હેતથી ચાહતી બેહેન,

મેરી ગ્લેન્ટવર્થ."

આ તે અજબ જેવું કાગળ હતું, અને તે વંચાયાથી એક હાથ પર બલાં ડુછમાયનાં મોહત વાસ્તે અમો બંવાં ઘણુંજ દલગીર થયાં, જ્યારે બીજા હાથ પર અમો ખુશી બી થયાં કે મરતી વખતે તેણે જુલીનું એટલું ભલું વાંચ્યું અને તેને એમ સુખી બી કરી ગયાં હતાં. હવે, તેથી, જાંણે મોહતનો શોગ અને લગનનાં હનીમુનની ખુશાલી બધું સાથેજ તેવણુને ત્યાં થવાનું હતું, કેમકે એમજ નકકી થયું કે બધાંએ તરત તે ને તેજ દાહડે ડોવર જવું. તે પરણેલું જોડું એક ખાસ "પોષ્ટ ચેઝ" (મુસાફરીની મોટી ગાડી)માં જનાર હતું, અને હું, મી૦ અને મીસીસ નોરમન સાથે, એક બીજીમાં જવાની હતી. માહરા પપા તો એ દરમ્યાન લંડનમાંજ રેહવાના હતા.

અમોએ અમારી નાટક મંડળીના માલેક મી૦ રીચર્ડસને, એ ઉપરથી, એ મોહતનું વાજમી કારણ આપીને અમારી તાકીદની ગેરહાજરી માફ કરવા લખી વાળ્યું. વળી મેં એક કાગળ મી૦ ગાવર પર પણ લખ્યો. તેમાં મને એમ અચમુચ ડોવર જવું પડતું હોવાથી હું તેઓને તેમની અરજ મુજબ નહીં મળી શકતી હતી તેની મેં દલગીરી લખી વાલી. વળી મેં જણાવ્યું કે તેઓ જે મતલબસર મને મળવા માંગતાં હતાં તે મતલબનો ખ્યાલ હવે તેઓએ તદ્દનજ મોકુફ કરવો હતો, કારણ કે ચોક્કસ સંજોગોનાં પરીણામમાં લોર્ડ ફ્રેડરીક રેવન્સકલીફ તો તેજ સહવારે મીસ જુલ્યટ નોરમન સાથે કાયદાપુર્વક પરણી ચુકયો હતો. અલબત ગરીબ બીચારી ફેલીસા ઘણી નાઉમેદ અને દલગીર નહીં થાય તેમ મેં ઘણા નરમ શબ્દોમાં એ સઘળી હકીકત ઘણા સમજાવીને નરમાશથીજ લખી, અને ડોવરથી પાછી ફરવા પછી તેઓની ઓળખાંણ કરવા અને વધારે વીગતથી રૂબરૂમાં વાતચીત કરવા તેઓને મલવા જવાનું પણ મેં તે કાગળમાં તેઓને પ્રૉમીસ કરયું.

માહરા પપાને તો તે આખો દહાડો નોરમનવાલાંઓએ ઘણી ઓહોંસ કરીને અમારી સાથે જમવા પોતાને ઘરજ રાખ્યા હતા, અને મી૦ ગાવર જોગી માહરી ચીઠી તેને ત્યાં પુગાડવાનું તેમણેજ માથે લીધું. વળી ગઇ રાત્રે લૉર્ડ ફ્રેડરીક રેવન્સકલીફ પાસે બાકી બચેલી ચાર હજાર ગીનીનો જે તેના બેંકર જોગ એક ચૅક અમે લખાવી લીધો હતો તે પણ વટાવી લાવીને તે અવેજ લૉર્ડ તાઇનડેલને આળી દેવાનું માહરા વાહલા પપાએ પોતાનેજ માથે રાખ્યું, અને તેથી મને ઘણી નીરાંત થઇ.

લૉર્ડ ફ્રેડરીકે પણ વળી પોતાનાં મા બાપને એક કાગળ તરત લખી નાખ્યું. તેમાં તેણે જુલી સાથે પ્યારને ખાતર પોતાનાં લગન કાયદાપુર્વક થઇ ચુકેલાં હોવાની બીના તેઓને જાહેર કરી, તે મા બાપની ઘણી ઘણી દયા અને માફી માંગી લીધી. તેમાં તેણે તેઓને જણાવ્યું કે જુલ્યટ, એમ છતાં, તદ્દન નાગી ભુખી નહીં હતી, અને ડોવર ખાતે તેનાં એક ફુઇ મરવાથી તેને એક ઘણો મોટો દલ્લો વારસામાં મળ્યો હતો તેથી તેણે સ્ટેજ છોડી દીધું હતું. તેણે એ વાતની પણ તેઓને ખબર આપી કે જેથી તેઓ ઘણાં ફફડે ને છેડાય નહીં!

અને કહેવાની કાંઇ જરૂર છે કે બીડા અને બીજાં નોકરનફરો જુલ્યટનાં એ અજબ જેવાં ભાગોદયથી ઘણાંજ ખુશ ખુશ થઇ ગયાં? તેઓ તેને હવે "યોર લેડીશીપ" અને "માઇ લેડી" ના એલકાબથીજ બોલાવતાં થયાં, જે સાંભળવાનું ઘણું અજબજેવું ખુશકારક

લાગતું હતું! વળી માહરે કહેવું જોઇએ કે બીડાને અત્રે એકલી છોડવાનું મને ગમ્યું નહીં તેથી મેં તેને બી માહરી સાથે ડોવર લઇ જવા તૈયાર કીધી. તે ઘણી ભલી અને રાંક હતી, અને એ છોકરીની દાનાઇમાં વાંચનાર જાંણેછે કે મને ઘણો મોટો એતબાર હતો.

એ પછી મુસાફરીની તે બંને ગાડીઓ બરાબર વખતસર અમારા કમપાંઉન્ડમાં હાજર થઇ, અને તેમાં, મેં ઉપર કહયું તે મુજબ, અમો બધાં ગોઠવાયાં. એકમાં ફ્રેડરીક અને જુલી એકલાંજ બેઠાં, કે જ્યારે બીજીમાં મી૦ અને મીસીસ નોરમન, હું પોતે અને બીડા ચાર હતાં, અને એ રીતે તેજ દહાડે બપોરે તો અમો બધાં પાછાં ડોવર જવા ઉપડી ગયાં.

---

## પ્રકરણ ૧૦૭.

અમો એ પછી એ ન્હાની મુસાફરી દરમ્યાન ચેથેમ ખાતે જમવા થોભી ગયાં. એ મુસાફરી લંડનથી ડોવર સુધીની, તે વખતે ઘોડાની ગાડીમાંજ થઇ શકતી, અને તે કંટાલા-ભરેલી અને મુશકેલ થતી હતી, અને જેમ ખટકે ખટકે એ મોટી "પોસ્ટ ચેઝીસ" (ગાડીઓ)નાં ઘોડાઓ બદલાતા તેમજ વળી ઠેકાંણે ઠેકાંણે મુસાફરોને આસુદગી મેળવવા ન્હાનાં હોટેલો ને રીફ્રેશમેન્ટ રૂમ્સ આવતા રેહતા. એ મુજબ અમોએ કરી મુકેલી ગોઠવણ પ્રમાણે જરા વીસામો લેવા અને થોડીક પેટની પુંજા કરવા અમો ચેથેમની સરહદ પરનાં એક હોટેલમાં ઉતર્યાં અને થોભ્યાં. અલબત, ત્યાં અમારે કાંઇ લાંબો ધામો નાખવો નહીં હતો. અમો જઇને ફુઇમાયનાં શબની બંદોબસ્ત કરવાનાં હતાં, અને પેલું ગરીબ બચ્ચું મેરી ગ્રેન્ટવર્થ ત્યાં એકલી હતી તે કારણે અમો તો જેમ બને એમ જલદીજ ડોવર પોંહચવા ચાહતાં હતાં, મગર એવી લાંબી મુસાફરીઓ કરતાં ગાડીમાં પગ સીકરાઇ આવેછે ને જીવ થાકી જાએછે, વાસ્તે અરધે રસ્તે પોંહોંચ્યા પછીનો એક અરધા કલાકનો વીસામો તો જાંણે ફરજ્યાતજ થઇ પડતો હતો.

અને અમો એમ હોટેલમાં ઉતર્યાં ત્યારે દુરથી જોઇને હું ખુશી થઇ કે પેલાં નવાં પરણેલાંઓ અરસપરસ પુરતાં હળી ગયલાં હતાં. ફ્રેડરીકને જે હીણુપસ્તી અથવા દુ:ખ પોંહચ્યાં હોય તેની ખફગીનો ખટકો તેનાં મોંઢાપરથી હવે તદન દુર થઇ ગયલો લાગતો હતો, અને તે જુલ્યટ સાથ ઘણો ભેલાઇને એક પરણી મોહરદાર જેટલાંજ માનથી તેના જોડે વરતતો નજરે આવતો હતો.

અને અમોને હોટેલમાં ઉતર્યાંને પાએક કલાક થયો હશે ને અમો તરતનાં બુકબાચકાં ખાઇ લઇને બારીએ ઉભેલાં હતાં તેટલાં એક બીજી પોસ્ટચેઝ હોટેલના કમપાંઉન્ડમાં ધસારા બંધ દાખલ થઇ, જે જોઇ મી૦ નોરમન ઘણા અજબ થયા. તેવણ સમજ્યા કે અમારી ગાડીઓજ પાછી તૈયાર થઇ ગઇ હશે, અને તેમાંની એક એમ અંદર ધસી આવી હતી; પણ મેં ભુલ બાંજી.

"આપણી બે ગાડીઓમાંની એ એક બી નથી," મેં કહયું; "આએ તો કોઇ બીજીજ છે. આપણે તો અરધા કલાકની ખોટીનો હુકમ આપેલો છે."

"પણ ત્યારે એ ગાડી કોણને લેવા આવી હશે?" મીસીસ નૉરમન અજબ થયાં.

"આપણે કાંઇ એકલાંજ છીએ, મમા?" જુલ્યટ હસી; "બીજાં બી ડોવર તરફ જનારાં મુસાફરો કોઇ અત્રે હશે કે નહીં?"

અને તેવાંમાં તો જે મુસાફરને વાસ્તે તે "પોસ્ટચેઝ" તૈયાર થઇને અંદર આવી હતી તે તેમાં બેસવા હોટેલમાંથી બાહેર આવ્યો, અને વરંદાપર એકાદ પળ થોભ્યો, જેવામાં મેં જોઇ લીધું કે તે કોઇજ નહીં પણ પેલો કારબનીનો કાંઉન્ટ હતો! તે ગાડીમાં બેઠો, અને તરતજ પોસ્ટચેઝ ડોવર તરફ જવાના રસ્તા ભણી ઉપડી ગઇ.

મેં, અલબત, બીજાંઓને એ સંબંધમાં કાંઇ કહ્યું કે જાણવા દીધું નહીં. તેઓ કાંઇ એ કાંઉન્ટને ઓળખતાં નહીં હતાં તેથી હું ચુપજ રહી, પણ એ કાંઉન્ટ બીએટ્રીસ પરના અણુહદ જુલમાતને લગતી પોતાની ભુલ ( માહરી તેમજ ઝારાની મારફતે ) જોઇને પોતાનું સર્વસ્વ ગરીબ બીને સોંપી દઇ દુન્યાપાર થઇ ગયો હતો તે અત્યારે અહીં પાછો કેમ દેખાયો અને પાછો શું કરવા આવ્યો હશે તે વાસ્તે હું માહરાં મનથી જરા અજબ થઇ. શું એ ઇટાલ્યન ઉમરાવ ડોવરનાં કોઇ એકાંતમાંજ રેહતો હશે?

અમારી મુસાફરી એ પછીના પાએક કલાકે અમે પાછી ચાલુ કરી, અને અમો ડોવર પોંહચ્યાં ત્યારે રાત્રે નવ વાગવા આવેલા હતા. મેરી ગ્લેન્ટવર્થ ગાડી આવતી જોતાં સાથે બાહેર ધસી આવી, અને મને ઘણુંજ હેતથી મળી. વાંચનાર યાદ કરશે કે ગયેજ મહીને હું અહીંથી લંડન ગઇ હતી, અને ત્યારે તો બીચારાં ફુઇમાય સાજાંતાજાં હતાં, કે જ્યારે હું આજે અત્રે પાછી ફરી ત્યારે તો તેવણનું ઠંડું શબ મટીમાં મળી જવાની વાટ જોતું તે સેવટનાં બિછાંણાંપર પડેલું ખોટી હતું!

મેં નોરમનવાલાંઓ સાથે મેરીની ઓળખાણ કરાવી, અને પછી નોકરનફરો પણ જાંણી ગયાં કે મીસીસ હૉલ તરીકે મરનારની જે જવાંન સગી અત્રે આવી હતી અને માતા થઇ હતી તે જુલ્યટ નોરમન હતી, જે હાલમાં પોતાના ઉમરાવ ખાવીંદ સાથે લેડી રેવન્સકલીફનાં ખરાં નામે તેઓની શેઠાંણી થઇ અત્રે પાછી ફરી હતી!

અમો છેક મોડી રાત વેર તે રાત્રે તે ભલાં મરનારનાં સેવટ બાએ મેરી જોડે વાતચીત કરતાં બેસી રહ્યાં. અમે લાશને સેઝદો કરી આવ્યાં હતાં, અને આખાં ઘરમાં ઘણી ઉંડી ઉદાસી અને ગંભીરતા પથરાઇ ગઇ હતી!

બીજી સહવારે મરનારનો જે સોલીસીટર તેવણનાં વીલનો મી૦ નોરમન ઉપરાંત એક એકઝીકયુટર નેમાયલો હતો તે અમોને મલવા આવ્યો, અને તેની સાથે મત કરીને મી૦ નોરમને મરનારની પાયદસ્તની ગોઠવણ કરી. બધું ગુપચુપ કામ લેવાનું હતું. બેહેસ્તનનને પોતાને બપકો કશો ગમતો નહીં હતો, અને તે મુજબનીજ સઘળી તૈયારીઓ કરી અમો આવ્યા પછીના પાંચમે દહાડે લાશને જુમીદા કરવામાં આવી. તે પછી તેજ સાંહજે સોલીસીટરે અમો સર્વને ડ્રોઇંગરૂમમાં ભેગાં કરીને મરનારનું વીલ વાંચી સંભળાવ્યું, કે જે માંહેલી વીગતો મેરી ગ્લેન્ટવર્થનાં કાગળમાં જેમ અમો વાંચી આવ્યાં હતાં તેજ પ્રમાણે હતી. હવે ફકત અમો લંડન પાછાં ફરયે અને મી૦ નોરમન અને તે સોલીસીટર "લેટર્સ

ઑફ્ અડમીનીસ્ટ્રેશન" કૉર્ટમાંથી કરાવીને મરનારની મીલકત અને દોલત સર્વને વહેંચી આપે એટલીજ વચમાં ખોટી હતી.

એ દરમ્યાન લૉર્ડ ફ્રેડરીક રેવન્સકલીફ્ ખુદાની દયાથી દીન હગે જુલી સાથે વધતો ને વધતો હેતવંતો થતો જણાતો હતો. દેખીતી રીતે જુલીના ઉંચ સદ્દગુણો બાબે તેની આંખ રોજ વધારે ને વધારે ખુલતી જતી હતી, અને એક કેવો ખજાનો ખાનદાની ટેકની જુઠી ગરૂરીમાં તે નાહકમાં આટલું સુધી ગુમાવી બેઠો હતો તે વાસ્તે હવે તેને દીસતી રીતે પરતાવો થતો હતો.

હવે એ વરબૈઅર "રીવર હાઉસ" ખાતેજ મથક કરીને રહેવાનાં હતાં. જવાંન લૉર્ડનાં તુમાખી ઉમરાવ માબાપે તેનાં છેલ્લાં કાગળનો કશોજ જવાબ અત્યાર તુલક કરયો ન હતો, કે જે કાગળ, વાંચનાર યાદ કરશે કે અમો અત્રે ડોવર ખાતે ઉપડી આવ્યાં તે આગમચ ફ્રેડરીક રેવન્સકલીફે તેઓ જોગો લખ્યો હતો, અને તેમને પોતાના "પ્યારને ખાતરનાં" એ ફરજયાત છુપાં લગન બાબે માહીતી આપી હતી. એટલામાટે તે કાગળનો કશો જવાબ તેઓએ કરયો નહીં, જે બેતકરાર પુરવાર કરતું હતું કે એ લગનનાં કારણથી તે લોકને ઘણું નબોજું લાગ્યું હતું, અને એક "બાલે ડાન્સર" સાથે પરણીને પોતાનાં માન પામેલાં ખાનદાનને નરસ લગાડવા વાસ્તે તેઓ પોતાના પુત્રને મુતલગ માફ કરી શકયાં ન હોતાં!

"હાલ તો અમે અત્રે એકાંતમાંજ ગગડી રહીએ તે વધારે સારૂં છે," જુલ્યત હમોને એકાંતમાં સમજાવતી હતી. "અમો એમ એકલાં પડશું તો એકમેકના સાહવાસમાં અરસપરસ એકમેકને વધતાં પીછાંણશું ને વધતાં ચાહતાં શીખશું. એવણનાં લંડનનાં કામકાજ વાસ્તે એવણ પોતાના સોલીસીટરને અત્રેથીજ લખીને બધો પકો બંદોબસ્ત કરી શકશે એમ એવણ કહેછે."

મને બી એ ઠરાવ ઘણો ગમ્યો, જ્યારે તેઓની સાથે મેરી ગ્રેન્ટવર્થ હવે અત્રેજ રહી શકે એ તદન અશકય જોઇને મેં તેણીને માહરી સાથે લંડન લઇ જવાનો વિચાર રાખ્યો. આ છોકરી બીચારી માબાપ વગરની, ખતાવાર માબાપનાં પાપનાં પરીણામમાં, કેવી રીતે માહરે ગળે ઓળગાઈ ને માથે પડી હતી તે વાંચનારથી અજાણ્યું નથી. તેનો બાપ ઉમરાવોનાં મંડળમાં એક ડયુક હતો, અને તે છતાં તે બેરેહમ નાલાયકને પોતાનાં બચ્ચાંની પાસબાની કરતાં બી પોતાની હીણપસ્તીની ફકર વધારે હૈયે ચઢતી રહી હતી! તે, એ ઉપરથી, અત્યાર સુધી ઘરડાં મીસીસ ઓલ્ડકાસલને ગળે એ બાળકીને ઓળવીને પોતે નીરાંત માનતો રહયો હતો, એ, અલબત, ડ્યુમાય જીવતાં હતાં ત્યાં વેર સઘળું ઠીકઠીક હતું, પણ હવે કેમ ચાલે હવે, તેથી, મેં નોરમનવાલાંઓને સમજાવી તેને માહરી સાથે અમારેજ ઘર લંડનમાં તુરત વેળા રાખવાનો વિચાર કરયો, અને પછી ડયુકને મળીને તે બચ્ચાંનાં ભવિષ વાસ્તે કાંઇ પાકું કરી લેવા મેં મનથી મજબુત ઠરાવ કર્યો.

અને નોરમનવાલાંઓએ તો મને એકકે બોલે હા કહ્યું. માહરી મરજી તેઓને વાસ્તે તેઓનાં ઘરમાં એક કાયદા જેવી હતી—એટલી બધી તેઓ ખરાં વહાલથી મને ચાહતાં અને માન આપતાં થયાં હતાં! જુલીને મેં સુખી કરી આપેલો હોવાથી તો ઘણી વધારે

તેઓને ખાતરજમા હતી કે હું કાંઇ બી અશુદ્ધ કરૂં કે થવા દેઉંજ નહીં, અને તેથી મેરીને માહરી સાથે પોતાનાં છાપડાં હેઠલ રાખવા તેઓ એક બી આનાકાની વગર એકકે બોલે કબુલ અને એકમત થયાં. તેઓને બી તે છોકરી જોતાં સાથે ગમી ગઇ હતી—ગમે એવીજ તે સાહલેસ, નિખાલેશ, સાચ્ચી અને નિર્દોશ હતી!

એટલામાટે લૉર્ડ અને લેડી રોન્સફલીફ જ્યારે "રીવર હાઉસ"માંજ રહેનાર હતાં ત્યારે મરહુમની પાયદસ્ત પછી ત્રીજે દાહડે અમોએ બધાંએ લંડન પાછું ફરવાનું હતું, અને તેની આગળી રહાંજે હું અને મેરી જરા ખુલ્લી હવામાં ફરવા નીકળ્યાં. એમ કરતાં, જ્યાં મેરી પોતાની મરનાર માતા સાથે રહેલી હતી તે બંગલા આગળથી અમે પસાર થયાં, અને ત્યારે મેરી કેહવા લાગી, "જોવોની, ઍલન, અમે શોક રહેતાં હતાં ત્યારે બંગલો કેવો લાગતો હતો, અને બીચારાં માહરાં માયજીનાં મરવા પછી હવન પડી રહેલો એ બંધ છે ત્યારે કેવો એકાંત ને ખખડી ગયલો લાગેછ?"

પણ તેટલાં તો અમો બેઉ અજબ થયાં, કેમકે હાલમાં તે કોઇએ ભાડે લીધેલો હોય અને કોઇથી વસાયલો હોય એમ લાગ્યું. રાંધણીમાંની ચીમનીમાંથી ધુમાડો નીકળતો ખુલ્લો જોઇ શકાતો હતો. વળી જરા આગળ જતાં અમે જોયું કે આગલાં બારી બારણાં બી બધાં ખુલી નાંખવામાં આવેલાં હતાં, અને એ જોતાં બધી આગલીપાછલી માહરાં મગજમાં માહરી મરજી ઉપરાંત જાંણે ધસી આવી! ડયુક સાથે મેરીની માતા અત્રેનાં એકાંતમાં નામોશી વચ્ચે એકલી રહેલી હતી, અને પોતાના પીતા ડયુક ઑફ આર્લીને, એવો એક મોટો ઉમરાવ ને સોસાયટીનો આગેવાંન જાંણ્યા વગર, ગરીબ મેરી હજી સુધી તેને કોઇ મધ્યમ સ્થિતીનો ટુંક ભંડોળયોજ જાંણતી હતી! તે ખરેખર તેણીનો કાકો થતો હતો એમજ તે સમજતી હતી, જે સઘળી વિચીત્રતાની યાદ થતાં માહરૂં દીલ ભીત્તરે ઘણું દુઃખાયું. વળી મેં યાદ કરયું કે ડયુક છેલ્લો અત્રે આવ્યો હતો તેવામાં ડચેસની ગાડીને અકસમાત થવાથી ડચેસ બી અંદર આવી લાગી હતી, અને ડયુકનું સઘળું તરકટ ખુદાની બેઅવાજ લાકડીનાં પરીણામમાં નહીં ધારેલું એક લેહજામાં પકડાઇ ગયું હતું! હવે, તેથી, સ્વભાવિક મને જાંણવાની જીજ્ઞાસા થઇ કે એ બંગલો હાલમાં કોણે ભાડે રાખેલો હોવો જોઇએ? મેરીને બી તેજ ખ્યાલ થતો જણાયો, પણ બગીચામાં કે વરંડા પર કોઇ હતુંજ નહીં, એટલે અમો અમારી જીજ્ઞાસા તૃપ્ત કર્યા વગરજ આગળ વધ્યાં.

પણ એતેફાક અમોને, જરા આગળ જતાં, એ નાવલા બગીચાનો માળીજ મલી ગયો. તેણે મેરીને જોઇને તરતજ પોતાની જુની શેઠાણીની એકનીએક દીકરી તરીકે ઓળખા, અને મેરી બી તેને જોઇને ખુશી થઇ.

"ઓ તું છે કે, જોન્સન?" મેરીએ ખુશી થઇને પુછ્યું. "આપણો બંગલો કોઇએ ભાડે રાખ્યોછ વારૂં?"

"જી હા, મીસ," માલી જોન્સને જવાબ કર્યો.

"ને તું હજી એ બગીચાના માલીનીજ નોકરી પર છે કે બીજે કેઠે રહેલો છે?"

"નહીં, હું તો અહીંજ છેઉ."

"ત્યારે બંગલો કોણે ભાડે રાખ્યોછ તે તો તું જાંણતોજ હશે?" મેં અહીં પુછ્યું—કેમકે મેં તરતજ જોઇ લીધું કે માલીએ મને અત્રેના માહરા વસવાત દરમ્યાંન ઘણી કમ જોયલી હોવાને લીધે તે હાલમાં મને પાછી ઓળખી શક્યો ન હતો.

"કોઇ પરદેશી છે, બાનું, માલીએ માહરા સવાલનો માનથી જવાબ કર્યો; "કોઇ પરદેશી ઉમરાવ કહેવાયછ, મને તેનું નામ મોઢે ચઢયું નથી. કોઇ બીચારો મગજનો ઘસેલો જેવો લાગેછ. આખો વખત ખેતરોમાં ને આએ સામેની ટેકડી પર ભટકયા કરેછ. કોઇ ઇટાલીયન છે."

"ઇટાલ્યન?" મેં ચમકીને પુછ્યું—કારણકે મને તરત ખ્યાલ થયો કે ત્યારે તો બીએટ્રીસના ભરથાર કાંઉન્ટ ઑફ કારબનીને આએ તરફ મેં આવતો જોયલો હતો તેજ કાંએ નહીં તે નવો ભાડુત હોય?

"હા," જોન્સને જવાબમાં કહયું. "પડોશમાં મીસીસ ઓલ્ડકાસલ હક થયાં તેજ દાહડે મને હુકમ મલ્યો કે એ બંગલો ભાડે આપવામાં આવ્યોછ, અને બંગલાના એજંટે નવા માણસો રાખી લીધાંછ. તે એકલોજ મોટી પોસ્ટચેઝમાં છ દાહડા થયા અત્રે રહેવા આવ્યોછ. ઓ, પણ પેલો તે! સાંમી ટેકડી પર જતો દેખાયછ તે!" તેણે અહીં પોકાર કર્યો અને અમારૂં ધ્યાન ખેંચ્યું; "એને એમજ નીચી મુંડીએ આસપાસ જોયા વગર રસ્તાપર ચાલવાની તમેહ છે!"

મેં જોયું, અને કાંઉન્ટને તરતજ ઓળખ્યો—જોકે હું એ આદમીને એ આગમચ ઓળખતી હતી એમ મેં મેરીને કે માળીને જાંણવા દીધું નહીં. તેની કાંઇ જરૂરજ નહીં હતી. પેલા હાથપર મેં જોયું તો કાંઉન્ટ ફીકકો, દુબલો, મરેલાલ હતો. પોતાની પરણેતરને એક અપજસ્યાં અનુમાનથી ધાટકીમાંધાટકી ગેરઇનસાફ કરેલો હોવાના પસ્તાવામાં હેરાંન, પરેશાંન ને પશેમાન થએલો એ આદમી, એક કમીના બદમાશ જુઠા નોકરનો પોતાના કાચા કાનને લીધે નાહેકમાં ભોગ થયલો, હાલમાં કેવો આએ એકલાં એકાંતમાં સબડતો હતો! મને ઘણી દયા લાગી.

બીજે દહાડે અમો લંડન પાછાં ફર્યા. જુલીથી છુટાં પડતાં અમોને બધાંને લાગ્યું તો ઘણું, પણ તે પોતાના ધણીના પ્યારમાં અને માનમાં પોતાના ધણ્યાતાં મકાનમાં ખોદાની દયાની બરકતે, પોતાની નેકી અને સદાચરણનાં ઇનામમાં, પુરતી સુખી હતી તે સધ્યારો અમો સર્વને મોટો હતો.

---

## પ્રકરણ ૧૦૮.

હવે માહરા પીવાને છુપુંછાનું મલવાની કાંઇ જરૂર રહી નહીં હતી. હવે તો ઘરમાં બધાં જાંણતાં હતાં કે માહરા બાપ હૈયાત હતા, અને તેથી અમો લંડન આવ્યાં તેજ દહાડે ચીઠી લખીને મેં તરત તેઓને માહરે ઘર મને મલવા બોલાવી લીધા. કેટલોક વાર અમે જુલીને લગતીજ બધી વાતચીત કીધી, અને પછી મેં પુછ્યું, "હવે પેલા પાર્કસનું કેમ છે, પપા? કાલે આપણો અવેજ બધો આપણને સ્વાધીન કરશે એમ તમોને લાગેછ ખરૂં કે?"

"હજી તો કાંઇ ફકર રાખવા જેવું દેખાતું નથી," મ્હારા પીતાએ જવાબ કર્યો "એણે વધારાની માંગી લીધેલી આંઠ દહાડાની મહેતલ કાલે પુરી થાયછ, અને કાલે બપોરે ત્રણ વાગતા પછીનું અૅપોઇન્ટમેન્ટ છે."

'પણ તમે વચમાં કોઇ દાહડો એને મલ્યા હશોની ?"

"હા, ત્યારેજ સાથે બેસીને અમે બધો હીસાબ નક્કી કીધો," મ્હારા બાપે સમજાવ્યું, "તાહરા મમાવા તાહરાં નામ પર અસલમાં ત્રીસ હજાર પાંઉન્ડ લખી ગયા હતા, અને તે પર તેવણ ગુજરવા પછીનું સાત વરસનું વ્યાજ ચઢયું. વ્યાજ તો નામનું એ ત્રણ ટકાનુંજ આપવા માંગેછ અને તે બી મેં કબુલ રાખ્યુંછ, એટલે વરસના નવસો લેખે છ હજાર ત્રણસો પાઉન્ડ વ્યાજના થાયછ."

"ત્યારે કાલે એણે આપુને એકંદર છત્રીસ હજાર ત્રણસો પાઉન્ડનો ચૅક આપવો જોઇશે, એમ ?"

"હા; અને નજદીક એ સાડા પાંચ લાખ રૂપ્યાની રકમ તું માહરી વહાલી ધનેતર દીકરીને હાથ આવી જશે તો તાહરો દાહડોજ ફરી જશે!" માહરા પપાએ ઉલટ બતાવી.

"હજી માહરાં તો જાણે માન્યામાંજ આવતું નથી! મેં ફીકકું હસીને કહયું—કે જ્યારે ખુશી, ઉમેદ અને ફીકરથી માહરી છાતી જોરથી ધડક ધડક થતી હતી! "મગર જે હોશે તે કાલે ત્રણ વાગે જણાઇ જશે."

માહરા પપા, મગર, માહરા કરતાં એ વાતમાં ઘણા વધારે ખાત્રીપુર્વક લાગતા હતા. તેવણની તકરાર એ હતી કે પાર્કસ પૈસે પુર થઇ ગયેલો હતો, એટલે તેને માહરી એટલી રકમ કાઢી આપતાં કાંઇ ઝાઝો ચંમટો તુટવાનો નહીં હતો. તેમ હવે નહીં કરે તો તેનું આવીજ બને કેની? એ તો એમજ સમજતો હતો કે માહરા પપા પાસે મજબુત પુરાવા મોજુદ હતા, અને તેવણ એનો પીછો મુકે એવું કાંઇ હતુંજ નહીં, ત્યારે તે એક જાહેર જીંદગી ગુજારતો માણસ જાહેરમાં રૂસવા થવાનું અને મોટી જેલજાત્રાએ જવાનું થવા દઇજ કેમ શકે?

"ને પછી પેલા લૉર્ડ રૈવન્સકલીફના ચૅકનું શું થયું, પપા?" મને હવે તે વાતની અચબુચ પાછી યાદ થતાં મેં પુછ્યું; "તમે તે વટાવીને તે અવેજ પેલા કમીના માર્કવીસને ભરીજ દીધો કેની?"

"હા; હું હાથોહાથ જઇને આપી આવ્યો," માહરા બાપે કહયું.

"અને તે કાંઇ બોલ્યો?"

"હા; ઘણી બોંહસથી માહરી પાસે મેલીસાની સાથે એ દગાઇમાં કોણ સામીલ હતું તે નામ જાણવા માંગ્યું, પણ મેં સાફ ના કહયું," માહરા પીતાએ જવાબ દીધો. "મેં તો એમજ કહયું કે હું તો કાંઇ જાંણતોજ નથી, ને હું તો મીસ ત્રેફર્ડના એજન્ટ તરીકે તેવણના હુકમ મુજબ કામ કરૂંછ; અને પછી હું તે કમીનાના મહેલ જેવા મકાનમાંથી બાહેર પડતો હતો ત્યારે તું શું ધારેછ! મેં શું જોયું?"

"શું ?" મેં ઇન્તેજારીથી પુછયું.

"પેલી લુચ્ચી છોકરી મૅલીસા હેરીસન તેજ મારકવીસની જોડીની ગાડીમાં આવીને બંગલાપર ઉતરી!" માહરા પીતાએ કહયું, "બની ઠણીને એવો ડ્રૅસ કીધેલો કે કોઇ મોટે ઘરની ડચેસ!"

હું દીસ્તી રીતે કમકમી. "ત્યારે તે ગુન્હેગાર હવે એની સાથે મળી ગઇ હશે?" મેં ધીમે સ્વરે પુછયું.

"હા; હવે એ પાપી છોકરી એનીજ રખેવાલીમાં રહેલી હોવી જોઇએ," માહરા પપાએ તુચ્છકારથી કહયું.

"મુઇ એ અભાગની!" મેં અફસોસ કર્યો. "પાયરી દર પાયરી વધારે ને વધારે ગબડતીજ આવેછ! ખુદા જાંણે એનો અંજામ શું થશે?"

"અંજામ?" માહરા બાપે ગુસ્સાથી ઉશ્કેરાઇને કહયું; "અંજામ બુરામાંબુરો! તું જોજે તો ખરી! હુંજ તુંને બતાવશ. એવાં દોજખીઓના અંજામ આએ દુન્યામાં બી દોજખનાજ થાય છે!"—અને હું માહરા પપા સાથે તેમનાં એ અનુમાનમાં ખરાં દીલથી એકમત થઇ.

એ પછી તેવણુ માદરી રજા લેતા ઉઠયા, અને ત્યાર કેડે હું એક બે મીલાકાતો આપવા ઘરમાંથી બાહેર પડી. પેહલાં હું મારકવીસ ઑફ કેમપેનના આલીશાંન મેહલમાં ગઇ. ત્યાં બીએત્રીસ એકલીજ હતી, અને તે મને હંમેશનાં હેતથી મલી. જ્યારે બી હું તેને મલવા જતી ત્યારે તે એમજ ખરાં દીલથી ખુશી થતી દેખાતી.

મેં તેણીની જોડે પેહલાં તો અમસ્થી બીજી ત્રીજી વાતો કીધી, જે પછી તેનો બરચાર ડોવર ખાતેનાં એકલાં એકાંતમાં હાલ ડર પડયો હતો ને વાતની બાતમી જે હું મેલવી આવી હતી તેથી મેં તેને વાકેફ કરી, કે જ્યારે છતા વરે પોતે જે રંડાપો ભોગવતી હતી તે અજબજેવાં પોતાનાં કમનસીબમત માટે તે જવાંન છોકરીએ ઘણો ગમ કર્યો.

ત્યાર પછી હું લેડી સીસીલ્યા અરબનને નાઇટસબ્રોડજ ખાતેનાં તેનાં મેહલ જેવાં નવાં મકાનમાં મલવા ગઇ. તે પણ મને સરેસ્તાનાં હેતથીજ મલી. તેને તો કેહી ખબરજ હતી કે જુલ્યટ જોડે લૉર્ડ ફ્રેડરીક રેવન્સકલીફનાં લગન થયાં હતાં. તે લગનની બીના પેપરવાલાઓએ ઉંચકી લીધી હતી, અને તેથી તે વાતથી તે વાકેફ થઇ શકી હતી. તેણે કહયું કે તેણે એ લગનની વાત ઘણા ઉમંગથી વાંચી હતી, કેમકે તે ભુલી જઇ નહીં શકી કે તેણીની મોટી દોલતના લોભ ખાતર એજ આદમી એક વાર તેણીને ઠગતો ફસાવા આવ્યો હતો, કે જ્યારે જુલીનું નામ કહયા વગર મેં તેની દગાબાજીની વાતથી તે લેડીને માહીતગાર બનાવીને તેણીની ભુલ માંજી હતી. તે પછીથી વાંચનાર યાદ કરશે કે તે ઠગારા લૉર્ડની સચ્ચાઇ કસી જોવા એ લેડી સીસીલ્યાએ એક ન્હાનો જેવો નાટક ભજવ્યો હતો, અને તેમાં તેનું તરકટ પકડાઇ આવવાથી તેણીએ તેને હડધુત કરીને પોતાની ઓસરીએથી નીચે ઉતાર્યો હતો.

"હવેજ હું સમજી, ઍલન, કે તું જે એક તાહરી ગરીબ સહીને દગો થયલો હોવાનું મને ડ્યુક ઑફ આર્લીને ત્યાંના ઑલમાં કહી ગઇ હતી તે સહી કોણ હોવી જોઇએ." સીસીલ્યાએ હસીને કહ્યું; "આએ અચબુચાં લગનની વાત પેપરમાં મેં વાંચી ત્યારેજ મને બધું બરાબર સમજ પડ્યું. પેપરવાલાઓએ તો તે લોકના દસ્તુર પ્રમાણે મોટા મોટા ટાઇપનાં મઠાંલાં કરીને એમજ ઓરંગા મારેલા કે "પ્યારને ખાતર લૉર્ડ ફ્રેડરીક રેવન્સક્લીફ પોતાનાં માનવંત બેશ કુટુંબીઓ અને મોટી દોલતનો પણ ડર કર્યા વગર એ ગરીબ નાચનારી છોકરી સાથે પરણી ગયો હતો," પણ હું માહરાં મનથી તરત સમજી ગઇ કે કોઇ બી રીતે તું અથવા એ છોકરીનાં લાગતાં વલગતાંઓ એ છોકરાની સુદ્ધ આયંદા ઠેકાણે લાવી શક્યાં હશો!

મેં, અલબત, તેણીનું એ અનુમાન બાહલ રાખ્યું—જોકે કેવા સંજોગમાં એ લગન થવા પામ્યાં તે બારીકીઓ ભલાઇથી તે ભલી છોકરીએ મને પુછીજ નહીં, અને મેં તેને તે કહી સંભળાવવાની જરૂર જોઇ નહીં.

"આજકાલ એજ જાતનાં લગનોનું પેમાણુ આપણે પેપરોમાં અવારનવાર વાંચયેછ," લેડી સીસીલ્યા હસી; "પેલો કૅપટન સેન્ટ ક્લેર પેલી કોઇ રખડતી ઝારા નામની જીપસી છોકરી સાથે પરણી ગયો તે તુંને ખબર છે કેની?"

મેં હા કહ્યું. ગરીબ સીસીલ્યા બીચારી શું જાંણે કે એ લગનમાં પણ માહરીજ અંગત શામીલગીરી અને આગેવાની હતી!

"એ ક્લેરને વાસ્તે આજનાં પેપરોમાં કાંઇ નવું વાંચ્યું કે નહીં"? તેણીએ વળી યાદ થતાં પુછ્યું.

"નહીં; શું?" મેં અજબ થતાં સવાલ કરયો; "રોજ સહવારે પેપરો જોયા વગર મને ચાલતું નથી, પણ આજેજ અમો ડોવરથી આવ્યાં તે પછી હજી સુધી આજનાં પેપરો જોવાનો મને વખતજ નથી મલ્યો. કાંઇ નવું છે શું?"

"હા," લેડી સીસીલ્યાએ કહ્યું; "એ નખોજાં લગનને લીધે આગેવાન સોસાયટીએ તો કૅપટનને બૉયકોટ કીધેલો, પણ ભેજાંનો ઘણો ચંચલ હોવાથી પ્રધાન મંડળને તેના વગર ચાલે એમ દેખાયું નહીં. એ ઉપરથી કેહજે કેબીનેત ઑફીસના વડાને ત્યાંની એક "પારટી"માં એ કૅપટનને અને તેની બૈરીને તેડું થયું, અને તેથી એ કૅપટન અને તે જીપસી છોકરી પાછાં સોસાયટીમાં ઘુસવા પામ્યાં છે!"

"હવે ત્યારે પાર્લમેંન્ટના મેમ્મબરની સ્વતંત્રતા ક્લેર કેમ ભોગવી શકશે!" મેં અજબ થતાં પુછ્યું.

"હવે તે તો નહીંજ તો!" લેડી સીસીલ્યાએ હસીને કહ્યું. "આજનાં પેપરો પ્રમાણે તો હવે એની એક કેબીનેટ મીનીસ્તર તરીકે પ્રીવી કાઉનસીલમાં નેમણુંક થયલી છે, અને તેથી હવે તો એવણ "ધી રાઇટ ઑનરેબલ એડવીન સેંટ ક્લેર થયા!"

"હું ઓળખુંછ એ આદમીને," મેં હસીને કહયું. "ખરેખરજ બુધ્ધીનો ઘણો તેજ અને ચંચળ છે તેથી એને એ મોટા ઓધ્ધો અને જગ્યા મળે એમાં કાંઇ ઝાઝું અજબ થવાનું નથી."—અને માહરાં મનથી એક હાથપર જ્યારે હું ખુશી થઇ કે ઝારા ઇગ્લાંડનાં એક પ્રધાનની પત્નીની માનવંત પદવીએ પોંહચવા પાંમી, ત્યારે બીજા હાથપર મને ખરાં દીલનો અફસોસ થયો કે આવો એક અધમ, પાપી, રદબાતલ બલ્કે ખુંની તે પ્રધાન મંડળની ખુરસી શોભાવતો હતો, અને લોકોનો ન્યાય તોલનારો એક વહામાંવડો ન્યાયધીસ થઇ બેઠો હતો !!

એ પછી હું સ્ટ્રેટન સ્ટ્રીટમાં પેલા મી૦ ગાવરને મલવા ગઇ. હું જ્યારે ડોવરથી પાછી આવી ત્યારે મી૦ ગાવર જોગી માહરી ચીઠીનો માહરે નામનો જવાબ આવેલો માહરી ટેબલ પરથી મને મલ્યો, જેમાં અરજ કરેલી હતી કે જ્યારે હું ડોવરથી પાછી ફરૂં ત્યારે તે ગ્રહસ્થને બંગલે જઇને માહરે એક વખત તેને રૂબરૂ મલવાની જરૂર મહેરબાંની કરવી, અને તેથી ફેરામાં ફેરો લઇને હું હાલમાં, વખત હોવાથી, તેને બંગલે તેને પણ મલવા ગઇ.

---

## પ્રકરણ ૧૦૯.

સારાં નસીબે મી૦ ગાવર ઘરમાંજ હતો, અને મેં નામ મોકલ્યું કે મને તરતજ એક ઘણા સારા તરેહથી આરાસ્તા કરેલા ડ્રૉઈંગરૂમમાં લઇ જઇ બેસાડવામાં આવી, કે જ્યાં તે મને જરા વારમાં આવી મલ્યો. તે મોટી ઉંમરનો, દીલમાં કદાવર, લાલ તોતી જેવો અને બોડકાં ચલકતાં તાલકાંનો ઉંચો એક આસામી હતો. તે મને ઘણાં માનથી મલ્યો. તે ઘણો છાંડાવાલો હતો, પણ અત્યાર સુધી ગરગામડેનાં એકાંત તેને વધારે ભાવતાં રહયાં હતાં, કે જ્યારે હવે, તેણે મને સમજાવ્યું તેમ, તેની નૌજુવાન બેટી ફેલીસા દાહડેવારેની થયલી હોવાથી તે કોઇ સફઇ જમાઇની શોહધમાં હાલમાં ખાસ લંડન આવી વસ્યો હતો.

તેણે માહરી ઘણી ઘણી માંફી માંગી રેવન્સકલીફવાલી વાત કાઢી. તેણે મને ખાત્રી પર ખાત્રી આપી કે માહરે વાસ્તે તેણે એટલું બધું તો સારૂં સાંભળ્યું હતું કે હું જે તેને કહેવશ તે બાબેની માહરી સચ્ચાઇને વાસ્તે તેને ઘણોજ ભરોસો હતો.

"અમે ઘણાં દુઃખી થઇ ગયાંછ, ભલાં મીસ ત્રેફર્ડ, એ છોકરાની અમો તરફની ઘણી નાલાયક ચાલથી," તેણે સમજાવ્યું, "માહરી ફેલીસા કે જેને તે દહાડે રાત્રે તમે ઠીએટરમાં જોઇતી તે માહરૂં એકતું એક બચ્ચું છે, અને વળી બચગીથી માય વગરની થયલી હોવાને લીધે મને બેવડી વાહલી છે. તે એક પતંગ્યાં જેવી ખુશાલ જીંદગી ગરગામડે જ્યાં અમો વરસોથી વસેલાં હતાં, ત્યાં ગુજારતી હતી, પણ પછી માહરાં સગાંવાહલાં માહરો જીવ ખાઇ ગમાં કે માહરે ફેલીસાને સારે ઠેકાણે ઠર પાડવા લંડન આવી વસવું જોઇએ, અને હું લંડન આવ્યો. મેં આએ બંગલો, રેડી ફરનીશ્ડ, એક વરસની મુદતે બાડે લીધો, અને માહરાં બચ્ચાંની પહેલીજ ફસાવત આએ જવાંન ઉમરાવની સાથની ઓળખાણમાં થઇ!

અમે તો કાંઇ સમજ્યાંજ નહીં. અમે તો એને સારોજ આદમી જાંણ્યો. મેં એટલું તો જાણ્યું કે પૈસે ટકે તે તલ્પાંઝાટક થએલો છે, પણ મને ખોદાયે ઘણું પુરતું બખશેલું હોવાથી મને એના પૈસાની કોઇ પરવાહ નહીં હતી. મેં જોયું કે નામીચું ખાનદાન છે, અને આવો એક લૉર્ડ હાથ આવવાથી માહરૂં બચ્ચું એક "લેડી"ની નામાંકીત પદવી ભોગવતી થશે, ને, મેં, તેથી, કાંઇ અડચણ લીધી નહી. પરીણામમાં, માહરી ગરીબ દીકરી ખરેખર એને ખરાં દીલથી ચાહતાં શીખી!"

હયાં તે શ્રીમંત આદમી જરા દમ ખાવા થોભ્યો, અને મેં જોયું કે તેનો અવાજ બાતેનમાં ધ્રુજતો હતો. તે પોતાની લાગણીઓથી ઘણો આજેજ થઇ ગયલો નજરે આવતો હતો.

"કોઇએ અમારી ભુલ નહીં ભાંજી," તેણે જરા વારે પાછું આગળ ચલાવ્યું, "કરજોમાં માથાં સવઇ એ દુબી ગયો હતો એમ બી મને તો ખબર નહીં પડી. તે અમારે ઘેરે આવતો જતો થયો, અને નાટકમાં તમે એ લોકને જોયાં તેજ દાહડે મેં એ લોકને અદરાવ્યાં. તે પછી નાટકમાં બધું એનું કારસ્તાન અચબુચું જાહેર થયું. તમે અને પેલા કોઇ ગ્રહસ્થે ત્યાંનો ત્યાં એને ઉંઘાડો પાડયો ત્યારેજ માહરાં બચ્ચાંની આંખ ખુલી કે કાંઇ બી એ પોરયાનાં હેઠાંણુમાં ગંભીર કાલુંઘેલું છે ખરૂં! મેં, તેથી, તમોને બીજી સહવાર ને સહવાર અત્રે આવવાની અરજ કરવાની ચીઠી લખી, અને તમારો જવાબ આવ્યો કે તે કાફ્ર તો ઉચાઇચ પેલી જાણીતી નાચનારી મીસ નોરમન સાથ પરણી ગયો હતો, ત્યારે અમો બાપ બેટીને કેટલું દુઃખ થયું હશે તેનો તમે દાનાઇથી ને દયાથી ખ્યાલ કરો!"

"હું તે સમજુછ, મી૦ ગાવર; હું તે સમજી શકુંછ," મેં તેની ખરાં દીલથી દયા ખાતાં નરમાશથી જવાબ કર્યો. "મેં એ લગન થયલાં હોવાના વર્તમાન તમોને લખી વાલ્યા ત્યારે તમારી બેટીને ખાતર મને કેટલું દુઃખ લાગ્યું તે હું તમોને અત્યારે કહીજ શકતી નથી!"

"તમે ખરેખર ઘણાં ભલાં છો, મીસ ત્રેફર્ડ," મી૦ ગાવરે જવાબ દીધો. "તમારે વાસ્તે મેં જે સારૂં સાંભળ્યુંછ તે બોલેબોલ ખરૂંજ હોવાની મને એ ખાત્રી મલેછ."

"પણ મીસ ગાવર એ સમાચાર સાંભળીને શું ઘણાં નીરાશ થઇ ગીયાંછ?"

"નીરાશ? પુછોજ ના, બાંનુ!" તે બાપે ઉંડી ગમખ્વારીથી કહયું; "તે દાહડેથી તે બીમાર થઇછ તે આજની ઘડી સુધી! જરા કોઇને મલતી નથી કે જરા કોઇ સાથે હસતી બોલતી નથી. બધું અકારૂં ઝેર જેવું કરીનેજ બેઠીછ! કેટલો ખરાં દીલનો તે નાલાયકને વાસ્તે માહરાં ગરીબ બચ્ચાંનો પ્યાર હોવો જોઇએ તે તમો જુઓ. તે રડી રડીને બધી અરધી થઇ ગેઇછ! માહરી કેવી કહયાગરી ગરીબ, નમાની, તાબેદાર દીકરી, તે હવે માહરૂં બી પણ માનતી નથી. મેં તો લંડન આવીને જાંણે જખ મારી!"

"પણ હવે તો એ વાતને દસ દાહડા થઇ ગયાછ એટલે એ બેહનનો ગમ જરા સમ્યો હશે કે નહીં?" મેં ફ્કરમંદ પુછયું.

"જરા બી નહીં," મી૦ ગાવરે જોશથી કહયું; "તેજ તો માહરો મોટો સંતાપ છે! એવા એકને મળવા ને તેની સાથ વીટલાવવાની નામોશીથીજ એ માહરૂં નેક બચ્ચું જાંણે મરવા સુતુંછ!"

"ખુદા સૌ સારૂં કરશે," મેં સધ્યારો આપ્યો; "એ પેહલી હરોલનો ગમ મટી જશે એટલે નવી ઉમેદ સાથે એ જવાંન બાંનું એ બધી વાત વીસરી જશે."

"તમારી એ તો મેહરબાંની મીસ ત્રેફર્ડ, પણ હું ધારતો નથી. એને મોટો 'શૉક' લાગ્યોછ. એ સમજી નહીં શકતી કે એને દગો કરીને એક સાધારણ "બાલે ડાન્સર" સાથે કાંએ એ એમ ઉચાઉચ પરણી જઇ મુવો! હું તો ખરૂં કેહુંછ કે એ જરા ફરતી હરતી થાય તો હું તમારાં લંડનને હજારો કદુવા માંગીને માહેરે ગરગામડે જતો રેવશ. અમારે ગરગામડે જે દીલની ચોખ્ખાઇ, પાકીજગી અને નીતી છે તેને અરધે હીસ્સે બી એ તમારાં ફુકરાજીભર્યા લંડનમાં નથી; મગર અત્રેથી જવા આગમચ મેં તમોને જે ખાસ કરીને તસ્દી આપી તે એ એકાએક શું ધાડ ધબરી ગઇ તેનો તમો બેહેનથી એક પ્રમાણીક ખુલાસો ચાહવાને વાસ્તેજ છે, અને જો તમોને કશીજ અડચણ નહીં હોય તો મેહરબાંનીની રાહે અમારાં મનનો સંદેહ ભાંજશો? તમો પાક વિશ્વાસમાં જે કેહશો તે હંમેશ સુધી તદન ખાનગીજ રાખવાને હું માહરા બાપના બોલ સાથે તમો જોડે બંધાઉં છું!"

"મને માફ કરોજી," મેં હસીને કહયું; "હું બધી બારીકીઓથી તમોને એ બધો ખુલાસો તો નથીજ કહી શકવાની, પણ તમોને તમારાં મનનું સમાધાન કરવા થોડુંક ઉપર ટપકેનું કેહવશ. એ તો નજદીક એક વરસની વાત છે કે એ જવાંન લૉર્ડ જુલ્યટ સાથ પરણવાને પાક વચનથી બંધાઇ ચુકયો હતો. તે પછી તે દગો કરીને અલગ થયો, અને તે બીચારી ગરીબ છોકરીને હાથતાલી આપીને રવડાવી દીધી. ત્યારબાદ કાંઇ પૈસાટકા સંબંધી એવી એક ચોક્કસ ફસાવતમાં એ આવી ગયો કે તેનો, હું કબુલ કરૂંછ કે, જુલ્યટને લાભ આપવા મેં તક હાથ કરી લીધી. તે પૈસાટકાની વાતને માહરી જોડેજ સંબંધ હતો, અને મેં ઇનસાફની રાહે જુલ્યટને ખાતર, તેથી, તેનો લાભ લીધો ત્યારે તેને ફરજયાત તાબે થવુંજ પડયું. આટલું બી, ધ્યાંન રાખજો મી૦ ગાવર, કે હું તમોનેજ કેહુંછ, અને મને તમારાં ગ્રહસ્થપણાંમાં વિશ્વાસ છે કે તમે એ વાત ખાનગીજ રાખશો."

"માહરા બાપના બોલથી!" મી૦ ગાવરે સધ્યારો આપ્યો. "તમે મને બારીકીઓ કહી નથી, પણ હું જમાનેખાધેલ આદમી છું, અને આસપાસની બારીકીઓ હું તમારા વગર કેહવે પાંમી જઇ શકમૌછ. વૅલ, હવે ત્યારે તમો કોઇનો હું એમાં કશો દોષ જોઇ શકતો નથી. દોષ જો જોઇશું તો જે બન્યુંછ તેમાં અમારાં ફુટેલાં કીસમતનોજ છે."

"નહીં; તમારે તો ઉલટું ખુશી થવું જોઇએ, સાહેબ, કે એવા એક નાલાયકથી તમારાં બચ્ચાંનો સવેળાએ બચાવ થઇ ગયો," મેં સમજાવ્યું. "જે બન્યુંછ તે કદીને નહીં બી બન્યું હતે તોબી, તમે ખાત્રી રાખજો કે, હું તો મીસ ગાવરને એવા એકને હાથ ફસવા દેતેજ નહીં. હું તો બીજેજ દાહડે તમોને એની ઠગાઇઓ કેહવા આવવાનીજ હતી, અને શું ત્યારે બી તમો તે છતાં તમારી દીકરી એવા એકને આપવા ખુશી થતે?"

"ઓ ખચ્ચીતજ નહીં!" મી૦ ગાવરે ઘણા ગુસ્સાથી કહયું. "એવા સંજોગોમાં તો હું તમારો હજારો ઉપકારી છું. હવે ત્યારે તમો આવીને માહરી બીમાર બેટીને જરા મલશો?"

"હમણાં મને ના મેળવોજી," મેં માંગી લીધું; "એ બચ્ચું મને જોઇને જ્યાદા શરમાશે, અને નાહેક વધતું દુઃખ પામશે. માહરૂં તો, તેથી, મત છે કે એ જુના જખમો અત્યારે તાજા થવા જોઇંતા નથી. મને પોતાને કશીજ અડચણ નથી, પણ હું તો એ બાઇનાં ભલાંમાં કેહુંછ. મને એ બાઇને મલવા ને એની ઓલખાણ કરાવાને ઘણું ગમશે, પણ તમેજ હાલ તો બધા ખુલાસાઓ એની આગળ કરજો, અને પછી બીજી કોઇ વખતે હું આવીને એને ઘણી ખુશીની સાથે જરૂર મળી જવશ."

અને મી૦ ગાવરને આ માહરો ચુકાદો ઘણો ગમ્યો. તેણે માહરો ફરીફરીને ઘણો ઉપકાર માન્યો, જે પછી હું તેની રજા લઇને ત્યાંથી ઘેર જવા નીકળી.

હવે માહરૂં ધકધ્યાન ખાસ કરીને જે વાતમાં વધારે ભરાઈ રહયું હતું તે પેલા લુચ્ચા પાર્કસ જોડેની અમારી વળતે દિવસની મીલાકાત હતી. જો તે સીધ્ધો ઉતરે તો કાલે અત્યારે હું પાંચ યા છ લાખ રૂપ્યાની માલીક અને ધણ્યાંણી થનાર હતી એ ખ્યાલ શું મને હરખાવવાને બસ નહીં હતો?

બીજી સહવારે હું ધડક ધડક કરતી છાતીએ ઉઠી અને બીડા માહરા બાલ કરતી હતી તેવામાં મેરી ગ્લેન્ટવર્થ માહરા ઓરડામાં ઉલટમંદ દોડી આવી. તે છોકરી મને ઘણીજ ચાહતી અને માન આપતી હતી એ તો વાંચનારાં સાહેબોને રોશણુ છે.

"હું તમારૂં મત કરવા આવીછ, વાહલાં ઍલન," તેણીએ કહયું, "કે હવે માહરે માહરા કાકા મી૦ ગ્લેન્ટવર્થને જઇને મળવું જોઇએ કે નહીં. તેવણ લંડનમાંજ રહેછ, અને—"

મેં તેને રોકી અને ચુપ કરી. બીડા જોકે ઘણી સારી સમજ ધરાવનારી અને માહરી વીશ્વાસુ દાયા હતી તોબી મને લાગું કે મેરીને લગતા ભેદની તે વાત એ બચ્ચાંની રૂબરૂમાં પણ થવી નહીજ જોઇએ.

"તું તાહરે હવે જા, બીડા," મેં તે ઉપરથી કહયું; "મને મેરી સાથે થોડીક વાત કરવાની છે. માહરા બાલ તો તું હોરી રહેલી છે એટલે હું તે બાંધી લઇ શકશ."

બીડા એ સાંભળીને નરમ ફુલ જેવે પગલે ઓરડામાંથી બાહેર ચાલી ગઇ, અને મેં મેરીને પુછયું, "તું કેમ તેવણને મળવા જવાની છે, મેરી? તેવણનું ઘર ઠેકાણું ક્યાં તાહરી પાસે છે?"

"પણ તે તો આપણે શોહધી લઇ શકશું," મેરીએ તકરાર લીધી. "ડીરેકટરીમાં તેઓનું નામ ઠેકાણું તો હોશેજ કેની? દેખીતી રીતે તેવણ પૈસાવાલા હોવાજ જોઇએ, કેમજે માહરા નીભાવનેજ વાસ્તે દર વરસે અઢીસો પાઉંડ આપવાનું એવણે જો માથે લીધુંછ, ત્યારે અત્રે અજાણ્યા કે છેકજ ગરીબ કેમ હોય?"

"પણ તેવણને કદાચ તું મળવા જાય તે નહીં બી ગમે?" મેં ધ્યાંન ખેંચ્યુ.

"ઓ, કાંય નહીં ગમે?" મેરીએ મોટી અજાયબીમાં સવાલ કરયો.

"તું ભુલી જાયછ, દીકરા, કે તેઓ તમો લોકને ડોવર ખાતે છુપાછાનાજ મલવા આવતા હતા," મેં નરમાસથી યાદ કરાવ્યું

"હા, તે તો ખરૂં," તેણીએ વિચારવંત અને ચીંતાતુર જવાબ કરયો.—અને તે જરા ગુંચવાઇ ગયલી દેખાઇ.

મેં, તેથી, જોયું કે છોકરી હવે દાહડેવારેની થયલી હોવાથી કદાપી ખરો ભેદ સમજી જઇને હબતી જશે, જેથી મેં તરત લેપરો લગાવ્યો, "કદાચ એવણ ત્યાં આવતા હતા તે એવણનાં કોઇ સગાંઓને નહીં બી ગમતું હોય? આય ફુઇમાય મીસીસ ઓલ્ડકાસલનોજ દાખલો જોની? વરસોથીજ ડોવરને છેડે ખુણે દબાઇ રહેલાં—એવાં કે કોઇને તેવણની હસ્તી યાદ રહેલી નહીં!"

"હા, પણ માહરો કેસ તો કેવો બુરો છે!" ગરીબ મેરીએ આંખોમાં પાંણી લાવીને કહયું; "આખી દુન્યામાં એવણ એકલાજ માહરા સગા છે, અને તે છતાં એવણ મને એ રીતે મુકી ચુકીને માહરાં મમાનાં મરવાથી બેદાદ થઇ જાય તે માહરેથી ખમીજ કેમ શકાય? એવણ તો એમજ જાંણીને નભરવસ બનેલા હોવા જોઇએ કેની કે હું ઘરડાં ફુઇમાયને ત્યાં સુખથી રહેલી છું?"

"હા, એ તાહરી વાતમાં વજુદ છે ખરૂં," મેં કહયું; "તેવણને ખબર તો મળવીજ જોઇએ કે ફુઇમાય ગુજરી ગયાંછ અને તું પાછી રખડી પડીછ!"

"એ તો તમે માય જેવાં મેહરબાંન મળી ગયાંછ તેથી હું અત્યાર સુધી આટલાં સુખથી અહીં તહીં રહેલીછું, નહીં તો તમો જરા વિચાર તો કરો કે માહરૂં થને શું?"

હું પણ મનથી ઘણી ગુંચવાઈ. માહરે આએ છોકરીને હવે જવાબમાં કેહવું તે શું અને કરવું તે કેમ?

"તું ધીરજ રાખ," મેં, એમ છતાં, હીંમત આપીને સમજાવ્યું; "હું એ વાત પર વિચાર કરશ, અને આપણે જલદીજ કાંઇ ઘટતું કરશું."

"ઍલન ડીયર, મને ખરૂં કહેશો? માહરાથી માહરા સંબંધમાં તમો કાંઇ છુપાવોછ વારૂં? મને માફ કરજો, પણ મને એમ લાગ્યાજ કરેછ!"—અને એમ કેહતાં ઘણી નરમાશથી તેણે માહરો હાથ પોતાના હાથમાં લીધો, કે જ્યારે તેની આંખોમાં હદ વગરની કાકલુદી વંચાતી હતી, કે જેથી મને ઘણું લાગી આવ્યું. મેં જોયું કે હવે લાંબો વખત આ છોકરી પોતાના જન્મની નામોશીને લગતો ભેદ જાંણવા વગર રહી શકે એમ ન હતું!

"તુ થોડો વખત થોભીજ જા, દીકરા," મેં પાછું સમજાવીને કહયું.

"હં, ત્યારે તો ખચ્ચીતજ તમે કાંઇ જાંણોછ, જે માહરેથી છુપાવોછ," તે બજીદ થઇ; "પણ તમે એવાં તો મેહરબાંન ને ભલાં છેઓ કે તમારી મરજી ઉપરાંત હું તમારી પાસે તે ખુલાસો માંગવાની નથીજ. ચાલો વારૂં, કાંઇ નહીં, તમોને ગમે ત્યારે એ વાત પર પુરતો વીચાર કરી લઇનેજ મને જે કેહેવું હોય તે કેહેજો અને સલ્લાહ આપવી હોય તે

આપજો."—અને તે તરતજ ઉઠીને, માહરો જવાબ સાંભળવા વટીક થોભ્યા વગર, ઘણીજ તાબેદારીના દેખાવથી ગુપચુપ તે ઓરડો છોડી ગઇ.

હવે હું એકલી પડી, અને મેં ઘણો લાંબો દરીયાફ્ત કીધો. મેં જોયું કે આએ છોકરીને લગતો મામલો ખરેખર ઘણો ગંભીર થતો જતો હતો. મેં તેને લંડન લાવવામાં એક ભલાઇનું કામ કીધું હતું ખરૂં—ખરેખર તો એટલાવાસ્તે કે બીજો કોઇ રસ્તો કે ઉપાયજ ન હતો—પણ પછીથી મને લાગ્યું કે તેને લંડન લાવવામાં મેં બેશક મોટો જોખમ કર્યો હતો. તે લંડનમાં કેઠે ને કેઠે તેના પીતા ડ્યુક ઑફ્ આર્લી—કે જેને તે પોતાનો કાકો—એક સાદોમાદો મી૰ ગ્લેન્ટવર્થ જાંણુતી હતી—તેને અનાયસે મલી જાય તો મોહકાનજ કેની? બીજા હાથ પર તેની મરનાર માતા કે જેને એ છોકરી ખરી અશોઇ અને પવિત્રતાની મુરતીજ માનતી હતી તેની નામોશીની વાત હું તેને સમજાવીને કહીજ કેમ શકું? તે પોતે બીચારૂં ગેરહકનું બચ્ચું હતું એમ જાંણીને કેટલી બધી ધ્રુજી પડે! એટલાવાસ્તે મેં મનથી ઠરાવ કરયો કે માહરે ડ્યુક ઑફ્ આર્લીને જેમ બને એમ જલદીજ મલવું, અને માહરે આવા સંજોગમાં શું કરવું અને કેમ કામ લેવું તે વાસ્તે તેનીજ સલ્લાહ લેવી.



## પ્રકરણ ૧૧૦ મું.

એટલાંમાં તો ટપ દેતો કે વખત ઢળી ગયો અને ત્રણ વાગવા આવ્યા, એટલે માહરા પપા મને લેવા આવ્યા, કે જયારે એક ગાડી ભાડે કરી લઇને અમો બાપબેટી, ઉલટમંદ, પાર્કસને બંગલે હંકારી ગયાં. માહરા પપાએ મને ખાત્રી આપી કે ખુદાની બખશેશથી બધું ખરૂં અને સારૂં હોય એમજ દેખાતું હતું. પાર્કસ જો અમને હાથતાળીજ આપવાનો હતે તો અત્યાર સુધી લંડન મુકીને જરૂર કેઠે પોબાર થઇ ગયો હતે; પણ તેમ તે અત્યાર સુધી કેઠે ગયોજ નહીં એજ શું તેની સાચ્ચી દયાનતનો પુરાવો નહીં લેખાય?

અમે તેને બંગલે પોંહચ્યાં, અને અમોએ વજાડેલા ઘંટના જવાબમાં એક ભપકાદાર લીવરીના દમામદાર નોકરે આવીને જયારે દરવાજો ખુલ્યો, અને તેને માહરા પપાએ પુછયું કે "મી૰ પાર્કસ ઘરમાં છે કે?" ત્યારે તેણે દીધેલા જવાબની વચમાંની એકાદ પળ મને કેટલી બધી ઇન્તેજારીની લાગી હશે તે શું સુજ્ઞ વાંચનારાઓને સમજાવીને કેહવું જોઇશે?

"હા, સાહેબ; અંદર આવોજી," તે ખીદમતગારે ઘણું માનથી જવાબ કર્યો,—અને અમો તેની પુઠેપુઠ અંદર ગયાં, કે જયારે માહરા પપાએ ખુશાલી ને મુબારકબાદીની એક નજર માહરી તરફ ફેંકી—એમ કેહવા કે ખુદાની દયાથી સઘળું સીધુંજ હતું!

અમને ડ્રૉઈંગરૂમમાં લઇ જઇને બેસાડવામાં આવ્યાં, કે જ્યાં બે ચાર મિનીટ થતાં સાઇડમાંનું એક બારણું ઉઘડયું, અને મીસીસ પાર્કસ અંદર આવી. તે–મેં આગળ કહયું છે તેમ—જોતાંજ અણગમો થાય એવી કોઇ વાઉ જેવા દેખાવની ઓરત હતી. તેણે હાલમાં બી ભપકો તો ઘણોજ કીધેલો હતો, મગર તેની વર્તણુંકમાં 'પૉલીશ' જેવું કાંઇજ હતું નહીં, અને તે અમારાથી કાંઇક બીહીતી અને આનાકાંની કરતી આવેલી હોય એમ લાગતું હતું.

તે માહરા પપાને નમી, અને પછી માહરી પાસે બેસી જઇને ઘણી મમતાથી કહયું, "ઍલન, હવે તું માફ કરવા ને દોસ્તી કરવાજ આવીછ કેની ?"

"તે તો તમારા ધણી અમારી સાથે હવે પછી હજી કેમ વરતેછ તેપર આધાર રાખેછ," મેં જરા થરસાથી કહયું, "એમ તો તમે એક નહીં પણ અનેક તરાંહથી અનેક મરતબા માહરી જોડે ઘણાં બુરાં થયલાં છો, પણ તમે લોકો માહરો ચોરેલો વારસો જેમ ગોઠવણ થઇ ચુકીછ તેમ જો આજે મને ગુપચુપ માહરે હવાલે કરશો તો હું ધારૂંછ કે બધી ગઇગુજરી-ઓ હું તમોને માફ કરી શકશ."

"બરાબર છે તદન વાજબી છે," મીસીસ પાર્કસે ઘણાં હેસાંનના દેખાવથી કહયું; "બસ, તું તાહરો હક લઇને અમોને માફ કરે એટલુંજ અમે માંગેછ, કેમજે નહીં તો માહરાં બચ્ચાંનો ભુકો બધો માથે પડેલો છે, અને કાંઇ બી નામોશીભર્યું થાય તો અમો બધાં રવડીજ મરયે !"

"તેવું કાંઇ થશેજ નહીં—જો તમે લોક સીધાં ઉતરશો તો," મેં પાછું કહ્યું.

"સીધાં ઉતરીએ નહીં તો શું કરીએ !" મીસીસ પાર્કસે એક સાધુ સન્યાસીની આંખો બનાવીને કહયું; "અમારૂં તરકત તમો લોકોએ પકડી કાઢયુંછ ત્યારથી જાંણે અમોને જીવ-વાનુંજ ભારી થઇ પડયુંછ !"

"તમે લોક એટલાં બધાં પસ્તાવોછ એજ ઘણી ખુશીની વાત છે," મેં હવે શાંતીથી કહયું.

"હું તો કોઇ દહાડે બી એ ઠગાઇને વાસ્તે એકમત નહીં થઇ હતી," મીસીસ પાર્કસે બલાઇ લીધી, "પણ એવણ માહરૂં માને ત્યારે કેની ? માહરૂં બૈરી તરીકે એવણ પર કાંઇ ચલણજ નથી ! કોઇ દહાડે કાંઇજ માહરૂં આજ તક માન્યું નથી, ને તેમાં વળી એવણની મરનાર માય થતીએ આગળ રહીને ઉંધે રસ્તે ઉતારયા. હવે, તેથી, માહરી માય કરૂં—જેમ બને એમ સમજુતથી અને ખાનગીમાંજ એ વાત પર બધું ઢાંકણું વાળજો !"

"માહરી બી તેજ મતલબ છે," મેં સખ્યારો આપ્યો. "તમારાં નિર્દોષ બચ્ચાંને ખાતર માહરે કાંઇ આગળ પગલાં લેવાંજ નથી, અને ખાત્રી માનજો કે હવે ખોદા સૌ સારૂંજ કરશે."

"હવે ખુદા સૌ સારૂંજ કરશે," માહરા પપા કે જેવણ આટલો વખત અમો બે પચ્ચેની વાતચીત ગુપચુપ સાંભળતા બેઠા હતા તેવણે માહરા વિચારોનો પડઘા પુકારી તાહુકો પુરયો; "હવે તમે લોક સીધાં ઉતરવાનાં છેઓ ત્યારે ફકરજ શું છે ?"

"માહરા ધણીએ બધી માહરી આગળ વાત કાપેલી છે," મીસીસ પાર્કસે જારી રાખ્યું, "અને તેવણ જે બધું સીધું છે ને ખરૂં છે તેજ હવે તો હાલના સંજોગમાં કરવાના છે. અલબત, એમ હજારો પાંઉન્ડ કાઢી આપવાને લીધે અમે પોતે પૈસા ટકાની ઘણી મોટી તંગીમાં આવી જઇશું, કેમજે અમો પોતે કાંઇ તમો ધારોછ તેટલાં માલદાર

નથીજ, પણ તેથી જ્યારે અમારૂં તરકટ ઉંધાડુંજ પડયુંછ ત્યારે હવે અમો તમો લોકોને ના કેમ કહી શકયે ?"

એવાંમાં બારણું પાછું ઉંઘડયું, અને પેલોજ ભપકાદાર "લીવરી"વાલો ખીદમતગાર અંદર આવ્યો.

"માહરા શેઠ તૈયાર છે, અને તમો બેઉ સાહેબોને પોતાના ઑફીસરૂમમાં તેડેછ," તેણે મને બતાવીને માહરા પપાને માનથી કહયું;—અને ત્યારે હું અને પપા તરત ઉઠીને તે ફુટમેનની પુઠે ગયાં. અમારાં જીગરો હવે ખુશીથી છલાછલ ભરાઇ ગયાં હતાં. મીસીસ પાર્કસ જોડેની વાતચીતથી એટલી તો પુરવારી મજબુત મળી ગઇ હતી કે મને માહરી દોલત મલવામાં વાંધો કે સંદેહ કશોજ હતો નહીં!

અને હવે અમો મી૦ પાર્કસના ઑફીસરૂમમાં દાખલ થયાં કે જ્યારે ફુટમેને અમારી પુઠે તે ઓરડાનું બારણું ધારા પ્રમાણે પાછું તુરત બંધ કર્યું. મી૦ પાર્કસ પણ અમને જોતાં સાથે પોતાની ટેબલ આગળથી કુદકો મારી બાહેર આવ્યો. તે એક અપરાધીની બીહીધેલી અદાથીજ વરતતો હતો. તેણે અમો બન્નેને એકેક પછી શેકહેન્ડમાં હાથ આપ્યો, અને પોતાની ડૅસ્કની આગળ ખુરસીઓ ખેંચીને અમો બન્નેને બેસાડયાં, જે પછી તેણે પોતે તે ટેબલ આગળ બેઠક લીધી.

"મીસ પર્સી, મને માફ કરજો," તેણે ઘણી ગંભીરાઇથી કહયું; "હું અસલ વાયદા પ્રમાણે કામ લઇ શકયો નહીં, અને મને એક અઠવાડયાંની ફરજ્યાત જાસ્તી મેહેતલ માંગી લેવી પડી. એવી મોટી રકમ રોકડ પુરાંત તરીકે ઘરમાં કોઇ બાંધી તો રાખેજ નહીં કેની?"—અને તે ફીકકું હસ્યો.

"હું સમજુંછ એ તમારી મુશકેલીઓ, મી૦ પાર્કસ," મેં ભલમનસાઇથી કહયું.

"ત્યારે હવે આપણે કામનીજ વાત કર્યે?" તેણે પોતાની પાસનાં કાગળોનો ઢગ ધામધુમી અદાથી ઉઠલાવતાં કહયું; "તમારા પપા સાથે મળીને મેં તમારો હીસાબ બધો નક્કી ઠરાવેલો છે, અને વ્યાજ સાથે છત્રીસ હજાર ત્રણુસો પાંઉન્ડ માહરે તમોને દેવા થાય છે. એ તો બેશક તમારી ઘણી મેહરબાંની છે કે તમો સાહેબો વધતાં વ્યાજનું દબાંણ કરતાં નથી, કે ચકરવર્ત્તી વ્યાજનો પણ દાવો કરતાં નથી!"

"એ બધી વાત આપણે નક્કી કરી ચુકયાંછ, અને માહરા પપાએ બધું મને સમજાવ્યુંછ, જેથી મને જે મલે તે ઉપર શુકરાના કરીને હું પુરતી સંતોષી છું," મેં ધડક ધડક થતી છાતીએ કહયું.

"મેં ચૅક લખીને તૈયારજ રાખેલો છે," મી૦ પાર્કસે કહયું. "આએ લેઓ, તપાસી જુઓ. બધું બરાબર છે? છત્રીસ હજાર ત્રણુસો પાંઉન્ડનો તમારી ફેવરનો ચૅક છે."—અને એમ કેહતાં તેણે તે માહરા પપાને પાસ કર્યો, જેવણે તે ઘણી ચોકસાઇભર્યાં ધ્યાંનથી તપાસ્યો, અને "બધું બરાબર છે" એમ કહીને પછી મને આપ્યો. તે કાંઇ છાપેલો ચૅક નહીં હતો, પણ બ્લુ કાગળ પર વકીલો પેમેન્ટની પોતાના બેંકરો જોગી જે સ્લીપો ભરે છે

તેવી તે એક લખાવત હતી. હું, તેથી, જરા અજબ થઈ, અને મેં સવાલ કરતી ઢપે માહરા પપા ભણી જોયું, જ્યારે તેઓએ માહરી અજાયબી સમજી જઇને હસીને જવાબ કર્યો, "એ બરાબર છે, દીકરા. એ ચૅકસ ઑંકરોની ચૅકબુક પરજ લખાવા જોઇએ એવી કોઇ જરૂર નથી."

મેં, તે ઉપરથી ધીરજ પાંમીને તે ચૅક મી૦ પાર્કસને પાછો આપ્યો, કેમજે હું જાંણુતી હતી કે જ્યાં વેર અરસપરસ સહીપત્રીઓ થઇ ચુકે નહીં ત્યાં સુધી તે માહરાં ગજવાંમાં માહરાથી ઠેસવાય નહીં.

"હવે બીજી એક વાત," મી૦ પાર્કસે તે પછી કહયું; "તમો મીસીસ પાર્કસને મલ્યાં હોશો, ને તેણે અમારી તરફથી તેમજ અમારાં નિર્દોષ બચ્ચાંઓ તરફથી તમોને બેઉને વિનંતી તો કીધીજ હોશે કે અમોને હવે પછી ફસાવતાં ના."

"બચ્ચીતજ નહીં, મી૦ પાર્કસ," મેં જોશથી કહયું; "અમે એવાં નીચ કે ખારીલાં છૅએજ નહીં. તમે અમારી સાથે સીધેસીધાં વરત્યાંછ ત્યારે હવે અમારે બુરાઇ અથવા કડવાસ કરવાંજ શું કરવા જોઇએ?"

"તમારી ઘણી મેહરબાંની છે, મીસ પર્સી," મી૦ પાર્કસે લાગણીથી લગાર ધ્રુજતા અવાજે કહયું; "અમોને તોબી બીહીવું તો પડે! જેઓએ આવી મોટી બુરાઇ કીધેલી તેઓ પોતાની સલામતીમાં એકદમ માની શકેંજ નહીં. હવે ત્યારે મને સાંભળશો? તમારા મરહુમ મામાવા પોતાનાં છેલ્લાં વસીયતની રાહે તમારાં નામ પર રોકડ ત્રીસ હજાર પાંઉન્ડ કરી ગયા હતા, અને લીડસ ખાતે જે ઘરમાં એવણ બેહેસ્ત પામ્યા તે ઘર બી એવણ તમારાં નામ પર કરી ગયા હતા. તે અસલ વસીયતનો તો માહરાં માયે નાશ કીધેલો છે, અને તેને બદલે એક નવું વસ્યત અમારા લાભનું ઠેસવવાની અમો લોકે ફોરજરી કરેલી છે, જે માહરી નામોશી મોટાં દુઃખ સાથે હું કબુલ કરૂંછ. વળી હું કબુલ કરૂંછ કે એ ફોરજરીમાં આગેવાની માહરીજ હતી. હવે એમ છતાં હું તો તમોને તમારાં નામપર કરેલી અસલ રકમ અને લીડસ ખાતેનું ઘર પાછાં તમારે સ્વાધીન કરૂંછ એટલે ખરેખર તમુને ખોહ-પાનું કે ખમવાનું તો કશું છેજ નહીં.—પણ હા, હું ભુલી જાઉંછ. લીડસનાં ઘરની માલેકી માહરાં નામપરથી તમારાં નામપર ત્રાન્સફર કીધી છે તેનું ત્રાન્સફરીંગ ડીડ જે મેં સરકારમાં રેજીસ્તર કરાવી લીધુંછ તે તો મેં હજી તમોને બતાવ્યુંજ નથી! આય રહયું તે."—અને તેમ કહેતાં તેણે તે "કનવેઅન્સ ડીડ" અમારા હાથમાં મુકયું.

અમો બાપ બેટી ઘણાંજ રાજી થયાં, અને આંખના એસારાથી અરસપરસ અમોએ એકમેકને મુબારકબાદીઓ આપી. ખરેખર તો એ લીડસ ખાતેનું ઘર માહરાં નામ પર હોવાનું અમો મુતલગ જાણતાં નહીં હતાં, અને આએ બતાવતું હતું કે પાર્કસ કેટલી હદ સુધી સીધો ને સાચ્ચો થયો હતો, અને કેવી રીતે હવે ખરેખરા હક ઇનસાફથીજ કામ લેવા ચાહતો હતો! માહરા પપાએ તે આખું ડીડ ધ્યાનથી વાંચ્યું અને તપાસ્યું, અને તેમાં બી તેઓ ઘણો સંતોષ પામ્યા.

"હવે, તેથી, માહરે વિનંતીથી એટલુંજ માંગી લેવાનું છે," પાર્કસે એ પછી જારી રાખ્યું, "કે સરકારમાં બનાવતી વીલ ખરાં તરીકે પ્રુવ કરીને અમે તમારા વારસાનો જે કબ્જો લીધો હતો તે અસલ વીલની વાત હવે કોઇ બી કારણથી તમો કોઇ દહાડે બી ચર્ચાવતાં ના, નહીં તો અમારો સમુળગો નાશ થઇ જશે! અલબત તમોને તમારૂં મળવા છતાં તમો એ વાત ચર્ચાવો તો મેં જે કાંઇ તમોને તમારા હક સ્વાધીન કીધા તે વટીક સરકાર કાંઇ જોય નહીં, અને અમારે તો ખમવું ને મરવુંજ પડે."—અને મેં જોયું કે તેની એ તકરારમાં પણ ઘણું વજુદ હતું. મેં, તેથી, સવાલ કરતી ઢપે માહરા પપા ગમ જોયું.

"હું સમજ્યો તમારી મતલબ, મી૦ પાર્કસ," માહરા પપાએ તે ઉપરથી કહયું; "તમારી મતલબ એવી છે કે ફોરજરીવાલું વીલ પ્રુવ થયલું જે સરકારી ફાઇલ પર છે તે ખરૂંજ હોય અને અમે તે ખરૂંજ માનતાં ને ઠરાવતાં હોઇએ એવી અમારે તમોને કોઇ સલામતીમાં મેલવા?"

"એક્ઝૅકટલી," પાર્કસે તરત એકમત થતાં કહયું; "તમો હાલ તો તમારો અવેજ લઇને ખરતાં થાવો ને ચુપ રહો એ બનવા જોગ છે, પણ તકરારને ખાતર ધારો કે ખોદા ના ખાસ્તા પછીથી આંઠ દસ વરસે બી આપણા વચ્ચે કોઇ નવી વાતની તકરાર થઇ કે કજ્યો નીકળ્યો, ને તમે જો વેરનાં મારયાં અમોને ફસાવવા માંગો તો ફસાવી શકો કે નહીં? ફૉરજરીની હુંડીઓની ઘેરમેળે સમજુત થાયછ અને અવેજો ભરી અપાયછ, ત્યારે તો દસ્તુર છે કેની કે તે બનાવતી હુંડી તે ખોટી સહી કરનારને પોતાનેજ પાછી મલે, અને સલામતીને ખાતર તે બાળી કે ફાડી નાંખવામાં આવે? હવે આએ વીલ તો સરકારી ફાઇલ પર હોવાથી આપણે તે પાછું મેલવી શકતાં નથી, ત્યારે અમારી સલામતીને ખાતર તમો બંને બાપ બેટી તરફથી કાંઇ દસ્તાવેજ મને મલવો જોઇએ કે નહીં?"

"અને ત્યારે તમે કરવા શું માંગોછ?" માહરા બાપે પુછ્યું.

"માહરી મતલબ કે આપણે એવો દેખાવ કરયે કે માહરૂં ફૉરજરીવાલું જે વીલ સરકારમાં ફાઇલ કરાવેલું છે તેજ મરનારનું છેલ્લાંમાંછેલ્લું ને ખરૂં વીલ છે એમ તમો પોતે પણ કબુલ કરો છો, મગર એ વીલથી જાંણે તમોને ઘણું નુકશાન પોંહચ્યુંછ એવી તમે અમારી ખાત્રી કરવા માંગી. એમ છતાં અમે તો જાંણે તે વાત માનતાંજ નથી, ને ત્યારે તમો જાંણે કાયદાથી કામ લેવાની અમોને ધમકી આપોછ. તમે સમજ્યાં કેની હું કેહુંછ તે? તમારાં ધ્યાંનમાં તો આવેછ કેની?"

"હા, હા, હું બરાબર સમજુંછ," માહરા પપાએ કહયું; "તમે આગળ ચાલો."

"વૅલ, ત્યારે જાંણે સરકાર દરબારમાં આપણે ખરચ ખાઇએ ને ખરાબ થઇએ તે કરતાં ઘરમેલે સમજુત કરવા આયંદા આપણે બેઉ એકમત થયાં, અને જાંણે ઘણી અરસપરસની ભાંજગડ પછી તમે ત્રણ હજાર પાંઉન્ડ અને ઘરનું ત્રાન્સફર લઇનેજ શાહેતાન દાબો કરવા માંગ્યો, જે આપણે અરસપરસ મંજુર કર્યું. એવી રીતે હું કામ લેવા માંગુંછ, અને તેવી રીતનો આ એક દસ્તાવેજ મેં ખાસ તૈયાર કીધેલો છે. ધ્યાંન રાખજો,—એ પર તમે બાપ બેટી સહી કરશો તો નુકસાંન તમોને કશુંજ નથી. તમો તો આએ ચૅક ને

આએ ત્રાન્સફ્ર ડીડ મારફ્તે બધો તમારો હક ભર્યો પુર્યો પાંમોછ, પણ આએ દસ્તાવેજ જે તમો સહી કરોછ તેથી ફ્કત એટલું થાયછ કે મને સદાની નીરાંત થઇ જાયછ, અને રોજ ધ્રુજયા ધ્રપકયા કરવાનાં દુ:ખમાંથી અમો સઘળાંનો બર વખ્તે બચાવ થઈ જાયછ!"

"તે દસ્તાવેજ બી તમે તૈયાર કરીજ રાખ્યોછ?" માહરા પપાએ જરા અજબ થતાં પુછયું, કેમકે મી૦ પાર્કસ એક વકીલ હતો, અને એક ખરા બીઝનેસમેનની સમજદારીથીજ કામ લેતો હતો એ જોઇને તેની એટલી બધી દુરઅંદેશી તેવણ મનથી વખાંણ્યા વગર રહી શકયા નહીં. "જરા મને તે બતાવોની?"

"ઓ, મોટી ખુશીની સાથે," પાર્કસે કહયું. "વકીલને ત્યાં કોઇ બી દસ્તાવેજ પર સહી કર્યે તેની આગમચ દસ વખત તે જોઇ વાંચીને ખાત્રી કરવાનું ઘણું સલ્લાહકારક છે.'—અને એમ કહીને તેણે તે દસ્તાવેજ માહરા પપાના હાથમાં મુકયો, જે તેવણે ઘણાંજ ધ્યાંનથી વાંચ્યો.

"મને તો એ સહી આપવામાં કાંઇ વાંધા જેવું નથી લાગતું, ઍલન," તે આખો ચીપી ચીપીને વાંચી જોઇને માહરા પપાએ કહયું. "એ માંહેલી લખાવતનો મજમુન માત્ર એટલોજ છે કે તાહરા મરહુમ મમાવાનું જે વીલ પ્રુવ થયલું સરકારી ફાઇલ પર છે તે બીલકુલ ખરૂં હોવા છતાં આપણે જાંણે વાંધો ઉઠાવ્યો કે મરનારે તે મી૦ પાર્કસનાં માયના લાભમાં કર્યું ત્યારે તેવણના મગજની સ્થિતી જેવી જોઇએ તેવી બરાબર નહીં હતી, અને તે કારણથી આપણે જયારે કૉર્ટમાં જવાં માંગ્યું ત્યારે કૉર્ટના કંટાલા ને આમનસામનના બેફાયદા મોટા ખરચથી બચવા મી૦ પાર્કસે સમજુત કીધી, અને આપણે લીડસ ખાતેનું ઘર અને ત્રણ હજાર પાંઉન્ડ રોકડા લેવા કબુલ થયાં, જે રીતે એ સઘળો ઝઘડો ટળી ગયો! હવે તું શું કેહછ? તું એ દસ્તાવેજ સહી કરવા માંગેછ?"

"હું બી કાંઇ એમાં ત્યારે વાંધા જેવું તો જોતી નથી," મેં વિચારવંત કહયું; "એથી થાયછ એમ કે પેલું વીલ બનાવતી હોવા વાસ્તે આપણે કોઇ બી દાહડો એવણ સાંમે દાવો લાવી શકયેજ નહી."

"અને દાવો તો તમે લાવવાનાંજ નથી?" પાર્કસે તદન હસીને ટેકો આપ્યો; "હવે ત્યારે એવો એક દસ્તાવેજ સહી કરવામાં વાંધો હોયજ શું?"

"વાંધો એટલો," મેં કહયું, "કે એક ખોટી વાત ખરી કબુલ કરવાની અમો સહી આપ્યેછ, અને તે માહરૂં જીગર ઝાઝું કબુલ કરતું નથી; પણ તમે આએ ચૅક ને આએ ડીડ અમારે સ્વાધીન કરોછ, ત્યારે તમારાં મનની નીરાંત ને સમાધાનની વાસ્તે અમો એ વાત કબુલ રાખ્યેછ."

એના જવાબમાં તે ઉપકારનું નમ્યો,—અને પછી કહયું, "સાક્ષીની સહીને વાસ્તે હું માહરા કલાર્કને બોલાઉંછ. તમો સાહેબો તેનાં દેખતાં બસ બધો એવોજ દેખાવ કરજો કે આએ બધું જાંણે ખરેખરૂં બીઝનેસ છે," તેણે માંગી લીધું—અને પછી ટેબલ પરનો ઘંટ વજાડયો, કે જેના જવાબમાં પાસેના ઓરડામાંથી એક કલાર્ક દોડી આવ્યો. પેલો

છત્રીસ હજાર ત્રણુસોનો ચૅક તેટલાં મી૦ પાર્કસે ઉલટાવીને ઉંધો મુકયો, અને તે ઉપર "વેટ" મુકયો કે અમોને મલનારી તે ખરી મોટી રકમ તે કલાર્કનાં જોવામાં આવે નહીં.

"મી૦ મૉસ," જયારે તે કલાર્ક દાખલ થયો ત્યારે મી૦ પાર્કસે તેને કહયું, "અમો આએ બે લખતો સહી કર્યેછ તે ઉપર તમારે સાક્ષી કરવાની છે. લેઓ, વાંચી લેઓ, કે તમોને સમજ પડે. આ એકમાં લીડસ ખાતેનું એક ઘર જે માહરાં નામપર છે તેની માલેકી હું આએ જવાંન બાંનુ મીસ પર્સીને હવાલે કરૂંછ, અને આએ બીજાંમાં મીસ પર્સી માહરી સાંમે દાવો કરવા કૉર્ટમાં જવા માંગતાં હતાં તેની ચોક્કસ સરતોએ સમજુત થઇ ગઇછ તેની લખાવત છે."

તે કલાર્કે, એ ઉપરથી, બન્ને લખતો એક ચુટકીમાં વાંચી લીધાં, અને પછી તે મી૦ પાર્કસને પાછાં આપતાં તાબેદારીથી કહયું, "હું બધું બરાબર સમજયોછ, સાહેબ."

"હવે ત્યારે હું પેહલે સહી કરૂં ?" મી૦ પાર્કસે કહયું; "આએ ઘરની માલેકીનું ત્રાન્સફર ડીડ માહરે મીસ પારસીને સહી કરી આપવું જોઇએ."—અને તેણે તે વખત પર ચરચર સહી કરી, જે પછી તે ઉપરનાં સીલપર અંગુઠો દાબીને કાયદા પ્રમાણે બોલ્યો, "આએ બધું મને માહરી રાજી ખુશીથી કમુલ મંજુર છે."

એ પછી પેલો જુઠઠો દસ્તાવેજ મેં અને માહરા પપાએ તેના કેહવાથી સહી કીધો, અને તે પર અંગુઠો દાબીને અમો પણુ મી૦ પાર્કસવાલા બોલો અમોને બોલાવવામાં આવ્યા તે પ્રમાણે ધારા મુજબ બોલ્યાં, અને તે બંને દસ્તાવેજો પર મી૦ મૉસે પોતાની સાક્ષીની સહીઓ કીધી.

"બીજો કાંઇ હુકમ છે ?" તેણે તે પછી પોતાના માલેકને પુછયું.

"ઓ, હા; જરા થોભો, હું ભુલી જાઉંછ," મી૦ પાર્કસે હસીને કહયું; "હજી તો માહરે એ લોકને ત્રણ હજારનો ચૅક આએ લખત પ્રમાણે ભરી આપવાનો છે."

"પણુ તમે પેલો ચૅક—" હું કેહવા જતી હતી, કે જયારે મી૦ પાર્કસે મને મોઘમ આંખ મારીને ચુપ કરી નાખી.

"તમો તમારે ગુપચુપ જોયા કરો, મીસ પર્સી; હું કાયદાપુર્વક ને બધું ખરૂંજ કરશ," મી૦ પાર્કસે ખાત્રી આપી. "હું માહરાં વચન પ્રમાણેજ વરતુંછ."—અને માહરા પપા બી વચ્ચે કાંઇ બોલ્યા નહીં એટલે હું સમજી જે બધું બરાબર છે. એમ જાંણીને હું ચુપ રહી, જે પછી મી૦ પાર્કસે ત્રણુ હજાર પાંઉન્ડના અવેજની એક સ્લીપ લખી કાઢી, અને પછી તેની પછવાડે માહરી સહી લીધી, જાંણે તે અવેજ મને મળી ચુકયો હોય તેમ; અને તે પછી તેણે પોતાના કલાર્કને "થેંક યુ" કીધું, એટલે તે નમીને અંદર જતો રહયો.

"તમે સમજ્યાં નહીં, મીસ પર્સી," તે કલાર્કના જવા પછી મી૦ પાર્કસે હસીને કહયું; "આએ ત્રણુ હજારનો ચૅક આપણે એની સાંમે ભરીએ નહીં તો બધું "ફૉરમલ" કહેવાય નહીં. તેથી મેં એ ત્રણુ હજારના ચૅક પર તમારી એતું મન સમજાવાની સહી લીધી. હવે આએ તમે તમારો મોટો ચૅક પાછો તપાસી લેઓ, અને આએ ઘેરનું ડીડ પણુ. આએ

આપણા વચ્ચેની સમજુતનો દસ્તાવેજ જે તમો સાહેબોએ આટલી મેહેરબાનીથી સહી કીધોછ તે હું માહરાં સ્વાધીનમાં લેઉંછ, ને આએ ત્રણ હજારનો વધારાનો ચૅક જે તદ્દન નકામો છે તે હું બાલી નાખુંછ."—અને એમ કહેતાં તેણે તે ટુકડો કરીને બાજુમાંની સગડીમાં ફેંકયો. એ પછી અમો તદ્દન સંતોષ પામેલાં તેની રજા ચાહતાં ઉઠયાં. મને પાર્કસે આપેલો છત્રીસ હજાર ત્રણસોનો ચૅક તેમજ પેલું ઘરનું માહરાં નામપરનું આપેલું ખત મેં માહરા પપાનાં સ્વાધીનમાં આપ્યાં, અને અમો બન્ને પાર્કસનો ઉપકાર માની, તેને શેકહેંડ કરી, તેના બંગલામાંથી બાહેર પડયાં.

---

## પ્રકરણ ૧૧૧ મું.

એ વખતની માહરી ખુશાલીનું હું કેમ બ્યાન કરૂં ! હું વધતી ખુશાલ તો એટલા માટે થઇ હતી કે માહરા મમાવાનું માહરૂં માનીતું ઘર કે જ્યાં મેં માહરૂં તમામ બચપણ ગુજાર્યું હતું તે વટીક તદ્દન નહીં ધારેલું માહરી માલેકીનું થયું હતું. હું ત્યાં જલદી જઇને હવે તે ઘરની ખબર લેવા ધારતી હતી !

"હમણાં કેટલા વાગાછ, દીકરા ?" અમો તે ઘરમાંથી બાહેર પડયાં અને ગાડીમાં બેઠાં એટલે માહરા પપાએ પુછયું.

"પાંચમાં દસ ઓછી છે, પપા," મેં માહરૂં નાહલું ઘડયાળ જોઇને કહયું.

"ત્યારે ચૅક કાંઇ આજે વટાવી શકાય નહીં," માહરા પપાએ કહયું; "સાડાચાર પછી અતરેની બેન્કો પેમેન્ટ કરતીજ નથી."

"હવે કાલે ત્યારે," મેં હસીને કહયું; "ચૅક આપણાં સ્વાધીનમાં છે ત્યારે કાલે શું ખાતું મોળું થવાનું છે ? તમે કાંઇ વહેમાતા તો નથીની, પપા ? તમે ધારોછ તો ખરાજ કેની કે ચૅકનાં નાણાં બેન્ક કાલે પગાર કરશે ?"

"એમ ધારતે નહીં ને વેહમાતે તો હું પેલો દસ્તાવેજ તુંને સહી કરવા દેતે બી ખરો કે ?" માહરા પપાએ હસીને કહયું, "દેખીતા રીતે તે સીધોજ ઉતર્યોછ. એની બૈરી થતી કગલતી ને કાલાવાલા કરતી આવી ત્યારથીજ મેં જાણ્યું કે એની દયાનતમાં દગો નથી. વળી પોતાની રાજી ખુશીથી લીડસ ખાતેનું ઘેર બી આપણાં નામ પર કીધું ત્યારે એની દયાનતની સચ્ચાઇ વાસ્તે માહરી વધતી ખાત્રી થઇ.

"પણ તેમાં એણે ધરમ શું કીધો ?" મેં તુચ્છકારથી કહયું; "આપણો હક હતો ને આપણને મલ્યું !"

"તે તો ખરૂં રે, પણ હું તો એની દયાનતને વાસ્તે કેહુંછ," માહરા પપાએ સમજાવ્યું; "મતલબ કે બેંકમાં એનો એટલો અવેજ હોય નહીં તો એ ચૅક આપીજ નહીં શકે. આપણે તરતજ ફરીઆદી માંડીને ચૅકના અવેજનો દાવો કરી શકયે. હવે તેથી કાંઇજ સંદેહ નથી કે બધું કવાઇટ ઇન ઑરડર છે. હવે ફકત એ દોલતની તું કેમ વ્યવસ્થા કરવા માંગેછ તેજ નક્કી થવું જોઇશે."

"ઓ પપા, તમે બી !" હું હસી; "દોલત પુરેપુરી હાથમાં આવી જવા તો દેઓ ! જોકે ખુદાની બખશેશથી બધું ખરૂં છે ને હવે બીહવાનું કગરસ બી નથી, તોબી એટલું તો ખરૂં કે વ્યવસ્થાની વાત અત્યારે કરવાનું તદન કવખતનું થશે. એક વખત પૈસા સ્વાધીન આવ્યા પછી તે વાસ્તે વિચાર કરવાનો પુરતો વખત મલશે. હાલ તુરત તો એ વિશે કોઇ આગલ વાત કરવા બી હું ચાહતી નથી. નોરમનવાલાંઓને બી અવેજ હાથ આવ્યા પછીજ બધું કહીશું."

"જેવી તાહરી મરજી," માહરા પપાએ નાખતીથી કહયું. "ત્યારે તું વાહલી દીકરી જોગી માહરી મુબારકબાદી બી કાલપરજ હું મુલતવી રાખુંછ."—અને તેવણ ઘણી મમતા અને મુરબ્બીગીરીથી હસ્યા. "આવતી કાલે સહવારે સાડા દસ વાગતે તૈયાર થઇ રહેજે. હું તને લેવા આવશ, ને આપણે સાથે બેન્કમાં જઇને ચૅક વટાવી લાવશું. ફક્ત અરધા કલાકનું કામ છે."—અને અમો તે સ્હાંજે છુટાં પડયાં, જે પછી હું માહરે ઘરે ગઇ.

મેં માહરી ખુશાલી દાબીજ રાખી. તે કોઇને જરા બી જાણવા કે જાહેર થવા દીધી નહીં. આવી એક મોટી દોલતની નહીં ધારેલી ધણયાંણી થવા પછી હું હરખાઉં કે ખુશાલ વટીક નહી થાઉં એ કેમ બને ? તે તો ઇનસાન્યતથી બી અલગ કહેવાય ! હવે મેં મનથી નક્કી કર્યું કે માહરે સ્ટેજની નોકરીમાં, પૈસા હાથ આવ્યા પછી, ચાલુ નહીંજ રહેવું. માહરે હૅરીને બી અમેરીકાથી તેડીજ લેવો, કેમકે હવે તેને એટલી બધી દલદેસરી કરવા શું જરૂર હતી ? અને હવે જલદીજ પરણીને ઠર પડી જવાના ખુશકારક ખ્યાલોથી માહરો આત્મા બાગ બાગ થઇ ગયો, કેમકે વાંચનાર જાણેછ કે તે વાહલા અને લાયક જવાનને હું કેવાં અગાધ અને સાચાં હેતથી ચાહતી હતી !

તે રાત્રે મને પુરી પાધરી ઉંઘબી આવી નહીં. આખી રાત દોલતમંદ થયલી હોવાનોજ ખુશાલ સ્વપનો મેં જોયો. ચૅક અને મમાવાનું ધરતું ખત વટીક માહરા હાથમાં હતું, ત્યારે હવે માહરે બીહવાનું શું હતું ?

માહરે માહરા મરનાર મમાવાની યાદમાં તે ઘર બધું નવેસરથી રીપેર કરાવીને પાછું વસાવવું હતું. હું આટલું સુધી નાહેક ખીજવાતી અને ખફા થયા કરતી હતી કે તેવણ એક કમીની હાઉસકીપરનેજ આસરે બીલકુલ ઓશીયાલી હાલતમાં મને નીરાધાર રવડાવીને ચાલા ગયા, કે જ્યારે ખરેખર તો તેવણ મરતી વખતે એટલા બધા ભલા થયા હતા કે માહરૂં ભલું વાંચીને પોતાનું સર્વસ્વ માવીતર ભલાઇથી મનેજ સ્વાધીન કરી ગયા હતા !

બરાબર સાડા દસ કલાકે માહરા પપા મને લેવા આવ્યા, કે જ્યારે હું તૈયાર થઇને તેવણની વાટ જોતીજ બેઠી હતી.

"ચૅક સાથે લીધોછ, પપા ?" મેં તેવામાં યાદ કરાવ્યું.

"હા, કાલનો તાહરાં દેખતાં પર્સમાં મુકેલો છે તે છે. મેં પાછો હાથ લગાડયોજ નથી. લે, જો, ખાત્રી કરની !—અને તેવણે પર્સમાંથી કાઢીને તે માહરે સ્વાધીન કીધો, જે મેં અમથો સેહજ ઉખેડતી હોઉં તેમ ઉખેડીને જોયો કે જ્યારે માહરાં મોહાંમાંથી અચુક એક મોટી ચીસ નીકળી પડી !

"કાંએ, શું છે?" માહરા પપાએ ગભરાઇને બુમ પાડી—અને તેઓનો અવાજ વટીક ધ્રુજ્યો!

"આએ તો તદ્દન કોરાં કાગળનો એક ટુકડો છે!" મેં મોટા ગભરાતમાં પોકારયું.

"કોરૂં કાગળ?" માહરા બાપે બુમ પાડી; "દીવાની તો નથી થઇ? તું ચૅકની ઉલટી સાઇડ જોતી હોશે, છોકરી. ફેરવીને જોની!"—અને માહરા બાપે અધીરા પડીને પોતેજ તે માહરા હાથમાંથી છીનવી લીધો.

તેવણે તે પછી ઉલટાવી ઉલટાવીને બેઉ સાઇડ જોઇ, અને તદ્દન પથ્થર થઇ ગયા! તે ચૅક બેઉ સાઇડે કોરાં કાગળનો એક ટુકડો માત્ર હતો!!

"એ શું થયું હશે, પપા? મને કેહોની?" મેં ધ્રુજતાં તનબદ્દને પુછ્યું.

"થયું આપનારના બાપનું કાળું!" માહરા બાપે બીડેલા દાંતો વચ્ચેથી મોટા ખીજવાત સાથ કહયું.

"પણ કદાચ ચૅક ત્યાંજ રહી ગયો હોય, અને પેલાએ કોરી સ્લીપ આપણુને ભુલથીજ આપી દીધી હશે?" મેં સુચવ્યું.

"જરા બી નહીં," માહરા બાપે ગુસ્સાથી રગેરગ ધ્રુજતા કહયું, "દગો—સીફ઼ં ભયંકાર દગોજ થયલો છે! ચૅક આપુને તેણે બતાવ્યો તે જોયા પછીથીની વ્યવસ્થા દરમ્યાન મેં તેની પરથી એક સેકંડ બી માહરી નજર ખીસાડી નહીં હતી, કારણ હું જાંણુતોતોજ કે કેવા કમીના કાફરડા સાથે આપુને કામ લેવાનું છે! અને તે છતાં, અફ઼સોસ કે, હું તેના હાથ પર સાબુત વેચાયો!"

"પણ તે કેમ બને? એ બન્યુજ કેમ?" મેં હદ વગરની તાજુબીથી પુછ્યું; "મેં પોતે માહરી આંખોઆંખ ચૅક પર બધી લખાવત જે જોઇએ તે વાંચી લીધી હતી. "મીસ ઍલન પર્સી અથવા જે બી લાવે તેને આ ચૅકના છત્રીસ હજાર ત્રણસો પાઉંન્ડ આપવા" એવી ખુલ્લી લખાવત મેં માહરી આંખોઆંખ તેમાં વાંચી હતી, અને ત્યારે આએ કેમ બને?"

"હુંજ સુનો, બેહરો, આંધળો થયો! બધો વાંક માહરોજ છે!" માહરા ગરીબ પપાએ કકલાત કર્યો; "દુન્યામાં કેટલી હદ સુધીનો દગો વસેછ તે જાંણવા છતાં હું જોઇએ એટલો ચેતીને ચાલ્યો નહીં. તું શું સીમપથેટીક ઇંક (Sympathetic Ink) નાં નામની દગલબાજીભરી સહી વિશે કાંઇ જાંણુતીજ નથી?"

"બો નહીં; તે શું છે?"

"તે એવી જાતની એક તદ્દન દગલબાજ સહી આવેછ," માહરા બાપે સમજાવ્યું, "કે જેથી લખ્યે ત્યારે તેના પાકી સહી જેવાજ દરકતો પડે, અને પછી દીવા આગળ ધર્યે તો તેનો કલર બદલાઇ જાય. છોકરાંઓની પાર્ટીમાં ગમત આપવા એ સહીના અખત્રા કરવાનું ઘણું સાધારણ છે તે મને ખબર છે, પણ તે જાતની સહી ચાર છ કલાક પછી કાગળ પરથી સદંતર ઉડી જાયછ એ હું પોતે બી આજે નવુંજ જાણુંછ!"

"ઓ ખુદા, આય તે કેઇ જાતનો નીચ માણુસ! આએ તે કેવો ભયંકાર દગો!" મેં અત્યત કરયું.

"પણ હું એને બચવા દેવશ નહીં!" માહરા બાપ જુસ્સાભર્યા ઝનુનથી બોલ્યા; "ચાલ હમણાં ને હમણાં-આપણે જઇએ અને એ દોજખીની ફેંત પકડયે, અને જો હજી બી સીધો નહીં ઉતરે તો એને તરત પોલીસનાં સ્વાધીનમાંજ આપશું."

"કદાચ-કદાચ—" મેં ધ્રુજતાં ધપકતાં જીગરે અચકી અચકીને કહયું, "પેલું ઘેરનું ખત બી ત્યારેતો એજ સહીથી લખાયલું હોશે!"

"હોય બી! હવે એ નાપેકાર જે કરે તે ઓછું. એનેથી કોઇ બી બદી નહીં બને એ હું માનું નહીં."—અને માહરા પપા ઘણાજ ગરમ થયા અને ઉશ્કેરાયા. મેં તેઓને, તેથી, પસવારી અસવારીને શાંત થવા કહયું.

"શાંત થાઉં!" તેવણે હદ વગરનાં ઝનુનથી પોકારયું; "માહરાં ગરીબ બચ્ચાના લાખખો ધોળે દીવસે ઉઘાડી આંખે મેં માહરી નજરોબાર લુટાવા દીધા અને હવે શાંત થાઉં!"

"એમાં તમારો શું વાંક છે, પપા?" મેં સમજાવ્યું; "તમે બીચારા કેટલુંક જાંણો ને સમજો! તમે તો તમારૂં બનતું કીધું, પણ આપણાં ભાગ્યેગ પાધરાં નહીં તેમાં તમે શું કરો?"--અને માહરી આંખમાં પાણી આવી ગયાં. "હવે આપણે તેને ઘરે પાછાં જઇને શું કર્યે? તે કરતાં તો આપણે કોઇ સોલીસીટરનીજ સલ્લાહ લઇએ."

"નહીં, કોનસ્ટેબલનેજ લઇને જઇએ, અને ચોરી, લુટ, ફૉરજરી, ભયંકર દગાબાજી, વિગેરે હજારો આરોપોને વાસ્તે એ ફાંસીગર ફાક્રડાને એકદમ જીલાવીજ દઇએ," માહરા ઘણા ઉશ્કેરાયલા બાપ બજીદ થયા.

"નહીં, નહીં, પપા, એવું ઉતાવલ્યું કાંઇ કરવાનું નથી," મેં હવે જરા તીખાસથી કહ્યું. "તે વેરનો મારેલો તમારીજ આગલી કારકીર્દી લોકમાં જાહેર કરી દે તો માહરો નાશ થઇ જશે."

"તોબી તેની પાસ તો પાછાં જઇજ આવ્યે," માહરા પપાએ દીવાન્યત ઝનુનથી કહ્યું; "જોઇએ તો ખરાં! પુછયે તો ખરાં! તું કહેછ તેમ કાંઇ ભુલ તો નથી થઇ? ચાલ માહરી સાથે."

ગાડી બાહેર તૈયારજ હતી. એજ ગાડીમાં પપા મને લેવા આવ્યા હતા, અને તેમાં પહેલાં માહરા બાપ જ્યાં રહેતા હતા ત્યાંજ અમે ઝોંકાવ્યું. અમારે પેલું ઘરનું ડીડ જોવું હતું કે તેમાં બી સહી સાબુત છે કે નહીં. કદાચ—કદાચ બનવા જોગ હતું કે તે સહી જો સાબુત હોય તો આ કાંઇ ભુલજ થયલી હોય?

મને ગાડીમાં બેસાડી રાખીને માહરા પપા પોતેજ અંદર જઇને તે જોઇ આવ્યા, અને પાછા આવ્યા ત્યારે મેં તેમના ચેહરા પરથીજ જોઇ લીધું કે તે દસ્તાવેજ તો સાબુત હતો. તેવણ તે પોતાની સાથે લેતાજ આવ્યા હતા, અને ગાડીમાં બેઠા પછી તે મને બતાવ્યો. તે

એક સાબુત પાર્ચમેન્ટ હતું, અને તે માંહેલું લખાંણુ જે ગઇ કાલે અમોએ વાંચ્યું તે બોલે-બોલ તેમાં તેમજ મોજુદ હતું.

અમો, તેથી, જરા વધારે હીંમત પામેલાં પાર્કસનાં ઘર આગળ હંકારી ગયાં. એ સોએ એક ટકો અમોને ઉમેદ કરવાનું કારણ થઇ પડયું કે કદાપી દગો નહીંજ થયો હોય ને ભુલ બી થઈ હોય ?

તે ઘર આગળ પહોંચતાં અમે આતુર નજરો બારી બારણાં પર નાખી કે તે કાલું કરીને નાહસી ગયો હતો કે હજી અત્રેજ હતો તેનો નીરણય થાય; પણ નહીં. દેખીતી રીતે તેઓ ત્યાંજ હતાં, અને જરા આગળ ગાડી ગઇ કે એટલા આગળ પેલોજ મોટાં પેટનો દમામદાર દરબાન ખડો હતો તેને જોઇને અમને વધતી હીંમત આવી.

"તાહરો શેઠ ઘેરમાં છે કે?" માહરા પપાએ બન્યું એમ પોતાનો ગુસ્સો દાબી તથા અવાજ શાંત કરીને તેને નરમાશથી પુછયું.

"હા સાહેબ; પધારો," તેણે સભ્યતાથી અમોને રસ્તો બતાવતાં કહ્યું—અને ગઇ કાલે જે ઑફીસમાં કામકાજ આટોપવામાં આવ્યું હતું ત્યાંજ તે અમોને લઇ ગયો.

ત્યાં મી૦ પાર્કસ હમણાં પણ પોતાની ડેસ્ક આગળ બેસીને કાંઇક લખતો હતો, જે અમોને જોતાં તરતજ ઉભો થયો, અને ઉલટમંદ આગળ દોડી આવ્યો. તે જરા બી બીધેલો કે શરમાતો દેખાયો નહીં. કાંઇ બી અસાધારણ બનેલું હોવાનો તેને ખ્યાલજ નહીં હોય તેમ તે ઘણો ખુશમીજાજી દેખાતો હતો.

"ઓ આવો, બેસો," તેણે અમોને આવકાર આપ્યો. "આજે તો દાહડો ઘણો ખુશ-નુમા છે! બાઇ-ધ-બાઇ મીસ પર્સી, આજે રાતના ખેલમાં તમારો પાર્ટ છે કે? માહરાં થોડાંક ફ્રેન્ડઝ બહારગામથી આવેલાં છે તે લોકો તમોને જોવાને વાસ્તે ઘણાં આતુર છે."

"હું મોરનીંગમાં છેઉં, અને હજી એક પખવાડયું રજા પર રેહવાની છઉં," મેં સભ્યતાથી જવાબ કાધો,—કેમકે માહરી ખાત્રી થઇ કે પેલા ચૅકની કાંઇ ભુલજ થયલી હોવી જોઇએ, નહીં તો તે એટલો બધો બેપરવાહ હોય કેમ?

"ઓ, કોણનો મોરનીંગ જે?"

"માહરાં એક દુરનાં સગાં ગુજરી ગયાંછ," મેં ટુંકમાં કહયું.

"ઓ, આઇ સી! ત્યારે કાંઇ ચીંતા નહીં; પણ આજે કાંઇ અત્રે તમો બાપ બેટીએ પાછી તસ્દી લીધી?" તેણે કાંગલો કુંગલો થઇને પુછયું.

"એક ઘણી ભયંકર ભુલ થયલી લાગેછ," માહરા પપાએ નરમાશથી કહ્યું; "કદાચ તમોને ખબર નહીં હશે."

"ભુલ? શાંની ભુલ?" તેણે નિર્દોશતા અને અજાયબીના દેખાવથી પુછયું.

"તમે એક મિનીટમાં તે સમી કરી લઇ શકશો," માહરા બાપે કહ્યું. "ગઇ કાલે ચૅક આપવાને બદલે તમારાથી અમને કોરાં કાગલનો એક ટુકડો આપી દેવાયોછ! જોવોની?"—અને માહરા પપાએ તેને પેલી સ્લીપ પાસ કરી.

"કોરૂં કાગળ! ઓ, હા, ખરેખર! હા-હા-હા-હા!" તે મોટે સાદે હસ્યો. "બેઉ સાઇડ કોરીજ દેખું!"—અને વળી મોટે સાદે હસ્યો, જે પછી તે કાગળ ફાડી ચીર્યાં કરીને તેણે ફેંકી દીધું.

"હવે એ રમુજી ભુલ સુધારશો કેની?" માહરા બાપે બી હસીનેજ કહ્યું.

"ઓ ખચ્ચીતજ; નહીં કાંએ? પણ જરા સબુર કરો. બીઝનેસ ઇઝ બીઝનેસ!! માહરે જરા બેન્કમાં તલાસ લેવી જોઇએ. એ કાયદા પ્રમાણે છે. એમાં તમો બાપ બેટીએ જરા બી બુરૂં માનવાનું નથી."—અને તેણે ટેબલ પરનો ચંગ વગાડયો, એટલે ગઇ કાલવાળો કલાર્ક મી૦ મૉસ, કે જેણે અમારી સહીઓ સાંમે શાખ ભરી હતી તે, તરત આવીને હાજર થયો.

"મી૦ મૉસ," તેને જોતાંજ મી૦ પાર્કસે કહયું, "જરા એક ગાડી કરીને તરતજ આપણા બેંકરો પાસે દોડી પોંહચોની? માહરી પાસ બુક તેઓની પાસેજ છે, કેમકે મને અત્યાર સુધીનો માહરો હીસાબ જોઇએછ. જલદી પાછા આવજો. અહીં આએ સાહેબો ખોટી છે."

મી૦ મૉસ જવાબમાં નમ્યો અને ઉતાવલે ગયો.

"એટલે જોવેની, બનવાજોગ છે કે કોઇએ ચૅક વટાવી લીધો બી હોય, અને આપણે ભરમમાં કુટાતાં હોઇએ. હું દલગીર છું, મીસ પર્સી, કે મીસીસ પાર્કસ ઘરમાં નથી. જરા કાંઈ ખરીદીએ ગયલી છે. તમો સાહેબો બાહેર ડ્રૉઇંગરૂમમાં બેસશો? જેવો મૉસ જવાબ લઇને આવશે કે હું તરતજ તમો બેઉ સાહેબોને પાછાં અંદર તેડાવી લેવશ."

"મી૦ પાર્કસ," મેં એ ઉપરથી ચહેરામાં ઘણી લાલ થતાં જરા ગુસ્સે થઇને કહયું; "તમે એ તો અમોને ઘણું અપમાન કરોછ. તમો એમ ધારીજ કેમ શકોછ કે ખરો ચૅક વટાવી લઇને અમે તમોને એક કાગલના ટુકડા સાથે પાછાં એમ ગલે પડતાં આવ્યાં હોઇએ?"

"નહીં, દીકરા, એમાં તાહરી ભુલ છે," માહરા પપાએ તરત વચ્ચે પડીને કહયું, "આવી મોટી રકમ તે ભલે એવણુ પોતાની જોઇએ તેમ ખાત્રી કરીને કામ કરે. બનવા જોગ છે કે ચૅક પડી જાય અને કોઇ બી વટાવી લીએ."

"ત્યારે તો, મી૦ પાર્કસ, હું તમારી માફ માંગુંછ," મેં સાદાઇથી કહયું.

"ઓ, હું તુંને ખુશીથી માફ કરૂંછ, ઍલન," પાર્કસ સતો થયો અને હસ્યો; "તમો બૈરાંઓની તે વળી અક્કલ કેટલી? તમો લોકો બીચારાં બીઝનેસની રાહરીતીઓમાં સમજોજ શું જે? હવે તમે સીધારો ડ્રૉઇંગરૂમમાં, અને બેસો. લાંબે જવાનું અને હીસાબ તૈયાર કરાવીનેજ લાવવાનું એટલે મૉસને કલાક એક તો થશે. હું તમોને તરત તે આવશે એટલે અત્રે બોલાવી લેવશ."

અમો ગયાં. અમો જઇને ડ્રૉઇંગરૂમમાં બેઠાં, અને કરડી કુતીને વખત કાઢવા લાગ્યાં. અમોએ કાંઇક આલબમો જોઇ, વિગેરે. એટલું તો લાગતુંજ હતું કે પાર્કસની દગાની દયાનત નહીંજ દેખાતી હતી.

એમ એક નજદીક દોઢ કલાક ગુજરવા પછી ગાડીનો પાછો અવાજ આવ્યો, અને માહરા પપાએ બારીએ ડોકાવીને જોયું તો મૉસ પાછો ફર્યો હતો. બીજી બે ત્રણ મિનીટ,

અને પાર્કસ અમો હતાં ત્યાં આવ્યો. તેના હાથમાં તેની પાસબુક હતી, અને તેના છેડા ફેરફાર દેખાતા હતા!

"એ આએ શું તમે લોક બચ્ચાંનાં ચેડાં જેવી વાત લઇ આવ્યાંછ?" એણે ગુસ્સાથી કહયું; "માહરો ચૅક તો બેંકવાલાઓએ પગાર કીધેલોજ છે! આએ તેવોની છેલ્લામાં-છેલ્લી એંટ્રી!"

"ઓ ખુદા, તે કેમ બને?" મેં ગભરાઇને કહયું; "હું તો તમોને કસમ પુર્વક કેહુંછ, મી○ પાર્કસ—"

"બધું બને, બાઇ સાહેબ, બધું બને!" પાર્કસે તુચ્છકાર કરયો; "દુન્યામાં શું નથી બનતું જે? આએ જોવોની તમારાં નામનુંજ પેમેન્ટ થયલું છે! મૉસ ખબર લાવ્યોછ કે જે સહવારે બેન્ક જેવી ખુલી કે કોઇ બાઇએ આવીને ચૅક વટાવી લીધો!"

"ત્યારે તો ખચીત દગો થયલો છે," મેં ગુસ્સાથી કહયું.

"દગો—ખરેખરોજ દગો!" માહરા બાપે ઝનુનથી બખાલ્યું. "લાવ જોઉં, તાહરી પાસ બુક બતાવ?"

"હા, બેલાશક; જોવોની," પાર્કસે ઠંડે કલેજે કહ્યું,—અને તે પાસબુક માહરા પપાને આપી.

"એ આએ શું?" માહરા બાપે જોતાં સાથે ગુસ્સાથી પોકાર્યું; "આએ તો માહરી દીકરીને નામે ત્રણ હજાર પાંઉન્ડ કોઇએ ડ્રૉ કીધેલા છે!"

"એટલે, તમારૂં માથુ ખીસી ગયુંછ શું?" પાર્કસે ધ્રુરકીને કહયું; "ત્રણ હજાર નહીં તો કેટલા હજાર પાંઉન્ડ હોય જે?"

માહરા બાપ તો ગુસ્સાથી ગુંગલાઇજ ગયા. એકાદ પળ તેવણ તો જાંણે પોતાની વાચાજ ગુમાવી બેઠા, અને હું પોતે બી આએ એક સ્વપ્નો જોતી હતી કે એક ખરો જીવતો જાગતો બનાવ અનુભવતી હતી તે વાસ્તે માહરાં મનથી ખરેખર જાંણે ગુંચવાઇ ગઇ.

"આએ ત્રણ હજારનો ચૅક તો, કમીના, તેં અમારૂં મન સમજવા લખીને તે ઉપર માહરી દીકરીનું એન્ડોર્સ લીધું હતું, અને તે તો તેં દુંચો કરીને સઘડીમાં નાખ્યો હતો," માહરા પપાએ હવે મોટા ગુસ્સાથી કહયું; "અમે તો અમારા છત્રીસ હજારના ચૅકની વાત કરયેછ!"

"છત્રીસ હજારનો ચૅક!" પાર્કસે મોટામાંમોટી અજાયબીનો દેખાવ કરી મોટે સ્હાદે પોકાર્યું; "આએ બુઢો આજે અહીં છાકટો થઇને આવ્યોછ કે ખરેખર ઘેલોજ થઇ ગીયોછ! જોરે એઇ!"—અને તેણે એક એવી તો બુમ પાડી કે હું તે સાંભળતાં દીસ્તી રીતે ચમકી. "જોરે એઇ, તું જો કોઇ તાહરી ઠગબાજીથી આજે મને અત્રે ચેતરવા કાતરવા આવ્યો હોય તો તું માણુસ ભુલ્યોછ! તમારાં લોકોનાં મને સહી કરીને આપેલાં લખત પ્રમાણે મેં ત્રણ હજારનો ચૅક માહરા કલાર્ક મી○ મૉસનાં દેખતાં તમોને ભરી આપ્યોતો, અને તે તમોએ વટાવ્યોછ! હવે બીજું શું કેહોછ?"

હવે માહરી ધીરજ ખુટી ગઇ.

હું ઝનુનથી તેનાં આંગપર ધસી ગઇ, અને ઘણા ગુસ્સાથી ઉંચકાતી છાતી સાથે એટલુંજ બોલી શકી, "મી૦ પાર્કસ, તમે એક નીચમાંનીચ પંક્તીના બદમાશ હતા, અને આયંદા તમો તે તમારાં ખરા સ્વરૂપમાંજ ઉંઘાડા પડયા! તમે અમારી સાથે જે ભયંકાર દગલબાજી કીધીછ તે અમોને અને અમારા ખુદાને જેટલી ખબર છે તેટલીજ તમે પોતે પણુ તે તમારાં અંતરમાં સારી રીતે જાંણોછ!"

"સારૂં છે કે તું એક છોકરી છે," તે લબાડ પાપીએ બે કદમ પાછળ હઠતાં કહ્યું, કારણકે ખરેખર તે હીચકારો બીહતો જણાયો કે હુ માહરાં ઝનુન વચ્ચે એકાદ લપડાક ખેંચીને તેને લગાવી કાહ્ડશ!—"નહીં તો હું તુંને અહીંજ તાહરી એ જબાંદરાજીનો સવાદ ચખાડતે!"

"ભયંકાર ફૉરજરી કરનાર બદમાશ!" મેં માહરી પરનો કાબુ ખોહી દેતાં કહયું.

"ભયંકાર ફૉરજરી કરીને જન્મદેશનીકાળની જેલમાં જઇ આવનારા અને ત્યાંથી વળી નાહસી આવનારા એવડા બદમાશ બાપની બેટી, તાહરૂં મોંહું સમાલ!" તે કમીનો કમજાત તે સાંભળી એકદમ પત્રારે ગયો, પણ તે એવી રીતે કે હું અને માહરા બાપ જ્યાં ઉભેલાં હતાં તેની વચમાં એક ટેબલ રાખીને તે ટેબલની પછવાડે નાહસી જઇનેજ તે બાયલો એ બોલ્યો; પણ માહરાથી તેણે બીહવું હતુંજ નહીં! માહરાથી ગુસ્સામાં બેઅખત્યાર જે બોલાઇ ગયું તેના જવાબમાં તે દુષ્ટે મને જે મીહીનું માર્યું તે બોલેબોલ ખરૂં હોવાથી માહરા હાથ પગ બધા વેરવાટલો થઇ ગયા અને હું અસહ્ય દુઃખ પાંમી, કે જ્યારે માહરા પપા તો પેલાને પકડીને તેનું ત્યાં ને ત્યાં ખુંનજ કરી નાખે એવી રીતે દાંત પીસતા ઉભા હતા!!

મેં તેવણુને ઠંડા પાડયા.

"માહરોજ વાંક થયો, પપા ડીઅર; મને માફ કરો," મેં કહયું; "આએ પાપી માણુસને એ મીહીનું મારવાની મેંજ જાંણે તક આપી!"

"તું માહરી પરવાહ ના કર, ઍલન," માહરા પપાએ ખોખરા અવાજે કહયું; "મને હાલ તો આએ મુજીનેજ પોંહચવા દે."—અને પાર્કસનાં આંગપર પાછા ધસી જઇને તેવણે કહયું, "બોલ, કમજાત, હવે તું શું કેહછ? અમારા છત્રીસ હજાર ત્રણુસો પાંઉન્ડનો ખરો ચેક તું હજી બી ભરી આપેછ કે નહીં? નહીં આપે તો એમજ જાંણુ કે તું મુવો!"

"અરે ચાલ ચાલ! હું પાછું બી કેહુંછ કે તમો બેઉ બાપ બેટીનું માથુંજ ખસી ગયુંછ," તે લુચ્ચા વકીલે સાયામ કાને હાથજ મુકયા! "તમો શું કેહવા માંગોછ તે હું સમજીજ નથી શકતો. કાંઇ તમો ભુલમાં કે ભરમમાં કુટાવોછ? લેવોની, હું પાછી બી તમારી ખાત્રી કરૂં."—અને અમો જવાબ આપ્યે તેની આગમચ તો બારણાં આગળ જઇને પેલા મી૦ ઑસને તેણે મોટે સાહદે હાંક માર્યો, જે બીજીજ પળે અમો જ્યાં હતાં ત્યાં દોડી આવ્યો.

"પપા, તમારો સ્વભાવ જરૂર હવે હાલમાં સંભાળજો હં," મેં તે દરમ્યાંન માહરા બાપના કાનપર પડીને ઉતાવળે વિનંતી કરી. "એ બુરો તમારી આગલી મુશકેલી આએ કલાક'નાં દેખતાં જાહેર કરી દેશે તો ઘણું બુરૂં થશે, માટે ઘણું સંભાલજો."—અને તેટલાં તો મૉસ અંદર આવ્યો.

"મી૦ મૉસ, એમ આવો. આએ બાપ બેટીની રૂબરૂ માહરે ખાત્રી કરવા તમોને એક બે સવાલ કરવા છે," પાર્કસે હવે દમામથી કહયું.

મી૦ મૉસ તાબેદારીનું નમ્યો.

"ગઇ કાલે મીસ પર્સી અને તેવણુના આએ બાપે એક લખત મને સહી નહીં કરી આપ્યું હતું?"

"અલબત કરી આપ્યું'તું, સાહેબ, ને મેં તે પર માહરી સાક્ષી બી આપેલી છે," મી૦ મૉસે જવાબ કરયો,—અને અજબ થઇને તે અમો બન્નેને જોવા પડયો કે એટલા વારમાં અમો એવી જોરાવર વાત કેમ નામુકર જવા આવી શકયાં હતાં!

"અને તે એ લોકોએ સહી કરી આપેલાં લખતની મતલબ શું છે, વારૂ?"

"એટલીજ કે મરનાર મી૦ ફોરસીથનાં વીલ બાબે તમો બે પાર્ટી વચ્ચે જે વાંધો ઉઠયો હતો તે ફકત ત્રણ હજાર પાંઉંન્ડની એક રકમ લઇને એ લોકે ખેંચી લીધેલો છે, અને કબુલ કીધેલું છે કે તે વીલ તમારી ફેવરમાં જે છે તે તદન હકદાર ને ખરેખરૂં છે;

"ધેટસ ઇટ; અને એ ત્રણ હજારની રકમ ઉપરાંત આપણે બીજે બી કાંઇ બદલો એ લોકોને આપ્યોછની?"

"જી હા; લીડસ ખાતેનું મરનારના મી૦ ફોરસીથનું ઘેર જે કીંમત આશરે અઢીસો પાઉન્ડની અંકાયલી છે તે તમે એ બાઇનાં નામપર કરી આપ્યુંછ."

"અને તે ઘરનું ટ્રાન્સફર ખત બી મેં એ લોકને સ્વાધીન કીધુંછની?"

"જી હા."

"અને ત્રણ હજાર પાંઉન્ડનો ચૅક બી તરતજ તમારી સાંમે મેં ભરી આપ્યોતોની?"

"જી હા."

"અને તે ચૅકનાં પેમેન્ટને વાસ્તે આપણી રૂબરૂમાંજ એ બાઇએ એન્ડોર્સમેન્ટ કીધુંતુંની?"

"હા, સાહેબ; માહરાં દેખતાંજ!"

"અને તમે હમણાં બેંકમાંથી ખબર લાયાછ કે તે ચૅક આજે સહવારે એ લોકે બેંકમાંથી વટાવી બી મંગાવ્યોછ?"

"જી હા, સાહેબ; બેંકે તે પેમેન્ટ કીધેલું છે, અને તે માહરી નજરે જોઇને હું ખાત્રી કરી આવેલો છું."

"બસ એટલુંજ મને તમોને પુછવાનું હતું; થેંકયુ, મી૰ મૉસ."—અને તે કલાર્ક નમીને તરત પાછો બાહેર ચાલી ગયો.

અમો બન્ને તો જાણે એ દરમ્યાન તદન સુનાં સાવજ થઇ ગયાં! કેટલી સીફતથી, કેવી સફાઇથી, કેવી તારીફલાયક હુશ્યારીથી આ એ બદમાશ ઠગારાએ પોતાનું પાકકું કરી લીધું હતું, અને અમો ચવડી કે સવડીજ નહીં શકયે તેમ કેવી રીતે તેના હાથ પર અમે સાબુત વેચાયાં હતાં તે બધુ ખ્યાલમાં લેતાં અમો તદન દંગ થઇ ગયાં. તે કમીનો માહરી આખી દોલત એમની એમ જમી ગયો, અને ફકત ત્રણેક હજાર રૂપરડીનું ગરગામડેનું એક ગરીબ ઘરનું થોઅલું મને આપીને અમારી પાસે સાંમું આફરીન કરવા જોગ તાસુબીથી લખાવી લીધું કે પેલું ફૉરજરીવાલું વસીઅતજ ખરૂં હતું એમ અમો અમારી રાજી ખુશીથી કબુલ મંજુર રાખતાં હતાં! પેલો ત્રણ હજારનો ચૅક હુંચો કરીને સગડીમાં નાખેલો તેણે અમારા ગયા પછી તરતજ પાછો કાઢી લીધેલો હોવો જોઇએ, અને હવેજ અમોને ધ્યાંન આવ્યું કે તે વખતે સગડીમાં આતશ બીલકુલ હોલવાઇ ગયલો હતો. તે ચૅક પછીથી આજે તેણે વટાવી મંગાવેલો હોવો જોઇએ, અને તેની પછવાડે તેજ વખતે માહરૂં એન્ડોર્સ વટીક લઇને તેણે બધું તદન પાકકુંજ કરી લીધેલું હતું!

"વૅલ, હવે તમારે કાંઇ વધુ કેહવુંછ?" મી૰ મૉસનાં જવા પછી તે લુચ્ચાએ અમારૂં પાકાને પલેઠર થઇ જાય તેમ પાક બેહયાઇથી અમોને તદન ઠંડે કલેજે પાછું પુછયું.

"તું લુચ્ચાને હવે ત્યારે કહીએ તે શું—સિવાય કે એક મુકીથી તાહરૂં જડબુંજ ભાંગી નાંખવાનું મને ખરેખર ઘણું મન છે!" માહરા પપાએ પાછા ઘણા ખીજવાઇ પડતાં કહયું—અને મેં તેવણુને તરત વળી પકડી લઇ બડી મુશકીલથીજ શાંત કરયા.

"ચાલ એઇ, માહરાં ઘરમાંથી હવે ત્યારે ભરયા ભારમાં રસ્તો પકડ, નહીં તો હું માહરા ગુસ્સામાં કાંઇનું કાંઇ કરી નાખશ," તે માહ બુરાએ હવે ઘણા મોટા અવાજે અમોને હડધુત કરયાં. "તું એમ ના સમજતો કે તું એમ દમસમ કરશે તેથી તુને ને તાહરી દીકરીને હું જતાં મુકશ. આપણી વચ્ચેના કરાર પ્રમાણે મેં આબરૂ ઇજતથી ત્રણ હજાર પાંઉન્ડનો આપેલો ચૅક વટાવી લઇને મને પાછાં ગળે પડતાં બેઉ બાપ દીકરી આયાંછ તો ખરાં, પણ સમાલજે! હું અબઘડી એક કોનસ્ટેબલને બોલાવીને બેઉનું પાંખડું પકડાવી દઇ શકશ!"

"અરે તમોને એમ બોલતાં કાંઇ શરમ લાજ બી નથી થતી!" મેં રડી દઇને કહયું; "તમે કેટલી હદ સુધીના પાપી છેઓ!"

"ચાલ, ચાલ, તાહરૂં મોંનું સંભાલ, છોકરી! નહીં તો કે લોકોમાં તું ઘણું ફુલ્લાં કરી રેહીછ તે બધી તાહરી કહેવાતી ઇજતના હું ઘડીની વચમાં વાવટેવાવટા ઉડારી નાખશ! શરમાવાનું તો તમોને બેઉને છે કે ચોકસ સમજુતપર સાક્ષીઓનાં દેખતાં લખત સહી કરી આપી ચૅક લઇ ગયાં, અને તે છતાં પાછાં બેશરમીથી ગળે પડતાં આયાં!"

"ચાલો, પપા, ચાલો!" મેં હવે નાચારીથી માહરા પપાને ઘસડતાં કહયું; "આપણે આબાદ એના હાથ પર વેચાયાંછ, અને આપણું કાંઇજ ચાલે એમ નથી, તો એને આપણે

અવેજ મોજ કરીને ખાવા દેવો અને મરવા દેવો! આપણે એને જતો મુકયો, પણ ખુદા એને મુકવાનો નથી!"

"ખરી વાત છે, માહરાં બચ્ચાં!" માહરા બાપે ઘણીજ ઉંડી ગમખ્વારીથી કહયું. "ભલે એ તાહરો હક ખાટલે પડીને ખાએ. આએ દોજખી હવામાં માહરે હવે તાહરા જેવી એક નેક ને પાકને એક પળબી જારતી રેહવા દેવી નહીં જોઇએ. ચાલ!"—અને અમે પીઠ ફેરવી ચાલતાંજ થયાં.

"કેમ, નાટક ખલાસ કીધો શું? અરે ઉભાં રેહોની! એમ બી ને એમ બી એક ફારસ બી કરીનેજ જાઓની!" તે કમીનો લુચ્ચો દુરથી ને દુરથી અમારી પીઠે અમારૂં પાકવતો ને ગેરવતો હતો, પણ અમે તેના એ પાપી બકવાતપર કાંઇજ જારતી ધ્યાંન આપ્યું નહીં, અને હારેલાં અને હેરાંન થએલાં, સરઅસર કચડાઇ ગયલાં, તે પલીદ મુકામમાંથી અંતરની ઘણી ઉંડી નાસીપાસી વચ્ચે અમો પાંછાં બાહેર પડયાં.

---

## પ્રકરણ ૧૧૨.

"આવો દગો તો કોઇએ દુન્યાં વરણમાં બી નહીં જાણ્યો હશે!" અમે ગાડીમાં બેસીને અમારાં ઘર તરફ પાછાં ફરતાં હતાં ત્યારે માહરા બાપે મોટા અફસોસનાં અતવતથી કહયું. "ફકત આએ ત્રણ હજાર રૂપરડીનું ગર ગામડેની ગલીમાંનાં એક ખખડી ગયલાં જુનાં પુરાંણાં ઘરનું થેઅલું તુંને આપીને તે કમીનો દોજખી બાકીનું બધું આસાનીથી જમી ગયો, અને સાંબાં આપણનેજ મજબુત જકડપકડ બાંધી લીધાં!"

"એ બી ગનીમત છે, પપા," મેં તેઓનુને પટાવીને ઠંડા પાડયા. "એટલું બી કાંહાં હતું? એ માહરી બચગીનું ઘેર માહરૂં ઘણું માનીતું છે, અને તેની માલેકી મને મળી તેથી બી હું તો ઘણી રાજીજ થાઉંછ. માહરે કાંઇ તેની કીંમત તરફ નથી જોવાનું. માહરે તો એ પ્યારાં મકાંનની અસલ અગત જોઇને સંતોષ માનવાનો છે."

"ઘણોજ બુરો! ઘણોજ બુરો!" માહરા બાપે માહરૂં જરા બી સાંભળ્યા કે તે પર ધ્યાંન આપ્યા વના પોતાનો પટપટારો ને પહરયારો ચાલુ રાખ્યો; "કેવી સીફતથી કામ લીધું કે કાયદાની ચુંગાલમાંથી આબાદ બચીજ ગયો! ધોળે દીવસની લુટ ચલાવીને અને એક આખાં વીલની સૌથી મોટી અને સૌથી ભયંકાર ફૉરજરી કરીને આસાન ફાવીજ ગયો! તું કહેછ તે તદન ખરૂં છે, ઍલન, કે ધારાથી હવે આપણું કાંઇ ચાલે નહીં, અને તાહરે વાસ્તે, માહરી દીકરી, માહરો જીવ તેથી બળીજળીને બે પડ થઇ જાયછ!"

"તેમ ના થવા દેવો, ડીઅર પપા," મેં ઓજારખ્વાહીથી માંગી લીધું. "હતું શું ને ગયું શું? એ આઇતી દોલત પર આપણે એટલી મદાર બાંધી ગણત્રીઓ કીધી તેજ ભુલ કીધી. માહરે આએ ઉમરે માહરાં ખભાં પરજ મુસ્તાક રેહેવું જોઇએ. આપણી હાલત જે છે તેજ રેહેશે. ખોદાની બખશેશથી કાંઇ વધારે બુરૂં તો નથી થયું જે તેની વાત? હું વરસે બે હજાર પાઉન્ડ એ માહરા ધંધાથી પેદા કરી શકુંછ તેજ શુકર છે!"

"તે હજારો શુકર છે," માહરા ભલા બાપ તરત એકમત થયા. "હવે ખેર; ખોદા એ બુરાને પુગે! હવે તો તું લીડસ ખાતે એક ફેરો મારી આવ, અને એ ઘરનો કબજો લે."

"હા, પપા, માહરો બી એજ વિચાર છે," મેં કહયું; "તે રીપેર કરવા ને સારી હાલતમાં મેળવાનો માહરો લોભ છે, અને માહરી એ સંબંધમાં તમો જોગી એક અરજ છે."

"તે શું, માહરાં બચ્ચાં?"

"કે તમારી બાકીની જીંદગી તમે એ ઘરમાંજ હવે પછી નીરાંત કરી રહીને આરામથી ગુજારો."

"તે કદી નહીં બને, માહરી દીકરી!" માહરા બાપે લાગણી ભેર પણ ઠરાવથી કહ્યું; "ત્યાં હું રહું તો માહરી આગળી પાપી કારકીર્દી મને કદમોકદમ રોજ યાદ આવ્યાજ કરે! વળી હું એક તાહરા જેવી મીઠી દીકરીનો પડોશ પડતો મેલીને એટલે દુર કયાં જઇને રહું! હું તો અહીં પાસે ને પાસે "ફોરેસ્ટ હીલ" પર એક ઘણું મજાહનું નહાનું કૉટેજ જોઇ આવેલો છું ત્યાં ખાલી કરવાનો છું. ઘણું મજાહનું ને ઘણું એકાંત છે, અને ત્યાં મને ઘણું ગમશે. તુંને બી ગમે તેવુંજ તદન ખુશનુમા છે. તું ગમે ત્યારે તાહાં આવશે અને એક બે દહાડા અવારનવાર રહેશે તો તને બી મજાહનુંજ લાગશે. અફસોસ એટલોજ છે કે હું બી એ માહરા બધા ખરચો સાથે તું માહરાં વહાલાં બચ્ચાંને માથે પડેલો તુંને બોજો કરનો—"

"ચુપ કરી જાઓ, પપા!" મેં લગભગ ગુસ્સાથી કહ્યું; "તમોને સુખમાં રાખી શકવા ખાતર તો મને એ ધંધામાં ને કમાઇમાં બેવડી મજાહ મલેછ! ફરીથી કોઇ દહાડે એવું બોલતાજ ના ને મનમાં ધારતા બી ના! હું તમોને દર મહીને હમણાં જે આપુંછ તે કરતાં ચાર ઘણું બી વધારે આપવું પડે તો ખોદાની આપેલી આવી માહરી ઘરખમ વાર્ષીક આવક જોતાં મને તે ભારી શું થવાનું છે જે તેની વાત? છોકરાંઓ જો માયબાપનો બુઢાપો નહી ઠેરવે તો છોકરાંજ શાંનાં?"—અને માહરા બાપે એ બધું સાંભળતાં હર્ષથી ઉશ્કેરાઇને ઘણાંજ નીખાલેશ હેતથી મને પેટમાં ચાંપી તે વાસ્તે વાંચનારાં સાહેબોને શું માહરે કોઇ ખાસ ખાત્રી આપવી જોઇશે?

હું ઘેર પાછી ફરી. હું દીલથી દીલગીર કે દુખી નહીં હતી એમ તો કહી શકાશે નહીં. આવી એક મોટી દોલત, માહરા માનીતર હકની, છેક માહરા હાથ સુધી પોંહચેતી પાછી ખેંચાઇ ગઇ તેનો ગમ મને ઘણો હતો, પણ મેં માહરૂં એ દુઃખ શાંતીથી સહન કરી લીધું. નસીબદાર એ હતું કે મેં એ મને મલનારી મોટી દોલતની વાત કોઇ આગળ કરેલીજ નહીં, અને તેથી કોઇને મેં એ જે ખમ્યું હતું તે વાતનો સ્વપ્નો થઇ શકયો નહી.

એમ એક પખવાડયું ગબડી ગયું, અને હું પાછી સ્ટેજપરજ દેખાવ કરતી થઇ. લોકોએ ઘણી મોટી સંખ્યામાં તે રાત્રે ઠીએટરમાં હાજર થઇને મને મોટો હર્ષીત આવકાર આપ્યો, અને મેરી ગ્લેન્ટવર્થ તો મને ઍકટ કરતી પેહેલવેહલી જોઇને બધી હરખાઇ હરખાઇ ગઇ. તે એ ભલી છોકરીનો જાંણે મોટામાંમોટો લોભ અને અરમાન હતો. વાંચનાર યાદ કરશે કે તેનું સૌથી માનીતું વાંચણ "શેકસપીઅર" હતું, અને એ માહાન નાટકકારના નામીચા ખેલોમાં હું માહરાં ઍકટીંગથી ખુદાની દયા સાથે જે મોટી નામના સંપાદન કરી

શકી હતી તે તારીફની વાત ડોવરનાં તેનાં એકાંતમાં પણ તેને કાંને પોંહચેલી હોવાથી અમો પેહલાં મલ્યાં તેજ દાહડે અને તેજ દમમાં તેણે માહરી વાત કાઢી હતી! એટલામાટે એક પછીથી એક અરપા થયલા સંજોગોનાં પરીણામમાં તે મને તેના એક માનીતા ખેલમાં સ્ટેજપર આયંદા જોવા પાંમી તે પોતાને માટે તે એક ઘણોજ ભાગ્યશાળી સંજોગ માની લેતી હતી, અને મને તેણીએ જે મુબારકબાદીઓ કહી સંભળાવી તે બીલકુલ પ્રમાણીક દીલનાં જોશનીજ હતી.

એ પછી બીજે દાહડે અમો રીહીયરસલમાં ગયાં ત્યારે મેરી મી○ નોરમનની ગાડીમાં કાંઇક ખરીદીએ ગઇ, અને રીહીયરસલમાં માહરી રોકાંણ ફકત કલાકેકનીજ થવાની હતી (કે જયારે નોરમનવાલાંઓને તો ત્રણેક કલાક ત્યાં રોકાવાનું હતું) તેથી મેં મેરીને ફરમાશ કરી હતી જે ખરીદીએથી પાછી ફરતાં તે ઠીએતરમાંથી મને ઘેર પોતાની સાથે લેતી જાય; અને થયું બી એમ કે ખરેખર માહરૂં કામ બી ખતમ થયું અને મેરી મને લેવા પણ આવી! અને હું ગાડીમાં બેસવા ગઇ તો જોઉંછ કે મેરીનો ચેહરો કાંઇક અજબજેવો ખુશાલ હતો. તે મને કાંઇ કહી દેવા તલ્પી રહી હતી, અને સઇસ બારણું બંધ કરીને ગાડી આગલથી ખસી જાય તેટલાં બી તેનું ઉછલ ઉછલ થતું દીલ દેખીતી રીતે તે મુશકેલથીજ રોકી શકતી હતી.

"ઓ ઍલન, તમે શું ધારોછ? મેં કાંઇ આજે શોહધ કીધીછ!" તેણે તે સઇસ ગાડી આગલથી ખસી ગયો એટલે તરત પુશકળ ઉલટમંદ કહયું.

હું ફીકરમંદ થઇ. હું તરત સમજી ગઇ કે આ કાંઇ બી તેણીના બાપ ડયુક ઑફ આર્લીના સંબંધમાંજ હોવું જોઇએ, પણ હું કાંઇ સમજીજ નહીં હોઉં તેવો દેખાવ કરીને મેં પુછયું, "એવું તે શું છે, મેરી?"

"મેં આજે મારા કાકાને જોયા!"

"અને તેવણે તુંને બી જોઇ કે?"

"નહીં; અમારી ગાડી એકમેકની આગળથી પસાર થઇ ગઇ, કે જ્યારે મેં તેવણને બરાબર જોયા, પણ તેવણની નજર બીજીજ ગમ હતી; પણ શું માહરી અજાયબીની વાત કહું, ઍલન!" તેણીએ ઘણી ઉશ્કેરણીથીજ જારી રાખ્યું; "માહરા કાકા તો કોઇ જબરા છાંડાવાલા ને મોટા માણુસ છે! એ ખુબસુરત ઘોડાની ઘણી ઉંચી અને ભપકાભરી લેંડોમાં એકલા બેઠેલા! પછાડે બે ચમરીદાર ઉભેલા અને જે જોડી હાંકતો હતો તે કોચમેનનો ને ફુટમેનનો ભપકો તમે જોતે તો અજાયબીમાં આંગળાં કરડતે!"

"પણ તેવણે તુંને જોઈ તો નહીંજ કેની!" મેં પાછું પુછયું—કેમકે શું કેહવું ને શું પુછવું તેજ મને તો સુઝયું નહીં!

"હવે હું તો ઠરાવ કરી ચુકીછ કે માહરે એવણને શોહધી કાઢવા ને જલ્દીથી મલવું," મેરીએ દ્રઢતાથી કહયું; "તમે મને એ વાત તમારા પરજ છોડવા કહીતી તેથી એક પખવા-

ડીયું સુધી તો હું કાંઇ બોલીજ નહીં, પણ હું ક્યાંહાં સુધી એમ ચલાવ્યા કરૂં વારૂં? તમેજ વિચાર કરો, ઍલન!"

"હા, પણ તું એમ છેક આકલી ના થા," મેં નરમાશથી સમજાવ્યું. "તું હજી બી માહરી પરજ એ વાત છોડ; હું જલદીજ એ વાતનો હવે તુને કાંઇ બી ફડચો કરી આપશ."

"હા, પણ ત્યારે માહરી એ વાતમાં કાંઇ બી ભેદ છે એમ તો તમે કબુલ કરોછ ખરાંની?" તેણીએ તરત પકડી પાડયું; "હું ધારતીતીજ! પણ જો એમ ના કરો! જો, જે હોય ને તમો જે જાંણતાં હોવો તે બધું ખરેખરૂં મને કહી દેઓ!"

"તે હમણાં નહીં કહેવાશે, એહન," મેં ગંભીરાઇથી કહયું,—કેમકે તેની એ કાકલુદીથી ખરેખર મને લાગી આવ્યું. "હાલ ચપી જા અને એ વાતજ ખાઇ જા. માહરૂં માન? હું તાહરાં ભલાંમાં છેઉં. હું જલદીજ હવે એ બધી વાતનો ખુલાસો તુંને કરી આપશ."—અને બલી મેરી ત્યારે દેખીતી દીલગીરી અને નાઉમેદીથી તોબી ઘણી ભલાઇ અને સખ્ત તાબેદારીથી ચુપ થઇ.

અને હવે ઘર જઇને મેં પહેલું જે કરયું તે તેણીના બાપ ડયુકપર એક કાગળ લખવાનુંજ હતું. અમો બે વચ્ચે એ વિશે આગલ વાત થયા પછી હું તેના પર તેની દીકરીના બાબમાં લખવા તો ચાહતી હતી, મગર એવા એક નાલાયક ને કપાત્ર આદમીને મોંઢે લગાડવા હું માહરાં દીલને સમજાવી શકી હતી નહીં; પણ એમ કેમ ચાલે? માહરે આએ છોકરીનું કાંઇ સારૂં તો વાંચવુંજ જોઇએની? મેં, તેથી, હવે હીંમત કરીને તેને લખ્યું, પણ ઘણી સંભાલથીજ લખ્યું. તે કાગળ એવી રીતનું હતું કે હું શું કહેવા માંગતી હતી તે ડયુક પોતે વાંચીને તરત સમજી જઇ શકે, પણ તેની બૈરી કે બીજા કોઇના હાથમાં તે કાગળ જો જાય તો તે લોક તે વાંચીને ગુંચવાયાજ કરે.

મેં તે કાગળ એ મુજબ પોસ્ટ કરાવ્યું અને તેના જવાબમાં હું વાટ જોતી બેઠી, પણ તે દહાડો અને બીજો એક આખો દહાડો ઢલી ગયો તોપણ જવાબ તો કાંઇ આવ્યોજ નહીં. વળી ત્રીજો આખો દહાડો! હવે હું ફકરમંદ થઇ કે જરૂર તે કાગળ તેની અદેખી મોહરદારના હાથમાં ગયલું હોવું જોઇએ; પણ તેવામાં ચોથે દહાડે સહવારે મને તેનો જવાબ આવ્યો. તે ડોવરથી લખેલો હતો, કે જ્યાં ડયુક અને ડચેસ પોતાનાં ફેમેલી સાથે હાલમાં ગયલાં હતાં. તે લોકો કૉન્ટીનંટ પર ફરવા જવાનાં હશે, અને શીયાલો ઇટલીમાં ગુજારવા નીકળેલાં હતાં, જેવામાં રસ્તામાં ડોવર ખાતે હાલમાં થોબી ગયાં હતાં એમ કાગળ ઉપરથી સમજાયું.

ડયુકે તેમાં મને લખ્યું હતું કે માહરૂં કાગળ વાંચીને તે અત્યંત દુખ પામ્યો હતો, અને એ સંબંધી વાત કરવા તે મને ડોવર ખાતે ઘણી આજરખ્વાહીથી મળવા તેડતો હતો. તે કાકલુદીથી લખતો હતો કે હું ઇંગ્લાંડ છોડી જાઉં તે આગમચ જરૂર એ મીલાકાત થવી જોઇએ. તેણે લખ્યું કે તેણે પોતેજ એ મીલાકાત માટે તો લંડન દોડી આવવા ફરજ હતી, પણ ચોકકસ સંજોગોનાં પરીણામમાં તે હાલ આવીજ નહીં શકતો હતો, વાસ્તે એક ખાસ

મેહરબાની માંગી લઇ તે મને બોલાવતો હતો. મુસાફરીનો ખરચ વટીક તેણેજ આપવા માંગ્યો હતો, અને ક્યાં અને કેમ મલવું તે પણ તે કાગળમાં સમજાવ્યું હતું.

વળી સંજોગ તો જુઓ ! એજ કાગળની લગોલગ મને બીએત્રીસની ચીઠી આવી. તે લખતી હતી કે તે ડોવર જવા ચાહતી હતી, અને મારકવીસ ઑફ કેમપેન અને મારશ્યોનેસ (તેનાં બેહન બનેવી) કોન્ટીનંટ પર ફરવા ગયલાં હોવાથી હું જો તેની સાથે એક બે દાહડો જાઉં તો તે ઘણી ઘણી આભારી થશે ! દેખીની રીતે તે પોતાના ભરથારના સંબંધમાંજ ડોવર જવા ચાહતી હતી, અને તેથી મેં તેની સાથે જવા તેને તરત હા લખ્યું. વાંચનાર જાણેછે તેમ માહરા પાર્ટ વાસ્તેની તમાસગીર વર્ગની જાનફેસાંની જલદી સમી નહીં જાય તેથી માહરા પાર્ટવાલા નાટકો કાંઇ રોજ ચાલુ મુકાતા નહીં હતા, અને આએ વીકનું પ્રોગ્રામ નકકી થયું હતું તે પ્રમાણે તો મને સુભાગ્યે વચમાં છ દાહડાની પુરતી અવકાશ હતી. મેં, તેથી, બીએત્રીસનું ઇજન કબુલ રાખવાનોજ જવાબ લખ્યો, કેમજે માહરે તો એક કાંકરે બે પક્ષી મારવાનાં હતાં. કાગનું બેસવું અને તાડનું પડવુંજ એવી રવેસે થયું હતું કે જ્યારે મેરીનો પીતા આટલી આજરખ્વાહીથી મને ડોવર પોતાને મલવા બોલાવતો હતો ત્યારેજ બીએત્રીસનું પણ તે તરફ જવું ઉઠી ઉભું થયું હતું, અને તે મને પોતાની સાથે લઇ જવા એ મુજબ કાલાવાલા કરી લખતી હતી.

માહરે ઘરનાં તો બધાં એમજ સમજ્યાં કે મને ફુરસદ હોવાથી અને કાઉન્ટેસ ઑફ કારબની સાથે ઘણાંજ સહીયારાં હોવાથી હું તેના ભેગી ડોવર પાછી સ્હેજ ફરવા જતી હતી, અને મેં મી૦ અને મીસીસ નોરમનને ખાત્રી આપી કે હું છેક ત્યાં તક જતી હતી ત્યારે "રીવર હાઉસ"માં જઇને જુલીને પણ મળી ભેટીને તેની બધી રૂડી ખબર અંતરો લેતીજ આવશ.

એ મુજબ બીજી સહવારે મારકવીસની મુસાફરીની મોટી સુખદાયક ગાડી લઇને બીએત્રીસ મને માહરાં ઘર તક ખાસ લેવા આવી, અને અમો નીકળ્યાં. તે માહરાં સાથે જવાથી માહરી ઘણીજ આભારી અને ઘણીજ ખુશી થયલી દેખાતી હતી.

"અને તું શું તાહરા વરને ત્યાં મલવાજ જાએછ, બીએત્રીસ ?" મેં પુછ્યું.

"હા, ડીઅર," તેણીએ જવાબ કર્યો; "તું મને ખબર આપી ગઇ કે તેવણ ડોવરમાં રહેલા છે ત્યારે આટલા પાસે હોવાથી એક વખત ખાસ જઇને એવણને મળી આવવા માહરો જીવ તલપ્યાજ કરતો હતો, તેવાંમાં તો તેવણે પોતેજ મને તેડાવીછ ! 'ફક્ત એક થોડીક મિનીટ છેલ્લીજ વાર રૂબરૂ મને મેહરબાનીની રાહે મળી જા' એમ તેવણે પોતાની ચીઠીમાં વિનંતીથી માંગી લીધેલું છે. તુંજ જોની—છેલ્લા સાત સાત મહીના થયા અમે છુટાં પડેલાં છીએ, અને ત્યાર પછી નહીં ધારેલાં પાછાં મલવાનો એ જોગ થયોછ ત્યારે તેમાં બી કાંઇક ખુદાની રૂડીજ મતલબ હોશે કેની ?"

"પણ તેવણ શું કરવા મળવ માંગેછ તે અનુમાનથી તું કાંઇ ધારી શકતી હોશેની ?"

"કાંઇજ નહીં; મને એવણની ચીઠીની ઢબ પરથી ફક્ત એટલુંજ લાગેછ કે કદાચ કાંઇ બીમાર ચાલતા હશે, અને ગમે તેવા પણ માહરા ભરથાર એટલે જવાની તો માહરી ફરજજ કેની ?"

અમારી ગાડી "રીવર હાઉસ' પર થઇને પસાર થઇ, અને ત્યારે મેં ડોકાવીને જોયું કે જુલી દેખાયછ કે નહીં. તે દેખાઇ. વર બૈયર હાથમાં હાથ મેળવીને કંપાઉન્ડમાં સેહેલ કરતાં જણાયાં, અને તેમનાં એ ધરાંપરાં જોઇને હું સંતોષથી મોંઢું મલકાવી હસ્યા વના રહી શકી નહીં. તેટલાં તો વળી મીસીસ ગ્લેન્ટવર્થવાલું મકાન (કે જ્યાં બીએત્રીસનો ભરથાર હાલમાં રહેલો હતો તે) આવ્યું. મેં તે બીએત્રીસને બતાવ્યું. ત્યાંથી બી, અલબત, ગાડી તો આગળજ વધી, કેમકે અમારે તો હોટેલમાં ઉતરવાનું હતું. એ રીતે અમે હોટેલમાં પુગ્યાં ત્યારે સાંજના ચાર વાગ્યા હતા. અમે જરા જમી લીધું, અને બીએત્રીસ પોતાના ધણીને મલવા પાંઉપ્યાદી નીકળી એટલે હું પણ સાથેજ નીકળી. બીએત્રીસને રસ્તો ખબર નહીં હતો તેથીજ માત્ર નહીં પણ મને ખુલ્લી હવામાં ફરવા જવા ગમ્યું હતું તેથી વધારે; અને કાંઉન્ટ જ્યાં રેહતો હતો તે બંગલાથી થોડે છેટે અમે છુટાં પડયાં. બીએત્રીસે મને ખાત્રી આપી કે તેના ધણી આગળ તે કાંઇ ઝાઝી રોકાવાનીજ નથી, જેથી તે પાછી ફરે તેટલાં એજ તરફનાં અતરાફમાં લટાર લેયા કરવા મેં તેને પ્રૉમીસ કર્યું. હું એમ તો જુલી પાસ દોડી જતે, પણ એટલી ટુંક મુલાકાતથી તેનો જીવ ધરાય નહીં, અને માહરે તેને બધું ખુલાસો કરીને કહેવું પડે તે પણ ઠીક પડે નહીં તેથી હું ત્યાં ગઇ નહીં, અને સારૂંજ થયું કે નહીં ગઇ, કારણ કે બીએત્રીસ તો પાંચેક મિનીટમાંજ જ્યાં હું થોભી હતી ત્યાં પાછી ફરી !

"એવણ ઘેરમાં નથી," તેણીએ નાઉમેદીથી કહ્યું, "અને ક્યારે પાછા ફરશે તે ઘેરમાં કોઇ જાણતું બી નથી. એક ઘરડો માલી કહે છે કે રોજ આએ સાંમેની ટેકડી પર ફરવા જવાની એવણને આદત છે, અને હમણાં બી તે તરફ જતા તેણે જોયલા છે.

"એ સાંમી ટેકડીને "શેકસપીઅર કલીફ" કહે છે," મેં કહયું; "હું તે તરફ ઘણી વખત ફરવા જઇ આવેલી છું, કેમકે તેની બાજુમાં એક ઉંડી ખીણ છે, અને ત્યાંનો દેખાવ ઘણો મનોહર છે."

"ત્યારે આપણે તે તરફ જઇએ, ઍલન ?" બીએત્રીસે કાલાવાલા કરતી ઢપે માંગી લીધું. "મને કાંઇ ખુદરતીજ તેવણને એકલી મલવા બીહીક લાગ્યા કરેછ, અને રસ્તા પરજ હું એવણને ઘડીચપકો મળી લઉં, જ્યારે તું આગળ હોય તો ઓર બી બેહેતર !"

મેં, તેથી, હા કહયું. મેં કાંઇ એમાં અડચણજેવું ધાર્યું નહીં. મેં જોયું કે વર બૈયર મલશે ને વાત કરશે ત્યારે હું તેટલાં બાજુ થઇ જવશ. અંધારૂં થઇ જવા આવ્યું હતું ખરૂં, પણ દાહડો લાંબો હતો, અને કલીફ તક પોંહચવા અને ત્યાંથી પાછાં ફરવા વાસ્તે ઝઝકળું હજી જોઇએ એટલું પુરતું હતું.

અને અમો પાએક કલાકમાં તો તે આખો પહાડ ચઢીને તેની ટોંચ પર પુગી ગયાં. હવા તે તરફ ઘણીજ ઠંડી હતી, અને મોડું થયલું હોવાથી ત્યાં જોઇએ એટલું દીલખુશ બી લાગતું હતું નહીં. ત્યાં હાલમાં ઘણું હરીહાક જેવું એકાંત લાગતું હતું, અને તેથી બી

મને જરા ડર લાગ્યો. પવનના સુસવાટા તે ખીણમાં થઇને ભયભીત ઘોંઘાટ કરતા ઉપર આવતા હતા, અને મને લાગ્યું કે અમોએ અહીં સુધી અત્યારે આવવામાં ઘણો જોખમ કર્યો!

બીએટ્રીસનાં મનમાં પણ તેજ ખ્યાલો થયા, કેમકે તે માહરી કાઠણમાં ભરાઇ બોલી, "ઓ કેવી બીહીક લાગે તેવી જગ્યા છે, ઍલન! જોની—એવણ તો અહીં કેડે દેખાતા બી નથી?"—અને તેવામાં ચમકી તેણીએ વધાર્યું, "ઓ પણ પેલું કોણ?"

મેં તે તરફ જોયું. તે ગલાં સુધીના મોટા ઓવરકોટમાં વીંટલાયલો અને કાન્યા ટોપીમાં ઢંકાયલો એક આકાર હતો, અને અમોને પછીથી લાગ્યું કે તે કોઇજ નહીં પણ દીલના ડંખથી બેજાર બોલતો અને તોબા પુકારતો બીએટ્રીસનો ભરથાર કાંઉન્ટ પોતેજ હતો! તે છેક પેલી ઉંડી ખીણની કીનારી આગળ અંદર ઉંડાણમાં ટીકતો એકલો ઉભેલો હતો, અને અમને તેણે જોયાં નહીં.

"હવે ત્યારે હું એવણની આગળ હીંમતથી જઇજ આઉં?" બીએટ્રીસે બીહીઘેલી અદાઓથી પુછ્યું.

પણ હું તેને જવાબ કરી શકું તે આગમચ તો અમારાં મુખમાંથી અજાયબીની એક બીજી ચીસ નીકળી પડી, કેમકે કાંઉન્ટ જ્યાં ઉભો હતો તેજ બાજુના એક ઉંચા પથ્થરની કઠણમાંથી બીજો એક આકાર, જાંણે પાતાલનાં પેટાંમાંથી અચઁબુચ પ્રગટયો હોય તેમ, ઉછળીને બાહેર આવ્યો, અને કાંઉન્ટે પોતાની અરધી સમાધીમાંથી ચમકીને એ શું અને કોણ હતું તે દેખીતી અજાયબીમાં તે તરફ ફરીને જોયું.

અને અમે બે તો જ્યાં હતાં ત્યાં થસજ થઇને ઉભાં, કેમકે અમોને તરતજ કોઇ ઘણીજ ભયંકાર ખરાબીનો ખટકો થયો. અમો ઘણાં દુર હતાં, અને પરવરદેગારે જાંણે અમોને એ ભયબીયત હોનારત જોવાજ ત્યાં લાવીને ઉભાં રાખ્યાં હતાં. ઓ તે વખતનાં અમો બન્નેનાં ધુજરાં અને ગભરાત! અમો બન્ને અમારી વાચાજ ગુમાવી બેઠાં, અને એકમેકને ધાસ્તીથી ધ્રુજતાં વળગી પડીને ફાટેલી આંખોએ તે ભયંકાર દેખાવ જોતાં હતાં. પેલો મોટા પથ્થરની કીનારીમાંથી ઉછળી નીકળેલો ખુંની આકાર બાહેર આવતાં સાથે તરતજ કાંઉન્ટને વળગી પડયો, અને ત્યાં-તે ઉંડી ખાહીની કોરેકોર એક ખુંનખાર જંગ ચાલુ થયું, કે જેનાં પરીણામમાં આખરે પેલા પથ્થરની કીનારીમાંથી ઉછળી નીકળેલા આકારેજ કાંઉન્ટને માહાત કર્યો. તેણે—તે ખુંનીએ—પોતાના પગ, ઓસ્તવાર, જમીન પર રાખીને કાંઉન્ટને એક સાબુત અને ખુંની આંચકા સમેત તે ખાહીનાં ઉંડાણમાં ગબડાવી દીધો, કે જ્યારે તે કમનસીબ આસામીની તે ખાહીમાં ગબડતી વખતની મોહોતની કારમી ચીસ આજે બી માહરા કાનમાં પાછી ને પાછી વાગે છે!!

---

☞ વધુ માટે જુઓ પુસ્તક બીજું.

# પ્રા ઇ મો ફો ન્સ (ટેબલ ગ્રાન્ડ મોડલ્સ.)

**પ્રાઇમોફોન્સ** આખા હીંદુસ્તાનમાં તેની ઉત્તમ બનાવટ સારૂ એકે અવાજે વખણાયલાં છે. તેનો **બાહેરનો દેખાવ** તેના જોનારને જેટલો ખેંચાણકારક લાગે છે તેટલોજ તેનો **મધુર સ્પષ્ટ અવાજ** તેનાં સાંભળનારને તેના તરફ લોહચુંબકની માફક ખેંચી રાખે છે. શોભાયમાન જુદા જુદા રંગોની પોલીસ્ડ આરટીસ્ટીક **કેબીનેટો,** ઉત્તમ પોલાદની **મજબુત મોટરસો,** નવા સુધારેલા S સ્ટાઇલનો **નીકલ પ્લેટેડ ટોન આરમ્સ,** સંપુરણ છેલ્લી શોધના મીઠા મધુર સ્પષ્ટ અવાજના ધાતુના કવર કીધેલા **ઇલેક્ટ્રીક સાઉન્ડ બોક્સો,** અને કુલ **સાઇઝના** સુધરેલાં **સાઉન્ડ ચેમ્બર્સ,** પ્રાઇમાફોન્સને સરવે વખણાયલા મેકરોની મગરૂર સપાટીપર લાવી મુકે છે.



તેની ઉંચામાં ઉંચી કારીગરીવાળી બનાવટ સાથે સરખામણીમાં તેના ભાવો સરવેને પોશાય તેવા છે. સીંગલ ડબલ ત્રણ અને ચાર કમાનોવાળી મોટરનાં એકથી ૧૬ રેકરડસ વગાડી શકે તેવી **આરટીસ્ટીક ડીઝાઇનોના અને ચહડ ઉતર ભાવોવાલાં સચીત્ર કેટલગો અરજ કરવે મોકલવામાં આવશે.**

**ટેલીગ્રાફીક એડરેસ: "પ્રાઇમાફોન."** **ટેલીફોન ૨૩૪૫૮.**

**ઓરએ ફોનો જેનરલ એજન્સી,** ૫૨૦-૨૨-૨૪, કાલબાદેવી રોડ.

## શીરીનની કહાણી
### અથવા
## અંજીર બાગની કતલ.
### ( દાદી તારપોરવાલાઃ કૃત. )

ઘણાં વર્ષોથી જેની તમે રાહ જોઇ રહ્યા હતા તે અપૂર્વ રસભરી પારસી સંસારની લોકપ્રિય વાર્તાની નવી આવૃત્તિ. ૭૨૫ પાનાઃ પાકું સોનેરી પુઠું: સુંદર છપાઇ.

કિંમત રૂ. ૫–૦–૦

---

## વીર—હાક.

( શયદા કૃત નવી વાર્તા. વીરરસથી ભરપૂર અદ્‌ભૂત નવલકથા. વિજયશ્રી અને વીરાંગના વીરનેજ વરે છે. મોતને મૂઠ્ઠીમાં રાખી સમશેરના ખેલ ખેલતા પ્રેમના પંથીઓની રોમાંચક અને રહસ્ય ભેદક વાર્તા.)

૪૧૬ પાનાં. પાકું પુઠું. મનોહર ચિત્રો. કિંમત રૂ. ૩–૮–૦

---

## આ પુસ્તકો તો જરૂર વાંચજો.

| | રૂ. | આ. |
|---|---|---|
| **નવો સંસાર** (ચાલુ જમાનાનો ચિતાર રજુ કરતી સચિત્ર વાર્તા) ... | ૩ | ૮ |
| ખુદાનામું ભાગ ૧ થી ૪ ( શી. મ. દેસાઇ કૃત ) દરેક ભાગના ... | ૧ | ૮ |
| દુઃખીને દિલાસો, ભાગ ૧ થી ૮ (શી. મ. દેસાઇ કૃત) કંપ્લીટ ... | ૬ | ૦ |
| **ભવસાગરનો ભોમીઓ** ( સ્ત્રીઓને ખાસ ઉપયોગી ) ... ... | ૨ | ૦ |
| પૈસા કે પ્યાર ? ( પારસી સંસારની વખાણાયલી વાર્તા )... ... | ૨ | ૦ |
| રામ સીતા બોધક જીવન ચરિત્ર ( મીસ પીલાં મકાતી કૃત ) ... | ૨ | ૦ |
| **અંકલ ટોમ્સ કેબીન સુંદર ભાષાંતર** ( પે. જ. સત્યા કૃત ) ... | ૩ | ૦ |
| દીર્ઘાયુષી શી રીતે થવાય ? ( તંદુરસ્તી અને નીતિના ૧૪૦૦ નિયમો. ) | ૧ | ૦ |
| સુખી લગ્ન ( લગ્ન જીવનને સુખી કરવાના માર્ગો ) ... ... | ૧ | ૮ |
| સદ્‌ગુણી સરોજ ( એકી અવાજે વખણાયલી વાર્તા ) ... ... | ૧ | ૮ |
| વેર વસુલ, ભાગ ૧ થી ૪ (Dumas Monte Cristo નું સચિત્ર ભાષાંતર) | ૧૨ | ૦ |
| સિવિલ એન્જીનીઅરીંગ (ગુજરાતીમાં આ વિષયનું એકનું સચિત્ર પુસ્તક) | ૧૨ | ૦ |
| **ચોર્યાશીના ચકરાવામાં** (બ. ન. કાબરાજીની કલમની પ્રસાદી) ... | ૨ | ૮ |
| **મીનો ચેહેર મીશનરી વાર્તા** ( પુતલીબાઇ કાબરાજી ) ... ... | ૨ | ૦ |
| **ઓ ધન ! તું કહાં છે ?** ( પારસી સંસારની રસીલી વાર્તાઓ ) ... | ૨ | ૮ |
| **જીરોજી** ( કાબરાજી કૃત ) ... ... ... ... ... | ૨ | ૮ |
| **ગુલીસ્તાનનું ગુલ** ( દીલકસની રમુજી નવલકથા ) ... ... | ૫ | ૦ |
| **રીચમંડ વીલાનો વારસ વાર્તા** ( દાદી તારપોરવાળા કૃત ) ... | ૨ | ૮ |

( અમારૂં કંપ્લીટ કેટલાગ મંગાવો. )

**એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની,**

બુકસેલર્સ, કાલબાદેવી રોડ, મુંબઈ.